# પૂર્ણા

રૂનિ જેવી આંખડિયાં મિલી
તમે દીવડીયાં કાં બાળો !
હિંદુ મુસલમાન એક જ પિયાલે,
નૂરીજન નજરે ભાળો.

સાંઈ સેલાનીસ

તંત્રી : રણછોડજી પરાગજી મહેતા

: પૂર્ણા કાર્યાલય :
: મોટા બજાર :
: : નવસારી : :

# અનુક્રમણિકા



## પૂર્ણા કાર્યાલયના નિયમો

૧ અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે માસિક નિયમિત પ્રકટ થાય છે. તા. ૨૫મી સુધીના અંક ન મળે તો કાર્યાલયને સરનામે પત્ર લખી જણાવવાથી બીજી નકલ મોકલવાની વ્યવસ્થા કરવામાં આવશે

૨ પોસ્ટેજ મોકલ્યુ હશે તો નહિ સ્વીકારેલા લેખો લેખકોને પરત કરવા તજવીજ કરવામાં આવશે

૩ લેખોના મતવ્યો સાથે તંત્રી સમ્મત જ છે એમ માની ન લેવુ

૪ દરેક લેખકને તેમના છપાયેલા લેખોની પાંચ છૂટી પ્રતો તથા તેમના લેખ છપાયો હોય, તે અંક મોકલવા આવશે

૫ વાર્ષિક લવાજમ દેશમાં રૂ ૨–૮–૦ બર્મા માટે રૂ ૩–૦–૦ અને અન્ય દેશો માટે ૭ શિલિંગ રાખવામાં આવ્યુ છે


પ્રકાશક . ન્યુઆલજી પરાગજી મહેતા; પ્રકાશન સ્થળ પૂર્ણા કાર્યાલય, મોટાબજાર—નવસારી
મુદ્રક ગુલાબભાઇ ભીમભાઇ દેસાઈ, મણિ મુદ્રણાલય, નવસારી, તા ૧૫–૯–૩૮

# પૂર્ણા

તંત્રી રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક ૨ ઓગષ્ટ ૧૯૩૮ અંક ૧ લો

## દેશ માટે

શાહજહાન બાદશાહના વખતની વાત છે. વાર્તા છે તો જુની પણ કેટલીક વાતો કદિયે જુની થતી નથી

બાદશાહ બીમાર હતા

બેગમોને ખાવુ ભાવતુ નહિ, બાંદીઓને ઊંઘવુ ગમતુ નહિ

નામી હકીમ આવ્યા—દોડતા આવ્યા, જેના ચમત્કાર જોઇ અક્કલ બહેર મારી જાય તેવા ઇલમો લઇને આવ્યા

ગજવૈદ્ય આવ્યા—વગર તેડાવ્યા આવ્યા, તે મડદાઓને પણ ફરી બેઠા કરે તેવી માત્રાઓ સાથે લાવ્યા

પણ બાદશાહની બીમારી બગડતી જ ચાલી

હકીમોના હાથ હેઠા પડ્યા, વૈદોની વિદ્યા વિમાસણે રહી

વડા વજીરે 'હાય ! કિસ્મત !' કહી કપાળ કૂટ્યુ વડા વજીરે રોઈ દીધુ. 'આ મયૂરાસન પર કોણ બેસશે ?', બાદશાહના દિલમા કંપ થયો 'મારો' તાજમહેલ અધુરો રહી જશે'

નગર આખામા હાહાકાર વાપ્યો મસ્જિદે મસ્જિદે બંદગીઓ થવા લાગી મંદિરે મંદિરે હોમ હવન શરૂ થયા ખુદાના દરબારમા અરજીઓ થવા લાગી 'હે પરવરદિગાર ! અમારા બાદશાહને સલામત રાખો !'

એવામા નગરશેઠ દોડતા દોડતા મહેલમા આવ્યા, 'જહાંપનાહ ! નગરમા એક પરદેશી મુસાફર આવ્યો છે તે દાક્તર છે એકવાર બોલાવી જોઇશુ ?'

દાક્તરે બાદશાહને બે ચાર દિવસમા સાજા કર્યા એ દાક્તર હતો ઇંગ્લાન્ડથી હિંદ આવેલો વેપારી ડૉ. બાઉટન

બાદશાહ ખુશ ખુશ થઇ ગયા 'માગ માગ જે માગે તે આપુ'

અંગ્રેજ બચ્ચાએ માગ્યુ તો ખરૂ પણ તેણે પોતા માટે ન માગ્યુ

તેણે ઘર ન માગ્યુ, ગામ ન માગ્યુ, હાથી ન માગ્યા, ઘોડા ન માગ્યા, જર ન માગ્યુ જવાહિર ન માગ્યુ.

એણે માત્ર માગ્યુ હતુ.

'ખુદાવંદ અંગ્રેજ પ્રજાને હિંદને કાંઠે વગર જકાતે વેપાર કરવાનો પરવાનો આપો"

તમે હોત તો શુ માગ્યુ હોત ?

# ઊં પાડોશી

કહો એ માટે કોણ છે પાપી ?

એકને પાયે લખમી બેઠી, બીજાને પનોતી પાય;
એકના રાત દિ પાય મજૂરો, બીજો મજૂરી જાય
પ્હેલો બાજી મોગરી ખેલે,
બીજો સુકાં ઢેફલા ઠેલે

એકને રહેવા મ્હેલહવેલી, બીજાને ઝૂંપડી છેક;
મ્હેલમાં ઝુલે ઝુમ્મર હાંડી, હાંડલી બીજામાં એક
પ્હેલે ઘેર પોપટી રાખી,
બીજે ઘેર મચ્છર-માખી.

એકને ખાધે થાય અજીર્ણ, બીજાને લાંઘણ થાય.
એકને મેવા મીઠાઈ ખાવા, બીજાને હવા ખાઈ.
ફુલે એક પિણ્ડ-ભોગે,
ફૂલે બીજો પાણ્ડુ રોગે

એકને પીવા કેસરી દૂધો, બીજાને વાસી છાસ;
એકને ભાવે દ્રાખનો દારૂ બીજાને અરીણુ-વાસ.
પ્હેલો મધુભરતી માણે,
બીજો છેક ફાકટો જાણે

એકની કાયે હીરના ચીરો, બીજો છે ચિથરેહાલ
એક માતેલા મરઘના જેવો, બીજો સૂકો કંગાલ.
પ્હેલે શિર ઝીકનો ફેંટો,
બીજે શિર ચીથરા-વીંટે

એક બેઠો છે પાલખી-ઘોડે, બીજો ઘસે છે પાય,
એકની ચાને ધરતી ધ્રૂજે, બીજાની ધ્રૂજતી કાય
પ્હેલાની જય ભણાતી,
બીજાની હાય સંભળાતી.

એક સભામાં ભાષણ આપે બીજો માગવા જાય,
એકને માટે વીજળા ત્રિજાળુ, બીજો પ્રમેવે ન્હાય

## ચૂંથું

પ્હેલાનો વર્ણ પ્હેલો,
બીજાનો ડબ્બો છેલ્લો.

સભામાં બેઠયા કુળના જોશી, એ કાઢે કુળનાં મૂળ;
બેઉ પડોશીના વડવાઓ એક હતા, ના ભૂલ.

ફરી તો ભૂલ એ કોણે
જુદાઇ આવડી આણે ?

—પ્ર.

## નાવડી છોડી મૂકને ભાઇ.

નાવડી છોડી મૂકને ભાઇ.
તે દિ અંધારે એકલો એકલો
ઘાટપરે હતો શોચતો બેઠો
શૂન્ય પડી હતી નાવડી તારી
જલના ઓવારે.

કેમ કરીને લાવશે મોતી
દિશાએ દિશાના અંતર શોધી
લાવશે કેમ પ્રકાશને ગોતી
અંધારના આરે ?

ભલેને સાગર ઘુઘવે ખારો
કલ્પનાનો તું છોડ મિનારો
તારે વળી કેવા નીલ કિનારા
બાળકણું જ્યાં ન હોય આગ ?
ફાટેલ શઢનો અંચલ ઓઢી
લાવ અમૂલખ લાધ તું શોધી.
હાથમાં જો કદિ આવે છીપલા
એકલી કોડીને શ્યામલ શંખના
હિંમત હારના ભાઇ.

મૃત્યુને મોતીની હોડમાં મૂકી
લાવ અમૂલખ આજ તું ગોતી,
પ્રાણે પ્રાણે પ્રગટાવી દે જ્યોતી.
કાંઠે કાંઠે નથી તારી વડાઇ
નાવડી છોડી મૂકને ભાઇ.

સુરેશ ગાંધી

## ત્હારી સ્મૃતિ

(સ્રગ્ધરા)

વિદ્યુદ્વલ્લી ઝબૂકે કનકકનિકપશી જેમ ગાઢાંધકારે
ત્હારા સાન્નિધ્ય કેરા ત્યમ જગતિમિરે એ પ્રસંગો સુહાયે
ધારું એ ચાન્દ્ર એ ના કદિય પ્રસન્ન આકાશના વેગમાંહે
બીજું ના તૂટ્ય તેના ઉરદલદલમાં ગમવા યોગ્ય મ્હારે
રાત્રિને પ્રાન્ત અંતે કનકવટ લઈ વ્યોમનો ચોક ધારે,
કેસુડાના શું રંગે દુહિતર વિમલા ઘોતણી દર્શને એ.
ઊંડે ત્યાં પ્રાણ પ્રાણે અધિવરઉરમાં પ્રેરણાના ફુવાન
મન્ત્રો દૈવી જણાયે હૃદયકુહરમાં આળખ્યા સ્વર્ણવર્ણે
એવી રીતે જ ત્હારા વિવિધ સમયના દર્શનો ધન્ય પામી
પીધેલી પ્રેરણાથી અમૃત રસભરી નિર્ઝરી પ્રાણમાંથી
કોઈ ધન્ય ક્ષણોમાં વિરલ સુભગકો પંક્તિઓ કાવ્ય કેરી
રંગે રંગી કસુંબી કુસુમ મૃદુલ એ પુણ્યભાવે ભરેલી
ઝીલીને જીવદાતા સુભગ કિરણને સૌખ્યદા સૂર્યકેરા
ફોરી રહે દૂર દૂરે જયમ દલદલએ પદ્મકેરા પરાગે,
દુઃખે, શોકે છવાયા ત્યમ મુજ જીવને ભર્યું ઝીલી ઝીલીને
ત્હારી મીઠી સ્મૃતિના શતદલ મમ આ સૌરભે નિત ફોરે

વિનિત્સુ

## સ્વપ્નોના શબ

( શિખરિણી )

દિનો મ્હારા વીત્યા કુસુમ શું કરમાઈ ખરી પડ્યા,
ફરી ભીના નેત્રે અગમનિગમે ક્યાં મરી પડ્યા ?
મીઠાં સ્વપ્નાગારે અમર સ્મરણો શું લસી રહ્યાં
અમોલી આશા કે સીંચી હૃદયમાંહી વસી રહ્યાં ?
લખ્યું ધાર્યું કે હું અમર કણથી શું મુજ કથા ?
ન વા રૂડું કુડું મધુર ફૂલનું આ ઉર તથા,
અરે માર્યું મ્હેં કે અમર ધન એ વેડફી બધું,
વધ્યો ઊંડી રેને જગત સહારામાં — હજી વધુ
દિનો વીતેલાએ જીવનપથ પાછા ફરિ ટળે,
ઉરે સ્વપ્નાઓનું શબ નિરખીને મૂર્છિત ઢળે,
તૃષાર્ત્તિ એ પીતાં મૃગજળ ઉર શું ટળવળે,
અરે ઇન્દ્રજાળી દૃગ જવનિમાં શું ચળી ઢળે ?

અનુષ્ટુભ

સુવર્ણાં ધન્ય મુહૂર્તો, — બનાવી ખૂનરેજી મ્હેં,
કર્યાં હાર — અરે માર — જિન્દગાની તણો જ એ

ऋतूनाकुसुमाकर

એવામા એક જુવાને મારો હાથ પકડયો. 'ચાલો સાહેબા, જોડે જોખમ હતો તે આટલા વહેલા શું કામ નીકળ્યા છો ?'

મારો જીવ થાળે પડયો મે જોયુ મવાલીનો પત્તો નથી. તે પાસેની ગલીમાથી પસા થઇ ગયો હશે એક ઉઠાવગીર મવાલી પણ જેના એક જ બોલે બદલાઇ ગયો હતો એવા એ જુવાન ભણી મને માન ઉપજ્યું. મેં તેને હાથ જોડયા.

'ભાઇ ! તમારા ઉપકારનો બદલો કયારે વાળીશ ?'

દોડી આવતા પોલીસ તરફ તાકી તેણે કહ્યું 'અત્યારે જ. જુઓ પેલો પોલીસ આવે છે, તે તમને પુછે તો કહેજો કઇ થયુ નથી.'

'એમ કેમ ?' મને એની વિચિત્ર માંગણી સાંભળી નવાઇ લાગી.

'પછીથી કહીશ'

જ્યારે જરૂર હતી ત્યારે ઝોકાં ખાઇ હવે બધુ પતી ગયુ ત્યારે પોલીસ રૂવાબભે આવી પહોચ્યો. વીશ, પચીશ રૂપરડીના પગાર ખાતર જીવને જોખમમાં નાખી બચ્ચાંકચ્ચાં રઝળતા મૂકવાનો ઉત્સાહ કોને હોય ?

'કિધર હૈ ચોર ? પકડો સાલેકુ.'

ઉપરના માળાની પાચ સાત બારીઓ પોલીસના અવાજે એક સામટી ઉઘડી. તેમાથ કોઇએ પોલીસને પાનો ચડાવ્યો. પોલીસ પડખે હોય છે ત્યારે બાયલાંઓ પણ શૂરા બની જાય છે.

'જમાદાર સાહેબ ! આતો વસ્તી છે કે ચોર બજાર ? સાલાને બરાબર કોપરાપાક ચખાડજો'

ખરે અવસરે એ કોપરાપાકનુ પોતાના જ શુભહસ્તે દાન કરવા જેટલી એમનામા મત ન હતી એઓની અને મને બચાવનાર જુવાન વચ્ચેનો તફાવત તરત જ મારી નજરે ચડયો. એક આગના અગારામા કુદી પડવા આવ્યો હતો જ્યારે બીજા 'પાણી રડા, પાણી રેડો'ની આઘે ઉભા રહી બૂમ પાડતા હતા.

પોલીસ હતો તો સામાન્ય સીપાઇ પણ 'જમાદાર સા'બના નામે સંબોધાવાથી તેને રૂવાબ વધી ગયો.

'સાલે પાજીકુ' આ વખતે બ્હોત કડી મજા દીલાઉંગા.' એની ઉર્દુમા ગુજરાતી પણ ઘુસી જતી હતી.

મારી પડખે ઉભેલા જુવાને એની ઉર્દૂ ઉપર અને પાણી વહી ગયા પછીની બહાદુરી પર હસતા હસતા કહ્યુ

'મગર મીયા સા'બ આગે ઉસકો કબજેમે લીજીએ તો-સહી.'

'હં ! ઠીક કહા ! બતાવ વો કહાં ગયે ? ઉસકો ગિરફતાર કરુ ગા'

'આપહિ ઢુંઢ લીજીએ. હમકો કાયકુ બિચમેં ડાલતે હો'

પણ પોલીસ શુ પત્થર પકડવાનો હતો. ચોરે તો કયારનીય બે પાચ ગલીઓ ગણી નાખી હતી.

કદાચ એ ધરપકડ કરવા આવ્યો જ ન હતો પોતે પોતાની ફરજ બજાવે છે, એનુ નાટક કરવા જ તે આવ્યો જણાતો હતો.

છતાં હાથમાં આવેલો શિકાર છટકવાથી પોલીસ નારાજ થતો જણાયો. હમણાં જ લોકો તરફથી મળેલી 'જમાદાર'ની પાઘરી પરથી તે પોતાને નીચે ગબડતો જોઇ રહ્યો. તેનુંય મવાલીની પેઠે નસીબ કાણું હતું. નહિ તો બંનેના હાથ વેંતમાં આવેલો શિકાર આમ છટકી જાત ?

એ જુવાનની દુકાન પાસે જ હતી. એ મને ત્યાં તેડી લઇ ગયો.

એ દુકાન જોઇ મને યાદ આવ્યું કે ટ્રામમાંથી ઉતરી મેં તેમાથી જ છાપું ખરીદ્યું હતું. તેણે મને અંદર ગાદી પર બેસાડ્યો, ચા પાન મંગાવી આપ્યાં અને ચા પીતાં પીતાં વાતે વળગાડ્યો. મને ક્યારનુંય કુતૂહલ થતું હતું કે આવા સજ્જન જેવા જણાતા જુવાનને મવાલીઓ જોડે કેમ સંબંધ હશે? એને સંબંધ નહિ હોત તો મવાલી એની આમન્યા શા માટે રાખત ? વળી તેણે મને પોલીસમાં ફરિયાદ કરવાની પણ શું કામ ના પાડી હશે ? છેવટે મેં પૂછ્યું ?

'ભાઈ મવાલીને જવા દીધો તે ઠીક થયું છે ?'

'શેઠ! એમા ખોટું પણ શું છે ? તે તેને રસ્તે અને આપણે આપણા'

'પણ એ ફરીને ચોરી કરશે.'

'દુનિયા જ એને ચોરી કરવા ફરજ પાડે છે. એમાં એનો શો વાંક ?'

'દુનિયા ફરજ પાડે છે!' મેં નવાઇ દેખાડી.

'તો બીજું કોણ ?' તેણે જવાબ આપ્યો. 'જે બિચારાને ચોવીસ કલાકમાં એક ટંક ખાવાનું પણ ન મળે, રાતભર ઓઢવા પાથરવાનું તો ઠીક પણ ટુંટીઆં વળી ફુટપાથ પર સુવાનુંય ન મળે તે મવાલી નહિ થાય ? ચોરી નહિ કરે ?'

હું જવાબ ન દઇ શક્યો. સમાજવાદી ન હોવા છતાં મને તેની વાત સાચી લાગી. વળી તરતજ મને બીજો વિચાર પણ આવ્યો. ચોરી કોણ નથી કરતું ? સરકાર, જાગીરદાર, પૈસાદાર એમની ને ચોરોની નાતમા ફરક નથી. હા. એ ઉજળા ચોર છે બીજા કાળા ચોર છે. પછી મેં મારા કુતૂહલ નંબર બીજાનો ખુલાસો માગ્યો.

'પણ ભાઇ તને અને એને ક્યાંની ઓળખાણ ?'

'ઓળખાણ ? ઓળખાણ ઘણી લાંબી છે. કંટાળતા ન હોય તો કહું.' મારે સવારે અજવાળું થતાં સુધી આવી સહીસલામત જગોમાં વખત કાઢવાનો જ હતો એટલે મેં તેની વાત સાંભળવા આતુરતા બતાવી.

'શેઠ, સાત વર્ષ પહેલાંની વાત છે. હું ગામડાગામમાં નિરાધાર હોવાથી મુંબઇ આવવા નીકળ્યો હતો. મારે એક ટંક ખાવાનાય સાંસા હતા ત્યાં ગાડી ભાડું ક્યાંથી લાવું ? એટલે હું વગર ટીકીટના મુસાફરોની નાતમાં ભળ્યો. એ મારું પહેલું જ સાહસ ને પહેલી જ મુસાફરી અને એ પહેલી યાત્રામાં મને જે પહેલો અનુભવ થયો તે મીઠો ને કડવો બને હતો. મેં ખુદાબક્ષ મવાલીમાં દયા જોઇ અને માળા તીલકવાળા ધર્માત્મામાં નિર્દયતા જોઇ. ગંભરાતે ગભરાતે જે ડબ્બામાં મેં પગ મુક્યો તેજ ડબ્બામાં આ મવાલીનો મને ભેટો થયેલો. તેણે મારી મુંઝવણ પારખી લીધી. 'ટીકીટ નથી ? ચાલ તો આ પાટિયાં નીચે મારી જોડે સંતાઇ જા.'

તેણે મને પોતાને પડખે સુવાડી કામળ ઓઢી લીધી
પાટની નીચે અમે બન્ને એક પેટના જેવા પડી રહ્યા

સુરત સ્ટેશન પર તેણે મને સેવ મમરા લઇ આપ્યા તે ખાઇ પાણી પી જેવો હું નાગ ધુપાવના સ્થાને જતો હતો તેવામા સામે મેંના એક મહ્ગૃહસ્થની માન પર નજર પડી તમને કપાળે ત્રિપુંડ હતુ હાથમા માળા હતી મુખે ભગવાનનુ નામ હતુ પણ તમના હૃદયમા દયાનુ નામ ન હતુ રેલ્વે કંપનીના નતી તેમણે મને દમડાવવા માડયો કાચ અસત્યાચરણ માટે તેમનો ધર્માંતુ આત્મા કકળી ઊઠયો હશે!

'એવુ છે અલ્યા? નીકળ ટીકીટ નથી ને?'

હુ ડરી ગયા, ન શેઠીઆઓની ભણી હાથ જોડતો જોડતો ઉતરી જવા તૈયાર થયો મવાલી નીચે ઉતર્યો હતો તેણે ઉપર આવી મને રોકયો 'ગા! જા મતાઇ જા એટલામા જ ગભગાઇ ગયો ડપોક થશે તો મુમબઇમા નહિ જીવાય'

પેના શેઠીઆઓ તરફ ફરી તે બોલ્યો 'ગાડી કઇ એમના બાપની નથી'

પેનામાથી એમદ જણ 'પોલીસ! પોલીસ! મ્હવા જતો હતો ત્યાતો મવાલીચાય એ જોશ છે ખરી?' કહી તેને ચૂપ કરી દીધો

મે હાથ જોડયા હતા આખમા આસુ આવ્યા હતા ત્યારે તે ચૂપ ન હના થયા પણ ભરી જોઇ તેઓ રામ નામના ભજનમા જ એક ધ્યાન થઇ ગયા

મુબઇમા કોઇને ઓળખતો નહિ વળી માગ ગજવા પણ ખાલી હતા એટલે મારે ક્યા જવુ, શુ કરુ તેની મને ગમ ના પડી સ્ટેશન બ્હાર ઊભો ઊભો હુ રડવા લાગ્યો ઘણાએ મને ડતો જોયો નમા શેઠીઆઓ હતા, શેઠાણીઓ હતી, મ્હનાજીઓ હતા તેમને મોટરમા બેસવાની ઉતાવળ હતી ઘરે જવાની અધીરાઈ હતી, તેડવા આવેલા ભાઈબંધો જોડે વાતો કરવાની તાનવેલી હતી એટલે કોઇએ મારી પુછપરછ ન કરી, કોઈને મારી દયા ન આવી માત્ર પોલીસની માના પર નજર પડી તેણે દયાને બદલે દંડો માર્યો ભાગ નીકળ અહીંથી' દુનિઆમા ઘણીવાર દયાના ભીખારીને દંડાનુ જ દાન મળે છે

જે કોઇએ ન કર્યું તે પેલા મવાલીએ કર્યું તે લાગ મળે તો પૈસા ભરેલા ગજવા પર મોતર ચલાવવા એટલામા જ આરામ માનતો હતો તેને મારી દયા આવી તે મને તેના અડ્ડે લઇ ગયો હુ ત્યાજ ખાતો, પીતો, સુતો અને રોજ રોજ મુબઇ જોતો મવાલી જ્યારે એના ધંધા માટે નીકળતો ત્યારે મને સાથે રાખતો એણે મને મુબઈની સાચી ઓળખ આપી 'છોક। અહી જેટલી આ મોટી મોટી હવેલીઓ છે તેટલી જ નરકની ગલીઓ જેવી ચાલો છે અહી આ કરોડાધિપતિઓ છે તે લાખ લાખ લોકોને રડાવીને જ મોટા થયેલા છે અહી સુખી લોકો છે તેથી વધારે દુઃખી છે અહી લોકો એક જ બજારને ચોર બજારને નામે ઓળખે છે પણ ખરી રીતે તો આખુ મુબઇ જ ચોર બજાર છે અહી રહેવુ હાય ને જીવવુ હોય તો તારે પણ ચોરી શીખવી પડશે!'

મારી ઉંમર નાની હતી તેથી તે મને માન લાયકની ચોરીઓ બતાવતો એમ વિમ તેણે મને હનુમાનના પાળીયા પાસે પડેલા પૈસા ઉપાડી લાવવા કહ્યુ.

"હું ગળાપૂથીમાંથી જ શીખ્યો હતો કે હનુમાનદાદાનો પૈસો ના ચોરાય. મેં કહ્યું 'હનુમાનજી ગુસ્સે થશે તે.'

ચાચા હસી પડયા.

'અલ્યા એ હનુમાનને ગુસ્સો જ કરવો હશે તો પેલા તેલિયા રાજા ક્યાં નથી કે તારા જેવા ગરીબને શોધશે. તને ક્યાં ખબર છે કે હનુમાનના તેલની ચોરી કરી ધરાકોને ખાંસીનાં ખપ્પરમાં હડસેલી હડમેલીને જ એણે આવડો મોટો માળો બંધાવ્યો છે.'

બીજે દિવસે તેણે બુટપોલીશ ને બ્રશ આપ્યાં' જા, માળે માળે બુટપોલીશની બૂમ પાડજે અને ફરજે. એકાદ ઘરમાં ધણી આઘોપાછો હોય ત્યારે જે મળે તે બગલમાં દબાવતો જજે.' તે પણ મારાથી ન બન્યું. બીનઆવડતને લઇ વગર વાંકેય હું માર ખાતો ખાતો ગયો. ગમે તેમ હું હતો ગામડાનો રહીશ મને ચોરીનો ધંધો અને ચોરોનો અડ્ડો પસંદ ન પડયો. એક દિવસ હિંમત કરી મેં કહ્યું.'

'ચાચા મને જવા દો'

તે પણ ઘણા વખતથી સમજી ગયા હતા કે ચોરી છોકરાની ધાતમાં જ નથી, છતાં તેણે પૂછ્યું 'કયાં જઇશ ભાઇ?'

'ચાચા! ભીખ માંગીશ, ભૂખે મરીશ પણ હવે મારાથી ન તો ચોરી થશે કે ન તો ચોરીનું અન્ન ખવાશે.'

'જો, તને એક રસ્તો બતાવું છું. જા, તારે ન તો ભૂખે મરવું પડશે કે ન તો તારે ભીખ માંગવી પડશે લે આ બે રૂપીઆ, પ્રાર્થનાસમાજ આગળ છાપાંની દુકાન છે ત્યા ડીપોઝીટ મૂકજે અને છાપા લઇ વેચજે.' હું બહાર નીકળી નિરાધાર બનું તે તેને ગમ્યું નહિ. એવા મવાલીઓનું હૃદય પણ સ્નેહાળ હોય છે એની કેટલાને ખબર છે?

શરૂઆતમાં છાપાવાળા છોકરાઓ મને મારતા, મારા છાપાં ફાડી નાખતા, મને હરિફાઇ કરતો જોઇ રાતા પીળા થતા પણ મને ચાચાની હુંફ હતી. મને કનડનારાના તે હાડકાં ખોખરાં કરી દેતા. રાતે પણ તે મને ફુટપાથના એકાદ ખુણા પર સુવાડીને જ પોતાના ધંધે નીકળતા.

શેઠ, એ છાપાંના ફેરીઆમાંથી આજે હું છાપાંની દુકાનવાળો થયો છું અને તેથી ચાચાનો અહેશાન ભૂલી શકયો નથી.'

મારી મદ્રૂપ્રદરયાઇ હજુ મને છોડતી ન હતી. કેમે કરી હું ચોર અને મવાલી ભણી નમ્ર થઇ શકતો ન હતો મેં દલીલો શરૂ કરી.

'ભાઇ તું જેમ તેના જ બે રૂપીએ સુધરી ઠેકાણે પડયો છે તેમ એ પણ ધારત તો આજે ધંધે લાગી શકયો હોત.

'શેઠ! મેં પણ એક દિવસ એને એવી જ સલાહ આપી હતી. તે સાંભળી તે ખડ-ખડાટ હસી પડયો હતો. 'છોકરા! મારા એવાં સદ્‌ભાગ્ય કયાંથી કે ઉઘાડે છોગે આપ કમાઇનો રોટલો ખાઉં. સાંભળ! મારા બાપા ચોર હતા, મામા ચોર હતા, મા ચોર હતી. એટલે ચોરી મારા હાડેહાડમાં પચી ગઇ છે.

વળી તું તો મુંબઈમાં જીવનની કોરી પાટી લઈને આવ્યો છે એટલે તે પર મરજી મુજબની છબી દોરી શકયો છે. અમારી પાટીમાં તો કેટકેટલીય ચોરીની યાદી જાવરચંદર લખાઈ ચુકી છે. અમારાથી ખુલ્લા પડી ધંધો થાય જ નહિ. અમે ઉઘાડા પડીએ તો બીજેજ દિવસે પોલીસ પકડી લે અને જેલમાં મોકલે.'

શેઠ! ચાચાની વાત હવી કાઢવા જેવી નથી. આ અવતારે એ બિચારાઓ માટે સમાજે બચવાનો એક આરો રાખ્યો નથી.'

આ દુકાનદારની વાતમાં મને રસ પડતો હતો. એટલે વાત લંબાવવા મેં બીજો પ્રશ્ન પૂછ્યો.

'તો એવા અઠંગ ચોરે હાથમાં આવેલો શિકાર કેમ જવા દીધો? તારા એક જ વેણે તેણે મને મુકી દીધો છે.'

શેઠ! એ લોકો મવાલી કહેવાય છે પણ એમનાં હૃદય મવાલી નથી. કીધેલો ઉપકાર તેઓ ભૂલતા નથી. આજકાલ રાતભર પોલીસો ખુબ જાગતો રહે છે તેથી એ બિચારાને ઘણીવાર ખાલી હાથે જ આવવું પડે છે. સહવારમાં તે જ્યારે હાથ ઘસતા ઘસતા આ દુકાન પાસેથી પસાર થાય છે ત્યારે હું એને વગર માગ્યે પાવલી, અડધી કાઢી આપું છું. તે લઇ તે ગોસ ને ડબલ રોટી ભેગો થાય છે. વળી પોલીસ બહુ પીછો પકડે ત્યારે તેને હું મારી દુકાન પાછવાડી સંતાડી પણ રાખું છું. એટલે તે મારો બોલ ઉથાપતો નથી.'

'એ તો જાણે સમજ્યો, પણ તેં ચાહીચેતી મારા જેવા એક અજાણ્યા ઇસમ માટે એને શું કામ રોક્યો? તું જો વચ્ચે પડ્યો ન હોત તો આજે એને બેચાર મહિનાની ખાધાખોરાકી મળી જાત.'

'શેઠ! તમે મારા માટે અજાણ્યા માણસ નથી. તમે ટ્રામમાંથી ઉતરી મારી દુકાને પાણું લેવા આવ્યા ત્યારથી હું તમને ઓળખી ગયો હતો. હું તમને બોલાવી વધુ પરિચય કાઢું તે અગાઉ તમે ચાલ્યા ગયા હતા. તમારો પણ મારા પર મોટો ઉપકાર છે. તમે એક દિવસ મદદ કરી ન હોત તો આજે મારી હાલત પણ એના જેવીજ હોત. શેઠ! તમે આટલા વરસ ક્યાં ગયા હતા?'

હું ચમકી ઉઠયો. અત્યાર સુધીમાં અજવાળુ થઇ ચુક્યું હતું. ઉગતા સુરજનો તડકો પણ દુકાનમાં પ્રવેશી ચુક્યો હતો. હું આંખ ઉઘાડી દુકાનદાર તરફ તાકી રહ્યો. મારી આંખ આગળથી પાંચેક વરસનો અંતરાય ખસી ગયો.

'તું શામળ તો નહિ?'

'હા શેઠ હું શામળ જ.' તેણે મારા પગની ધુળ લીધી.

શામળે જે પ્રસંગનો ઉલ્લેખ કર્યો હતો તેને પાંચેક વરસ વીતી ગયાં હતાં. એ બનાવ ને બીજે ત્રીજે દહાડે મારી પુને બદલી થઇ હતી. પુનામાં મારી પત્નિ-ઉષા ગુજરી ગઇ. પછી હું રોટલા ટુકડા મુજબ ધકકે ચડ્યો હતો. મારી બદલી થતી જ રહી. મારે કલકત્તા, રંગુન, કોલંબો વગેરે જોવાં પડ્યાં. હું હમણા ત્રણેક દિવસથી જ મુંબઈ આવ્યો હતો. આ ઘોડદોડમાં હું શામળને સાવ વિસરી ગયો હતો. આજે શામળને જોતાં તે પ્રસંગ મારી

નજર સામે તાદશ થઇ ગયો. રવીવારનો દિવસ હતો. ચા પીને હું વીકલી ક્રોનીકલનાં પાનાં ઉથલાવતો હતો. રજા હોવાથી લ્હેરથી હું ફ્લેટના વરન્ડામાં આરામખુરશી નાખી પડયો હતો એવામાં પગ પર મચ્છરે ચટકો ભર્યો. તેને મારવા મોં સામેથી છાપું ખસેડયું તો મેં જોયું કે સામે દુર્બળકાય અને શ્યામમુખો એવો એક છોકરો ઉભો હતો

'અરે શામળ તું?'

'હા! સાહેબ.'

'આટલા દિવસ કયાં ગયો હતો?'

શામળ બે એક વરસથી મને છાપું આપી જતો. તે તેના કામમાં બહુ નિયમિત રહેતો તેથી મારી તેનાપર માયા બંધાઈ હતી. ઉષાને પણ તેની દયા આવતી. વારે પરબે તે તેને ઘણીવાર છાપાં વેચી રહ્યા પછી પાછો આવવા કહેતી ને આવે ત્યારે કંઇ કંઇ ખાવાનું આપતી. શામળ પણ ખાધેલાનો ગુણ ભૂલતો નહિ. તે ઉષાને ઘર કામમાં મદદ કરતો, બજારમાંથી જોઇતી ચીજ લાવી આપતો, ખુણે ખાચરેના જાળાં પાડી આપતો. ઉષા શામળને પૂછતી "શામળ! તું કયાં રહે છે?"

'ફુટપાથ પર, બા!'

'તો તું અમારા વરન્ડામાં સુઇ રહેતો હોય તો.'

નારે બા! આટલો ઉપકાર કરો છો તે બસ છે. અમે શેરીનાં છોકરા શેરીમાં જ શોભીએ.

શામળ પણ બા ઉપર બહુ ભાવ રાખતો. તેની રજા પ્રમાણે તે વારે તહેવારે ગુલાબનું ફુલ કે બનારસી મસાલાવાળા પાનનું બીડું ખરીદી લાવતો. તેણે જોયું હતું કે ઉષાને એ બે વસ્તુઓ વ્હાલી હતી. પોતાને ખાતર ગરીબ શામળ બે ત્રણ પૈસા ખરચી નાખે તે તેને ગમતું નહિ તે કૃત્રિમ રીસ કરી પાનનું બીડું ફેંકી દેવા ઉઠતી. શામળનું મ્હોં પડી જતુ. તે માત્ર બોલતો 'બા!' અને ઉષા બધો ગુસ્સો ભૂલી જઇ તે પાનને બારી બ્હાર નાખવાનું ભૂલી મ્હોંમાજ મૂકી દેતી ગુલાબનું ફુલ પણ તે અંબોડે ઘોસતી. તરત જ શામળનું ઉતરી ગયેલું મ્હોં એ ગુલાબના ફુલ અને પાનનાં રંગ જેટલું રાતું થઇ જતું.

આજે એકેક મહિનાથી તે અચાનક આવતો બંધ થઇ ગયો હતો. મને નવાઇ થઇ હતી કયાં ગયો હશે? ઉષાએ તો જીદ્દ કરી મને એકવાર તપાસ કરવા પણ મોકલેલો પણ પત્તો લાગ્યો ન હતો. આજે તેને આમ દુર્બળકાય અને વિહ્વલભાવે મંતાઇને ઉભેલો જોઇ મને આશ્ચર્ય થયું.

જવાબ આપતાં આપતાં પણ તેને કષ્ટ થતું હતું.

'શેઠ જરા માંદો પડયો હતો.'

શામળનો અવાજ ઓળખી ઉષા બ્હાર આવી હતી તે દર્દ ભર્યે ગળે બોલી ઉઠી.

'શું થયું હતું ભાઇલા?'

'બા! દાઝયો હતો.'

'કયાં?'

'આ ગીરગામમાં મોટી આગ લાગી હતી તેમાં?'

'તું ત્યાં શું કરતો હતો?'

શેઠ! હું તે દિવસે માળામાં છાપાં આપવા જતો હતો. હું નાકા પર પહોંચ્યો ત્યાં તો જોયું કે આગ લાગી છે. હું દોડી ગયો. એક શેઠને શેઠાણી છાતી કૂટી કૂટી રોતાં હતાં. 'હાયરે! મારી બચુડી અંદર રહી ગઇ છે. કોઇ બચાવો! બચાવો!' બંબાવાળા હજી આવ્યા ન હતા. પોલીસ ટોળાંને કાબુમાં રાખી રહી હતી. બાકી 'બચાવો બચાવો'ની બૂમ પાડતા હતા પણ કોઇ બચાવવા જવાની હામ ભીડતું ન હતું. 'શેઠને નોકરો હતા, મ્હેતાઓ હતા. પણ તેઓનો ને શેઠનો સંબંધ ઉંદર બિલાડીનો હશે. તેઓ શેઠને રોતા જોઇ મનમાં મનમાં રાજી થતા હશે. માલીકોના મ્હોંની ગાળો ખાઇ ખાઇ નોકરચાકરોની માનવતા મરી ગઇ હોય છે તેથી જ તેઓને બચુડીની પણ દયા નહિ આવી હોય. મારાથી ન રહેવાયું. શેઠના બાયલાપણા પર તો મને ગુસ્સો આવ્યો પણ બચુડીની મને દયા આવી. હું રોજ જ્યારે માળામાં જતો ત્યારે તે મને કાલાકાલા શબ્દોમાં ચાળા પાડતી. 'સમા...ચાર કો...ની...ક...લ.' તેના એ ચાળાથી જ મારૂં આગમન જાહેર થતું. હું અંદર ધુસી ગયો. માળાની ઓરડીએ ઓરડીથી હું વાકેફ હતો. બચુડીને ઉપાડી હું કેવી રીતે બ્હાર આવ્યો તેનું મને ભાન ન હતું ભાનમાં આવ્યો ત્યારે તો હું એક ઇસ્પીતાલમાં હતો.'

'શાબાશ! શાબાશ!' ઉષાએ શામળની બહાદુરીમાં ગૌરવ માણ્યું.

'પણ તેં અમને ખબર ન કહેવડાવી, આ તારી બા તો ચિંતા કરી કરી અંધી થઇ ગઇ છે.'

'કોની જોડે કહેવડાવું શેઠ!'

'ઇસ્પીતાલમાંથી ક્યારથી રજા મળી?'

'અઠવાડિયું'ક થઇ ગયું.'

'તો આટલા દિવસ કેમ ન આવ્યો?'

'સાહેબ હવે હું છાપાં વેચતો નથી એટલે આવતાં શરમાતો હતો.'

'કેમ નથી વેચતો?'

'શેઠ! તે દહાડે મેં મારાં છાપાં પડતાં મૂક્યાં હતાં તે ઉડી ગયાં હતાં, ચુંથાઇ ગયાં હતાં. પછી તો હું દુકાને જઈ શક્યો નહિ તેથી દુકાનદારે તે છાપાં પેટે મારી ડીપોઝીટ જપ્ત કરી હતી. હવે તે મને ઉધાર છાપાં નથી આપતો.'

'જે શેઠની બચુડીને માટે તેં જીવ જોખમમાં નાંખ્યો હતો તેણે કંઈ મદદ ન હતી કરી?'

'એ શેઠ ઇસ્પીતાલમાં મને બેએક વાર જોવા આવેલા જે દિવસે મને રજા મળી તેને આગલે દહાડે પણ તે આવ્યા હતા. આવી તેણે મને થોડાએક સવાલ પૂછ્યા હતા.'

'છોકરા તારી નાત કઇ?'

મારીને તેની એક નાત નીકળી. તે ચોંક્યા.

'તારૂં ગામ કયું ?'

'મારૂં ને તેનું ગામ પાસે પાસે નીકળ્યું,' તે વધારે ચોંક્યા. કોઈએ સાંભળ્યું તો નથી એ ભયે તેમણે ચોતરફ નજર ફેરવી. તેને પોતાની જ નાત ને ગામનો છોકરો છાપાં વેચે તેની ન્હાનમ લાગી. તરત જ તેણે મને સલાહ આપી.

'છોકરા હું ગાડીની ટીકીટ કઢાવી આપીશ દેશમાં ચાલ્યો જા અહીં રખડી મરશે.' કદાચ તે અમૂક શેઠનો સગો થાય છે એવી કોઈને ખબર પડી જાય તો નીચું જોવાનું થશે એવી તેને બ્હીક લાગી હશે.

મેં દેશમાં જવા ના પાડી મેં ડરતાં ડરતાં કહ્યું.

'શેઠ ! દેશમાં તો મારૂં કોઈ નથી.'

'કોઈ નથી તો દેશ તો છે ને.'

'શેઠ ! દેશમાં તો નહિ જાઉં, દયા કરી એકાદ નોકરી અપાવી દો તો ઉપકાર.'

'નોકરી રસ્તામાં પડી છે કે અપાવી દઉં, વળી તારા જેવા રખડેલની હું ભલામણ કરૂં ત્યારે ને ?'

પછી તેણે મને દેશમા મોકલવા હઠ પકડી. મેં ન જવા હઠ પકડી. પરિણામે તે ગુસ્સામાને ગુસ્સામાં ચાલી નીકળ્યા. બીજે દિવસે રજા મળતાં હું પણ મુંબઈના રસ્તા પર રખડવા ચાલી નીકળ્યો.

'તો શું આ સાત દિવસ તેં રખડયા જ કર્યું છે ?' ઉષાએ પૂછ્યું.

'હા, બા ! રખડયા જ કર્યું છે. અને સાત દિવસમાં મેં સાત જિંદગીનો અનુભવ મેળવ્યો છે. મેં મુંબઈને પૂરેપૂરી હમણાં જ ઓળખી.'

'કેવી રીતે ?' મને જીજ્ઞાસા થઈ.

'સાહેબ ! ઇસ્પીતાલેથી નીકળી હું સીધો અમારા જ્ઞાતિ-નિવાસે ગયો. ત્યાં મેં માન્યું જ્ઞાતિનું મકાન છે એટલે મને માંદાને થોડા દિવસ આશ્રય મળશે. સેક્રેટરીએ હું જ્ઞાતિનો જ છું કે તેમ તે માટેની કોઈની ઓળખાણ માગી. મેં કહ્યું કોઈની ઓળખાણ હોત તો તેને જ ઘેર જઈ ન રહેત.' તેનો જવાબ સાભળી હું ઠંડો થઇ ગયો. 'જ્ઞાતિનિવાસ કંઈ રઝળતા મવાલીઓની પાંજરાપોળ નથી, સમજ્યો ?'

પાંજરાપોળ શબ્દે પ્રેરાઈ હું તે તરફ ધસડાયો.

મેં મન જોડે દલીલ કરી 'હું જનાવર કરતાં પણ ગયો ? કંઇ નહિ તો માત્ર એટલે પડી રહેવા દેશે તોયે બસ.' પણ સાહેબ ! મને ત્યાંય જાકારો મળ્યો. 'આવતે ભવે ગાય જન્મીને આવજે.' હું માણસ જનમ્યો એ શું ભૂલ હશે ? પછી તો પેટમાં ભુખ એવી તો ઉપડી કે હું કબુતરખાનાં પાસેનાં ચણા વટાંણા વણી કાયાને કાયા ફેકાટવા લાગ્યો. કબુતરોને મન દયા આવી તે આઘાં ખસી ગયાં. 'અમને તો અહીં નહિ તો બીજે ઘણુંય ચણ મળશે. ભલે એ અહીંના ચણા વણી ખાતો.' પણ માણસ જેવા માણસમાં કબુતર જેટલીય સમજ નથી, કરૂણા નથી કારણ પાસેની દુકાનમાંથી કોઈએ બરાડો પાડયો. 'હરામખોર! તારે માટેજ ચણ નંખાવ્યા હશે નહિ ? એ ભૈયાજી !...' એ વાકય પુરૂં થાય તે અગાઉ

નગી ગયો કાન્શુ મારે ખાવુ તો હતુ પણ લેયાના હાથનો ધક્કો ખાવો ન હતો ભાગતો ભાગતો હુ મંદિરે આવ્યો ત્યા આરતીનો પ્રસાદ વહેચાતો હતો બધાની દેખાદેખી મે પણ હાથ લંબાવ્યો. તરત જ પૂજારીએ આખ કહાડી 'આરતીની થાળીમા પૈસો નાખ્યો હતો ?'

મને ખબર પડી કે મંદિરની હવેલીઓમા પણ ભગવાનના પ્રસાદનો વેપાર થાય છે બારણે પાટીયુ ન હતુ, છાપામા જાહેર ખબર ન હતી છતા એ વીશીમા જમનારાની પડાપડી હતી '

ઉમાથી હવે વધુ ન સહવાયુ. ' શામળ રહેવા દે તારી રામકહાણી આમ બધે અપમાન ખાઇ ખઈ આવ્યો કે તેથી કઇ પેટની ભુખ મરી નહિ હોય બેસ હુ ચાને પુરી લાવુ છુ "

ઉમા અદર ગઇ એટલે મે શામળને પુછયુ 'શામળ ! તુ સીધો અહી જ કેમ ન હતો આવ્યો ?

' શેઠ ! તમારી ભલાઇનો તે કેટલોક લાભ લઉ ? મને શરમ આવતી હતી '

' તો પછી આજે કેમ આવ્યો ?'

' શેઠ ! આજના દિવસ તો ભૂખે કાઢયા આજે શરીર કર્યુ કરતુ નથી મને ખાતરી થઇ છે કે દુનિયા બધી ચોર છે એમા જીવવુ હોય તો ચોરી કર્યા વગર છુટકો નથી હુ આજથી ચોરી કરવી શરૂ કરીશ, ચોર થઇશ એટલે થોડો જ તમારે ઘેર આવવાનો છુ એટલે આજે ધરમના નામના આપઘાત કરતા પહેલા તમારા ને બાના દર્શન કરવા આવ્યો છુ '

ઉમાએ તેને ઘેરવી ઘેરવીને ખવડાવ્યુ પછી તે અમારે બન્નેને પગે પડી જવા ઉઠયો તેના ગજવામા પાચની નોટ મુકી દીધી 'લે, શામળ ! તારો જુનો છાપાનો ધધો કરજે ફરી જરૂર પડે તો બીજા માગી જજે ભલે દુનિયા ચોરી કરે પણ તુ ચોરી ન કરતો '

'બાપુ ! તમારો આર્શિવાદ સફળ થાવ એવી મારી ઇશ્વર પાસે પ્રાર્થના છે ' જતા જતા તે એટલુ કહી ગયો

તેના ગયા પછી મે ને ઉમાએ એના વિષે, સમાજના દભ વિષે ઘણી વાતો કરી હતી તે દિવસે મે ભવિષ્ય ભાખ્યુ હતુ ઉમા ! તારો શામળ એક દિવસ જરૂર મોટો માણસ થશે ' કારણ એ ઉદ્યમી હતો, સહસિક હતો નેકી હતો

તે દિવસની મારી એ ભવિષ્યવાણી સાચી પડી છે કે નહિ તે જોવા મે દુકાનમા નજર ફેરવી, તે માત્ર છાપાની જ દુકાન ન હતી અંદર ચોપડીઓથી ખીચોખીચ ભરેલા કબાટો પણ હતા હુ ગણગણવા લાગ્યો 'એ ફેરીઆમાથી આટલી પાયરીએ પહોચ્યો છે તો હવે એને આગળ વધતા વાર નહિ લાગે એ પ્રેમ કરશે, પરણશે, શ્રીમાન થશે, ઝળહળતો થશે અને તે દિવસે એને હડધૂત કરનાર એની જ જ્ઞાતિના પેલા મસુદીના બાપા બધુના એની જોડે લગન પણ કરશે કારણ તે દિવસે એ શામળ નહિ હોય એ હશે શામળદાસ શેઠ '

હું શામળ તરફ ફર્યો. 'શામળ, આજે તારી ઉમા જીવતી હોત તો તેનો હરખ માયો મમાત નહિ'

'જીવતી હોત' એ શબ્દે મારો અવાજ ગળગળો થયો. મેં સામે જોયું. શામળની આંખમાંથી પણ દડદડ આંસુ પડતાં હતાં. — પ્ર.

---


# પેશાબનાં ભયંકર દર્દોનો
## ફત્તેહમંદ ઈલાજ
ડોકટર જસાણીની જગમશહુર દવા




## બેધડક આજેજ અજમાવો

પેશાબ અને ધાતુનાં ભયંકર રોગો માટે ઇન્જેકશનો અને પીચકારીઓ લીધા વીના ગોનોકિલર ખરેખર નિર્દોષ અને સલામતી ભરેલો એક જ અને છેલ્લો ગમબાણ ઇલાજ છે. પહેલે જ દિવસે તેના ચમત્કારીક ગુણનો પરચો બતાવે છે.



ગમે તે કારણથી લાગુ થયેલ તરતનો અથવા જુનામાં જુનો પ્રમેહ(પરમીઓ), સ્વપ્નામાં તથા પેશાબમા જતી ધાતુ, તથા જતી રસી, થતી સખ્ત બળતરા, ટીપું ટીપું તથા અટકી અટકીને થતો પેશાબ, મુત્રાશયમાં આવેલો સોજો તથા થયેલો જખમ તથા સ્ત્રીઓનાં પ્રદરનાં ભયંકર રોગો વગેરે પેશાબને લગતા તમામ દર્દોનો જડમુળથી નાશ કરી બગડેલી ધાતુને સુધારી સ્વચ્છ અને ઘટ્ટ કરે છે.

પચાસ ગોળીની બાટલી કીં. રૂા. ૩) વી.પી ખર્ચ આઠ આના જુદું

**દરેક આગેવાન દવાવાળાને ત્યાં વેચાય છે.**

— ચેતવણી —
દવા ખરીદતાં પહેલાં દવાનું નામ ગોનોકિલર અને કુકડા છાપ સીલબંધ પેકેટ તપાસીને લેજો.

એકલા બનાવનાર **ડો. ડી. એન. જસાણી** ગીરગામ બેક રોડ મુંબઈ-નં. ૪

# સમ્રાટ ઈશ્વરસેન

લે. પંકજ

'ભાઈઓ આજે આપણી પાસે એક મુખ્ય વિષયની ચર્ચા આવી ઉભી છે. આપણું ગણતંત્ર અત્યાર સુધી પોતાની રક્ષા કરતું આવ્યું છે શકોની પ્રબળ વિકટવાહીનીને પણ આપણા ગણતંત્રે અટકાવી સમસ્ત દક્ષિણાપથનું કલ્યાણ કીધું છે આપણને તેમા શાતવાહનોની સહાયના હતી પરંતુ આજે શાતવાહનો નિર્બળ થઇ ગયા છે. આપણે તે તરફથી કોઇ પણ સહાયતાની આશા નાખી શકીએ તેમ નથી ઉત્તર ભારતમા નાગોનું પ્રાબલ્ય વધતું જાય છે આપણે બે મુખ્ય સમ્રાજ્યોની મધ્યમા પોતાનું અસ્તિત્વ કેવી રીતે ટકાવી શકશું તેનાપર આપણે વિચાર કરવાનો છે.' સંઘમુખ્ય ઇશ્વરસેન બોલ્યો

સભામા ગણગણાટ થયો થોડીવારે મિત્રસેન બોલ્યો, 'ભાઈઓ, આપણી શક્તિને કાયમ રાખવા માટે હવે આપણે પણ સામ્રાજ્ય સ્થાપવું પડશે અત્યાર સુધી રક્ષા માટેજ આપણે લડયા છીએ પરંતુ એનું પરિણામ એજ આવ્યું કે આપણી નજરની સામે જ અનેકો સાધારણ રાજ્યોએ મોટા સામ્રાજ્ય સ્થાપ્યા છે અને આપણું ગણતંત્ર ફક્ત ગણતંત્ર જ રહ્યું. હવે શકો, શાતવાહનો અને નાગોની વચ્ચે રહીને આપણે સ્વતંત્ર કયા સુધી રહીશું ? આપણે શક્તિનો સંચય અવશ્ય કરવો જોઇએ હું અત્યાર સુધી એમ માનતો હતો કે આત્મરક્ષા માટેજ લડવું પરંતુ મને હવે એમ લાગે છે કે એ રીતે તો આપણામા જીવન શક્તિનો દિવસે દિવસે અભાવ થતો જાય છે હું સંઘમુખ્યની વાતમા સમ્મતિ આપું છું'

'પરંતુ સામ્રાજ્ય સ્થાપન કરવાની ચેષ્ટામા આપણે જીવન શક્તિનો અપવ્યય કરશું એ પણ પ્રત્યક્ષ છે' શિવદત્ત બોલ્યો.

'હા એ વાત હું માનું છું પરંતુ આધુનિક પરસ્થિતિને જોતા સામ્રાજ્ય સ્થાપન કરવાથી યવનોને આપણે પશ્ચિમ આર્યાવર્તથી ભારતભૂમિ તરફ વધતા અટકાવી શકશું.' ઇશ્વરસેન બોલ્યો

'પરંતુ એ તો આપણે બીજા ગણતંત્રોની સહાયતાથી પણ કરી શકશું.' યજ્ઞદત્ત બોલ્યો.

'એમા એક મુખ્ય દોષ એ છે કે ગણતંત્રો સર્વે એકમતના શીઘ્ર થતા નથી અને એક બીજાની આજ્ઞા માનતા નથી. છુટક છુટક તેમનું શૌર્ય વેડફાઇ જાય છે. ભાઇઓ યવનરાજ સીકંદરના આક્રમણ વખતે ગણતંત્રો સામુહિક રીતે તેનો પરાજય કરી ન શકયા. આપણા પૂર્વજ વિષ્ણુગુપ્તે એ નિર્બળતા પારખી હતી અને સમ્રાટ ચન્દ્રગુપ્તની વિકટવાહીનીએ કરેલા યવનોના પરાજય આજે સમસ્ત આર્યાવર્તના ગૌરવનો વિષય છે આપણે શકોની સાથે લડતા આવ્યા છીએ પરંતુ હવે શાતવાહનોની નીર્બળતા આપણને એક જ રસ્તો સુચવે છે અને તે છે કે આપણે એક સમ્રાજ્ય સ્થાપવું.' સંઘમુખ્ય ઇશ્વરસેન બોલ્યો

'ભાઇઓ, સંઘમુખ્યની વાતમાં એક વિચક્ષણ વિદ્વાનની બુદ્ધિમત્તા છે. આપણે એ વાત માનીએ તો આપણી ઉન્નતિ થશે.' મિત્રસેન બોલ્યો.

સભા શાંત બેઠી. થોડીવારે યજ્ઞદત્ત બોલ્યો 'સંઘમુખ્ય, તમારી વાતપર હમે વિચાર કરી જોઇશું. કાલે નિર્ણય આપીશું.'

૨

લાટનો પ્રદેશ ભારતનાં ઇતિહાસમાં ઘણો જ મહત્ત્વનો ભાગ ભજવતો આવ્યો છે. પરશુરામ જામદગ્નેયના સમયથી આર્યાવર્ત એ પ્રદેશને ઓળખતો થયો. મૌર્યોના સમયમાં એ સમ્રાટ બિંદુસાર અને અમાત્ય ચાણક્યનો પ્રિય પ્રદેશ બન્યો. મૌર્યોના પતન પછી વિદીશા નગરીના નાગરાજ શેષના સમયમાં નાગોનું ઉત્થાન થવા લાગ્યું. શેષ નાગના પૌત્ર રામચંદ્ર ચંદ્રમાંશુએ ઇ. સ. પૂર્વે ૭૦ના લગભગ લાટમાં એક મહાન યજ્ઞ કર્યો અને દેશ પરદેશથી બ્રાહ્મણો બોલાવ્યા. ચાણક્યની સાથે આવી નર્મદાતટે રહેલા બ્રાહ્મણો એમાં મુખ્ય હતા યજ્ઞમાં આવેલા બ્રાહ્મણોને બાર હજાર નાગ કન્યાઓ પરણાવી રામચંદ્રે એ ભૂમિ બ્રાહ્મણોને દાન કીધી. પાછળથી ખટપટ થવાથી રામચંદ્રનો રોષ એ બ્રાહ્મણો પર ઉતર્યો અને નાગોની શકિતના પ્રશંસક અન્ય બ્રાહ્મણોએ યજ્ઞમાં આવેલા બ્રાહ્મણોને પતિત જાહેર કર્યા. સ્વતંત્રતાપ્રેમી એ બ્રાહ્મણોનું ગણતંત્ર પોતાની વ્યવસ્થા પોતે જ કરવા લાગ્યું. શકોના આક્રમણ વખતે એ બ્રાહ્મણ ગણતંત્રે શાતવાહન વિક્રમાદિત્યને શકોના નાશ વખતે સારી મદદ કીધી. એ ગણતંત્ર પછી શાતવાહનોના રક્ષણમાં રહી ઉન્નત થયું. પરંતુ પાછળથી શાતવાહનો નિર્બળ થયા. નાગો પાછા ઉન્નત થયા. પોતાનું અસ્તિત્વ કેમ સાચવવું તેના વિચારમાં એ ગણતંત્રોના મુખીઓ પડયા. શકોની સામે રક્ષા કરવા માટે શક્તિના સંચયની આવશ્યકતા સમજી સંઘમુખ્ય ઇશ્વરસેન સામ્રાજ્ય સ્થાપવાના નિર્ણય પર આવ્યો.

૩

'તો પછી સભાએ શું નિર્ણય આપ્યો ?'

'બહુમતથી એમજ ઠરાવ થયો છે કે આપણું એક સુદઢ સામ્રાજ્ય સ્થાપવું અને જનતાની ઇચ્છા છે કે સમ્રાટપદ મારે લેવું.'

'તમે શો વિચાર કીધો છે ?'

'સુમિત્રા, મેં સમ્રાટ થવા સંમતિ આપી છે. સાંભળ, બાલ્યાવસ્થાથી જ્યારે હું મૌર્યો અને શાતવાહનોના સુદઢ સામ્રાજ્યની વાત સાંભળતો હતો ત્યારે મારા મનમાં પણ આપણું એક સુદઢ રાષ્ટ્ર સ્થાપવાની ઇચ્છા થતી હતી. આજે મારા હર્ષનો દિવસ છે. મારી ઇચ્છા પૂર્ણ થઇ છે. બહુમતથી હું સમ્રાટ થયો છું. આપણને પતિત કહેનાર બ્રાહ્મણો હવે આપણા જ ગુણગાન કરશે. આપણા સામ્રાજ્યની વિકટશાહીની શકો, નાગો અને શાતવાહનોના હૃદય કંપાવી દેશે. ભારતવર્ષમાં આપણી શક્તિ પણ અમર થઇ જશે. શકોની પુર્નર્જીવીત થતી શક્તિને હું છિન્નભિન્ન કરી નાખીશ. આર્યાવર્તમાં પાછું સુદઢ સામ્રાજ્ય સ્થાપીશ.'

સુમિત્રા ચૂપચાપ ઇશ્વરસેનને જોઇ રહી

૪

અનાદિપુરમા આજે પુષ્કળ ઉત્સાહ હતો સમ્રાટ ઇશ્વરસેનની સેના દિગ્વજય કરવા નીકળવાની હતી બ્રાહ્મણ યુવકો શસ્ત્રોનો ચળકાટ એક બીજાને બતાવી પોતાના શસ્ત્રોની ઉત્તમતા બતાવતા હતા સેનાનો સેનાપતિ કોણ થવાનો હતો તેનો નિર્ણય સમ્રાટ આજે કરશે એમ ખબર સાભળી જનતા તે વ્યક્તિ માટે તર્ક કરવા લાગી અનાદિપુરના ગણતત્રમા કુશળ સેનાપતિ તરીકે સુભટસેન ગણાતો હતો પરતુ તે સામ્રાજ્ય સ્થાપવાની વિરુદ્ધમા હતો લોકો અનેક પ્રકારે અટકળ કરવા લાગ્યા સેનાની તૈયારીએ અનાદિપુરને ગજવી મૂ કુ

૫

'ભાઇઓ, આપણી સેના તૈયાર થઇ ગઇ છે એક લક્ષ યુવકો આપણી સેનામા દિગ્વજય કરવા માટે તલસી રહ્યા છે આપણે સેનાપતિની ચૂટણી કરવાની છે'

'સમ્રાટ, આપની ચૂટણી સર્વે માન્ય કરશે'

ઇશ્વ સેને ચારે તરફ જોયુ સર્વત્ર શાતિ હતી તે બોલ્યો, 'બધુઓ, આ સેનાના સેનાપતિ તરીકે કુશળ રણપડિત સુભટસેનને બનાવવા ઇચ્છુ છુ અને આશા રાખુ છુ કે સુભટસેન આપણને નિરાશ નહી કરશે'

જનતા આશ્ચર્ય અને આનદથી ચિત્કાર કરી ઉઠી.

સુભટસેન ગદ્ગદ્ થઈ ગયો તે આગળ વધ્યો અને ઇશ્વરસેનના ચરણોમા પડી બોલ્યો, 'સમ્રાટ, આજે તમને હૃદયથી સમ્રાટ કબુલુ છુ. પ્રતિસ્પર્ધીના તરફ તમારી આવી વિશાળ ઉદારતા તમારી યોગ્યતા બતાવે છે બધુઓ, ગઇ રાત્રે આ દાસે સ્વપ્નમા આપણી કુળદેવીને જોઇ છે કુળદેવીનો આદેશ છે કે આર્યાવર્તને મ્લેચ્છોથી બચાવવો હુ તમારી સામે પ્રતિજ્ઞા કરુ છુ કે સૌરાષ્ટ્ર અપરાન્ત, માલવામાથી શકોનુ અસ્તિત્વ મિટાવી દઇશ આપણુ ગણતત્ર—સમ્રાટનુ સામ્રાજ્ય—એકજ છે બોલો સમ્રાટ ઇશ્વરસેનની જય!

'સમ્રાટ ઇશ્વરસેનની જય' જનતામા જયઘોષ થયો ઇશ્વરસેન સુભટસેનને પ્રેમપૂર્વક ભેટીને બોલ્યો 'બધુ જાઓ વિજય કરો'

અનાદિપુરની કુળવધુઓ સમ્રાટની સેનાના સુભટોને જોઇ પુષ્પવર્ષા કરતી હતી

અનાદિપુરની ચેતન શક્તિ સમસ્ત આર્યાવર્તને સદેશો આપવા જતી હતી

૬

'સુમિત્રા, આજે સુભટસેન દિગ્વિજય કરીને પાછા ફરે છે'

'શુ કહો છો?'

'સુમિત્રા આર્યાવર્તમા આજે સમ્રાટ, ઇશ્વિરસેનની આણ ફરે છે'

એક દૂત આવીને બોલ્યો 'સમ્રાટ સુભટસેન પધાર્યા છે'

'અદર લઈ આવ'

સુભટસેને આવી નમન કીધુ ઇશ્વરસેને પ્રેમપૂર્વક અલિગન કરી પૂછ્યુ, 'બધુવર, શુ થયો?'

'હા સમ્રાટ, આર્યાવર્તના પ્રત્યેક નગરમાં આજે તમારૂં નામ ગવાય છે. શકોને મેં આર્યાવર્તમાંથી વિહીન કરી દીધા છે. તમારી સેનાની વિકટ જયઘોષણા સાંભળી પારસનરેશ પણ કંપી ઉઠયા છે તેમનો દૂત તમારી સેવામાં પ્રસ્તુત થયો છે.' સુમિત્રા આનંદથી મત્ત થઇ ગઇ. બ્હાર અનાદિપુ-ની જનતાના ઉપરાચાપરી જયઘોષે ત્રણે લોકને કંપાયમાન કરી દીધા. સમ્રાટ બ્હાર આવતાં જ એક વયોવૃદ્ધ બ્રાહ્મણ બોલ્યો.

गायन्ति देवा : किल गीतकानि
धन्यास्तु ये भारत भूमिभागे
स्वर्गापवर्गास्पदमार्गभूते
भवन्ति भूय: पुरूषा. सुरत्वात्

(દેવો ગાન કરે છે કે ભારતભૂમિના વાસી ધન્ય છે. હમે પણ મનુષ્ય અવતાર ત્યાં ધરવા લલચાઇએ છીએ.)

'સમ્રાટ, આજે તમે ભારતભૂમિ મલેચ્છોથી વિહીન કીધી છે.' જનતામાં ફરી સમ્રાટ ઇશ્વરસેનનો જયઘોષ થયો.

૮

પુરાણોને મિથ્યા અને રૂપક બનાવીને પ્રાશ્ચાત્ય લેખકોએ ભારતના ઇ. સ. પૂર્વ ૭૦ થી ૨૦૦ ઇ. સ. સુધીના ઇતિહાસને દબાવવાની અનધિકાર ચેષ્ટા કીધી હતી. પરંતુ ભારતિય વિદ્વાનોએ એ ઇતિહાસને પુન. શોધી કાઢ્યો છે. આજે લાટના ખંડિયેરો પોતાના ઇતિહાસ પુર્નજીવીત થયેલો જોઇ સ્મિત અનુભવે છે પરંતુ લાટના વાસીઓ ઉદાસ છે. એક દિવસ એવો હતો જ્યારે દેવતાઓ પણ અહીં જન્મ લેવા તલસતા હતા આજે શું છે. ?

સમ્રાટ ઇશ્વરસેનના અસ્તિત્વને પુનઃ પ્રકાશમાં લાવવાનું કામ એક પારસિક શિલાખંડ છે. જે કુર્દિસ્તાનમા મળ્યો છે. લાટમાં વિક્રમ સંવત જન્મ્યો, લાટમાં શકોનો નાશ થયો અને લાટનું સામ્રાજ્ય બહાર પણ ગવાયું.

કોઇ એમ ના કહેશો કે દાટેલાં મુડદા ખોદવાનું કયાંથી શરૂ કર્યું. પરંતુ હૃદયની વાણી લેખિનીમાં આવીને આપોઆપ ઉતરે છે.



રહેવા તથા જમવા માટે ઉત્તમ સ્થાન
જોશી હિંદુ લૉજ
ટે. ન. ૨૭૩૯૬. ટે. એ જોશીલૉજ
ઠે. ઝવેરી બજાર. મુળજી જેઠા માર્કેટ સામે મુંબઈ

જગદીશ : શું ડાકતરો દર્દીને મારી નાંખે છે?

લક્ષ્મી : બેશક, અને હું એક માણસને ઓળખું છું. તેણે નિર્ણય કર્યું છે કે, અમુક માણસ તાવ કે ત્રિદોષથી ગુજરી ગયો એમ કહેવું એવું કે, ડાકતર અને બે વૈદથી મૃત્યુ પામ્યો એમ કહેવું જોઇએ.

જગદીશ : ચૂપ, આ ગૃહસ્થોને ખોટું લાગશે.

લક્ષ્મી : શેઠ સાહેબ, પેલે દિવસે આપણી બિલાડી ઘરના મોભ પરથી ગઇ હતી. તેણે ત્રણ દિવસ ખાધું પીધું નહિ અને પંજો સરખો હલાવ્યો નહિ થઇ. પણ તેનું સદ્દભાગ્ય કે બિલાડી ડાકતર હતા નહિ. નહિ તો તેની નસ કાઢી કે જુલાબ આપી તેને ખલાસ કરી મૂકી હોત!

જગદીશ : હવે તું મુંગી મર. કેવું હડહડતું અપમાન કરે છે. લે એ.

લક્ષ્મી : સંભાળજો. હવે તમને જ્ઞાન આપવામાં આવશે. તેઓ તો કહેશે કે તમારી દીકરી માંદી છે!

## પ્રવેશ ૨

જગદીશ : વારુ, ગૃહસ્થો.

દા. ઠક્કર : અમે દર્દીને સંભાળપૂર્વક તપાસી છે. તેનામાં ઘણી અ

જગદીશ : શું મારી દીકરી અપવિત્ર છે?

દા. ઠક્કર : નહિ, નહિ, હું એમ કહેવા માગું છે કે તેના શરીરમાં મેલ–ઝેર છે. બગડેલું માનસ!

જગદીશ. હવે હું સમજ્યો.

દા. ઠક્કર : પણ અમે ભેગા મળી કનસલ્ટ કરવા માંગીએ છીએ.

જગદીશ : લાવો, બીજી ખુરશી લાવો.

લક્ષ્મી : (દા. ઠક્કરને) સાહેબ, તમે અહિં છો?

જગદીશ : (લક્ષ્મીને) તું આ ગૃહસ્થને ઓળખે છે?

લક્ષ્મી : તમારી ભત્રીજીની સખિને ઘેર એમને થોડા દિવસ પર જો

દા. ઠક્કર : ને ગાડી હાંકનારની તબીયત હવે કેવી છે?

લક્ષ્મી : ઘણી જ સારી. હવે તે ગુજરી ગએલ છે.

દા. ઠક્કર : ગુજરી ગયો!

લક્ષ્મી : હા, જી.

દા. ઠક્કર : બને જ નહિ.

લક્ષ્મી : બને કે નહિ બને તે હું નહિ સમજું. ... હું જાણું ગયો છે.

દા. ઠક્કર : હું તને કહું કે તે ગુજરી જા

લક્ષ્મી : અને હું તમને કહું કે તે ગુજરી થઇ ગયો છે.

દા. ઠકકર તારી ભુલ થાય છે.

લક્ષ્મી : મારી પ્રત્યક્ષ આ થયું હતું.

દા. ઠકકર : અશકય. હિપોક્રેટીસ કહે છે કે આ વ્યાધિ ૧૪ કે ૨૧ દિવસ સુધી રહે છે અને તે તેં માત્ર ૭ જ દિવસ પર માંદો પડયો હતો.

લક્ષ્મી : હિપોક્રેટીશ ગમે તે કહે. ગાડીવાલો બિચારો મરી ગયો છે.

જગદીશ : ચૂપ. નાદાન છોકરી, ચાલો સાહેબો અહીંયી જઇશું. ગૃહસ્થો હું તમને વિનંતી કરૂં છું કે ઘણી ચોકસાઇથી મારી પુત્રીની તબીઅત જોઇ તમે ભેગા ભેગી વિચાર કરી ઉત્તમ ઉપાય યોજ્જો. ફી પહેલાં આપવાનો રિવાજ નથી; છતાં કદાચ પાછળથી મને વિસ્મૃતિ થાય માટે.

(તે ફી આપે છે અને દરેક દાકટર ફી લેતા જુદી જુદી રીતે સલામ ભરે છે.)

## પ્રવેશ ૩

દા. ફડનીસ : મુબઇ બહુ મોટું છે, થોડી પ્રેકટીસ હોય તો મોટી મોટી ટ્રીપ કરી શકાય.

દા. ઠક્કર : મારે કહેવું જોઇએ કે એમ ફરવા માટે મારી પાસે મઝાની બેબી ઓસ્ટીન કાર છે.

દા. ફડનીસ : મારી રોલ્સરોઇસ—અહા શુ મઝાની ?

દા. ઠક્કર : આજે હું મારી બેબી લઇને વર્લી, દાદર, પ્રિન્સેસ ડોક, એપોલો પર થઇ કોલાબા, ચોપાટી ફરતો આવ્યો. શું મઝા ?

દા. ફડનીસ : આ બધે ફરવા ઉપરાંત હું કલ્યાણ પણ આજે જઇ આવ્યો.

દા. ઠક્કર : વારૂં તમે થીઓક્રેટસ અને આર્ટીમીયસ એ બેમાંથી કોને માનો છો ? આખી દાકતરી દુનિયા બે પક્ષમાં વહેંચાઇ ગઇ છે. તમે બેમાંથી કોને આધારરૂપ ગણો છો?

દા. ફડનીસ : હું તો આર્ટીમીયસનાં મતનો છુ.

દા. ઠક્કર : હું પણ તેને જ માનું છું જો કે તેની સૂચના અનુસાર ચાલતાં આજારી મરી જાય. થીઓક્રેટસ વધારે સારો છે પણ સંજોગો વિચારતા થીઓક્રેટસે તેનાથી રીતીપર આર્ટીમીયસથી વિરૂદ્ધ પડવાની ભૂલ કરી, ખરૂંને ?

દા. ફડનીસ : બેશક ગમે તે થાય પણ ધંધાની અમુક રીતભાતો સાચવવી જ જોઇએ.

દા. ઠકકર : મિત્રો સિવાયનાં બીજા દાકટરો જોડે હું હોઉં ત્યારે આવી બાબતોમાં હું ઘણો મકકમ રહું છું. પેલે દિવસે આપણને ત્રણ જણને એક અજાણ્યા દાકતર જોડે કનસલટેશનમાં બોલાવ્યા હતા, ત્યારે એડીટર જળવાય તો જ આગળ વધવું એ મેં કેટલી મકકમતાથી બતાવ્યું હતું. અને જ્યારે બધા ઢીલા પડયા ત્યારે જ આજારીની ઓરડીમાં બધાને જવા દીધા. ઘરનાં માણસોએ બનતું કર્યું. પણ વ્યાધિ વધતો ગયો, મેં જરા પણ નમતું આપ્યું નહિ અને એ વિવાદ દરમ્યાન દરદી બિચારો મરી ગયો.

દા. ફૂડનીમ લોકોએ કેવી રીતે વર્તવુ જોઈએ તે બતાવવા તારી મક્કમતા ખરેખર વખાણને પાત્ર હતી

દા ઠક્કર એ તો મરી એ જાય પણ દાકતરી એટીકેટ તો અવશ્ય જાળવવી જ જોઇએ નહિ તો દાકતરના સમ્પ્રદાયને હાનિ પહોચે લોકોને તો શુ?

## પ્રવેશ ૪

જગદીશ : ગૃહસ્થો મારી દીકરીની હાલત ગંભીર થતી જાય છે તમે શુ નિર્ણય પર આવ્યા તે કહેશો

દા. ઠક્કર (ફડનીસને) બોલો, સાહેબ

દા ફડનીસ સાહેબ તમે જ બોલો

દા ઠક્કર સાહેબ તમે મશ્કરી કરો છો ?

દા ફડનીસ ના, હુ પહેલો બોલીશ નહિ

દા ઠક્કર સાહેબ !

દા ફડનીસ સાહેબ !

જગદીશ : તમારી બધી એટીકેટ જરા બાજુએ મૂકી મને જલદી કહો જાણ્યુ કે હાલત ઘણી ગંભીર છે

દા ઠક્કર તમારી દીકરીની માંદગી—

દા ફડનીસ આ બધા ગૃહસ્થોના એકમત—

(બધા સાથે બોલે છે)

જગદીશ : આ શુ ગૃહસ્થો ? મહેરબાની કરી એક પછી એક બોલો !

દા ઠક્કર તમારી દીકરીની બિમારી વિષે અમે વિસ્તારપૂર્વક ચર્ચા ચલાવી છે અને હુ માનુ છુ કે તેનુ કારણ લોહીનુ સખત દબાણ છે મારી સલાહ છે કે નસ કાપી થોડુ લોહી જલદીથી બહાર કાઢી નાખવુ જોઇએ

દા ફડનીસ વ્યાધિનુ કારણ અજીર્ણ અને કબજીઆત છે એને જુલાબ અને એનીમા આપવો જોઇએ

દા ઠક્કર : હુ ચોક્કસ કહુ છુ કે એનીમા આપવાથી એ મરી જશે

દા ફડનીસ : હુ કહુ છુ કે લોહી કાઢી નાખવાથી એ તરત જ ખલાસ થઇ જશે

દા. ઠક્કર : શુ ચતુર અને હોશિયાર દાક્તર !

દા. ફડનીસ હા, હા હુ ચતુર અને હોશિયાર છુ હવે કંઇ કહેવુ છે ?

દા ઠક્કર તેમા જ થોડા દિવસ પર તમારે હાથે પેલો માણસ મરી ગયો !

દા ફડનીસ અને તારી ટ્રીટમેન્ટમા હતી તે બાઇ પરમ દિવસે મરી ગઇ તે ?

દા ઠક્કર (જગદીશને) તમને મે મારો અભિપ્રાય જણાવ્યો છે

દા. ફડનીસ (જગદીશને) મે પણ તમને મારો અભિપ્રાય આપ્યો છ

**દા. ઠક્કર :** તમારી દીકરીના હાથની ધોરી નસમાંથી લોહી નહિ કાઢી નાંખો તો જરૂર એ મરી જ જશે. (જાય છે)

**દા. ફડનીસ :** જો લોહી કાઢ્યું તો એ કદિ ન છવે. (જાય છે)

## પ્રવેશ ૫

**જગદીશ :** આ બેમાંથી કોનું કહ્યું કરૂં ? આ વિરોધી સલાહોમાંની કયી હું સ્વીકારૂં ? ગૃહસ્થો ! હું તમને વિનંતિ કરૂં છું કે આમાં કોની સલાહ વ્યાજબી છે, તે કોઇ પણ જાતની લાગણીને વશ થયા વિના મને કહો.

**દા. મસાણી :** (તોતડાતાં) આ...આવી, બા...બા...બાબતોમાં અમારે ઘણા જ વિ...વિચાર પૂર્વક વર્તવું જોઇએ. અને ઉત્તા...વળા થવું જોઇએ નહિ કારણ કે આ કેસમા હમારાં વિદ્વાન હિપોક્રેટીમનાં જેવાં જે ભયંકર પરિણામો આવવા સંભવ છે.

**દા. ભાટેના :** (બહુ જ ઉતાવળે)—ખરૂં છે, હમારે સંભાળથી કામ કરવું જોઇએ. આ કાંઇ બચ્ચાંની રમત નથી, અને જો એકવાર ભૂલ કરી, તો સુધારવી ભારી થઇ પડે અને કર્યુંકારવ્યું ધૂળ મળે. અખતગ ચાલે નહિ તેટલા માટે ખુબ વિચાર કરવો જોઇએ. બધી બાબતોનું તોલ કરવું. માંદાનું શરીરબંધારણ ધ્યાનમાં રાખવું, વ્યાધિનાં કારણો તપાસવાં અને પછી તે નિવારણ થાય એવા ઉપાયો યોજવા.

**જગદીશ :** (મનમા) બોલવામાં એક કાચબા જેટલો ધીરો, અને બીજો મસલા જેવો ઝડપી !

**દા. મસાણી :** સાહેબ, હું ધારૂં છું કે આ...આ...લાંબા વખતની માંદગી છે. એ...એ...અને જો હમે કંઈ મદદ નહિ કરીએ તો...તો...તે ભ...ભ...ભયમાં આવી પડશે. વ્યાધિના ચિહ્ન સ્પષ્ટ છે. એને પિત્તનો વાયુ અને વાયુનું પિત્ત થઈ મગજ એની વરાળથી ભરાઇ ગયું છે. આ બધા મોકાણની શરૂઆત પેટમાંથી જ થઇ છે. લેટીનમાં હમે એને એટમાસ કહીએ છીએ.

**દા. ભાટેના :** પેટમાં પેદા થએલા આ વિકારો બફાઇ જઇ તેની અસર મગજ પર થઇ રહી છે.

**દા. મસાણી :** તે...તે...થી આ બધા વાયુને દૂર કરવા સખત જુલાબની જ જ...જરૂરીઆત છે. પ...પ...પણ પહેલાં એને જવનું પાણી આપવું પડશે.

**દા. ભાટેના :** પછીથી જોઇએ તો જુલાબ પણ આપીશુ અને લોહી પણ કાઢી નાંખશું.

**દા. મસાણી :** જો એમ કરતાં યે તમારી દીકરી મરી જાય તો...તો...પણ ત...ત તમને સંતોષ તો રહેશે કે સારામાં સારા દાકતરની સલાહ અને ટ્રીટમેન્ટ તો આપી હતી. સ...સમ્યા ?

**દા. ભાટેના :** એમને એમ મરવું એના કરતાં દાકતરની ટ્રીટમેન્ટમાં રહી મરવું હજાર દરજ્જે સારૂં છે.

દા. મસાણી : અ...અમે બહુ જ વિચાર ક...કરી બોલીએ છીએ સાહેબ.

દા. ભાડેના : અને કશું જ છુપાવતા નથી.

જગદીશ : (મસાણીને તેની માફક જ અચકાઈ તોતડાતા)
મ..મ...મ..સાહેબો ! હું ત...ત...માને ઉપકાર મા...માનું છુ (ભાડેનાને તેની માફક જ લગથી બોલી) કાંઈ ન છુપાવવા આપે લીધેલી તસ્દી માટે આપનો આભારી છું.

## પ્રવેશ ૯

જગદીશ : (મનમાં) પહેલા કરતા હવે હું વધારે અચોક્કસ થયો છું. બસ પેલા ભાકા ભગતની સર્વ રોગહર રામબાણ માત્રા લઈ આવું, અને એને થોડી આપું. એ રામબાણથી ઘણાને ફાયદો થયાનું કહેવાય છે

જગદીશ : ભગતજી ! મને તમારી રામબાણ માત્રાની એક મોગટી આપો. એની કિમ્મત ?

ભગત : કિમ્મત ! સારી દુનિયાનું ધન, કે કુબેરનો ભંડાર પણ આપો તો તે ઓછો છે. એ સર્વે રોગો નિવારે છે. વા, તાવ, મરડો, દમ, ક્ષય, પ્લેગ, કોલેરા, શિતળા ભગંદર, જલંદર, પાડુ અને બીજો કોઈપણ રોગ મટાડે એવી માત્રા છે.

જગદીશ : તે તો હું જાણું છું પણ મારે એ ગજુ નહિ. આઠ આને આપતી હોય તો એક આપો !

ભગત : લો ત્યારે એ તો તમે આવ્યાજ એટલે જ કયાં ના કહું ? બાકી જે માત્રાથી વા, તાવ, દમ, ક્ષય, પ્લેગ, કોલેરા શિતળા, ભગંદર, જલંદર, પાડું અને આખું વર્ષ બોલ્યા કરો અને જેટલા રોગનાં નામ બોલાય તે બધા જ રોગો એથી મટે છે, એવી દવા હું બીજાને આઠ આનામાં આપું ? પણ આપણું તો ધરનું કામ.

## અંક ૩ પ્રવેશ ૧

દા. ફૂલકીઆ : તમારા જેવા ડહાપણવાળા ગૃહસ્થોને નાદાન, અને મુર્ખા માફક ટંટો કરતા શરમ નથી આવતી? આવા કજીઆથી, આપણા ધંધાને કેટલી હાનિ પહોંચે છે, તે તમને સ્પષ્ટ દેખાતું નથી? આપણા વૈદક શોધખોળ કરનારાઓ અને મહાન દાકતરોના વિચારોમાં પરસ્પર જે વિરોધ અને તફાવત છે, તે શું આ આપણો દંભ ઉઘાડો પાડનાર, આવા કંકાસ અટકાવવા માટે પુરતા નથી? આપણામાંના કેટલાક બંધુઓનાં આવા તોફાન હું સમજી શકતો નથી અને મારે કબુલ કરવું પડે છે કે આવા વિખવાદથી આપણી કીર્તિને હમણા હમણા હાનિ પહોંચી છે. જો આપણે સંભાળપૂર્વક વર્તીશું નહિ, તો આપણો નાશ થશે. હું મારા સ્વાર્થ માટે કહેતો નથી. કારણ કે મારો ધંધો તો ઠીકનો ચાલે છે. વરસાદ આવો, કે હિમ પડો અને કાંઈ અસર થાય તેમ નથી, જે મરી ગયા અને હયાત છે તેમની સાથે હું અમન ચમનમા રહી શકું છું. પણ આવા કજીઆ દાકતરી ધંધાને નુકશાન કરે છે લોક મોઢામા રહી, આપણી પર સે આવ્યા કરે એવી ખુદા મહેરબાની રાખે છે, ત્યારે આપણા મતભેદથી તેમનો ભરમ દૂર થશે નહિ, પણ તેઓની મૂરખાઇનો

અને તેટલો લાભ લો. માણસ જાતમાં રહેલી નબળાઇનો દાકતરો જ લાભ લે છે. એમ નથી, પણ સંસારનો મોટો ભાગ એમ જ કરે છે. પ્રશંસાની આશાનો ખુશામતીઆ લાભ મેળવે છે. ખુશામત એવી એક કળા છે કે તેનાથી અગાધ સમૃદ્ધિ-ઉત્પન્ન કરી શકાય છે. માણસોની પૈસાની ભૂખનો લાભ કિમિઆગરો લે છે. સોનાનાં મેરૂ મેળવી આપવાનાં વચન આપી લૂટે છે. પણ માણસની સૌથી મોટી નબળાઈ તો જીવતા રહેવાની ઈચ્છા છે, અને આપણે લેટીન અને મોટા મોટા શબ્દો વાપરી તેમનો લાભ લઇએ છીએ. મોતના પંજામાથી છોડવનાર તરીકે આપણો ધંધો જે માન ઉત્પન્ન કરે છે, તે સમજીયે છીએ, તેઓની નબળાઇને લીધે જે ઉચ્ચપદપર આપણે છીએ તે સાચવવા દો અને આખરી ગામે રોગમાટે એકમત થાવ અને બગડેતો આપણી ભૂલોનો ભારો, કુદરતને માથે નાખો જે ભરમથી કેટલાંક આપણાં ધંધાદારી ભાઇઓને અન્ન મળે છે, કેટલાકોને વાડી, વઝીફા અને મોટી એસ્ટેટો મળે છે; તે ભરમ જાળવી રાખો.

દા. ઠક્કર : તમારૂં કહેવું તદ્દન યથાર્થ છે, પણ આતો ક્રોધમાં બનવા પામ્યું. કોઇ વાર ઉશ્કેરાઈ જવાય છે, આપણે બધે ક્રોધવિજેતા નથી બન્યા.

દા. ફટાકીઆ : વારૂ ગુહરથો ચાલો ત્યારે લડાઇ માંડીવાળો, અને ફરીથી દોસ્તી કરો.

દા. ફડનીસ : હું કબુલ થાઉ છું. પણ એની પાસે કહેવડાવો કે મેં સુચવેલો. જુલાબનો ઉપાય જ બરાબર છે અને હું વચન આપું છું કે અમને ફરીથી સાથે કનસલ્ટ કરવું પડે, ત્યારે એ જે કંઇ કહેશે તે હું કબુલ રાખીશ

દા. ફટાકીઆ : ઘણું જ ઉત્તમ એનાં કરતાં વધારે શું થઈ શકે ? –

દા. ફડનીસ : ત્યારે કબૂલ.

દા. ફટાકીઆ : વારૂં ત્યારે, શેકહેન્ડ કરો. બીજીવાર વધારે ડાહ્યા થજો.

## પ્રવેશ ૨

લક્ષ્મી : ગૃહસ્થો તમે અહિં છો. અને પેલાએ જે હાની કરી છે, તે તમે નહિ સુધારશો?

દા. ઠક્કર : શું છે ? શુ છે ?

લક્ષ્મી : તમારા ધંધા પર એક જણે ત્રાપ મારવાની ધૃષ્ટતા કરી છે, વગર ડીગ્રીએ. તરવાર આરપાર ખેંચી એક માણસને મારી નાંખ્યો છે.

દા. ઠક્કર : યાદ રાખ, તું હમારી મસ્કરી કરે છે. હમારા હાથમાં કોઇ દિવસ તું આવ પછી તારી વાત.

લક્ષ્મી : બહુ સારૂં હું તમારી દવા લઉં તો તમે ગમે તે કરજો.

## પ્રવેશ ૩–

સુરેશ : વારૂ લક્ષ્મી હું કેવો દેખાઉં છું ? આવા પોશાકમાં સુરો છેતરાશે કે ? આ વેશમાં હું કાંકડો લાગુ છું કે ?

લક્ષ્મી : દુનિયામાં સર્વોત્તમ, હું આતુરતાથી તમારી ગત જોતી હતી. ઇશ્વરે મને મૃદુ હૃદયની બનાવી છે. અને આશક–માશુકની પીડા દેખી તેમનાં દુઃખ દૂર કરું ત્યારે જ

હું જંપુ છું. લીલીને જુલમમાંથી મુક્ત કરી ગમે તે ભોગે તમારા હાથમાં સોંપવા મેં નિશ્ચય કર્યો છે તમને જોતાંજ હું ખુશ થઇ હતી. હું માણસોને રમાડવામાં કુશળ છું અને લીલીને મારા કરતા કોઇ સારી મદદગાર મળતે પણ નહિ. પ્રેમ અજબ સાહસ કરાવે છે અને અમે બેગાં થઇ એવી યુક્તિ રચી છે કે તે સફળ થશે જોઇતી પ્રાથમિક તૈયારીઓ કરી ગણી છે. જે માણસની આંખમાં ધૂળ નાખવાની છે તે દુનિયાનો કોઇ અઠંગ લુચ્ચો નથી, અને કદાચ આ સાહસ નિષ્ફળ નીવડે તો આપણું ધાર્યું કરવા બીજા હજાર દાવ શોધી કાઢીશ. જરા અહીં થોભો, હું હમણાં જ તમને બોલાવવા પાછી આવું છું. (લક્ષ્મી જાય છે.)

## પ્રવેશ ૪

**લક્ષ્મી** : ખુશ ખબર શેઠ! ખુશ ખબર!

**જગદીશ** : શું છે?

**લક્ષ્મી** : ખુશ થાવ!

**જગદીશ** : કેમ?

**લક્ષ્મી** : હું કહું છું કે ખુશ થાવ.

**જગદીશ** : શા માટે તે મને કહે, પછી હું કદાચ ખુશ થાઉં.

**લક્ષ્મી** : નહિ પહેલા ખુશ થાઓ. નાચો, કૂદો, ગાયન ગાઓ.

**જગદીશ** : શા ઉપર?

**લક્ષ્મી** : મારાં વચન ઉપર.

**જગદીશ** : એમ? પણ કહે તો ખરી.

**લક્ષ્મી** : શેઠ, તમારી છોકરીની તબીઅત સુધરી ગઈ છે.

**જગદીશ** : સુધરી ગઇ?

**લક્ષ્મી** : હા. હું એક વૈદ્ય લાવી છું. સર્વોત્તમ વૈદ્ય જે અજબ કામ કરે છે. અને બીજા વૈદ્ય દાકતરોને ધિક્કારે છે.

**જગદીશ** : એ કોણ છે?

**લક્ષ્મી** : હું બોલાવી લાવું છું.

**જગદીશ** : (સ્વગત) બીજા દાકતરો કરતાં આ વધારે હોશીઆર લાગે છે! જોઉં તો ખરો!

## પ્રવેશ ૫

**લક્ષ્મી** : આ રહ્યા સાહેબ!

**જગદીશ** : ઉગતી દાઢી વાળો જુવાન જ?

**લક્ષ્મી** : દાઢીની લંબાઇથી વિદ્યાનું માપ થતું નથી. અને ઘડપણમાં ચાતુર્ય રહેતું નથી.

**જગદીશ** : સાહેબ, મને કહેવામા આવ્યું છે કે તમે અજબ દવા વાપરી ભયંકર રોગો સારા કરો છો.

**સુરેશ** : બીજા વૈદ્યો કરતાં મારી દવા તદ્દન જ જુદી પડે છે. બીજાઓ જુલાબ આપી લોહી કાઢી નાંખી, મલમપટા મારી રોગ સારા કરે છે. હું તો શબ્દ, અવાજ, મંત્રો, માંદળીઆ, અને વીંટીઓથી સર્વ–રોગ દૂર કરું છું.

**લક્ષ્મી** : કેમ મેં કહેલું ને ?

જગદીશ : મહાન વૈદ્ય, અશ્વનિકુમાર ?

**લક્ષ્મી** : તમારી છોકરી પેલી ખુરશીમાં બેઠેલી છે, તેને અહિં લાવું.

જગદીશ : વારૂ.

**સુરેશ** : (જગદીશની નાડ તપાસી) માહેબ, તમારી દીકરીની માંદગી ભયંકર છે.

**જગદીશ** : મારી નાડ તપાસી તમે એ કહી શકો છો !

**સુરેશ** : પિતા, પુત્રી વચ્ચે રહેલા સંબંધ ઉપરથી.

**લક્ષ્મી** : (સુરેશને) માહેબ, આ પાસેની ખુરશી પર બેસો. (જગદીશને) ચાલો અહીંથી. એ બન્નેને એકલાં વાત કરવા દો.

જગદીશ : શા માટે ? હું તો અહિં જ રહીશ.

**લક્ષ્મી** : શેઠ, તમે મશ્કરી કરો છો. આપણે અહિંથી જવું જોઇએ. વૈદ્યને હજાર સવાલ પુછવાના હોય, જે આપણી રૂબરૂ નહિ પુછી શકાય.

(જગદીશ અને લક્ષ્મી જાય છે)

**સુરેશ** : (લીલીને) મને કેટલો આનંદ થાય છે ! મારે કેવી રીતે બોલવાનું શરૂ કરવું તે હું જાણતો નથી, જ્યારે હું તમારી જોડે આંખ માત્રથી વાત કરતો ત્યારે હજારો વાત કરવાનું મારા ધ્યાનમા હતું. અને હવે જ્યારે મને ઇચ્છિત વાત કરવાની છૂટ મળે છે ત્યારે હું મૂંગો થાઉં છું. અસાધારણ આનંદ શબ્દોને ગુંગળાવી નાંખે છે.

**લીલી** : મારી સ્થિતિ પણ તમારા જેવી જ છે, આનંદ મને પણ બોલતાં અટકાવે છે.

**સુરેશ** : મારા જેવી જ લાગણીનો જો ખરેખર તમને અનુભવ થતો હોય તો હું કેવો સુખી થઈ જાઉં ! આપણી આ મુલાકાત તમારી બુદ્ધિ અને યુક્તિને આભારી છે.

**લીલી** : આ યુક્તિ મારી નથી, મેં તો માત્ર અનુમોદન જ આપ્યું છે.

જગદીશ : (લક્ષ્મીને) એ તો ઘણો નજીક જઇ વાત કરે છે ?

લક્ષ્મી : (જગદીશને) એ તો એની મુખમુદ્રા અને ચહેરો તપાસે છે.

**સુરેશ** : (લીલીને) મારા પ્રત્યે તમારો ભાવ તમે કાયમ રાખશો ?

**લીલી** : તમારા નિશ્ચયમાં તમે દૃઢ રહેશો ?

**સુરેશ** : જીવનભર મને આ જગતમાં તમારા સિવાય બીજું કાંઇ જોઇતું નથી, અને હું જે પગલું લઉં છું તે પરથી તમારી ખાત્રી થશે.

જગદીશ : (સુરેશને) દરદીને કેમ લાગે છે ! મને તો ઠીક દેખાય છે.

**સુરેશ** : હા, મેં એના પર મારી વિદ્યાનો એક પ્રયોગ અજમાવ્યો છે. મનની શરીર પર બહુ અસર થાય છે, ઘણીવાર રોગનું કારણ મન જ હોય છે, તેથી શરીર પહેલાં હું

દરદીનું મન સ્વસ્થ થાય એમ કરું છું. તેનું મોઢું, ચહેરો, અને હસ્તરેખા તપાસતાં લાગે છે કે એના વ્યાધિનું કારણ મન છે અને એના મનથી જ અસ્વસ્થ કલ્પનાઓ જાગી ઉઠવાથી, એને પરણવાની અપવિત્ર ઇચ્છા થયા કરે છે. મારા વિચાર પ્રમાણે તો લગ્નની ઇચ્છા જેવું, દુનિયામાં બીજું કંઇ નહિ ઇચ્છવા જોગ નથી.

**જગદીશ** : (મનમાં) ખરેખર ચતુર પુરુષ!

**સુરેશ** : આવી વૃત્તિઓ મારે મને બહુ તિરસ્કાર છે.

**જગદીશ** : (મનમાં) ધન્વંતરી!

**સુરેશ** : પણ દરદીઓની વૃત્તિઓને આપણે અનુમોદન આપતાં રહી, તક મળતાં તેના વિચારનું વલણ બીજી દિશામાં ફેરવી આપવું અને એવા ઉપાયો પણ સિદ્ધ થવા જોઇએ. નહિ તો પછી રોગ અસાધ્ય થઇ જાય છે. એના ભ્રમને ગાઢ કરવા મેં એને કહ્યું કે હું તમારા બાપ પાસે જઇ તમારા હાથની માગણી કરીશ. એટલું કહેતાં જ તેના ચહેરા પર આનંદનાં સ્પષ્ટ ચિહ્ન દેખાયાં, આંખો ચળકવા લાગી. તમે જો થોડા દિવસ એનો આ ભ્રમ જાળવી રાખશો તો હું ખાતરી આપું છું કે એ તદન રોગમુક્ત થઇ જશે.

**જગદીશ** : હા, હું ઘણી જ ખુશીથી એમ કરીશ.

**સુરેશ** : પાછળથી આપણે એને આ મિથ્યા કલ્પનામાંથી મુક્ત કરવા બીજા ઉપાયો યોજીશું.

**જગદીશ** : હા એતો આપણે અવશ્ય કરવાનું જ. (લક્ષ્મી તરફ ફરી) વારું બેટા, આ ગૃહસ્થ તને પરણવા ઇચ્છે છે અને મેં એને હા કહી છે.

**લીલી** : શું કહો છો પપ્પા? શું ખરેખર!

**જગદીશ** : હા, બ્હેન!

**લીલી** : ખરેખર!

**જગદીશ** : હા. હા,

**લીલી** : (સુરેશને) શું તમે મારી સાથે લગ્ન કરવા ઇચ્છા રાખો છો?

**સુરેશ** : જરૂર.

**લીલી** : અને મારા પપ્પા તેમાં સંમત છે?

**જગદીશ** : હા, દીકરી!

**લીલી** : જો આ બધું સત્ય જ હોય, તો હું કેવી સુખી!

**સુરેશ** : તમે કશી શંકા રાખો નહિ. મારો તમારે માટેનો પ્રેમ કંઇ આજનો નથી. તમારો હાથ મેળવવા માટે તો આજે અહીં આવ્યો છું. અને તમારે માટે તો હું વૈદ્ય બન્યો છું.

**લીલી** : તમારી લાગણીઓ માટે હું ખરેખર આભારી છું. તમારો ઉપકાર હું સમજી શકું છું.

**જગદીશ** : (મનમાં) નાદાન છોકરી!

**લીલી** : પપ્પા, ત્યારે આ ગૃહસ્થ સાથે મને પરણાવશો?

જગદીશ : હા, તારો હાથ મને આપ. સાહેબ, તમારો હાથ પણ જરા લાંબો કરજો.
સુરેશ : (હાથ લાંબો કર્યા વિના) પણ સાહેબ,—
જગદીશ : નહિ. નહિ, (હાસ્ય રોકતાં) એ તો જરા એને શાંત કરવા.
સુરેશ : મારા સાચા પ્રેમના ચિહ્ન તરીકે આ વીંટી સ્વીકારો ! (જગદીશને ધીમેથી) એ મંત્રેલી વીટી છે, જે એનો ભ્રમ નષ્ટ કરશે.
લીલી : વિધિસર લગ્ન પૂર્ણ થવાં જોઈએ.
સુરેશ : જરૂર, જરૂર, [જગદીશને ધીમેથી] મારા કમ્પાઉન્ડરને બોલાવું. તે રજીસ્ટ્રાર છે, એમ આપણે એને કહીશું.
જગદીશ : એ તો ઘણું સારૂં.
સુરેશ : એ ! ઓ ! રજીસ્ટ્રારને અહીં બોલાવો
લીલી : શું તમે રજીસ્ટ્રારને પણ સાથે લાવ્યા છો ?
સુરેશ : (મશ્કરીની ઢબે) જી, હા.
લીલી : મને બહુ જ આનંદ થાય છે.
જગદીશ : (દયા ખાતો હોય તેમ મનમાં) મૂરખ ભોળી છોકરી ! એનું શું થશે ?

## પ્રવેશ ૭

જગદીશ : (રજીસ્ટ્રારને) સાહેબ ! તમારે બે જણનાં લગ્ન રજીષ્ટર કરવાનાં છે. લખો (લીલી તરફ આંગળી બતાવી) લગ્ન આ છોકરીના છે. હું વીશ લાખ રૂપિયા કન્યાદાનમાં આપું છું. લખો.
લીલી : પપ્પા ! હું તમારી બહુ જ આભારી છું.
રજીસ્ટ્રાર : આ લખ્યું. બધું બરાબર છે. તમે માત્ર હવે તમારી સહી જ કરો.
જગદીશ : (મનમા) કેટલી ઝડપથી બધું લખી દીધું ?
સુરેશ : (જગદીશને) પણ સાહેબ,—
જગદીશ : અરે કંઇ નહિ ! કંઇ નહિ ! શું હું જાણતો નથી ? (રજીસ્ટ્રારને) સહી કરવા એને કલમ આપો. (લીલીને) ચાલ, ચાલ, તું સહી કર પછી હું સહી કરીશ.
લીલી : નહિ, મને જોવા દો.
જગદીશ : ચાલ લે (સહી કરી આપીને) હવે તને સંતોષ થયો ?
લીલી : તમને કલ્પનામાંયે ન હોય એટલો મને આજે આનંદ થાય છે.
જગદીશ : એનાથી રૂડું શું ?

સુરેશ : રજીસ્ટ્રાર લાવવાની જ માત્ર અગમચેતી રાખી હતી એટલું જ નહિ, પણ સાથે વાજંત્રવાળા સંગીતકારો અને નાચનારીઓ પણ લાવ્યો છું કે જેથી પ્રસંગ બરોબર ઉજવી શકાય. બધાને અંદર બોલાવો. રોગીની અસ્વસ્થતા દૂર કરવા આનો પણ મારે ઉપયોગ કરવો પડે છે.

## પ્રવેશ ૮

પ્રહસન, નૃત્ય અને સંગીત દેવી સાથે.

ત્રણ દેવી તણી, અમ સા'ય વિના
જગ રોગ પીડે, સહુ દુ:ખી બને.
નવ ઔષધિઓ કંઇ કામ કરે,
અમ સા'ય થકી, સહુ રોગ ટળે.

પ્રહસન દેવી—બહુ સુખ અને અતિ આનંદમાં;
મન રોગ હરો, મમ સા'ય થકી;
તમ વૈદ્ય અને સહુ દાકતરમાં
કંઇ જ્ઞાન નહિ, નવ જાવ તહિં.

ત્રણે ભેગા—ત્રણ દેવી તણી અમ સા'ય વિના;
જગ રોગ પીડે, સહુ દુ:ખી બને.
નવ ઔષધિઓ કંઇ કામ કરે;
અમ સા'ય થકી, સહુ રોગ ટળે.

(આનંદ દેવી વીગેરે નૃત્ય કરે છે)

## પ્રવેશ ૯

**જગદીશ :** લોકોને મારા કરવાની આ આનંદદાયક રીત છે. મારી દીકરી અને દાકતર ક્યાં ગયાં?

**લક્ષ્મી :** લગ્નની બાકી રહેલી વિધિ પૂર્ણ કરવા ઉપડી ગયાં છે.

**જગદીશ :** લગ્ન કેવું?

**લક્ષ્મી :** (મનમાં) લુચ્ચો બરાબર સપડાયો છે. (મોટેથી) તમે મશ્કરી માનેલા લગ્ન ખરાં નીકળ્યાં છે.

**જગદીશ :** (સુરેશ અને લીલાને પકડવા દોડે છે પણ વાજાંવાળા વગેરે રોકે છે) બદમાશો! ખસો, ખસો, મને જવા દો, મને જવા દો. હું કહું છું કે ખસો. (તેઓ જગદીશને પકડી રહે છે.) ગધેડાઓ! જહાનમમાં જાઓ! અરેરે! (બે હાથે માથું પકડી બેસી જાય છે.)*

રણછોડજી પ. મહેતા.

[ સંપૂર્ણ ]

---

*અંગ્રેજી ઉપરથી.

# પૂર્ણાના બાર અંકો

## (એક તટસ્થ સમીક્ષા)

'પૂર્ણા' માસિક પોતાના જીવનનું એક વર્ષ પૂરું કરી બીજા વર્ષમાં પ્રવેશ કરે છે. આ પ્રસંગે કોઇને પણ સ્વાભાવિક પ્રશ્ન થાય કે 'પૂર્ણા'એ પોતાની પ્રતિજ્ઞા કેટલે અંશે પૂર્ણ કરી. સાહિત્યની દૃષ્ટિએ પૂર્ણાએ શો ફાળો આપ્યો એ સાહિત્યરસિકોનો પ્રશ્ન વ્યાજબી છે, અને તે દૃષ્ટિએ જ આ ટૂંકા લેખમાં પૂર્ણાના બાર અંકો ઉપર બહુ ઉંડી નહીં, વેધક નહીં પણ જરા ઉડતી દૃષ્ટિ ફેંકી, થોડી સમીક્ષા કરવાનો પ્રયત્ન છે.

'પૂર્ણા'ના પ્રારંભકાળમાં એના તંત્રીજીએ કરેલો ઉલ્લેખ આપણે પુનઃ જોઇ જઇએ:

"હાસ્યઅગ્રિયતા એ સુરતી જીવનની તળપદી ખાસિયત છે. એને સંતોષવી એ પૂર્ણાનો આવશ્યક ધર્મ ગણાશે. એ સુરતી સંસાર, સાહિત્ય અને ઇતિહાસમાં વિચરવા છતાં દેશ વિદેશની રસધારાઓ ઝીલીઝીલી વાંચકોના કરકમળમાં રજુ કરશે. પૂર્ણાના તંત્રી અને મોટાભાગના લેખકો નવતરા છે એટલે એના સંચાલનમાં ઉણપો આવવા સંભવ છે. પણ તે તેમના ઉત્સાહથી ઢંકાઇ જશે. પૂર્ણાનો પરિઘ નાનો છે એટલે એ રસથાળમાં ખાસ ખાસ પસંદગીની વાનગીઓજ પીરસાશે. અનિષ્ટ તત્ત્વો દાખલ કર્યા સિવાય એવું સાહિત્ય અર્પવું કે જે લોકપ્રિય નીવડે અને તે એવું નહીં હોવું જોઇએ કે વિદ્વાનો વાંચતાં સગાય વિગેરે."

'પૂર્ણા'નો ઉદ્દેશ અને તેને ફલિતાર્થ કરવાને સ્પષ્ટ નીતિ વા રીતિનો ઉપરના શબ્દોમાં સ્પષ્ટ ઉલ્લેખ આવી જાય છે અને એ પ્રમાણે આ બાર અંકો જોતાં કેટલું થયું છે અને કેટલું નથી થયું, એ જો કોઇ મર્મગ્રાહી વાંચનાર બારે અંકો ઘણા ધ્યાનથી જોઇ જાય, તો તે આ સંબંધમાં ઘણો સારો વિવેક કરી શકે, અને તે હેતુથીજ મેં તંત્રીજીની નોધનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે.

ગુજરાતી સાહિત્યમાં આજકાલ એટલા બધા માસિકો, ત્રિમાસિકો નીકળે છે, કે જે બધાં માત્ર જોઇ જવા જેટલો પણ અવકાશ ભાગ્યેજ મળે, તો પછી તેમાંના બધા લેખોનું સાહિત્યની દૃષ્ટિએ મૂલ્યાંકન કરવું એ કેવળ અશક્ય છે, છતાં જે અમુક ઉચ્ચ કોટિના ગણાતાં માસિકો—ઉર્મિ નવચેતન, પ્રસ્થાન, કુમાર, શારદા, વસંત વિગેરેનું જો આપણે ઉંડું અવલોકન કરીએ, તો થોડે અંશે બાદ કરતાં બીજાં કેટલાક લેખો ઘણા સુંદર અને મનનીય જણાયા વિના નહીં રહે, અને તે સાથે પ્રત્યેક માસિકમાં રહેલું વિશિષ્ટત્વ પણ જણાશે. કોઇમાં સારી નવલિકા તો કોઇમાં સારા નિબંધો, કોઇમાં સુંદર ભાવના અને ચિંતનપ્રધાન કાવ્યો તો કોઇમાં સુંદર સંવાદો, કોઇમાં હળવો હાસ્યરસ તો કોઇમાં કટાક્ષ મિશ્રિત વિનોદ લેખો, કોઇમાં જીવન ચરિત્રો અને રેખા ચિત્રો, તો કોઇમાં પ્રવાસવર્ણન કે દેશના આર્થિક, સામાજિક, રાજકિય, ધાર્મિક વિષયો સંબંધમાં વિવિધ ચર્ચા—આમ અનેક પ્રકારની વિવિધ રસ સામગ્રી આપણને પ્રતિમાસે મળે છે કેટલાક લેખો વિદ્વદ્ભોગ્ય નીવડે છે. કેટલાક મધ્યમ પ્રકારના હોય છે. જ્યારે કેટલાક બાળકોને માટે

ખાસ લખાયલા હોય છે. જેની જેવી રૂચિ તે પ્રમાણે પોતાની સામગ્રી પોતે ગ્રહણ કરે છે અને સંતુષ્ટ થાય છે અને એ માસિકોના તંત્રીઓ અને સંચાલકો પણ એટલી ખાસ કાળજી રાખે છે કે પોતાના માસિકના વાંચનારાઓને એ રીતેનો સંતોષ થાય છે કે નહીં, અને ત્યાંજ માસિકના લેખોની સફળતા કે નિષ્ફળતા જણાઇ આવે છે, છતા આપણે રગીવાર જોઇએ છીએ કે કોઈ કાઇ વખત આપણને આખા માસિકમા એક કે બેજ લેખો સાર લાગે છે, અને કેટલીક વખત તો આપણને નહી ગમતા લેખો જોતા કેવળ નિરાશજ થવુ પડે છે આ ત્રણુ સ્થિતિમા કેવળ તંત્રીનો પણ દોષ નથી. એમા બીજા ઘણા કારણો હોય છે જેની ચર્ચા આ સ્થળે અપ્રાસંગિક છે

માસિકોમા આવતા લેખોનુ આટલુ દિગ્દર્શન કર્યા પછી આપણે હવે 'પૂર્ણા' તરફ દ્રષ્ટિ કરીશુ અને તેમ કરતા આજે ગુજરાતમા ગુજરાતી માસિકોનો કેવો સત્કાર થાય છે તે ધ્યાનમા રાખવુ પડશે જેને માત્ર ટુકી વાર્તાઓ (નવલિકાઓ)નોજ શોખ હોય તેમને બીજા લેખો અને કાવ્યોનુ આકર્ષણ નથી હોતુ અને જેમને ઉચ્ચપ્રતિના કાવ્યો ગમતા હોય તેમને આવી વાર્તાઓ ગમતી નથી કોઇને હળવુ સાહિત્ય (Light literature) વધારે વાચવા ગમે છે, તો કોઇને શિષ્ટ સાહિત્ય વિષયક નિબંધો કે લેખો વાચવાનો શોખ હોય છે એ બધી દ્રષ્ટિએ 'પૂર્ણા'મા પ્રસિદ્ધ થયેલા લેખોનુ આપણે વર્ગીકરણ કરવુ પડશે.

'પૂર્ણા'મા કાવ્યો, નવલિકા (ટુકી વાર્તા), લોક-સાહિત્ય, હાસ્ય-રસ, ઇતિહાસ-અન્વેષણ સમાજશાસ્ત્ર અને ભૂગોળ વિષયક લેખકો—સારા પ્રમાણમા આવ્યા છે એમ નિઃશંક કહી શકાય અને એ બધામા પણ નવલિકા અને ઇતિહાસ-અન્વેષણ એ એના વિશિષ્ટ તત્ત્વો કહી શકાય કાવ્યોનું તત્ત્વ પણ છેક ઉતરતુ તો નહી ગણાય પણ કવિતા-લેખકોનો સહકાર જોતા આપણને એ વિષયમા જરા નિરાશા થાય એવુ છે, જો કે એ સાથે એટલુ તો સ્પષ્ટપણે નોંધવુ પડશે કે કાવ્યો-ગમે તેના લેવા એ નીતિને તો દૂર જ રાખવામા આવી છે અને તેથી જે થોડા કાવ્યો આપણને મળ્યા છે તે સુંદર ભાવના અને ચિંતનાત્મક છે. એટલુ તો કહ્યા વિના ચાલે એમ નથી

(૧) કાવ્યો —કાવ્ય લેખકોમા સૌથી પ્રથમ દ્રષ્ટિ ખાસ બે લેખકો ઉપર પડે છે શ્રી. પ્ર. અને શ્રી સેવાનંદ. શ્રી પ્ર નુ લગભગ પ્રત્યેક અંકમા કાવ્ય છે, શ્રી પ્ર. ની કવિતા વિષે એક જુદોજ સ્વતંત્ર લેખ લખી શકાય પણ જે કાવ્યો પૂર્ણામા અંકોમા પ્રસિદ્ધ થયા છે, તેમાના કેટલાક પ્યારા ભગવાન, આદર્શ, ગુજરાત, સંક્રાંતિ, દીવાસળી, સંસ્કૃતિ એટલા કાવ્યો તો કવિતાની દ્રષ્ટિથી ઉત્તમ કોટીના કહી શકાય શ્રી પ્ર ના કાવ્યો પ્રથમ 'લોક-વાણી'મા હુ વાંચતો ત્યારથી જ એમનામા ભાવના અને ચિંતનશીલ કાવ્યો લખવાની શક્તિ છે એ હુ જાણુ છુ અને ગુજરાતી કાવ્યસાહિત્યમા જે થોડા સારા કાવ્યલેખકો છે તે નામાવલીમા હુ એમનુ નામ વિના સંકોચે ઉમેરી શકુ. શ્રી ભાઇ પ્ર હજુ પ્રસિદ્ધિમા આવ્યા નથી, છતા એમનુ એક માત્ર કાવ્ય 'અંધ અને અંધકાર' ના એક પુસ્તકમા સંગ્રહાયુ છે એ એમની કવિતા લખવાની પ્રતિભા સિદ્ધ કરે છે અને હુ આશા રાખુ છુ કે જ્યારે એમના કાવ્યો પુસ્તકાકારે પ્રસિદ્ધ થશે ત્યારે સાહિત્યમા સારો

સત્કાર થશે. એમનો કાવ્ય પ્રવાહ સતત્ ગતિથી વહે છે; તેમાં ઉર્મિ–ભાવના–ચિંતન છે અને કેટલાંક કાવ્યોમા ચિંતન એટલું બધું છે કે તેમાં રહેલી ભાવના સ્પષ્ટ સમજાતી નથી. ભાષાની દૃષ્ટિએ પણ ભાષાશાસ્ત્રીને તેમજ કવિતાશાસ્ત્રની દૃષ્ટિએ કેટલીક ભૂલો જણાય પણ એ બધી ક્ષતિઓ એમના કાવ્ય પ્રવાહ આગળ જણાતી નથી એમના કાવ્યોમાંથી કેટલીક લીટીઓ અહીં ઉધ્ધૃત કરવાનો વિચાર થાય છે પણ સ્થળ સંકોચને લીધે હું કરી શકતો નથી. છતાં એમનાં કાવ્યો કવિના પ્રિય વાંચકો જરૂર એકવાર પુનઃ વાંચી જાય એટલી સૂચના તો કર્યા સિવાય ચાલતું નથી. તેમાં પણ બિચારો ભગવાન, સક્રાંતિ, સ્વતંત્રતા, ગુજરાત, સંસ્કૃતિ એટલા કાવ્યો તો ખાસ વાંચવા યોગ્ય છે.

બીજા કાવ્ય લેખકોમાં શ્રી. ભાઇ મેવાનંદનું સ્થાન છે. એમનાં કાવ્યો પીડિતોનાં કાવ્યો કહી શકાય. ભૂંગળાવાળાને, બાપજી! અમે તમારાં ઢોર, મજૂરીઆં, શપથકાંનો સોટો— આટલાં કાવ્યો વાંચતાં જ કાવ્યનો વિષય જણાઇ આવે છે અને પીડિતોનાં હૃદયનાં દુઃખ હૃદયંગમ શૈલીમાં પ્રદર્શિત કર્યાં છે. એ રીતે આજની કવિતાનું જે એક ખાસ લક્ષણ—જે શ્રી. સુંદરમ્, શ્રી. ઉમાશંકર જોષી, શ્રી. ઇન્દુલાલ ગાંધી વગેરેમાં જોવામાં આવે છે, તે વિશિષ્ટત્વ શ્રી. મેવાનંદનાં કાવ્યોમાં જોઇ શકાય છે. આ સિવાય શ્રી. ઉમાશંકર જોષીનું 'રખડુનું ગીત' અને શ્રી. ઇન્દુલાલ ગાંધીનું 'બારણે' એ બે કાવ્યો આપણને મળ્યાં છે, એ આપણું સદ્ભાગ્ય છે. શ્રી. કુસુમાકર, રતુભાઇ દેસાઇ, જનાર્દન પ્રભાસ્કર અને શ્રી. જહાંગીરજી દેસાઇનાં પણ બે ત્રણ કાવ્યો એકંદરે સુંદર છે, તેમાં 'સમશાનાં અશ્રુ' નામનું શ્રી. જહાંગીરજી દેસાઇનું કાવ્ય ખાસ ધ્યાન ખેંચે એવું છે.

કાવ્યવિભાગના સંબંધમાં એટલું તો ચોક્કસ કહી શકાય કે હજુ જોઇએ તેટલાં પ્રમાણમાં અને જોઇએ તેવાં કાવ્યો મળ્યાં નથી, અને ભવિષ્યમાં એ ઉણપ દૂર કરવા 'પૂર્ણા'ના તંત્રીએ ગુજરાતના સારા કાવ્ય લેખકોનો સહકાર મેળવવા ઘણો પ્રયત્ન કરવો પડશે; તોજ આપણને સારા વિવિધ પ્રકારનાં કાવ્યો મળશે અને તોજ શ્રી. સુંદરમ્, શ્રી. સ્નેહરશ્મિ જેવાંની સુંદર કાવ્યકૃતિઓ આપણે 'પૂર્ણા'માં વાંચવાને ભાગ્યશાળી થઇશું.

(૨) ઇતિહાસ અન્વેષણ:— આ દૃષ્ટિએ આપણને જે લેખો મળ્યા છે તેમાં શ્રી. મણિભાઇ દ્વિવેદીનાં લેખોનું મુખ્ય સ્થાન છે. આપણા ગુજરાતમાં પુરાતત્ત્વવિદોની સંખ્યા ઘણીજ થોડી છે અને એ વિષયમાં રસ લેનાર પણ થોડા છે. એ વિષયના લેખો પણ બહુ થોડા મળે છે. એ સંજોગોમાં શ્રી. દ્વિવેદીનો પૂર્ણાને મળેલો ફાળો કોઇ રીતે ઓછો ઉતરતો નથી. પૂર્ણાના પ્રદેશનો ભૂતકાલીન ઇતિહાસ એમણે શિલાલેખો, તામ્રપત્રો, દંતકથાઓ વિગેરેની મદદથી એવી સુંદર રીતે સાંકળ્યો છે કે આપણને કેવળ શુષ્ક માહિતીનો ભંડાર નથી મળ્યો, પણ એમની રસમય વિશિષ્ટ શૈલીમાં શ્રી. દ્વિવેદીએ પોતાનું પુરાતત્ત્વવિદ્ તરીકેનું વ્યક્તિત્વ બતાવી આપ્યું છે. એમના પૂર્ણાના પ્રદેશમાં, કોદાદ., ઇતિહાસની આરસીમાં સુરત, દક્ષિણ ગુજરાતના પુરાતન ઇતિહાસની કડીઓ, તવારીખી સુરત અઠ્ઠાવીસી, અમેરીકાને સાગર તીરે રૂપ–સંગતિ, આ બધા લેખોમાં શ્રી. દ્વિવેદીનો પરિશ્રમ, એમની વિદ્વતા અને તે સાથે એમના અન્વેષણપદ્ધતિ માલુમ પડ્યા વિના રહેશે

ાહીં, આ વિષય એવા પ્રકારનો છે કે એમાં મતભેદને સ્થાન હોઇ શકે પણ એ ગમે તે હાય, આપણને આપણી આસપાસના પ્રદેશ વિષે ઘણું જાણવાનું મળે છે, એટલું તો કબુલ કર્યા સિવાય છૂટકો નથી. એ સિવાય, સુપ્રસિદ્ધ સાક્ષર શ્રી. દમણુલાલ વ. દેસાઇનો જનવા-બાલી અને તેની સંસ્કૃતિ વિષેનો એક અભ્યાસપૂર્ણ અને વિદ્વદ્ભોગ્ય લેખ આપણને મળ્યો છે અને શ્રી. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવનો 'પૂર્ણા'—ભૌગોલિક દષ્ટિએ' લેખ પણ સુંદર વાંચવા જેવો છે. આ બધા લેખો જોતાં 'પૂર્ણા'ના તંત્રીજીને ધન્યવાદ આપવો જ જોઇએ કારણકે એમની એ સંબંધમાં કરેલી પ્રતિજ્ઞા ઘણે અંશે સફળ નીવડી છે, અને પૂર્ણા પ્રદેશ સંબંધમાં આટલું જાણવાનું મળ્યું તે કંઇ ઓછું નથી. હજુ આપણે આશા રાખીશું કે ભવિષ્યમાં આ પ્રદેશનું પ્રાચીન સાહિત્ય આપણને મળે.

(૩) નવલિકા (ટુંકી વાર્તા):— પ્રત્યેક અંકમાં એક કે બે વાર્તા આપણને મળી છે. એ લેખકોમાં શ્રી. પ્ર. અને શ્રી પંકજની ટુંકી વાર્તાઓ આપણું ધ્યાન ખેંચે છે. શ્રી. પ્ર. ની વાર્તાઓ—ગુન્હેગાર, સનાતનધર્મ, નનામી નારી, શોભા—ખાસ વાંચવા જેવી છે. એ વાર્તાઓમાં પણ શ્રી. પ્ર. ની વિશિષ્ટ શૈલી જણાય છે. આજના નવલિકા લેખકોમાં શ્રી. પ્ર. નું સ્થાન કેવું છે એ પ્રશ્નની ચર્ચા હું કરવા ઇચ્છતો નથી, પણ ટુંકમાં એટલું જ કહી શકાય કે એક રીતે એમની વાર્તાઓ Problem stories કહી શકાય. અમુક એક પ્રશ્ન દષ્ટિ સનમુખ રાખી શ્રી. પ્ર. પોતાની વાર્તાઓનો વિકાસ કરે છે. વાર્તાનો વિષય અને વસ્તુ (Plot) એમને સામાન્ય જીવનમાંથી જ મળી આવે છે, અને પછી પોતાની વિશિષ્ટ પદ્ધતિએ એ વિષયની ચર્ચા ઉપાડે છે. એ વાર્તાઓમાં ખાસ કરીને સંવાદ-પદ્ધતિ મુખ્ય છે, ચારિત્ર્યાલેખન, વર્ણન, મનોભાવ વ્યક્ત કરવાની શક્તિ વિગેરે સંબંધમાં શ્રી. પ્ર. ને માટે વાર્તા લેખકનું માન ઉપજાવી શકે એમ છે. એક બે વાર્તાઓ કેટલાંક રૂઢિચુસ્તોને નહી ગમી હોય, તેના કારણો છે, પણ જે આક્ષેપ, કટાક્ષ અને પ્રહાર એ વાર્તાઓમાં દષ્ટિગોચર થાય છે, તે જોતાં શ્રી. પ્ર. ની વાર્તા લખવાની શક્તિ સિદ્ધ થાય છે.

ઉમિયાશંકર જેશંકર મહેતા

[ અપૂર્ણ ]

તાર 'ARYANIVAS'
આર્યનિવાસ
હિંદુ લૉજ
વિશાળ
નિવાસ સ્થાન
અમીરી
ભોજન પ્રબંધ
ટેલીફોન 23139
કાલબાદેવી રોડ મુંબઈ

# પ્રલયનાં પગરણ

**શ્રી વલ્લભભાઈ પટેલ**

What man has made of man!

પ્રતિપળે પ્રલયનો પગરવ વધુને વધુ સ્પષ્ટ થતો જાય છે. અંતરે અંતરે અવિશ્વાસ જાગ્યો છે. જગતના મુત્સદ્દીઓ અને સત્તાધારીઓ પોતપોતાની જાળમા જ ફસાતા જાય છે. સર્વ પ્રતિકૂળતાનો દોષ પારકા ઉપર નાખવામાં આવે છે. જ્ઞાનથી કે સમજુતિથી બુદ્ધિપૂર્વક સમજવાની શક્તિ ગુમાવી બેઠા લાગે છે. યુક્તિ પ્રયુક્તિ સર્વ નિષ્ફળ જતાં છેવટે હથિયાર ઉપાડવાનો વારો નજીક આવતો જાય છે. સર્વકોઇ સર્વકોઇને ખાઇ જવા માગે છે. અનેસૌ પોતપોતાની શક્તિ પ્રમાણે પોતાના સ્વાર્થ અને લોભના રક્ષણાર્થે લડવાની તૈયારી કરતા જાય છે દુનિયા આથી કદી ન અનુભવેલ એવી પરિસ્થિતિમાંથી પસાર થઈ રહી છે. ભયંકર ભવિષ્યમા હાથ નાખી ભવિષ્યને વધુ વિકરાળ બનાવ્યું છે. પરિણામનો ખ્યાલ રાખ્યા વિના અનેક ભાવિ યોજનાઓ, પ્રગતિ અને સંસ્કૃતિના સુંવાળા ખોળીઆ નીચે ઘડાઇ. પ્રગતિ અને સંસ્કૃતિના નામે દુનિયાની ભૂમિ ઉપરથી સ્વતંત્રતા અને માનવતાને કચડી નાખવામાં આવી અથવા બંદીવાન બનાવવામાં આવી.

આજે પોર્ટ આર્થરથી માંડી પેરૂ સુધી આખી દુનિયા યુરોપની સ્વાર્થી, લોભી, જડવાદી સંસ્કૃતિના લાંબા ભયંકર ઘેરા કાળા પડછાયામાં સપડાતી જાય છે. એમણે મોજ-મજાહ, તાગડધિન્ના અને સત્તાપ્રાપ્તિને જીવનનું ધ્યેય નક્કી કર્યું અને એ મોજમજાહ કે તાગડધિન્ના પારકાને ભોગેજ કરવાં એમાંજ સારી સંસ્કૃતિ રહેલી છે એમ એમના આચરણે સાબીત કરી આપ્યું છે. છતાં આખી દુનિયા એ વિજળીના ઝબકારામાં અંજાઇ આંધળી બની છે. અને એમનું અંધ અનુકરણ કરી આજે ભયંકર કાળના મુખમાં આગળને આગળ ધસ્યે જાય છે.

બધા લક્ષ્મીના ઉપાસકો મડીને એને કબજે કરવા માંહોમાંહે યાદવાસ્થળી જમાવે છે. એ યાદવાસ્થળી સર્વનો સંહાર કરનારી ભયંકર છે. કોઇ એમાંથી ઉગરી શકે એમ નથી. એક મહાન લડત વખતે લડનાર અને ન લડનાર પ્રજા વચ્ચે ભેદ હતો પણ હમણા હમણા એ રહ્યો નથી. ઇટલી એબીસીનીઆ વિગ્રહ વખતે ઇંગ્લેન્ડને કેટલું નુકશાન થયું? સ્પેનના ચાલુ વિગ્રહમાં ક્યાં ભેદાભેદ રહી છે. હમણા પણ એક બ્રિટિશ સ્ટીમર પર બોંબનો મારો-ચલાવવામાં આવ્યો છે. ઇટલી જર્મની, ઇંગ્લેન્ડ, ફ્રાન્સ, રશિયા ન લડતાં હોવા છતાં લડે છે. ચીનમાં, ચીન, જાપાન, જર્મની, અમેરિકા,ઇંગ્લેન્ડ, રશિયા બધાયને સહન કરવાનું બાકી નથી રહેતું. બધી જગ્યાએ વારંવાર લડવાથી ઘણું નુકશાન જાય છે. કોઇ પણ નિરાંતે રહી શકતું નથી; એના કરતાં એકી વખતે એકીવારે બધા લડી લે તો સારૂં ચોક્કસ માનવું છે કે માણસ જાતને ઓછું નુકશાન વેઠવું પડે.

પણ ખોટી કીર્તિ અને સત્તા તથા પૈસાનો લોભી સ્વાર્થ આજે આંધળો બન્યો છે. એઓ એમ માને છે કે હજી એઓ એમની સ્વાર્થ સાધનામાં પ્રગતિ કરી શકશે. પણ એ ફાંફાં

છે. એમનો સ્વાર્થ અનંત છે. સનાતન છે. લડતોમાં થતો કરોડો રૂપિયાનો ધુમાડો માણસ જાતને ગુંગળાવી મારી નાંખશે. તદ્દન સાફ ન કરે તો અર્ધમૂઆ, નમાલા, નિર્બળ અને પતિત બનાવી મુકશે. એના કરતાં બહેતર છે કે એ પ્રલયમાં સર્વનો નાશ થાય.

જાપાને ચીન સાથે લડતાં લડતાં રશિયાની છેડતી કરી. એક સામાન્ય લશ્કરી અમલદારને ખોટી કીર્તિનો લોભ લાગ્યો. અને રશિયાના પ્રદેશમાં જઇ જાપાનને એ પ્રદેશના માલીક ઠગવવાની ધૃષ્ટતા કરી. આમેય તો રશિયા અને જાપાન વચ્ચે ઘણા લાંબા વખતથી બનતું નથી. ૧૯૦૪માં રશિયાને જાપાને હરાવેલું એ રશિયા ભૂલ્યું નથી. રશિયા-રશિયા શા માટે યુરોપનો કોઇપણ દેશ-પૂર્વનો કોઇ દેશ બળવાન બની એમનાં જેવાં સામ્રાજ્ય ભોગવવાની ધૃષ્ટતા કરે એ માંખી શકતું નથી. પણ રશિયાની આંતરિક વ્યવસ્થા જાપાનને અત્યાર સુધી તેમ કરતાં અટકાવી શકી નથી. રશિયા કોઇપણ વિગ્રહના - કારણ રૂપ થવા નથી માગતું. અરે કોઇપણ દેશ એ રીતે પોતાને માથે પાંભરી ન ઓઢી લે. નહિ તો ૧૯૧૪-૧૮ના જર્મનીની દશા એમની પણ થાય એ મોટી બીક રહે છે. જાપાને કોરિયા લીધું, મંચુરિયા લીધું અને ચીનમાં એ આગળ વધ્યું. પણ એ બધો વખત એણે સીધી રીતે એની સાથે ન લડવાની નીતિજ અખત્યાર કરી છે. આથી જાપાનને શૂર ચડયું. અને ખેંચ પકડ મુઝે જોર આતા હૈ એ કહેવત પ્રમાણે એનાથી ન રહેવાયું ત્યારે રશિયાની સાથે સીધી લડાઇ વહોરી લેવાની ધૃષ્ટતા કરી. અને એના એક અમલદારે પોતાનું લશ્કર લઇ કોરિયા, મંચુરિયા અને રશિયાની સરહદ આગળ આવેલી ચેંગ-કુ-ફેંગ Chan-ku-fongની ટેકરી કબજે કરી.

આમ તો જાપાનીસોએ રશિયાની આ સરહદ આગળ ખૂબ ગોટાળા કર્યા છે. પણ આ વખતે રશિયાએ જાપાનને પદાર્થપાઠ આપવાનું નક્કી કર્યું અને પૂર્વમાં એને માટે લશ્કર જમા જ રાખ્યું હતું. એક પછી એક ટૂકડીઓ મોકલવામાં આવી. અને જાપાને ટકી રહેવા ખૂબ પ્રયત્ન કર્યો પણ જાપાન ટકી શકતું નથી. મોસ્કોમાંના જાપાનીસ એલચી શીગે-માત્સુ-Shigemastu એ વાંધો ઉઠાવ્યો. પણ રશિયાના દૃઢ અને કડક પરદેશ મંત્રી મો૦ લીટવીનોફ આગળ એની ચાલાકી ચાલી નહિ.

શરૂઆતમાં તો એને સરહદ બાબતનો સામાન્ય અને સ્થાનિક ટંટો મનાવવા પ્રયત્ન કરવામાં આવ્યો. પણ થોડા જ દિવસમાં અનુમાન પ્રમાણે એનાં રૂપો બદલાયાં અને ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. આવા સરહદ બાબતના સ્થાનિક ટંટા અનેક થાય છે. ૧૯૩૪ પછી ઓછામાં ઓછા એવા સરહદના ટંટા ૨૦૦ જેટલા થયા હશે. પણ એકે લાંબો વખત ચાલ્યો નથી. અને ટૂંક સમયમાં આટલું ભયંકર સ્વરૂપ એકેયે ધારણ કર્યું નથી.

આ બનાવ ભયંકર જ બને. રશિયા જાપાનની સામ્રાજ્યની ભૂખ જાણે છે. એટલા માટે એણે છેલ્લાં થોડાં વર્ષ થયાં લશ્કરનો સારો સરખો ભાગ પૂર્વમાં જ રાખવામાં આવે છે. સરહદ ઉપર Safety cells જમીનની નીચે સહીસલામતી માટે રૂમો તૈયાર કરવામાં આવી છે. વ્લેડીવોસ્ટોકનું નૌકા સૈન્ય પણ પૂરતું તૈયાર કરવામાં આવ્યું છે. અને હવાઇ વિમાનનું મથક પણ તૈયાર કરવામાં આવ્યું છે. આ બધી તૈયારીઓ અગમચેતીથી

કરવામાં આવી હતી. અને વખત આવે જાપાનને એવી છક્કડ આપવી કે ફરી રશિયાનું નામ લેવાનું ભૂલી જાય. આવો મોકો કેમ જતો કરાય ?

ઉપરાંત મુત્સદ્દી રશિયા ચીનને મદદ કરી જાપાનને ઢીલું કરવા માગે છે. રશિયાની મદદ વિના ચીન આટલા દિવસ ન ટકી શકત. અઢવાડિયામાં કોરિયા પ્રાંતનો કબજો લેનાર જાપાનને આજે એક વર્ષ થયાં છતાં ચીનનો કબજો ન મળે એનું મુખ્ય કારણમાંનું એક રશિયાની આડકતરી દરમિયાનગીરી છે. એ જાપાનને ખૂબ ખૂંચે છે. અને હમણા યાંગસે અને પીળી નદીના પૂરથી જાપાન આગળ વધતું અટકી ગયું છે. એટલે નવરો વાણીઓ કાટલાં સાબે—Devil always finds idle hands for mischief—એ ન્યાયે જાપાનના હાથમાં ચળ આવી અને રશિયાને છેડયું. પણ રશિયા એ ચીન નથી, એ પેલેસ્ટાઇન નથી, નથી હિંદુસ્તાન કે નથી એબિસિનિયા, એ તો રીંછનું રશિયા છે. ચીવટાઇ અને મક્કમતાનો નમૂનો. પકડેલું છોડે નહિ.

આ વખતની એની હઠ મૂર્ખતા ભરી નથી. પણ ગણત્રીની મજબુતી ઉપર એની એ હઠ, મક્કમતા ટકેલી છે. ચીનની સાથે લડતા જાપાને પોતાનો સારા સારા માણસો અને દારૂગોળો ગુમાવ્યાં છે. કરોડો રૂપિયાનો—૪૩,૦૦,૦૦,૦૦૦ પૌંડ ચીનની સાથે લડતાં એક વર્ષમાં થયેલો અંદાજ ખર્ચ—ચીનની લડતનો ખર્ચ એને ભારે પડયો છે. રશિયાની સાથે બાથ ભીડવાની હીમત નથી રહી. સરહદના એ કહેવાતા સ્થાનિક મામલાને પહોંચી વળવા હેન્કાઉનો મારો બંધ રાખવો પડયો. અને જાપાને પોતાનું ઘણું ખરું લશ્કર, બદલીનું કારણ આપી ઉત્તરમાં ખેંચ્યું છે. એનો અર્થ તો સ્પષ્ટ જ છે કે જાપાન ચીન રશિયા બન્ને સાથે ન લડી શકે. રશિયા સાથે લડવા જતાં જીતેલું ચીન ગુમાવવું પડે. કરોડોનો ખર્ચ અને હજારોનો જાન પાણીમાં જાય. ઉપરાંત ચીન સાથે લડતાં જાપાનને આટઆટલું વેઠવું પડે છે તો રશિયા જેવા મહાન, છેલ્લામાં છેલ્લી જાતના અને સંપૂર્ણ શસ્ત્રસંપન્ન દેશની સાથે લડતાં એને નવનેજા થાય. એમા શંકા નથી.

ઉતાવળીઆ, ઉદ્ધત જાપાને આનો ખ્યાલ ન રાખ્યો. એણે એમ માન્યું કે રશિયા હમણાં લડી શકે એમ નથી. કારણ કે પશ્ચિમમાં જર્મની ધૂરકી રહ્યું છે અને ઝેકોસ્લોવેકીઆના પ્રશ્નનો અંત—આશા નથી કે સંતોષકારક આવે—આવે નહિ ત્યા સુધી તો રશિયા કાંઇ પણ નિર્ણયાત્મક લડત કરી શકે નહિ જ. પણ રશિયાએ ગણતરી કરી જોઈ કે એ પ્રશ્નનું કાંઇ નહિ તો દોઢ બે મહિના વિના સ્પષ્ટ પરિણામ જણાવાનું નથી, અને ત્યાર પછી તો જર્મની લડવાની તૈયારી જ કરશે. પણ એ દોઢ બે મહિનામાં જાપાનને એવી જબ્બર લડાઇ આપવી કે એને પૂરેપૂરો પદાર્થપાઠ મળે.

જાપાને પોતાની નબળાઈ મોડામોડા પણ જોઇ અને નમતું આપવાની તૈયારી બતાવી લીટવીનોફ અને શીગેમાત્સુએ કરાર કર્યાની વાત જાહેર થઇ છે. પણ એ કરારમાંથી કાંઈ રશિયાને લાભ થાય એમ નથી. જાપાનની આ એક તરકીબ લાગે છે. રશિયાને થોડો વખત થોભાવવા એક તપાસ સમિતિ નીમવામાં આવી છે. બે રશિયન અને બે જાપાનીસની એ સમિતિ સરહદ બાબત તપાસ કરશે. પણ જેમાં બન્ને પક્ષના બબ્બે પ્રતિનીધિ હોય અને

નિષ્પક્ષપાત સભ્ય કોઈ ન હોય તો એનું પરિણામ શુન્ય આવવાનું એ નિર્વિવાદ છે. આખરે એનોએ પ્રશ્ન આવીને ઉભો રહેશે. અને ફરીથી મોકો મળતાં વધુ ભયંકર લડાઈ શરૂ થશે.

યાદવાસ્થળીમાં આ એક ઉમેરો. અને હિટલર જ્યારે જાગશે ત્યારે સૌને અંદર ખેંચશે એમ માનવાને કારણ છે. કારણ કે સામાન્ય રીતે હિટલર પણ સીધેસીધી લડાઈ કરવા માગતો નથી, પણ એની યુકિત એક લુટારૂની છે. બ્રિટીશરોની ખાસીયત જુદી છે. એમને સંપૂર્ણ પણ નિષ્પ્રાણ શાંતિ જોઇએ છીએ છે; ગફલતી, ઘેનવાળું વાતાવણ જોઈએ છે. અને જ્યારે શાંત અંધારી રાતના જેમ ચોર ચોરી કરી જાય તેમ ગફલત અને ઘેનથી ઘેરાએલા નિષ્પ્રાણ "અને શાંત 'વાતાવરણમાં બ્રિટીશરોએ સામ્રાજ્ય મેળવ્યું' છે. અને એ વધારવા કે એને સંભાળી રાખવા એવાજ વાતાવરણની એમને જરૂર છે. જ્યારે હિટલર અવ્યવસ્થિત તોફાન, ગભરાટ અને ઉચાટભર્યા વાતાવરણમાં પોતાનું કામ કરી લે છે; જેમ મેળાની ભીડમાં અથવા આગ કે અંધાધુંધીના પ્રસંગે ખીસ્સા કાતરૂ અથવા લુટારૂઓ લૂટી જાય છે તેમજ એટલે જ્યારે હિટલરને આવી તક ન મળે ત્યારે છેવટના હથિયારતરિકે જામાચિઠ્ઠીને જોહુકમીબંધ કરી એણે સાચેસાચ 'એના વીર જર્મનોનું પાણી બતાવવું પડશે. અને ઝેકોસ્લોવાકીઆ એની જાસાચિઠ્ઠીને ગણકારતું નથી. કદાચ હવે પ્રલયાગ્નિને ચેતાવવાનો વખત નજીક આવ્યો લાગે છે. કોણ અને કેવી રીતે ચેતાવશે એ કેવું કઠણ છે. પણ હમણાં ઠેર ઠેર ચાલતા વિગ્રહની એકજ ચિનગારી કદાચ દુનિયા સળગાવી મૂકે.

આવ પ્રલય ચિનગારી! આવી નવ માનવ નવ દુનિયા દે!

---


## ગણદેવા ટેલરીંગ એન્ડ કટીંગ કલાસ

### ઘર બેઠાં રૂપિયો રોજ કમાવો!

શીખવાની મુદત માસ બેથી ત્રણ. આખા કોર્સના માત્ર રૂા. ૨૧) માં હમારાં કપડાં શીવણ તથા વેતરકામ ગણિત પદ્ધતિસર શીખવવામાં આવે છે. આજ સુધીમાં સેંકડો વિદ્યાર્થીઓએ લાભ લીધો છે. તો આ બેકારીના જમાનામાં મુઝવણમાં નહિ પડતાં ધંધો હાથ કરી સ્વતંત્ર બનો સ્કૂલ માસ્તરો માટે વેકેસનની રજામાં માસ એકમાં સ્પેશિઅલ કલાસ રાખવામાં આવશે. સવડતા સાથે રહેવાનું મફત.

લખો યા મળો:—

ઠે૦ ખારેલ, મુ. પો. ગણદેવા — એલ. નરશી ટેલર

# સાકરીઆ ચણા

એક સરકસમા એક સીદી નોકરીએ રહ્યો. મેનેજરે તેને એમ વખતે પીંજરામા એક પથારી બતાવી કહ્યુ "આ પથારીમા સુઇ જા પછી તારી જોડે એમા એક સિંહને સુવડાવવામા આવશે તમને બનેને એક પથારીમા સાથે જોઇ લોકો અતિ ખૂશ થશે" આ સાભળી સીદી બિચારો આભો બની ગયો "સિંહને મારી જોડે પથારીમા, આ તમારી નોકરી—આપણે નથી જોઇતી !" મેનેજરે સમજાવ્યુ. 'ગભર નહિ, આ સિંહ તને કઇ ઇજા ન કરે એને માત્ર દૂધ પાઇ ઉછેરવામાં આવ્યો છે.' સીદીએ રડમસ કંઠે કહ્યુ. 'સાહેબ, હુ પણ દૂધ પરજ ઉછરેલો, પણ હવે માસ ખાઉ છુ ?'

... ... ...

લોર્ડ લેન્સડાઉન અમેરિકામા ગયા, ત્યારે એક વખતે તેમના કેટલાક પ્રશસકોએ તેને પાર્ટી આપી જમણ કરી રહ્યા પછી લોર્ડે એક વાત કહી 'મારી આફ્રિકાની મુસાફરી દરમિયાન મે એક આખુ જગલ પાષાણવત જડ થએલુ જોયુ. તેમા ઘણા સિહો અને અને હાથીઓ પાષાણ થઇ ગયા હતા' આ સાભળી સર્વ પ્રશસા કરવા લાગ્યા પણ એક અમેરિકનને લોર્ડ લેન્સડાઉન કરતા પાછળ પડવુ ન ગમ્યુ તેણે દંડે પહોરે મૂકયુ. 'મે રેક્ષાસમા એક જગલ તેમા ઊડતા પક્ષીઓ સાથે જડવત થયેલુ જોયુ.' 'નોનસન્સ' લોર્ડ લેન્સડાઉનથી રહેવાયુ નહિ, 'વિજ્ઞાનના દરેક જાણીતા નિયમની વિરુદ્ધ એ જાય છે' 'હા' અમેરિકને કહ્યું, 'પણ ત્યા દરેક વૈજ્ઞાનિક નિયમો પણ પાષાણવત્ થઇ ગયા હતા !'

... ... ... ...

જોસેફ ચેમ્બરલેઇન એક ખેડૂત વિષે ઘણીવાર વાત કરતા. કોઇએ એક ખેડૂતને એક છત્રી ભેટ આપી પવનના સપાટામાં અકસ્માત છત્રી ઉઘડી જવા પામી બિચારા ખેડૂતે અગાઉ કદી છત્રી જોઇ ન હતી તેને તે કેમ બધ કરવી તે આવડતુ ન હતુ. થોડા દિવસ પછી તે છત્રી આપનાર ગૃહસ્થ પાસે ગયો અને તેને તે પાછી આપી કહ્યુ, 'સાહેબ, તમારી ભેટ પાછી લઇ લો મને તો તે ભારે પડી ગઇ કોઇ પણ બારણામાથી તે પસાર કરી ઘરમા લઇ જઇ શકાતી નથી આથી તો તેને વાડામા ગભાણ સાથે બાધી મૂકવી પડે છે !'

... ... ..

મુત્સદ્દી કોણ ? મુડીવાળાઓને મજૂરોનો અને મજૂરોને મુડીવાળાનો ભય બતાવી બને પાસેથી મતો મેળવી રાજ કરતા પુરુષો

... ... ... ...

**એક બે ને ત્રણ**

એક અગ્રેજ એટલે બેવકૂફ
બે અગ્રેજો ,, કલબ
ત્રણ અગ્રેજો ,, સામ્રાજ્ય

નિષ્પક્ષપાત સભ્ય કોઈ ન હોય તો એનું પરિણામ શુન્ય આવવાનું એ નિર્વિવાદ છે. આખરે એનોએ પ્રશ્ન આવીને ઉભો રહેશે.અને ફરીથી મોકો મળતાં વધુ ભયંકર લડાઇ શરૂ થશે.

યાદવાસ્થળીમાં આ એક ઉમેરો. અને હિટલર જ્યારે જાગશે ત્યારે સૌને અંદર ખેંચશે એમ માનવાને કારણ છે. કારણ કે સામાન્ય રીતે હિટલર પણ સીધેસીધી લડાઇ કરવા માગતો નથી, પણ એની યુક્તિ એક લુંટારૂની છે. બ્રિટીશરોની ખામીયત જુદી છે.એમને સંપૂર્ણ પણ નિ:પ્રાણ શાંતિ જોઇએ છીએ છે; ગફલતી, ઘેનવાળું વાતાવણ જોઇએ છે. અને જ્યારે શાંત અંધારી રાતના જેમ ચોર ચોરી કરી જાય તેમ ગફલત અને ઘેનથી ઘેરાએલા નિષ્પ્રાણ 'અને શાંત ',વાતાંવરણમાં બ્રિટીશરોએ સામ્રાજ્ય મેળવ્યું'. છે..અને એ વધારવા કે એને સંભાળી રાખવા એવાજ વાતાવરણની એમને જરૂર છે. જ્યારે હિટલર અવ્યવસ્થિત તોફાન, ગભરાટ અને ઉચાટભર્યા વાતાંવરણમાં પોતાનું કામ કરી લે છે; જેમ મેળાની ભીડમાં અથવા આગ કે અંધાધુંધીના પ્રસંગે ખીસ્સા કાતરૂ અથવા લુંટારૂઓ લુટી જાય છે તેમજ એટલે જ્યારે હિટલરને આવી તક ન મળે ત્યારે છેવટના હથિયાર તરિકે જાસાચિઠ્ઠીને જોહુકમીબંધ કરી એણે સાયેસ્રાય «એના વીર જર્મનોનું પાણી બતાવવું પડશે. અને ઝેકોસ્લોવાકીઆ એની જાસાચિઠ્ઠીને ગણકારતું નથી. કદાચ હવે પ્રલયાગ્નિને ચેતાવવાનો વખત નજીક આવ્યો લાગે છે. કોણ અને કેવી રીતે ચેતાવશે એ કેવું કઠણ છે. પણ હમણાં ઠેર ઠેર ચાલતા વિગ્રહની એકજ ચિનગારી કદાચ દુનિયા સળગાવી મૂકે.

આવ પ્રલય ચિનગારી! આવી નવ માનવ નવ દુનિયા દે!

---


## ગણદેવા ટેલરીંગ એન્ડ કટીંગ કલાસ

### ઘર બેઠાં રૂપિયો રોજ કમાવો!

શીખવાની મુદત. માસ બેથી ત્રણ. આખા કોર્સના માત્ર રૂા. ૨૧) માં હમારાં કપડાં શીવણ તથા વેતરકામ ગણિત પધ્ધતિસર શીખવવામાં આવે છે. આજ સુધીમાં સેંકડો વિદ્યાર્થીઓએ લાભ લીધો છે. તો આ બેકારીના જમાનામાં મુઝવણમાં નહિ પડતાં ધંધો હાથ કરી સ્વતંત્ર બનો સ્કૂલ માસ્તરો માટે વેકેશનની રજામાં માસ એકમાં સ્પેશિઅલ કલાસ રાખવામાં આવશે. સવડતા સાથે રહેવાનું મફત.

લખો યા મળો:—

ઠે૦ ખારેલ, મુ. પો. ગણદેવા એસ. નરશી ટેલર

# સાકરીઆ ચણા

એક સરકસમાં એક સીદી નોકરીએ રહ્યો. મેનેજરે તેને ખેલ વખતે પીંજરામાં એક પથારી બતાવી કહ્યું. "આ પથારીમાં સુઇ જા. પછી તારી જોડે એમાં એક સિંહને સુવડાવવામાં આવશે. તમને બંનેને એક પથારીમાં સાથે જોઇ લોકો અતિ ખુશ થશે." આ સાંભળી સીદી બિચારો આભો બની ગયો. "સિંહને મારી જોડે પથારીમાં, આ તમારી નોકરી—આપણે નથી જોઇતી !" મેનેજરે સમજાવ્યું. 'ગભરા નહિ, આ સિંહ તને કંઇ ઇજા ન કરે એને માત્ર દૂધ પાઇ ઉછેરવામાં આવ્યો છે.' સીદીએ રડમસ કંઠે કહ્યું. 'સાહેબ, હું પણ દૂધ પરજ ઉછરેલો, પણ હવે માંસ ખાઉં છું ?'

... ... ... ...

લોર્ડ લેન્સડેઇલ અમેરિકામાં ગયા, ત્યારે એક વખતે તેમના કેટલાક પ્રશંસકોએ તેને પાર્ટી આપી. જમણ કરી રહ્યા પછી લોર્ડે એક વાત કહી: 'મારી આફ્રિકાની મુસાફરી દરમિયાન મેં એક આખું જંગલ પાષાણવત જડ થએલું જોયું. તેમાં ઘણા સિંહો અને અને હાથીઓ પાષાણ થઇ ગયા હતા.' આ સાંભળી સર્વે પ્રશંશા કરવા લાગ્યા. પણ એક અમેરિકનને લોર્ડ લેન્સડેઇલ કરતાં પાછળ પડવું ન ગમ્યું. તેણે કંઠે ખોંખારે મૂક્યું. 'મેં ટેક્ષાસમાં એક જંગલ તેમાં ઊડતાં પક્ષીઓ સાથે જડવત થયેલું જોયું.' 'નોનસન્સ' લોર્ડ લેન્સડેઇલથી રહેવાયું નહિ, 'વિજ્ઞાનના દરેક જાણીતા નિયમની વિરૂદ્ધ એ જાય છે.' 'હા' અમેરિકને કહ્યું, 'પણ ત્યાં દરેક વૈજ્ઞાનિક નિયમો પણ પાષાણવત્ થઇ ગયાં હતા !'

... ... ... ...

જોસેફ ચેમ્બરલેઇન એક ખેડૂત વિષે ઘણીવાર વાત કરતા. કોઇએ એક ખેડૂતને એક છત્રી ભેટ આપી. પવનના સપાટામાં અકસ્માત્ છત્રી ઉઘડી જવા પામી. બિચારા ખેડૂતે અગાઉ કદી છત્રી જોઇ ન હતી તેને તે કેમ બંધ કરવી તે આવડતું ન હતું. થોડા દિવસ પછી તે છત્રી આપનાર ગૃહસ્થ પાસે ગયો અને તેને તે પાછી આપી કહ્યું, 'સાહેબ, તમારી ભેટ પાછી લઇ લો. મને તો તે ભારે પડી ગઇ. કોઇ પણ બારણામાંથી તે પસાર કરી ઘરમાં લઇ જઇ શકાતી નથી. મારે તો તેને વાડામાં ગભાણ સાથે બાંધી મૂકવી પડે છે !'

... ... ... ...

મુત્સદ્દી કોણ ? મુડીવાળાઓને મજૂરોનો અને મજૂરોને મુડીવાળાનો ભય બતાવી બંને પાસેથી મતો મેળવી રાજ કરતા પુરૂષો.

... ... ... ...

**એક બે ને ત્રણ**

એક અંગ્રેજ એટલે બેવકુફ
બે અંગ્રેજો „ કલબ
ત્રણ અંગ્રેજો „ સામ્રાજ્ય

એક રફોય એટલે ગોલ્ફની રમત
બે રફોય ,, એક
ત્રણ રફોય ,, ઈંગ્લાંડની સરકાર

... ...

એક હિંદી માણસ એટલે તત્ત્વજ્ઞાન
બે હિંદી માણસો ,, કજીયા ટંટા
ત્રણ હિંદી માણસો , પરદેશી સત્તા

[ દાઢીઓ ]

... ..

(ડૉ ગીલ્ડરના સુરતના ભાષણમાંથી.)

હવે અંતમાં એક ટુચકો કહીને હું મારૂં ભાષણ ખતમ કરીશ એક વખતના વિલાયતના એક મોટા પ્રધાન ભાષણ કરીને પોતાની પત્ની સાથે મોટરમાં ઘેર પાછા ફરતા હતા. રસ્તામાં પ્રધાન સાહેબે પોતાના પત્નીને પૂછ્યું 'કેમ પત્ની! મારૂં ભાષણ કેવું હતું ?' પત્નીએ જવાબ આપ્યો 'તમારૂં ભાષણ હતું તો ઘણું મઝેનું પણ તમે ઘણી તકો ગુમાવી હતી' પ્રધાને પૂછ્યું કઇ તકો મે ગુમાવી તે મને સમજાતું નથી' ત્યારે પત્નીએ જવાબ આપ્યો 'તમને બેસી જવા માટે ઘણા ચાન્સ મળ્યા હતા પણ તમે બેસી ન ગયા' આજે મારી સાથે તો મારી પત્ની નથી, એમ છતાં જો આજના ભાષણમાં બેસી જવાની તક મને મળી હોય ને તે મેં ન લીધી હોય તો મને માફ કરજો. [લોકવાણી]

— ભૈયાજી

દરેક જાતની આંબાની કલમો તથા અડધોશેરીઆ
ચીકુ, લીંબુ, મોસંબી, સંત્રાં, ગ્રેપફ્રુટ, ઇટાલીઅન
લીંબુ, બી વગરની જમરૂખી, ત્રણ વરસે ફળનારી
નાળીએરી, મીઠી પીસાબવેલ વગેરેની કલમો
બનાવી વેચનાર

જરૂર પડે પ્રાઇસલીસ્ટ મંગાવો

વશી કાળાભાઇ ભાણાભાઇ
મુ. પો. ધમડાછા સ્ટેશન. અમલસાડ

# કોંગ્રેસ સરકાર

મધ્ય પ્રાંત સરકાર વાંકડા પદ્ધતિ પર પ્રતિબંધ મૂકતું બીલ યોજી રહી છે.

જુનીગ થયેલા અને ગાંમડી માટે પ્રેમમાં જતાં કમાં કોઈ ભેળસેળ કરશે અને તેને ઇરાદાપૂર્વક ભીનું કરશે તેને રૂા. ૫૦૦૦ સુધીનો દંડ કરવાની મુંબઇ સરકારે નવા થનારા કાયદામાં યોજના કરી છે.

સાબરમતી અને મહી નદીના પાણીમાંથી એક જંગી નહેર કરવાનો મું. સ. નો ઇરાદો છે.

મું. સ. બહાર પાડી જણાવ્યું છે કે જાહેર સ્થળોએ વાહનોમાં અને જાહેર ખાનપાનનાં સ્થળોએ હરિજનોને અટકાયત કરનારાઓ સામે સખત પગલાં લેવામાં આવશે.

મું. સ. જેલમાં ફટકાની સામે કેટલાક અંકુશો મૂકયા છે.

દારૂનિષેધ અંગે આવતી ખોટ પૂરવા મદ્રાસમાં વીજળી ઉપર તેમજ બીજા કરો નંખાશે.

મુંબઇમા હરિજનો માટે કુલ ૪૧ મંદિરો ખુલ્લાં મૂકાયાં છે.

સરહદ પ્રાન્તની સરકારે ધારાસભાના મતદારોને બંદુક રાખવાની છુટ આપી છે.

મું. સ. કાગળ, ચામડું, સ્લેટ, રેશમ વગેરેના ઉદ્યોગો મુલાકામાં મોટા પાયા પર ચાલુ થાય તે માટે તજવીજ ચલાવે છે.

મું. સ ગુમાસ્તાઓને રાહત આપનારૂં બીલ સપ્ટેમ્બરમાં રજૂ કરશે.

મું. સ તંબાકુના કાયદાના અંગે મેસ્સરેક્ષ વિસ્તારની જાહેરાત કરી છે. તેમાથી સુરત શહેર અને જીલ્લાને બાકાત રાખવામા આવ્યા છે.

પુનામાં પ્રોગ્રેસીવ મુસ્લિમો ને મહાસભાવાદીઓ તરફથી હાલના પ્રધાન મંડળના માનમાં થએલા સમારંભમાં કેળવણી ખાતાના માજી પ્રધાન સુરકદીઉદીન આહમદે જણાવ્યું હતું કે પુનામાં એંગ્લો ઉર્દુ સ્કૂલને હાઇસ્કૂલના ધોરણ પર મૂકવા માટે અને એ રીતે સ્ત્રી કેળવણી માટે હાલની સરકારે રૂ. ૫૦,૦૦૦ ની જોગવાઈ કરી તે માટે મુસ્લિમો ખાસ આભારી છે. એક વરસનું બાળક (કોંગ્રેસ સરકાર) આટલું કરી શકે તો ભવિષ્યમાં તે વધુ સારા કામની આગાહી આપે છે.

મુંબઇ સરકાર આજસુધી રાજકોટ અને વડોદરા ટ્રેઇનીંગ કોલેજોના શિક્ષકોને અન ટ્રેઇન્ડ ગણતી હતી અને તે અંગે સુરત પ્રાથમિક શાળાઓના એવા શિક્ષકોને અનટ્રેઇન્ડ ગણી પગાર અપાતો હતો હવે સરકારે એવા શિક્ષકોને ટ્રેઇન્ડ ગણવાનું ઠરાવ્યું છે.

મદ્રાસ સરકારે ત્યાંની બધી કન્યાશાળાઓમાં પુરૂષ શિક્ષકો માટે બંધી કરી છે.

યુક્ત પ્રાન્તની ધારાસભામાં પરબીડીયાંઓ પર 'ઓન હીઝ મેજેસ્ટીઝ સર્વીસ' ને બદલે 'ઓન સર્વીસ' જ લખવાની દરખાસ્ત આવી છે.

મુંબઇ સરકારે સરકારી ઉપયોગ માટે જોઇતી ચીજો સ્વદેશી ખરીદી શકાય તે માટે તપાસ ચલાવી તો જણાયું છે કે એક કરોડ રૂપિયાનો માલ તો હિંદમાં બનેલો જ ખરીદી શકાશે.

મુંબઇની હાઇકોર્ટે એક પત્રથી જણાવ્યું છે કે દેશી અને વિલાયતી ઢબના જોડા વચ્ચે કેઇપણ પ્રકારનો ભેદ રાખવો નહિ અને કોર્ટમાં સાક્ષી સાક્ષીના પીંજરામાં જતી વખતે સોગન લેતી વખતે તેણે પહેરેલા જોડા દેશી હોય તો પણ કઢાવવા નહિ.

મધ્ય પ્રાન્ત, સરકારે ઠરાવ્યુ છે કે હવે પછી સરકારી પત્ર વ્યવહાર પ્રમાણે દફતરમા 'પ્રાન્ત ભાષામા' શબ્દ વાપરવો નહિ

ગણોતીઆ ગણોત આપ્યા કરતા હોય તો જમીન આવેલા તેમની પાસે જમીન ન છોડાવી શકે એમ મુ મ ઠરાવ્યુ છે

શ્રીમાન સમ્રાટના રાજ્યાભિષેક પ્રસગે સુરત મ્યુ ની આજની બોર્ડ રૂ ૩૫૦૦ નો ખર્ચ ૨૭ મતે મજુર કર્યો હતો કાયદા પ્રમાણે જોઇતી બહુમતી ન હતી ઉ વિભાગના કમીશ્નરે મત આપનારા ૨૭ સભ્યો પર નોટીશ મોકલી તેમની પાસે આ નાણા કેમ વસુલ ન કરવા એમ જવાબ માગ્યા છે

મુ મ પુખ્ત વયનાને કેળવણી આપવાની યોજનાનો અમલ સુરતમા કરવા ઠર્યું છે એ અગે સુરત શહેરમા બે શાળાઓ ખોલવામા આવશે

મુબઇના પ્રધાનો માટે વલીની ટેકરી ઉપર નાના નાના દશ બગલાઓ બાધવા ઠર્યું છે

મદ્રાસ સરકાર દેવદાસની પ્રથા નાબૂદ કરવા કાયદો કરશે

મુ મ સરકારી નોકરો જાહેર સભામા જઇ શકે એવી છુટ આપી છે, તેમણે સક્રિય ભાગ ન લેવો

મુ સ ના મહેસુલી પ્રધાન એન મી દેશાઇએ વીરમગામ તાલુકામા સ્ટેટના રીસીવર ઇજારદાર તરીકે મી જીનવાળાને ખેડૂતો મિલ્કત લેણા પેટે જપ્ત કરવાનો હક હતો ત રદ કર્યો છે

મુ સઇ સ દોઢ કરોડની મૂડીથી મોટર કારખાનુ સ્થાપવાની યોજના વિચારી રહી છે

## એક વિનતિ

'પૂર્ણા'ને પ્રથમ વરસમા ગ્રાહકો વાચકો, સામયિકો અને વર્તમાનપત્રો તરફથી જે સુ દર આવકાર મળ્યો છે તેથી અમને સતોષ થાય છે બારમાસ માસ સુધી અકો મળ્યા છતા કેટલાક ભાઇઓએ હજી લવાજમ ભર્યું નથી એ અતિ દુખની વાત છે જો પહેલા તથા બીજા વરસના જુના તેમજ નવા ગ્રાહકો તરતજ લવાજમ ભરી દે તો પૂર્ણાને પ્રિયતર બનાવવાના અમારા મનોરથોને ઉત્સાહ મળશે

માસિકના સચાલનમા નફાની વાતો તો અળગ રહી પણ તેમા જોઈતી મહેનત અને સહી લેવી પડતી ખોટ તો અનુભવીઓ જ જાણે છે પ્રથમ વર્ષના પ્રથમાકમા નિર્દેશ કરેલા ધ્યેયો સાધવામા 'પૂર્ણા' કેવુ ફતેહમદ નીવડ્યુ છે એ તો વાચકો જોઈ શકયા છે બીજા વર્ષના આ પ્રથમાકમા અમારે જણાવવુ રહે છે કે પૂર્ણાના પ્રકાશનમા નફો કરવાનો મૂળભૂત હેતુ જ નથી લોકપ્રિય નીવડેલા એક સસ્કારિક માસિકને ઉત્તેજન આપવાની ફરજ સમજી જો ગ્રાહકબધુઓ લવાજમ ભરી દેશે તો પૂર્ણાને હજી ઉચ્ચતર કોટિ પર લઇ જવાની અમારી અભિલાષા પાર પાડી શકીશુ ગ્રાહક ભાઇઓ સમજી તેમના લવાજમ સત્વર ભરી દેવા વ્યવસ્થા કરે

જે જે લેખકો, ગ્રાહકો અને જા ખ આપનારાઓએ અમને પ્રથમ વર્ષે સાથ આપ્યો છે, તેના અમે આભારી બન્યા છે તેઓનો સહકાર સતત રહે, એજ પ્રાર્થના

# પૂર્ણા

તંત્રી : રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક ૨ | સપ્ટેમ્બર ૧૯૩૮ | અંક ૨ જો.

## સોને પાંચ—એકસોને પાંચ

પાંડવો વનમાં ભટકવા લાગ્યા ને કૌરવો મનમાં મલકાવા લાગ્યા.

પણ એમનો એ મલકાટ લાંબો વખત ન ટક્યો.

કારણ સુખદુઃખને સમાન સમજી ફરનારા પાંડવો વનવાસમાં પણ જાણે સ્વર્ગવાસનું સુખ માણતા હતા.

ઉષા ઉગતી ને નદીઓના ઘાટે શિલાએ શિલાએ ઉજાશની લાલરંગી પાટલીઓ મંડાતી, ત્યાં બેસી તેઓ સ્નાન કરતા.

સૂરજ ઉગતો કે ડુંગરોના શિખરે શિખરે પ્રકાશની સોનાની સાદડીઓ પથરાતી, તે પર બેસી તેઓ સંધ્યાપૂજન કરતા.

અને બપોર ચઢતા એટલે એમની મઢુલીએ કંદમૂળ અને ફળફળાદિના ઢગલાઓ જમા થતા. અતિથિ-અભ્યાગતોને ભોજન કરાવી તેઓ ભોજન કરતા.

એ સાંભળી અદેખા કૌરવો બળવા લાગ્યા. પાંડવોને પજવવા તેમણે તેમની પર્ણકુટીથી થોડેક છેટે છાવણી નાખી.

ત્યાં રંગરાગ ઉડતા ને ગાનતાન થતાં એ અમનચમનની પાંડવોને ઈર્ષા ન થતી.

ક્રોધાંધ કૌરવો તેઓ જ્યાં સ્નાન કરવા જતા તે ઘાટનાં પાણી ડહોળી નાખતા, તેઓ જ્યાં સંધ્યાપૂજા કરવા બેસતા ત્યાં મળમૂત્ર કરી આવતા છતાં શાંતચિત્ત પાંડવો ઉદ્વેગનો એકાદો ઉન્હો શ્વાસ પણ ન કાઢતા.

ઉન્મત્ત કૌરવોના ઉત્પાત ને ડખલો વધી ગયા. કર્મસંજોગે એક દિવસ પારકા માટે ખાડા ખોદવા જતાં તેઓજ તેમાં સપડાઈ પડ્યા.

એકાદ સરોવરમાં જલક્રીડા કરવા આવેલા ગંધર્વો તેના પર છેડાઈ પડ્યા. ગંધર્વરાજ ચિત્રરથ સોએ કૌરવોને એકજ દોરડે બાંધી આકાશ માર્ગે ઘસડી ગયા.

એમના ત્રાસથી તોબા તોબા પોકારતા વનપક્ષીઓ હાશ કહી રાજી થયા.

એમના રંજાડથી બેજાર થયેલા ઋષિમુનિઓ પણ હસવા લાગ્યા બધા રાજી થયા પણ પાંડવો નારાજ થયા. તેઓ કૌરવોની વ્હારે ચઢ્યા.

ગંધર્વરાજ નવાઈ પામ્યો.

"હે પાંડુપુત્રો ! આ નરાધમોએ તમને દુઃખ દેવામાં પાછી પાની કરી નથી છતાં તમે એની કુમકે આવ્યા છો ?"

ધર્મરાજે જવાબ દીધો.

> કડવા હોયે લીંબડા, શિતળ આપે છાંય,
> બોલકણા હોય બંધવા તોય પોતાની બ્હાંય.

હે ગંધર્વરાજ ! અમારી અંદર અંદરની લડાઈમાં તેઓ એકસો છે અને અમે પાંચ છીએ. બંને સામાસામી છીએ. પણ પારકાઓની સામે અમે એક માના જણ્યા જેવા એકસોને પાંચ છીએ.

ભરતભૂષણ ધર્મરાજનું આ વાક્ય સૈકાઓને સદીઓથી પણ જુનું છે. પણ આપણામાંથી કેટલાએ એનો સાચો મર્મ પિછાણ્યો છે ?

# ના ભૂલજો

ભૈયા ઉપર ઉપર ચ્હડજો
પણ ના પદ પ્હેલું ભૂલજો,
સીડી ચ્હડજો, મેડી ચ્હડજો, નભકેડી ચ્હડજો;
વેડી વેડી નભવાડીને ભવ—ઝોળી ભરજો.
બધુંય કરજો પણ ના ભૂલજો
ધરતીનાં ફૂલને
નિજનાં વતનતણાં ધૂળને—ભૈયા
પળજો પેદળ કે સુખપાલે, રથવ્હેલે પળજો,
જોડી ઘોડી, જંતર–ગાડી ભવ–જાત્રા કરજો.
બધુંય કરજો પણું ના ભૂલજો
ચાલણીયા ગાડી
પ્રેમે પકડાવે માડી—ભૈયા.
વાડે ફરજો, વગડે ફરજો, પ્હાડ ચ્હડી ફરજો,
ધાડાં વન આકરાં તે ભેદી ભવ–ખંડે ફરજો.
બધુંય કરજો પણ ના ભૂલજો
ઘરના ઉંબરને
મેલા ઘેલા પાદરને—ભૈયા.
ત્રાપે તરજો, તુંબે લગજો, તરી ધરી તરજો,
જાતે તરજો, જહાજે તરજો ભવ–દરિઆ તરજો.
બધુંય કરજો પણ ના ભૂલજો
કાગળની હોડી
તરવા બાળપણે જોડી—ભૈયા
દીપક ધરજો, દીવડી ધરજો, વીજદીવડા ધરજો,
રોશની રોનકદાર રચીને ભવ–તમનેં હરજો.
બધુંય કરજો પણ ના ભૂલજો
નાની દીવાસળી
એ સળગાવે આપ બળી—ભૈયા
ખાજો માલે, મલીદા ખાજો, મોદક ખુબ ખાજો,
ભાવે એવાં ભોજન કરીને ભવ–ભુખને હરજો
બધુંય કરજો પણ ના ભૂલજો

— ખારૂં-ઊસ મીઠું
ના ના સબરસ એ મીઠું—લૈયા.

શરબત પીજો, મધુરસ પીજો, પનુંરસ પણ પીજો,
તીરથ તીરથ ચરણામૃત પી ભવ-તૃષ્ણા હરજો.

બધુંય કરજો પણ ના ભૂલજો
માવડીનાં દુધને
મીઠાં મળથૂથીનાં મધને—લૈયા.

કવિતા ભણજો, કલમા ભણજો, કુરાન પણ ભણજો,
ગીતા ને ગાયત્રી ભણીને ભવ-ભાથાં ભરજો.

બધુંય કરજો પણ ના ભૂલજો
મીઠડાં હાલરડાં
ડોસીમાનાં જોડકણાં—લૈયા.

—૫

## પ્રતિમા દર્શન

( મન્દાક્રાન્તા )

જ્યારે મ્હારૂં મુખ મુકુરમાં હું નિહાળી રહું છું,
ત્યારે મ્હારી વિવદ પ્રતિમા ફક્ત ભાળી રહું છુ,
ન્હાના સોતે છબિ નિરખતાં દર્શનો દિવ્ય લાધે,
વિશ્વોનાં કૈં મુજ મીટડી તો દર્શનો ભવ્ય સાધે...(૧)

દંભે દર્પે ભરી છબિ દીસે દર્પણે. દષ્ટિ માંડયે,
એ દષ્ટિમાં નયન નિરખે તાંડવી નૃત્ય કાંડે.
મ્હારી મીટે શુચિઝરણમાં ડોકતાં આચડે છે,
ગીતા ગાયો ગુણી શું સ્થિતપ્રજ્ઞ દષ્ટે ચડે છે...(૨)

સાચું શું હું અનુભવ ઘડયો દુર્વિદગ્ધ સુજ્ઞાની,
સાચી જુઠી અમર કવિતા નેન નર્તે તુફાની ?
હૈયાનાં હું સુણી નવ શકું ગુપ્ત પાતાળ નાદ,
ત્યાં સુધી તો કુસુમ ઊગરે ! ક્યાંથી હૈયે પ્રસાદ ?...(૩)

( અનુષ્ટુભ )

સંતોની કીકીમાં લાધે પ્રતિમા દિવ્ય દર્શન,
પોતાના પ્રતિબિમ્બો કે પારસમણિ સ્પર્શન ?

ऋतूनां कुसुमाकर :-

# શૈશવનાં સ્મરણો

## ( પૃથ્વી )

વહ્યું સુભગ બાલ્ય એ મૃદુલ મુગ્ધ ભાવે ભર્યું,
મર્યું જ ઋજુતાતણું સુખદ દિવ્ય એ નિર્ઝરે,
ગયા પ્રકૃતિદર્શનો ઉર હવે ન ઘેલું બને,
થતી ન દૃગ વિસ્મયે ચકિત કોઈ ધન્યક્ષણે ૧

વિરાટ જગ ઊઘડે, દૃગ સમીપ હૈયું ન્હમે
અવર્ણ્ય કંઈ લાગણી, હૃદયસાગરે ઊછળે,
અનેક શિશુ માયમાં, ઉર અદોષ મોજે ભળે
વિદેહ મૃદુ ભાડુને નયન ભાળતા નાદળે . ૨

રવિ ક્ષિતિજમાં સરે ઉર તણાય તે પાછળે
શકે હૃદય–સખ્ય એ મહ અતીવ જૂનું હશે ?
તરે સ્મરણમાં હવે હરિત છોડવા આમ્રના
ધરી ધગશ વાવિવા, સુહૃદ સાથ કૈ આશમાં. .૩

ગયો જ જનયિત્રીનો મુદદ અંક ચાલ્યો ગયો
વહ્યો વદનથી જહી દૃગ થકી સુધા નિર્ઝરો,
ભરેલ હૃદયે અને રગરગે જ વાત્સલ્ય એ
પ્રતિક્ષણ છતું થતું, સ્મૃતિ રમાડતી જીવને...૪

નવો ઉરઉમંગ ને ઉમટતી મહેચ્છા નવી,
વસંત નવલી સદા હૃદયમાં રહે પાંગરી,
ન'તી વિફલતા તણી . પ્રણયભગ્ન મૃત્યુપ્રદા,
અર્તા જીવન વિગ્રહો : હૃદયને દળી નાખતા...૫

મરી નિકટતાં ગઈ પુનિત દેવદેવેશની
નર્યાં સખ્યથકી ભરી : હિંમત વાટ મ સાગ્ની.
વહી જ ગયું બાલ્ય એ નહિ મળે ફરીથી હવે
નહી ધગશ પૂર્ણ જ્યાં : ઉર અશકયતા ઓગળે . ૬

વિવિત્સુ

# બાગલાણના પ્રદેશનો પરિચય

શ્રી. મણિભાઈ દ્વિવેદી

'પૂર્ણા' માસિકના ગયા વરસના નવેમ્બર તથા ડિસેમ્બર માસના અંકમાં 'દક્ષિણ ગુજરાતનો કુબેર ભંડારી-ડાંગનો પ્રદેશ' એ નામથી મારા બે લેખ પ્રસિદ્ધ થયા છે.

એ લેખમાં ડાંગની મધ્યમાં આવેલી બાગલાણની ભૂમિની રસાળ સમૃદ્ધિનો[1] ઉલ્લેખ કરેલો છે. પશ્ચિમ અને દક્ષિણ બાજુએ ડાંગ અને નાશિક જીલ્લાના સહ્યાદ્રિના પહાડી શિખરોથી વિંટળાયલી બાગલાણની ભૂમિ એ તો દક્ષિણ ગુજરાતનો પુરાતન સમયમાં રત્ન-કટોરો કહી શકાય. એની ઉત્તરે નવસરી પ્રાંતનો સોનગઢ તાલુકાનો સાલ્હેર હરપાડા ભાગ ને ડાંગનો પ્રદેશ લાગેલો છે પશ્ચિમ-દક્ષિણે ડાંગના સઘન વનો ઉભાં છે.

અંગ્રેજ સરકારની હકુમત નીચે તે એક સ્વતંત્ર તાલુકો ગણાય છે અને રાજ્ય-અમલ બદલાતાં તથા વેપાર-વણજ અને વ્યવહારનાં સાધન બદલાતાં આ પ્રદેશની હકુમત તેમજ ગુજરાત સાથેનો સમ્પર્ક છુટી ગયો છે.

જુના વખતમાં ગુજરાતની સીમા બાગલાણના પ્રદેશને ઘેરી વળતી. હાલ તો ગાયકવાડ સરકારની હકુમતમાં માત્ર સાલ્હેર અને હરપાડાના ડુંગરી ભાગો સિવાય બીજું રહ્યું નથી. પણ સ્વ. નંદશંકર ભાઈએ કર્ણદેવ વાઘેલાની ઐતિહાસિક નવલકથા લખીને ગુજરાતની જનતામાં નિગન બાગલાણના ગિરિદુર્ગોની ભવ્ય કલ્પના અને પરિચય કરાવ્યો છે. ગુજરાતથી છુટા પડેલા પ્રદેશ સાથે ગુજરાતના માનસમાં તેને જીવન્ત રાખવાના સ્વ. નંદશંકરભાઈના પ્રયાસને ખરેખર ધન્યવાદ ઘટે છે.

બાકી એમની નવલકથાની ગુંથણીમાં કર્ણદેવનું ચરિત્ર, કેશવ-માધવની વેરવૃત્તિ, રાજકુમારી દેવળદેવીની દિલ્હીશ્વરનાં સૈન્યોની કુચ વિ. બાબતો આજના ઇતિહાસનાં અજવાળાના જમાનામાં આધાર વિનાની અને ગુજરાતના એક ચારિત્ર્યશીલ રાજા પર આક્ષેપજનક જણાય છે. એ વસ્તુ તુગલખવંશકાલિન ખુદ હરકામી તવારીખનવેશ યહીઆ બીન અહમદ બીન અબ્દુલ્લાહ સર હિન્દી'[2] ની ઐતિહાસિક નોંધ પરથી પણ સિદ્ધ થાય છે.

આ પ્રસિદ્ધ ઇતિહાસકાર દેવગિરિ પર સુલતાન અલ્લાઉદ્દીનની બે ચઢાઈઓનો ઉલ્લેખ કરે છે. તેમાંની એક તો સુલતાન જ્યારે સુલતાન જલાલુદ્દીનના વખતમાં કેવળ એક અમીરનો દરજ્જો ભોગવતો' હતો ત્યારે સન ૧૨૯૨માં અને બીજી સુલતાન પદ મેળવ્યા પછી સન ૧૨૯૮-૯૯માં સુલતાન અલ્લાઉદ્દીનના ફરમાનથી ઉલુઘખાન મોટા સૈન્ય સાથે ગુજરાતમાં આવે છે, આ યુદ્ધમાં કર્ણદેવનો પરાભવ થાય છે અને તે નાસી સોમનાથ પાટણ તરફ જાય છે.[3]

સુલતાન અલ્લાઉદ્દીનની દેવગિરિ પરની ચઢાઈ ગુજરાત પર ઉલુઘખાનની ચઢાઈ પહેલાની. ત્યાર પછી દક્ષિણની કોઈપણ ચઢાઈનો ઉલ્લેખ આવતો નથી.

---

1. પૂર્ણા, પુ. ૧ અં. ૪ પૃ. ૫
2. જૂઓ : તારીખ. ઇ. મુબારકશાહી શ્રી. કે કે બાસુત ભાષાન્તર વડોદરા પ્રાચ્ય વિદ્યામંદિર
3. તારીખ ઈ. મુબારકશાહી. પૃ ૬૪-૬૫. પૃ ૭૪-૭૫

ગમર્થ ઇતિહાસસંશોધક મહામહોપાધ્યાય રાવ બહાદુર ગૌરીશંકર ઓઝા દ્વારા સમ્પાદિત થતી નાગરી પ્રચારિણી પત્રિકામા બાબુ જગનલાલ ગુપ્તે 'દેવલદેવી ઔર ખિઝ્રખાં'[૪] નામનો એક મનનીય લેખ લખી સ્વ નંદશંકરભાઇએ બાગલાણના કિલ્લાઓ સાથે ગુથેલી બીનાને આધાર વિનાની જણાવી છે.

સ્વ. નંદશંકરભાઈએ નવલકથામાં ગુથેલી વસ્તુનું મંડાણ ક્યાં છે એ કલ્પી શકાય એવી બાબત છે પણ પ્રસ્તુત લેખ બાગલાણની ભૂમિનો ઐતિહાસિક પરિચય કરાવવા પૂરતો હોવાથી એ ચર્ચા વિષયબહારની થઈ પડે એટલે બાગલાણનો પરિચય આપતાં આટલી પ્રાસંગિક કે અપ્રાસંગિક નોંધ અત્રે રજુ કરી લઈ સંતોષ માનું છું.

બાગલાણની ભૂમિમાં મુલ્હેર, સાલ્હેર અને હાટગઢના પ્રસિદ્ધ પહાડી કિલ્લાઓ આવેલા છે. પ્રાચીન સમયમા મયુરાચલ, મયુરગિરિ, મયુરખંડી એ નામથી મુલ્હેર ઓળખાતું અને તેનો દુર્ભેદ્ય કિલ્લો 'બાળ–કિલ્લા'ને નામે પ્રસિદ્ધ હતો. સાલ્હેરનું જુનું નામ શાલાગિરિ હતું. બાગલાણના પ્રદેશમાં આવેલા આ કિલ્લાઓ પાછળ અનેક ઐતિહાસિક કથાઓ ગુંથાયેલી છે.

ભૃગુકૂળના ભગવાન પરશુરામની પરાક્રમ પ્રસાદિની પૌરાણિક કથા સાલ્હેરના કિલ્લા સાથે સંકળાયલી છે. મહાભારતના સમયમા બાગલાણની ભૂમિમાં આવેલા સાલ્હેર અને મુલ્હેરના કિલ્લાઓ મયુરધ્વજ અને તામ્રધ્વજ નામના બે ભાઇઓની હકુમત નીચે હતા એવી દંતકથાના ઉલ્લેખ નાશિક ગેઝેટીઅરમાં મળી આવે છે.

સમયના પલટાઓ સાથે બાગલાણના પ્રદેશમાં પણ અનેક હકુમતો આવી અને ગઇ પણ તેના આ બે અજેય કિલ્લાઓએ તેની કીર્તિ લાંબા કાળ-સુધી અણનમ રાખી છે. ને છેક મરાઠી સત્તાના ઉદયકાળ સુધી બાગલાણના પ્રદેશમાં રાજસત્તા ધરાવનારનું મુલ્હેર પાટનગર રહ્યું છે.

ઈ.સ. પૂ. ૨૦૦ થી ઇ.સ. ૨૦૦ સુધીના ચારસો વરસના લંબાણ ગાળા દરમિયાન આ બધા પ્રદેશ પર પ્રતિષ્ઠાનના સાતવાહન કે આંધ્રભૃત્યોની સત્તા રહી છે અને એ વિદ્યાની પીઠ સરખી પ્રતિષ્ઠાન નગરી તે હાલનું ભાગેલુ પૈંઠ.' સાતવાહનોની સત્તા નીચે બાગલાણે પણ સમૃદ્ધિ અનુભવી. સાતવાહનોની સત્તા નબળી પડતા નાશિકની આસપાસ આભીરો બળવાન બન્યા ઇ.સ. ની પાચમી સદીમા. પણ તેમની સત્તા માડ પોણી સદીએ ટકી નહીં.

આ પછી તો દક્ષિણમા ચાલુક્ય સત્તાનો ઉદય ઇસુની છઠ્ઠી સદીના પૂર્વાર્ધમાં થયો[૫] અને તેમના પ્રભુત્વ નીચે બાગલાણનો પ્રદેશ ગયો. ઇસુની આઠમી થી દસમી સદી સુધી રાષ્ટ્રકૂટો બળવાન બન્યા. દસમી સદીના અન્ત ભાગમાં તેમની સત્તા તૂટી.[૬]

આ રાષ્ટ્રકૂટોના રાજ્યકાલ દરમિયાન બાગલાણનો પ્રદેશ અને તેના પ્રસિદ્ધ કિલ્લાઓ રાષ્ટ્રકૂટોની સત્તા નીચે હોવાનું જણાય છે.

---

૪. નાગરી પ્રચારિણી પત્રિકા ભા. ૧૧. અં. ૪ સં. ૧૯૮૭

૫. History of Mediaeval Hindu India. Vol I Chap. IX

૬. રાષ્ટ્રકૂટ સામ્રાજ્યા ચા ઇતિહાસ. ડૉ. આ. સ. અળતેકર.

રાષ્ટ્રકૂટ રાજા ત્રીજા ગોવિંદના બે તામ્રપત્રો વણી અને રાધનપુરમાંથી મળેલાં છે. વણીમાંથી મળેલા તામ્રપત્ર પર શક સંવત ૭૩૦ વૈશાખ સુદ પૂર્ણિમા અને રાધનપુર-વાળા તામ્રપત્ર પર શક સં. ૭૩૦ શ્રાવણ અમાવાસ્યાને દીવસે દાન જાહેર કર્યાની તારીખ છે.[૭] આ બન્ને દાનપત્રોમાં—'श्री मयुरखण्डीसमावासितेन...' એટલે કે: મયુરખણ્ડીમાં વાસ કરીને – આ પ્રમાણે ઉલ્લેખ છે. દાનમાં આપેલાં ગામો પણ બાગલાણના પ્રદેશની આસપાસનાં હોવાનું જણાય છે અને એથી રાષ્ટ્રકૂટ રાજાઓની હકુમત નીચે બાગલાણનો પ્રદેશ અને તેના કિલ્લાઓ હોવાનું ફલિત થાય છે. વણીના દાનપત્રમાં વટનગર-વિષયમાં આવેલું અમ્બક-ગામ દાનમાં અપાયાનો ઉલ્લેખ છે. અને આ ગામ તે સાલ્હેરની ઉત્તરે લગભગ આઠેક માઇલ દુર આવેલું[૮] વડવાણ હોવાનું હું અનુમાન કરૂં છું. ઇસુની દશમી સદીનાં અન્ત ભાગમાં તૈલપને હાથે રાષ્ટ્રકૂટ સત્તાનો અંત આવ્યો. બારમી સદીમાં કલ્યાણના કલચુરીઓ બળવાન બન્યા આમ આ ફેરવાતી જતી સત્તાના સમયમાં બાગલાણનો પ્રદેશ ચન્દોર અને દેવગિરિના યાદવ રાજાઓની સત્તા નીચે ગયો. આ સમયે ગુજરાતની ગાદી પર સોલંકી જયસિંહદેવની આણ વર્તતી હતી.

મયુરગિરિના રાજા નારાયણ શાહના રાજ્યાશ્રયે રૂદ્ર નામનો કવિ હતો. આ કવિએ સન ૧૫૯૬માં "રાષ્ટ્રૌઢવંશમહાકાવ્ય" નામનું વીસ સર્ગનું એક કાવ્ય લખ્યું છે.[૯] કવિના પોતાના કથન-અનુસાર આ કાવ્યની સંકલના મયુરગિરિના રાજદરબારે રહેતા શ્રી લક્ષ્મણ પંડિત તરફથી હકીકતો સાંભળીને કરેલી છે. આજથી લગભગ સાડી ત્રણસો વરસ પર લખાએલું આ કાવ્ય બાગલાણના ઇતિહાસ પર ઘણોજ મહત્વનો પ્રકાશ પાડે છે.

ગુજરાતમાં જ્યારે જયસિંહદેવ સોલંકીની સત્તા હતી તે વખતે કનોજના રાઠોડ રાજા સિંહનના હરિહર, યશસ્વાન અને સોહડ નામના ત્રણ રાજપુત્રો તેના દરબારમાં આવ્યા. હરિહર ઇડરદુર્ગનો માલિક બન્યો અને યશસ્વાન તથા સોહડ પોતાના વડિલ ભાઈ જમ્બગજ પાસે ગયા અને ત્યાંથી સૈન્ય લઇ પાછા દેશ જીતવા નીકળ્યા.

આ સમયે દક્ષિણ ગુજરાતના તાપી કાંઠાના પ્રદેશમાં અને ડાંગની ધરતી પર ભીલો બળવાન બન્યા હતા. બાગલાણના પ્રદેશમાં આભીરોની સત્તા જામી હતી. સાધારણ રીતે આ પ્રદેશ દેવગિરિના યાદવોને અધીન હતો તોપણ સાલ્હેર – મુલ્હેરના સુરક્ષિત કિલ્લાઓ અને આસપાસના પ્રદેશમાં આભીરોની ટકરાતી આણ વર્તતી હતી અને કિલ્લા-બારીઓ તેમના કબજામાં હતી.

સોહડે દક્ષિણમાં આવતાં પિપ્પલગ્રામના પાંચસો ભીલોનો નાશ કરી નાહલ-મંડળનો ઉચ્છેદ કર્યો આથી ત્યાંનો રાજા સોહડ પર ખૂબ પ્રસન્ન થયો અને ત્યાંની રાજસત્તા તેને સુપ્રત કરી. યશસ્વાન આગળ વધ્યો અને દક્ષિણમાં દેવગિરિના રાજ્યાશ્રયે ગયો.

---

૭. ગુજરાતના ઐતિહાસિક લેખો. ભાગ ૨, નં. ૧૨૧–૧૨૨

૮. Geology of Baroda State. Map. R. Bruee Foote

૯ ભારતકે પ્રાચીન રાજવંશ લે. શ્રી. રેઉ. (રાષ્ટ્રકૂટ)

અહી એક વસ્તુ તરફ ધ્યાન ખેંચુ છુ પ્રથમ તો આ પિપ્પલગ્રામ તે કયુ સ્થળ એ નક્કી થઇ શકતુ નથી પણ એટલી વાત તો નિશ્ચિત છે કે એ દેવગિરિના યાદવોની સત્તા ત્હારની અને એ પ્રદેશની ઉત્તર સીમા તરફની કોઈ નાની ઠકરાત હોવી જોઇએ

આ રીતે જોતા પિપ્પલગ્રામ એ તાપી અને ડાંગની વચમાનુ કોઇ સ્થળ હોવુ જોઇએ એમ અનુમાન થાય છે ઉત્તરમાથી દક્ષિણ ગુજરાત તરફ આવવાના બે જુના માર્ગો હતા એક તાપી કાંઠે ચોપડા આગળથી નદુરબાર પર થઇ સીધો દક્ષિણમા જતો બીજો હાલના નવસારી પ્રાંતના વાલોડના જંગલ છાયા પ્રદેશમા વાલોડસુતખડકા થઇ ભરૂચ તરફ અને સોનગઢ-માંડવીને રસ્તે તાપી આગળથી ડાંગમા થઇ નાશિક તરફ આ રસ્તે ઉત્તરમાથી દક્ષિણ તરફ કે ભરૂચ તરફ જતી વણઝારો જોનાર ગુફા હજી વાલોડના પ્રદેશમા છે

સુરત માંડવીનુ દેશી રાજ્ય" નામના પુસ્તકમા 'પીપળવાડા' નામનો ઉલ્લેખ છે ને આ ગામ હાલમા માંડવી તાલુકામા માંડવીથી પૂર્વે લગભગ ચાર માઇલ દૂર તાપી કાંઠે આવેલુ છે અહી ભીલોના તોફાન વધી પડ્યા હતા એ બીના પણ આપણને એ પુસ્તકમાથી જાણવા મળે છે અને પ્રેમદેવજીએ કુટિલ ભિલને મારી પિપ્પલવાડામા ગાદી કરી તે વખતે તાપીને સામે કાંઠે આવેલા ટીંબા ગામમા રજપુત ઠકરાત હતી એ પણ હકીકત મળે છે

આથી મોહડે જે પિપ્પલગ્રામના ભીલો કાપી નાખી સત્તા સ્થાપી તે આ પિપળવાડા કેમ ન હોય અને તેના વંશજોની સત્તા નમળી પડતા બળવાન ભીલોએ તેમને પાછા હઠાવી દૂર ધકેલતા તેમણે ટીંબા ગામે ઠકરાત ઉભી કરી કા ન હોય !

આ એક બાબત અને બીજી નાહલ મંડળની આ બાબતો પર નિર્ણયપૂર્વક કંઇ જ કહી શકાય એમ નથી તમ છતા કાઇક અનુમાન રજુ કરીએ તો હાસ્યાસ્પદ નહી લેખાય

નાહલ-મંડળનો પરાભવ થતા તે ખસી દક્ષિણમાં આવ્યા હોય તાપીની દક્ષિણે મહુવા તાલુકામા નળધરા કરીને ગામ છે નળધરાના ચોધરી જુના વખતમા જાગીરદારો હતા અને પેશ્વા સરકારના સૈન્યમા પાણીપતના રણમેદાને સન ૧૭૬૧ મા જૂઝ્યા હતા એ બીના જાણીતી છે તાપી કાંઠે પીપ્પલગામમા પરાભવ થતા એ લોકોએ આ પ્રદેશમા આવી પોતાની જમાવટ સ્થાપી તેને 'નાહલધરા' નામ આપ્યુ હોય જે પરથી પાછળથી નળ-ધરા નામ બન્યુ હોય નળધરા ને નાલ ધરા કહેનારા તો રાનીપરજમા આજ પણ છે ને નાલ ધરા અને નાહલ ધરા વચ્ચે ખાસ ભેદ સરખુ દેખાતુ નથી અને એથી જ આ બન્ને અનુમાનો ઇતિહાસના તત્વચિન્તકો આગળ રજુ કરૂ છુ ને તેમના નિર્ણય પર આધાર રાખુ છુ

પિપ્પલગ્રામમા મોહડે રાજગાદી સ્થાપી તે ઉપરાત બીજી કોઈ આગળ માહેતી મળતી નથી

યશસ્વાન દક્ષિણમા ગયો. તે વખતે દેવગિરિમા રાજા રામદેવ રાજ્ય કરતો હતો તેની કુવરી સાથે લગ્ન કર્યાં તેને લગ્નમા 'તળ-કુકણ' ગામ મળ્યુ

યશસ્વાનનો પુત્ર રાજમલ્લદેવ, પુત્ર માલુગિનો તેનો પુત્ર નાનદેવ થયો

આ સમયમાં ખીલજી વંશના અલાઉદ્દીને દક્ષિણ પર સ્વારી કરી કેટલોક મુલક દિલ્હીના બાદશાહની હકુમત નીચે આણ્યો હતો પણ તે પાછો ફરતાં યશસ્વાનના પુત્ર ગજમલ્લદેવે તેમાંનો કેટલોક મુલક હસ્તગત કર્યો અને પોતાની સત્તા વધારી. એના પુત્ર માલુગિએ તો સીધી દેવગિરિ પર ચઢાઇ કરી તેના રાજા રામરાજને પરાસ્ત કરી પોતાનો ખંડીઓ બનાવ્યો.

આ માલુગિના એક પુત્ર પેયીદેવે નવસારીના લાન્છી વંશના રાજા માયીદેવને હરાવ્યો. આ પેયીદેવ તે જ માલુગિ પછી ગાદીએ આવનાર નાનદેવ કે બીજો એ જાણવા મળતું નથી, તેમ નવસારીમાં રાજકર્તા લાન્છીવંશના રાજાનો ઉલ્લેખ 'રાષ્ટ્રૌઢવંશમહાકાવ્ય' સિવાય પણ બીજે કયાંય મળતો નથી. આ કાવ્યના ઉલ્લેખ પરથી તો માલુગિ પછી પેયીદેવ અને ત્યાર પછી નાનદેવ ગાદી પર આવ્યો એમ અનુમાન થાય છે એટલે બન્ને ભાઈ હોવા જોઇએ.

"દિવંગતે માલુગિભૂમિપાલે
તદીયસનુઃ કિલ પેયિદેવ
દિક્સુન્દરીભૂષણ કીર્તિશાલી
સિંહાસનં પિત્ર્યમલઞ્ચકાર."

આ પ્રમાણેનો ઉલ્લેખ એ કાવ્યના ત્રીજા વર્ગના પંદરમાં શ્લોકમાં કરવામાં આવ્યો છે. અને તેના સોળમાં શ્લોકમાં કવિ જણાવે છે કે :—

"યો લડિકવંશપ્રભવં નવીન—
સાહસ્રદેશેશ્વરમાહવેષુ,
વિજિત્ય વીરેશ્વરમાયિદેવં
મહાપુરીં બારડુલીમધાક્ષીત્."

મતલબ કે **નવીનસહસ્ર** દેશના લાન્છીવંશમાં જન્મેલા પ્રખરવીર માયિદેવને જીતીને બારડોલીની વિશાલ નગરી ભસ્મસાત કરી.

આ "નવીનસહસ્ર" તેજ નવસારી એમ માનવાને કારણ મળે છે. કારણ માયિદેવ પર વિજય મેળવી બારડોલી બાળવાનો ઉલ્લેખ છે. એટલે બારડોલીથી આગળ વધતાં—'નવીનસહસ્ર'—નવસારી જ આવે. પ્રખર પંડિત સ્વ. દલાલ મહાશય પણ આ 'નવીન સહસ્ર' તે નવસારી જ હોવાનું જણાવે છે.[૧૦] આ પરથી આજથી લગભગ પાંચસો વર્ષ પૂર્વના નવસારી અને બારડોલી કસ્બાની પુરાતન સમૃદ્ધિનો ખ્યાલ આવે છે કારણ કે 'મહાપુરી બારડોલી' એ પ્રમાણે ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

'ત્યાર પછી નાનદેવ રાજા થયા.' (રા. વં. મ. કાવ્ય પૃ. ૧૭) તે વખતે બાગલાણના પ્રદેશમાં આભીરોની સત્તા હતી અને તેના પહાડી કિલ્લા તેમના કબજામાં હતા. આભીરોના નાયક (ગોપપતિ) મહેશને જીતીને સાલહેરનો કિલ્લો હસ્તગત કર્યો અને જૈત્રપુર નગર વસાવી ત્યાં રાજધાની કરી. અને ત્યાંથી તેણે મુલ્હેર અને પિશોલના પહાડી કિલ્લાઓ હાથ કર્યા. આ રીતે બાગલાણના પ્રદેશમાં રાઠોડોની સત્તા જામી.

(અપૂર્ણ)

૧૦. રાષ્ટ્રૌઢવંશ મહાકાવ્ય. ઉપોદ્‌ઘાત પૃ. ૩

દક્ષિણ ગુજરાતની હાલની આછી સીમા બતાવતો નકશો નીચે મુજબ છે.—* આ નિશાની ગુજરાતની દક્ષિણ સીમાની સૂચક છે.



# મૂક અભિશાપ

શ્રી. પંકજ

સમયનો પ્રવાહ અનંત છે. એ પ્રવાહમાં તણાઇ જવું તો સૌને ફરજીયાત હોય છે પરંતુ ડૂબતાં તરતાં પણ અમૂક બનાવો જોવાની જે મઝા અને ગમ્મત આવે છે તે એક નિરાસકત મનુષ્યને માટે ચિત્રપટના દશ્ય સમાન છે—ભાવુકને માટે ભાવનાના તરંગોનું ઉત્થાન અને પતન રુપ છે અને જ્ઞાનીને માટે બધું મિથ્યા અથવા રૂપક છે. જગતમાં એ મહાન નટરાજના ખેલ સિવાય બીજું શું છે ?

સન......ની સાલમાં મારા જીવનમાં એક બનાવ બન્યો. તે સમયે એ બનાવ પર પહેલાં ધ્યાન પણ ન આપ્યું અને એને મૂર્ખા માણસોની ઘડી કાઢેલી વાત જાણી હસી પણ પડયો. પરંતુ આજે તે વાત યાદ આવતાં કંઈક વિચાર આવે છે. શું લોકવાયકા સનાતન સત્યનો અંશ લઇને ફરતી આવે છે ?

નવેંબરની સંધ્યા હતી. હમારૂં કારખાનું બંધાતું હતું. મજુરો કામે લાગ્યા હતા. જમીનમાં એક જૂનો કૂવો હતો. તે ઓઝાતો હતો અને ચણતરનું કામ ચાલુ હતું. કૂવામાંથી અનેકો લોટા, ત્રામગડા અને બાલટીઓ નીકળતાં હતાં. હું એક કામને માટે બહાર ગયો હતો ત્યાંથી પાછો ફર્યો હતો. મારો ચોકીદાર બહાદુર આવીને બોલ્યો, 'સાહેબ, રાત્રે એ કૂવા પર કોઇ પાણી ભરવા આવે છે. એક મરદ, એક સ્ત્રી, અને એક બાળક. હું ઘણીયે બૂમ પાડું છું પણ ખમતા જ નથી. પકડવા જાઉં તો નાસી જાય છે.'

'તું આજે રાત્રે બે ત્રણ બીજા માણસ સાથે ચોકસ થઇને બેસજે તથા તેઓને પકડી મારી પાસે લઈ આવજે.'

'અચ્છા સાહેબ.'

હું પણ બહાર નીકળી સ્ટેશન તરફ ગયો. ઠંડી પડવા માંડી હતી ચહા પીને ફરતો ફરતો ઘણે દૂર નીકળી ગયો.

૨

બીજે દિવસે કારખાનામાં ગયો ત્યારે બહાદુર આવીને બોલ્યો.

'સાહેબ, તે તો પકડાયાં નહીં. હમે બહુ ચોકમી કીધી પણ કંઇ વળ્યું નહીં.'

'જો આ બાજુની વસ્તીમાં જઇ તપાસ કરી આવ કે રાત્રે કોણ પાણી લેવા આવે છે.'

બહાદુર જઇ પાછો આવ્યો. 'સાહેબ, વસ્તીમાંથી કોઇ આવતું નથી. બધા સોગંદ પૂર્વક કહે છે પણ આ મંગળ કહે છે કે એ માણસ નથી પણ ભૂત છે.'

'બોલાવ મંગળને' હું ચીઢાઇને બોલ્યો.

મંગળ આવ્યો. 'મંગળ, શું ગપગોળા કાઢયા કરે છે ? માણસો બધાં ગભરાઇ જશે તેનું તને ભાન છે ?'

'સાહેબ, હું ખરૂં કહું છું કે અહીં ભૂત આવે છે. આ જમીનમાં પેલી ત્રણ દેરીઓ છે તે એ મૂનકોની છે. એ ભુતો રોજ પાણી ભરવા આવે છે.'

'એ મરનાર કોણ હતા ?'

'એની મને ખબર નથી પણ સાહેબ તપાસ કરીને કહીશ'

૩

બહાદુરને મે કહ્યુ કે રાત્રે બત્તી લઈ પહેરો ભરવો લશ્કરમાં નહી આવેલો એ ગુરખો મોતથી પણ બ્હીતો ન હતો પરંતુ ભૂતની વાતે તેને સહજ ગભરાવ્યો હતો ત્રણ ચાર દિવસ પછી બોયલરની તપાસ થવાની હતી અને સમય થોડો હોવાથી રાત્રે પણ કામ કરવાનો વખત આવ્યો હુ અને દેસાઇ રાત્રે કારખાનામા ગયા મને પેલા ભૂતવાળી વાત પણ યાદ આવી નવ વાગ્યે બોયલર તૈયાર થઇ ગયુ પરંતુ મે દેસાઇને ચોભવા કહ્યુ મજુરોએ ઘણીયે ના કહી પરંતુ હમે ત્યા જ બેઠા બહાદુર અને બીજો ચોકીદાર તાપણુ સળગાવવાની ધમાલમા પડયા હમે વાતો કરતા બેઠા

અંધકારમયી રાત્રીમા ઠંડા પવનનો સુસવાટો રક્તને પણ બરફ બનાવી દે એવી રીતે વહેતો હતો સ્થાનની નિર્જનતા એક અદ્ભુત ભયની લાગણી ઉત્પન્ન કરવા લાગી હમે ભિન્ન ભિન્ન પ્રકારની વાતો કરતા સમયને પસાર કરવા લાગ્યા

રાત્રીની નીરવતાનો ભંગ કરતા ઉલૂકો અને વનવાગળાઓ આમથી તેમ ઉડતા હતા રાત્રે લગભગ બારનો સુમાર થતા બહાદુર બોલ્યો, સાહેબ, આજ વખતે પેલા પાણી ભરવા આવે છે'

હમે ચૂપ બેઠા થોડીવારે એકાએક કોઇ ગરેડી પર દોરડુ ખેંચતુ હોય તેવો અવાજ આવ્યો. બહાદુર બોલ્યો, 'જુઓ સાહેબ પેલા પાણી ભરે છે' મે તેની બતાવેલી જગ્યા તરફ દૃષ્ટિ માંડી કંઈ દેખાયુ નહિ પણ 'છપ, છપ'નો અવાજ ક્ષીણ પણ સ્પષ્ટ આવતો હતો કાણા ત્રામગડા વડે પાણી કાઢતી વખતે તેના પાણીના પડતા ટીપાં કૂવામા જેવો અવાજ કરે તેવોજ અવાજ હતો હુ ફરી તે તરફ નજર માંડી જોવા લાગ્યો મને કંઈ પણ દેખાયુ નહી દેસાઇ બોલ્યા 'મને તો કંઇક ઝાંખુ દેખાય છે ખરૂ ચાલો આપણે બત્તી લઇ ત્યા જઇએ'

હુ કુતુહલ થયો બહાદુર ગભરાયો પણ તૈયાર થયો હમે કૂવા પાસે ગયા ત્યા જોયુ તો બધુ શાંત હતુ કૂવાના પાણી પણ હાલતા ન હતા પેલો અવાજ પણ બંધ થઈ ગયો હતો થોડીકવાર ખૂબ ધ્યાનપૂર્વક જોયુ પણ ત્યા તો કંઈજ ન હતુ હમે પાછા આવી સ્થાન પર બેઠા

'છપ છપ' .. ફરી અવાજ આવ્યો આ વખતે અવાજ વધારે સ્પષ્ટ હતો થોડી વારે એક બાલદીમા રેડાતા ત્રામગડાના પાણીનો અવાજ આવ્યો બહાદુર ફરી બોલ્યો, 'સાહેબ, જુઓ પેલાં પાણી ભરી જાય છે' મે ફરી દૃષ્ટિ માંડી આ વખતે કંઇક દેખાયુ પણ અંધકારમા તે સ્પષ્ટ હતુ નહી હમે ફરી બત્તી લઇ ત્યા ગયા બધુ શાંત હતુ મારા શરીરમાથી કડકડતી ઠંડીમા પણ પરસેવો નીકળવા લાગ્યો આ ખરેખર અદ્ભુત હતુ હમે પાછા આવ્યા ફરી અવાજ આવ્યો મારામા પણ ભયનો સંચાર થવા લાગ્યો શુ કોઇ ભૂત મૃતાત્મા હજુ પણ જગ્યાનો અને કૂવાનો મોહ છોડી નથી શકયા ?

બહાદુર બોલ્યો, 'સાહેબ, હવે ઘેર જાઓ ઘણું મોડું થયું છે. એ તો સવારના ચાર વાગ્યા સુધી પાણી ભર્યા કરશે.'

હમે ઘેર આવ્યા.

૪

રાત્રે ઊંઘ આવી નહીં. તેજ 'છપ છપ' અવાજ કાનમાં ગુંજ્યા કરતો હતો. સવારે જ્યારે ઉઠ્યો ત્યારે માથું ઘણુંજ દુઃખતું હતું. આખું શરીર જાણે જડ થઇ ગયું હોય તેમ લાગતું હતું. હું ઉઠી તૈયાર થઇ કારખાનામાં પહોંચ્યો બહાદુરે રાત્રીની સમસ્ત ખીના મજુર વર્ગમાં કહી હતી. સર્વે મને જોવા ઉત્સુક હતા. મને જોઇને તેઓ બોલ્યા, 'સાહેબ, રાત્રે આપને તાવ તો નહીં આવ્યો ?

'ના.'

મંગળ આવીને બોલ્યો, 'સાહેબ, તમે ઘણા પવિત્ર માણસ છો જેથી બચી ગયા. મને બરાબર ખબર મળી છે. આ જમીન એક બ્રાહ્મણની હતી. દરિદ્ર થઇ જવાથી તેને એ જમીન વેચવી પડી, પરંતુ આ કૂવા પર નાનપણથી રમતો આવેલો માણસ કૂવાની માયા છોડી ન શક્યો અને જમીન વેચતી વખતે કૂવામાંથી પાણી ભરવાની શરત તેણે કીધી હતી. થોડા દિવસ પછી ખરિદનારે તેને પાણી ભરતો બંધ કીધો. તે બ્રાહ્મણને ઘણું દુઃખ થયું અને રોજ જમીનની બહારથી કૂવો જોઇને જતો રહેતો. ત્યાર પછી તેનું શું થયું તે ખબર નથી. ફકત તેના તથા તેના કુટુંબીના ત્રણ મુડદાં મળ્યાં. પરંતુ તે દિવસથી આ જમીનમાં કોઈ સુખી થયું નથી. આ જુઓ પાસેની મીલ, જ્યારની બની ત્યારથી અત્યાર સુધી કેટલા માલિક થયા છે ? આ જુઓ ખાંડનું કારખાનું, એના માલિક કેવી ખરાબ સ્થિતિમાં મર્યા ? આપણે આ કારખાનું આ જગ્યાએ નકામું નાખ્યું. સાહેબ આટલી સસ્તી જમીન મળી ત્યારનો જ મને તો વ્હેમ પડતો હતો. આપણે પણ સુખી નથી થવાના !'

મંગળના શબ્દો પ્રહારના રૂપમાં મારા પર અસર કરી રહ્યા હતા. હું ચૂપ રહ્યો. મજુરો કામે લાગ્યા, વાત કંઇક ખરી પણ હતી. પાસે ઘઉંના લોટ દળવાનું કારખાનું કેટલાયે સ્વામી કરી ચૂકયું હતું. બીજી બાજુની ખાંડની મીલ દર વરસે માલિક બદલે છે અને પ્રત્યેકને ઘણી ખોટ આવે છે.

૫

એક તળાવ બનાવતાં તે ત્રણ દેરીઓમાંની એક દેરીનો ભાગ મુસલમાન મજુરોએ તોડ્યો. મંગળ આવી બોલ્યો, 'સાહેબ, ઘણું ખરાબ થયું, હવે જરૂર હાય લાગવાની, સાહેબ, આપણા દિવસો હવે પાધરા નથી.'

હું કંઈ પણ બોલ્યા વગર બેસી રહ્યો.

૬

કારખાનું બંધાયું. પરંતુ મારે કંઇ વાતને લઇને માલિકો સાથે ખટપટ જાગી. મેં સ્થાન છોડયું અને નોકરી પણ વિચિત્ર સંયોગોમાં છોડી. મારા પછી આવેલો માણસ

પણ વિચિત્ર સંયોગોમાં ભેરવાઇ સ્થાન છોડવા માટે બાધ્ય થયો. ત્યાર પછીનો આવેલો માણસ રોજ હાડમાર થાય છે. મંગળ એક ભયાનક વ્યાધિથી પીડાય છે.

આજે અતીતની તે સ્મૃતિ યાદ આવતાં તેજ 'છપ છપ'નો અવાજ ફરી મારા કાનોમાં ગુંજવા માંડે છે. ખરે, કોઇ ભાવુક હૃદયની જમીન પર પગલું ભરવાનું મેં મહા પાતક જ કીધું હતું. શું એનું પ્રાયશ્ચિત નથી?


# પેશાબનાં ભયંકર દર્દોનો

## ફત્તેહમંદ ઈલાજ

ડોકટર જસાણીની જગમશહુર દવા




## બેધડક આજેજ અજમાવો

પેશાબ અને ધાતુનાં ભયંકર રોગો માટે ઇન્જેકશનો અને પીચકારીઓ લીધા વીના ગોનોકિલર ખરેખર નિર્દોષ અને સલામતી ભરેલો એક જ અને છેલ્લો રામબાણ ઇલાજ છે. પહેલે જ દિવસે તેના ચમત્કારીક ગુણનો પરચો બતાવે છે.

ગમે તે કારણથી લાગુ થયેલ તરતનો અથવા જુનામાં જુનો પ્રમેહ(પરમીઓ), સ્વપ્નામાં તથા પેશાબમા જતી ધાતુ, તથા જતી ગ્મી, ચતી સખ્ત બળતરા, ટીપુ ટીપું તથા અટકી અટકીને થતો પેશાબ, મુત્રાશયમાં આવેલો સોજો તથા થયેલો જખમ તથા સ્ત્રીઓનાં પ્રદરનાં ભયંકર રોગો વગેરે પેશાબને લગતા તમામ દર્દોનો જડમુળથી નાશ કરી બગડેલી ધાતુને સુધારી સ્વચ્છ અને ઘટ્ટ કરે છે.




પચાસ ગોળીની બાટલી કીં. રૂા. ૩) વી.પી ખર્ચ આઠ આના જુદુ

દરેક આગેવાન દવાવાળાને ત્યાં વેચાય છે.

— ચેતવણી —
'દવા ખરીદતાં પહેલાં દવાનું નામ ગોનોકિલર અને કુકડા છાપ સીલબંધ પેકેટ તપાસીને લેજો.

એકલા બનાવનાર ડો. ડી. એન. જસાણી ગીરગામ બેક રોડ મુંબઇ-નં ૪

# કવિના પ્રદેશ

સંપાદક : શ્રી. મહાવીરપ્રસાદ દાધીચ
બી. એ. એલ. એલ. બી.

એક રમણીના નાકપર લટકતુ એક નથલીનું મોતી પોતાની આત્મકથા નીચે પ્રમાણે કહે છે:—

મોલ બીકગો, બીંધ્યો ગયો,
છોડયો દધિકુલરાજ,
લટકત હી ભટકત ફીર્યો,
ઇન અધરનકે કાજ !

મોતી કહે છે કે પ્રથમ તો હું વેચાયુ, પછી વીંધાયુ. વળી મ્હેં મ્હારી માતૃભૂમી સમુદ્રનો પણ ત્યાગ કર્યો, એટલુંજ નહીં પણ એના નાક પર લટકતું લટકતુ આખા સંસારમા ભટકતું ફર્યું. અને આમ કષ્ટ સહન કરવાનું કારણ 'ઇન અધરન કે કાજ.' એ અધરો હતાં.

એવાજ પ્રકારની આત્મકથા એક યુવતીના ઉરોજ યુગલોના સ્પર્શથી ચૈતન્યને પ્રાપ્ત થએલું બારીના ચોખટાનું લાકડું કહે છે :—

શીતલ તાપ સહો બનખંડ
ઉજાડ સહી સારીરતીયા
એક કુહાડકી માર અપાર,
ફીર કરોત ધર્યો ઇનકી છતીયાં,
ફીર ધાતુકી મેખ જડાવ જડયો
સહી બાન ચઢયો ઇનકી સતીયાં
સુધરાજ કહે સતના. પુન્ય. કિયા. તપ.
કાષ્ટકો આન લગી છતીયાં !

ટેનીસ કોર્ટ પર કન્દુક ક્રીડા કરતી યુવતીને નિહાળી એક કવિ મહાશય કહે છે કે.—

विदितं ननु कन्दुक ते हृदयं
प्रमदाधररस गसलुब्धमना,
वनिताकरतामरसाभिहत:
पतित: पतित: पुनरुत्पतसि

એટલે કે હે કન્દુક ! ત્હારા હૃદયની કથા મ્હને માલુમ પડી ગઈ છે. તું આ કામિનીના અધર રસનું પાન કરવા ચાહે છે; તેથી જ તું એના કરકમળોદ્વારા ફેંકાયેલો હોવા છતાં વારંવાર પડીને કુદે છે.

ગોરા ગાલ પરનો તલ કોઇપણ રસિક હૃદયમાં વીજળી પ્રગટાવ્યા વિના નહીજ રહે, એ વાત એ વિષય પર લખાએલા અનેક અદ્દ્ભુત કાવ્યો પરથી વિદિત થાય છે એક ગાલ પર બે તલ જોઇ એક શાયર પોકાર કરે છે કે.—

રૂખ મારે[1] યાર પર હૈ, હરેક[2] માગતા હૈ,
મેરા દિન અલગ અલગ

એક બીજા કવિ મહોદય લખે છે કે

તેરે રૂખ સાર્ફ તાવે પર યહ કાલાસા નહી તીલ હૈ
કિસી આશીકકા જલ ભુન કર સીમટ કર રહ ગયા દિલ હૈ

એટલે કે એના કપોલ પર આ કાળો કાળો તલ નથી પરંતુ કોઇ પ્રેમીનું બળી ભસ્મ થઇ સંકુચિત થએલું દિલ રહી ગયું લાગે છે!

એક પ્રેમી કહે છે કે

ખગ દિલથી હમ ઉનકો ખુદા માનતે હૈ,
ખુદા જાને વો હમકો કયા જાનતે હૈ ?

એક ઉપદેશકને બીજો પ્રેમી કહે છે કે —

નસહા, મત કર નસીહત, કયા મુઝે સમઝાયે હૈ ?
નેક બદ સુઝે નહીં, જબ દિલ કહી લગ જાએ હૈ

એટલે કે નસહા ! એટલે ઉપદેશક ! તૂ મને નસીહત એટલે ઉપદેશ મા કર, કેમકે તૂ મને શું સમઝાવી શકે છે? કેમકે જે માણસનું દિલ બીજે કયા લાગી જાય છે ત્યારે એને 'નેકબદ સુઝે નહી' એને નેકી બદી–સારાનું કે ખરાબનું ભાન નથી રહેતુ, માટે ઉપદેશથી શો લાભ?

અને આમ પ્રેમમા ફસાવવાનું કારણ બીજા કવિ આપે છે કે —

સામન્દે નાઝ પર ખુલે હુએ વો બાલ ફીરતે હૈ
બચે કયો તાયરે દિલ જબ હવામે જાલ ફીરતે હૈ

એટલે કે જ્યારે વિખરાએલા કેશ કલાપની સુંદર લટો પવનમા ઉડે છે ત્યારે અમારૂં દિલપંખી એ જાળમા ફસ્યા વિના કેમ રહેશે?

એક કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે:—

કનકછરીસી કામિની કાંહેકો કટિ છીન ?
કાટકો કચન કાટ, વિધિ કુચ મધ્ય ધરી દિન

એટલે કે એ સુવર્ણની યષ્ટિકા સમી કામિનીના કટિપ્રદેશને કોણે કાપી નાખ્યો છે ત્યારે ઉત્તર મળે છે કે વિધાતાએ કટીનુ કાચન–કાપી કુચ પ્રદેશમા ભરી દીધુ છે

અનધિકારે પ્રાપ્ત કરેલી એક પ્રેયસીના વિયોગમા શોધના કરતા પ્રેમી નીચે પ્રમાણે પોતાની પ્રેયસીને સંબોધે છે, એટલામા એ પ્રેયસીને શોધવા નિકળેલા એના વડીલ આવી

1 કપોલ 2 પ્રત્યેક

પહોંચે છે. આખો શ્લોક સાંભળી એ પ્રેમીને પૂછે છે, 'ત્હારી ગૃહિણી માટે એ બધુ બોલે છે કે?' ત્યારે એ ચાલાક પ્રેમી વાત સમજી જાય છે અને કહે છે કે ના, મ્હારી પ્રાણપ્યારી યષ્ટિકા-લાકડી- પ્રત્યે હું બોલુ છું. આ શ્લોકમા રહેલા વિશેષણો પ્રિયતમા તેમજ યષ્ટિકા બેઉને બરોબર લાગુ પડે છે. એ શ્લોક નીચે પ્રમાણે છેઃ-

या पाणिगृहलालिता सुसरला तन्वी सुवंशोद्भवा ।
गौरी स्पर्शसुखावहागुणयुता नित्यं मनोहारिणी ॥
सा केनापिहृता तथा विरहितः गन्तुनशक्नोम्यहम् ।
रेलिक्षो! तव गेहिनी! नहि सखे! प्राणप्रियायष्टिका ॥

સારંગ શબ્દના કેટલા અર્થ થાય છે તે નીચેના કાવ્ય પરથી જણાશે.

સારંગ લે સારંગ ચલી,
સારંગ પરી ગયે દીઠ;
લે સારગ સારંગ ધરી,
સારંગ વદન, પૈઇઠ.

એટલે કે સારંગયે (ઘડો લઈને) સારગ ચલી- સ્ત્રી ચાલી—

સારંગ પરી ગયે દીઠ સારગ એટલે વર્ષા પડવા લાગી. આ એઇ કપડાં ન ભીંજાય એવા હેતુથી એ સ્ત્રીએ યુક્તિ વાપરી એ યુક્તિ એ હતી કે "લે સાર!" પોતાની સારગ—સાડીને લઇને સારંગ ધરી—ઘડામા મુકી—અને સારંગ—વદન પૈઇઠે—વદન—ગળા સુધી સારગ—પાણીમા—પૈઇઠ દાખલ થઇ એટલે કે પાણીમા નગ્નાવસ્થાનુ રક્ષણ થયુ અને વર્ષાથી સાડીનુ રક્ષણ ઘડામા મુકીને કર્યું. આ કાવ્યમાં સારંગ એટલે ઘડો—સ્ત્રી—મેઘ—સાડી અને પાણી—એ અર્થ થાય છે.

પન એટલે પાણી—અને પન—એટલે પ્રણ—વ્રત; પન-શબ્દ સાથે શબ્દ રમત કરતું એક કાવ્ય નીચે પ્રમાણે છે.

પનઘટ બૈઠે પન, ઘટે,
પન, ઘટ વાકો નામ;
તુલસી પન કૈસે તીભે,
જહાં સોપન,હારીને કો ધામ.

એટલે કે પન ઘટ—પર—કુવાના ઘાટપર બેસવાથી પન, ઘટે—પ્રણ વ્રત ઘટે છે. એવું થાય છે, કેમકે એનું નામજ પન—વ્રત—ઘટ—ઘટાડનાર છે. શ્રી તુલસીદાસ કવિ કહે કે એવા સ્થળે પન—વ્રત કેમ નભી શકે કે જ્યા સો-પન હારીન સો પાણી ભરનારી સો—પર્ન, હારીન પન—વ્રત ને હરનારીનુ ધામ—સ્થાન છે.

એ સુંદરીના કેશકલાપ પરના સેંથાને નિહાળી એક કવિ મહાશય અજબ ઉત્પ્રેક્ષા કરે છેઃ—

કજ્જર કે કૂટ પર, દીપશીખા સોતીહૈકિ
શ્યામ ઘન મંડલમેં દામીની કી ધારા હૈ?
યામિની કી ગોદમેં કલાધરકી કોર હૈ કિ,
રાહુ કે કબંધપે, કરાકેતુ તાગ હૈ?
"શંકર" કસૌટી પર સોનેકી લીક હૈ કિ,
તેજને તિમિરકે હિયમેંતીર માગ હૈ?
કાલી પાટીયેં કે બીચ મોહનીકી માંગ હૈ કિ
ઢાલ પર ખડી, કામદેવ દુધાગ હૈ.

કજ્જર—એટલે કાજળના કૂટ—પર્વતોપર—દીપશીખા-દીવાની વાટ—પડેલી છે, કે આકાશમાં શ્યામ—રંગીઘન—વાદળાઓમાં વીજળીની ધાર વહી ચાલી છે ? અથવા તો એ સુન્દરીનો મેથો જાણે યામિની—રાત્રીની ગોદમાં—ખોળામાં—કલાધર—ચન્દ્રનો કોર—ટુકડો પડેલો છે, કે લાંબી શીખાવાળો કેતુનો તારો છે. 'શંકર' નામના કવિ પૂછે છે કે એ સોનાની કસોટી—જેવા કેશકલાપ પર કોઇએ સોનાની લીક—લીટી—કાઢી છે કે— તેજ—પ્રકાશે—તિમિર—અન્ધકારના હૃદયમાં બાણ માર્યું છે. આ કાળી કાળી કેશની પાટીઓની વચ્ચે એ મોહિનીનો માંગસેંથો છે કે એ બે કાળી કાળી ઢાલ—ઉપર કામદેવની બે ધારવાળી તલવાર ઉભી છે ?

(ક્રમશઃ)

(અપૂર્ણ)


## ગણદેવા ટેલરીંગ એન્ડ કટીંગ કલાસ

"દરજી કામ શીખવા માટે"

હમારાં કપડાંથી શીવણ તથા વેતરકામ ગણિત પદ્ધતિસર ઘણીજ ઉમદા અને સરળતાથી શીખવવામાં આવે છે, આજ સુધીમાં સેંકડો વિદ્યાર્થીઓએ લાભ લીધો છે, શીખનારની ઉમર વર્ષ અઢારથી ઉપરની અને ભણેલો હોવો જોઇએ.

આખા કોર્સના રૂા. ૨૫ મુદત માસ ત્રણ રહેવાનું મફત. વધુ માટે મળો યા લખો.

મુ. પો. ગણદેવા વાયા. બીલીમોરા.

# હિમાલયનાં ગગનચુંબિત શિખરો

શ્રી ડુંગરસી ધરમસી સંપટ

હિમાલય ચૌદસો માઇલ લાંબો અને બસો માઇલ પહોળો આર્યાવર્તની ઉત્તર દિશાની રક્ષા કરતો ઉભો છે. એ હિંદુઓના સર્વોત્તમ તીર્થો ધરાવે છે. શ્રી વેદવ્યાસે અહીં જ વેદ પુરાણો રચ્યા હતાં. એમાંથી જ–બ્રહ્મપુત્રા (૧૮૦૦ માઇલ લાંબી), સિંધુ (૧૮૦૦ માઇલ લાંબી), ગંગા (૧૫૦૦ માઇલ લાંબી), યમુના (૬૦૦ માઇલ લાંબી) સતલજ, ઝેલમ, રાવી વગેરે પંજાબની મોટી નદીઓ નીકળી છે. તે સિવાય ચીનની મોટી નદીઓ યાંગટસે (૩૦૦૦ માઇલ લાંબી), હ્યાંગસીક્યાંગ (૨૦૦૦ માઇલ લાંબી) પણ એમાંથી જ નીકળી છે. એમાંથી નાની મોટી સેંકડો નદીઓ નીકળે છે. હિંદુઓના મોટા જીવન મુક્ત સન્યાસીઓ હિમાલયમાં વસે છે. અસંખ્ય તીર્થસ્થાનો આ દેશમાં છે. ઋષિમુનીઓનું આ પવિત્ર ધામ છે.

હિમાલય એક લાંબો પર્વત નથી પણ જુદી જુદી પર્વતમાળાઓથી યુક્ત પર્વતોના સમૂહ છે. એમાં હજારો ગગનચુંબિત મોટા પહાડો છે. એ શિખરો ઉપર હમેશ માટે બરફ છવાયલો રહે છે. નીચે ખીણોમાં વેગવતી, નાચતી, કુદતી, હસતી, રમતી, નદીઓ વહે છે. તેની ઉપરે લીલા લીલા ઘાસના ગાલીચા પાથરેલા મેદાનો છે. ઉપરથી સંગીત ગાતા સેંકડો ઝરા અને ઝરણાંઓ વહે છે. તળેટીમાં ઘીચ જંગલો છે. તેમાં ઓક, લાલ લાકડું, સીસમ અને અનેક જાતજાતના વૃક્ષો અસંખ્ય સંખ્યામાં છે. રીંછ, વાઘ અને ચિત્તાઓ તેમાં વસે છે. જાતજાતના પક્ષીઓ પણ મળે છે. તેથી ઉંચે ઉંચા સીધા ચોકીદાર જેવા ઉભેલા પાઇન નામના વૃક્ષો મળે છે. એમાંથી ટરપીટન તેલ નીકળે છે. ૭ હજારથી દશ હજાર ફીટની સપાટી ઉપર દેવદારના મોટા વૃક્ષો છે. નીચે આરામ લ્યો તો વરસાદનું એક ટીપું પણ પડે નહિ. હિમાલયની ખુબી આ ભાગમાં છે. જાતજાતના રંગબેરંગી ફુલો અહીં મળે છે. ચારે તરફ સુકી ઠંડી હવા અત્યંત ભૂખ લગાડે છે. અહીં ધોધો પોતાના રૂપેરી પ્રવાહને છોડતા દેખાય છે. અસંખ્ય જાતના પતંગીઆં અને જીવતંતુઓ દેખાય છે

દશ હજાર ફીટ ઉપર મોટી છાલના અને સખ્ત બરફ ખમી શકે તેવા વૃક્ષો દેખાય છે. ચાર પાંચ મહિના એ લાકડા માત્ર બરફથી ઢંકાયલા રહે છે. બીજી જેનીફર નામની વનસ્પતિ આટલી ઊંચાઇએ પુષ્કળ ઉગે છે. આ વનસ્પતિ ઝાડમાંથી લીલી કાપીએ તો એકદમ સુકા લાકડાની પેઠે બળવા લાગે છે. આ ઊંચાઇએ હિમાલયના ઘેટાં પુષ્કળ પ્રમાણમાં ઘાસ ચરે છે. પરંતુ બાર હજાર ફીટની ઊંચાઇએ બરાસીંગા નામનું હરણ અને અને બકરાની મિશ્ર જાતનું પ્રાણી મળે છે. તેના સીંગડા ૪૦થી ૪૨ ઇંચ લાંબા હોય છે. અહીં યાક નામની ચમરી ગાય પણ મળે છે. આ ગાય ટિબેટના લોકોની કલ્પવૃક્ષ સમાન ગરજ પુરી પાડે છે. દુધ, દહીં આપે છે. બાળવા છાણ આપે છે. ત્યાંના લોકો એના માંસ ચરબીનો ઉપયોગ કરે છે. એના ચામડાનો વસ્ત્રો તરીકે ઉપયોગ કરે છે. અને બારે

વજન ઉપાડી ચાલવાની અને પર્વતો ચડવાની ટેવ હોય છે. એની પુછડીની સરસ ચમરી બને છે.

આઠ હજાર ફીટની ઊંચાઇએ રીંછો પણ મળે છે. કયાં કયાં જૂજ સર્પો અને અજગરો જોવામાં આવે છે. બાર તેર હજાર ફીટ કે તેથી ઊંચે બરફના ચિતાઓ જેને અંગ્રેજીમાં સ્નો લીઓપોર્ડ કહેવામાં આવે છે તે જોવામાં આવે છે. પંદર હજાર ફીટ ઉપરે બરફની લાઇન આવે છે. પછી ઝાડ પાન કે કોઇ વનસ્પતિ મળતી નથી. કાળા પહાડ અને બરફ એજ વસ્તુઓ મળે છે. અહીં હવા સુક્ષ્મ થાય છે. વારંવાર શ્વાસોશ્વાસ લેવા પડે છે. ચાલવું ગમતું નથી. અહીં પણ ઊંચે કયાં કયાં તળાવો, ઝરણા, ઝરા વિગેરે મળે છે. પણ એના પાણી ઠરી જાય છે. પંદર હજાર ફીટ ઉપર પર્વતોમાં હિમ-શ્રોતો મળે છે. બરફમાંથી નાના નાના પાણીના પ્રવાહો નીકળ્યા કરે છે. એ પ્રવાહો ભેગા મળી નીચે જતાં નદીઓ બને છે હજારો ઝરાઓ અને ઝરણાઓ આ નદીઓમાં ભેગા થઇ મોટી નદી બને છે. પર્વતો ભેદી રસ્તો કરીને આ નદી નીચે વહે છે. ઉનાળામાં બરફ પીગળે છે એટલે આ નદીઓમાં પુષ્કળ પાણી આવે છે.

હિમાલયમાં અનેક દેશો આવ્યા છે. કાશ્મીર, તેહરી, નેપાલ, સીકીમ, ભુતાન, ટીબેટ. પહાડની વસ્તીઓ પર્વતો નીચે જ્યા પણ મેદાન જેવું જણાય ત્યાં ગામડાઓ અને શહેરો વસાવે છે. હિમાલયમા ઘણી વસ્તી વસે છે. અહીંના લોકો કદમાં, ઠુંકા પણ મજબુત અને પહાડો ચડવાના અભ્યાસવાળા હોય છે. પહાડોમાં રસ્તા હોતા નથી પણ કેડીઓ હોય છે. જો કે બદ્રીનારાયણ અને કેદારનાથના મંદિરો સુધી સરકારે સડકો બાંધી છે. ઘણાખરા હવા ખાવાના સ્થાનો મસુરી, મરી, ગુલ્મર્ગ, સીમલા, લેન્સડાઉન અને ડલહાઉઝી હિમાલયમાં આવ્યા છે. અહીં અંગ્રેજો અને ધનવાન દેશીઓ ગરમીના દિવસોમાં હવા ખાવા આવે છે. અહીંની હવા આરોગ્યવર્ધક ગણાય છે.

હિમાલયમાં સુંદરમાં સુંદર દેશ કાશ્મીર છે. એમાં સૃષ્ટિસૌંદર્યે પોતાના ખજાના ભરી મૂકયા છે. ચારે તરફ બરફવાળા શ્રૃંગો આંખોને નીલામથી આંજી મૂકે તેટલી વન-સ્પતિઓ, નિર્મળ સ્ફટીક પાણીના ઝરાઓ, મોટાં પારદર્શક તળાવો, તોફાની અને ધસમસતી મોટા વેગવાન પ્રવાહથી ભરેલી નદીઓ, સુંદર ફુલો, સ્વાદિષ્ટ જાતજાતના મીષ્ટ ફળો, શરીરમાં પુષ્કળ ભુખ લગાડે તેવી તાકાતવાન હવા, ખુશનુમા ૠતુ, નમ્ર અને તાબેદારી કરનાર માણસો, ગાલીચા પાથર્યા હોય એવા નીળાં નીળાં મેદાનો, સુંદર ગીત ગાનાર પક્ષીઓ, છાયાવાળાં મોટાં વૃક્ષો અને અંગ્રેજો માટે સ્વાદિષ્ટ માછલીઓથી આ દેશ પ્રવાસીઓને ભારે આકર્ષક લાગે છે. હિમાલયની મોહિની સૌને લાગે છે.

પરંતુ હિમાલયમાં સૌથી ઊંચો તો ટીબેટ છે. એ પંદર હજાર ફીટ ઊંચો છે. એ દેશમાં પરદેશીઓને જવાની બંધી છે. એમાં બુદ્ધધર્મવાળા લોકો રહે છે. ઉંચા ઉંચા પંદર ને સત્તર હજાર ફીટ ઉંચા પાસો એટલે કે રસ્તાઓ મારફતે એ દેશમાં પહોંચાય છે. હિંદુઓ માટે ટીબેટમાં કૈલાસ પર્વત તથા માનસરોવરની મોટી યાત્રા છે. પરંતુ આ યાત્રા અતિ વિકટ છે. ખૂબ ઊંચાણ, નીચાણ, નિર્જન પહાડી પ્રદેશ, ભયંકર લુંટારૂઓ વચ્ચે થઇને

આ યાત્રા થાય છે ટીબેટમાં મહાયાન બુદ્ધપંથના ધર્મગુરુ ડલાઇ લામાનું રાજ્ય છે. એ જ્યારે મરણ પામે છે ત્યારે આખા રાજ્યમા તે દિવસે જન્મ પામેલ બધા છોકરાઓને ભેગા કરીને ડલાઇ લામાના લક્ષણવાળા છોકરાને શોધી એને આજન્મ સુધી રાજ્યકર્તા બનાવે છે. તે કુંવારો રહે છે. ટીબેટમા એક ઓરત એકજ કુટુંબના પાંચ ભાઈઓ સાથે પરણી ઘરવાસ માંડે છે. બુદ્ધ ધર્મના અનેક મોટા મઠો આ દેશમાં છે. ધર્મગુરુઓની સંખ્યા અત્યંત મોટી છે. એનું મુખ્ય શહેર લ્હાસા છે.

હિમાલયમાં બીજું અગત્યનું રાજ્ય નેપાળનું છે. તે પણ મોટું રાજ્ય છે. એના રાજાઓ હિંદુ છે. પણ પ્રજા હિંદુ અને બૌદ્ધ બંને ધર્મો પાળે છે. રાજાઓ હિંદુ છે. કુલ સત્તા મોટા પ્રધાનના હાથમાં છે. રાજા રાજ્યમાં કાંઇ દખલગીરી કરતો નથી. તે માત્ર દેવતા તરીકે પુજાય છે. એનું મુખ્ય શહેર ખટમંડુ છે. તેમાં શ્રી પશુપતિનાથનું મોટું દેવળ છે. એ બાર જ્યોતિલીંગોમાંથી એક લીંગ ગણાય છે. નેપાળમાં પરદેશીઓને આવવા દેતા નથી. પરંતુ શિવરાત્રીના ચાર દિવસો માટે હિંદુ યાત્રાળુઓને યાત્રા માટે આવવા દે છે. એ માત્ર એકજ હિંદુ સ્વતંત્ર રાજ્ય છે. એના રહેવાસી ગુરખાઓ સારા લડવૈયા છે. હિંદી સરકાર એમને સૈનિક તરીકે ઘણા પસંદ કરે છે. તેઓ નીચા ઘાટના પણ ઝનુનીને બળવાન લડવૈયા છે. નેપાળમાં પ્રાચીન કારીગીરીના ઘણા સરસ મંદિરો છે.

બીજા હિમાલયના રાજ્યોમાં તેહરીનું રાજ્ય છે. એમાજ શ્રીગંગોત્રી અને શ્રીયમુનોત્રીના મોટાં હિંદુઓને માન્ય યાત્રા સ્થળો છે. રાજ્ય નાનું ગણાય છે. એના ગઢવાળીઓની અંગ્રેજો લશ્કરમાં ભરતી કરે છે. ભુતાન અને સિકિમના રાજ્યો નાના છે. એ રાજ્યોમાં અંગ્રેજોનું ચલણ ઘણું છે. તેઓ બુદ્ધ ધર્મ પાળે છે. એમાં પરદેશીઓને આવકાર મળતો નથી. પરંતુ આ રાજ્યોમાં કાંઇ જાણવાજોગ છે નહિ.

હિમાલયમાં હિંદના સરહદ ઉપર તાયફાવાળાઓ વસે છે. અગાઉ એ બુદ્ધધર્મી હતા પરંતુ હમણાં બધા મુસલમાન થયા છે. હિંદુઓની વસ્તી માત્ર બે ત્રણ ટકા છે. સૂકા પહાડોમાં રહેનાર આ તાયફાવાળા અત્યંત બહાદુર છે. પોતાના દેશમાં અનાજ થોડું જ પાકે છે તેથી એ લોકો બહુ ગરીબ છે. પરંતુ બંદુક એઓનું કુદરતી હથિયાર છે. શરીરે ઊંચા, સશક્ત, અતિ બળવાન, પથ્થર જેવા કઠણ અને નેમ તાકવામાં એકકા હોય છે. એઓ ગમે તેવું નિશાન તોડી નાંખે છે. એ લોકો હિંદી સરકારને મોટી તકલીફ આપે છે. દરવરસે લગભગ એમનું દમન કરવા એક એક લશ્કરી ચઢાઇને મોકલવીજ પડે છે. હિંદી સરકારે એમને નિયમનમાં લાવવા મોટા પ્રયત્નો કર્યા છે, અબજો રૂપિયા એમની પાછળ ખરચ્યાં છે, એમને વિમાનો, તોપો, મશીનગનો અને ટેંકાથી હરાવવા અને તાબે લેવા પ્રયત્નો કર્યાં છે. પરંતુ એ સ્વતંત્ર પ્રજા કોઇ રીતે હિંદી સરકારના તાબામાં આવતી નથી. દર વરસે ચોરી, લુટ, બખેડા, અત્યાચારો, અંગ્રેજી પ્રજા અને પ્રદેશ ઉપર હલ્લાઓ ચાલુ જ રહ્યા છે. અંગ્રેજોને એમણે ઘણા મુંઝવ્યા છે. કોઇપણ રીતે એઓ નમતા જ નથી સ્ત્રીઓ પણ બહાદુર હોય છે. પહાડોમાં આ લોકો હરણોની પેઠે છલંગ મારતા ગુફાઓમાં છુપાઈ જાય છે. પાછા બહાર નીકળી અત્યાચારો કરે છે.

દક્ષિણ અમેરિકામાં એકોનં કાગુઆનું શિખર એશિયા સિવાય સૌથી ઊંચું ગણાય છે. એની ઊંચાઈ ૨૩૦૮૦ ફીટની છે. પરંતુ એકલા હિમાલયમાં એથી ઘણા વધારે ઊંચાં શિખરો મોટી સંખ્યામાં છે. નોએલ નામનો લેખક એવાં ઊંચાં શિખરોની સંખ્યા એકસોથી પણ ઉપર હોવાનું ધારે છે. એના કહેવા મુજબ ૨૪૦૦૦ ફીટ ઊંચાં ૧૦૦ શિખરો છે. ૨૦ રાક્ષસ શિખરો ૨૬૦૦૦ ફીટથી પણ ઊંચાં છે. ૬ મહાન રાક્ષસ શિખરો ૨૭૦૦૦ ફીટથી ઊંચાં છે. કેપ્ટન સેંટ બર્નાના જણાવવા મુજબ ૨૫૪૪૭ ફીટથી ઊંચા ૩૬ શિખરો છે. આમાં પણ પાંચ તો સૌથી ઊંચાં છે. કંચનગંગા, ગોડવીનઓસ્ટીન, એવરેસ્ટ અને મધ્ય એશિયાની બે શિખર ગણીએ ટેગ્રાખાન અને ટાગારમા એ સૌથી ઊંચાં ગિરિશૃંગો છે. એકજ મોટા પર્વતમાં આવા ઊંચાં શિખરો માત્ર હિમાલયમાં જ છે.

ઘણી વખતે એકજ પર્વતમાં એક કરતાં વધારે ઊંચાં શૃંગો હિમાલમાં દેખાય છે. ઊંચાં ઊંચાં રાક્ષસી શિખરો ધરાવવાનું માન હિમાલય ખાટી જાય છે. યુરોપના આલ્પસ પર્વત અને જગતના બીજા પર્વતો એની પાસે રમત માત્ર છે. બધી બાબતો એટલે કે સૌંદર્ય, ઊંચાઈ, પહોળાઈ, લંબાઇ, ઊંચાંમાં ઊંચાં ગિરિશૃંગો વિગેરે સર્વે વિષયોમાં હિમાલય જગતમાં અજોડ છે. અને આટલી મોટી મહાન નદીઓ કોઈ પણ બીજા પર્વતો ધરાવતા નથી. સિદ્ધો, દેવો અને ગંધર્વોનો એ પર્વત છે. બધા શૃંગોને નામો અપાયલાં છે. ઘણાખરાની ઊંચાઇ અને બીજી સરવે પણ થઇ છે. ઘણાખરા ઉપર ચઢવાના પ્રયત્નો પણ નિષ્ફળ ગયા છે. તે માટે આગળ વર્ણન લખીશું. હિમાલય યુરોપીઅન ચઢનારાઓને ખૂબ આકર્ષી રહ્યો છે પણ અનેક પ્રયત્નો થયા છતાં હિમાલય અજીત રહ્યો છે.

માત્ર એકજ દાખલા તરીકે નંદાદેવીનું શૃંગ લઇએ. એ ૨૫૬૬૨ ફીટ ઊંચું છે એની તળેટીમાં નંદાદેવીનું મંદિર છે. મેળો ભરાય છે. માન્યતા પણ લેવાય છે. આ શિખર ઉપર ઘણા આક્રમણો થયાં છે. પરંતુ હજી એ અગમ્ય રહ્યું છે. એ પહાડનો વિસ્તાર ૭૦ માઇલના ક્ષેત્રફળનો છે. એવડા વિસ્તારમાં ૧૨ મોટા હીમશૃંગો ૨૧૦૦૦ ફીટથી ઊંચાં આવેલાં છે. એકેય શિખર ૧૭૦૦૦ ફીટથી નીચું નથી. પશ્ચિમમાં ઋષિગંગા નદી ૨૫૦ માઇલના વિસ્તારમાં પાણી હાલવતી વહે છે. અહીં બરફ અને પાણીએ ભયંકર કોતરો કોરી કાઢ્યાં છે. આવાં કોતરો આખા જગતમાં ક્યાયે નથી. આ શિખરો ઉપર થઇને સૌથી મોટા શિખર ઉપર ચઢવાના નવ પ્રયત્નો થયા છે. એમાં ડૉ. લોંગ સ્ટાફે અને જનરલ બ્રુમે ૭ પ્રયત્નો કર્યા છે. બધા નિષ્ફળ ગયા છે. હવે જાપાનીઓ પ્રયત્નો કરે છે. આ સાલ નિષ્ફળ નીવડ્યા છે

નેપાલમાં આવેલ એવરેસ્ટ (૨૯૧૪૫ ફીટ) ઉપર પણ અનેક પ્રયત્નો આરોહણ માટે થયા છે. અંગ્રેજ, સરસમાં સરસ ચઢનારાઓ દર વરસે એના આરોહણ માટે પ્રયત્ન કરે છે. ૨૭૦૦૦ ફીટ ઉપર કેટલાક પહોંચ્યા હતા. પણ તે મર્યાદા આગળ જવું મુશ્કેલ થઈ પડ્યું છે. આવા પ્રયત્નોમાં ઘણા આરોહણ કરનારાઓના જીવો ગયા છે. હાડમારીઓનો પાર નથી. ઓક્સીજન હવા મેળવવાના યંત્રોની મદદથી આવા પ્રયાસો બની શકે છે. એવરેસ્ટ પહાડ ઉપર ચઢવા માટે અંગ્રેજો અનેક વરસો થયા કટિબદ્ધ થયા છે. પણ ચાલુ નિષ્ફળતા મળે

છે આ વરસે, પણ એક ટોળી ગઇ હતી. પણ એકાદ માસ પહેલાં ખરાબ હવાને લીધે એને પાછું પડવું પડ્યું છે. એવરેસ્ટ અજીત રહયો છે. એનો કેટલોક ભાગ નેપાલમાં અને કેટલોક ટીબેટમાં છે. અંગ્રેજો હજી હાર્યા નથી.

જર્મનોએ નંગા પર્વત ઉપર આક્રમણ શરૂ કર્યું છે. દર વરસે એમની ચુંટેલા અને મજબુત પહાડ ઉપર ચઢવાના અભ્યાસકોની ટુકડીઓ આવીને એ ૨૬૬૨૯ ફીટના શિખર ઉપર ચઢવાની કોશેશો કરે છે. એ પર્વત કાશ્મીરમાં આવેલ છે. આ વરસે પણ એના ઉપર જર્મનો આક્રમણ લઇ ગયા હતા. પણ બે દિવસ ઉપર એમાં નિષ્ફળ થઈ કરાંચી આવ્યા છે. ઘણા જર્મનોની કબરો એ પહાડના બરફ ઉપર થઇ છે. હજી જર્મનો એનો વિજય કરવા માગે છે. આવતે વરસે પણ તેઓ આવશે એવો સંભવ છે. એવરેસ્ટ આ નંગા પર્વત કરતાં ઊંચો છે. પરંતુ નંગા પર્વતનુ આરોહણ વધારે મુશ્કેલ જણાય છે. ગમે એવા ચઢનારાઓને એ થાકવી નાખે છે

કામરુનું શિખર કુમાઉં જીલ્લામાં આવ્યું છે. એ ૨૫૪૪૭ ફીટ ઊંચું છે. એના ઉપરે પણ બરફ રહે છે. એ જીતાયું હોવાના ખબરો મળ્યા છે. સ્માઇથે એના ઉપર આરોહણ કર્યું હતું. તે સિવાય બીજા ટાગારમા નામનું શિખર જે પામીરમાં આવ્યું છે અને રશિયાના હાથમાં છે, તે ઉપરે પણ રશિઅનો ચઢી ગયાનો દાવો કરે છે. બાકીના શિખરો લગભગ અજીત જેવાં છે.

હિમાલયના ૨૫૦૦૦ ફીટ ઉપરના ઘણાં શિખરો છે. ૨૫૦૦૦ ફીટ નીચેના તો સેંકડો છે. અહીં ૨૫૦૦૦ ફીટ ઉપરનાં શિખરો ગણાવ્યા છે.

| | | |
|---|---|---|
| ૧ | જજહુનું શિખર સિક્કિમ અને નેપાલ વચ્ચે | ૨૫૩૦૪ ફીટ |
| ૨ | ટાગારમા પામીર વિભાગમાં રશિઅનો ચઢ્યા છે. | ૨૫૩૬૦ ,, |
| ૩ | નીઓનામ લીંગ માન સરોવરની ઇશાનમાં | ૨૫૩૬૫ ,, |
| ૪ | તીરચમીર (ગીલગીત અને ચિત્રાલ) | ૨૫૪૦૦ ,, |
| ૫ | નામે હાર્કેનામચા બાટવા વિભાગ | ૨૫૪૪૫ ,, |
| ૬ | કામટ (કુમાંઉમાં) સ્માઇથે આરોહણ કર્યું હતું. | ૨૫૪૪૭ ,, |
| ૭ | નાગચણી નેપાલની ઉત્તર તરફ | ૨૫૪૫૬ ,, |
| ૮ | રાકપુષી કારાકોરમ વિભાગ | ૨૫૫૦૦ ,, |
| ૯ | નંદાદેવી કુમાંઉ | ૨૫૬૬૧ ,, |
| ૧૦ | મારોર બ્રુમ કારાકોરમ વિભાગ | ૨૫૬૭૬ ,, |
| ૧૧ | બરાથોર ઉત્તર નેપાલ | ૨૬૦૬૯ ,, |
| ૧૨ | ગોંસાઇથાન ઉત્તર નેપાલ | ૨૬૩૦૫ ,, |
| ૧૩ | ગુસર બ્રુમ કારાકોરમ વિભાગ | ૨૬૪૮૩ ,, |
| ૧૪ | મોરસીઆદી ઉત્તર નેપાલ | ૨૬૫૨૨ ,, |

| | | |
|---|---|---|
| ૧૫ | નંગા પરવત કાશ્મીર | ૨૬૬૨૯ ,, |
| ૧૬ | મામા ઉત્તર નેપાલ | ૨૬૬૮૦ ,, |
| ૧૭ | ધવલગિરિ ઉત્તર નેપાલ સરહદ | ૨૬૭૯૫ ,, |
| ૧૮ | ગોસુર ઉત્તર નેપાલ ,, | ૨૭૭૯૯ ,, |
| ૧૯ | મકલુ હિમાલય | ૨૭૮૦૦ ,, |
| ૨૦ | કંચન ગંગા | ૨૮૧૪૬ ,, |
| ૨૧ | ડયમાંગ અથવા ગોડવીન ઓસ્ટીન | ૨૮૨૬૭ ,, |
| ૨૨ | એવરેસ્ટ | ૨૯૧૪૫ ,, |

હિમાલયના શ્રૃંગોનું આરોહણુ પરદેશીઓ માટે ભારે આકર્ષક બન્યું છે.

હિમાલયના આ હિમાચ્છાદિત શ્રૃંગો ઉપર ચઢવાનું આટલું મુશ્કેલ કેમ છે? શા માટે વારંવાર નિષ્ફળતા અનુભવવી પડે છે? એનું મુખ્ય કારણ આરોહણની વિકટતા અને તોફાનો છે. જરાવારમાં તડકો હોય, ખુલ્લું હોય અને વાદળાં ચઢી આવે. ભયંકર વંટોળીઓ ચઢી આવે. બધાને ઉપાડી જાય. તે સિવાય સીધું ચઢવાનું હોય ત્યાં કુહાડીથી પગથીઆ કરી ચઢવું પડે છે. પણ તોફાનોનો ભય ભારે છે. કયારેક રાતના સુતા હોય. આખી છાવણી અંધારામાં વીંટળાયલી હોય, એટલામા એકાદ દશબાર ટન વજનનું હિમ શ્રૃંગ ઉપરથી ગબડતું ગબડતું આવી છાવણીને દાટી દે છે. કયારેક હિમશ્રોતો આવી બધાને પાણીમાં તાણે છે. વરસાદ વીજળી અને ભયંકર ગાજવીજ કયારે કયારે આવે છે. કયારે કયારે ભયંકર ટાઢ ઠારી નાખે છે. ઉપર શ્વાસ લેવાની મુશ્કેલી છે.

હિમાલય ઉપર ચઢવું ત્યાંના પહાડી મજુરોની મદદથી સફળ બને છે. ના મણ બોજો લઇ એઓ ગમે તેવા સીધા ચઢાણમાં ચઢી જાય છે. એમના અંગો લોઢાના હોય છે. ભારે કષ્ટ સહન કરી શકે છે. એમના વગર યુરોપીયનો ચઢી શકે નહિ. પ્રથમ એક છાવણી ૧૫૦૦૦ ફીટે સ્થાપે છે. ત્યાં દવાદારૂ, ખાવાનું, સરવેના યંત્રો, ફોટોગ્રાફના કેમેરા, માપવાના યંત્રો, ભૂસ્તર જોવાના યંત્રો લાવવામાં આવે છે. બીજી છાવણી ૨૦ હજાર ફીટે થાય છે. ત્યાથી પછી બબે હજાર ફીટે યોગ્ય જગ્યાઓએ છાવણી નાખવામાં આવે છે. એ છાવણીઓ ૨૩ થી ૨૪ હજાર ફીટ ઉપર સ્થપાઇ છે. સવારના વહેલા આરોહીઓ ખાવાના પદાર્થો અને હવા માટે ઓક્ષીજનના યંત્રો લઇ કુહાડીઓ સાથે નીકળી ચઢવા માંડે છે. સાંજે પાછા વળી આવે છે. શરીર અત્યંત કઠોર ને અત્યંત સહનશકિત હોય તેનાથીજ ચઢી શકાય છે. લાખો રૂપિયા ખર્ચ થાય છે.

# ગેરસમજ

## ( નાટિકા )

સંયોજક : શ્રી. 'હરિભાઉ'

(પડદો ઊઘડે છે ત્યારે દિવાનખાનું કહો યા શયનખાનું કહો એવા એક ઓરડામાં બે મીત્રો ચા પીતા દેખાય છે.)

બિપિન— (ચાના કપમાંની વરાળ તરફ તાકી) દોસ્ત ગમબિહારી ! પાચેક વરસ ઉપરની એક સાંજે આપણે કોલેજના દિવાનખાનામા આવી રીતેજ વાતો કરી હતી તે યાદ આવે છે?

ગમ— (રકાબીમાં ચા રેડતા રેડતાં) બિપિનબિહારી! એ દિવસ અને એ વાત કેમે ભૂલી શકાય એવી ન હતી. કોલેજનો એ આપણો છેલ્લો દિવસ હતો. તે દિવસે આપણે દિલ ખોલીને અરસપરસની ખાનગી વાતો ખુલ્લી કરી હતી.

બિપિન— (ગંભીરતાથી) આજે હું એવીજ એક ખાનગી વાત તને જણાવીશ.

ગમ— (ઉત્સુકતાથી) યથાઃ

બિપિન— (દીવાસ્વપ્ન જોતો હોઇની એમ આખો મીચી) મેં મારી સંસારયાત્રાની સાથી શોધી કાઢી છે.

ગમ— (ચા પીવી છોડી દઇ) અભિનંદન. शिवा स्ते पन्थानः। (કુતુહલ દર્શાવી) ભાભીનું શુભનામ ?

બિપિન— (મરક મરક હસતા) તું તેને ઓળખે છે.

ગમ— હું ઓળખું છું ! (ચમકે છે.)

બિપિન— હા, હા, ઓળખે છે. તું ફુલાદેવીને નથી ઓળખતો ?

ગમ— તો તો તુ નમાબદાર છે. સગાઇ થઇ ગઇ?

બિપિન— તેના માબાપ પાસે સગાઇનું માગું મોકલવા અગાઉ હું ખુદ એની સંમતિ લેવા માગું છું.

ગમ — આજકાલની છોકરીઓ ઘણી વિચિત્ર હોય છે માટે જોજે એની સંમતિ લઇને જ માગું મોકલજે.

બિપિન — હું એને એટલી બધી ચાહું છું કે એનાથી ના પડાશે જ નહિ. વળી હું તો માનું છું કે એ પણ મને ચાહે છે. ફકત મગનું નામ પાડવાનું જ બાકી છે.

ગમ — તો તો તારા મ્હોમાં સાકર. પણ તમે રોજ રોજ સાથે હળો મળો છો તોય તેં હજુ પૂછયું કેમ નથી ?

બિપિન — રોજ પૂછું પૂછું કરૂં છું પણ અટકી જાઉં છું. ઘણીવાર તો હોઠે આવેલું વાક્ય ગળી ગયો છું. (ઘડિયાળ તરફ જોઇ) હમણાં જ મેં તેને મને મળી જવા ખબર મોકલાવી છે. તે આવશે એટલે—આજે તો જરૂર પૂછીશ.

(આવે આવે મોટા ડગ ભરી આવતી ઇનાદેવી દેખાય છે)

નમ—(તેને આવતી જોઇ બનેને એકાંત આપવા) બિપિન મારે તો અત્યના ગામા માનેમામા જવુ છે માટે જાઉં છુ કામ ફત્તેહ કરજે ને ગોળધાણા તૈયાર રાખજે મવારમા આવી તેની માગણી કરીશ (પ્રસ્થાન)

(ઇનાદેવીનો પ્રવેશ)

ઇના — (દમ લેતી લેતી અને આખમા મસ્તી ભરી) આખરે તમારુ નવુ ઘર જડયુ ખરુ એ ગોધતા શોધતા મારો તો દમ નીકળી ગયો (કાંડના ઘડિયાળ તરફ તાકી) જરાક વધુ વિલબ થયો હોત તો હુ પાછી વળી જવાની તૈયારીમા જ હતી

બિપિન — (સ્નેહભર્યા સ્વરે) આખરે તમે આવ્યા (મોનતા મોનતા અરખી તેના મ્હો તરફ ટગર ટગર તાકે છે) તમને હેરાન કરવા બદલ મારી માગુ છુ

ઇના — (ઉભી ઉભી જ) ગઇ કાલે તો તમે મળ્યા હતા ત્યારે કઇ કહ્યુ નહિ અને આજે એવુ શુ બની ગયુ કે તુરત તુરત મળી જવા ચીઠ્ઠી મોકલી ?

બિપિન — (ભોઠો પડી) કઇ કામ હશે તો જ બોલાવ્યા હશે ને

ઇના — (ઘડિયાળ તરફ જોઇ) તો કહી દો શુ કામ છે ?

બિપિન — (વિનતી કરતો હોઇની તેમ) ઇના ! એ ઉતાવળનુ કામ નથી જરા બેસ તો ખરી (માનવાચક બહુવચન પ્રેમવાચક એકવચન બને છે તે તેના હાથ પકડી બેસાડવા જાય છે)

ઇના — ના ના નથી બેસવાની (આઘી ખસે છે)

બિપિન — (વ્યાકુળતાથી) કેમ ? આમ કેમ ? (દિવાલની ઘડિયાળમા બના ટકે । રે છે)

ઇના — (ચમકી તે તરફ જોઇ) તો તમારે પહેલેથી જ કહેવુ હતુ ન તમારી ચીઠ્ઠી મળી તે અગાઉ મે બીજાને વચન આપી દીધુ છે વચનથી બધાઇ ચૂકી છુ

બિપિન — (હાથ છોડી દઈ ખુરશી પર પડડાઇ પડે છે) ઓ ભગવાન !

ઇના — (દર્દભર્યા સ્વરે) શુ થયુ ? શુ થયુ ? (તે તેને અડવા આગળ આવે છે)

બિપિન — (પ્રેક્ષકો ભણી) વચન દીધુ છે બધાઇ ચૂકી છે હુ મોડો પડયો (તે હાથવડે આખો ઢાંકી દઈ ડુસકા ખાય છે)

ઇના — (અચબાથી અને વ્યાકુળતાથી) બિપીનભાઇ કહો તમારે શુ કહેવુ હતુ ? (તે પાસે આવે છે)

બિપિન — (પાસે ન આવવા ઇશારો કરી) ના હવે કઇ કહેવુ નથી તમે આવ્યા તેમ મને એકલાને જ પડી રહેવા દો

ઇના — (રડવા જેવી થઇ) પણ મારો કઇ વાક !

બિપિન — ના ના તારો વાક જરાય નથી વાક મારો જ છે (પ્રેક્ષકો તરફ) બે દહાડા અગાઉ ન ચેત્યો તે મારો જ વાકને ?

ઇના — (સ્વમાન ભગ થયો સમજી માનીનીની ચાલે ચાલી નીકળતા) જેવી તમારી મરજી (પ્રસ્થાન)

બિપિન — (તેને જતી જોઇ) જા સુખેથી જા હું તારા માર્ગમાંથી ખસી જઇશ. તું જેની જોડે બંધાઇ ચૂકી છે તેને પરણી સુખી થજે. (પડદો પડે છે.)

(ફરી પડદો ઉઘડે છે. સ્થળ તેજ માત્ર સમય બીજા દિવસનુ પ્રભાત. બિપીનબિહારી ભગવી કંથા, ઝોળી અને રુદ્રાક્ષની માળા ધારી પ્રવેશે છે. પાછળ શોકાતુર રાસબિહારી પણ આવે છે)

બિપિન — (વેદનાવ્યાકુળ સ્વરે) રાસબિહારી તારે ગોળધાણા ખાવા હતા. તે તો ન મલ્યા પણ લે આ ભભૂતી–મારા જીવનની ભસ્મ. (ઝોળીમાંથી ચપટી ભસ્મ આપવા કરે છે.)

રાસ — પણ આમ કેમ બન્યુ ?

બિપિન — હું મોડો પડયો. તે બીજા જોડે વચનથી બંધાઇ ચૂકી છે.

રાસ — કોની જોડે ?

બિપિન — તે જાણવાની મેં જરૂર જોઇ નથી. મારા માટે એ હવે પાછલી પંચાત છે. તેમા માથું મારી કે ચોળી ચીકણું કરી ઇલાના મનને દુભાવવું તે મને ગમતું નથી.

રાસ — બિપિન તુ ઉતાવળ ના કર આજનો દહાડો થોભી જા. હું ઇલાને સમજાવી જોઉં.

બિપિન — (દિલસુરી ભર્યા ભાવે) ના, ના કલ્યાણ કરી તેને વચનભંગ થવા કહેવુ તે આપણી સજ્જનતાને શોભે નહિ રાસબિહારી! ઇલા પરણે ત્યારે મારા વતી આશિર્વાદ દેજે.

રાસ — (દર્દથી) પણ તુ કયાં જાય છે ?

બિપિન — સન્યાસી તો રમતારામ હોય છે તે કયા રહેશે કે કયાં જશે તેનું ઠેકાણું શું ?

રાસ — પણ ઇલા મને પૂછશે કે બિપીનબાબુ કયા છે તો શું કહીશ ?

બિપિન — (ઉચ્ચ સ્વરે) કહેજે કે હું જ્યાં નદીઓ સમુદ્રને મળે છે, જ્યા ડુંગરો વાદળને ભેટે છે અને આકાશ ધરતીને આલિંગે છે ત્યા ગયો છુ. પ્રેમના એ તીર્થોમાં હું પ્રેમનો જોગી બની બાકીની જીંદગી પૂરી કરીશ.

('મળશે ઉંચી પ્રેમ સગાઇ' ગાતો ગાતો તે પાછલે બારણેથી જાય છે. તેની માળા વાતચીત દરમિયાન પડી ગઇ હતી તે ત્યાજ પડી રહે છે. રાસબિહારી દિગ્મૂઢ જેવો ખુરશી પર બેસી પડે છે. તેવામાં હાંફળા ફાંફળી ઇલાદેવી પ્રવેશે છે.)

ઇલા — રાસુબાબુ ! ગામમા ગપ ઉડી છે તે સાચી.

રાસ — (ચમકી ઇલાને જોઇ અર્ધગુસ્સામા) ઇલાદેવી લોકવાયકાઓ છેક પાયા વગરની નથી હોતી

ઇલા — તો સાચેજ શું બિપિન સન્યાસી થઇ ગયો ?

રાસ — સોએ સો ટકા સાચેજ. રાત પછી દિવસ અને દિવસ પછી રાત તે વાત જેટલી સાચી છે તેટલી જ આ પણ સાચી છે.

ઈલા — (કપાળે હાથ દઈ) ઓ ભગવાન આ શું સાંભળું છું? રાસુભાણુ, બિપિનને આ શું સુઝ્યું? તે અત્યારે ક્યાં હશે?

રાસ — તે તો ગયા.

ઈલા — (શોક અને ઉત્સુકતામિશ્રિત સ્વરે) ક્યાં?

રાસ — હિમાલયમાં?

ઇલા—(બેસી પડી) હિમાલયમાં?

રાસ — હા હિમાલયમા. જોગીબાવાઓ બીજે ક્યાં જાય?

ઇલા — આ અભાગણી તેને છેલ્લી વેળા મળવા પણ ન પામી રાસભાણુ! એકજ રાત આડી ગઇ છે તેમાં એવું શું બન્યું કે તેમણે વૈરાગ લીધો?

રાસ — (એ પ્રશ્નમાં ઇલાની ધૃષ્ટતા સમજી) ભરથરીએ પણ એક જ રાતમાં ભેખ ન હતો લીધો?

ઇલા — (રડવા જેવી થઇ) પણ તેને તો પિંગલાએ દગો દીધો હતો.

રાસ — (તિક્ષ્ણ દષ્ટિપાત કરી) બિપિનને પણ એની પિંગલાએ છેહ દીધો છે.

ઇલા — (ચમકી વિચારમાં પડી) એની પિંગલા તો હું. મે એને દગો દીધો? હું આ શું સાંભળું છું?

રાસ —(સ્વગત) સ્ત્રીચરિત્ર!

ઇલા — (ઉભી થઈ બારણા તરફ ધસી) ના. ના. હું એમને નહિ જવા દઉ.

રાસ — (કટાક્ષમાં સ્વગત) પાણી વહી ગયા પછી પાળ બાંધે છે.

ઇલા — (પાછી ફરી) રાસુભાણુ! તમારામાં મારા માટે જરા પણ દયા હોય તો જાઓ, દોડો, સાગ બિપિનને પકડી લાવો. હુ તેને આ હૃદય ચીરી બતાવીશ કે ત્યાં બીજા કોઇની છબી નથી. (તે બેભાન બની પછડાઇ પડે છે. રાસબિહારી 'પાણી પાણી' કહેતો પાણીની શોધમાં ઘરમાં દોડી જાય છે એ જ વખતે બિપિનબિહારી 'ગગને ઉંચી પ્રેમ સગાઇ' ગાતો પ્રવેશે છે.)

બિપિન — (પ્રેક્ષકો તરફ) હું માળા ભૂલી ગયો છું. (વાંકો વળી શોધે છે શોધતાં શોધતાં તે બેભાન ઇલાદેવીને જુએ છે ને ચમકે છે.)

બિપીન — ઇલાદેવી તમે? કેમ બોલતા નથી? (સુનમુન પડેલી જોઇ સ્વગત) શું ઇલા મરી ગઇ? (નાડી ધબકે છે કે નહિ તે જોવા તે કાંડું પકડે છે.)

ઇલા — (અર્ધભાનમા ગણગણે છે) 'મારી નાડ તમારે હાથે હરિ સંભાળજોરે!'

બિપિન — (ન બોલવા હોઠ કરડવા છતા) મારી ઇલા! તને શું થયું છે? તું અહીં ક્યાંથી!

ઇલા— (પૂરા ભાનમાં આવી આંખ ઉઘાડી) બિપિન! તું આવ્યો?

બિપિન — હા આવ્યો છું, પણ મારી માળા રહી ગઇ હતી તે લેવાજ આવ્યો છુ.

ઇલા — (બેઠી થઇ ગુસ્સામાં માળા અને કંથા તરફ કરડી નજર કરી) જહન્નમમાં ગઇ ત્હારી માળા અને કફની મારા કરતાંય તને તારી કફની ને માળા વધારે વ્હાલી છે? તું મને ચાહતો નથી?

બિપિન —(મુંઝવાઇ જઇ) ચાહું તો છું હૃદયથી પણ......

ઇલા — (ઉત્સુકતાથી) પણ શું ?

બિપિન — તું તો બીજા જોડે વચનથી બંધાઇ ચૂકી છે.

ઇલા — (ઉભી થઇ જઇ) કોણે કહ્યું. એ વ્હેમના ભોગ બનીને જ આ વેરાગ લીધો છે કે શું ?

બિપિન — કેમ તેંજ કહ્યું છે ને ?

ઇલા — કયારે ? કયાં ?

બિપિન — કાલે, સાંજે છના ટકોરે. આજ ઓરડામાં; ભૂલી ગઇ ?

ઇલા — (એ પ્રસંગ યાદ આવતા હસી પડી) મુરખ ! ઓડનું ચોડ વેતરી લીધું છે. હા ! મેં કહ્યું હતું કે હું વચનથી બંધાઇ ચૂકી છું પણ તે તો ભાભી જોડે સવા છના શોમાં સિનેમા જોવા જવા માટે.

બિપિન—(ચકિત પડી જઇ) ઇલા! તુ સાચું જ કહે છે.? તો બોલ તું મારી થશે ને ?

ઇલા — (મશ્કરીમા) નહિ થાઉં. પેલી રૂદ્રાક્ષની માળા અને ગેરૂઆ કફની જેવી અળખે શોભા હોય ત્યાં સુધી તો ન જ થાઉં.

બિપિન — (કફની કાઢી ફેંકી દે છે. માળાને બારી બહાર ફગાવે છે.) લે હવે.

ઇલા (તેને આલિંગી ) હવે તો હરિબ્રહ્મા પણ આપણને અલગ કરી નહિ શકે.*

પડદો પડે છે.

---

* અંગ્રેજી પરથી સૂચિત.




રહેવા તથા જમવા માટે ઉત્તમ સ્થાન

જોશી હિંદુ લૉજ

ટે.નં.૨૩૩૯૯. ટે.એ.જોશીલૉજ

ઝવેરી બજાર, મુળજી જેઠા મારકેટ સામે મુંબઈ

# ફેરફાર

શ્રી. 'છબીવાળા'

અંગ્રેજીમાં વપરાતા Change શબ્દ વિષે કંઇક લખવા વિચાર થતાં, તેનો યથાર્થ ગુજરાતી શબ્દ નહિ મળતા 'ફેરફાર' સામાન્ય શબ્દ જ રાખ્યો છે. વિરામ વિહાર, આનંદ બધાને અનુક્રમે લઇ પડતા મૂકી 'ફેરફાર'ને જ વળગી રહેવું ઠીક લાગ્યું છે. ઘડીભર Change શબ્દ લેવા ધાર્યું હતું અંગ્રેજીથી અજાણ્યા માટે અર્થ કરી આપ્યા પછી, એ શબ્દ સંપૂર્ણ ભાવવાહી હોવાથી, એ અનુકૂળ લાગ્યું હતું. અંગ્રેજી ભાષાનો શબ્દ-ભંડોળ અતિ છૂટથી પારિભાષિક શબ્દો લેવાથી જ વધી ગયો છે. તો આપણે એવી છૂટ શા માટે વાપરવી નહિ? પણ એવી છૂટ સામાન્ય લોક લેતાં વિપરીત પરિણામ આવે છે. એ છૂટના હક્કની લાયકાત કોઇ રમણલાલ કે રામનારાયણમાં જ હોઇ શકે. સામાન્યત: આપણા જેવા અશુદ્ધ બોલનારાઓ એવા પ્રયોગોથી ભાષાને વધારે બગાડી મૂકે છે. વળી નાના બાળકોને મોઢેથી આપેલું નામ ઘણીવાર જિંદગીપર્યંત વળગી રહે છે, તેમ નવા અર્થમાં ફેરફાર રૂઢ ન થઇ શકે? તેમ પણ બને, જો એ વપરાશ કોઇ ઉત્તમ સાક્ષરના હાથે થયો હોય તો. એક સામાન્યજન તો ગમે તેમ લખે તેથી શું? આ સર્વ વિચારો આવી જતાં છતાં 'ફેરફાર'ને જ કાયમ રાખ્યો છે, તેનું કારણ માત્ર સારો શબ્દ શોધી કાઢવાની શક્તિની ખામી જ છે.

ફેરફારની આવશ્યકતાનું પ્રમાણ વ્યક્તિગત હોય છે. સાધારણ હળવો શ્રમ કરી આનંદમાં વધુ વખત ગાળનાર પુરુષો આનંદ માટે વધુ ઝંખના કરે છે. જ્યારે રોજ યંત્ર જેવું નીરસ જીવન પસાર કરતો માણસ સંતોષી પણ હોય છે. પરંતુ નિ:શંક એટલું તો કહી શકાય કે મોટા ભાગને વત્તા ઓછા પ્રમાણમાં ફેરફારની જરૂરિયાત લાગે છે. એક પછી બીજા આનંદની પાછળ પડનારા પુરુષ અંતે હતાશ અગર યોગી થાય છે. જ્યારે ફેરફારની ઇચ્છારહિત મનુષ્યની આ બેમાંથી એક ગતિ હોતી નથી ત્યારે તેની સ્થિતિ સ્થિર અને સામાન્યતઃ બનાવો રહિત હોય છે.

જે માણસની રસવૃત્તિ કેળવાયેલી હોય છે પણ તેનું પોષણ કરવા માટે આર્થિક સાધન પ્રાપ્ત કરવા શક્તિ કે સંજોગો ન હોય, તેવાની દશા દુ:ખદ છે. પૂર્વના પ્રાચીન સંસ્કાર તેને સંતોષી રાખે છે પણ પશ્ચિમના જડ સુધારાવાળાઓને એવી લાગણી ઉદ્ભવતી જ નથી. સંસ્કારોની વિશિષ્ટતા ને પરિણામો જોડે અત્રે કંઇ સંબંધ નથી પરંતુ એવા અશક્ત રસિકો ધારે તો અલ્પ પ્રયાસે ફેરફાર પ્રાપ્ત કરી શકે છે. ખર્ચાળ ફેરફારો એમની મર્યાદા બહાર હોય છે એ ખરું, પણ એવાઓ જો ધારે તો બીજા ફેરફારો સહજ મેળવી શકે.

દાખલા તરીકે હું જે ઓરડામાં બેઠો છું, તેમાં રહેલી વસ્તુઓની અસલ સ્થિતિ અને રૂપાન્તરો વિષે હું વિચાર કરું તો મને કેટલીય મુસાફરીનો લાભ મળે. આ લખું

# પૂર્ણાના બાર અંકો

### એક તટસ્થ સમીક્ષા

(ગયા અંકથી ચાલુ)

શ્રી. ઉમીઆશંકર જેશંકર મહેતા

શ્રી. પંકજનું નામ તો નવલિકાકાર તરીકે જાણીતું છે. એ વાર્તાઓ અનુવાદિત હોય તો પણ આપણને ગમે એવી છે.* તેમાં પતિતોદ્ધાર, જયપરાજય, પ્રેમનો પરાજય, અધીર પ્રતીક્ષા, સફળ શોધ એટલી સફળ કૃતિઓ ગણાવી શકાય. આ બે લેખકો સિવાય બીજા ઘણા સારા વાર્તા લેખકો આપણને મળ્યા નથી એ આપણું દુર્ભાગ્ય કહી શકાય અને તેથી એ સાહિત્યમાં જે વિવિધતા, રસ્રતા અને મૌલિકતાની આપણે આશા રાખીએ તે આપણને મળ્યાં નથી. એ ઉણપની જવાબદારી આપણે શ્રી. તંત્રીજી ઉપર નાંખીએ તો તે યથાર્થ છે પણ કોઇ પણ માસિક કે પત્રના તંત્રીની શકિત પરિમિત હોય છે એ ધ્યાનમાં લેતાં આપણને બહુ શોચ થતો નથી.

(૪) **લોકસાહિત્ય** — આ કંઠસ્થ સાહિત્ય કાઠિયાવાડના પ્રદેશમાં પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે એ પૂર્ણાના શ્રી. તંત્રીજીના મત સાથે હું સંમત છું. અને તેથી જે એ ચાર વાનગીઓ આપણને મળી છે તે સંતોષજનક છે. છતાં હજુ પ્રયાસ કરવામાં આવે, અને એ સાહિત્યમાં રસ લેતા અભ્યાસી લેખકો શોધખોળ કરે તો આપણને ઘણું સાહિત્ય ઉપલબ્ધ થઇ શકે એમ છે. એ દિશામાં શ્રી વિનુ દેસાઇનો ફાળો કીંમતી છે.

(૫) **હાસ્યરસ** — આપણા સાહિત્યમાં ખાસ સાહિત્ય-રસને પોષે એવા મર્મ-કટાક્ષયુકત (wity and humorous) લેખો ઘણા જ ઓછા મળે છે. શ્રી. મસ્ત ફકીર, શ્રી. ઓલીયા જોષી જેવાનો કે શ્રી. જ્યોતીન્દ્ર દવેનો હાસ્યરસ આપણને બધા માસિકોમાં મળતો નથી. છતાં 'પૂર્ણા'મા એ સંબંધના ગજે પડો, વાર્ધક્ય મૂર્ખાઇની પ્રશસામાં, હમતા નહીં, અરીસો, ગૂઢ પ્રાણી, છત્રી, દીવાસળી–જેવાં કેટલાક મૌલિક અને કેટલાક અનુવાદિત લેખો આપણને મળ્યા છે, તે ખરેખર ઉત્તમ પ્રકારનાં છે. શ્રી. રણછોડજી એ વિષયના ખાસ અભ્યાસી છે એટલે એમના તરફથી આ ઉણપ પૂરાઇ છે. એથી સંતોષ થાય છે. ખરી વસ્તુસ્થિતિ એ છે કે અંગ્રેજી સાહિત્યમાં એ પ્રકારનું સાહિત્ય જેટલે અંશે ખેડાયું છે તેની તો આપણને આપણા સાહિત્યમાં ઝાંખી પણ થતી નથી અને તે સાથે

---

*શ્રી. પંકજ પરશુરામ ભૂમિના જ વતની છે. તેઓ વરસો થયા ઉ. હિંદુસ્તાનમાં રહે છે. તેથી તેઓ ગુજરાતી કરતાં હિંદી બંગાળી સાહિત્યના વધારે સંપર્કમાં છે. જાણે અજાણ્યે એમની શૈલીમાં એ સાહિત્યોની અસર રહે છે. તેથી ઘણાયનેય તેમની સ્વતંત્ર કૃતિઓ અનુવાદ જેવી લાગે છે. વસ્તુતઃ એ ભાઇ ઇતિહાસના ઉંડા અભ્યાસી છે. એમના એ વિષયના વાંચન દરમિયાન કેટલાક બનાવો ટાંકી લઇ તે તે ઉપરથી તેમની નવલિકાઓ રચે છે. તેમની મૌલિક કૃતિઓ વિષેની શંકા તદ્દન અસ્થાને છે. — તંત્રી.

એ પણ ખરૂં કે એ સમાજની જે વિશિષ્ટતાઓ આ હાસ્યરસના વિકાસમાં કારણભૂત છે ને વસ્તુસ્થિતિ આપણા સમાજમાં નથી અને તેથી કેટલાક અનુવાદો નિષ્ફળ નીવડે છે, છતાં આપણો સમાજ, આપણા સમાજની રીતિ, આપણા સમાજના સંજોગો અને આપણા સમાજની કેટલીક વિશિષ્ટ માન્યતાઓ, વ્હેમો-રૈવો-વિગેરેનું બરોબર બારીક અવલોકન કરવામાં આવે અને સામાન્ય વસ્તુઓમાંથી અને જીવનમાંથી પણ એ રસ મેળવવાની દૃષ્ટિ કેળવવામાં આવે તોજ આ સાહિત્ય હજુ પણ ઘણું ખેડાય.

(૬) **નિબંધ અને સાહિત્ય** — વિશિષ્ટ શૈલીના ચિંતનાત્મક નિબંધો ઘણા ઓછા છે. એના વાંચનાર પણ ઘણા ઓછા હોય-તોપણ ભલે પ્રત્યેક અંકમાં નહિ અને તો એક બે માસને અંતરે, વિદ્વદ્ભોગ્ય નિબંધો એ સાહિત્યની દૃષ્ટિએ ઉંચા ગણાતા માસિકનું ખાસ લક્ષણ ગણાવું જોઇએ. આ બારે અંકો જોતા આપણને શ્રી. માધવપ્રસાદ મજમુદારના 'સંસ્થા-લગ્ન અને કુટુંબ' એ બેજ લેખો મળ્યા છે અને કવિનો પ્રદેશ, શ્રી. કુસુમાકરનો "અદ્યતન કાવ્યગંગાનો પ્રવાહ" એ બે લેખો મળ્યા છે. એ રીતે આ ઉણપ આપણને સાલે એવી છે. એ દિશામાં લખનારાઓ ઓછા નથી, પણ એમનો સહકાર મેળવવો એ મુશ્કેલ છે. છતાં તંત્રીજી જો ખાસ કાળજી ગખે, આગ્રહ રાખે તો એ સહકાર પણ મેળવી શકે.

(૭) **વિજ્ઞાન—ભૂગોળ** :—હાલના વિજ્ઞાનને સ્પર્શતા શ્રી. ય. ગુ. નાયકના લેખો આકર્ષક છે અને એમનો જેટલો વધારે સહકાર મળે તેટલો ઇષ્ટ છે. શ્રી. છાયાનો 'પૃથ્વી ઉપરની કેટલીક અજાયબીઓ' અને શ્રી. પ્રફુલ્લચંદ્ર શાહનો 'બ્રિટિશ ઇસ્ટ આફ્રિકામાં વસતા હિંદીઓ" એ બે લેખો માહિતી પુર્ણ જણાય છે.

(૮) **પ્રકીર્ણ લેખો** :—આ વિભાગમાં હું પરશુરામભૂમિ, ગુજરાત, બૃહદ્ ગુજરાત, વિશાળ ભારત, સાકરીઆ ચણા, વિગેરે વિભાગોનો સમાવેશ કરૂં છું. એમાં સમાચાર આપવાનો હેતુ છે, પણ તે સાથે બ્હાર વસતા આપણા ગુજરાતી ભાઇઓની પ્રવૃત્તિઓ વિષે જાણવાનું સાધન પણ મળે છે. કોઈ કોઇ વખત જે વિશિષ્ટ આંદોલનો સમાજમાં ચાલી રહ્યાં હોય છે તે વિષેની તંત્રીની નોંધ-જો કે પ્રમાણમાં ઘણી ઓછી છે, પણ આપણને મળી છે.

એટલે ટુંકમાં વર્ષ આખરનું સરવાયુ કાઢતાં (આર્થીક સરવાયાની વાત અને વિગતો તો તંત્રી મહાશય કહેશે.) જે ઉપરની નોંધ મેં કરી છે એનો હેતુ માત્ર ટીકા કરવાને ખાતર ટીકા કરવાનો નથી પણ બાર અંકો જોતાં મને જે ગમ્યું અને મને જે ઉણપો લાગી તેનો નિર્દેશ કરવાનો જ માત્ર છે. મારી સુચનાઓ તંત્રી મહાશયને ગમે કે નહિ ગમે એ વાત જૂદી છે પણ માર્ગદર્શન કરાવવું એ તટસ્થ સમીક્ષકનો ધર્મ છે, અને તે દૃષ્ટિએ જ મેં ઉપર પ્રમાણે કેટલીક નોંધ કરી છે. પૂર્ણાના તંત્રી શ્રી. રણછોડજી મહેતાનું આ પ્રથમ સાહસ છે અને તે સાહિત્ય જેવા પ્રદેશમાં સાહસ છે, એમાં કેવી મુશ્કેલીઓ નડે છે, કેટલી આર્થીક વિટંબના વેઠવી પડે છે એ અનુભવી તંત્રીઓ સારી પેઠે જાણે છે. જ્યાં ગ્રાહકોની સંખ્યા સંતોષજનક નહિ હોય, જ્યાં લેખકોનો સહકાર પૂરેપૂરો નહિ

હોય, અને જ્યાં કેટલીક વખત વાંચનારાઓની અભિમુખતા પણ ઘણી જ હોય, ત્યાં તંત્રી શું કરે? છતાં શ્રી. મહેતા આશાવાદી છે, અને તેથી જ આ એક વર્ષમાં 'પૂર્ણા' એ જે પ્રગતિ કરી છે તે જોતાં એના પ્રકાશનની કેટલીક ખામીઓ, અને લેખોની દૃષ્ટિએ કેટલાક દોષો હોવા છતાં, હું શ્રી. મહેતાને અભિનંદન આપું છું અને મારી એ શુભેચ્છા છે કે જો શ્રી. મહેતાને વાંચનારાઓનો અને લેખકોનો સારો સહકાર મળે તો 'પૂર્ણા' હવે પછીના પોતાના જીવનમાં સુંદર પ્રગતિ કરી બતાવશે. કઈ બાબતમાં ઉણપો રહી છે, તે સ્પષ્ટ બતાવ્યું છે. તંત્રીને આવશ્યક જે સમયનો અવકાશ, અને લેખકોનો વિશાળ સંપર્ક એ બે વસ્તુ શ્રી મહેતાને મળે, તો 'પૂર્ણા'નું ભવિષ્ય આજે છે તેના કરતાં વિશેષ ઉજ્જ્વળ નીવડશે એ નિર્વિવાદ છે. હવે પછીના 'પૂર્ણા'ના અંકોમાં ચાલુ ધ્યાન ખેંચે એવા પ્રશ્નોની ગ્રાહી માર્મિક તંત્રી નોંધ ઇચ્છીશું; પુસ્તકની ઝીણવટભરેલી સમાલોચના ઇચ્છીશું અને ટુંકમાં જીવનને, સમાજને, સંસ્કૃતિને સ્પર્શતા, સાહિત્યના અનેકવિધ અંગોને 'પૂર્ણા' વિકસાવશે એ આશા વધારે પડતી તો નથી જ અને શ્રી. મહેતા પોતાની તંત્રી તરીકેની ફરજો-ઉપર બતાવેલાં બધાં દૃષ્ટિબિંદુઓ ધ્યાનમાં રાખી-બજાવશે એ વિષે મને શંકા નથી. ફરીથી એક વાર પૂર્ણાના વાંચકો અને લેખકો પૂર્ણાને જે સહકાર આપતા આવ્યા છે, તેવો જ આપતા રહે એટલી વિનતી તટસ્થ ભાવે કરી વિરમું છું. અસ્તુ.

---

દરેક જાતની આંબાની કલમો તથા અડધો શેરીઆ ચીકુ, લીંબુ, મોસંબી, સંત્રાં ગ્રેપફ્રુટ ઇટાલીઅન લીંબુ, બી વગરની જમરૂખી, ત્રણ વરસે ફળનારી નાળીએરી, મીઠી પીસાબવેલ વગેરેની કલમો બનાવી વેચનાર. જરૂર પડે પ્રાઇસલીસ્ટ મંગાવો.

વશી કાળાભાઈ ભાણાભાઈ. મુ. પો ધમડાછા સ્ટેશન : અમલસાડ

# સમાલોચના

**ફોરમ :** લહરી ૧ થી ૧૨ લે. શારદાપ્રસાદ વર્મા. યુગાન્તર કાર્યાલય, સુરત. કિં ૨–૧૨–૦

એક વખત એવો હતો કે જ્યારે બાળકોને પણ સ્વતંત્ર વ્યક્તિત્વ છે. તેમની પણ મોટેરાંઓથી પૃથક્ એવી વિચારસરણી અને ઝંખનાઓ છે એ હકીકતની સામાન્ય જનતાને પરવા ન હતી. કદાચ એ ઉપેક્ષાનો બેવડો બદલો વાળી આપવાનો ગૂજરાતે નિશ્ચય કર્યો લાગે છે. કારણ આજે જે સાહિત્ય બહાર પડે છે તેમાં સેંકડે પચાસથી પણ વધારે ચોપડીઓ બાળસાહિત્યની હોય છે. હવે જ્યારે કોઈ પણ માલ જથાબંધ પેદા થવા લાગે છે ત્યારે તે એકધારો અને રેઢીઆળ થઇ જાય છે. ફોરમ લહરીઓ એ આરોપમાંથી મુક્ત છે. શિશુસાહિત્યના બજારમાં તે અનોખી છાપ પાડે છે. તેનો બધાથી જુદા તરી આવતો વ્યક્તિત્વનો પહેલે પાનેથી જ પરિચય થાય છે.

છેલ્લા પચાસ પોણોસો વરસમાં ભારતવર્ષની સૂરત ઘણી બદલાઇ ગઇ છે. એ પરિવર્તનમાં અનેક ઘડવૈયા મહાજનોનો ફાળો છે. આવી અનેક મહાન વિભૂતિઓમાંથી રત્ન જેવી સો વ્યક્તિઓને વણી કાઢી તેમનો પરિચય અહિં સંગ્રહવામાં આવ્યો છે. લેખકે એ પરિચય એવી સુંદર ખીલવટ સાથે કરાવ્યો છે કે તેની અમર બાળકો પર કાયમની નીવડવા સંભવ છે. વાર્તાને અધવચથી ઉપાડી તેને એવી રીતે પૂરી કરવામાં આવે છે કે વાચકનો રસ ઠેઠ સુધી જળવાઇ રહે છે. લાંબી લાંબી જીવનકથાઓને બે ત્રણ નાનકડા પાનામાં સમાવી શકાય નહિ. આથી લેખકે તેમના જીવનના અનેક ચિત્તવેધક પ્રસંગોમાંથી લાક્ષણિક એવા એકાદ બેને પસંદ કરી તેની ફરતે વાર્તા રચના કરી છે. આવા એકાદ પ્રસંગ ઉપરથી જ આખા જીવનની છબી જીવતા ચિત્રની પેઠે તાદશ થઇ જાય છે. આમ પાંચ દશ પાનાનાં લખાણે પણ જે છાપ નથી પાડી શકાતી તે એકાદ બે પાનાથી જ પાડી શકાઈ છે. બાળકો પતંગીઆં પેઠે ચંચળ હોય છે. તેઓ એક વાર્તા પરથી બીજી વાર્તા પર અધીરા બની કુદી પડે છે. આ બાળવૃત્તિને ધ્યાનમાં રાખી લખાએલી ટચુકડી લહરીઓ જરૂર બાળપ્રિય બનશે.

ગુજરાતના જાહેર જીવનનું એ કમનસીબ છે કે તેનાં બાળકો આઘે આઘેના મહાપુરુષોના જીવનો વિષે કંઇ નહિ તો કંઇ જાણે છે. જ્યારે ઘર આંગણાની વિભૂતિઓનાં નામો પણ જાણતાં નથી. તેથી ફોરમ લહરીમાં ધરદીપકોનાં જીવન વિસ્તારથી અપાયાં છે તે યોગ્ય જ થયું છે. સામાન્ય બાળક તો સમજે છે કે વેપારી એટલે વાણીઓ અને વાણીઓ એટલે લુચ્ચાઇનો અવતાર. એઓની વચ્ચે પણ શાહ સોદાગરો નિપજે છે અને તેમનાં જીવનો અન્ય મહાપુરુષોનાં જેવા જ ઉદાત્ત અને રોમાંચક હોય છે તે લેખકે વેપાર વીરોમાં બતાવી આપ્યું છે. બાળવયમાં ગરીબને ગંજણ હતા છતાં તેઓ મોટી વયે કેવાં અદ્ભુત કામો કરી ગયા છે તે વાંચી દરેક બાળકને સાહસ, ઉદ્યોગ અને મહત્વાકાંક્ષા માટે પ્રેરણા મળશે.

લેખક પોતાની લહરીઓ જોડે લખતા લખતા એકરસ થઇ ગયા છે. બાળકો પણ એ વાંચતાં વાંચતાં વાર્તા જોડે એવું જ તાદાત્મ્ય અનુભવશે. કદાચ એ મહાન વિભૂતિઓ

આઇ શમાથી પહેલી કોઇ પગઇ વસ્તુઓ નથી પણ પોતાના જેવીજ છે એ જાય દરેક બાળકાના વિકાસમા સહાયરૂપ થઇ પડશે. બાળકોની દેશની મહાન વિભૂતિઓ જોડે મગાઈ બાધી આપનારી આ લહરીઓ લખી લેખકે એક સગ્ગે પુણ્યકાર્ય કર્યું છે એમ કહી શકાય.

મુખપૃષ્ટ, વિષયસૂચિ, છપાણ, ચિત્રો, બંધાઈ વગેરેએ પુસ્તકની શોભા અને ઉપયોગિતામા વધારો કર્યો છે. આવડી લાબી લહરી-માળા લાબે વખતે પુરી કરેલી હોવા છતાં તેની શૈલિ પહેલેથી છેલ્લે સુધી સમાન અને રોચક રહી છે તે માટે લેખક અભિનંદનને પાત્ર છે.

**મનન ને મન્તવ્યો :** લે. પ્ર. રતનલાલ વિઠ્ઠલદાસ ખાડવાળા, વાડીફળીઆ સુરત. કિ. ૦-૮-૦

છાપા વાચતા વાચતા સામાન્ય વાચકો ઘણીવાર મન સાથે વાત કરે છે, 'આ ઓટાવા ઓટાવા આવ્યા કરે છે તે શું હશે?' આવા પ્રશ્નોના સામાધાન માટે મોટા મોટા પુસ્તકો લખાયા છે પણ ધધાદારી સામાન્ય વર્ગને એ વાચવા નવરાશ કે શક્તિ નથી હોતા. એવા વર્ગને આ પુસ્તક 'જ્ઞાનની આગ્ગી' રૂપ નીવડવા સંભવ છે. આર્થિક અને સામાજિક એવી ઘણીએ સમસ્યાઓ જનસમાજ સમક્ષ ઉપસ્થિત થાય છે. મોટા પંડિતો તેની શાસ્ત્રીય ચર્ચાઓ ભરેલા પુસ્તકો લખે છે પણ પ્રાકૃત જનોની ચાચ પણ જેમા ખુડી શકે એવી હળવી અને સરળ છણાવટવાળા પુસ્તકો જવલ્લેજ લખાય છે. અલ્પસખ્યક એવા એના જાતભાઇઓમા આ પુસ્તક અગ્રસ્થાનને લાયક છે. સાહિત્યની દુનિઆમાં ભાઇ રતનલાલનો આ પ્રથમ પ્રયાસ છે છતા તેમા તેમણે પૂરેપૂરી સફળતા મેળવી છે એ સિદ્ધિને લેઓ વગર નપનાશે કદાના ન દેતા ગૂજરાતના સામાન્યવર્ગને ઉપયોગી સાહિત્ય પીરસ્યા કરશે એવી આશા છે.

**ભવ્યજગત :** ગુર્જર બાલગ્રથવલિ શ્રે ૩. પૃ. ૪.લે. રમણલાલ નાનાલાલ શાહ પ્ર. ગુર્જર ગ્રથરત્ન કાર્યાલય, ગાધી રોડ અમદાવાદ કિં. ૦-૧૦-૦

નાનપણથી આપણે સાભળતા આવ્યા છીએ કે દુનિયાની મોટામા મોટી અજાયબીઓ સાત છે પણ જેમ જેમ વિજ્ઞાનનો પ્રચાર વધતો ગયો છે તેમ તેમ દુનિઆ એક અજબ બજાર થતું જાય છે. એવી ઘણી અજાયબીઓને બાળકોને રુચે ને સમજાય તેવી રીતે આ પુસ્તકમા રજુ કરવામા આવી છે. આવી આવી વસ્તુઓના પરિચયથી બાળક બ્હારની દુનિઆના પરિચયમા આવે છે. એ પરિચય તેના જીવનવિકાસને દૃષ્ટિમર્યાદાના વિસ્તાર માટે પ્રેરણારૂપ નીવડે છે. બાળકોના મનને વાર્તાસાહિત્યના અન્નકુટના ડુગરના જેવા ખીચડામાંથી તેડી આવા નુતન ચીલે વાળી લઇ જવા માટે લેખકને અભિનંદન ઘટે છે.

**બાળચિત્રો :** આપણી બાળ ગ્રથમાળા, પુ ૩. લે વૈકુંઠ ઠાકોર, પ્ર ભાઇલાલ ડી. પટેલ, 'આપણું બાળ' કાર્યમદિર, ભરૂચ, કિં. ૦-૩-૦

આ પુસ્તકમાં આલેખાયલી વ્યક્તિઓ આપણા ધર્મસંસારમા અગત્યનું સ્થાન ભોગવે છે. બાળકો નાનપણથી એમના સંસર્ગમા આવે છે અને તેમના જીવન વિષે જાત જાતની ગાંઠીપુંલી કલ્પનાઓ કરે છે. બાળકોના આ કુતુહલને સંતોષવા આ બાળચિત્રોમા પ્રયાસ છે, ને એ પ્રયાસ પ્રશંસાને પાત્ર છે.

# સાકરીઆ ચણા

ફેડરલ લશ્કર વિષે અમેરીકન કોન્ગ્રેસમાં ચર્ચા ચાલતાં એક સભ્ય ઠરાવ લાવ્યો કે એવું લશ્કર ત્રણ હજાર કરતાં વધારે ન હોવું જોઇએ. આ સાંભળી વોશિંગ્ટને સુધારો મૂકયો કે "આપણે ઠરાવ કરીએ છીએ કે કોઇ પણ દુશ્મને બે હજાર કરતાં વધારે માણસનું લશ્કર લઇ આપણા પર હુમલો કરવો નહિ." આ મશ્કરીથી અસલ ઠરાવ સભ્યોએ તરતજ ઉડાવી દીધો

... ... ... ...

ડયુક ઓફ વેલિંગ્ટન પાસે એક વખતે એક માણસ પેટન્ટ કરાવેલો એક ઝભ્ભો લઇ આવ્યો અને કહ્યું. "સાહેબ, આ ઝભ્ભો વેચાતો લો. આપના સૈનિકો આ પહેરી શત્રુઓના ગોળીબારથી બચી શકશે. બંદુકની ગોળી એને ભેદી આરપાર જઇ શકતી નથી." ડયુકે તેને ઝભ્ભો પહેરવા કહી તેના સૈનિકોને તે માણસ પર ગોળીઓ છોડવા હુકમ કીધો.-આ સાંભળી ઝભ્ભાનો પેટન્ટ મેળવનાર માણસ ઝભ્ભા વેચવાનું મૂકી ત્યાંથી સત્વર પલાયન કરી ગયો.

... ... ... ...

થોડા સમય પર રજુ થએલા એક જર્મન સંગીત નાટકને ટીકાકારોએ વખોડી કાઢયો. એક નાઝી અમલદારને આ નાટક ઘણો પ્રિય હતો. તેને ટીકાકારોનું આ પગલું બીલકુલ ન ગમ્યું તેણે ટીકાકારોને એકઠા કર્યા. એકટરોને પ્રેક્ષક તરીકે બેસાડી ટીકાકારોને તે નાટકમાં આવતા એક ડેન્સસીન ભજવવા ફરજ પાડી ! ટીકાકારોની પાગલ એકટીંગ જોઈ એકટરો પેટ પકડી હસ્યા.

... ... ... ...

ઘરાકો આકર્ષવાના ઉદ્દેશથી એક જર્મન સીનેમાના માલીકે જાહેર કીધું કે આજે પ્રોગ્રામમાં એક એવી બાબત રજુ કરવામાં આવશે કે તે સર્વને ગમી જશે. કોઇ પણ એમ કહે કે તે મને પસંદ નથી પડી તેને ટિકીટના પૈસા પાછા આપવામાં આવશે. પ્રેક્ષકોથી થીએટર ખીચોખીચ ભરાઇ ગયું. સર્વને પસંદ પડે એવી જે બાબત રજુ કરવામાં આવી તે હતું હીટલરનું ચિત્ર ! કોણ કહે કે એ ચિત્ર પસંદ નથી.

... ... ... ...

મુસોલિનીનો આદર્શ: તેના અનુયાયીઓને તે કહે છે કે "હું આગળ વધું તો મારી પાછળ આવો, હું પાછો હટું તો મને કાપી નાંખો. અને હું મરૂં તો મારા મોતનો બદલો."

... ... ... ...

સર જોસીઆ સ્ટેમ્પ એક દિવસ શીકાગોની એક કલબ સમક્ષ ભાષણ કરતા બોલ્યા "હું તમને એક પાદરીની વાત કરૂં છું. તેના જેવી મારી સ્થિતિ થાય તે મને પસંદ નથી. એક પાદરી એક દિવસ દેવળમાં રવિવારે ધર્મપર લાંબુ ચોડું કંટાળા ભર્યું ભાષણ કરતો

હતો. શ્રોતાજનો તેના વિવેચનથી થાકી ગયા હતા. ભાષણ કરતા એકદમ અટકી જઈ પાદરી બોલ્યો "તમે જાણો છો કે તમે મારા ભાષણ દરમ્યાન તમારા ખીસ્સામાંથી ઘડિઆળ કાઢી ટાઇમ જૂઓ છો, ને સામે મને કંઈ વાંધો નથી પણ તે ચાલતા છે કે નથી તે જોવા તમે તેમને તમારા કાન આગળ ધરો, ત્યારે તો મોટી ધીરજ ખૂટે છે !"

... ... ... ...

પ્રખ્યાત ફ્રેંચ લેખક વોલ્ટેર ચાલીશ વરસનો થયો તે પહેલા તેણે પચાસ હજાર ડોલર એકઠા કીધા હતા તેણે પુસ્તકો લખી આ પૈસા પેદા ન કર્યા હતા, પણ અમીર ઉમરાવોને ધીરધાર કરી કમાયો હતો. કોઇ મિલ્કતના વારસને પૈસાની જરૂર પડતી તો વોલ્ટેર તેને ધીરતો. શરત એટલી જ કરવામાં આવતી કે ધીરેલી રકમના દશ ટકા દર વરસે વોલ્ટેરને તે જીવે ત્યા સુધી અગર પૈસા લેનાર જીવે ત્યા સુધી (ઉભયમાંથી એકનુ મૃત્યુ થતા હપ્તા બંધ પડે) આપના જોઇએ વોલ્ટેર યુવાન અમીરોને શોધી શોધી પૈસા આપતો. કોઇ અમીર આ શરત વિચારી મુલાકાતે માલમ પડે તો એકવડા બાંધાનો ફીક્કો દેખાતો વોલ્ટેર ઉધરસના એવા ઠોસા ખાતો કે અમીરને એમજ લાગતુ કે વોલ્ટેર વધારે જીવે એમ નથી અને તરતજ ઉપર્યુક્ત શરતે પૈસા ઉપાડતો !

... ... ... ...

અમેરિકાના ઇન્ડિઆના સ્ટેટમા આવેલા એક મોટરના કારખાનામા કામ કરતા મજુરોએ કામ પર બેસી રહી (Sit-down-strike) હડતાલ પાડી કારખાનાનો માલીક ત્યા આવ્યો અને તેમને કહ્યુ, "ભાઇઓ, તમે એમ બેસી રહો ત્યારે તમારો વખત આનંદમા વ્યતીત થાય તો સારૂ,' એમ કહી તેણે તેમને બેસવા માટે શેત્રંજી, પીવા માટે દારૂ અને રમવા માટે પાના મોકલી આપ્યા. તે ઉપરાંત ગાનતાન કરી નાચ કરનાર મોળ યુવતીઓ પણ મોકલી. મજૂરો દારૂ અને સૌંદર્યના નશામા ખૂબ આનંદમા આવી લ્હેર માણતા હતા, તેજ વખતે કારખાનાનો માલીક મજૂરોને ઘરેઘરે ફરી તેમની પત્નીઓને બોલાવી લાવી ત્યા આવ્યો. સ્ત્રીઓ તેમના પતિઓની વર્તણુકથી અલબત ઉશ્કેરાઇ ગઇ. કહેવુ બીનજરૂરી છે કે હડતાળનો તરત જ અંત આવ્યો.

... ... ... ...

પીસ્તાળીસ વરસનો આધેડ વયનો એક પુરૂષ પંદર વરસની છોકરીને પરણ્યો. સર્વ કોઈ તે પુરૂષની પીઠ પાછળ હસી મશ્કરી કરતા કે ઘરડી ઘોડીને લાલ લગામ છે તેની થતી મશ્કરીની જાણ થતાં આ પુરૂષે તેના એક પાડોશીને કહ્યું. "તમે મારી નકામી મજાક કરો છો તમે ધારો તેવો અમારી ઉમ્મરમા તફાવત રહેતો નથી. હુ મારી પત્નીને જોઉ છુ ત્યારે મારા પંદર વર્ષ ભૂલી જુવાન જેવો લાગુ છુ. અને મારી પત્ની મને જૂએ છે ત્યારે તે તેની ઉમ્મરના પંદર વરસ વધી જતા અનુભવે છે !"

— સૈયાજી

# લટકતી તલવાર

શ્રી વલ્લભભાઈ પટેલ

આખી માનવજાતને માથે આજે તલવાર લટકી રહી છે તલવારના ખણખણાટનો અવાજ વધુને વધુ સ્પષ્ટ થતો જાય છે યુરોપે છેલ્લા ત્રણસો ચારસો વરસમા અદ્ભુત પ્રગતી કરી છે હજારો વર્ષના પરિણામે પૂર્વમા ફેલાયલી સંસ્કૃતિને યુરોપે પોતાની ઝડપી ક્રાંતિથી ઢાંકી દીધી યુરોપ આગળ વધ્યુ છે એ ઉત્ક્રાંતિ પણ ક્રાંતિ કહેવાય ક્રાંતિ લાવવી અઘરી છે પણ ક્રાંતિ પછી શાંતિ સ્થાપવી વધુ અઘરી છે ખંડનમાર્ગ અઘરૂ છે પણ મંડનાત્મક કાર્ય એનાથી વિશેષ કઠિન છે ક્રાંતિ સાથે ખંડન થઇ શકે, રચના માટે ક્રાંતિનો સમય કામ લાગતો નથી રચના માટે Creative peace વિકાસ-પ્રેરક શાંતિ જોઇએ છે છતા ક્રાંતિના વખતમા કરેલી રચનાના પાયા ઉતાવળમા થએલા હોઇ ટકેલ નથી હોતા યુરોપે આજ સુધી લગભગ ક્રાંતિનો જ સમય વિતાવ્યો છે અને એથી જ આજે આખી દુનિયાની આગળ કુચકદમ ભરે છે. પણ એ ક્રાંતિના ધાંધલીઆ અને ઉતાવળીઆ વાતાવરણમા રચેલી વ્યવસ્થા વિ છેલ નથી આખી યુરોપીય અને દુનિયા આખીની સંસ્કૃતિનો વિધ્વંસ નજીક આવતો જાય છે

રચનાત્મક શાંતિ લાવવાનો ઢોંગ કરી ૧૯૧૪-૧૮મા યુરોપના દેશો લડયા પારાવાર માણસની અને ધનની ખુવારી થઇ અને શાંતિ સ્થાપવા વર્સેલ્સની સંધિ થઇ અન્યાયને દૂર ન કરતા અન્યાયનો બદલો લેવાયો અને અન્યાય ચાલુ રહ્યો અનિવાર્ય રીતે અનેક દેશોમા સરમુખત્યારો સર્જાયા ઝડપથી આગળ વધતી દુનિયાની સાથે રહેવા, સમાન કક્ષા ઉપર ઉભા રહેવા, અને બને તો બધાને વટાવી આગળ નીકળી જવાની મહત્વાકાંક્ષાવાળા ક્રાંતિકારી માનસનો એ પડઘો આજે દુનિયાના ખુણે ખુણે સંભળાય છે અને સૌને એ હિંસક પશુઓના જેવી ગડ ગડ થરથરાવી મૂકે છે

એબીસીનીઆ તરફડતુ તરફડતુ મરી ગયુ ચીન અને સ્પેનમાથી ઉઠતી માનવ-જાતની ચીચીઆરી—ચીસ દુનિયાના હાડ ધ્રુજાવે છે ત્યા તો હીટલરની ગર્જના આજે દુનિયાની સંસ્કૃતિને ડોલાવે છે દુનિયા આવી હિંસક પ્રવૃત્તિથી ઘેર બીહામણી થઇ રહી છે જર્મન-સિંહ મો ફાડે અને કોના તરફ એ મો ફેરે તે તરફ આજે સૌની ભયભીત દ્રષ્ટિ મંડાઇ રહે છે એ ભયંકર મો ઝેકોસ્લોવાકીઆને ખાવા કયારે ઉઘડશે એ કોઇ જાણતુ નથી પણ જે દિવસે ઝેકોસ્લોવાકીઆનુ ભક્ષણ શરૂ થશે તે દિવસે માનવજાતનુ ભક્ષણ શરૂ થશે

ઝેકોસ્લોવાકીઆને ડગાવવા જર્મનીમા લશ્કરની કુચકદમ શરૂ થઇ ફ્રાન્સની સાથેની લાઇન ઉપર કિલ્લેબંધી શરૂ થઇ અને દોઢ લાખ માણસો આજે જર્મનીમા રાતદિવસ કામ કરી તલવાની ધાર ઘસી રહ્યા છે ફ્રાન્સે એના જવાબમા મેગીનોટ લાઇન ઉપર પોતની લશ્કરી હીલચાલ શરૂ કરી છે પણ હિટલર એનાથી ડરી જાય એમ નથી ફ્રાન્સે હવે લાઇન ઉપરાંત પીરીનીઝ અને સનીસ લાઇન પણ તપાસવાની જરૂર છે ગઇ લડતમા

જર્મનીને Blocade—ઘેરી લઇ હંગાવ્યું હતું તેમ આ વખતે એવી આશા રાખવી નિરર્થક છે. જર્મન લશ્કરના સેનાપતિઓ અને સલાહકારોના મતે એમનું લશ્કર સર્વશ્રેષ્ઠ છે,

Mein kampf–My campમાં જણાવ્યા પ્રમાણે હીટલરની મુરાદ સાલ્સમેનની મહત્વકાંક્ષાથી ઊતરતી નથી. અને ધીમેધીમે તે એક પછી એક પ્રદેશો જર્મનસામ્રાજ્યમાં ઉમેરતો જાય છે. ઑસ્ટ્રેલીઆ પછી ઝેકોસ્લોવાકીઆનો વારો આવ્યો છે. ઝેકોસ્લોવાકીઆએ અનેક કિંમતી ભોગો આપીને ખરેખરી બહાદુરી બતાવી સ્વતંત્રતા મેળવી છે, પણ જે ઝેક પ્રજાએ ગઇ લડતમાં દુશ્મનોને સાથ આપ્યો હતો એ પ્રજાને સ્વતંત્રતાનો ઉપભોગ કેમ કરવા દેવાય? આજે દુનિયા આખીમાં ભાગ્યે જ પ્રજાસત્તા રહી છે. અને જેમણે મહેનતથી પરસેવો પાડી ભોગ આપી પ્રજાસત્તા મેળવી છે એઓ એને બચાવી રાખવા જીવ ઉપર આવતા જાય છે.

ઝેકોસ્લોવાકીઆએ સુડેતાન જર્મનોને સંતોષવા અનેક પ્રયત્નો કર્યા. પણ હજી કોઇને સંતોષ મળ્યો નથી. નાઝી પ્રચાર ન હતો થયો ત્યાં સુધી એ જર્મનોને સંતોષ હતો અને હવે અસંતોષ ક્યાંથી ફાટી નીકળ્યો? એમના અસંતોષને દૂર કરવાનું વચન આપ્યું. એમને અને ઝેકોસ્લોવાકીઆની અન્ય પ્રજાને સમાન નાગરિક ગણવામાં આવતા હતા, આવે છે, અને આવશે એની ખાત્રી આપી. એથી સંતોષ ન થયો. અમેરિકા જેવું સંયુક્ત રાજ્ય સ્થાપવાની યોજના તૈયાર કરવામાં આવી. એમાં સુડેતાન પ્રદેશનું સ્થાનિક સ્વતંત્રતાવાળું જુદું રાજ્ય કરવાની ભલામણ કરવામાં આવી છતાં એમનો અસંતોષ કાયમ રહ્યો. એ શું બતાવે છે? કાર્લસબાદની હેર હેન્લીનની માગણીઓના મુદ્દાની ઘણી નજીક આ યોજના આવી ગઇ. છતાં પણ સુડેતાન જર્મનોને સંતોષ ન મળે એ કેમ બને? હમેશાં તકરારની સુલેહમાં બન્ને પક્ષે થોડું થોડું છોડવું પડે છે એ વ્યવહારિક ન્યાય છે. ખરું જોતાં તો સુડેતાન જર્મનોનો અસંતોષ એ એમનો અસંતોષ નથી. એમને જો નાઝીઓ તરફથી દબાણ ન કરવામાં આવે તો જરૂર સંતોષ મળે એટલું જ નહિ પણ ધાર્યા કરતાં વધુ મળ્યું એમ માને, પણ એમના નામે ઉભરાતો અસંતોષ એ તો હેર હીટલરનો અસંતોષ છે. હેર હેનલીન વારંવાર હીટલર પાસે જાય છે અને આવીને અસંતોષ ચાલુ રાખે છે. વધુ અસંતોષ પ્રદર્શિત કરે છે, સુલેહના સંદેશા વારંવાર ભાંગે અને શરૂ થાય.

હમણાં હમણા વળી એક નવી યોજના તૈયાર કરવામાં આવી અને એથી હેનલીન અને એના સુડેતાન મિત્રોએ સંતોષ વ્યક્ત કર્યો પણ હાકેમના હુકમ વિના એનો ગુલામ શું કરે? એ દોડ્યો હીટલર પાસે ન્યુરેમ્બર્ગમાં.

ન્યુરેમ્બર્ગમાં ચાલી રહેલી નાઝી પાર્ટીપરિષદમાં હીટલર શું બોલે છે એના ઉપર અનેક મુત્સદ્દીઓ મદાર બાંધશે. પણ શરૂઆતના ભાષણમાં એ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ વિષે ચૂપ રહ્યો. અને તા. ૧૨ મીએ જ્યારે એનું છેલ્લું ભાષણ થશે ત્યારે એ એનો મત સ્પષ્ટ જણાવશે એમ લાગે છે.

ઝેકોસ્લોવાકીઆ ઉગ્ર થતું જાય છે આજે અઠવાડિયાં થયાં આખું ઝેકોસ્લોવાકીઆ અને એનું તંત્ર માત્ર આજ એક પ્રશ્નમા ગુંચવાઇ રહ્યું છે. એ હજે અકળાયું છે, અને હવે એનાથી આ યોજનામાં જણાવ્યા પ્રમાણેથી કશું વધુ થઇ શકે એમ નથી. વધુમાં વધુ ઝેકોસ્લોવાકીઆ જે કરી શકે તે એણે કર્યું છે. એ નવી યોજનાના મુદ્દા નીચે પ્રમાણે છે.

(૧) સુડેતાન વિભાગમા વસતા જર્મનોની વસતીના પ્રમાણમાં એમને અધિકાર અને હોદ્દા આપવા.

(૨) અને જે વિભાગમાં માત્ર જર્મનો જ વસતા હોય ત્યાં જર્મન અધિકારીઓની નીમણુંક કરવી.

(૩) સુડેતાન વિભાગની પોલીસ વ્યવસ્થામા ભાગ પાડવા.

(૪) જર્મન ભાષાને પણ દરબારી ભાષા જેટલું જ મહત્વ આપતો કાયદો ઘડવો.

(૫) જર્મન વિભાગમાં વસતા જર્મનોને હુન્નરઉદ્યોગ માટે ૭૦ કરોડ ક્રાઉનની એટલે લગભગ ૫ કરોડ રૂપિયાની લોન આપવી.

(૬) સ્વરાજ્યના સિદ્ધાંત પ્રમાણે સુડેતાન જર્મનો માટે ખાસ પ્રાંત તૈયાર કરવા અને એમની બહુમતિવાળા પ્રાંતોમાં એમને સ્થાનિક સ્વતંત્રતા આપવી અને એ પ્રદેશોમાં રાજ્યની સદ્દરતા અને ઐક્ય સિવાયના દરેક પ્રશ્નોના નિકાલની સત્તા આપવી. સુરક્ષિત હદ અને રાજ્યના ઐક્યની સંપૂર્ણ અને સચોટ ખાતરી આપવી.

(૭) મધ્યસ્થ તંત્રમાં પણ, સુડેતાન જર્મનોના વધુમતિવાળા પ્રાંતોના હિત અને પ્રવૃત્તિનું રક્ષણ કરવા પ્રતિનિધિઓ લઇ શકાય, એવા વિભાગ પાડવા.

(૮) ખાસ કાયદાથી એ જર્મનોના નાગરિક હકની સ્થાપના કરવી. અને એમના હકો ઉપર પડતી તરાપ સામે ફરિયાદ નોંધાવવાની એમના પ્રતિનિધિઓને ખાસ હક આપવામાં આવે.

(૯) એ સિવાય આગળ જે વચનો આપવામાં આવ્યા છે એમાંના નવા કાયદા વિના થઇ શકતાં બધાં કામો તુરત કરવાં.

આ નવ મુદ્દાથી વધુ ઝેકોસ્લોવાકીઆ સુડેતાન જર્મનોને આપી શકે એમ નથી. એમ ચોકખું જણાવવામાં આવ્યું છે. એથી વધુ આપવું એટલે પ્રજાની સ્વતંત્રતા અને બળ ઉપર તરાપ મારવી.

આ યોજના, જેથી ઘણાખરા સુડેતાનોને સંતોષ છે તે પણ હીટલરની માગણીને સંતોષી શકે એમ નથી. એને તો આખા સુડેતાન વિભાગમાં બધે એકેએક જર્મન પોલીસ અને અમલદાર જોઇએ છે, અને કહે છે કે એ તો આ મુદ્દામાં જણાવ્યું નથી.. ઘણાં છટકબારાં રાખવામાં આવ્યાં છે. ગમે તે ભોગે આખું જુનું સાઇલેસીઆ ફરીથી તૈયાર કરવું છે. અને હજી તો બીજી માગણી પણ કરે એવો સંભવ છે. તા. ૧૨ સુધીમાં એ સ્પષ્ટ થઇ ગયું હશે. જ્યારે નાઝી પાર્ટી પરિષદમાં હીટલરનું છેલ્લું ભાષણ આવશે

ત્યા સુધી હીટલર કશુ ચોકકમ કહેવા માગતો નથી અને Plebicite પ્રજામતની પણ માગણી કરે એવો પૂર્ણ સભવ છે.

આ માગણીઓ મ તોષીને ઝેકોસ્લોવાકીઆ પોતાની સ્વતત્રતા વધુ વખત ટકાવી શકે નહિ અને ભારે ભોગ આપીને મેળવેલી સ્વતનતા ગુમાવતા પહેના ઝેકોસ્લોવાકીઆનો એકેએક સ્વદેશભકત માતૃભુમિની ગોદમા રમી રહેશે. અને જર્મની કદાચ એને માટે તૈયાર જ હશે જર્મનોએ ફરી પૂરી તૈયારી કરી લીધી છે બે વર્ષ ચાલે એટલુ અનાજ પણ સઘરી રાખવામા આવ્યુ છે

અ ગ્રેજ મુત્સદ્દીઓ આ પ્રમગ ટાળવા માગે છે શા માટે? રન્સીમેનને વચ્ચે ડખલગીરી કરવા શા માટે મોકલવો જોઇએ? અગ્રેજ પ્રજા શાતિની મહાપૂજક છે એમ બતાવવાનો એ મુત્સદ્દીઓનો હેતુ કયો સ્વાર્થ છૂપાવે છે? ઝેકોસ્લોવાકીઆમા અગ્રેજોની ઝગીક મુડી રોકાએલી છે એ ઉપરાત જર્મનીની અહિ છત થતા—ઝેકોસ્લોવાકીઆ જો નમતુ આપે તો હીટલરની બીજી માગણીઓ તૈયાર છે પોલેન્ડ, A'lsace Loiraine આલ્સેમ લોરે અને Tirol ટીરોલની જર્મન લઘુમતિ માટે પણ એ એવુ જ કરશે તે વખતે આથી વધુ તગ વાતાવરણ થશે ફ્રાન્સ અને ઈટલી આગળ એની દાદાગીરી ન ચાલી શકે

એ વખત આવે એ પહેલા જ સુડેતાન જર્મન પ્રશ્નનો નિવેડો આવી જાય એમ અગ્રેજ દીર્ઘદૃષ્ટી મુત્સદ્દીઓ જોવા માગે છે કારણકે શાતિમાજ—આજે જે સ્થિતિ છે તેમાંજ Status quoમાજ સામ્રાજવાદી બ્રિટનનુ હિત સમાએલુ છે ભારતને ગુમાવવાના વખત બને એટલો દૂર ઠેલવાનો આ પ્રયત્ન છે અને સ્વાર્થ ખાતર રન્સીમેનદ્વારા ઝેકોસ્લોવાકીઆને સમજાવી, હીટલરની ધમકીદ્વારા થતી જે જે માગણી હોય તે સતોષવા અને સુડેતાનવાળો ઝેકોસ્લોવાકીઆનો કુદરતી કિલ્લો જર્મનીને આપી દેવાનો પ્રયત્ન પણ કરવામા આવ્યો હતો પણ Dr Benes ડા બીનીસ પ્રેસીડન્ટ મેસેરીકની સાથે તૈયાર કરેલુ રાષ્ટ્ર અને તેની સ્વતત્રતા ગુમાવવા તૈયાર નથી પોતાના બાળકને મારી નાખવુ એના પિતા માટે અશકય છે અમાનુષી છે અને એથી વધુ અમાનુષી કાર્ય એ પિતાને એવી સલાહ આપનારનુ છે, ફ્રાન્સને પણ દગો દેવો પડે તો તેની પણ બ્રિટને તૈયારી બતાવી છે એ માથુ બ્રિટન, હિદને ગુલામ રાખી પોતાના વૈભવ ચાલુ રાખવા માગે છે અને બીજાઓને અદેખાઇની આગમા બળી ભસ્મ થતા જોવામા રાચે છે બ્રિટને યુરોપને ઔદ્યોગિક ક્રાતિ આપી અને તેમાથી જન્મતો આર્થિક અને રાજકીય સામ્રાજ્યવાદ આપ્યો આજની એ સસ્કૃતિના સર્જક બ્રિટનને પણ પોતાના આ બાળકોનો નાશ સમીપ આવતા ભય લાગી આવતુ હશે એથીજ કદાચ લોર્ડ રન્સીમેનને પ્રેગ મોકલાવવાની જરૂર જણાઈ હશે ! ધિકકાર છે આજની સસ્કૃતિના સર્જકને અને એના સ્વાર્થ અને ઢોગી કાર્યોને ! જેને પરિણામે આજે આખી માનવતા ભયથી ધ્રુજી રહી છે આજની સસ્કૃતિએ દુનિયાના પડ ઉપરથી માનવતા દૂર કરી છે અને જેમા હજી રહી છે ત્યા એ માનવતાના માથા ઉપર રાતી બખોડ તલવાર લટકી રહી છે

---

# અણગમતી વાતો

સદીઓ પરની એક વાત છે. મધ્યએશિયામાં આવેલા એક નાના રાજ્યનો માલીક પડોશના શહેનશાહ પાસે રાજદ્વારી વાટાઘાટ માટે એક એલચી મોકલવા માગતો હતો. આ કાર્ય ફતેહમંદ રીતે પાર પાડે એવો માત્ર એક જ દરવેશ હતો અને તેને મોકલવામાં એક મોટી આપત્તિ હતી. તેને ભીખ માગવાની ટેવ હતી. છતાં દરવેશને મોં માગેલા પૈસા અને વાટખર્ચી માટે ઉદાર રકમ આપી ભીખ ન માગવાની પ્રતિજ્ઞા લેવડાવી શહેનશાહ પાસે મોકલવામાં આવ્યો. તેણે સોંપવામાં આવેલું કામ સંતોષકારક રીતે પાર પાડ્યું. પછી ત્યાંના લોકોએ આવા વિદ્વાન દરવેશની મુલાકાતનો લાભ લઇ શકાય એમ કરી એક મોટી જાહેરસભા શુક્રવારે મસ્જીદમાં ભરી. દરવેશે એવું સુન્દર પ્રવચન કર્યું કે શ્રોતાઓની આંખો આંસુથી ભીંજાઇ ગઇ. પોતાના ભાષણની આવી ઉત્તમ અસર થએલી જોઈ દરવેશને એ તક જતી કરવા ન ગમ્યું. તેણે ચાલુ રાખ્યું, "ભાઇઓ મને અહીં આવવા દેવામાં આવે તે પહેલાં મારી પાસે ભીખ ન માગવાની પ્રતિજ્ઞા લેવડાવવામાં આવી હતી. પણ મને સમજ નથી પડતી કે મેં દાન ન માગવા પ્રતિજ્ઞા કરી છે પણ તમે પણ શું દાન ન આપવા પ્રતિજ્ઞા કરી બેઠા છો?" શ્રોતાઓ આંસુ લૂછતા હસી પડ્યા અને દરવેશ પર નાણાંના દાનનો વરસાદ વરસ્યો!

અમારી કંઇક એવી જ કથા છે. 'પૂર્ણા'નું લવાજમ માગતાં અમને સંકોચ રહે છે. પણ તેથી શું ગ્રાહકો લવાજમ ન ભરવાની પ્રતિજ્ઞા લઇ બેઠા છે? એમ ન હોઇ શકે. અમને ખબર છે ત્યાં સુધી 'પૂર્ણા'થી એના ગ્રાહકો ઠીક ઠીક સંતોષ પામ્યા છે, તો પછી લવાજમ ભરવામાં ઢીલ શાની? એ ઢીલ માત્ર આપણી દીર્ઘસૂત્રતાને જ આભારી છે. પણ એવા ભાઇઓને અમારે જણાવવું રહે છે કે એવી ઢીલ પૂર્ણાને ભારે પડે છે, તેની પ્રગતિને અવરોધે છે અને અમારા ઉત્સાહને શિથીલ કરે છે. લવાજમના અઢી રૂપિયા ગ્રાહકને કાઢવા ન ગમે અને અમને માગવા ન ગમે એ સાચું. પણ એ 'તુચ્છ' રૂપિયા વિના પૂર્ણા ટકી શકે નહિ. માટે જે ભાઇઓએ લવાજમ ન મોકલ્યા હોય તેઓ જો તરત પૈસા ભરી દેશે તો પૂર્ણાના તેઓ ખરેખર સહાયકર્તા બનશે.

એક દિવસ એક ગૃહસ્થ અમારા કાર્યાલયમાં પ્રવેશ કરતાં જ બોલ્યા "શ્રી મહેતા, તમારું 'પૂર્ણા' બહુ જ સરસ નીકળે છે." કહેવું બીનજરૂરી છે કે આવી વાતોથી અમને આનંદ ન તો થાય પણ એ સંતોષ અલ્પજીવી નીવડ્યો. તેમણે તરત જ ઉમેર્યું 'બધું જ ઉત્તમ છે માત્ર એક વાત યોગ્ય નથી." કંઇક માર્ગદર્શક સૂચના સાંભળવાની ઉત્કંઠાથી અમે પૂછ્યું 'એવું તે શું છે?" તેમણે ઠંડે કલેજે જણાવ્યું કે "લવાજમ અઢી રૂપિયા એટલા શબ્દો નહિ છાપો તો તમારું માસિક સર્વોત્તમ થશે." શું સૂચના! એ 'કમબખ્ત' અઢી રૂપીઆ ઠેર ઠેર નડે છે. પણ ગ્રાહકો સહજ વિચારી જોશે તો તેમને સમજાશે કે હવા વિના પ્રાણ પણ નહિ ટકે તેમ લવાજમ વિના માસિક પણ નહિ ટકે.

અમારે માત્ર એટલું જ કહેવાનું કે પૂર્ણા તમને સંસ્કાર પોષતું માસિક લાગ્યું હોય, પૂર્ણા તમને દક્ષિણ ગુજરાતના વિશિષ્ટ તત્વો પ્રકટ કરતું જણાયું હોય, પૂર્ણા તમને શિષ્ટ હળવું સાહિત્ય અર્પતું જણાયું હોય, તો તેનું લવાજમ ભરી દેશો, મિત્રોને ગ્રાહક થવા કહેશો અને તેની અભિવૃદ્ધિ અર્થે બનતી સહાય કરશો.

મુંબઈના અગ્રગણ્ય દૈનિક પત્ર 'મુંબઈ સમાચારે' અમારા ગયા અંક સંબંધી પ્રકટ કરેલો તટસ્થ અભિપ્રાય અત્રે રજુ કરી તેમની સૂચના તરફ લક્ષ આપવા વિનંતી કરીએ છીએ.

ઉચ્ચ કોટીનું સાહીત્ય પીરસતા આ જાણીતા માસીકે ઓગસ્ટ માસથી બીજા વર્ષમા પ્રવેશ કર્યો છે. વર્ષ દરમ્યાન ઉપયોગી અને વીવીધતાભરી વાચન સામગ્રી આપીને આ માસીકે પોતાના જન્મને દીપાવ્યો છે. અવલોકન હેઠળના અંકમા ગભીર તેમજ હળવી લેખન સામગ્રી રજુ થએલ છે. 'પ્ર' નામધારી લેખકની 'શામળ' શીર્ષક નવલીકા વસ્તુ તેમજ વિષયની દ્રષ્ટિએ ઉત્તમ છે. શ્રી. 'પ્ર' એ હવે બુરખામાથી બહાર આવવાની જરૂર છે. દ્વીઅંકી પ્રહસન 'શ્રેષ્ટ ડાકટર' અગ્રેજી પરથી ઉતારેલ હોવા છતા તેના મૂળ ભાવ અને રસ જળવાય રહેલા છે. આતરરાષ્ટ્રીય રાજકારણની સમીક્ષા કરતો શ્રી. વલ્લભભાઇ પટેલ નો 'લેખ' 'માકરીઆ ચણા' ની હળવી કટાર અને બીજી સામગ્રી પણ આકર્ષક છે. ગુજરાત આ શિષ્ટ સાહિત્ય પીરસતા માસીકને અપનાવીને તેને સમૃદ્ધ બનાવવામા પોતાનો ફાળો આપશે.

૨. ૫. મ.

---


# પૂર્ણા

થોડા જ સમયમા લોકપ્રિય થઇ પડેલું માસિક,

વાર્ષિક અઢી રૂપીઆમા ઉત્તમ સાહિત્ય,

ઐતિહાસિક લેખો અને વાર્તાઓ,

શિષ્ટ હાસ્યના લેખો અને નિબધો.

સામાન્ય માહિતી આપતા વિવિધ લેખો.

નમુનાના અંક માટે એક આનાની ટિકિટ બીડવી.

પૂર્ણા કાર્યાલય,

નવસારી.

# કોંગ્રેસ સરકાર

હરિજનોને ઉદ્યોગ, કાયદો અને ઈજનેરી શિક્ષણ મફત મળે એ માટે મદ્રાસ સરકાર યોજના કરે છે.

મુ. સ. એ તુમારોનો તાત્કાલિક નિકાલ કરવા અમલદારોને સુચના આપી છે.

મદ્રાસની ધારાસભાઓના પ્રમુખોને દિવાની કોર્ટની હાજરીમાંથી મુક્તિ અપાઇ છે.

મુંબઇ ધારાસભામાં કોટનજીનીંગ, ટાઉન પ્લેનીંગ અને લેન્ડ એકવીઝીસનના બિલો પાસથયાં છે.

શાળા કોલેજમાં ફરજીઆત લશ્કરી તાલીમ, ભીખ માંગવાનો ગુન્હો, ધંધાદારી તાલીમ, કેફી ચીજોના વેપાર પર અંકુશ વગેરે બાબતો મુંબઇ ધારાસભામાં રજુ થશે.

ગણોતધારા અંગેનું બિલ મુંબઇ ધારાસભામાં સપ્ટેમ્બરની આખરે રજુ થશે.

ગ્રામ સુધારણાની યોજના મુંબઈ સરકાર ટુંક સમયમાં અમલમાં મૂકશે. એ અંગે સોળ લાખ રૂપિયાની જોગવાઇ કરવામાં આવી છે. બીન સરકારી એજન્ટોની મોટી સંખ્યા આ કાર્યમાં સરકારી અમલદારોને મદદ કરવા માટે નીમવામા આવશે. ૫૦ ડેમોન્સ્ટ્રેશન નક્કી કરવામાં આવ્યાં છે. ત્યાં ખેતીની સુધારણા માટે ખેડુતોને વિગતવાર માહિતી આપવામાં આવશે. ખેડુતની જ જમીનો પર આ મથકો થશે. આ ઉપરાંત ડેરીઉદ્યોગ અને પશુપાલન અંગે પણ સમજુતી આપવામાં આવશે. આ માટે કુલ ૮૦૦ મથકો રાખવામાં આવશે.

અવિનયભંગની લડત દરમ્યાન જપ્ત થઇ વેચાઇ ગયેલી જમીનો ફરજિયાત પાછી લઇ તેના મૂળ માલેકોને સોંપવા માટે મુંબઇ ધારાસભામાં બિલ આવશે. તેને જોઇતી મંજુરી હિંદી વજીરે આપી છે

મુંબઇ સરકારે સરકારી પટાવાળાઓ પાસે ખાનગી કામ નહિ લેવાની અમલદારોને તાકીદ આપી છે.

મુંબઇ સરકાર તરફથી ઓકટોબરમાં ચાલુ થનારો વ્યાયામ તાલીમ વર્ગ કાંદીવલીમાં સ્થપાશે.

મુંબઇ સરકાર પશ્ચિમ ખાનદેશમાં દારૂબંધી કરશે એમ જણાય છે.

મુંબઇ ધારાસભામાં જણાવવામાં આવ્યું છે કે છાપાઓમાં આવતી પઝલો અટકાવવા બાબતમાં સરકાર વિચાર ચલાવે છે. (બ્રીજની રમતમાં જુગારનું તત્વ છે એમ જણાવી શ્રી. લાલચંદ નવલરાય વરીધારાસભામાં ઠરાવ રજુ કરશે)

મુંબઇ ધારાસભામાં ગ્રામ પંચાયત બિલ પહેલા વાંચનમાંથી પસાર થઇ સીલકટ કમિટીને સોંપાયું છે.

મુંબઇની ધારાસભામાં એમ જણાવવામાં આવ્યું છે કે ઇલાકાની જેલમાં એક પણ રાજદ્વારી કેદી હવે નથી.

મુંબઇ ઇલાકાની નહેરો ચાલુ કરવા ગુજરાત અને કર્નાટક માટે ખાસ ઇજનેરો નીમાઇ ગયા છે.

મુંબઇ સરકારનું વડું મથક હવે મુંબઇ રહેશે.

મુ મ એ દાઉદી વહોરા કોમેને વકફના કાયદામાંથી મુક્ત રાખવા ના પાડી છે.

મુ મ એ ભરૂચ અને પંચમહાલ એકત્રજ નાખવા ઠરાવ્યું છે

મુંબઈના પોલિસ કમિશનરે પોલીસોને ઘોડદોડની શરતમાં ભાગ ન લેવા ફરમાવ્યું છે.

મુંબઇ સરકારે અમદાવાદ જીલ્લામાં ઘણા ખેડૂતોને સરકારી પડતર જમીન નજીવી કિમ્મતે ખેડવા આપી છે. આ ઉપરાંત બીજી ગૌચર જમીન પણ છૂટથી આપવાની જાહેરાત કરી છે.

કલાબા જિલ્લાના પનવેલ તાલુકાના મામલતદારની કચેરીમાં જમે કરીને મુકી રાખવામાં આવેલા ચિરનેર સ્મારકને કમિટીને હવાલે કરવા મુંબઇ સરકારે હુકમ કર્યો છે.

પ્રાંતિક ઉદ્યોગની ઉત્પન્ન પ્રિય કરી શકાય એ હેતુથી મધ્યપ્રાંત સરકાર પ્રાંતમાં મધ્યસ્થ સ્થળે એક સંગ્રહસ્થાન સ્થાપશે તે માટે ૨૩૦૦૦ રૂા મંજુર કરવામાં આવ્યા છે તે ઉપરાંત ખંડવા, બેતુલ અને દમોહ એમ ત્રણ સ્થળોએ હાથહુન્નરોની શાળાઓ સ્થાપશે

મધ્યપ્રાંતના વડા પ્રધાને પરિપત્રદ્વારા સરકારી અમલદારોને જણાવ્યું છે કે મહાત્મા ગાંધીજીનો ઉલ્લેખ થતો હોય એવા તમામ સરકારી કાગળોમાં તેમનો 'મી ગાંધી' નહિ પરન્તુ 'મહાત્મા ગાંધી' તરીકે ઉલ્લેખ કરવો

મદ્રાસની સરકારે જાહેર રસ્તાપર હજામત કે દાઢી બોડવાની મનાઇ કરી છે.

મદ્રાસ સરકારે ત્રણ ટકાના દરની દોઢ કરોડની લોન બહાર પાડી છે

મુંબઇની ધારાસભામાં જણાવવામાં આવ્યું છે કે પ્રાથમિક શાળાના શિક્ષકોના પ્રશ્ન વિષે ફરી તપાસ કરવા ઉંડો વિચાર ચાલે છે. પેન્શનને બદલે પ્રોવિડન્ટ ફંડની યોજના હાલના સંજોગોમાં શક્ય નથી એમ છતાં સુધરેલી યોજના પર વિચાર થશે.

મુંબઇમાં સિવિલ કોર્ટ સ્થાપવા સંબંધી પણ સરકાર વિચાર કરે છે

મુંબઇ સરકાર તરફથી બેલગામમાં સેકન્ડરી ટીચર્સ ટ્રેઇનીંગ કોલેજ ચાલુ કરવામાં આવશે અને મુંબઇની ટ્રેનીંગ કોલેજ બંધ કરવામાં આવશે અગર તો સેન્ટઝેવીઅરના સત્તાધીશોને સુપરત કરવામાં આવશે.

મ્યુ મા કામ કરતા હરિજન કામદારોની સ્થિતિને તેમના પ્રશ્નોની તપાસ કરવા મધ્યપ્રાન્તની સરકાર શ્રી• અમૃતલાલ ઠક્કરના પ્રમુખપદે એક સમિતિ નીમશે

દશેરાના તહેવાર અંગે સરકારે તા ૩જીએ ને ૪થીએ રજા આપવાનું જાહેર કર્યું છે.

મુંબઇ સરકાર હાઇસ્કુલોના ઉપલા વર્ગમાં કોમર્સનું શિક્ષણ અને નીચલા ધોરણમાં હિંદીનું શિક્ષણ ફરજીઆત કરશે હાલની કેટલીક સરકારી શાળાઓમાં પ્રયોગ ટુંક મુદતમાં ચાલુ કરવામાં આવશે

મુંબઇ સરકારે એક હુકમ બહાર પાડી પોલીસખાતાના અધિકારીઓને જણાવ્યું છે કે ફરીયાદ કરવા આવતા લોકો સાથે સભ્યતાભર્યું વર્તન ચલાવવું, લોકોને નાહક ખોટી કરવા નહી.

મુંબઇ સરકારે સાબરમતી જેલમાંથી ચક્કી અને તેલ પીલવાની ઘાણી કે જેના પર કેદીઓ પાસે કામ લેવાતું હતું તે બંધ કરવા હુકમ આપ્યો છે.

મુંબઇ સરકારે ખેતીમાં વીજળી બળનો ઉપયોગ કરવાનો ઠરાવ કર્યો છે અને એ કાર્ય અહમદનગર અને નાસિક જિલ્લાઓમાં શરૂ કરવામાં આવશે.



# —ગેલમાં—

બાળકો ગાંડીવ બાળ પખવાડીક જોઇને અથવા ગાંડીવ બાળવાચનની ચોપડી હાથમાં આવતાં ગેલમાં આવી જાય છે.

વડોદરા રાજ્યની એક તપાસમાં માલમ પડયું છે કે ગાંડીવના પુસ્તકોનો ઉપાડ દરેક ગ્રામ લાયબ્રેરીમાં સૌથી વધારે રહે છે.

ગાંડીવ બાળ પખવાડિક વાર્ષિક લવાજમ રૂપિયા પાંચ ટ. ખ. સાથે, પરદેશ શિ. ૧૨ નમુનો મફત મોકલવામાં આવે છે.

ગાંડીવ સાહિત્ય મંદિર :: સુરત

ગાંડીવ કુમારમાળાનાં પુસ્તકો જોયાં?



કપાસ હિંદુસ્તાનનો મુખ્ય પાક છે,
અને તેથી
કપાસીઆમાંથી બનતી વસ્તુઓ વાપરવાથી ખેતીની આબાદી
અને એક નવા ઉદ્યોગની સંગીનતા વધે છે
માટે
કપાસીઆમાંથી બનતા નીચેના પદાર્થોનો ઉપયોગ કરો :—

## કપાસીઆનું તેલ

આ તેલ ઘીની જગ્યાએ તળવામાં તથા મોણમાં વપરાય છે.
અને તેમાં કોઇપણ જાતનાં અનિષ્ટ તત્ત્વો હોતાં નથી.

## કપાસીઆનો સાબુ તથા સાબુનો ભુકો

કપાસમાંથી જ કાપડ બનતુ હોવાથી કપાસીઆના તેલમાથી બનાવેલ
આ પદાર્થને વાપરવાથી કાપડના રેસાને પોષણ મળે છે, અને
કાપડ મજબુત થાય છે.

## કપાસીઆનો ખોળ તથા છાલાં

ખોળ, છાલાના ઉપયોગથી ઢોર વધારે વખત દુધ આપે છે. અને
દુધમાં ઘીનુ પ્રમાણ વધે છે, વળી ખોળનો ખાતર તરીકે
પણ ઉપયોગ થાય છે.

કપાસીઆમાંથી બનતા આ પદાર્થની હવે નકલ થવા લાગી છે માટે
નકલી માલથી સાવધાન રહી ચોખ્ખો માલ મેળવવા માટે નીચેને
ઠેકાણે મળો યા લખો :—

# ઇન્ડીઅન કોટન ઓઇલ મીલ

— નવસારી —

# પૂર્ણા

તંત્રી : રણછોડજી પરાગજી મહેતા.

પુસ્તક ૨ જું | ઓકટોબર ૧૯૩૮ | અંક ૩ જો.


## અંગ્રેજોનું રાજ ક્યારે જશે?

પચાશેક વરસ પહેલાંની વાત હશે

પુનાની શેરીએ શેરીએથી લોકો શનવારવાડા તરફ જતા હતાં.

શા માટે ?

ત્યાં એક જાહેરનામું ચોંટાડયું હતું. લોકો તેને હોંશે હોંશે વાંચતા હતા.

આ જાહેરનામું કલેકટરની કચેરીમાંથી આવ્યું હતું. આ રહ્યું તે જાહેરનામું:

"આજે એક અરજી આવી છે. એ નનામી છે એટલે એનો જવાબ આપી શકાયો નથી. જાહેરની જાણ માટે તે અહીં ટાગવામાં આવ્યો છે."

તે અરજી નીચે પ્રમાણે હતી.

"સાહેબને માલમ થાય જે અંગ્રેજ સરકારનું રાજ કયારે જશે ?"

આ અરજી પહેલાં કારકુનનાં હાથમાં આવી હતી. તેને લાગ્યું કે આવો ઉદ્ધત સવાલ વાંચી સાહેબ જરૂર ગુસ્સે થશે. તેણે અરજી સંતાડી દીધી. પણ સાહેબ તે જોઈ ગયા. તેણે અરજી લીધી અને વાંચી. પછી મૂછમાં હસ્યા ને બોલ્યા 'એમાં છુપાવવાનું શું છે? જવાબમાં શેરો મારો.

"જ્યારે અમે અંદર અંદર લડશું અગર તમે અંદર અંદર લડતા બંધ થશો તે દિવસે આ અંગ્રેજી રાજ આથમી જશે."

પચાશ વરસ પરના આ શેરા પર આજે બીજો શેરો મારવાની જરૂર છે ખરી ?

પૂર્ણ

# અંધારનો ઉલેચનારો

આજે તારે થોભવું ના છાજે
ઊઠને ભાઇ અંધારા ઉલેચવા કાજે.
ક્રોડ ક્રોડ પીડિતોના આર્તનાદે
જ્યારે માનવતા ઝંખવાઇ રહે,
ધરતીને ખુંદનારાનાં પગલાં જ્યાં,
થંભી જતાં જગ્યા વિના આગે,
ક્રોડ કંકાલના શોષિત કંઠ માંહી જેને આગ ઊઠે.
ભાઇ તારે થોભવું ના છાજે.
એને કાજ પાણીની અંજલિ થાવા દોડને આગે,
તેજહીન જ્યારે એના પ્રાણના દીપ હોલવાતા લાગે,
એના શિથિલ પગ નીચે ધરતી જ્યારે સરવા લાગે,
જર્જરિત એવા મનોરથો તણો
ભુક્કો થઇ જયારે ઉડતો લાગે
એને કાજ તું ટેકાનો થાંભલો થાજે,
એના કોડિયાનું તું દિવેલ થાજે,
આજે તારે થોભવું ના છાજે.

સુરેશ ગાંધી.

## — ગમે —

ગમે ગુલોં તણી સોડમ પરન્તુ ખાર ના ગમતો,
ગમે કોકિલનાં કૂંજન સ્વરૂપે શ્યામ ના ગમતો,
ગમે ઝરણાં, રમે મન ધોધ—સરિત—રમ સાગરે સરતો,
પરન્તુ એ ઝરણ સ્વામી—ખડક પર પાદ ના ધરતો.

હસી ઉષા ગગન ગોખે લસી મમ આત્મને ભરજો,
અમી વર્ષી શશી આભે કદાપિ અસ્ત ના બનજો,
ભરો ભાનુ જીવન જગમાં પરંતુ ઉષ્ણતા તજજો,
વરસજો મેહુલા વેગે કદાપિ મા મ્હને ભીંજજો.

ગમે બહુ વ્હાલ પિયુનાં પરન્તુ વેર મા મળજો,
ગમે બહુ બાલુડાં મીઠાં છતાં જંજાળ મા હોજો,
ગમે સંસારની સહેલો વિના માતૃત્વ આવરતી,
ગમે તન–માનવી લહેરો, સહજ રસ–સ્નેહ સીંચવજો.

ગમે સાગર તણી સહેલો તથાપિ ત્રાપ તો હોજો,
ગમે આકાશ ઉડુયનો પરન્તુ યંત્ર કો લેજો,
વિના ઉત્તરદાયિત્વે ગમે આમન બહુ ઇચ્છું,
કરૂં સ્વાતંત્ર્યની પૂજા તથાપિ ધ્યાન કો ધરજો.

ગમે જીવને ત્રણે ભુવન કદાપિ કાળ ના હોજો,
ગમે ઉન્માદ ને આનંદ જરીયે શોક મા હોજો,
ગમે મહુ સારૂં સારૂં બહુ, નઠારૂ મા મ્હને મળજો,
પરન્તુ ખાર વિનાનાં ખીલે બાગે ગુલોં જોજો.

પદ્માવતી દેસાઈ.

# બાગલાણના પ્રદેશનો પરિચય

(ગતાંકથી ચાલુ)

શ્રી મણિભાઈ દ્વિવેદી

(૨)

બાગલાણના પ્રદેશમા નાનદેવે પોતાની સત્તા કેવી રીતે જમાવી તે આપણે ગયા અંક મા જોઇ ગયા. આ નાનદેવે આભીરોની સત્તા બાગલાણ ને તેની આજુબાજુના પ્રદેશમાથી નામશેષ કરી અને તે માલ્હેરના દુર્ભેદ્ય ગિરિદુર્ગમા રહી પોતાનો પ્રભાવ વધારવા લાગ્યો

એ વખતે દિલ્હીના પાયતખ્ત પર બાદશાહ ગ્યાસુદ્દીન તુગલખ હતો તેના એક સરદાર ઉલુધખાને ઘણા દેશ કબજે કરી સન ૧૩૨૧મા દક્ષિણ દેશ પર ચઢાઇ કરી દેવગિરિને ઘેરો નાખ્યો.[૧૧] એ યુદ્ધમા રામરાજા ખપી ગયો અને નાનદેવના કિલ્લા પર હલ્લો થયો એક વરસ સુધી તેણે ઘેરો નભાવ્યો પણ આખરે નાનદેવ યુદ્ધમા ખપી ગયો નાનદેવ પછી તેનો પુત્ર એકદેવ, તેનો પુત્ર ખડ્ગસેન, તેનો રામ, તેનો વીરસેન બાગલાણના પ્રદેશના ઉત્તરાધિકારી બન્યા. વીરસેન પછી તેનો પુત્ર જોપીદેવ ગાદી પર આવ્યો પણ તે બાળવયનો હતો અને આથી બાગલાણમા રાઠોડોની સત્તા તૂટવા માડી એટલે તે સત્તાને ટકાવી રાખવા તેના મન્ત્રીઓની મન્ત્રણાથી જોપીદેવના કાકા નામદેવે રાજ્યધુરા હાથમા લીધી. અને તેણે પોતાના પરાક્રમે કરીને ખોવાયલા કિલ્લા હસ્તગત કર્યા એટલું જ નહી પણ તેમા વધારો કરી બાગલાણની રાઠોડ સત્તાને તુરત જમાવી લીધી

નામદેવ પછીના ત્રણ રાજાઓના રાજ્યકાલ દરમ્યાન બાગલાણની ભૂમિ પર રાઠોડની પ્રતિષ્ઠા જામવા ઉપરાત કાઇ ખાસ મહત્વના બનાવ બનતા જોવામા આવતા નથી. માત્ર એટલું જોવામા આવે છે કે ગુજરાતના રાજાઓ સાથે તેમનો મિત્રાચારીનો સબધ બધાય છે અને ગુજરાતના રાજાઓ તેમને ભેટ સોગાદ મોકલતા

નામદેવની ચોથી પેઢીએ ભૈરવસેન રાજા થાય છે એના વખતમા ગુજરાતના સુલતાન બહાદુરશાહે ઇ. સ. ૧૫૨૯મા દક્ષિણ પર ચઢાઇ કરી ધારાવલીને રસ્તેથી તે દક્ષિણમા ગયો અને નિઝામશાહની હકુમત નીચેના દેવગિરિના કિલ્લા પર હલ્લો કર્યો આ પ્રસગે ભૈરવસિંહ બહાદુરશાહની મદદે ગયો આ લઢાઇમા નિઝામની હાર થઇ. વિજયી શાહ બાગલાણના પ્રદેશમાં થઇ અહમદનગર તરફ કૂચ કરી ગયો.

મિરાતે-સિંકદરીના પ્રખ્યાત તવારીખનવેશ એ પ્રસગનુ આ પ્રમાણે વર્ણન કરે છે :—

" જ્યારે બહાદુરશાહ સુલતાનનો પ્રકાશ મુલરના કિલ્લા પર પડ્યો ત્યારે બાગલાણનો રાજા બહરજીર સુલતાનની તહેનાતમા હાજર થયો અને તેને સુલતાનની જાજમ ચુબનનુ માન પ્રાપ્ત થયું. સુલતાને તેના પર ઘણી જ મહેરબાની બતાવી અને તેને કાનના વાળાને માટે બે કીમતી મોતી આપ્યાં. બહરજીએ પોતાની વફાદારી બતાવવા પોતાની એક બ્હેન સુલતાન સાથે પરણાવી બીજે દિવસે સુલતાનની ખાહેશથી મહમદખાન આસીરી સાથે

૧૧, તારીખ-ઈ-મુબારકશાહી. પૃ ૯૪

બીજી બેન પરણાવી × × બહરજીના મુલકની હદ છોડી દખણમાં સુલતાને પોતાના મુબારક કદમ મુક્યા ત્યારે તેણે બહરજીને બહરખાનનો ખિતાબ એનાયત કર્યો.[૧૨]

આ ઇતિહાસકાર દેવગિરિની ચઢાઇનો બીલકુલ ઉલ્લેખ કરતો નથી. સુલતાનના પ્રભાવની વાત સાંભળી ભૈરવસિંહ (બહરજી) તેનું આધિપત્ય સ્વીકારવા સુલતાન પાસે દોડી ગયો હોય એવો ભાસ થાય છે. રૂદ્રકવિ પોતાના મહાકાવ્યમાં ભૈરવસિંહ દેવગિરિ કુમકે ગયાનું લખે છે. વળી તેના રાજ્યકાલ દરમ્યાન તેણે મેળવેલા વિજયો અને તેની અપ્રતીમ વીરતાનાં પણ કવિ વર્ણન કરે છે.[૧૩]

અહીં એક ઉલ્લેખ કરી લેવો જરૂરી છે. દેવગિરિના યાદવોની સત્તા દક્ષિણ ગુજરાતમાં છેક નવસારી સુધી હતી. સન ૧૩૭૦ માં યાદવોની સત્તા પુરેપુરી તૂટી અને દેવગિરિ ને પહાડી શિખરે ઇસ્લામી સત્તાનો ઝંડો રોપાયો. બાગલાણના રાજાઓએ એ સત્તાનો નામનો સ્વીકાર કર્યો દક્ષિણમાં નીઝામ અને બહામણી સત્તાનો ઉદય થતો હતો. બાગલાણના રાજાઓ દક્ષિણ અને ગુજરાત એ બેમાંથી જે સત્તા જે વખતે બળવાન હોય તેનું પ્રભુત્વ સ્વીકારતા.

અહમદશા બહામણી ને ગુજરાતના સુલતાનો વચ્ચે સન ૧૪૨૯માં યુદ્ધ થયું. સન ૧૪૯૦માં દેવગિરિના મરેઠાએ બાગલાણમાં લુંટફાટ ચલાવી. ૧૪૯૯માં અહમદશા નિઝામે બાગલાણના રાજાને ખંડણી આપવાની ફરજ પાડી. ૧૫૩૯માં બહાદુરશાહે અહમદનગર સર કર્યું, અને ત્યારથી બાગલાણ ગુજરાતનો ભાગ બન્યો. સન ૧૫૭૩માં મોગલ સાબ્રાટ અકબરે ગુજરાત સર કર્યું ત્યારે ભૈરવસિંહ અકબરને મળવા સુરત ગએલો.

ભૈરવસિંહને ચાર પુત્રો હતા. તેના અવસાન બાદ તેનો બીજો પુત્ર વીરસેન ગાદી પર આવ્યો. એ વખતે વૈડોદરાની આસપાસ હબશીઓ બળવાન હતા, અને ચંગીસખાન સાથે તેમને વેર ચાલતું. આથી નર્મદા અને મહી વચ્ચેના પ્રદેશમાં વખતો વખત લઢાઇઓ થતી. પ્રસંગવશાત્ નર્મદાને સામે તીરે દક્ષિણ ગુજરાતમાં પણ લઢાઇના મોરચા મંડાયલા અને દમણના ફીરંગીઓ સાથે ચંગીસખાને સંધિ કરેલી. ગુજરાતની દક્ષિણ સીમા ત્યારે નંદુરબારે અટકતી.

વીરસેનના રાજ્યકાલ દરમ્યાન "હાપશી (હબશી) પઠાણે ગુર્જર દેશ બલ્લવ વ્યાગના કિલ્લા પર હલ્લો કર્યો."[૧૪] હબશીએ કિલ્લાને ઘેરો ઘાલ્યાની ખબર મળતાં જ વીરસેન અને તેનો ભાઇ નાગવણ સૈન્ય લઇ સામે ધસ્યા અને હબશીના લશ્કરને ભારે હાર આપી સૈન્યને એદાન મેદાન કરી નાંખ્યું.

---

૧૨. મિરાતે-સિકંદરી. પૃ. ૨૪૭ ગુ. વ. સોસાયટી.

૧૩ રાષ્ટ્રોઢવંશ મહાકાવ્ય. સર્ગ. ૬

૧૪. રાષ્ટ્રોઢવંશ મહાકાવ્ય. સર્ગ ૭.

આ હબશી પઠાણ તે અલફખાન હબશી-એમ સ્વ શ્રી. દલાલ જણાવે છે. જુજહારખાન અને અલફખાન હબશીએ અમદાવાદમાં ભદ્રના ચોગાનમાં ચંગીસખાનનું ખૂન કરેલું.—મિરાતે સિકંદરે પૃ. ૪૩૯ મુઝફ્ફરશાહ ત્રીજાના સમયનો આ બનાવ

ચીંગમખાનને આપેલી હારના સમાચાર દિલ્હીમા શહેનશાહ અકબરને મળતા તેણે વીરસિંહ સાથે મૈત્રી સાધવા તેને દિલ્હી બોલાવ્યો અને ખૂબ સન્માનીત કર્યો મોગલ દરબારમાંથી પાછા આવ્યા બાદ વીરસિંહ પોતાની સરૂપવાન અને પૂર્ણયૌવના રાણી દુર્ગાવતીના મોહપાશમાં પડયો એને રાજ્યનાં કામકાજની ગંભીર જવાબદારીઓ કરતા ચંદ્રકાન્તિની હરીફાઇ કરતા દુર્ગાવતીના મુખારવિન્દના ભ્રમર બની તેમા બદ્ધ થવાનું વધારે રૂચ્યું. એ વખતે રાજધાની મુલ્હેરમાં હતી. પોતાના વિલાસ કાર્યમા નાનાભાઈ નારાયણની હાજરી ખલેલ કરનારી જણાઇ અને રાણીની સલાહથી તેને દૂર ખસેડવામા આવ્યો રાજા ભોગવિલાસમા પડયો. રાજ્યમા અંધાધુંધી મચી રહી અને વીરસેનના દુશ્મનો મુલક કબજે કરવા પ્રયાસ કરવા લાગ્યા. એવામા તેના કિલ્લેદારો નારાયણ પાસે પહોચ્યા અને રાજ્યની લગામ હાથ લેવાનો આગ્રહ કર્યો. નારાયણે આવી સાલ્હેરનો કિલ્લો કબજે કર્યો. લોકોએ પણ તેનો સત્કાર કર્યો અને મયૂરગિરિ-મુલ્હેરના શાસક તરીકે તેણે રાજમુકુટ ધારણ કરી પોતાના પુત્ર પ્રતાપનો યુવરાજપદે અભિષેક કર્યો. વીરસિંહે ભાઇની અધીનતા સ્વીકારી.

નારાયણશાહ બહુ પ્રતાપી રાજા હતો. એના વખતમા દક્ષિણના સરદારોએ બાગલાણમા દખલ કરવા માટે નવાપુરમા જંગી સૈન્ય જમા કરેલું. નારાયણ શાહે એ સૈન્યોની પૂંઠ પકડી ખેદાન મેદાન કરી નાખેલા

ગુજરાતને દક્ષિણ સીમાડે જવાર[15] કરીને એક સસ્થાન ને ત્યાં હાલ પણ એક કોળી રાજાનું રાજ્ય છે. પેઠને માર્ગે નારાયણશાહે તેના પર ચઢાઇ કરી. મોઢામા તરણું ઘાલી રાજા શાહને આશ્રયે આવ્યો. હાલના ધરમપુર રાજ્યમા આવેલા તદ્દકાલિન રામનગરના રાજા રામદેવે પણ તેની અધીનતા સ્વીકારી ભેટ-સોગાદો આપી અને પેડવલનો કિલ્લો સુપ્રત કર્યો

આ પેડવલ તે હાલના ધરમપુર રાજ્યના હનમતમાળ તાલુકામા નાર નદીની ઉત્તરે અને પંગારની ડુંગર-મારીની દક્ષિણે આવેલો 'પીડવળ'નો ડુંગરી ભાગ હોવો જોઇએ એમ હું માનું છું.

માલ્હેરના કિલ્લાની ડુંગરતળેટીએ ચીંચલી કરીને એક નાનું ગામ છે. આ ગામ હાલ ડાંગ-પ્રદેશની હકુમત નીચે છે. આ ગામે નારાયણ શાહે વિશ્નુ અને વિશ્વેશ્વરની મૂર્ત્તિના પ્રતિષ્ઠાન કરેલા.

શહેનશાહ અકબરે પોતાના શાહજાદા મુરાદને નિઝામશાહ પર ચઢાઇ કરવા 'મોકલ્યો તે વખતે તેણે નારાયણ શાહ પર ભલામણપત્ર તથા કાશ્મીરી પોષાક અને એક સફેદ ઘોડો શાહજાદા સાથે નારાયણ શાહને ભેટ આપવા માટે મોકલેલો શાહજાદાનો પડાવ ભરૂચમા પડયો. મુલ્હેર ખબર મોકલવામા આવી નારાયણશાહ શાહજાદાને મળવા ભરૂચ ગયો. દક્ષિણમાંથી આવતાં તાપીના કાંઠે આવેલા 'પંચમુખી'ના[16] સ્થળ સુધી તેને મન્ત્રી અને રાજકુમાર વળાવવા આવેલા

૧૫ જવારનું બીજુ નામ જવારી હોવાનુ પણ જણાય છે,

૧૬.पुरी पञ्चमुखीति तापीतटोपकण्ठे—રા. મ. કા. સર્ગ. ૧૯.

તાપી કાઠે આવેલુ આ 'પચમુખી'નુ ન્યગ કયુ તે નક્કી થઇ શક્તુ નથી સ્કદપુરાણ-અન્તર્ગત્ તાપીમહાત્મ્યના સોળમા અધ્યાયમા 'પચાનનો ધામભિગ્વન્નગ' આ પ્રમાણે ઉલ્લેખ મળે છે તાપીપુરાણમા

વહ્નિક્ષેત્રે અનનેશ્વર અને
અણુદાખ્ય પચવદન' (પૃ ૭)

આ પ્રમાણે ઉલ્લેખ છે પણ ત્યાર પછી એમા આ સબધે બીજો કાઇ ઉલ્લેખ મળતો નથી જ્યારે મહાત્મ્યમા આપણને આ કરતા પચાનન-ધામનો ઉલ્લેખ મળે છે ભીમેશ્વગના તીર્થમા જ આ ધામનો સમાવેશ થાય છે અને આ સ્થળ હાલના નવસારી પ્રાતના કામરેજ તાલુકામા કુગરા ગામની નજીક આવેલુ છે આ સ્થળની પાસે ઘાલા ગામ આવેલુ છે ત્યાથી તાપી ઓળગી ઘલ્લા ગામ પર થઇ માગરોળ તાલુકામાથી પસાર થઇ અકલેશ્વર તરફ જવાનો માર્ગ છે એટલે પચમુખીનુ ધામ તે આ સ્થળ હોવુ જોઇએ અને નારાયણશાહને તુકવા આવનાર રાજપુરુષો અહીથી પાછા ફર્યા હોય એમ અનુમાન થાય છે

શાહને લેવા મુનદ અકલેશ્વર સુધી સામે આવેલો ભરુચ-શુ કતીર્થ નિ ... શાહે સ્નાન કરી ખૂબ દાન કરેલુ શાહી ભેર સોગાતો થઈ નારાયણશાહ પાછો ફર્યો અને ત્યાથી પીપ્પલવાટિકાને રસ્તે તે બાગલાણ પાછો ફર્યો

અહી એક મહત્ત્વની હકીકત આપણને રાષ્ટ્રૌઢવશ મહાકાવ્યકાર તરફથી જાણવાની મળે છે ને તે એ કે શાહે પિપ્પલવાટિકા ગામે તાપી નદીમા સ્નાન કરી બ્રહ્માનુ પૂજન કર્યું આ પિપ્પલવાટિકા તે માડવી તાલુકાનુ તાપી કાઠે આવેલુ પીપળવાડા હોવાનુ અનુમાન આગળ કરી ગયા છે આજ તો ગનીપરજની વસ્તી છે અને બ્રહ્માની મૂર્તિનુ તો નામ પણ નથી પણ કામરેજમા બ્રહ્મા-મૂર્તિ છે આ મૂર્તિ મૂળ પીપળવાડેથી ખસેડી ત્યા વસ્તી ભાગતા કામરેજમા લાવી કા સ્થાપના ન કરી હોય? આ એક અતિ વિચારણીય બાબત છે

ચોમાસાની મોસમ પુરી થતા મુગલ પોતાનો પડાવ ઉઠાવી દક્ષિણમા ચઢાઈ કરવા ઉપડયો ત્યારે તેણે નારાયણશાહને મદદે બોલાવવા આગ્રહભરી વિનતી કરી એ પરથી શાહ પોતાના યુવરાજ પ્રતાપશાહને સૈન્ય આપી કુમકે મોકલ્યો યુવરાજ શાહજાદાના સૈન્યને ધાવિર-પૂર આગળ આવી મળ્યો અને ત્યાથી બન્ને સૈન્યોએ કુચ કરી નેર-પુર અને નંદુરબારમા પડાવ નાખી જાલના લુટયુ [૧૭]

આ સ્થળે જણાવવામા આવેલુ ધાવિર-પુર તે હાલનુ વ્યારા તાલુકામા આવેલુ ઘાટ ગામ અને નેર-પુર તે નવાપુર એમ મારૂ ચોક્કસ માનવુ છે

સુરતથી દક્ષિણમા નદુરબાર તરફ જતી વણજારનો જુનો વેપારી માર્ગ ગગાધરા-બારડોલી બાજીપુરા પર થઈને વ્યારાને સીમાડેથી નવાપુર તરફ જતો હતો અને ત્યાથી નદુરબાર પોગે જતી

સાલ્હેરના તળીઆ ઘાટેથી આહવા ડાગમા થઈ વ્યારાના સુનાવાડી ગામેથી જૂના અન્તાપોર-બિમનપોર પર થઇ વ્યારા તરફ આવવાનો એક જુનો ટુકો ગણાતો રસ્તો છે અને

૧૭ રાષ્ટ્રૌઢવશ મહાકાવ્ય સર્ગ ૨૦

અને આજ પણ આહના ડાગ તરીકે ઓળખાતા પ્રદેશમા થઇ બાગલાણના આ ઇતિહાસ પ્રસિદ્ધ કિલ્લાઓ કે તેની તળેટીના ભાગમા જવાનો માર્ગ સુતરો લેખાય છે અને તે માર્ગે ઘણા આવ-જા કરે છે એટલે પ્રતાપશાહ આ માર્ગે આવ્યો હોય અને શાહજાદે પણ વણ જાગની વાટે કૂચ કરી હોય એજ એક માત્ર સભવતીયતા દેખાય છે અને એથી જ ગામો બાબત ઉપર કરેલુ અનુમાન અમને ખાત્રીલાયક જણાય છે

નારાયણ શાહ બહુ પ્રતાપી રાજા હતો અને તે સાથે શૂર અને વિદ્યાનુરાગી હતો એટલે એના રાજદરબારે વિદ્વાનો સત્કારાતા એના રાજ્યની સીમા પણ વધી હતી અને એ રીતે બાગલાણે એના રાજ્યઅમલમા સારી સમૃદ્ધિ અનુભવી.

નારાયણને ચાર પુત્રો હતા તેના અવસાન બાદ તેનો પુત્ર પ્રતાપશાહ ગાદીએ બેઠો પ્રતાપશાહ પણ બાપની જેમ ઘણો બહાદુર હતો અને દિલ્હીની શહેનશાહત સાથે તેને ઘણો મીઠો સબધ હોવાથી દક્ષિણમા જતા દિલ્હીના લડાયક સૈન્યો બાગલાણના પ્રદેશની સલામતી જાળવીને આગળ કૂચ કરતા શહેનશાહ જહાગીર અને શાહજાદા શાહજહા તરફથી તેને ઘણી ભેટ સોગાદો મળેલી એ થોડો અભિમાની પણ હતો.

એના રાજ્ય કાલ દરમ્યાન બાગલાણમા જસવત નામનો એક ચમત્કારીક પુરુષ થઇ ગયો છે અને એણે ભક્તિરસના તદ્‌કાલિન ગુજરાતી ભાષામા કાવ્યો લખ્યા છે. તેના દરબારમા જનાર્દન નામનો એક રાજ-પુરોહિત હતો આ પુરોહિત મહાવિદ્વાન અને સમર્થ પુરુષ હતો તેનો પુત્ર જસવત પરમ રામ-ભકત હતો અને ભારતના સર્વ ધામ ફરી તે પાછો મુલ્હેર આવતા તેની કીર્તિ સાભળી રાજાએ તેને દરબારમા બોલાવી ખૂબ સન્માન આપ્યુ અને પોતાના કાઇ વખાણ કરવા જણાવ્યુ પણ આ નિસ્પૃહી ભકતજને રાજાને સભળાવી દીધુ કે — 'મહારાજ, હુ કાઈ ભાટ-ચારણ નથી તેમ મને કઇ તમારી ભેટ સોગાદની અપેક્ષા નથી તમારો ભય પણ નથી કે તમારા બિરદ લલકારૂ"

આ જવાબ સાભળતા જ રાજા ગુસ્સે ભરાઇ ગયો અને 'જસવત'ના હાથપગ બાધી તળાવમા ફેકી દેવાનો હુકમ કર્યો એક સાધુ પુરુષના આવા હાલ ન કરવા લોકોએ રાજાને બહુ બહુ વિનતી કરી પણ તે એકનો બે ન થયો અને આ સાધુ પુરુષે હસતે મુખે નામ ભજનો લલકારતા મોતને ભેટવાની તૈયારી કરી તેનુ પોટલુ બાધી તળાવમા ફેકવામા આવ્યો એ પ્રસગે તેણે રામ સ્તુતિ કરી કે—

"કોઇ વદો, કોઈ નીદો, રામચદ્રને કૂર્મ હોકર,
કોઇ કેસો કહો રે ગામ લિની પીઠ રે
રઘુનાથ સાથે પ્રીત બાધી, ચદ્ર-સૂર્ય જિની જ્યોત,
હોય જૈસો હોય રે. સ્તભિત આકાશ રે
કમલસ્થાને ભેટ બાધી, જલ ઉપર પાષાણ તારે,
નીર થા ભરપુર રે. કયુ ન તારે દાસ રે" વિ નિ

પ્રભુએ ભકતની લાજ રાખી અને તેનુ પોટલુ તરતુ તરતુ સામે કિનારે નીકળ્યુ પણ તે દીવસથી એ ભૂમિમા પાપ-ભાર વધતો ગયો છે એમ માની જસવત તે છોડી ગયો[૧૮] અને બાગલાણની સ્વાધીનતાના કાકરા ધીરે ધીરે ખરવા લાગ્યા (અપૂર્ણ)

---

૧૮ જુઓ "ત્રણ સૈકા પહેલાનો દ૦ ગુજરાતનો એક તપસ્વી" નામનો આ લેખકનો લેખ લોકવાણી વિ સ ૧૯૯૨-૯૩નો વાર્ષિક અક

# વનરાજ

## (કિશોરકાળ)

. શ્રી પ્ર

## — ખુલાસો —

ગ઼ ઃ મહીપતરામના 'વનરાજ ચાવડે' વનરાજના નામને ગુજરાતના દરેક ઘરમાં જાણીતુ બનાવ્યુ છે એની લોકપ્રિયતા ઉત્તરોત્તર વધતી જ ગઇ છે. એ વીરાત્માના ચરિત્ર ઉપર અનેક વાર્તાઓ, નાટકો અને નવલકથાઓ લખાઇ છે. વીર વિધવા રૂપસુંદરીને પેટે જન્મી એ ગુજરાતના ધાવણ ધાવ્યો હતો. ગુપ્તવાસના કારણે તે બાળવયથી જ જગલે જગલે અને કોતરે કોતરે રખડયો હતો. એ વનભ્રમણમા એણે અનેક ભીલ ને ભરવાડ જેવી વન-જાતિઓ જોડે ભાઇબધી કરી હતી. એના વનજીવનની એ વાર્તા પ્રેરક છે. આ નાટિકા પણ એજ પ્રેરણાનુ પરિણામ છે.

તવારીખના અધારામાં રહેલા પાના જેમ જેમ અજવાળામા આવતા જાય છે તેમ તેમ હમણા હમણા વનરાજની પ્રચલિત જીવનકથા બદલાતી જાય છે ઇતિહાસવિદોના એ વનરાજનુ સ્વરૂપ હજુ નક્કી થઇ શક્યુ નથી તેમજ પુરાતત્ત્વવિદોના મડળ બહાર તે લોક-પ્રિય પણ થયુ નથી. આથી આ નાટિકામા એવી શોધો અગાઉના જનપ્રિય વનરાજને જ ચીતરવામા આવ્યો છે.

જેટના પ્રમાણમા આ લખાણ નાટિકા છે, ઇતિહાસ નથી, સાહિત્ય-ચિત્ર છે, હકીકત-કથા નથી તેટલા પ્રમાણમા આખી વસ્તુની સજાવટ અને પાત્રોની ખિલાવટ પ્રચલિત અર્થેતિથી જુદી પડશે. વળી આ નાટિકા કિશોર-કિશોરીઓને માટે લખાઇ હોઈ એ વનરાજની આખી જીંદગીને ન સ્પર્શતા તેના કિશોરકાળના અમુક પ્રસગોને જ ચીતરે છે.

એ કાળે ગુજરાતી જીવન કેવુ હશે તે ઇતિહાસકારો પણ કહી શકતા નથી. એટલે આપણા આજના ગુજરાતી જીવનના કેટલા ઉત્સવો કિશોરો સમજી શકે તેવુ વાતાવરણ જમાવવા અહી કલ્પવામા આવ્યા છે આ ઉત્સવો વનરાજ જેટલા જૂના હશે કે કેમ તે હુ જાણતો નથી. પણ નાટિકાના પ્રધાન સૂર સાથે તેનો મેળ મળતો હોય તેને વસ્તુ જોડે મેળવી દેવામા આવ્યા છે આમા કોઇને કાળવ્યતિરેક જણાય તો ક્ષમા કરે આવો વ્યતિરેક ઘણાને કરવો પડયો છે. પ્રેમાનદે જે મામેરૂ ને લગ્ન ચીતર્યા છે તે પોતાના જ વખતના સમાજમાથી ઉપાડી લીધેલા છે નરસિંહ મહેતાના કાળમા તે પ્રસગો તેનીજ રીતે ઉજવાતા હશે એમ કોણ કહી શકે ? વળી જૂના જમાનાના પાત્રોને આજની પરિ-સ્થિતિને અનુકૂળ વિચારો દર્શાવતા જોઇ ઘણાને સગ ચડશે. પણ જૂના પ્રસગોને નવા રગે ચીતરી લોકગમ્ય ચિત્રો સર્જવાનો આ કઇ મારો નવો પ્રયાસ નથી. ઘણા પ્રસિદ્ધ લેખકો એ પથે મારા પુરોગામીઓ છે.

વનરાજ પણ દરેક બાળકની પેઠે જીવ્યો હશે. તેણે ભાઇબધો કર્યાજ હશે. એ હકીકત ધ્યાનમાં રાખી ઐતિહાસિક પ્રમાણોનો અભાવ છતા અહી તેના ભાઇબધોના પાત્રો

કલ્પવામાં આવ્યા છે. એ કલ્પના સામે કોઇને વાંધો ન હોઇ શકે. પણ એના નામો સાથે કેટલાક વાંધો લેશે. કારણ શ્રીદેવી, અણહીલ, ચાંપો વગેરે નામની વ્યકિતઓને ઇતિહાસ પ્રમાણે વનરાજ મોટપણે મળ્યો હતો અહીં એના બાળસાથીઓને એજ નામો આપવામા આવ્યા છે. એથી ખુલાસો કરી લઉં છું કે આ નામો 'વનરાજની વેળાનું વાતાવરણ મજીર કરવા માટેજ કલ્પવામાં આવ્યા છે. અને આ શ્રીદેવી વગેરે ઇતિહાસ પ્રસિદ્ધ શ્રીદેવી વગેરે નથી.

છપાએલાં નાટકોમાં હોય છે તેવી કેટલીક વીગતો આ નાટિકામાથી ચાદી ચેતીને જ બાદ રાખવામા આવી છે. એમા દેશ, દશ્ય અને કાળના ઝમકદાર વર્ણનનો કે મુખભંગી, અંગભંગી અને મનભંગીના નિર્દેશોથી ભરેલા કાઉસોનો અભાવ પ્રથમ નજરે જ જોવા મળશે. નાટ્ય-લેખકોએ અતિચીવટ અને ઉત્સાહથી દર્શાવેલી એ વીગતો નાટ્યપ્રયોગ માટે જેટલી માર્ગદશક થઇ પડે છે તેટલી જ બંધનકર્તા પણ થાય છે એ સૂચનાઓના પાલનનો આધાર નટનટીઓની શકિત અને સાધન કે શણગારની સવડ ઉપરજ અવલબે છે. હું માનું છું કે સવડ અને શકિત મુજબ નાટ્ય-વસ્તુનું વાતાવરણ ઓળખી લઇ સૂત્રધારો ને સંચાલકો પોતે એ વિગતો ગોઠવી લે તેજ ઠીક છે.

સંવાદમા મુખ્ય પાત્રો સિવાય બીજાં પાત્રોના નામના ખાના ખાલી રાખ્યા છે. આ રીતે જેટલાં કિશોર કિશોરીને ઉત્સાહ હોય તેટલાને નાટ્યમા ઉતારી શકાશે. નિશાળોમા નાટ્ય પ્રયોગો થાય છે ત્યારે તેમા ભાગ ન લઇ શકવાથી ઘણા વિદ્યાર્થીઓ નિરાશ થાય થાય છે. આ નાટકમા એ વસ્તુસ્થિતિથી બચવા પ્રયત્ન કરવામા આવ્યો છે.

વસ્તુનો પ્રધાન સૂર કુદરત પ્રત્યેનો પ્રેમ છે. એટલે એને ભજવવા માટે કુદરતી રંગમંચની જ જરૂર પડશે. એકાદી વાડીમા પાદડા સાથેના ડાળ પાંખડાઓ, કેળ, ફુલ વગેરેનો મંડપ બનાવી, તે મંડપમા એક પડદા, લાકડાના પાટોનો સાચ્ચડો, વીજળીના દીવા ને ફ્લડ-લાઇટના રંગબેરંગી પ્રકાશની મદદ લેવામા આવશે તો એ કુદરતી વાતાવરણ સહજે પેદા કરી શકાશે

તાર 'ARYANIVAS'
આર્યનિવાસ
હિન્દુ લૉજ
વિશાળ નિવાસસ્થાન
અમીરી ભોજન પ્રબંધ
ટેલીફોન ૨૩૧૩૬
કાલબાદેવી રોડ મુંબઇ ૨.

## વસ્તુ—પ્રવેશક

પાત્રો . નગરજનો

સ્થળ . નગરની એકાદી શેરી
સમય સવાર મુજબનો

પ્રથમ — એ છગનલાલ ! મગનલાલ સાંભળ્યું કે ?

— ના, શું છે ?

૧— ઉંદરડું પેસી ગયું

— કયા દરમાં કે ડુંગરમાં ?

૧— દરમાંય નહિ, ડુંગરમાંય નહિ પણ ફૂલશેઠના ઉદરમાં

— હેં ! ! ! એ તો અપાસરે ગયા છે

૧— હા, ત્યાંજ તો આ બીના બની

— અપાસરમાં તો આજે મોટી ભીડ છે એવડી મોટી સભામાંથી એમના ઉપરજ એ ઉંદરડી કેમ મોહી પડી ?

— હું તો રોજ કહેતો હતો કે ભાઈસાબ અપાસરામાં ઉંદરિયા મૂકો પણ અમારા ગરીબનું કોઈ માને ત્યારે ને ? કમબખત ઉંદરો ! દયાનો આવો બદલો ?

૧— એમ બિચારા ઉંદર ઉપર શું કામ ગુસ્સે ભરાવ છો ? ખરો વાંક તો પેલા તોફાની વાણિયાનો છે

— કેમ, કેવી રીતે ?

૧— એની ટોળીમાંના એકાદા છોકરેજ શેઠજીના મ્હોંમાં ઉંદરડી મૂકી દીધી હતી

— પણ શેઠજીએ મૂકવા કેમ દીધી ?

૧— વાત એમ બની કે શેઠજીને આજે અપવાસ હતો એટલે કથા સાંભળતા સાંભળતા એમને ભૂખે પેટ ઝોકણું આવી હવે તમે જાણો તો છો કે ફૂલેના ફૂલાજી શેઠનું મોં ઉંઘતી વેળા ઉઘડું રહી જાય છે

— એવા ઉઘાડ દરવાજા જોઇ કોને મશ્કરી કરવાનું મન ન થાય ?

૧— પણ આતો હસવામાંથી ખસવું થઇ ગયું

— તને એ વાત કોણે કરી ? તારા સમજવામાં ભૂલચૂક તો નથી થઇ ને ?

૧— અરે ! હું આ સગી આંખે જોઈ આવ્યો છું, શેઠજીના વાગરા તરે તે કૂદાકૂદ કરે છે

— કદાચ એને ભૂખે ભૂખે કાગડાજ ધબકતુ હશે

— અરે પેટમાં બિલાડાં બોલતા હશે!

૧— બિચારા શેઠજીનો જીવ જાય છે અને તમને મશ્કરી સૂઝે છે

— તો પછી ઉંદરડીનો જીવ નહિ જતો હોય

— તો રાજવૈદને બોલાવવા હતા ને ? તે ઉપાય કરત

૧— બધા રાજવૈદને તેડવાની ના કહે છે.

— કેમ ?

૧— વૈદરાજ આવીને દવા ખવડાવે તો જગક મારે આમે ઉપવાસ ભાગવો પડે ને?
— મગ જેવડી નાનકડી ગોળાથી એવડો મોટો ઉપવાસ શી રીતે ભાગી જવાનો હતો?
૧— તમને નાસ્તિકને એ નહિ સમજાય
— ભલે અમારે સમજવુ પણ નથી પણ હવે ઉપાય?
૧— ઉપાય માટે જ તો હુ ભગના હજામને તેડવા જાઉં છુ
— વાહ! જેને માથા મુડતા તો આવડતુ નથી તે આવીને શુ કરશે?
૧— તે શેઠજીના ફાદમા બાકોરૂ પાડી ઉદરડીને બહાર કાઢશે
— બાકોરૂ પડાવતા પડાવતા તો શેઠજીનો જીવ નીકળી જશે
૧— પણ ઉંદરડીનો જીવ તો બચશેને? વળી ઉપવાસ પણ ભાગવો નહિ પડે
— વાહ! ફત્તેહ તમારા અહિસક ઉપાયની! જાતે પીડાવુ પણ બીજાને પીડા ન થવા દેવી ખરૂ ને?
૧— મજાક ના કર અહિસાના જોરે તો દુનિયાનુ રાજ ચાલે છે અહિંસા પરમો ધર્મ (આ બધા જાય છે ને નવા નગરજનો પ્રવેશે છે)
— તોબા, બાપા! આ વનિયાના તોફાનથી!
— એણે તો હવે માઝા મૂકી છે
— હવે તો ભના ભનાની ધીરજ ખૂટી છે
— આજે તો શીલગુણસૂરી મહારાજની પણ શરમ નહિ રાખુ
— હુ તો કોટવાળ સા'બને કહ્યા વિના નહિ રહુ.
— એ સાહેબ જરૂર એને સીધો કરશે
— સૂરી મહારાજ એને વારતા નહિ હોય?
— વારે મારૂ કપાળ! એમણેજ તો એને લાડ લડાવી લડાવી ફાવી મૂક્યો છે
— અહિંસાવાદી મુનિ એ હિંસારીને ઓથ આપી પાપમા પડે છે
— સાચેજ ગુરુજી દૂધ પાઇને સાપ ઉછેરે છે
— બિચારી ગડીગડ રૂપલી એક દિવસ દીકરા વિનાની થઇ જશે
૧— પણ કહો તો ખરા એણે શુ કર્યું છે?
— હજુ ખબર નથી? બરાબર પાધર વચ્ચે એણે કુતરૂ મારી નાખ્યું છે
૧— પણ તે તો હડખાયુ હતુ
— હડખાયુ હતુ એથી શુ તેનો જીવ લેવો?
૧— તો શુ ઘરમા તેડી પૂજા કરવી?
— પૂજા કરવાનુ કોણ કહે છે? મહાજન એને નદીપાર ઉતારી આવત એટલે બસ ન તો એને મારવુ પડત કે ન તો આપણે ડરવુ પડત
૧— ઉપાય તો ઠીક છે! તમારી બના પારકાને વળગાડવી હતી તમારા શાસ્ત્રો આવીજ શિખામણ આપે છે?
— તુ પણ વનરાજનો મળતિયો લાગે છે શાસ્ત્રમા લખ્યુ છે કે જે જીવને સજીવ કરી શકાતો નથી તેને મારવો ન જોઇએ

૧— એકને મારવાથી હજારોના જાન બચતા હોય તો પણ ?
— જો ભાઇ શાસ્તર સામે દલીલ ન કર. એ તો લખાણું તે વંચાણું.
— વનિયાની બહુ વાસ્ત તાણે છે તો બોલ કુતરું તો જાણે હડકાયું હતું પણ દુર્ગા-માતાનો પાડો ?
— તે દહાડે એને ચારે તરફથી ગોંધી એ ટોળકીએ કેટલો માર્યો હતો ?
૧— એ હરામખોર ખેડુતોના ખેતરોને ખેદાન મેદાન કરે તોય શું એને હાંકવો નહિ ?
— એ બિચારો લોકોનો માલ ખાય તેમાં એ વનિયાનું શું જાય છે ?
— કોની ગાય, કોનું ખાય, હાંકે તેનું નખ્ખોદ જાય.
૧— એ તો એ તમનેય એકવાર શિંગડે ચ્હડાવશે ને ત્યારે આવી કહેવતો બોલવી ભૂલી જશો. (બધા જાય છે ને બીજા નગરજનો પ્રવેશે છે.)
— દોડો ! દોડો ! સાપ ! સાપ !
— ક્યાં છે ? ક્યાં છે ?
— હમણાં જ પેલા જાળામાં પેસી ગયો.
— જુઓ, પેલો બેઠો ગુંચળું વળાઇને.
— અરે ! એતો અજગરરાજ જણાય છે.
— તો તો નમસ્તે નાગદેવ !
— અલ્યા કોઇ જાઓ પૂજાની સામગ્રી લઇ આવો. આપણે એની પૂજા કરીએ.

(વનરાજની ટોળીનો પ્રવેશ).

વ— કોની પૂજા કરવી છે ?
— નાગદેવની.
— ક્યાં છે તમારે! નાગદેવ ?
— એ રહ્યો ?
વ— અરે ખસો ! ખસો ! એ તો ફેણિયો સાપ છે. કોઇને કરડશે.
— નાગદેવ તે વળી કરડતા હશે.
— નહિ કરડતા હોય તો જાવ પાસે ને બેસી પડો.
— વનિયા વચ્ચે ના પડ. અમારે એની પૂજા કરવી છે.
વ— નહિ ખસું મારે પણ પૂજા કરવી છે.
— તું વળી ક્યારથી પૂજા કરતાં શીખ્યો ?
વ— આ ડાંગ પકડી ત્યારથી. ચાલો દોસ્તો ઉપાડો ડાંગ !
— હાં ! હાં ! વનિયા નાગદેવ રૂઠશે તો નગરની લખમી ચોરાઇ જશે.
વ— નગરની લખમી બાકી રહી છે ખરીને ? ખસો ! ખસો ! સાપની પૂજા તો લાકડીથી જ હોય દૂધથી નહિ.
— હિંસા ! હિંસા ! બચાવો ! બચાવો !
અ— વચ્ચે પડશો તો હરામખોર નાસી જશે.
વ— તે પારકાઓનું દૂધ પી પી માતેલો નાગદેવ મારા હાથની પૂજા પામ્યા વિના રહી જશે. ( પડદો પડે છે. )

## દૃશ્ય—૧ લું

પાત્રો : વિદ્યાર્થીઓ                    સમય : સૂર્યોદય.
                                        સ્થળ : પાઠશાળા.

— ચાપા ! ગધો કેમ બેસતો નથી ?

ચા— બેસવા કરું તોય બેસાતું નથી. આ પોથાઓ અને થોથાઓ મને ઠરડવા ધાય છે.

— તો પછી શાળામાં આવ્યા જ શા માટે ?

ચા— વાણોતરો ટાંગાટોળી કરી ઉચકી લાવ્યા છે એટલે જ તો...

— નહિ તો ક્યાં જવું હતું ?

ચા— જવું હતું જ્યાં રોજ જાઉં છું ત્યાં વનુભાની જોડે રખડવા.

— ચાપા ! તારા વનુભાની ટોળીમાં કોણ કોણ છે ?

ચા— ઘણાય લોકો છે. નગર બહાર જઈ જોશો તો જણાશે ગામડાંના ગામડાં એ ટોળીમાં ભળી ગયાં છે. બધા વનુભાને દેવતાનો અવતાર માને છે.

— ગામડામાં તો ઘરડાઓ હશે, મોટેરાઓ હશે, સ્ત્રીઓ હશે એ બધાય એના પર શું જોઈ વારી જતા હશે ?

ચા— ભાયા ! વનુભાનો પ્રભાવ જ એવો છે કે બધાને એને પગે પડવા મન થાય છે.

— ચાપા, તમે રોજ રોજ વગડામાં ક્યાં જાઓ છો ?

ચા— અમે જઈએ છીએ જ્યાં કોયલો કિલકાર કરતી હોય છે તેવા આંબાવાડીએ. જ્યાં ગાયબકરાં ચરતાં ફરતાં હોય તેવા ગોચરે અને જ્યાં જળકૂકડીઓ ન્હાતી તરતી હોય તેવા સરોવરે

— ત્યાં જઈ તમે શું શું કરો છો ?

ચા— નદીઓમાં ન્હાઈએ છીએ, ડુંગરે પર દોડીએ છીએ અને વડવાઈઓમાં ઝૂલા ખાઈએ છીએ.

— રમતાં રમતાં ભૂખ લાગે ત્યારે ?

ચા— વગડાવનમાં ખાવા પીવાનો તોટો નથી

— ના, તોટો નથી ! કારણ તારા માટે ત્યાં પકવાનના પોટલા મૂકી રાખ્યા હશે ને !

ચા— તેં વેલાઓ પરની પાકેલી દ્રાખ ચાખી છે ?

— ના

ચા— તેં પાકેલી આંખવાળાં સીતાફળ ખાધાં છે ?

— ના

ચા— તેં લાલ લાલ આમલી, પીળાં પીળાં રાયણાં અને કાળાં કાળાં જાંબુડાં જોયાં છે ?

— ના.

ચા— તો સાંભળ, એ બધા આગળ પાંચે પકવાન પણ નકામાં છે.

— એ બધું તો ઠીક. પણ આવી પીપરડી રમતાં એકાદી ડાળ ભાંગી જાય તો ?

ચાં — એમાં શું ? સ્હડે તે પડે પણ અરે વનુભા તો કહે છે કે પર્વતના બેડોળ પથ્થર નદી ધારે અથડાઇ પછડાઇને જ ધારદાર ને સુડોલ બને છે.
— પણ લોહી નીકળે કે હાડકું ભાંગે તે પર મલમપટા તો કરવા જોઇએને ?
ચાં — તો વનમાં લેપ માટે ભાજીપાલા અને ઘમાગ માટે જડીબુટ્ટીઓ તૈયારજ હોય છે.
— પણ એમને વાપરતાં કે ઓળખતાં તો શીખવું જોઇએ ને ? તે કોણ શિખવે છે ?
ચા — એ બધું આપમેળેજ શીખી જવાય છે.
— કેવી રીતે ?
ચાં — માછલીઓને કોઇ તરતાં શિખવે છે ?
— ના.
ચાં — ચકલીઓને કોઇ ચણતાં શિખવે છે ?
— ના.
ચાં — વાછરડાંઓને કોઇ ચરતાં શિખવે છે ? પંખીઓને કોઇ ઊડતાં શિખવે છે ?
— ના. ના. ના.
ચાં — તો પછી ભાણગ જેવા માણસનેજ શા માટે બધું શિખવવુ પડે ? આપણને બધુંએ આપણી મેળે શીખી લેતાં નહિ આવડે ?
— વાહ ! વાહ ! તેં તો અમને બોલમાં ને બોલમાં બગબગ બાંધી લીધા. અમે તો જાણતા હતા કે ચાંપો એટલે ઠોઠ નિશાળિઓ, પણ તું તો મોટો વકીલ થઇ ગયો લાગે છે.
ચાં — પુસ્તકિયા વિદ્યામાં હું ઠોઠ હઇશ પણ પોથીઓના પાનાની બહાર તો ઘણું ઘણું શીખવાનું છે તેમાં હું ઠોઠ નથી તો ; વળી વનુભા જેવા ગુરુ મળે તો તો વંચરો પણ વિદ્વાન થઈ જાય છે
— એવા વનુભાને લોકો 'વંઠેલો વનિયો' શા માટે કહેતા હશે ?
ચાં — ચુપ ! ચુપ ! જોતો નથી રૂપાબા આવે છે.
— કોણ, વનુભાની માતા !
— હા ! હા ! તેજ કેવુ સરસ ભજન ગાતાં ગાતા આવે છે !

(ભજન ગાતી રૂપસુંદરીનો પ્રવેશ).

આવું ચરણ તમારે દેવા ! આવું શરણ તમારે,
પ્રેમળ સરિતા મારે તારે કરુણા ઝરણ કિનારે.
માથે અંધારાં ઘનઘેર્યાં પથમાં કંકર કાંટા,
માથે કોઇ ન પરિજન ત્યાગ પથ ભૂલી દઉં આંટા—દેવા૦
ફૂલ મળીયાં ના ફૂલ પાંખડીયાં વેરણ ખેરણ લાવું,
આન્નનમાં રડતી આંખડીયાં ડરતી ડરતી આવું—દેવા૦
વા વાયા ને વાદળ દોડ્યાં ડોલત નૈયા મારી,
પ્રભુ નામે સઘળા સઢ છોડ્યા લેજો પાર ઉતારી—દેવા૦

(ગીતાન્તે)

સર્વે— પધારો માતાજી; પ્રણામ.

રૂ— કુશળ રહો બેટા.

— બા, તમે આ તરફ ક્યાંથી ?

રૂ— મંદિરેથી દર્શન કરી પાછાં ફરતાં હું પંડિતજીને મળવા આવી છું. હજુ પંડિતજી નથી આવ્યા ?

— ના બા, નથી આવ્યા. હમણાં આવી પહોંચશે. આવવાનો વખત થઇ ગયો છે

રૂ— બેટા ! પંડિતજી હાજર ન હોય ત્યારે ખુબ ગડબડ કરતા લાગો છો; આ કરતાં ભજન કીર્તન કરી મન પ્રફુલ્લ કરતા હો તો ?

— બા ! આ પાઠશાળામાં ગાનતાનની મનાઇ છે.

— અહીં તો દહાડો બધી વાંચવાનું, લખવાનું, ગણવાનું ને ગોખવાનું.

રૂ— તમારા ગુરુજી તમને વાર્તા ઉખાણાં પણ નથી કહેતા ?

— ના. બા. ગુરુજી તો કહે છે. વાર્તાઓ વાતોડિયાઓ માટે છે. ભજનો ડોમાડોસીઓ માટે છે ને ઉખાણાંઓ છોકરીઓ માટે છે. વિદ્યાર્થીઓએ એનાથી આઘે રહેવું જોઇએ. ભણેસરીઓએ તો વેદ વાંચવા જોઇએ, આગમ ભણવાં જોઇએ. ગણિતના કોયડાઓ ઉકેલવા જોઇએ

રૂ— (સ્વગત) મારો વનરાજ આવી વેદિયા પાઠશાળાથી આઘો રહ્યો છે તે ઠીકજ થયું છે.

(સોમેશ્વર પંડિતનો પ્રવેશ)

રૂ— નમસ્તે પંડિતજી.

પં— અરે ! રૂપાં બ્હેન !

રૂ— હાં હું જ, તમે મને મળવા તેડી હતીને ?

પં— હા ! ઠીક, યાદ આવ્યું. શિષ્યો તમે કાલવાળો શ્લોક ગોખવા માંડો. હું રૂપાંબ્હેન જોડે થોડીક વાતો કરી લઉં. (બન્ને જાય છે.)

વિદ્યાર્થીઓ ગોખે છે.

ભણે ગણે તે નામું લખે,
વગર ભણેલો જે તે બકે.
ભણે ગણે તે પંડિત થાય,
લોકોમાં પંડિત પૂજાય. (પડદો પડે છે.)




રહેવા તથા જમવા માટે ઉત્તમ સ્થાન

જોશી હિંદુ લૉજ

ટે.નં.૨૩૩૯૯. ટે.એ.જોશીલૉજ



ઠે. ઝવેરી બજાર, મુળજી જેઠા મારકેટ સામે મુંબઈ

## દૃશ્ય—૨જુ

પાત્રો : વનરાજ, શ્રીદેવી, અણહીલ

સમય : ૧લા દૃશ્યનો
સ્થળ : ભાગોળ

વ— અણહીલ ! ચાંપો કેમ જણાતો નથી ?
અ— ક્યાંથી જણાય, એ તો પાઠશાળાએ ગયો છે.
વ— એમ ! ! ભલી આજે પાછી પાઠશાળા યાદ આવી ગઇ !
અ— એ આપમેળે નથી ગયો. એને બળજબરી કરી પકડી ગયા છે.
શ્રી— કોણે બળજબરી કરી?
અ — વાણોતરોએ.
વ— એમનું શું ગજું કે ચાંપા પર બળજબરી કરે ?
અ— એ બિચારા શું કરે ? એ તો ચિઠ્ઠીના ચાકર. શેઠાણીનો હુકમ હતો કે ચાંપાને ટાંગાટોળી કરી પકડી લઇ જાવ
વ— હીરાશેઠ ઘેરે ન હતા ?
અ— તે બ્હારગામ ઉઘરાણી ગયા છે.
શ્રી— કાકાની ગેરહાજરીમાં પેલો સોમેશ્વર પંડિત જરૂર કાકીને ભમાવી ગયો હશે.
વ— અણહીલ તું વચ્ચે ન પડયો ?
અ— વિચાર તો હતો પણ કાકીએ મને ઉધડો લીધો "જા, જા, રબારી ! ઘરે જા ! ઘેટાંબકરાં ચરાવવાના મૂકી મોટાઓની વાતમા વચ્ચે ના પડ. ધોબીનો કુતરો નહિ ઘરનો ર્‌હેશે કે નહિ ઘાટનો."
શ્રી— ભાઇ અણહીલ ! ખોટું તો લાગ્યું નથીને ? કાકી મૂળે તો માયાળુ ને ભલાં છે. આપણા બધા ઉપર તે વારી વારી જાય છે. હમણા હમણાં પેલા વેદિયા પંડિતે એના કાન ભંભેર્યા છે એટલેજ આજકાલ ચ્હીડાએલાં રહે છે.
અ— નારે બ્હેન ! મને શીદને માઠું લાગે ? હુ કાકીને ક્યાં નથી ઓળખતો ? ચાંપાની જોડે જોડે કેટલીય વાર હુ એના હાથનાં પકવાનપૂરી ખાઇ આવ્યો છું.
શ્રી— વનુભા ! કાકી તો કહે કે "મારો ચાંપો તો દેશનો દીવાન થવાનો છે એને ભણ્યા ગણ્યા વિના નહિ ચાલે."
વ— શ્રીદેવી, તો તું કાકીને કહી આવજે કે જે ભણતર વગર દેશના રાજાને ચાલશે તે ભણતર પાછળ દેશના દીવાનને દીવાના થવાની જરૂર નથી. એ પંડિત સોમેશ્વર કોણ છે ?
શ્રી— કહે છે કે કાશીનો પંડિત છે અને વેદોનો જાણકાર છે.
વ— એથી જ તે બધાને વેદિયા કરવા માગતો હશે. આપણે ચાંપાને વેદિયો ને પંડિતાઇનું પૂછડું નથી થવા દેવો.
શ્રી— વનુભા ! કહે છે કે પંડિતોને વિદ્યાની ત્રીજી આંખ ઊઘડે છે.

વ— કદાચ ઊઘડતી હશે પણ તે જોડ ભગવાને આપેલી બે આંખો આધગી થાય છે.

અ— હોય નહિ એ પંડિતને તો ગોખવા જેવડી આંખો છે.

વ— છે, પણ તેમાં સ્વાર્થના વિકારના મોતીઆ ફરી વળ્યા છે તે દેશને ભૂલી ગયો છે, તે દેશ બાંધવોને ભૂલી ગયો છે, તેને દેશના ઝૂંપડામાં જ ગંદકી પણ જણાય છે, દેશના ગામડામાં ગંદકી દેખાય છે. તેનું ખોળિયું આપણી વચ્ચે છે પણ આત્મા ગઇ ગુજરીમાં ભૂતકાળમાં વસે છે.

શ્રી— એવા પંડિતની પાઠશાળામાં બિચારો ચાપાનો જીવ ગભરાતો હશે

અ— ચાપોને વનુભાઈ આપણે એને છોડાવી લાવીએ

શ્રી— ચાપો આવશે ?

અ— નહિ કેમ આવે ?

શ્રી— ચાપો હજુ કાદવના કાચા ઘડા જેવો જ છે

વ— એટલે જ તો એને સ્નવગડાના વાયરે સૂકવી સૂકવી અને ઉઘાડા આકાશના તડકે બાળી બાળી પાકો કરવાનો છે

અ— હું તો માનું છું કે ચાપો આપણને જોતા જ કોઇનો ઝાલ્યો નહિ રહે

શ્રી— પંડિતજી એનું કાંડું પકડી લેશે તો?

અ— તો તે 'પંડિતનું પૂછડું' પણ જોડે જોડે તણાઇ આવશે અમાના વગડામાં વંટોળ ચ્હડે છે ત્યારે તેની સામે થનારાઓ પણ ચક્કરે ચ્હડે છે, ઝાડો ડોલવા લાગે છે, પાંદડા ઊડવા લાગે છે, ને ધૂળની આંધિ ચ્હડે છે

વ— આપણે પણ પંડિત અને તેની પાઠશાળાની એજ દશા કરશું બધાય વિદ્યાર્થીઓને સાથે તેડી લાવશું

શ્રી— વનુભાઈ બહુ તોફાન કરશું તો બા અને મામાજીને ખોટું નહિ લાગે ?

વ— ચાપવી એટલામાં જ ડરી ગઇ રૂપામા સમજુ છે અને સમજુ માતાઓને બાળકો ચુપચાપ બેસી રહે તે કરતા ધિંગામસ્તી કરે તે વધારે ગમે છે.

અ— અને બ્હારવટે ચ્હડેલા મામાને તો આપણે જેટલા વધારે તોફાનો કરશું તેટલું વધારે ગમશે

વ— જે વડીલો બાળકોને ઘરમા ગોંધી રાખે છે, તે ઉગતા અંકુરને અટકાવી રાખવાના પાપમા પડે છે

અ— અમારા ગામડામા કોઇ કોઇને ગોંધી રાખતું નથી, જેને જ્યા રુચે છે, ત્યા ફરે છે. વળી ડુંગરોમા નદી ઝરણા બાંધ્યા રહેતા નથી, ઝાડોમા પંખીઓ સંતાઇ રહેતા નથી, ને નેસડાઓમા ઢોરઢાખર રોકયા રહેતા નથી તો પછી માણસ જેવા માણસે શા માટે રોકયા રોકાવું જોઇએ?

શ્રી— ચાર દિવાલોના ઓરડાઓમા ચીટકી બેસનારા નગરજનોએ એ બધુ આપણા જેવું જોયું હોય તો ને ?

વ— નહિ જોયું હોય તો આપણે તેમને બતાવશું; કારણ પરાધીન દેશ માટે વેદિયા પાઠશાળાઓ નકામી છે. આપણને તો વાઘવરૂની દોસ્તીની જરૂર છે. જંગલો વગર એવાં ભાઈબંધો બીજે ક્યાંથી મળશે ?

શ્રી— વનુભા ! તમે જો નગરની નિશાળના છોકરાઓને જંગલની નિશાળમાં લઈ જશો તો પછી હું ય પાછી નહિ પડું. નગરની એકેએક છોકરીને હું તે નિશાળમાં ધમડી લાવીશ.

વ— બ્હેન, તારા મ્હોંમાં સાકર. ત્યારેજ સ્ત્રીઓ પણ નિર્ભય બનશે, અબળા મટી પ્રબળા થશે.

અ— તો ચાલો હવે ચાપાભાઈનો જીવ ગભરાતો હશે.

વ— હા ચાલો એ ઝેરી આબોહવામાંથી આપણે બધાને છોડવી લાવીએ.

(પડદો પડે છે.)

## દૃશ્ય ૩ જું

પાત્રો : ૧લા દૃશ્યનાં — સમય : પાછલા દૃશ્ય પછીનો

સ્થળ : ૧લા દૃશ્યનું

(પડદો ઉપડે છે ત્યારે વિદ્યાર્થીઓ ગાયત્રી ભણતા હોય છે.)

ॐ ! भू र्भुव. स्वः । तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमही ।
धीयो यो नः प्रचोदयात् ॥

(ગોખણ ચાલુજ રહે છે, એવામાં વનગજની ટોળી આવતી દેખાય છે એટલે તેમાં વિક્ષેપ પડે છે.)

— ચાપા ! તારા વનુભા આવે છે.

ચાં— હા, આવે છે વગડાવનનો સિંહ આવે છે

— સાથે કોણ શ્રીદેવી, નહિ ?

ચાં— હા, શ્રીદેવી જ. વાદળની બ્હેન વીજળી

— અને પછવાડી કોણ, અણુકીચર ?

ચાં— હા તેજ. વનુભાનો પડછાયો, રાજારામનો હનુમાન

— વાહ, ચાંપા, વાહ ! તું તો કવિ થઈ ગયો લાગે છે

ચા— વનુભાની ઓથમાં તો મરેલાં મડદાંઓને પણ વાચા ફૂટે છે.

— ગાંડા જેવી વાત ન કર, એવું તે બનતું હશે ?

— કેમ નહિ બને ? તું સંત મહંતોના પરચાની વાત ભૂલી ગયો ? મહાત્માઓના સ્પર્શથી ઠુંઠા ઝાડોને પણ અંકુરો ફૂટે છે.

(વનગજમંડળનો પ્રવેશ.)

વ— વાહ પોપટિયા પંડિતો ગોખાવેલું ગોખે તો છે બરાબર. એનો અર્થ કેટલાને આવડતો હશે ?

અ— વનુભાઇ, નાકમાંથી અવાજ કાઢી કાઢી એ બધા શું બોલે છે?

વ— એઓ સૂરજદેવતાને બોલાવી રહ્યા છે

અ— હા હા હા!!! સૂરજ બાપો એમના જેવો ગાંડો ખરોને કે આવા અધાગિયા ધુંધલિઆમાં આવે.

શ્રી— ચાપાભાઇ! વનુભા તને તેડવા આવ્યા છે. વાહ મોરો ભણેશરી ન જોયો હોય તે પગ પર પગ ચ્હડાવી ભણવા બેસી ગયો છે!

અ— ચાંપા શેઠ! મંતરજંતર કરી કરી ફુલાવશો ફુલાવશો તો સૂરજદેવ મોટો થઇ જશે. બાકી અમારે ઢોર તો એ વગર બોલાવ્યો દોડતો દોડતો આવે છે. સૂરજનારાજ દરશન કરવા હોય તો ચાલો ત્યાં ત્યાં એ ડુંગરાની તળેટીમાં માંકડાના જેવો ગેલ કરે છે ને તળાવડીના પાણીમાં પોયણાની પાખડીઓના જેમ નૃત્ય કરે છે

ચા— બસ, અણુદીવ, બસ, ચાલ! આવવા તૈયાર છું

[પંડિતજી પ્રવેશે છે]

પં— ક્યાં જાય છે ચાપલા! જોઇ આ સોટી.

અ— પંડિતજી એ સોટી શું કામ રાખી છે? અમે ઢોર ચારવા જઇએ છીએ ત્યાંય સોટી નથી રાખતા એક નાનકડી વાંસળીથી જ અમારું કામ સરે છે અને તમને સોટી રાખવી પડે છે?

પં— મૂરખ ગામડીઆ! તને ખબર છે સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે ધમધમ

વ— પંડિતજી એ રીતે ધમધમ કરતી આવેલી વિદ્યા ધમધમ કરતી નાસી જાય છે

પં— કાળા અક્ષરને તો કુટી માર્યા છે ને વાત કરે છે મોટા વાચસ્પતિની.

શ્રી— પંડિતજી સાચે જ અમારા વનુભા વાચસ્પતિ છે. ભણી ગણીને તો સઘળાય વાચસ્પતિ થાય છે પણ વગર ભણ્યે વાચસ્પતિ થવામાં મોટાઇ છે.

વ— પંડિતજી અમે કંઇ તમારી સાથે વાદવિવાદ ચલાવવા નથી આવ્યા. અમારે તો ચાપાને તેડી જવો છે. ચાલ, ચાપા!

પં— લઇ જાવને આખી નિશાળ! નથી તમારે ભણવું કે કોઇને ભણવા દેવું.

શ્રી— પંડિતજી ગુસ્સામાં ને ગુસ્સામાં ગમે તેમ બોલશો તો પાછળથી પસ્તાશો.

અ— અનળે વ્હેણે ને વાએ હોડીઓ હાંકનારા જ્યારે ત્યારે પસ્તાયજ છે.

વ— પંડિતજી તમારી ઇચ્છા છે તો પછી અમે આખી નિશાળને જ તેડી જશું. ચાપા! પૂછ તારા ભાઇબંધોને કોને કોને આવવું છે?

ચા— તારે આવવું છે?

— નારે ભાઇ! મારી મા જાણે તો મને મારી નાખે

ચા— તારે?

— આવવાની મરજી તો થાય છે પણ પછીથી પિતાજી ઘરમાં પણ નહિ પેસવા દે, તેનું શું?

ચાં— તું?

— મન તો કહે છે દોડી જા પણ અંડો કહે છે કે પરિણામે મારે દાદાના હાથે ઓખરો નથી થવું.

અ— ઓ બાપ! આ શહેરી લોકો આવા મારકણા?

શ્રી— નબળા લોકો કાતો બૈરી પર નહિતો બાળકો પરજ શૂરા હોય છે.

અ— એ લોકો વગડાના બાળકોને જુએ તો તેમની આંખ ફાટી જાય. મારી બાઈ વ્હાલીઓ આખા સીમાડામાં ભમે છે, અને કાના ભગતનો દાનિઓ વાઘવાઘેડિઆ જોડે રમે છે. છોકરાં છુટથી હરેફરે નહિ તો એમનો બો ક્યારે ભાગે?

વ— પણ એ લોકોને ક્યાં બો ભાગવો છે.? એમને તો આખી દુનિઅનો બો કાયમ રાખવો છે. એમણે તો ઘરખૂણામાં પેસી કીડીમકોડીથીય ડરવું છે. ને ઘરનાજ આણિયાના ઘબકારે પણ ધ્રૂજવું છે.

અ— શ્હેરની પ્રજા આવી બાયલી!

વ— એ પરતાપ આની પાઠશાળાઓના ભણતરનાજ છે. એ ભણતરે દેશને બાપડના જેવા બરડ અને કાગળના જેવા પોચા કરી દીધા છે.

અ— સરકાર પણ આ સામે આંખમિંચામણાં કરે છે?

વ— એ પરદેશી સરકાર તો ભાવતું હતું ને વૈદે કહ્યું હોઈની તેમ કહે છે. "તમારા ધરમ કરમમાં અમે વચ્ચે નહિ પડીએ.

અ— આ લોકેથી તો અમારા જંગલના સસલાં બિલાડાં પણ સારાં. જીવ પર આવે ત્યારે તે ભલા ભલા કુતરઓની સામે થાય છે.

શ્રી— ગામડાઓના પાણીજ શૂરતનવાળાં છે.

વ— ગામડાઓ તો વીરોની ખાણ છે. એ લોકો જ સ્વરાજ જીતવાના છે.

પં— (જનાન્તિકે) આ છોકરો ગામડાઓને ઠીક ભંભેરી રહ્યો લાગે છે. મારે ભૂરુડ મહારાજના કોટવાળને કહેવું પડશે

શ્રી— ચાલ ચાપા! ગુરુજીની સોટી જોઇ ડરી ગયો? આ નિશાળમાં કલાકેક બેઠો હશે તેટલામાં તો નરમઘેંસ જેવો થઇ ગયો છે.

વ— આ વેદિયા નિશાળોની આબોહવાજ ઝેરી છે. ચાલો આપણેય ચાલતા થઇએ. નહિ તો એના ઝેરનું ઘેન ચ્હડશે

ચાં— ચાલો, વનુભા! મારા ભાઇબંધો પણ આવવા તૈયાર છે.

પં— (જનાન્તિકે) વાત વિફરતી લાગે છે આવું આગળથી જાણ્યું હોત તો એ ચાપલાને પકડી ન મંગાવત. (પ્રકટ) મારી કેટલા દિવસની મ્હેનત તમે ધૂળમાં મેળવો છો?

શ્રી— ગુરુજી, હવામાં ગાડાં હાંકરનારની ફજેતી થાય જ છે. અમે શું કરીએ?

વ— ચાલો! કઇ તરફ જઈશું?

અ— મારા નેમડા ભણી.

— ત્યાં શું શું જોવા મળશે?

અ— તળાવોમાં તરતાં કમળ.
આ— નદીઓમાં ન્હાતી માછલી
ઓ— આંબલિયામાં ટહૂકતી કોયલો.
વ— અત્યુદીલ ચાલતાં ચાલતા એમને પેલું ગીત શીખવાડતો જા.

— ગીત —

હારે હવે ચાલોરે ગામડાને વાસે
રે નેસડાની પાસે
જ્યા છોકરાં ખેલ્યાં કરે.
ખેલ્યાં કરે રે ના એ ડરે, છોકરાં ખેલ્યાં કરે.
હાંરે હવે ચાલોરે વગડાની પાળે
રે ઝાડવાની ડાળે
જ્યા વાંદરાં કુદયાં કરે
કુદયા કરે રે ના એ ડરે, વાંદરાં કુદયાં કરે.
હારે હવે ચાલોરે ડુંગરાને ડહેરે
રે કોતરોની કોરે
જ્યાં નિર્ઝરા રેલ્યા કરે.
રેલ્યા કરે રે ના એ ડરે, નિર્ઝરા રેલ્યા કરે.
હાંરે હવે ચાલોરે આભલાંને આરે
રે વાદળાંની ધારે
જ્યાં વાયરા વાયા કરે.
વાયા કરે રે ના એ ડરે, વાયરા વાયા કરે

(પ્રસ્થાન)

પં— હિંમા ! હિંમા ! આ છોકરો જરૂર હિંસાની હોળી જગાવશે. મોલંકીઓના અમલમાં દેશ કેવો ઠાળે પડયો છે ? આ મૂર્ખ એને ગુલામી કહે છે. હિંસાના એ છોડને ઉગતાં જ ડહામવો જોઇએ. આજેજ હું થાણદાર પાસે જઇશ ને રાવ દૂંકરીશ. થાણદાર ખુશ થઇ પાઠશાળાનું સાલિયાણું પણ વધારી આપશે.

(પડદો પડે છે).

## દૃશ્ય —૪ થું

પાત્રો : પુરની બાળાઓ  સમય : અષાડી મેવલાની સવાર
સ્થળ : નદીકાંઠો

—હાશ ! કેટલે મહિને નદીમાં ન્હાવા મળ્યું !
—નદી તે નદી, ઘરમાં રોજ રોજ તાંબાકુંડી ભરી ન્હાઇએ છીએ છતાં જીવને આટલો કરાર વળતો નથી.

— નદીમાં તો પહેલી ડુબકીએ જ ટાઢક વળે છે.
— અરે નદી ઉપરથી આવતી હવા અડે છે એટલે જ શરીરને આરામ લાગે છે.
— આપણને જો તરતાં આવડતું હોત તો કેવી મઝા આવત?
— હું તો તરતી તરતી આ પારથી તે પાર કર્યા કરત.
— હું તો તરીને પેલા પાતાળઘર લગી પહોંચી જાત અને ગોળના કરંડીયા તેની વચ્ચોવચ્ચ ડુબાડત.
— હું પાણીની સપાટી પર કમળના વેલા નાચ્યા કરે છે તેમ નાચ્યા કરત.
— કહે છે કે પેલી લાખાશેઠની શ્રીદેવીને તરતાં સરસ આવડે છે.
— એને તો શું નથી આવડતું? એ છે તો છોકરી પણ ભલા ભલા છોકરાને પાણી ભરાવે તેવી છે.
— એટલે જ તો એ જાણ્યા અજાણ્યા છોકરાઓ જોડે રખડ રખડ કરે છે, નથી શરમાતી કે નથી ગભરાતી.
— એને તો છોકરીઓ જોડે ફરવામાં ન્હાનમ લાગે છે.
— એમાં શ્રીદેવીનો દોષ નથી, આપણું જ નાકનું ટેરવું ઉંચું છે; આપણે જ એને વંઠેલી કહીએ છીએ, અને એનાથી નાસતા ફરીએ છીએ.
— નાસતાં ન ફરીએ તો શું કરીએ? એ તો કહે છે કે સ્ત્રીઓએ પણ મરદો પેઠે મરદ થવું જોઇએ, આપણાથી એ થાય?
— સ્ત્રીઓને તો રાંધતાં આવડે, ઘરેણાંગાંઠાં પહેરતાં આવડે, અને ધણીઓને રાજી રાખતાં આવડે, એટલે બસ.
— પણ એ તો કહે છે, કે સ્ત્રીઓએ પુરુષની પ્રેરણા થવું જોઇએ.
— અરે એતો એમ પણ કહે છે, કે જરૂર પડે તો સ્ત્રીઓએ રણચંડી પણ થવું જોઇએ.
— વાહ! આપણે જ તલવાર ફેરવીશું તો મરદો શું કાચરી પહેરશે?
— લખોપતિ માબાપે એકની એક છોકરીને લાડ લડાવી લડાવી ફટવી મૂકી છે. એટલે એ તો ગમે તે કરે છે તે પોષાય છે આપણાથી તે ન થાય?
— એ તો માતેલી કલુડી જેવી ફાટી ફાટી ફરે છે, અને કોઇ કંઇ કહેવા જાય તો શિંગડાં બતાવે છે.
— માત્ર પેલા વનિયા જોડે એ ગરીબ ગાય જેવી થઇ જાય છે.
— નાનપણથી બંને એક જ ફળિયામાં મોટાં થયાં છે એટલે એકમેક શું હળીમળી ગયાં છે.
— કહે છે કે બંનેને એકમેક વગર ચ્હેન પડતું નથી.
— એતો કવિઓ કહી ગયા છે ને ઉષા વિના અરૂણ પાંગળો અને અરૂણ વિનાની ઉષા આંધળી.
— લાખાશેઠ શ્રીદેવીને પરણાવી દેશે તો શું થશે?

— અરે એતો પરણવાની જ ના પાડે છે.
— કેમ
— એ કહે છે કે મારા વનુભાઇ પરણશે ત્યારપછી તેને ભાભીને હવાલે સોંપી હું પરણીશ.
— ભાઇબ્હેનનો સ્નેહ અદ્‌ભૂત છે.
— અરે જુઓ જુઓ શ્રીદેવી આવે છે!
— એ અહીં ક્યાથી?
— વનદેવી જેવી એ વનમા ન હોય તો બીજે ક્યાં હોય?
— કેવી ગાતી, નાચતી ને કલ્લોલ કરતી એ આવે છે!
— જાણે આંબલીઆની કોયલ નાચે છે!
— એના પગ તો જાણે ધરતીને અડતા પણ નથી.
— એનું ઓઢણુ તો જો, જાણે પવન સાથે ગેલ કરે છે!
— અને આંગળા, જાણે પોયણાની પાદડીઓ હાલી રહી છે!
— અરે હિમાલયમાથી જાણે કે ગંગા ઉતરી રહી છે!

(ગાતી ને નાચતી શ્રીદેવી આવે છે.)

ગીત.

નદી ચંચલ,
ગિરિ અંચલ ને જંગલનાં જલ
વનભરી ઝારી છળત ઢળત ખલખલ,
ખલલ ખલલ ખલપલ.
ગગનની ગોદર, ડુંગરને ઘર
હતી એ દુલારી
કમલ-ધવલ, દુધમલ,
અમલ, વિમલ, નિરમલ.
ત્યાં થકી ઊછલત, બંધન તૂટત;
મુકત વિહારી મલકમલક છલછલ,
ઉલટપલટ પલપલ.
કંપિત કુંતલ, કુંડલ, કંચુકી;
મદભરી નારી કેવત, કૂજત કલકલ,
કેલલ, કલલ, કલકલ.
નદી ચંચલ.

— સાધુ! સાધુ! સાધુ!
— શો સુંદર નાચ!
શ્રી— અરે! મધુ! માલતી! મલ્લિકા! તમે બધીઓ અહીં ક્યાંથી?

— કેમ નદીકાંઠાનો તેં કંઇ ઇજારો રાખ્યો છે ?

શ્રી— ના એમ તો નથી, પણ તમને સ્હવારના પ્હોરમાં આટલે આઘે જંગલમા આવતા ડર ના લાગ્યો ? તમારી માબ્હેને અટકાવ્યાં પણ નહિ ?

— વરસભરમાં આજનો દિવસ દરેક છોકરીઓને નદીએ આવવાની છુટ છે, તે ભુલી ગઇ ?

શ્રી— હં ! હવે સમજી, તમે ગૌર્ય ડુબાવવા આવ્યાં હશો.

— શ્રીદેવી તું તો ઓખ્ખાસ ગૌરામાં આવી જ નહિ ?

શ્રી— આ વગડાની ગૌરામાંથી નવરી થાઉં તો આવું ને ?

— વગડાની ગૌરામાં એવું તે કયું જાદુ છે કે તેણે તને એંથી રાખી હતી ?

શ્રી— બ્હેનો ! જુઓ આ વગડાની ગૌરા. તમે નાનકડા કરડિઆમા જવારા વાવો છો અહીં ખેતરોના ખેતરો લીલા જવારાથી હસી રહ્યા છે.

— પણ અહીં ગૌરીમા પાર્વતીનું મંદિર ક્યા છે ?

શ્રી— પાર્વતી એટલે પર્વતની દીકરી વનસ્પતિ, અહીં જ્યા જ્યાં નજર નાખું છું ત્યા ત્યાં એ પર્વતોની પાર્વતી શોભા લીલુડી સાડીઓ ઓઢી દર્શન દે છે.

— અને માતા રન્નાદેવ ?

શ્રી— તે પણ અહીં હાજરાહજુર છે. પૂરવની ધારે સૂરજદેવ કોર કાઢે છે ત્યારે રન્નાદેવ-સાવિત્રીમાતા ખેતરે ખેતરે ફરવા નીકળે છે.

— ક્યાં છે માતાજી, અમને તો નથી દેખાતાં ?

શ્રી— એને ઓળખવાની આંખ બધા પાસે નથી હોતી. થોડો વખત મારી જોડે રહો તો તમને સાવિત્રીમાતા રન્નાદેવના ઠેરઠેર દર્શન થશે. સાંજ સ્હવારે પંખીઓ, નદીઓ, ને ડુંગરો ગરબે ગરબે એની આરતી ઉતારે છે.

— એ ગરબો અમને શીખવીશ ?

— કોની ના છે ?

— પણ અમને એવા નવા ઢાળનો ગરબો આવડશે ?

— જુઓ તો ખરાં, હું ગાઉં છું ને તમે ઝીલજો.

( ગરબો )

વાદળના ઓરડાની તેડે રન્નાદેવ ! દેખા દિઓ રે.
ગૌરી કુંવારકાઓ તેડે રન્નાદેવ ! દેખા દિઓરે.
મઘમઘતી વાડીઓમાં ફુલબાળા તેડતી
આવો તો ફૂલડે વધાવું રન્નાદેવ !૦
લીલમડી ઝાડીઓમાં વનબાળા તેડતી
આવો તો પાંદડે વધાવું રન્નાદેવ !૦
હરિયાળા ખેતરોમાં અન્નબાળા તેડતી
આવો તો ડાંગરે વધાવું રન્નાદેવ !૦

નદીઓની ઑંદરોમા જલબાળા તેડતી
આવો તો શીકરે વધાવું અન્નદેવ !૦
પંખીના ડાયરામા શુકબાળા તેડતી
આવો તો ગીતડે વધાવુ અન્નદેવ !૦
નેસોના ગૉદરમા રમબાળા તેડતી
આવો તો દૂધડે વધાવુ અન્નદેવ !
[ ગરબાન્તે ]

— શ્રીદેવી હવે અમે જઇશુ.
શ્રી— નારે બ્હેનો ! તમે તો આજ વનના મ્હેમાન છો. અલૂણાના પારણા કર્યા વિના નહિ જવાય
— અહી કયા પારણા કરશુ ?
શ્રી— આ મામેના નેસડામાં એકવાર ગામડાના દુધ દહી ને ઘીનો સ્વાદ તો જુઓ.
— મોડું થઇ જશે તો ઘરે ગાહ જોશે.
શ્રી— ભલે જોતા આવો અવસર રોજ રોજ આવતો નથી.
( પડદો પડે છે. )

## દૃશ્ય—૫મું

પાત્રો · વિદ્યાર્થીઓ
સમય : વાઘબારશની પાંછલી પ્હોર
સ્થળ : વનભૂમિ

— આજે તો આપણે ગુરુજીને ઠીક થાપ આપી
— ગુરુજી તો આખો કાઢતા રહી ગયા.
— એમની લાલ આખોથી હવે ડરે જ છે કોણ ?
— એમની ચમચમતી સોટી પણ હવે ડરાવી શકતી નથી.
— એ તો નિશાળીઓ ભય રાખ્યા કરે ત્યા સુધી મહેતાજી માર્યા કરે. એ ભય ભાગી જતા મહેતાજીની સોટી પણ ભાગી જાય છે.
— પંડિતજી તો કહેતા હતા 'મૂરખાઓ વાઘબારસે તો ગોવાળીઆ ઉજાણી કરે વાણિયાબ્રાહ્મણના છોકરાઓ નહિ'
— આપણી ત્યા નાતજાતના આટલા બધા વાડાઓ છે એટલે જ આપણા દેશને પરદેશીઓ ગાડી ગૂજરાત કહે છે.
— વળી વારપરબો પર કોઇ કોઇનું નામ લખાવી લાવ્યું નથી. ઉજવે તેનું પર્વ ને માને તેના દેવ.
— આજની ઉજાણીમા તો ખુબ મઝા પડી.
— અરે ! મઝાની તો માઝા રહી નથી.
— જાડા ચોખાની અને ગોળની હતી છતા આજની ખીરમા તો જાણે અમીનો સ્વાદ હતો.

— એના આગળ તો આપણી એકલા દૂધની બાસુદી પણ ફીકી લાગે.
— જરબાજરીના રોટલામા પણ આવો સ્વાદ હશે તે તો આજેજ જાણ્યું.
— આજના ડેબગાં ને વળાનો તો જીભમાં સ્વાદ રહી ગયો છે.
— આપણી પૂરી, પકોડી ને પકવાન આ બધાં આગળ નકામાં છે.
— અને પાણી. પેલા ઝરણાના પાણી કેવા મીઠા અને ઠંડા છે? પેટ ફાટું ફાટું થાય છે તોય હજુ બે ચાર ખોબા પી આવવા મન થાય છે.
— ભાઇઓ! ભુલી ના જતા કે જેવી મિજબાની પેટને ને જીભને મળી છે તેવીજ આંખને પણ મળી છે.
— અહાહા! શા અદ્ભુત દૃશ્યો!
— આશ્રમના પન્ને ગુરૂજીએ કહ્યું હતું કે વત્સો! હવે શરદ ઋતુ શરૂ થશે.
— પણ શરદમા સૃષ્ટિમાતા આવા સુંદર શણગારે સજતી હશે તે ન હતું કહ્યું.
— એવા વેદાભ્યાસજડ બેરસિકને આવી શોભા જોવાને આંખ જ હોતી નથી.
— તેઓ તો પુસ્તકોમા લખેલા ઋતુવર્ણનો વાચીને જ મલકાયા કરે છે.
— પેલા તળાવનું પાણી કેવું નિર્મળ છે? જાણે કાચની આરસી!
— એના ઉપર સૂરજના કિરણો કેવા સુંદર દેખાય છે?
— એ તળાવમા રાજહંસો તરતા હતા તે જોયા?
— હા! હા! જોયા. હું મૂરખો તો આજદી લગી બતકને જ હંસ માની રહ્યો હતો.
— જુઓ જુઓ પેલુ પોપટપોપટીનુ ટોળું, કેવો કલ્લોલ કરે છે?
— એ પોપટો નથી.
— તો?
— એ તો સુડાઓ છે.
— રંગે રૂપે ને રાગે લાગે છે તો પોપટો જેવા જ.
— હા પોપટો બંદિખાનાના કેદીઓ છે જ્યારે એઓ છુટા છે.
— પોપટ તો ખવડાવીએ તેટલું ખાયને બોલાવીએ તેટલું બોલે.
— જ્યારે સુડાભાઇ તો મનના રાજા છે. મરજી પડે તે ખાય, મરજી પડે ત્યા જાય ને મરજી પડે તે ગાય.
— આપણા નગરવાસીઓ ને વનવાસીઓ વચ્ચે આવો જ ફરક છે.
— હવે પંખીઓની જ વાતો કર્યાં કરશો કે આ ફુલવેલો તરફ પણ જોશો?
— જુઓ! પેલી દેખાય છે તે બોરસલી. કોઈ એને દેવોનું પરિજાતક પણ કહે છે.
— જોવા એનાં ફૂલો? જાણે ઝાકળના દાણા! એ બને આખી રાત રસ્તાપર પથરાયા કરે છે.
— આ જાસુદી ને કરણના ફુલો તો જુઓ. જાણે રંગરગની રંગોળી!
— અને આ બકુલનાં મુકુલોએ તો હવા પણ સુગંધિત થઇ રહી છે.
— પેલા બાવળને ભૂલી ન જતા એના પીળા પીળા ફૂલ સુંઘી તો જુવો, જાણે બકુલની જ ગંધ.

નદીઓની ઑારેમા જલમાળા તેડતી
આવો તો રીકરે વધાવુ ગ્નાદેવ ।૦
પખીના ડાયરામા શુકમાળા તેડતી
આવો તો ગીતડે વધાવુ ગ્નાદેવ ।૦
નેસોના ગૉંદરામા ગ્મમાળા તેડતી
આવો તો દૂધડે વધાવુ ગ્નાદેવ ।
[ ગ બાન્તે ]

— શ્રીદેવી હવે અમે જઇશુ
શ્રી— નારે બ્હેનો ! તમે તો આજ નનના મ્હેમાન છો અનૂણાના પારણા કર્યા વિના નહિ જનાય
— અહી કયા પારણા કરશુ ?
શ્રી— આ મામેના નેસડામા એવનાર ગામડાના દુધ દહી ને ઘીનો સ્વાદ તો જુઓ
— મોડુ થઇ જશે તો ઘરે ગઇ જોશે
શ્રી— ભને જોતા આવો અવસર રોજ રોજ આવતો નથી
( પડદો પડે છે )

## દૃશ્ય—૫મુ

પાત્રો વિદ્યાર્થીઓ
સમય વારમારશની પાછલી પ્હોર
સ્થળ વનભૂમિ

— આજે તો આપણે ગુરુજીને ઠીક થાપ આપી
— ગુરુજી તો આખો કાઢતા રહી ગયા
— એમની લાલ આખોથી હવે ડરે જ છે કોણ ?
— એમની ચમચમતી સોટી પણ હવે ડરાવી શકતી નથી
— એ તો નિશાળીઓ ભય રાખ્યા કરે ત્યા સુધી મહેતાજી માર્યા કરે એ ભય ભાગી જતા મહેતાજીની સોટી પણ ભાગી જાય છે
— પડિતજી તો કહેતા હતા 'શૂન્યાઓ વાશ્માગ્ગે તો ગોવાળીઆ ઉજાણી કરે વાણિયાબ્રાહ્મણના છોકરાઓ નહિ'
— આપણી ત્યા નાતજાતના આટલા બધા વાડાઓ છે એટલે જ આપણા દેશને પરદેશીઓ ગાડી ગુજરાત કહે છે
— વળી વાડાઓ પર કોઇ કોઇનુ નામ નખાવી લાવ્યુ નથી ઉજવે તેનુ પર્વ ને માને તેના દેવ
— આજની ઉજાણીમા તો ખુબ મઝા પડી
— અરે ! મઝાની તો માઝા રહી નથી
— જાડા ચોખાની અને ગોળની હતી છતા આજની ખીરમા તો જાણે અમીનો સ્વાદ હતો

— એના આગળ તો આપણી એકલા દૂધની બાસુદી પણ ફીકી લાગે.
— જારબાજરીના રોટલામાં પણ આવો સ્વાદ હશે તે તો આજેજ જાણ્યું.
— આજના ઢેબરાં ને વળાનો તો જીભમાં સ્વાદ રહી ગયો છે.
— આપણી પૂરી, પકોડી ને પકવાન આ બધાં આગળ નકામાં છે.
— અને પાણી. પેલા ઝરણાંના પાણી કેવાં મીઠાં અને ઠંડા છે? પેટ ફાટું ફાટું થાય છે તોય હજુ બે ચાર ખોબા પી આવવા મન થાય છે.
— ભાઇઓ! ભુલી ના જતા કે જેવી મિજબાની પેટને ને જીભને મળી છે તેવીજ આંખને પણ મળી છે.
— અહાહા! શાં અદ્ભુત દૃશ્યો!
— શ્રાવણીના પર્વે ગુરુજીએ કહ્યું હતું કે વત્સો! હવે શરદ ઋતુ શરૂ થશે.
— પણ શરદમાં સૃષ્ટિમાતા આવા સુંદર શણગારે સજતી હશે તે ન હતું કહ્યું.
— એવા વેદાભ્યાસજડ બેરસિકને આવી શોભા જોવાને આંખ જ હોતી નથી.
— તેઓ તો પુસ્તકોમા લખેલા ઋતુવર્ણનો વાંચીને જ મલકાયા કરે છે.
— પેલા તળાવનું પાણી કેવું નિર્મળ છે? જાણે કાચની આરસી!
— એનાં ઉપર સૂરજના કિરણો કેવાં સુંદર દેખાય છે?
— એ તળાવમા ગજહંસો તરતા હતા તે જોયા?
— હા! હા! જોયા. હું મૂરખો તો આજદી લગી બતકને જ હંસ માની ર્‌યો હતો.
— જુઓ જુઓ પેલું પોપટપોપટીનું ટોળું, કેવો કલ્લોલ કરે છે?
— એ પોપટો નથી.
— તો?
— એ તો સુડાઓ છે.
— રંગે રૂપે ને રાગે લાગે છે તો પોપટો જેવા જ.
— હા પોપટો બંદિખાનાના કેદીઓ છે જ્યારે એઓ છુટા છે.
— પોપટ તો ખવડાવીએ તેટલું ખાયને બોલાવીએ તેટલું બોલે.
— જ્યારે સુડાભાઇ તો મનના રાજા છે. મરજી પડે તે ખાય, મરજી પડે ત્યાં જાય ને મરજી પડે તે ગાય.
— આપણા નગરવાસીઓ ને વનવાસીઓ વચ્ચે આવો જ ફરક છે.
— હવે પંખીઓની જ વાતો કર્યા કરશો કે આ ફુલવેલો તરફ પણ જોશો?
— જુઓ! પેલી દેખાય છે તે બોરસલી. કોઇ એને દેવોનું પરિજાતક પણ કહે છે.
— જોયાં એનાં ફુલો? જાણે ઝાકળના દાણા! એ બધાં ને આખી રાત રસ્તાપર પથરાયા કરે છે.
— આ જાસુદી ને કરેણના ફુલો તો જુઓ, જાણે રંગબેરંગની રંગોળી!
— અને આ બકુલનાં મુકુલોએ તો હવા પણ સુગંધિત થઇ રહી છે.
— પેલા બાવળને ભૂલી ન જતા એના પીળા પીળા દડા સુંધી તો જુવો, જાણે બકુલની જ ગંધ.

— વનુભા કહેતા હતા બાવળ ને મકુન એકજ કુળના છે, પણ બાવળ જંગલવાસી હોવાથી કવિઓ તેને ભૂલી ગયા છે

— આ ડાળના ફૂડે ફૂડે તો જાણે સોનાની મગમાળાઓ લટકે છે!

— અણહીલ કહેતો હતો કે ઉષાના ઉજાશમા એ માળાઓ લાલ લાલ રંગે રંગાઈ પરવાળાની માળા જેવી જણાય છે

— વાદળાના રૂ જેવા ગાદલા પર પોઢી ઉષારાણી દર્શન દેતી હશે તે જોવા મારૂ ચાલે તો હુ આ ઘાસની મશરૂની જેવી તળાઈ પર આખી રાત સૂઈ રહુ

— આપણા નગરમા તો ચારે કોર ઓરડાઓ ને દિવાનો આપણને ખબરે ય પડતી નથી કે ઉષા ક્યારે ઊગે છે ને ક્યારે આથમે છે?

— મારે હારી પૂનમે આપણે રસોડામા બેઠા બેઠા દુધપૌંઆ ખાધા હતા પૂનમની મીઠી ચાંદનીમા અહી ઉજાણી આવ્યા હોત તો કેવી મઝા પડત!

(વનરાજ વગેરેનો પ્રવેશ)

વ— દોસ્તો આજની ઉજાણીમા કેવીક મઝા પડી?

— મઝાની માઝા નથી રહી વનુભા!

અ— જંગલનો પ્રસાદ કડવો લાગ્યો કે ગળ્યો?

— ગળ્યો મધના જેવો ગળ્યો, અમૃતના જેવો ગળ્યો

— વનુભા અમે આજે એક નવો પાઠ શીખ્યા છીએ

વ— ક્યો?

— અમે શહેરમા જે જીવન જીવીએ છીએ તે જીવન જ નથી સાચુ જીવન તો આ જંગલોમા જ જડે છે

વ— વાહ! તમને પણ વનની માયા લાગી છે કે શુ?

— લાગે જ તો એમજ, કારણ મને અહીંથી ખસવાનુ જ મન થતુ નથી

વ— તો પછી તારાથી પંડિત નહિ થવાય

— પૂળો મૂકો એ પોપટિઆ પંડિતાઈ ઉપર

— હુ ય આજે ઘરે જઈ બાને કહી દઈશ કે હુ વનુભાની ટોળીમા જોડાયો છુ

શ્રી— ભાઈઓ! નગરજનો તને 'જંગલી ટોળ' કહેશે

— ભલેને કહે મ્હો દૂખશે કહેનારનુ, અમારૂ નહિ

વ— અણહીલ! તારી વાઘબારશે તો સસલાઓ પણ વાઘ બની ગયા

શ્રી— આ ભૂમિનુ તળિયુ જ એવુ શૂરાતનવાળુ છે અહી શિયાળવા પણ સિંહ થઈ જાય છે

અ— તદ્દન સાચી વાત ગઈ કાલે પેલા જંગલમા બે ચાર સસલાઓએ ભેગા થઈ શહેર તરફથી આવેલા કુતરાઓને તગેડી કાઢ્યા હતા

વ— (જનાન્તિકે) જે દિવસે સાચ હાથમા રાજ આવશે ત્યારે આજ ભૂમિમા હુ સ્વાધિન ગૂજરાતનુ પાટનગર સ્થાપીશ

શ્રી— આપણા દેશમાં પણ પરદેશી કુતરાઓ પેદા પડયા છે તેને આપણે હાંકી કાઢવાના છે.

વ— ભાઇઓ! કાળીચૌદશને દહાડે હનુમાનદાદાની જાત્રામાં અમારી ટોળી અંગબળના ખેલ કરશે. જોવા આવશોને?

— જરૂર આવશું. ભાઇભાંડુ, માબ્હેન બધાંયને લઇને આવશું.

વ— શ્રીદેવી! તું પણ તારા પંથમાં ભળેલી તારી સહિયરોને લઇને આવીશને?

શ્રી— જરૂર.

અ— ચાલો તો હવે આપણે આપણી રમત શરૂ કરીએ.

— અણુદીલ અમને ચકભિલ્લુ શિખવાડ.

અ— શું હજુ તમને ચકભિલ્લુ નથી આવડતું?

— ના. 'પડશો આખડશો તો હાથ પગ ઉતરી જશે' એવા ભય બતાવી કોઇ અમને આવી મર્દાનગીની રમતો રમવા દેતું નથી.

અ— તો તો તમને આટિયાપાટિયા પણ નહિ આવડતા હોય?

— ના.

અ— આંબલીપીપરડી?

— ના.

અ— ઘૈરૈયાનો દાંડીઆ રાસ?

— ના.

અ— તો તમને શહેરી લોકને આવડે છે શું?

શ્રી— એમને તો ઓટલા પર બેસી કોડી રમતાં આવડે છે, ઓરડામાં બેસી ગંજીફો ખેલતાં આવડે છે અને ખાટલા તળે સંતાઇ જઇ સંતાગોગ રમતાં આવડે છે.

અ— હા! એટલે જ તમારાં શરીર આવાં સુકલકડી છે. તમારા કરતાં તો અમારી ભરવાડોની લાકડીય જાડી ને જોરાવર હોય છે.

વ— ભાઇ અણુદીલ! તું આજથી એમનો ગુરૂ થા અને કાદવના લોચામાંથી વજ્જરના વીરો સરજાવ.

અ— ચાલો ત્યારે. પહેલાં ચકભિલ્લુ શરુ કરશું. હું ને વનુભા સરદાર થઇ ભિલ્લુઓ માગવા બેસીએ છીએ. તમે બધા બબ્બેની જોડીઓ બંધાઇ જાવ.

શ્રી— હું શું કરીશ?

વ— તું અમારી રમતની નિરીક્ષક થજે.

(પડદો પડે છે. પડદા પૂઠેથી સંભળાય છે.)

રાણા ભિલ્લુ આઇવા,
શું શું નામ લાઇવા?

## દૃશ્ય—૬ઠ્ઠું

પાત્રો : જાત્રાળુ કિશોરો અને એક પરદેશી (છદ્મવેશી સરકારી જાસૂસ). સ્થળ : હનુમાનની દહેરી પાસેનું મેદાન. સમય : કાળીચૌદશની રાતનો ૧લો પ્હોર.

પ— નવાદેશના નવા રિવાજ, આખા ગૂજરાતમાં દિવાળીપર લક્ષ્મીપૂજા થાય છે, પુસ્તક પૂજા થાય છે પણ આ પરગણામાં તો કંઇક નવું જ થતું જણાય છે. મને તો આમાં કંઇક ભેદ લાગે છે.

— (જનાન્તિકે) પરાધીનોમાં સરકારી જાસૂસોને પ્રજાના દરેક કામમાં ભેદની ગંધ આવે છે.

— (જનાન્તિકે) જ્યાં રાજા અને પ્રજાના મન એક નથી ત્યાં એવું જ થાય છે.

પ— એ ભાઇ ! આ શાની તૈયારી ચાલે છે ?

— બજરંગ બલિ હનુમાનની પૂજાની.

પ— હનુમાનની પૂજા ! વાહ ! દેવોને પણ દોહ્યો એવો મનખાદેહ મળ્યો છે ને વાંદરાની પૂજા કરવી ?

— કોણ છે એ હનુમાનદાદાને વાંદરો કહેનાર ?

પ— શિવ ! શિવ ! વેદોમાં જેનો વિચાર નથી, શાસ્ત્રમાં જેનો આચાર નથી એવી નાસ્તિક પૂજા તમને કોણે શીખવી ?

— કોણ છે એ વેદોનું પૂંછડું ?

— એ વેદીઆને કહી દો કે વેદોની ચર્ચા માટે સોમેશ્વર પંડિતને શોધી કાઢે

— હે પરદેશી મુસાફર ! અમે શાસ્ત્રો કરતાં સંજોગોને મોટા માનીએ છીએ અને તેથી જ્યારે જેની જરૂર ત્યારે તેની ઉપાસના કરીએ છીએ.

— અમારા ગુરુએ કહ્યું છે કે ગુજરાતમાં લક્ષ્મીની લીલાલ્હેર છે, સરસ્વતીની મીઠી મ્હેર છે, પણ ગરીબાઇ છે શરીરની અને તેથી અમે અંગબળની અને અંગબળના દેવની ઉપાસના કરીએ છીએ.

— મને તો સંસ્કૃત આવડતું નથી છતાં એક મંત્ર મેં બરાબર ગોખી રાખ્યો છે.

પ— કયો મંત્ર ?

— शरीरमाद्यं खलु धर्मसाधनम् । बलमुपास्व । बलेन लोकस्तिष्ठति ।

— બોલો બજરંગ બલી હનુમાનકી જે

— જે.

— એનો અર્થ તો એમ થયો કે તમારે વાંદરવેડા શીખવા છે. મસ્કારી દેવદેવીઓની પૂજા તજી અર્ધમાનવ ને અર્ધદાનવ જેવા પૂંછડીઆ વંદરની ભક્તિ કરવી છે. સાચેજ તમે બુદ્ધિનું દેવાળું કાઢ્યું છે.

— તમારી બુદ્ધિ તમને જ મુબારક. બુદ્ધિની બલીહારી ગાયા કરી ગુલામ રહેવું તે કરતાં જંગલી થઇને પણ સ્વતંત્ર થવું સારૂં છે.

પ— આ પરગણામા તો અહિંસાવાદી જૈનમુનિઓ પણ વસે છે તેઓ પણ તમને વારતા નથી? (જનાન્તિકે) લોકોમા અહિંસા ફેલાવવા માટે તો સરકારે જૈનગરઢોને મોટા મોટા સાલિયાણા બાંધી આપ્યો છે તેય ફોગટ જતા લાગે છે

— મહાશયજી! અમારા મુનિઓ મૂરખા નથી, તેઓ પણ જાણે છે કે નામર્દોની અહિંસા એ આત્મવંચના છે

— આવી વિદ્રોહી વાતો તમને કોણે શીખવી છે?

— અમારા બાળગુરુએ

— કોણ છે એ તમારો બાળગુરુ?

— એ

— (જનાન્તિકે) અરે ચૂપ મર એ કોઈ સરકારીઓનો જાસૂસ હશે

— (જનાન્તિકે) ભલે ને હોય! આપણો પથ સત્યનો છે સત્યાગ્રહીઓ ન તો કોઈથી ડરશે કે ન તો કોઈથી કંઈ છુપાવશે

પ— —કેમ ભાઈઓ, અરસ પરસ શું કાન કરો છો? તમારા ગુરુને તો બતાવો

— એ બેઠા પેલી ઉગમણી ટેકરી પર

પ— ત્યા તો ઘણા જણા છે

— એમા જે વનરાજ—સિંહ જેવા છે ને અમારા ગુરુ

પ— શું પેલો છોકરો તમારો ગુરુ? સિયારના મ્હોમા હજુ તો માનું દૂધ ગંધાતુ હશે અને તે વનરાજ? તે સિંહ? એવડા છોકરાની વાતે ચાલી તમારી બુદ્ધિ પણ છોકરવાદી થઈ ગઈ લાગે છે

— મહાશયજી સાચું રતન નાનું હોય તેથી રતન મટી જતુ નથી

પ— એવુ તે કયુ પરાક્રમ એણે કર્યું છે કે તમે એને વનરાજ—સિંહ કહો છો?

— એણે જગને જગતના નાનવડાઓ જોડે દોસ્તી કરી છે

— બીનાડી ને બાવાના નામમાત્રથી છળી મરતા છોકરાઓને એણે વાઘવાઘોડીના સાથે રમતા કર્યા છે

— ઘર આગણાની ઘરકૂકડીઓ જેવી છોકરીઓને એણે જલકૂકડીઓ પેઠે છુટથી ફરતી બનાવી છે

— ક્ષમસાજી વાણિયાઓને એણે તિરંદાજી શીખવી છે

— યજુર્વેદ ગાતા વેદિયાઓને એણે ધનુર્વેદ ગાતા કર્યા છે.

— સોકડી જેવા નગરજનોને એણે પાણીદાર ઘોડા જેવા બનાવ્યા છે

પ— તમને રજનું ગજ બનાવીને બોલતા ઠીક આવડતુ લાગે છે આટનું બધુ થયુ છે છતા અહીના કોટવાળે ને નગરશેઠે કંઈ નથી કર્યું?

— કર્યું છે ઘણુયે બેઠા બેઠા લાખોનો પગાર ખાધો છે તે ઓછુ છે?

— સિયાર બીજું કરે પણ શું? આખુ આભ ફાટે ત્યા કેના થીગડ દેવા જાય?

— એમને પગ વસ્તીની વચ્ચે જીવતા રહેવુ હોય ને?

સુ— મોલ ! અટળી કેમ ગઈ ?

રૂ— મારા વનરાજનુ ભણતર બગડી ગયુ એનુ મન ઘાડુ નગી આવે છે ભવિષ્ય અને ઇતિહાસ કહેશે ગૂજરાતનો રાજા પંડિતોની સભામા ઢોઠ જેવો હતો

શી— કોણ કહે છે કે વનરાજ ઢોઠ છે એ જે વિદ્યા ભણ્યો છે તેની તુલનામા બીજી વિદ્યાઓ પાણીના મૂલની છે

સુ— વિદ્યા તે શુ પંડિતોની પોથીઓમા જ ભરી મૂકી છે? બ્હેન ! મોંના હડાન ચીતરવા નથી પડતા અભિમન્યુએ માના કોઠામા વિદ્યા મેળવી હતી તે ભૂલી ગઇ ?

શી— બેગ તનેય સોમેશ્વર પંડિતે ભરમાવી લાગે છે

સુ— બ્હેન એવા વેદિયા વિદ્વાનો તો આંધળા હોય છે ગતાનુગતિકો માત્ર રાતે જ દેખતા નથી પણ આ વિદ્વાન આંધળાઓ તો આઠે પ્હોર દેખતા નથી

રૂ— અગમ નિગમના જાણનારાઓને આંધળા કેમ કહેવાય ?

શી— હા, એવા પંડિતો અગમને જુવે છે, નિગમને જુવે છે પણ નથી જોતા આંખ સામેના વર્તમાનને

સુ— એમને ગઇ ગુજરી ગાવી ગમે છે, કલ્પનાનુ ભવિષ્ય વખાણવુ ગમે છે, પણ વર્તમાનની ગુલામી સામે તેમને એકે શબ્દ સૂઝતો નથી

શી— આ સોલંકી સરકાર જૈનગચ્છોને યજ્ઞશાળાઓને સાલિયાણા આપે છે તે એ વિદ્વાનોના મ્હોડામા ડુચો મારવા માટે જ હોય છે

સુ— એ શાસનની નાલયમા તેઓ દેશભરમાં અહિંસા અને ક્રિયાકાંડની ધૂમ મચવે છે એથી પ્રજાના મનમા સ્વરાજનો વિચાર કરવા જગ્યા જ રહેતી નથી

રૂ— આના ભણેલા ગણેલા લોકો પણ શુ જોઈ મગધના કુહાડાના હાથા બનતા હશે?

સુ— એ લોકો કઇ જોતા જ નથી કારણ તેઓ આંધળા છે

રૂ— તો તો ભલે મારો વનરાજ એવી વિદ્યાથી આઘો રહ્યો

સુ— એ લોકોના ઝેરી પડછાયાથી ન અભડાયો હોઇને જ તે આજે આવડી ઉંમરે પણ વનરાજ કેસરીની જેમ ફરી શકે છે

( શ્રીદેવી 'ખમ્મા વીરને જાઉં વારણે રે લોલ ' ગાતી ગાતી ચાપા સાથે આવે છે )

શ્રી— બા બા વધાઈ

રૂ— શેની વધાઇ ?

ચા— વનરાજ શિકારે ગયા

સુ— તો એમા વધાઇ શાની ?

શ્રી— વનુભાઇ ચોરોને પકડવા ગયા છે

ચા— વનરાજે પ્રજાની વ્હારે જવાના પહેલા પગલા માડયા છે તે વધાઇની વાત નથી?

રૂ— પણ ખુલાસો તો કર ચાંપા, વ્હાર એ બધુ શુ ?

ચા— અમે પાધરમા રમતા હતા તેવામા પાસેના ગામમા ધાડ પડી તેનો ગોકીરો સાભળી ભાઇ વ્હારે ચડયા છે

શ્રી— જવા અગાઉ મેં વીરાના ઓવારણા લીધા હતાં.
સુ— સાથે કેટલું દોણુ ગયું છે?
ચા— અણહીલ ને તેની ડંગોરિઆ ટોળી
શ્રી— પાચો ને તેના ગોફણિઆ ગોવાળ
ચા— એભલ ને તેના બાણાવળિઆ ભીલ
સુ— તો તો જરૂર વનરાજની કિશોર સેના જીતી આવશે. છતાં હું મારતી ઘોડીએ જાઉં છુ.
રૂ— ભાઈ જા. જલદી જા.
(પડદો પડે છે પડદા પાછળ "ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ"નું ગૂંજન સંભળાય છે.)

## દૃશ્ય—૮મું

પાત્રો : વનરાજવૃંદ સ્થળ : ભીમાડો.
સમય . વર્ષોત્સવનો છેલ્લો પહોર.

નાનો— બાપુ! તમે ચોરોને સજા ન કરી એ અમને નથી ગમ્યું.
પાચો— એ રીતે તો એવા લોકોને ફાવતી પડશે.
એભલ— ચોરોને ચીમ ન ખવડાવશું તો તેઓ માથે ચ્હડી બેસશે.
વ— ભાઈઓ, તમને બ્હાદૂર થતાં આવડે છે પણ ઉદાર થતાં નહિ આવડે?
પા— પણ આવેલો દાવ જવા દેજે તે પાછળથી પસ્તાય છે.
અ— આતો નાપને છછેડી છુટા મૂકયા એ ડસીલા લોકો ફરી ડંખ માર્યા વગર નહિ રહે.
દા— વાઘને વકરતી જવા દેવામાં કેવડું જોખમ છે?
વ— ગૂર્જરતનો રાજા એવા જોખમોથી ડરી જઈ સત્યનો રસ્તો નહિ છોડે. ગમે એવા તોયે તેઓ આપણાજ ભાઈઓ હતા, હા! તેઓ અવળે પથે ચ્હડયા હતા, તે કબુલ છે, પણ એવા અવળપથીઓ ભણી તો દયા દર્શાવવી જોઈએ નહિ કે ધૃણા કે ક્રોધ.
ચાં— પડેલાઓને પાટુ મારે તે કાયર અને મામાવળિઆઓને સ્નેહથી સર કરે તે વીર.
અ— વખાના માર્યા જ બિચારાઓ આવો ધધો લઈ બેઠા છે.
વ— નના! એઓમાંથી એક તો તારી જ નાતનો સોરઠનો પટેલ હતો. એકદી એને ઘેર દૂધદહીંની રેલછેલ હતી. પરદેશી સેનાએ એને લૂંટી લીધો છે. એટલે પેટને માટે એણે લૂંટનો માર્ગ લીધો છે.
ચં— એભલ! એમાનો એક તો તારો જ જાતભાઈ ભીલ હતો. એ હતો પાવાગઢના કિલ્લાનો રખેવાળ એ કિલ્લો પડ્યો ને એનું રખોપું પણ પડયું.
અ— અને એક તો મારો જ જાતભાઈ સાતપુડાનો આભીર હતો. કલ્યાણીથી આવતી પરદેશી સેનાએ એનો નેસડો ખેદાનમેદાન કર્યો ત્યારથી તે રવડે છે.
ચા— અર્બુદાચળથી સાતપુડા અને પાવાગઢથી પંચાસર વચ્ચેના આખા મુલકમાં આજે આવા અનેક દેશબાંધવોને અન્નના વાખા પડે છે

શ્રી— તમને એ નહિ સમજાય.

ન— કારણ ?

શ્રી— કારણ તમે બધા ઉંધમાં છો.

ન— છોકરી ! હું તમારી પાસે ઉભો ઉભો વાતો કરૂં છું છતાં કહે છે કે હું ઉંઘમાં છું ?

— નહિ તો બીજું શું ?

— નહિ તો રતન જેવા રતનને ઓળખત નહિ ?

ન— કોણે કહ્યું કે હું રતનને ઓળખતો નથી ? આખા દેશમાં મારા જેવો એકે ઝવેરી કે પારખ નથી ? મોતીને હથેળીમાં લેતાંજ હું એની પરખ કરી લઉં છું.

શ્રી— તમે નિર્જીવ હીરામોતી ઓળખતા હશો

— પણ માનવરત્નોને ઓળખતા નથી.

ન —એટલે ?

— સાભળવું છે ? ચમકશો નહિ

શ્રી— કાકા તમે જાણો છો આ અમારો વનુભા અથવા તમારો 'પકેલો વાનિયો' કોણ છે ?

ન— કોણ શું વળી ગરીબડી રૂપલીનો નબાપો છોકરો.

— બસ ?

ન— વધારે ઓળખાણ જોઇતી હોય તો શીલગુણસૂરીએ દૂધ પાઇ ઉછેરેલો સાપ.

— એથી કંઇ વધારે ?

ન— વનવગડાની રખડતી બલા અને નગરના કોટવાળની આખમાની કણી.

શ્રી— તો સાભળો. આજથી તે નગરે નગરના કોટવાળોના આખની કણી થશે...

— પરદેશી સાપસપોલીયાનો દુશ્મન થશે.

— અને માતા ગૂજરાતનો અદનો લાડકવાયો થશે.

ન— એટલે ?

શ્રી— એ સોલંકીઓની પરદેશી સરકાર સામે બ્હારવટે નીકળશે !

ન— બ્હારવટે ? એ કયે દુ:ખે બ્હારવટે જવાનો છે ?

શ્રી— કયે દુ:ખે ? આખા ગૂજરાતના દુ.ખે. તમારા, મારા અને બીજા સર્વેના દુ.ખે.

ન— એવું તે કયુ દુખ છે કે જે મારૂં, તારૂં ને સર્વેનુ છે ?

— ગુલામીનુ

— પરાધીનતાનુ

— પરદેશી રાજનું.

ન— તે માટે એને જ શું કામ એટલુ બધું લાગી આવે છે ?

શ્રી— નહિ લાગે? જયશેખર મહારાજના એકના એક દીકરાને નહિ લાગે તો કોને લાગશે?

ન— હે!!! વનુભાઇ ! જયશેખર મહારાજનો પુત્ર.

— હા હા. હા.

ન— શ્રીદેવી તારી ભૂલ થતી હશે. તને કોણે કહ્યું?

શ્રી— બ્હેન આગળ ભાઇની એકે વાત છાની નથી

— સિંહની ઓલાદ છાની રહેતી નથી.

ન— પણ અમે તો એને ઓળખ્યા જ નહિ.

— એટલે જ તો અમે કહીએ છીએ કે "નયન દ્વાર ખોલો"

(શીલગુણસૂરીનો પ્રવેશ)

શી— શ્રીદેવી! પ્રભાતફેરી પૂરી થઈ?

શ્રી— હા! ગુરુજી

ન— ગુરુજી! આ છોકરીઓ બકે છે તે સાચી વાત?

શી— હા સાચી.

ન— તો પછી આજદી લગી અમને અંધારામાં શું કામ રાખ્યા? અજાણમાં ને અજાણમાં અમે વનુભાઇ ને રૂપાંબા માટે ન કહેવાના વેણો કહ્યા છે.

— દેખતી આંખે ન જુવે કે ન ઓળખે તેમા ગુરુજી શું કરે?

શી— શેઠજી અજાણ્યા ને આંધળા બરાબર. અજાણમા કરેલા અપરાધ અપરાધ નથી.

ન— તો તો આજે અમે એનું વાજતે ગાજતે રાજતીલક કરશું.

શી— રાજતીલકની તૈયારીઓ થઈ ચૂકી છે.

ન— ક્યાં?

શ્રી— જંગલમાં.

ન— કોણે કરી?

શ્રી— અમે બધાંએ.

ન— તમે છોકરાંઓ એમાં શું સમજો?

શ્રી— સમજીએ કે ન સમજીએ પણ જેવો આવડે તેવો ગાંડો ઘેલો ઉત્સવ અમે જ કરીશું. કારણ વનુભાઇ અમારા છે.

ન— ના. ના. એ તો અમારા છે. આખા ગૂજરાતના છે.

— પણ આજદી લગી તો અમારા જ હતા ને?

ન— ગુરુજી, તમે વચ્ચે પડો અને તોડ લાવો. આમ તો અમારી મોટેરાંઓની લાજ જશે.

શી— શેઠજી એ બધાં પણ તમારાંજ છોકરાંઓ છે, એમનો ઉત્સવ એ તમારોજ ઉત્સવ છે.

ન— પણ.

શી— પણ બણ જવા દોને નગરમાં પડો પડાવો. આજે નદી કાંઠે વનવાસી અને નગરવાસી કિશોર કિશોરીઓ વનરાજને રાજતિલક કરશે. સર્વેને એ સમારંભમા પધારવા આમંત્રણ છે.

શ્રી— કાકાજી! વરતણિયાને બોલાવી કહી દો. વનવાસમાં તો એની મોટે મળસ્કે દાંડી પીટાઇ ગઇ છે.

ન— બ્હેના! હવે એમાં ભૂલ નહિ થાય, કારણ તમારો ઉત્સવ અને તમારો વનુભાઇ હવે અમારા પણ થયા છે.

મધુ— શ્રીદેવી ચાલો હવે. આપણે માળાઓ ગુંથવા જઈશું.

ન— ત્યાર તે પહેલા મારી ખાટલીને પાવન કરતા જાઓ શ્રીદેવી અંદર જઈ નાની કાકીને કહે કે સવારે માટે કદિઆળા દૂધ લઈ આવે

(પડદો પડે છે)

## દૃશ્ય —૧૦મું

પાત્રો : વનવાસી ને ગ્રામવાસી કિશોરો. સ્થળ : વનવાડી
સમય : નવા વર્ષના કુમળા બપોર

— મધુ તૈયાર છે ને ?

૧— હા !

— જાજમો કેટલી આની ?

૧— એકે નહિ ?

— કેમ ! તો પાથરશો શું ?

૧— આ લીલા ને હરિઆળા ઘાસ પાથરા જ મખમલની તળાઈ જેવાં છે એટલે બીજાં પાથરવાની શી જરૂર ?

— પરમાનંદ શેઠે આ મિજાજન મોકલાવ્યુ છે.

૧— વનના રાજાને તો સોનાનું નહિ પણ વનનુ જ આસન શોભશે

— પેલી નાનકડી સાચી પીપળાના ઝાડને ગરદીને ગોઠવી દઈએ ને ?

૧— હા. આ ઝરીભરતના ગાલીચા પણ પાછા મોકલાવો

— કેમ ?

૧— મંગલ કાર્યો વખતે દર્ભાસન જેવુ પવિત્ર આસન બીજુ એકે નથી.

— તો તો આ ચંદરવો પણ નકામો પડશે

૧— હા તેનેય પાછો મોકલાવો આવા આસવીના આવા ઘટાદાર ઘુમટો આગળ એ શોભશે નહિ.

— ત્યારે કહોને અમારુ નગરવાસીઓનુ તમને કઈ જ ખપતુ નથી.

૧— ભાઈઓ ! ખોટુ ના લગાડો લાવો તમામ પચરંગી પટકુળો તેને ઝાડોના ખડબચડા થડો ફરતે વીંટાળીશુ

— અને એ ઝાડવાની ડાળે ડાળે તમામ કીનગર દુપટ્ટાઓ લટકાવીશુ.

૧— ચાનો, સાથિયા પૂરતા કોને કોને આવડે છે ?

— મને. હું રંગબેરંગી અનાજના સાથિયા પૂરીશ

— હું ભાતભાતના ગેરુ ગુલાલની રંગોળી પૂરીશ

— અને હું તરેહ તરેહના ફળફળાદિના મિનારાઓ ગોઠવીશ.

૧— ગ્રામવાસી બાળાઓની કમળદડની માળાઓ ને નગરવાસી બાળાઓની બોરસલીની માળાઓના તોરણો બાંધી દો.

૧— તમે રસ્તે રસ્તે ફુલપાંદડાંની પથારી કરો.
— કરીએ છીએ.
૧— તમે એ રસ્તાની ધારે વડધનાં એડલાં ગોઠવો.
— હાજી.
૧— ચાલો જલદી કરો.

(અડધે મંચે પડદો પડે છે. બાકીના મંચ પર રંગબેરંગી ઘડાઓ લઈ કેટલીક વનબાળાઓ પ્રવેશે છે. તેઓ ગાતી હોય છે.)

— ગીત —

*હારે ધન્ય આજની ઘડી રળિઆમણી,
હારે મારો વ્હાલો આવ્યાની વધામણી,
વધામણી હોજીરે, વધામણી હોજીરે—આજની૦
હારે હું તો મોતીડાંના ચોક પૂરાવતી
હારે મારા વ્હાલીડાની આરતી ઉતારતી હોજીરે ઉતારતી હોજીરે—આજની૦
હારે અમે જાતાં વ્હાલમજીને વારણે,
હારે મારા વ્હાલાની વ્હેલ આવી બારણે, હોજીરે આવી બારણે હોજીરે—આજની૦

(ચાંપા ને પુરોહિતપુત્રનો પ્રવેશ.)

ચા— બ્હેનો શું લઈ આવ્યા છો ?
— અભિષેક માટેનું પાણી
પુ પુ— એ માટે તો ગંગાજળ જોઈશે.
— અમારે સીમાડે સીમાડે ગંગવા કુવા છે. એ કુવાનાં પાણી આગળ ગંગાના પાણી પણ પાણી ભરે છે.

(બાકીનો પડદો પડે છે. ને થોડીવારે બંને પડદા ઉપડે છે.)

— સાવધાન ! સાવધાન ! બાપુજીની સવારી આવે છે.

(શંખ ને શીંગી વાગે છે. તે સુણી મોર ને મેના ટહૂકે છે. વનરાજ ને અનેક બીજા પ્રવેશે છે.)

— વનના રાજા વનરાજનું પહેલું સ્વાગત વનના પંખીઓએ જ કર્યું છે.
— કેવા શુભ શકુન !
— પધારો, અમારા બાળારાજા ! પધારો !
— પધારો, ગૂજરાતના આશાદીપક ! પધારો !
— પધારો, પરાધિન દેશના તારણહાર ! પધારો !
— મહારાજ વનરાજની ઘણી ખમ્મા ખમ્મા.
પુ. પુ— પધારો, મહારાજ ! શોભાવો આ રાજ્યાસન.
— ગુરુપુત્ર ! એ આસન પર પહેલો અધિકાર મારી માતાનો છે. આવ, માડી ! શોભાવ એ રાજ્યાસન ! હું તો છું તારી ચરણરજ એટલે શોભીશ તારા ચરણોમાં.

* નરસિંહ મહેતાની આ ગરબીમાં થોડો ફેરફાર કર્યો છે.

( તેમ થાય છે. પુરોહિતપુત્ર રાજતીલક કરવા જાય છે.)

વ— હં ! હં ! પહેલું તીલક મારી બહેનનું ને પછી બીજાનું. આવ શ્રીદેવી ! તારા વરદ હસ્તે રાજતીલક કર.

( તેમ થાય છે. )

— અમર રહો, મહારાજ વનરાજનું તીલક અમર રહો.

વ— વડીલો અને બંધુજનો; હું આજના શુભદિવસે જાહેર કરૂં છું કે જયારે સ્વરાજ્ય મળશે ત્યારે ગૂજરાતનું નવું પાટનગર આ વનભૂમિમાંજ બંધાશે.

— એ રાજમાતાને નામે રૂપનગર કહેવાશે ને ?

વ— નાજી, મને ને રાજમાતાને તો ઇતિહાસ અમર કરશે પણ તેઓ આ અણહીલ ભરવાડને ભૂલી જશે માટે એ નગરનું નામ અણહીલપુર પડશે

— ભલે.

વ— વનવાસી અણહીલ . પછી હું મારા મિત્ર ચાપાને પણ અમર કરીશ તેને મારો દીવાન બનાવીશ.

— એથી રૂડું શું. ?

શી— મહારાજ ! આ ઉત્સાહ કિશોરોનોજ છે પણ હવે રજા હોય તો આ પંચના મુખીઓને પણ કંઇક કહેવું છે.

વ— ભલે કહે.

— હું છું નગરશેઠ, સકલ મહાજનોની પંચોનો સરપંચ. હું તમારા ચરણોની ધુળ માથે ચઢાવી પણ લઉં છું કે આજથી અમારા નવલખી ખજાના સ્વરાજની લડત માટે ખુલ્લા છે પરદેશી સરકારને આજથી એકે પાઇ નહિ મળે

— હું છું માનો પટેલ તે એહુન સમસ્તની નાતોનો મુખી. તમારા લાવલશ્કરના દાણાપાણી જોગવવા આજથી અમારે શિર છે. પરદેશી છાવણીઓના સીધાપાણી ને ચદી આજથી બંધ.

— હું રણસિંહ તે બધી રજપુત કોમોનો સુબેદાર. આજથી અમારી તલવાર તમારે ચરણે છે. સોનામ્હોરોનો વરસાદ વરસે તોય અમે પરદેશીઓના ભાડુતી લશ્કરમાં નામ નહિ નોંધાવીએ.

— હું રયો વસવાયો, તે વસવાયા વરગનો રાજા. આજથી અમે વિદેશી સરકારની વેઠ નહિ કરીએ તેમને માટે ધોબી, હજામ, મોચી, તેલી, કુંભાર, વગેરેની આજથી બંધી.

વ— પ્રજાજનો, તમારો આવડો મહકાર ને પ્રેમ છે તો તો સ્વરાજ રમતું રમતું આવશે.

સુ— તો તો તલવાર પણ નહિ ઉપાડવી પડે.

શી— ભગવાન મહાવીર કહી ગયા છે કે અહિંસા પણ એક અમોઘ શસ્ત્ર છે. તેને વાપરતાં આવડે તો બધા કામો વગર રક્તપાતે સિદ્ધ થાય છે.

— મહારાજ વનરાજની ને સ્વરાજની ઘણી ખમ્મા ખમ્મા.

(અડધો પડદો પડે છે બાકીના પડદા પર ઘર તરફ વળતાં કિશોરો ગાતા ગાતા પ્રવેશે છે )

મૂકિત માટે રિન્ની સાટે વીરની વાટે રે,
ચાલો વીરની વાટે રે.

તિમિર ખૂટે, સૂરજ ઊઠે ઉદય ઘાટે રે,
ચાલો વીરની વાટે રે.

મૂગી મૂગી માવડી રોતી,
છાની છાની આખડી લ્હોતી, પાયમા બેડી રે;
બેડી તોડવા માટે રે—ચાલો૦

બાયલા હોય તે ડરવું જાણે,
વીરલા હોય તે મરવું જાણે, ટેકને માટે રે.
માના નાકને માટે રે.—ચાલો૦

કુરબાનીનું આવીયું તેડું.
થાવ રે બેઠા, થાય છે મોડું, ગતડી વીતી રે
ઉવા ફૂટડી ફૂટી રે—
ચાલો વીરની વાટે રે.

(પડદો પડે છે.)

( સમાપ્ત )

---


## ગણદેવા ટેલરીંગ એન્ડ કટીંગ કલાસ

"દરજી કામ શીખવા માટે"

હમારાં કપડાંથી શીવણ તથા વેતરકામ ગણિત પદ્ધતિસર ઘણી જ ઉમદા અને સરળતાથી શીખવવામાં આવે છે, આજ સુધીમાં સેંકડો વિદ્યાર્થીઓએ લાભ લીધો છે, શીખનારની ઉમર વર્ષ અઢારથી ઉપર અને ભણેલો હોવો જોઇએ.

આખા કોર્સના રૂ. ૨૫ મુદત માસ ત્રણ રહેવાનું મફત વધુ માટે મળો યા લખો.

મુ. પો. ગણદેવા વાયા. બીલીમોરા.

# દારૂના નામને બાળોરે

દારૂ તેં દાટ શો વાળ્યો રે.
મને તેં જીવતાં બાળ્યો રે.

દારૂ તારી ન'તી ઓળખ ત્યારે નખમાંયે ન'તો તાવ,
પછી તો તારો ચેપ લાગ્યો રે રોમે રોમે ઝરે ઘાવ;—પડને પલની પીડારે
કરોડો કરોડો કીડારે—૧

તારી માયાના મોહમા મારા ભોંયે ન ઠરતા પાય.
ઘોળે દહાડે હું તો દેખતો તારા, ઊડની આભે કાય;—આજે પછડાઇ એ કાયારે
ઊડી ગૈ જૂઠડી માયારે.

હું માતેલા સાંઢના જેવો ચોમાસે ચરતો ચાર,
કીધો મને તેં દૂબળો કેવો બકરી રે લાચાર—મને તેં રાંકડો કીધોરે
બિચારો બાપડો કીધોરે.

ગામડે ગ્હેતો ખાતો પીતો ખેડતો ઘરની ખેડ,
તારો ભમાવ્યો શહેરમાં જાતો થાતો શહેરનો ઢેડ;—મને જૂલથાપ તેં દીધીરે
બધે મેં ઠોકરો ખાધીરે.

ઘરમા ધૂમતી ઘેરવાળીને બારણે બોલતા બાળ,
એમના રોટલા ઝુંટવી તુંને ઘેરવ્યો, ઓ વિકરાળ!—એને તેં ભરખી ખાધાંરે;
લોહી તેં હરખી પીધાંરે.

ભાવ કરીને આવતો તારે દેવળ દારૂદેવ !
ગજવાં ખાલી કરતો ત્યારે પામતો તારો મેવ;—છતાં તને ઓળખ્યો મેં નારે
પામ્યો હું ફળ આ તેનાં રે.

પેટને માટે વેઠ કરી ના કીધી એ તારે કાજ,
લાતડી ખાતાં હાય કરી ના, ચોરી કરી તજી લાજ;—પીલ્યો તેં અવળી ઘાણીરે
પામ્યો હું ફળ આ તેના રે.

આજ ચૂસાયા ગોટલા જેવો એકલો બેસી રોઉં,
મરવા ટાણે પતિયા જેવો પાપના ડાઘા ધોઉં;—દારૂના નામને બાળોરે
બાળોરે દાનવ કાળોરે.

—પ્ર૦

# જમરાજના જડબાંમાં....!

જર્મન રાજને ઍકારસેવાકીઆનો ટૂકડો આપી સંતોષવાનો પ્રયત્ન થયો. દુનિયાની સુલેહશાંતિ જાળવી રાખવા ઘોગી પ્રયત્નો કર્યા પણ એ દોગના ભોગ બનેલ ઍકોસ્લોવાકીઆની શી સ્થિતિ થાય છે એ જોવાની સુલેહ શાંતિના ફિરસ્તાઓને પડી નથી. એ કાંઇ અગત્યનું ન ગણાય એ તો આજના સમાજનું સામાન્ય સૂત્ર પુરવાર કરે છે. બોવે તેના બોર વેચાય કે મારે તેની તલવાર.

મહાન વિગ્રહના અંત પછી ૧૯૧૯ના જાન્યુઆરીની ૧૮ મી તારીખે દુનિયાભરની મોટી મોટી સત્તાઓના પ્રતિનિધિઓ એકત્ર થયા. ફ્રાન્સનો તે વખતનો પ્રખ્યાત વડો પ્રધાન મો. ક્લેમેન્શા— the Tiger, ઇંગ્લેન્ડના લોઇડ જ્યોર્જ, બાલ્ફર, બોનર લૉ અને બાર્નીસ, અમેરિકાનો પ્રેસીડન્ટ વીલ્સન, ઇટલીનો ઓરલેન્ડો, અને પરાજીત જર્મનીનો બ્રોકડાર્ફ રાન્ટ્ઝો. સંધિની વિચારણા મહિનાઓ સુધી ચાલી અને જુનની ૨૮મી તારીખે વર્સાઇલ્સના રાજ્યના મહેલમાં સુલેહની સંધી ઉપર બધાની સહી થઇ. એ વખતે ભીરૂ નીચાણીઆની માફક અન્ન વાળીને ઉભેલા બ્રોકડોર્ફ—રાન્ટ્ઝોથી કાંઇ અવાજ થઇ શકે એમ ન હતું. શસ્ત્રવિન્યાસની વાતો થઇ રહ્યા પછી નવો નકશો તૈયાર કરવામાં સઘળા રોકાયા. સ્વનિર્ણયનો સિદ્ધાંત બધાનું ધ્યાન ખેંચતો હતો. યુરોપની—આખી દુનિયાની પ્રજાને સ્વર્ગ લગભગ નજીક આવતું જણાયું. પણ રખે કોઇ ભૂલમાં રહે કે ત્યાં બેઠેલા તીણી આંખ વાળા મહાન મુત્સદ્દીઓ સ્વનિર્ણયના હક્ક માટેજ એકઠા થયા હતા; જો કે લડાઇના કાળમાં તો એ જ જણાવવામાં આવતા હતા. એજ સિદ્ધાંત ઉપર મિત્રરાજ્યોએ અનેક દેશને લલચાવી પોતાના પક્ષમાં લીધા. જો સ્વનિર્ણયનો હક્ક—એ સિદ્ધાંતનું પૂર્ણ પ્રમાણિકતાથી પાલન કરવામાં આવ્યું હોત તો આજે દુનિયાને જમરાજના જડબામાં ઉભા ન રહેવું પડત.

આજના મુત્સદ્દીઓ—એટલે એક હાથે આપે અને બીજે હાથે લઇ લે સ્વનિર્ણયના સિદ્ધાંતની પાછળ જે સ્વાર્થી હેતુ કામ કરતો હતો તે પરાજીત જર્મનીને હમેશને માટે નિર્બળ કરી નાખવાનો હતો. પ્રો. એ. જે. ટોયનબીના જ શબ્દોમાં કહું તો—"Unfotunately, at this point, the motive of weakening Germany and her allies for the benefit of the victors pevented the principle of Self-Determination from being applied as fully and fairly as it might have been.

નોંધવા જેવો પ્રશ્ન ઓસ્ટ્રીઅન—જર્મનો અને આજના સુડેતાન જર્મનોનો હતો. જુના નકશામાંથી એક આખું રાજ્ય ઉડી ગયું છે—ઓસ્ટ્રીઆ હંગરી. જ્યારે એ રાજ્યના અનેક ટૂકડા કરી નાખવામાં આવ્યા ત્યારે પોલ, રૂમાનીઅન, જુગોસ્લાવ, અને ઇટાલીઅનોને પોતપોતના દેશમાં જવા દઈ સ્વતંત્રતા અને રાષ્ટ્રીય એકયતા આપવામાં આવી. જેમ ઇટાલીઅનોને ઇટલીમાં જોડાવાનો હક્ક મળ્યો તેમ આ ઓસ્ટ્રીયન અને સુડેતાન જર્મનોને

એટલું જણાવી દેવું જોઇએ કે સ્કોડા અને બીજા ઘણા કારખાના જેમને આ ગજકીય અને પ્રાદેશિક ફેરફારોથી સહન કરવુ પડે એમ છે, એ અંગ્રેજોની થોડી ઘણી મૂડીથી ચાલે છે. પણ ઝેકોસ્લોવાકીઆએ વીસ વરસમા આર્થિક વ્યવસ્થા ઘણી મજબુત બનાવી છે. એની પાસે માગ પ્રમાણમા સોનાનો સગ્રહ છે એટલે એની ક્રેડીટ અને કરન્સી વધી શકશે ૫૦ ટકાની ખોટ પૂરવા પ્રયત્ન કરી શકશે

પણ ફ્રાન્સનુ શું ? ઇગ્લેન્ડે એને દગો દીધો અને મૂર્ખ બનાવ્યુ. એકવાર નહિ પણ અનેકવાર. અને કદાચ ફ્રાન્સ થોડા વખતમાં જર્મનીનો ભોગ થઇ પણ પડે આલસેસ —લોરેનમા નાઝી પ્રચાર પાછો શરૂ થયો છે. પરાજીત જર્મની મહાન વિગ્રહ પૂર્વેની મહત્વાકાક્ષા સેવતુ થઇ ગયું છે.તુર્કસ્તાનને લોન આપવાની કબુલાત આપી; રૂમાનીયા, બલ્ગેરીઆને પોતાના પક્ષમા લેવા મથી રહ્યું છે. હંગરી અને પોલેન્ડ જર્મનીની છાયામા આવી ગયા છે અને તુર્કસ્તાનથી રાઇન નદી સુધી માલના વહેવારો માટે ડાન્યુબ નદીનો ઉપયોગ કરવાની યોજના વિચારાઇ રહી છે. બર્લીન--બગદાદ રેલ્વેને બદલે ડાન્યુબ નદીનો ઉપયોગ, અને જર્મની તુર્કસ્તાનથી પણ આગળ વધવા માગે છે—ઠેઠ અફગાનીસ્તાન અને હિંદુસ્તાન સુધી આ યોજનામા જર્મની ફતેહમંદ થાય તો ફ્રાન્સ ઉપર વેરની વસુલાત લેતા જર્મનીને કોઇ રોકી શકવાનુ નથી. હમણા પણ ફ્રાન્સની ત્રણે બાજુ ફાસીસ્ટ-જર્મનીની લાઇન દોરી તૈયાર થતી જાય છે—પોર્ટુગાલ, સ્પેન, ઇટલી અને જર્મની.

આથી ફ્રાન્સના કેટલાક દીર્ઘદ્રષ્ટિ માણસોને લાગે છે કે મ્યુનીચના કરાર એ ૧૮૭૦ ની હાર, કરતા વધારે નહિ તો એના જેટલો જ કાળો છે. રશિઆને દૂર નાખવાથી રશિયાનો વિશ્વાસ ગુમાવી બેઠુ છે તે પ્રસગ આવે કદાચ ન પણ મદદ કરે. અને ઈંગ્લેન્ડનો શું વિશ્વાસ ? જે ઈંગ્લેન્ડે ફ્રાન્સની ફરતે ફાસ્સીસ્ટોની કિલ્લેબધી થવા દીધી એટલું જ નહિ પણ તૈયાર કરવા મદદ કરી એ એજ ફાસ્સીસ્ટોની વીરૂદ્ધ ફ્રાન્સની પડખે ઉભું કમ રહે ? ઝેકોસ્લોવાકીઆ કરતા હવે ફ્રાન્સને વધારે ભય છે ફ્રાન્સ જમરાજના જડબામા ઘસડાતુ જાય છે. સારબ્રુકનના હીટલરના ભાષણ પછી ફ્રાન્સ મ્યુનીચ કરારની નિષ્ફળતા સમજતું થયુ છે અને કદાચ ભુલનો પશ્ચાતાપ પણ અનુભવતુ હશે.

ઇગ્લેન્ડ આમ પગલે પગલે કેમ વિશ્વાસઘાત કરે છે ? શું પ્રમાણિકપણે મિત્રની પડખે ઉભા રહેવા એના સ્વાર્થને હાની પહોચે એમ છે ? કે મિત્રની પડખે ઉભા રહી પોતાના સ્વાર્થનું પણ રક્ષણ કરવાની એની અશકિત જાહેર કરે છે ? આજકાલની રક્ષણ કરવાની તૈયારી જોતા તો એમજ લાગે છે કે ઇગ્લેન્ડ અશકિતને કારણે મિત્રોને દગો દઇ રહ્યુ છે અને એ ભોગે પણ પોતાનો સ્વાર્થ સાચવી રહ્યુ છે ઇગ્લેન્ડની એ સ્વાર્થ નીતિ એઓ માને છે એમ દુનિયા આખીને જમરાજના જડબામાથી મુકત નથી કરી શકી પણ ઉલટુ જમરાજના જડબાના દાતો વધારે તીણા કરે છે. અને વધુ ભયકર બનાવી મૂકે છે.

તા. ૧૪-૧૦-૩૮ નવમારી — વલ્લભભાઈ પટેલ

# સુદર્શન

શ્રી. પંકજ.

૧

'વીરભદ્ર, આજની વૃષ્ટિ તો પ્રલયકાળની સૂચના આપે છે.'

શિવગુપ્ત, જ્યારનું આ સુદર્શન સરોવર બંધાયું છે ત્યારનું સૌરાષ્ટ્રનું દુઃખ ટળ્યું છે. અમાત્ય પુષ્યગુપ્તને માટે સેંકડો આશીર્વાદો અપાતા હશે શું આ વૃષ્ટિ સુદર્શનને પણ નષ્ટ કરી દેશે? એના પાણી વધતાં જ જાય છે. હાય ભગવાન! શું થશે. ?'

'મને તો લાગે છે કે આ સેતુબંધ જળના પ્રવાહને રોકી શકવાનો નથી'

'શું કહે છે ?'

'હા. જો આ સામે ભયંકર વાદળાંઓની હારમાળા! કેવા વિકટ લાગે છે! એ વૃષ્ટિને કોણ અટકાવી શકશે?'

'તો શું મારૂં સુદર્શન નષ્ટ થઈ જશે? શિવગુપ્ત, મારો બાલ્યકાળ આજ જગ્યાએ વીત્યો છે એજ તરંગોના તરંગોની સાથે મારો આત્મા સંકળાયેલો છે આજ સેતુબંધના પથ્થરોમાં મારા પૂર્વજોની સ્મૃતિ કોતરાએલી છે. હાય, શું એ બધું નષ્ટ થઈ જશે?'

'વીરભદ્ર, અત્યારે લાગણીવશ થવાનું કારણ નથી. સુદર્શન કદાચ નષ્ટ થશે તો ફરી પણ બંધાશે પરંતુ અત્યારે આપણે નીચેના ગામડાંના મનુષ્યોને સાવધાન કરી દેવાં જોઇએ.'

વીરભદ્ર ચૂપ ઉભો રહ્યો. થોડીવારે બબડયો, 'સુદર્શન ...... નષ્ટ થશે ...... તો ફરી બાંધનારાઓ ...... મળશે ...... કે કેમ તે તો ઈશ્વર જ જાણે. ઠીક, આપણે ગ્રામ્યજનનાને સંવાદ આપીએ. ઇંદ્રની પણ સ્પર્ધા કરતું મારૂં સુદર્શન ...... શું નષ્ટ જ થઇ જશે?'

૨

પુરાતન સમયના આર્યાવર્તના ગૌરવની આ વાત છે. મૌર્યોના કુશળ અમાત્ય પુષ્યગુપ્તે ગીરનારની પર્વતમાળામા એક સેતુબંધ બાંધી સુદર્શન નામનું તળાવ સૌરાષ્ટ્રને દુકાળથી બચાવવા બાંધ્યું હતું. એ તળાવનું પાણી સૌરાષ્ટ્રને માટે અમૃતતુલ્ય હતું. એના આશ્રય હેઠળ પોતાને નિર્ભય સમજી સૌરાષ્ટ્રે ઈંદ્રની પણ અવગણના કીધી. વીરભદ્રના પૂર્વજોએ એ તળાવ બાંધવામાં મોટો ભાગ ભજવ્યો હતો. અને પુરસ્કારના રૂપમાં વીરભદ્રના કુટુંબને સુદર્શનના રક્ષકનું સ્થાન આપવામા આવ્યું હતું એક વર્ષે અત્યંત વૃષ્ટિ થવાથી તળાવમાં પુષ્કળ પાણી વધવા માંડયાં અને વીરભદ્રને ભયની આગાહી થવા લાગી. પ્રખ્યાત શિલ્પી પણ મુંઝાયો.

૩

'દોડો, દોડો, મહાસાગરના પૂરસમા સુદર્શનનાં જળ વધતાં આવે છે.'

'શું કહો છો ?'

'તર્કનો સમય નથી. સુદર્શનનો સેતુબંધ હવે વધારે ટકી શકે તેમ નથી. સર્વેને સાવધાન કરી દો. ભયસૂચક રણભેરી વગાડો. હાય, ભગવાન, શું થવા બેઠું છે'

ગ્રામીણો દોડધામમાં પડયાં. મુસળધાર વરસાદ માઝા મૂકતો હતો. ઇંદ્રની કોપ દૃષ્ટિ ખરેખર સૌરાષ્ટ્ર પર ઊતરી હતી ભારે મેઘ તૂટી પડયા હતા. રણભેરી વાગી ઉઠી. ગામડે ગામડે ભયસૂચક વાતાવરણ ફેલાયું. સૌ નાસવાની તૈયારી કરવા લાગ્યા વીરભદ્ર દોડતો જ જતો હતો. સર્વત્ર બૂમ પાડતો ને શિલ્પી મનુષ્યોને સંકટની આગાહી આપતો હતો.

'ધમ..........ધમ ખૂબ જોરથી એક ભીષણ અવાજ થયો. સુદર્શન ફાટયુ. સેતુથી સંકળાએલા પાણી ભીમવેગે સૌરાષ્ટ્ર પર ધસી પડયા સર્વત્ર હાહાકાર મચી ગયો. અનાવૃષ્ટિથી સૌરાષ્ટ્રની રક્ષા સુદર્શન ચક્રની માફક કરતુ સુદર્શનતળાવ કાળરૂપ બન્યુ હતું પ્રલયના પૂર સૌરાષ્ટ્રને ગામડે ગામડે ફરી વળ્યા

૪

ભગ્ન સેતુબંધ આગળ વીરભદ્ર મસ્તક પર હાથ મૂકીને બેઠો હતો. તેની આંખોમાથી આંસુ વહી રહ્યા હતા. સુદર્શનના સ્થાન પર પાણીનો એક છાંટો પણ ન હતો. પોણોસો હાથ ઉંચા સેતુની જગ્યાએ પોણોસો હાથ ઉંડી એક ખાઇ હતી સેતુબંધ ધોવાઇને ખેંચાઇ ગયો હતો. વીરભદ્ર સુદર્શનના નાશ પર અનિમેષ દૃષ્ટિ નાખી બોલ્યો, 'હાય ભગવાન, આખરે સુદર્શન નષ્ટ જ પામ્યું ! હાય હાય,.........પિતાજી.........દાદાજી તમારી સુંદર કૃતિ નષ્ટ થઇ ગઇ ગયુ ......... .. ગયું, બધુ ગયુ .........નો હુ શું કામ ન જાઉં' તે ખૂબ જોરથી દોડતો ગીરના જંગલોમા અદૃશ્ય થઇ ગયો.

૫

સુદર્શનના ભગ્ન થવાથી સૌરાષ્ટ્રમા હાહાકાર મચી ગયો પ્રજા ત્રાહી ત્રાહી પોકારવા લાગી. મહાક્ષત્રપ રૂદ્રદામાના હૃદયને પણ પ્રજાના પોકારે હલાવી નાખ્યું. મહારાજે એક વિશાળ સભા ભરી શું કરવુ તે નિર્ણય કરવાની વ્યવસ્થા કરવા માંડી

૬

'મહારાજ, એ સુદર્શનને ફરી બાંધવુ અશકય છે.' અમાત્યો બોલ્યા.

'તો શું હવે નિરાધાર જ રહીશું મહારાજ !' લોકનેતા બોલ્યા

'પરંતુ તમે કોઇ શિલ્પી બતાવશો જે સુદર્શનને ફરી બાંધવાની જોખમદારી માથે લે ?' મહારાજ બોલ્યા.

'મહારાજ આપ સમર્થ છો વીરભદ્ર જેવા મહાન શિલ્પી કુટુંબીઓને ખોઇ વિરકત થઇ વનવાસ સેવે છે એજ સૌરાષ્ટ્રનું દુર્ભાગ્ય છે, અન્ય કોઇ શિલ્પી હમારી નજરમાં તો નથી દેખાતો'

'તો પછી ઉપાય શું છે?' મહારાજ બોલ્યા

'મહારાજ' પહરી બોલ્યો, વીરભદ્ર આપની આજ્ઞાની રાહ જુએ છે'

'તેમને લઇ આવ.'

વીરભદ્ર આવ્યો. તેના ચહેરા પર વિષાદની છાયા હતી. તેની આંખો ઊંડી પેસી ગયેલી હતી. તેની બોલીમાં સામંજસ્ય હતું નહીં. તે બોલ્યો, 'મહારાજ, ...... સુદર્શન ...ફરી બંધાવાનું......છે, જાણી હું......દોડતો......આવ્યો છું મહારાજ, સુદર્શનને બાંધવાવાળો કોણ છે તે તો જોઇ લઉં? ...... સુદર્શન બાંધવાવાળો તો આજે ...... સ્વર્ગમાં પણ બેસી આપણી આ ચેષ્ટા પર હસે છે, પોણોસો હાથ.........તમને તો ખબર જ હશે ... અહા અમાત્ય! સુદર્શનના સેતુની પાસે તો પોણોસો હાથ......ઊંડી ખાઇ છે. મહારાજ......... એ વ્યર્થ ચેષ્ટા મૂકી દો.'

મહારાજ વીરભદ્રને જોઇ રહ્યા. શિલ્પીના મગજની સ્થિતિ કાળના એકજ પ્રહરે બગાડી નાંખી હતી.

મહારાજ બોલ્યા, 'સુદર્શન ફરી બાંધવાવાળો શિલ્પી દેખાતો નથી માટે એ બંધાવવું કઠિન છે.'

લોકોમાં હાહાકાર ફેલાઇ ગયો.

૭

'શું સુદર્શનને ફરી બાંધવાવાળો કોઇ પણ તૈયાર ન થયો?

'ના, વીરભદ્ર પણ વિક્ષીપ્ત થઇ ગયા છે અને એ બાંધવું અસંભવ ગણે છે.'

'તો હવે સૌરાષ્ટ્ર હમેશને માટે દરિદ્ર જ રહેશે.'

એક નવયુવક ઉપલો સંવાદ સાંભળતો હતો તે બોલ્યો, 'સુદર્શનને બાંધવું કંઇ અશકય તો નથી પણ અઘરું છે.'

ગ્રામીણો નવયુવકને જોઇ રહ્યા. તે પરદેશી લાગતો હતો, 'શું કહો છો?

'હા, સુદર્શન ફરી બાંધી શકાય તેમ છે, હું બાંધી આપીશ.'

'તમે કોણ છો?

હું એક પરદેશી છું. મારૂં નામ કૌલપ છે. મહારાજની પાસે હું એ જોખમદારી લેવા તૈયાર છું.'

ગ્રામીણો આશ્ચર્યચકિત થઇ ગયા. ગામડે ગામડે વાત ફેલાઇ કે એક પ્રખ્યાત શિલ્પી સુદર્શન બાંધવાની હામ બીડે છે. લોકોના આર્તનાદે મહાક્ષત્રપને પણ કંપાવી દીધો.

તેણે સુદર્શન બાંધવાનો હુકમ કીધો.

૮

સુદર્શનનું બાંધકામ ચાલુ હતું. નુતન શિલ્પી આજ્ઞા આપતો હતો દૂર એક શિલાખંડ પર બેઠો બેઠો વિક્ષીપ્ત વીરભદ્ર અટ્ટહાસ્ય કરી રહ્યો હતો. 'સુદર્શન...બંધાય છે.... ......જોઉં તો ખરો......કેવું બંધાય છે......'

નવો શિલ્પી મનુષ્ય હતો અને ભાવુક વીરભદ્રના ભાવોને સમજતો હતો, તે વીરભદ્રની પાસે ઘણીયે વાર સલાહ લેવાને બહાને આવી તેની પ્રતિષ્ઠા કરતો હતો.

૯

સુદર્શન તૈયાર થઇ ગયું. પ્રથમથી ત્રણગણો મજબુત સેતુબંધ બંધાયો અને વધારે પડતું પાણી બહાર કાઢવાને માટે પણ ગોઠવણ થઇ. લોકોએ જોયું કે જેમ જેમ સુદર્શનના

બાધવાનુ કામ પુરૂ થતુ હતુ તેમ તેમ વીરભદ્રનુ હસવુ ઓછુ થતુ હતુ તે સુદર્શનની રચના ધ્યાનપૂર્વક જોતો કનારોના કનારો સુધી ભેમવા લાગ્યો નવા શિલ્પીએ વીરભદ્રના હૃદયને જીતી લીધુ હતુ

૧૦

આજે મહારાજ રૂદ્રસિંહ સુદર્શનનુ નિરીક્ષણ કરવા આવવાના હતા સર્વત્ર આનદ મેદની ઉલટી હતી સૌરાષ્ટ્રને ગામડે ગામડે હાસ્ય વેરાયુ મહારાજની સાથે નવો શિલ્પી ફરી બધુ બતાવતો હતો પાછળ વીરભદ્ર પણ ચાલતો હતો

'મહારાજ આ સરોવર હવે નહી ફાટે ?

'શુ એ ખરૂ છે વીરભદ્ર ?'

'હા મહારાજ, આ તળાવ ઘણુ મજબુત બધાયુ છે હુ પણ આ નુતન શિલ્પીથી મુગ્ધ છુ સુદર્શન હવે શ્રીકૃષ્ણનુ સુદર્શન બન્યુ છે પાછળથી મત્રી મડળમા ગગણાટ થયો. મહારાજે પાછુ વળી જોયુ એક સન્યાસી દેખાયો તે પાસે આવી ગયો

'મહારાજ, સરોવર બધાવી આપે સૌરાષ્ટ્રને ઉપકાર કીધો છે પરતુ એ સરાવરને સ્થાયી રાખવુ હોય તો અહી બલિદાન કરવુ પડશે'

સર્વે ચૂપ બેઠા એ શાક્ત સાધુની આખોમાથી તણખા ઝરતા હતા 'મહારાજ નરબલિ માગે છે આ પર્વતમાળાના દેવતાઓ ! તેમને અત્યારેજ સતુષ્ટ કરો તળાવ અક્ષુણ્ણ રહેશે ! સન્યાસી તીવ્ર વેગે ચાલી નીકળ્યો'

મહારાજ ચૂપ ઉભા મત્રીઓ કાષ્ટવત હતા નવો શિલ્પી કિર્તવ્યવિમૂઢ થઇ ગયો પ્રગ્નમા અદ્‌ભૂત શાંતિ હતી

એકાએક વીરભદ્ર બોલ્યો, 'મહારાજ, આ મારૂ સુદર્શન પુર્નજીવિત થયેલુ જોઇને મને અત્યત આનદ થાય છે મારા પૂર્વજોની કીર્તિ પુર્નજીવિત થઇ છે મહારાજ એ સુદર્શન એક નરબલિના અભાવથી નષ્ટ થશે નહી મહારાજ મારૂ પોતાનુ બલિદાન આપવા તૈયાર છુ '

'શુ કહો છો ? વીરભદ્ર' નુતન શાસ્ત્રી બોલ્યો

'હા ભાઇ, શિલ્પીના બલિદાનથી વધુ સદર આ પ્રસગને માટે શુ હોઇ શકે જુઓ આ તમારો સેતુબધનો એ સ્તભ અહીજ મારૂ નામ અમર કરજો'

વીરભદ્ર સેતુબધ ઉપરથી નીચે કુદી પડયો બધુ એક પળમા બની ગયુ એ એક પ્રજાજનમાથી એક દારૂણ જયઘોષ થયો 'વીરભદ્રની જય'

મહારાજની આખો ભીની થઇ ગઇ શુભ પ્રસગ પર વ્હેમ નાખનારાના સન્યાસીની પુષ્કળ શોધ કીધી પણ તે જણાયો નહી. સુદર્શન પાછુ સૌરાષ્ટ્રની રક્ષા કરવા લાગ્યુ

૧૧

એક દિવસ મહારાજ પાસે આવી સેતુનો રક્ષક બોલ્યો 'મહારાજ, આ સેતુબધના રાત્રે વીરભદ્ર રક્ષા કરતા રોજ દેખા દે છે'

મહારાજની આખોમા આસુ ઉભર્યા અને બોલ્યા, હાય રે વીરભદ્ર ! શુ સુદર્શન તારા આત્મા સાથે આટલુ બધુ સકળાયેલુ છે !

# સમાલોચના

**અમે છીએ સાત** લે. કુમારી કુલસુમ મરચા. બી. એ. પ્ર. ગૂજરાતી સાહિત્ય મંડળ ઇસ્માઇલ કોલેજ, જોગેશ્વરી, મુંબઇ, કીં. ૧–૦–૦

આ પુસ્તિકાના પ્રથમ દર્શનેજ એનાં કદ, કિંમત, સુશોભન, અનુવાદક અને પ્રોત્સાહકનાં નામો ચોકાવનારા છે અમને મળી છે એ એની બીજી આવૃત્તિ છે. પહેલી આવૃત્તિ શાળા પાઠશાળાઓમાં ઇનામ તરીકે વહેંચાઇ છે એ ઠીકજ થયું છે. ઘણા વિદ્યાર્થીઓ ઉગતા કવિઓ (Budding Poets) હોય છે. તેમને આ પુસ્તિકા જોઇ પ્રેરણા અને ઉત્સાહ મળશે. શ્રી. કુલસુમ બ્હેનનાં સાહિત્યની વાડીમાં આ પહેલા પગલા છે. અમે આશા રાખીએ છીએ કે એ પનોતાં પગલાં એટલેજ થંભી ન જતાં આગળ, આગળ, વધ્યા કરે.

**રસ પાંખડી** લે. વિવિત્સુ પ્ર૦ ચિમનલાલ ભોગીલાલ ગાંધી બી. એ. એસ. ટી. સી. ડી. વડવાળુ ફળિયું, રાવપુરા, વડોદરા કિં. ૦–૮–૦

કવિ મહાશય 'અર્પણ'માં કહે છે કે "દુધમલ દેહવાળી" "શીળી ને સૌમ્ય" એવી 'સુખવેલડી'એ એમના જીવનમાં રસની ધારા સીંચી છે. એવા સ્નેહરસથી ભીંજાએલ કવિએ આવા સુંદર રસો આપ્યા છે તેથી નહિ પણ તે ન આપ્યા હોત તેથી જ આપણને નવાઈ થાત. વડોદરાની ગામરસિયણ બ્હેનોએ એને છપાયાં પહેલાં જ મત્કાર્યો છે અને હવે તે છપાય છે ત્યારે ર. મ. ર. મજમુદાર જેવા લોકસાહિત્યના અભ્યાસીએ તેનું ઓળખાણ આપ્યું છે. એ આવકાર અને ઓળખમાં વધારો કરી વધુ પિષ્ટપેષણ કરવાની અમને જરૂર જણાતી નથી. ભાઇ વિવિત્સુ પોતે લખવાના ઉત્સાહી છે અને તેમની કલમ ફળદ્રુપ છે એટલે હજુ આવી આવી ઘણી પાંખડીઓ સાહિત્યદેવીને ચરણે અર્પણ થશે એમા સંશય નથી.

**લહેરી લુંટારો** કિં. ૦–૧૨–૦ **વસંતકુમારી** કિં ૦–૬–૦ **આશાની આંખે** કિં. ૦–૮–૦

ઉપરનાં ત્રણ પુસ્તકો અમને શ્રી વર્તમાન એન્ડ સન્સ મુંબઇ નં. ૩ તરફથી મળ્યાં છે. એક ડીટેકટીવ નવલકથા છે, બીજું સામાજિક નવલકથા છે અને ત્રીજું સામાજિક નાટક છે.

જનતામા વાચનશોખ વધતો જાય છે પણ એ શોખ મનોરંજક હળવા સાહિત્ય તરફ વધુ ઢળેલો છે. સંસારના રંગશિયા બોજાથી કંટાળેલાઓ ઘડીભર ચિત્તને પ્રફુલ્લ કરવા આવી ચોપડીઓ માંગે છે. એ માંગણીને આ પુસ્તકો સંતોષી શકશે. લોકોને પરવડી શકે એવી કિંમતના આ પુસ્તકોનો સ્વભાવિક રીતે જ ઘણો ઉપાડ થશે એમ અમે માનીએ છીએ.

**ઇંગ્લાંડનો ઇતિહાસ** લે. શ્રી. નાનુભાઇ કુ. દેસાઇ. એમ એ; બી. ટી પ્ર. મે લોન્ગમેન્સ ગ્રીન એન્ડ કુાં૦ મુંબઇ ૧.

'આપણા દેશનો ઇતિહાસ' વગેરેના કર્તા, ઇતિહાસના ઊંડા અભ્યાસી શ્રી. નાનુભાઇ દેસાઇએ ઇંગ્લાંડની છેલ્લી ત્રણ સદીનો ઇતિહાસ આ પુસ્તકમાં સુંદર, સરળ અને આકર્ષક

ગતે રજુ કર્યાં છે. મુંબઇ યુનિવર્સિટીની મેટ્રીક્યુલેશનની પરીક્ષાના અભ્યાસક્રમને અનુસરીને આ પુસ્તક ખાસ લખાયુ છે અને તેમા પાઠ્ય પુસ્તક અંગે જોઇતી સર્વ કાળજી રાખવામા આવી છે. શ્રી દેસાઇએ ભાષાશુદ્ધિ ચીવટાઇથી રાખી છે છતા ઇરાદાપૂર્વક જ ભાષા એવી સરળ રાખવામા આવી છે કે બિનહિંદુ ગુજરાતી વિદ્યાર્થીઓ પણ તે સમજે વાચી શકશે. પુસ્તકની યોજના આધુનિક શિક્ષણશાસ્ત્રના સિદ્ધાતોને અનુસરતી છે અને ચિત્રો, નકશાઓ, સમય રેખાઓ અને આકૃતિઓથી તેની ઉપયોગીતામા વધારો થયો છે. હિંદ અને યુરોપના ઇતિહાસની તુલનાત્મક સમયરેખા વિદ્યાર્થીઓને ખાસ સહાયકર્તા નીવડશે. ઠેકઠેક આપવામા આવેલા અગત્યના અવતરણોથી વિષય અધિક સ્પષ્ટ બન્યો છે પ્રકરણો રાજાઓદીઠ ન રાખતા ઇતિહાસના અગત્યના બનાવો અગર ચળવળો પ્રઈતે અનુસાર રચવામાં આવ્યા છે.' રાજાઓના નામને અપાતી અનાવશ્યક અગત્ય આજ પદ્ધતિથી દૂર કરી શકાય. પ્રકરણના સારમા મુદ્દા માત્રજ ટાંકી કર્તાએ એવી કાળજી રાખી છે કે તે વિદ્યાર્થીઓને વિગતો યાદ રાખવામા જ સહાયકર્તા થાય અને ગોખણપટ્ટી માટે તેનો દુરુપયોગ ન જ થઇ શકે. નવી સામાજિક અને આર્થિક સ્થિતિનો પણ યોગ્ય ખ્યાલ આપવામા આવ્યો છે. જેમને માટે આ પુસ્તક રચાયુ છે તેમને એ આશિર્વાદ સમાન છે.

ઇંગ્લાંડમા પ્રજાકીય સરકારનો ઉદય અને વિકાસ સમજવા માટે સામાન્ય વાચકોને પણ આ પુસ્તક ઉપયોગી વાચન પુરૂં પાડે છે.

સારા કાગળ, સુંદર છપાઇ, મજબુત બાધણી અને પુઠું અને ૪૧૨ જેટલા પાન છતા સસ્તી કિંમત રાખવા માટે પ્રકાશકોને પણ અભિનંદ ઘટે છે.

# કોંગ્રેસ સરકાર

દારૂના ધંધા અંગેની તમામ જાહેરાતો બંધ કરવાનો મુંબઇ સરકારે નિર્ણય કર્યો છે ને તે અંગે એક બીલ ધારાસભામા રજુ થશે.'

કરકસરના ઉદેશથી મુબઇ સરકારે ઇલાકાના સેન્ટ્રલ ડીવીઝનને રદ કર્યું છે અને ઇલાકાના ત્રણ મહેસુલી વિભાગને બદલે બે જ વિભાગ રખાશે કોલાબા, નાશિક, પૂર્વ તથા પશ્ચિમ ખાનદેશ જિલ્લાઓ હવે ઉત્તર વિભાગમા આવશે. સતારા, પુના અહમદનગર, અને સોલાપુર, દક્ષિણ વિભાગમા જશે

મુંબઇના સરકારી છાપખાનામા હવે યુનિવર્સિટી ને મુંબઈ કોર્પોરેશનનાં કામકાજો પણ છપાશે એવી યોજના મુ. સ. કરે છે.

મુંબઈ યુનિવર્સિટીની બી. ટી ની ડીગ્રી કરતા ટી.ડી નો ડિપ્લોમા ઉચો નથી એમ ઠરાવી અમદાવાદ સ્કુલબોર્ડ તેમની સ્કુલના સુપરિન્ટેન્ડન્ટોને કહેવાતા વધુ અભ્યાસ માટે વિલાયત જવાની રજા આપવા જરૂર જોઇ નથી. મુ. સ ના કેળવણી ખાતાએ સુરત જિલ્લાનાં આ. ડે. એ. ઇન્સ્પેકટરોના પગારના સ્કેલમા ઘટાડો કર્યો છે.

અમદાવાદના હોટેલ માલેકોએ હરિજનોને દાખલ કરવા લેખિત કબુલત આપી છે.

આવતા નવેમ્બર માસમા ૧૦થીબાર વરસની ઉમ્મરના વિદ્યાર્થીઓ પાસે આસમકાર્ઇ ...ગતના મુંબઇ સરકારે અમલદારોને સૂચના કરી છે.

મું. ધા. સ. ના ગણોત બીલમાં સો એકરની મર્યાદા તેમજ જમીન ખાલી કરાવવાની કલમો રદ થશે.

મું. ધા. ની મ્યુ. ની મુદત ત્રણ વર્ષની છે, તે વધારીને પાંચ વર્ષની કરવાનો મુ. સ. વિચાર ચલાવે છે.

સંયુક્ત પ્રાંતોમાં યુવાનોને ગૃહઉદ્યોગોની તાલીમ આપવા બે લાખને ખર્ચે બે કલાભુવનો સ્થાપવાની સરકારે યોજના કરી છે


# પેશાબનાં ભયંકર દર્દોનો

## ફત્તેહમંદ ઇલાજ

ડોકટર જસાણીની જગમશહુર દવા




## બે ધડક આજેજ અજમાવો

પેશાબના અને ધાતુના ભયંકર રોગો માટે ઇન્જેકશનો અને પીચકારીઓ લીધા વીના ગોનોકિલર ખરેખરો નિર્દોષ અને સલામતી ભરેલો એક જ અને છેલ્લો રામબાણ ઇલાજ એ પહેલે જ દિવસે તેના ચમત્કારી ગુણનો પરચો બતાવે છે.

ગમે તે કારણથી લાગુ થયેલ તરતનો અથવા જુનામા જુનો પ્રમેહ (પરમીઓ), સ્વપ્નામા તથા પેશાબમા જતી ધાતુ, તથા જતી રસી, ચતી. સખ્ત બળતરા, ટીપું ટીપું તથા અટકી અટકીને થતો પેશાબ, મુત્રાશયમા આવેલો સોજો તથા થયેલો જખમ તથા સ્ત્રીઓનાં પ્રદરનાં ભયંકર રોગો વગેરે પેશાબને લગતા તમામ દર્દોનો જડમુળથી નાશ કરી બગડેલી ધાતુને સુધારી સ્વચ્છ અને ઘટ્ટ કરે છે

પચાસ ગોળીની બાટલી કીં. રૂ. ૩) વી. પી. ખર્ચ આઠ આના જુદું




— ચેતવણી —
દવા ખરીદનાં પહેલાં
દવાનું નામ
ગોનોકિલર અને ટુકડા છાપ
સીલબંધ પેકેટતપાસીને લેજો

દરેક આગેવાન દવાવાળાને ત્યાં વેચાય છે.

એકલા બનાવનાર **ડો. ડી. એન. જસાણી** ગીરગામ બેક રોડ મુંબઈ-નં. ૪

# લઘુતાભાવ

સુવા ન પૂછે "ઉષ રંગ ક્યાંથી ?"
પૂછે નહિં નિર્ઝર "નાદ ક્યાંથી ?"
નવાઇ પહેલા ટહુકારની નહિં
પામે ભલે કોયલ કાગડે રહી.

છતાં આ એમનું સાથી બાળક કસ્તુરીમૃગ !
પામે નવાઇ જે મ્હાડે પામે યૌવન આપનું.

મઘમઘે વનધામ દિશે દિશે,
સ્વરગની સુરભિ પ્રસરી દિસે:
વગર વર્ષણ સોડમતી ધરા,
વિનવસંત સુગંધિત વાયરા.

શોધે છે વનનું બાળ આવે એ ગંધ ક્યાં થકી ?
પુષ્પથી પત્રથી કે કો નવેરી કૂંપળો થકી ?

ચઢી જતું ડુંગર દીર્ઘ ઢાળથી,
કુદી જતું ખીણુ કરાડ ફાળથી:
બખોલમાં, કોતરમાં, ગુફા મહીં
પેસી જુએ ગંધ ન એ જડે કહીં.

"એ ઊંચા આભથી આવી નીચા પાતાળથી અગર,"
કરીને કલ્પના ઝાઝી જુએ એ શૂન્યમાં ટગર.

એવે સમે પારધિ–બાણુ આવે,
અકાળ રે ! મોત નજીક આવે:
ઢળી પડે છે હરણું ઘવાઇ,
જોઈ રહ્યું મૃત્યુ સમે નવાઇ.

પોતાની નાભિ કાપીને કાઢે કસ્તુરિકા ઘણી
શિકારી, એ લઈ એ ચાલ્યો ગ્રંથિ યોજનગંધિણી.

ત્યારે જુએ એ મૃગબાળ કે હતી
ડુંટી મહીં ગંધ, ન દૂર તે હતી:
રાંડયા પછી ડહાપણુ એ રડાવતું,
દુઃખી જીવોને અદકું દુભાવતું.

"દૂરના ડુંગરો સારા" ઘણાએ લોક મોહતા,
લઘુતાભાવગ્રંથીથી પોતાને ક્ષુદ્ર માનતા.

— પ્ર.

# બાગલાણના પ્રદેશનો પરિચય

(ગતાંકથી ચાલુ)

શ્રી મણિભાઈ દ્વિવેદી

(૩)

પ્રતાપશાહના પછી બાગલાણમા રાઠોડોની સત્તા ઘટવા લાગી એ બીનાનો ઉલ્લેખ ગયા અંકમા આપણે કરી ગયા

પ્રતાપશાહના પુત્ર ભૈરવશાહનુ સન ૧૬૩૫નુ એક દાનપત્ર મળ્યુ છે, એટલે એટલુ તો નક્કી થાય છે કે એ સમય પહેલા પ્રતાપશાહનુ અવસાન થયુ હતુ એ સમયે અતિ-વિસ્તરેલી મોગલ સત્તાના પાયામા આઘાત લાગવા માંડ્યા હતા દક્ષિણમા મરાઠી સત્તાનો ઉદય થવા લાગ્યો હતો

સન ૧૬૩૭મા ઔરંગઝેબે બાગલાણ પર ચઢાઈ કરી અને મોગલ સત્તાની સામે પોતાનો ટકાવ થઈ શકશે નહી એમ જાણી ભૈરવશાહે બાદશાહને એક લાખની ખંડણી ભરવાનુ કબુલ કર્યું અને તેના અવેજમા ધરમપુર રાજ્યમા આવેલુ રામનગર અને સુલતાનપુર શહેનશાહે તેને આપ્યા સન ૧૯૦૯મા આજ રામનગરમા ભૈરવના પૂર્વજોએ સુરત જવાના માર્ગના રક્ષણ કાજે લશ્કરી ટૂકડીઓ મૂકી હતી

સન ૧૬૭૦મા શિવાજીના એક સરદારે સાલ્હેરનો કિલ્લો કબજે કર્યો સન ૧૭૨૩મા મુલ્હેરનો કિલ્લો અને બાગલાણનો પ્રદેશ નિઝામની સત્તા નીચે ગયો સન ૧૭૯૫મા બાગલાણનો પ્રદેશ અને તેના કિલ્લાઓ નિઝામ સરકારે પેશ્વાને સુપ્રત કર્યા અને તેમાથી પેશ્વા સરકારે ગોવિંદરાવ ગાયકવાડના પત્ની ગહીનાબાઈને સાલ્હેરનો કિલ્લો પહેરામણીમા આપ્યો તે આજ સુધી ગાયકવાડ સરકારની હકૂમતમા છે[૧૮]

પેશ્વાનુ પ્રબળ પણ પડવાની અણી પર હતુ અને સન ૧૮૧૮મા પેશ્વાની સત્તાનો અંત આવ્યો એ જ વર્ષના જુલાઈ માસમા બાગલાણનો પ્રદેશ અને તેમા આવેલા કિલ્લાઓ અંગ્રેજ સત્તા નીચે ગયા તે દિવસથી બાગલાણની ભૂમિ સાથેનો ગુજરાતનો સંબંધ તૂટ્યો અને જે બાગલાણની આ ભૂમિએ સાહસિક ગુજરાતીઓને અનેક પ્રેરણાઓ આપી હતી તે બાગલાણ ને તેના કિલ્લાઓ ગુજરાતથી છૂટા પડ્યા

એક રીતે કહીએ તો મોગલ સત્તાના ઉદય સાથે બાગલાણની સ્વતંત્રતા જોખમમા આવવા લાગી હતી એ પુરાતન સમયમા સુરતના બંદર સાથે દક્ષિણમા જવાનો વ્યાપારી રાજમાર્ગ બાગલાણના પ્રદેશમાથી પસાર થતો હતો અને શહેનશાહ અકબરે ખાસ મુત્સદ્દીને

૧૮ "આ ગઢ પ્રથમ નિઝામ સરકારના તાબામા હતો × × કિલ્લા ઉપરની સીબંધીને ઘણુ વરસ સુધી પગાર ન આપવાને લીધે તે કિલ્લેદાર શ્રી૦ ગાયકવાડ મહારાજને મળ્યા, તેમણે પગાર ચૂકવી આપ્યો ને ગઢ પોતાના સ્વાધીનમા લીધા" એમ વડોદરા સરકારના સન ૧૮૯૧ ૯૨મા પ્રસિદ્ધ થયેલા "સાલ્હેરના કિલ્લા સંબંધી રીપોર્ટ'મા જણાવવામા આવ્યુ છે પૃ. ૬ પણ આ હકીકત ભરોસાપાત્ર જણાતી નથી

પોતાના સાર્વભૌમત્વમા ગુજરાત અને દક્ષિણની વચ્ચે નદીઓની એક આવી અણનમ સત્તા રહે એ પાલવે એમ ન હતુ. એણે રાજા એકાદ યુદ્ધને માટે નહીં, એકાદ ટેકરાતના પર પોતાનો કબ્જો છે એમ બતાવવા નહી પણ વ્યાપારના માર્ગ પોતાની નિરંકુશ સત્તા નીચે આણવા બાગલાણના સત્તાધીશો સામે મોરચા માંડેલા પણ સાત સાત વરસના સતત સૈન પછીથીયે નિષ્ફળતા પ્રાપ્ત થતા આખરે એના પ્રબળ શાસક પ્રતાપશાહ સાથે સન્ધિ કરી વ્યાપારી રાજમાર્ગની સલામતી મેળવેલી.[૧૯] જે સત્તા અકબરના સમયમા અણનમ રહી તે આપણે ઉપર જણાવી ગયા તે મુજબ ઔરંગઝેબના સમયમા તૂટી અને પેશ્વાઈએ તેને પૂરી પછાડી અને પેશ્વાઈનો અંત આવતા અંગ્રેજ સત્તાના ઉદયમા વેપારના અને મુસાફરીના માર્ગો અને સ્થળોય બદલાયા તે સાથે ગુજરાતને માટે બાગલાણનો પ્રદેશ એક મનોહર સ્વપ્નભૂમિ બની રહ્યો અને સૈન્યોના ધમસાણ, વેપારી વણજારોની અવરજવર એ સૌ શમી જતા એની સૂની વાટોમા જંગલ પથરાયા.

જે બાગલાણના પ્રદેશનો આપણે ઉલ્લેખ કરી ગયા તેની હકૂમત નીચે એક હજાર ગામો હતા આ પ્રદેશનો ઉત્તર-દક્ષિણ વિસ્તાર ૧૯૦ માઇલ અને પૂર્વ-પશ્ચિમ વિસ્તાર ૧૦૦ માઇલનો હતો બાગલાણની ઉત્તર સીમા તાપી નદીને કાંઠે અને દક્ષિણ સીમા નાસિક જીલ્લાની ઘાટ-માતાની ડુંગરાળ ટેકરીએ પૂરી થતી.

તેની ભૂમિ રસાળ હતી અનેક જાતના વન્ય પશુઓ ત્યા થતા હતા અને વાઘ અને સિંહોની પણ વસ્તી હતી એમ ફારસી ઇતિહાસકારોના કથન પરથી જણાય છે.

આજ જંગલ બની પડેલી બાગલાણની ભૂમિમા ઉત્તમ જાતના ફળો થતા અને ા એનેરો પાકથી લચી જતા હિન્દભરમા તેના કેટલાક ફળો અને ચોખા મશહૂર હતા. ા આજે પણ સાલ્હેરના હવા પાણી તો વખણાય છે, પણ તેની આસપાસનો પ્રદેશ શીતજ્વર ા ઉપદ્રવથી પચી રહેલો છે આજે તો મલગદેવ-રોગ કે ચીમેન્ટારીને નાક રહ્યુ એટલે મમગજના દવાખાનમા પગ મૂકવા સરખી ત્યાની પરિસ્થિતિ છે, પણ જૂના સમયમા ત્યાના મહેનતુ કૃષિકારોએ એ ભૂમિને ખીલવી હતી અને અજ્ઞાન દાનેશ્વરીઓએ ખેતીને પોષક જળપ્રવાહો માટે બધારા બાંધ્યા હતા. આમાના મોટા ભાગના બધારા આજ પુરાઇ ગયા છે છતા એ જૂની જાહોજલાલીની એંધાણીઓ હજી ભુસાઇ ગઇ નથી.

સાલ્હેર, મુલ્હેર અને રતનપુર મૌ તૂટ્યા આ પડતીના સમયમા સાલ્હેરનો ગિરિદુર્ગ જમાનાઓની ઉથલ-પાથલના કડવા મીઠા ઘુંટડા ગળીને મૌન ધારી બેઠો છે. એના પુરાતન ઇતિહાસને, એની ગૌરવશાળીતાનો એક હરફ એ ઉચ્ચારતો નથી તેમ છતા એ દુર્ધર્ષ ગિરિદુર્ગના ઉચ્ચતમ શિખરો હજારો વર્ષ પૂર્વે થએલા ભગવાન પરશુરામના પાદસ્પર્શની ભક્તિ ભરી યાદ આપે છે. જામદગ્નિના એ પ્રતાપી પુત્રની યજ્ઞ-શાળા અને માતા રેણુકાના સ્થાનકો હજાર-હજાર વર્ષ પૂર્વની ભારતની પરિભ્રમણકારી જાતિઓના શ્રદ્ધાસ્મરણો તાજા કરે છે સહ્યદ્રના કિનારાની જળાશયના જૂના જૂના સ્થાનોમા હજીયે એ પુરાતન પ્રવાદના

૧૯ History of Aurangzeb by Jadunath Sarkar.

સંચય ખૂટવા નથી પણ તેની તજેટીના આલાસુવાસમાં વસ્તી નથી, પરદેશી મહોલ્લાની કોઇને પિછાન નથી, એની "ચોખી ફુરે" ઘેલાર કોઇ માનવી નથી અને ચારણ-ગુંજ (ગુંજા) નામના ફળિઆમાં સાહ્‌હેરની કીર્તિનાં બિરદ લલકારનાર કોઇ ચારણ ત્યાં ફરકતો નથી.

આમે બાગલાણ તાલુકો સરકારને દફતરે છે, બાગલાણના પ્રતિહાર સાહ્‌હેરના કિલ્લે ગાયકવાડ સરકારની ધજા ઊડે છે, મુલ્હેર ને તેની બાજુ ટેકરીઓમાં વાણિજ્યશૂરા દાનવીર જૈન વેપારીઓએ બાંધેલાં ધર્મ સ્થાનકો છે પણ ગુજરાતની આ મનોહર ભૂમિનું હીર અને નૂર હણાઇ ગયું છે.

( સંપૂર્ણ )

# આર્ત્તિ કે આરતી ?

( મન્દાક્રાન્તા )

ક્લાન્તિ, ભ્રાન્તિ જીવનકવને ના ઘડીવાર શાન્તિ,
સસ્‌ જેવો પવન સૂસવે ઉર તે ભાર ભ્રાન્તિ !
રે આ વેળા નયન ઝુલતું અશ્રુનું એક બિન્દુ,
પૂર્ણિમાનો કમનશીબનો એ ઉગ્યો ભાગ્ય-ચન્દ્ર !...(૧)

મ્હારાં અશ્રુરૂદન હળવાં, મૂક નિઃશ્વાસ ઝીણા,
હૈયે વાગી જીવનકલહે એજ વૈરાગ્યવીણા,
આ મીઠી શું ઉરમુંઝવણો દર્દ આ ધન્ય દેવા,
શું પાપી કહે જિગરજખમો દોહવલાં ક્યા જ કહેવાં ?...(૨)

ધારા ધારા નયન જલની રમ્ય પર્જન્યધારા,
મુક્તોર્મિના દલિત ઉરથી ફૂટતા આ ફુવારા !
અશ્રુઓને નયનપડદે સૂર્ય શો ઝંખવાયો,
જ્વાળાઓનો મુજ જીગરને જામ તેં ધન્ય પાયો...(૩)

( અનુષ્ટુભ )

ઉરની ઊંડી આ આર્ત્તિ નાથની ધન્ય આરતી !
મૂક તાર વીણા છેડે પડી ખુણે શું ભારતી !

ऋतूनां कुसुमाकरः

# ટપાલીનાં આંસુ

શ્રી પંકજ

શંભુ સ્થાનિક સર્વને ઘણો જ પ્રિય હતો. સાધારણ રીતે ટપાલીનું કામ તેને સર્વેના પરિચયમાં સ્હેજ્યાત લાવે છે પરંતુ શંભુના મોહક સ્વભાવને લીધે તે અસ્થાયી નહિ રહેતો; પ્રિય થઈ પડ્યો હતો. 'શંભુકાકા, મારો કાગળ છે?' 'શંભુમામા, મારો કાગળ છે?' 'શંભુભાઈ, મારા નામનો એકે કાગળ છે?' ઇત્યાદિ સવાલોનો જવાબ આપતાં શંભુ કંટાળતો નહીં અને હમેશ હાસ્યપૂર્ણ જવાબથી પૂછનારને પણ હસાવી દેતો.

શંભુની સૃષ્ટિમાં એક પત્ની બે પુત્રી તથા એક પુત્ર સિવાય કંઈ હતું નહીં. માતા, પિતા, ભાઈ, બંધુ ઇત્યાદિ શંભુને જગતમાં પોતાનો પ્રતિનિધિ તરીકે મૂકી ક્યારનાય પરલોક જઈ પહોંચ્યા હતા. શંભુના સ્થાનબંધ તામાંથી પ્રતિમાસ ઉપજતા પંદર પીઆ તેની સૃષ્ટિને માટે બહુ મૂલ્યવાન હતા. દિવાળી, હોળી અને નાતાલના ઉત્સવો પર કંઈ બક્ષિસો પણ મળતી પરંતુ તેમાં પણ કેટલાક સજ્જનો 'સરકારનો હુકમ નથી' 'ફરી પોર કરીશું' ઇત્યાદિ શબ્દોથી શંભુને વધાવી લેતા. શંભુમાં સંતોષની માત્રા અધિક હતી. એક હિંદુમાં સંતોષની માત્રા સ્વભાવતઃ વધારે હોય છે. તે સુંદર પરલોકના ધ્યાન પર આજીવન ભુખમરો વેઠીને પણ સંતુષ્ટ રહેવામાં ગૌરવ માને છે. અર્થશાસ્ત્રીઓ તેને મૂર્ખતાની પરિસીમા કહે છે પરંતુ એમાં પણ એક રહસ્ય છે. 'તમે બીજો ઉપાય એક ગુલામ પ્રજા માટે બતાવશો?' સવાલનો જવાબ ભલભલા અર્થશાસ્ત્રીઓ આપવો ઉચિત નથી સમજતા અને કહે છે કે એ તો રાજનીતિજ્ઞોનું કામ છે. પરંતુ ભારતમાં તો ધર્મ, અર્થ અને રાજનીતિ એક બીજા સાથે એવા સંકળાયેલા છે કે બધાનો ખીચડો. ચાલતાના પ્રખર વિદ્વાનો પણ થાક્યા છે. કોઈ નિરાશ વ્યક્તિએ પરલોકની સુંદરતમ સૃષ્ટિની કલ્પના કીધી હશે અને આજે પણ એ જ સૃષ્ટિની ઝંખના આપણને જીવનસંગ્રામમાં જેમતેમ આગળ ખેંચે છે.

શંભુના રોજના ભાગમાં આશા, નિરાશા, હર્ષ, શોક, વેદના, આહ્લાદ ઇત્યાદિનો ભાગ હતો. કેટલાયે હૃદયને ચીરનાર પત્રો પણ તેના થેલામાં રહેતા. કેટલીયે સુંદરીઓના પ્રેમપત્રો, કેટલીયે મૂક વધૂઓની વેદના અને કેટલાયે અર્થશાસ્ત્રી અને ધનિકોના વક્ષોને ચાળવતા પત્રો રહેતા. પરંતુ શંભુ એ સર્વેનો રક્ષક હોઈ પણ નિર્લેપ હતો. શંભુને માટે એ નિત્યનો ક્રમ આનંદની વસ્તુ હતો.

શંભુના રોજના ફેરામાં મળતા માણસો શંભુને સલામ, નમસ્કાર, પ્રણામ ઇત્યાદિથી વધાવી લેતા. છોકરાઓ પણ તરેહવાર શબ્દોએ તેનું સ્વાગત કરતા. શંભુના એક દિવસના ફેરામાં એક સુંદર બાળક બધા બાળકોનું અનુકરણ કરી બોલ્યો, 'શંભુમામા મારો કાગળ છે?'

શંભુએ બાળકના તરફ જોયું. બાળક અપરિચિત લાગ્યો. તેણે તેને પૂછ્યું, 'તારું નામ શું છે?'

'મારું નામ વિનોદકુમાર. આ રસ્તેના નાકેના ઘરમાં હમે રહીએ છીએ.'

બાળક સાતથી આઠ વર્ષનો હતો. શંભુ બોલ્યો, 'વારુ, તારો પત્ર આવશે તો ત્યાં આપી જઇશ.'

શભુ રસ્તે ચાલતો વિચાર કરવા લાગ્યો કે બાળક નવાગત લાગતો હતો. બાળકના નિર્દોષ મુખ તરફ તેનું આકર્ષણ આપોઆપ થતું હતું. રસ્તે ચાલતાં શિવચંદ વાણીયાની દુકાને બીડી સળગાવવા શંભુ બેઠો ત્યારે ત્યાં બે ત્રણ નોકરો સામન લેવા આવેલા હતા તેઓ વાત કરતા હતા.

'પેલાં નાકે કોણ રહેવા આવ્યાં છે?'

'કોને ખબર, એક બાઇ અને એક છોકરો છે.'

'બાઇનો ધણી છે કે નહીં?'

'મેં તો જોયો નથી, પેલી મજુરણ કહેતી હતી કે તેનો ધણી પરદેશ ગયેલો છે.'

'પૈસાદાર લાગે છે કેમ?

'નારે, સાધારણ ઠીક છે. કામ કરવા માટે એક ડોસો નોકર રાખ્યો છે'.

શંભુને કંઇ રહસ્ય લાગ્યું પરંતુ કોઇ પત્ર આવશે ત્યારે ખબર પડશે એમ વિચારી ચૂપ રહ્યો. સાંજના પાછા ફરતી વખતે શંભુએ તે બાળકને જોયો અને પૂછ્યું, 'તમે કયાંથી આવ્યાં છો?

'ઘણે દૂર એક ગામ છે ત્યાંથી આવ્યાં છીએ?

'કયું ગામ?

'વીરપુર.'

એકાએક ઘરમાંથી અવાજ આવ્યો, 'વિનોદ.' તે છોકરો 'આવ્યો' કરી દોડી ગયો.

ઘણા દિવસો સુધી કોઇપણ પત્ર તે બાળકને માટે આવ્યો નહીં. તેના મુખ પર આશાના ચિન્હો પ્રત્યેક પ્રાતઃકાળે શંભુ જોતો અને પ્રત્યેક દિવસે નકારનો જવાબ આપતાં શંભુનું પણ અંતર વલોવાઇ જતું. બાળક હંમેશ નકારનો જવાબ સાંભળી દુઃખી થઇ જતો, અને માથાઓને કહેતો. 'બાપુજીનો પત્ર આવતા ઘણો વખત લાગે છે. અન્ય છોકરાઓ પણ એ વાતને વધારે આળવતા નહીં પરંતુ નિત્યના ક્રમની એક વસ્તુ સમજતા હતા.

એક દિવસ એકાએક એક મનીઓરડર પંદર રૂપીઆનો તે બાળકની માતાના નામ પર આવ્યો. શંભુ આજે પ્રસન્ન હતો અને બાળક ખુશ થશે એમ કલ્પના કરતો તે બાળકના ઘરની પાસે જ્યારે આવ્યો ત્યારે તેજ સવાલ પૂછાયો, 'શભુમામા, મારો કાગળ છે?'

'ભાઈ કાગળ તો નથી પણ મનીઓર્ડર છે.'

અંદરથી બાળકની માતા બોલી, 'શંભુભાઈ, એ મનીઓર્ડર જોવા દો!'

શંભુની સાથે બાળકની માતાનો એ પ્રથમ આલાપ હતો. શંભુએ મનીઓરડરનું ફોર્મ જોવા આપ્યું. તે બાઇએ જોઇ વાંચી પાછું આપ્યું અને બોલી, 'એ મનીઓરડર પાછો મોકલી દો. હમે લઇશું નહીં.'

કેમ ?'

'ના એ હમને નહી ખપે'

શભુએ યત્રવત મનીઓર્ડર કોથળામા નાખ્યો તેને બાઇ હ્રદયમથી લાગી બાળક ચૂર ઉભુ હતુ શભુ આગળ વધ્યો મનીઓર્ડર એક બેંકના ખજાનચીના તરફથી હતો શભુએ આવી ઓફીસમા તે પાછો આપ્યો

થોડા દિવસો પછી શભુએ તે બાળકને જોયો નહી પૂછતા ખબર પડી કે તે માદો હતો શભુ તે બાળકને જોવા નો લોભ રોકી ન શક્યો તે તો ઝેર જઈ બોલ્યો, 'વિનોદભાઇ' અદરથી તેની માતા બોલી 'કોણ ?'

'હુ શભુ '

તે બાઇ બહાર આવી શભુને જોઇ બોલી 'કેમ ?'

વિનોદભાઇની તબિયત ખરાબ છે એમ સાભળ્યુ છે'

માતાની આખોમા અમી ઉતર્યું તે બોલી, 'હા તાવ આવે છે'

'કાઇ ડાક્ટરને બોલાવ્યો છે ?

'ના ભાઇ, ખ દેશી માણસ છીએ ડાક્ટર ક્યા બોલાવવા જઇએ, ઘેર કાઢો પાયો છે'

'ક્યા છે ભાઇ ?

'આવો'

શભુ અદર ગયો તેને જોતા બાળક બોલ્યો, 'શભુમામા, મારો કાગળ છે ?

શભુને નકાર ઉચ્ચારવો ભારી થઇ પડ્યો વાત બદલી તે બોલ્યો, હુ સાજે દવા લેતો આવીશ'

વિનોદ બોલ્યો શભુમામા તમે મારો કાગળ કેમ નથી લાવતા ?'

શભુ મૌન રહ્યો વિનોદની માતાના હૃદયને આ શબ્દો વીધી ગયા હતા તે બોલી, 'બેટા તારો કાગળ જરૂર આવશે શભુમામા લઇ આવશે'

શભુ બહાર આવ્યા તેને વિચાર આવ્યો કે બાળક અને માતાની પાછળ કઇક રહસ્ય છે તે દવા લઈ જ્યારે સાજે પાછો વળ્યો ત્યારે બાળકની માતા તેની વાટ જોઇ રહી હતી દવા આપી તે બોલ્યો, 'કાલે હુ ફરી આવીશ ત્યારે હાલચાલ કહજો'

તે રાત્રે શભુને ઉઘ નહિ આવી બાઇએ પત્રને માટે પુત્રને દિલાસો આપ્યો હતો પરતુ આવેલો મનીઓર્ડર પાછો મોકલ્યો હતો તેને એ વાત બહુ વિચિત્ર લાગી તણે મનમા નિશ્ચય કીધો કે તે બાઇને બીજે દિવસે એ વાત પૂછશે

બીજે દિવસે શભુ જ્યારે ત્યા ગયો ત્યારે બાળકનો તાવ જરા વધારે હતો દવાનો છેલ્લો ભાગ હતો તે પીવરાવી માતાએ તેને સુવાડી દીધો હતો શભુ બોલ્યો,' હુ આજે ડાક્ટરને બોલાવી લાવીશ'

'પણ તે તો ફી લેશે ને ? શુ ફી લેશે ?

'ના મારા કામ માટે ફી નહી લે'

'તમારા કામ માટે !

'બ્હેન, આશ્ચર્ય પામવાની જરૂર નથી. વિનોદભાઇએ મને મામો બનાવી હંમેશને માટે છની લીધો છે. તમને ખોટું ન લાગે તો એક વાત પૂછું ?'

'શું ?'

'તમે આ સ્થાનમાં એકલાં કેમ છો અને વિનોદ કોના પત્રની ગફ જુએ છે ? તમે મનીઓડર પાછો કેમ મોકલ્યો ?'

તે બાઇ નીચું મુખ કરી ચૂપચાપ ઉભી રહી, થોડીવારે બોલી, શંભુભાઇ, હું છતા પતિએ વિધવા છું.'

'શું કહો છો !'

'હા હું પરિત્યક્તા છું, છંડાએલી છું.'

'પતિએ શું કામ ત્યાગ કીધો ?'

તે બાઇ એક શુષ્ક હાસ્ય કરી બોલી, 'મારા પતિ પ્રથમ તો મારા ઘણા અનુરાગી હતા. આ પુત્ર હમારા પ્રેમનું પરિણામ છે. પરંતુ તે આઇ. સી. એસ. માં પાસ થયા પછી વિલાયત જઇ આવ્યા ત્યારપછી મારૂં સ્થાન એક ગ્રેજ્યુએટ બાઇએ અનાધિકાર ખૂંચવી લીધું છે. મેં ધર્મ અને સમાજની દોહાઇ પોકારી અને તેઓએ Culture (સંસ્કાર) અને love (પ્રેમ)ની વ્યાખ્યા આપી; હું ત્યારથી વિનોદને લઇને બ્હાર ફરૂં છું. મારા પિતા મારે માટે સંપત્તિ મૂકી ગયા છે. ખાવા પીવાની કમી નથી. મને સ્ત્રી જાતિ તરફ એક સખત તિરસ્કાર આવ્યો છે. માટે કોઇને મળતી પણ નથી.'

'પરંતુ તમારા પતિનો પણ એમાં દોષ હતો.'

'હા. પરંતુ જો તે બાઇએ મારી દયા ખાધી હોત તો મારા પતિ કંઇ પણ નહીં કરી શકતે. તેના કરતાં ઉલટી તેણે મારા પતિ પર હું અભણ છું, અસંસ્કારી છું, ઇત્યાદિ પાકયો ઠસાવ્યાં. જો સભ્યતા અને પ્રેમને નામે આવોજ અનર્થ ફેલાવવો હોય તો મારો વિનોદ એનાથી જેટલો દૂર હોય તેટલો સારો.'

'પરંતુ મનીઓરડર કોણ મોકલે છે ?'

'એ તો સૌજન્ય બતાવવા મારા પતિની દ્વિતીય પત્નીએ કોઇ એક મારફત મોકલાવ્યો હશે. જાણે એ પંદર રૂપિઆ આપવાથી તેનું પાપ હલકું થશે અને મારા તરફની બધી ફરજ પૂરી થશે. શંભુભાઇ, શું હું પંદર રૂપિઆમાં મારૂં સુખ વેચી આવી છું?

શંભુ તો માસ્તર અને વિદ્વાન નહીં હતો, તેનું શુદ્ધ હિંદુ હૃદય આ સાંભળી કકળી ઉઠ્યું. તેની આંખોમાં આંસુની ધારા સ્પષ્ટ દેખાઇ તે બોલ્યો,' બ્હેન આજથી તમે મને ધર્મનો ભાઇ સમજો અને આ સ્થાન તમને કદી છોડવા દઇશ નહીં, શંભુ એકાએક બ્હાર આવ્યો. બાળકની માતા એક અજાણ્યા ટપાલીની લાગણી જોઇ આંસુ રોકી શકી નહીં.

માજે ડોકટરે જોઇને દવા આપી. માતાએ કૃતજ્ઞતાપૂર્વક શંભુના તરફ જોયું. શંભુ બાળકનું અંતર માપી બોલ્યો,' કાલે વિનોદને માટે પત્ર આવશે.' વિનોદનો પત્ર તેને વાંચી સંભળાવજો.'

બીજે દિવસે શભુ વિનોદને ત્યા ગયો. વિનોદે ક્ષીણ અવાજે પૂછ્યુ 'શભુમામા, મારો કાગળ છે !

' હા, ભાઇ આજે તો તારો કાગળ છે, તારા મામાનો કાગળ છે !

શભુએ પત્ર આપ્યો, માતા તે પત્ર વાચવા લાગી પત્રના અક્ષરે અક્ષરોમા એક વ્યથિત હૃદયને માટે સહાનુભૂતિ હતી બાળકને બતાવવામા આવ્યુ કે એ શકરમામાનો પત્ર હતો અને શુ ભણે છે તે પૂછાવ્યુ હતુ. બાળકના મુખ પર એક પ્રસન્નતાની ઝાંખી દેખાઇ માતાની આંખોમાથી આસુઓ પડતા હતા. શભુની આંખોની આગળ અધારા આવતા હતા

જગતમા એક તરફ એક પરિત્યકતાની પીડાને પારખનાર, બાળકની વેદનાને સમજનાર અને ઇશ્વરને ઓળખનાર મહદય વ્યકિત ઉભો હતો પરંતુ તે જગતની નજરે અભણ, અસસ્કારી અને હૃદયના ઉડા ભાવોને નહી સમજનાર પદર રૂપીઆના પગારનો ટપાલી હતો

બીજી તરફ સરકારી ઓફીસમા મોટા ઓહ્દા પર બેસી જગતમા નારીના હૃદયને તુચ્છ અને રમતની વસ્તુ સમજનાર તથા પોતાની ફરજને પણ રૂપિઆથી મીટાવી દેનાર વ્યકિત હતો પરંતુ જગતમા તે વિદ્વાન, કુશળ, સસ્કારી અને Cultured (સસ્કારી) society (સમાજ)નો એક મુખ્ય વ્યકિત હતો, જેને ત્યા પદર રૂપિયાના પગારદાર અનેક નોકર હતા

જગત આ બે દશ્યોની તુલના કેમ કરે છે એ બતાવવુ નિરર્થક છે.

શભુ થોડી વાર શાત ઉભો રહી 'બ્હેન, હુ જાઉં છું, સાંજે પાછો આવીશ' કહી પોતાના આસુ મહાપ્રયત્ને લૂછતો બહાર નીકળ્યો

---




રહેવા તથા જમવા માટે ઉત્તમ સ્થાન

જોશી હિંદુ લૉજ

ટે. નં. ૨૩૩૯૬ ટ. એ. જોશીલૉજ

ઠે. ઝવેરી બજાર, મુળજી જેઠા મારકેટ સામે મુંબઈ

# પ્રગતિ : એક વિચારકણિકા

— શ્રી યશવન્ત શુક્લ.

પૃથ્વીની ઉત્પત્તિ વિશે તે વિષયના જાણકારોને ઘણું કહેવાનું હોય છે. તેની વય કેટલી, વનસ્પતિ જીવનની શરૂઆત ક્યાંથી થઈ, પૃથ્વીના ઇતિહાસમાં પરિવર્તનોની સ્પષ્ટ રેખાઓ ક્યાં ક્યાં માલૂમ પડે છે અને એની એ પ્રાણીજીવનની શરૂઆત ક્યાંથી થઈ, પૃથ્વીનું ભાવિ ક્યાં લખાયું છે એ બધું જાણનારાઓનો હવે તોટો નથી. નવી નવી માન્યતાઓ આપણી વચ્ચે આવી પડે છે, જૂની માન્યતાઓ ખોટી ઠરે છે ને વળી નવતર માન્યતાઓ આપણી એક વારની નરી માનેલી હકીકતને અંધારામાં હડસેલે છે. પરંતુ એક વસ્તુસ્થિતિનો સ્પષ્ટ ઇશારો સીધી કે આડકતરી રીતે આવાં બધાં વિધાનોમાં સૂચવાયો હોય છે, અને તે એ કે એક કલ્પમાંથી બીજા કલ્પમાં પ્રવેશતી પૃથ્વીના શરીર પર આજે દેખાતા માનવજીવને વિકાસ કર્યો છે, ને પ્રગતિ કરી છે.

વગડાની વાકથી જાણે રૂંધાયેલી હોય તેમ ચક્કર ચક્કર ફરતી ધરિત્રીએ જીવનને મોકળાશ કરી આપી. સમુદ્ર અને ખડકોના સાન્નિધ્યમાં વનસ્પતિ-જીવન ઝબક્યું અને પ્રાણીજીવન પણ તેના વિકાસમાંથી પ્રગટ્યું. વિચિત્ર અને મહાકાય પ્રાણીઓના વર્ગના વર્ગો ઇતિહાસના અંધારામાં ગાયબ થઈ ગયા અને ઠેર શરીર પર મગ્છટ રુંવાટીવાળો, તીક્ષ્ણ ન્હોરવાળો, પૂંછડિયાળો નરવાનર ખોરાકની શોધમાં આમતેમ ડાફોળિયાં મારતો ને તેની કિકિયારીઓથી, ભર્યા ભર્યા જગતને આવરતા આકાશી ઘુમ્મટને ગજાવતો, ઇતિહાસવિદોને દેખાયો. તેને માટે કહેવાય છે કે બીજી બધી જીવસૃષ્ટિથી એ નિરાળો છે. બીજામાં જે નથી તે તેનામાં છે. તેને સૌ બુદ્ધિ કહે છે. જ્યારે બીજાં પ્રાણીઓ જીવન ટકાવવા પૂરતી જ લાયકાત ધરાવે છે ને પ્રકૃતિએ જાણે તમને માટે મુકરર કરી હોય તેવી સગવડતાઓને અનુસરે છે, ત્યારે આ વિશિષ્ટ પ્રાણીએ તો બુદ્ધિનો ઉપયોગ કરી અદ્ભુત વિક્રમ સાધ્યો છે, અદ્ભુત પ્રગતિ કરી છે અને સર્જનશ્રેષ્ઠનું બિરુદ જાતે જ મેળવી લીધું છે.

તેણે, ઝાડની ડાળીઓ ને બખોલો છોડી પર્ણકુટિઓ બાંધી. તેણે રુંવાટી ઉતારી કપડાં પહેર્યાં. તેણે પૂંછડી ફગાવી દઈને વાહનો બનાવ્યાં. નખ ન્હોર ત્યાગીને શસ્ત્ર સર્જ્યાં. તેણે કીકિયારીઓને એકઠી કરીને ગ્રન્થો રચ્યા. તેણે જગતો માપીને નગરો વસાવ્યાં. તેણે એકલતા ત્યાગીને સમાજવ્યવસ્થાની ઇમારત ચણી. તેણે માનવેતર સૌ પ્રાણીને હીણાં ગણાવ્યાં ને ને સૌનો એ સ્વામી બની બેઠો. તેણે વિક્રમ કર્યો. તેણે પ્રગતિ કરી.

એ પ્રગતિ કરીને કેમ બેસતી નથી. પ્રગતિનો સ્વભાવ જ એવો છે. પ્રગતિ પૂર્ણતાને ઓળખતી જ નથી. માટે જ્યાં આપણે પૂર્ણતાને સાચી ખોટી રીતે ઓળખીને વિશ્રામ ખાવા મથીએ ત્યાં તે અપૂર્ણતાને સંકુચિતતા જાહેર કરે છે ને તેની મશ્કરી ઉડાવતી હોય તેમ આંખ મીચકારે છે, ને ફરી આગળ ધસે છે. પ્રગતિના જુવાળે ટોળીઓમાંથી મહારાજ્યો પ્રગટાવ્યાં, ચક્રવર્તીઓને ઇતિહાસમાં અમર કર્યા ને ફરી એ સૌનો ઘડો ફોડ્યો. ફરી તેણે વિરાટ જનસમુદાય આગળ અવનવા હકોનો ઢગ ધર્યો છે અને એ હકોના પ્રત્યે

વિગત પાછળ જ્વલંત વિચારસરણી ભવ્ય રૂપે ઉભી હોય છે. માનવી પહેલેથી જ બુદ્ધિમાન હતો અને વિચારશીલ હતો એટલે તેણે તેની વિચારસૃષ્ટિમાં ઘણા વિકાસના તત્ત્વો એથી આણ્યા છે. તેની જીવનસંસ્થા—એટલે કે, તેની કુટુંબસંસ્થા, તેની ધર્મસંસ્થા ને તેની રાજ્યસંસ્થા—એ જબરા પરિવર્તનો જોયા છે અને તેય જબરા કારણોસર. અને માનવીઓ માટે તો કાર્યો કારણો પ્રગટાવે છે ને કારણો કાર્યો પ્રગટાવે છે.

જીવનની મુસીબતો, સુખની અદમ્ય તલાશ, સંયોગોની અથડામણો, જીવન ટકાવવાના અખતરાઓ ટૂંકામાં, જરૂરિયાતોએ પોતેની કલ્પનાનો ઉપયોગ કરી માનવીએ જે કંઇ ઉપજાવ્યું છે તે ઉપજ્યું છે. તેણે ધર્મશાસ્ત્રો રચ્યા છે,-કાયદાઓ કાઢ્યા છે, રાજ્યવ્યવસ્થા નિયંત્રિત કરી છે અને પ્રકૃતિ પર વિજય મેળવવાની હોંસમાને હોંસમાં જ્ઞાનના અવનવાં ક્ષેત્રોમાં પગપેસારો કર્યો છે. તેને જંપ નથી ને તેને સંતોષ નથી. તેને કશુંક જોઇએ છે. તેનું તેને નામ નથી આવડતું. તે મેળવવાને તે દોડે છે અને એ દોડને તે પ્રગતિ કહે છે. પ્રગતિનું ચિત્ર કોઇ ચિત્રકાર દોરવા માગે તો કદાચ, આદિ અને અંત વિનાનો અસ્ખલિત પ્રવાહ દોરીને તે પ્રગતિ સૂચવી શકે કેમકે, પ્રગતિની જેમ માનવી ક્યાંથી આવ્યો છે તે કોઇ જાણતું નથી, ક્યાં જવાનો છે તે પણ કોઈ જાણતું નથી.

'Where he comes from no body knows,
Or whe.. ne goes to, but on he goes !'

એ પ્રગતિ પૂર્ણતાને ઓળખતી નથી એટલે એ સઘળે અપૂર્ણતા જુએ છે. અપૂર્ણ પરિસ્થિતિને તેના સાતત્ય પ્રશ્નો હોય છે. માનવજીવનનો મહા પ્રશ્ન શું? રોટીનો પ્રશ્ન? સ્ત્રી-પુરૂષના સંબંધનો પ્રશ્ન? શાસનવ્યવસ્થાનો પ્રશ્ન? ખરેખર, વસ્તુસ્થિતિની ક્રમણી જોઇએ તો એ ત્રણ માનવજીવનને ગૂંચવતા પ્રશ્નો છે. તેમનો નિકાલ લાવવો એ તત્પૂરતી પ્રગતિ છે, પણ ભૂમિતિની પરિભાષાના બોલીએ તો વર્તુળની અંદરના બે બિંદુઓ કોઇ સીધી લીટીથી જોડીએ તેના જેવી એ પ્રગતિ છે. એ લીટી વર્તુળની બહાર જઇ શકતી જ નથી

અને, આપણે એવો એક સમય જરૂર કલ્પી શકીએ કે જ્યારે મનુકુલનું પ્રત્યેક સંતાન, નિરાંતે ભરેલા પેટપર હાથ ફેરવતાં ફેરવતાં ઝોકાં ખાતું હોય. આપણે એવી શાસનવ્યવસ્થા કલ્પી શકીએ કે જેમાં અન્યાયને ઓછામાં ઓછો અવકાશ હોય. આપણે એવી યોજના કલ્પી શકીએ કે જેમાં ભાવના અને વ્યવહાર પરસ્પરનો હાથ મિલાવતા હોય અને તેને પ્રતાપે સ્ત્રી અને પુરૂષનો સામાજિક સંબંધ સર્વાંગસંપૂર્ણ બનવાની આગાહી આપતો હોય. આ ત્રણેનો સમન્વય જે યુગને અજવાળતો હોય તે યુગને કલ્પ્યા પછી પણ મ્હારી ખાત્રી છે કે એ યુગમાં પણ તત્ત્વશોધકોના નિઃશ્વાસ તો નહિ જ સૂકાયા હોય. જીવન ક્યાંથી પ્રગટ્યું, કેમ પમરે અને તેની કયા મિલાવટ થવાની એ પ્રશ્નો તો જવાબ ખડા રહેવાના. આપણે કોઇ મહાન વિશ્વયોજનાના ખાદ્ય છીએ કે આપણો પોતાનો સમગ્ર કે વ્યસ્ત હેતુ છે તેની આપણને પિછાન નથી અને એ પિછાન નહિ હોય ત્યાં લગી આપણી પ્રવૃત્તિ ધમાલ છે, આપણી પ્રગતિ રખડપટ્ટી છે.

ધર્મ આપણને ઘણું આડું અવળું શીખવે છે. ફિલસુફો તેમની અનેરી કલ્પનાઓથી આપણને આકર્ષે છે. વિજ્ઞાન મૂગું ઊભું છે. છેવટનો જવાબ આપવાને તેની પાસે શબ્દો નથી. ને આપણે સૌ બાવાની જેમ મ્હો વકાસી ઊભા છીએ, ધર્મમાં વિજ્ઞાન નથી ને વિજ્ઞાનમાં ધર્મ નથી. અને પામરતાના નમૂના જેવા આપણે સૌ ધસીએ છીએ પ્રગતિ કરીએ છીએ પણ ક્યાં જઇએ છીએ તેની લગીર પણ ગતાગમ વિના.

આપણે જગતનો ભૂખમરો ટાળવો છે? તો આવો, કોઇ ભૂખ્યું ન રહે તેની પેરવીમાં આપણે શક્તિ નીચોવી દઇએ. ત્હમે લેખક હો તો હૈયાં વલોવે તેવું સાહિત્ય સર્જન કરવા માંડો. ત્હમે રાષ્ટ્રભક્ત હો તો યોજનાઓ વિચારો. ત્હમારે શાસનવ્યવસ્થામાં ન્યાય ને સમધારણપણું આણવું છે? તો ભલે જૂનાના ભુક્કા ઉડાવીને નવું સર્જન કરો. ત્હમારે સ્ત્રી પુરુષોને પરસ્પરના યોગ્ય સ્થાનકોમાં મૂકવાં છે? તો સમાજની આંખ ફાટીને ફૂટી જવાની વેળા આવે તેવું વાસ્તવદર્શન કરાવો. પણ ભાઈ માનવી! એ બધી ત્હારી પ્રવૃત્તિ છે;ને ત્હારી પ્રગતિ છે કે કેમ તે આજે નહિ કહેવાય. કદાચ એ ત્હારી પ્રગતિ હોય તોયે તું ત્હારું આખરી ધ્યેય નક્કી ન કરી ચૂક્યો હોઉં ત્યાં લગી તેને પ્રગતિ ના કહીશ. અને એ આખરી ધ્યેય એટલે પૂર્ણતાની એવી એક કલ્પના, એવી એક ચિરંજીવ, સત્ય, સુંદર ને શાશ્વત કલ્પના કે જેને વિજ્ઞાન, ધર્મ અને વ્યક્તિના અંતરનો સહકાર હોય. એવું ધ્યેય તું પામ્યો ન હોય ત્યાંલગી ત્હારાં તુક્કાઓથી ભરેલાં હવાતિયાંને પ્રગતિનું પોકળ નામ ના આપીશ કારણ કે ત્હારાં આંગળાં જ એવાં છે કે ભાવનાની માટીમાંથી ઘડેલી કોઈપણ શિલ્પકૃતિને સ્પર્શવા જતાં તું તેને ડાઘા પાડી બેસે છે.


તાર 'ARYANIVAS'
આર્યનિવાસ
હિંદુ લૉજ
વિશાળ
નિવાસસ્થાન
અમીરી
ભોજન પ્રબંધ
ટેલીફોન
૨૩૧૩૬
કાલબાદેવી રોડ

# મોટાભાઇ

—શ્રી. પ્ર.

નાનાભાઇ ચાલી ગયા. ક્યાં? કોઇને ખબર ન હતી. બપોર થયા, સાંજ પડી, અંધારું થયું પણ તે પાછા ન આવ્યા. આખું ઘર એની કાગના ડોળે રાહ જોતું હતું. પ્રતીક્ષા કરનારાંઓની આંખો થાકવા લાગી, "ભાઈ આવશે ને સાથે જમશું" એવી ઉમેદથી ભૂખ્યાં રહેલાંનાં કાળજાં કંપવા લાગ્યાં, પણ નાનાભાઇ નહિ દેખાયા તે નહિ જ.

પણ નાનાભાઇ ક્યાંથી દેખાય ? તે કંઇ ઘરવાળાંઓને કલાકોભર રડાવવા માટે સંતાઇ ન હતા ગયા. અત્યારલગીમાં તો તે ઘર, ગામ ને સીમથી સો બસો ગાઉ આઘે પહોંચી ગયા હતા. એની વાટ જોવી નિરર્થક હતી.

જ્યારે મોટાભાઇને ખાતરી થઇ ચૂકી કે હવે નાનાભાઇને પાછો આવેલો જોવાની આશા રાખવી ફોકટ છે ત્યારે તે કોઇની જોડે બોલ્યા ચાલ્યા વગર માથે મ્હોડે પિછોડી ઓઢી સૂઇ ગયા; જાણે કે એ રીતે તે બધો દોષ પોતાને જ શિરે ઓઢી લેવાનું સૂચન કરતા હતા

ઘણીવાર નાનાભાઈ રીસાઇ જતા તેનું એને બહુ લાગતું નહિ, કારણ રીસાવાની પરિસ્થિતિ ઉભી થવા બદલ નાનાભાઇને જેટલો ખેદ થતો એટલો જ ખેદ મોટાભાઇને પણ થતો. એકને થયેલાં માનસિક કષ્ટનું સાટું બીજાનેય થતી મનોવેદનાથી વળી રહેતું. નાનાભાઇ કોક કોક વાર ખીન્ન બની વગર ખાધે સૂઇ જતા. તે સાંજે મોટાભાઇનું વાળુ પણ બંધ રહેતું. આમ સામસામે પ્રાયશ્ચિત કરી ભાઇભાઇને દુભવવાના પાપમાંથી બન્ને મુક્ત થતા.

આજે પણ એજ રીતે મોટાભાઈનું ચાલત તો તે નાનાભાઇ પાછળ નીકળી પડત, જરાય સંકોચ ન કરત. પણ તેનાથી ન જવાયું, કારણ તે બચરવાળ હતા, આખા ઘરનો ભાર તેને માથે હતો, પત્ની, સંતાન, અને બાપદાદાના ઘરના આચારવ્યવહાર પ્રત્યેની ફરજ તેના પગમાં બેડી થઇ પડી

બંને ભાઇઓનો સ્નેહ અજબ હતો. વિચારે ને આચારે જુદા છતાં એમનાં વર્તનમાં ખાગશ કે કડવાશને સ્થાન ન હતું. મોટાનો નાનાભાઇ ભણીનો વાત્સલ્યપણાનો ભાવ ને નાનાનો મોટાભાઇ ભણીનો પૂજ્યભાવ એકમેક શું હરીફાઇ કરતા. મોટાભાઇને આડોશીપાડોશી ને સગાંવહાલાં સલાહ આપતાં "ક્યાં સુધી એની અડબંગાઇ સાંખ્યા કરીશ? બીજો કોઇ હોત તો ક્યારનોય એને જુદો કાઢી મૂક્યો હોત." મોટાભાઇ હસતા હસતાં કહેતા "એ તો છોકરવાદ છે એટલે ન કરવાનું કરેય ખરો, પણ હું થોડોજ નાદાન છું?" કેટલાક કજીઆદલાલો નાનાભાઇને પણ ઉશ્કેરતા. "રોજ રોજ કેટલુંક સાંભળ્યા કરે છે? કરી દે ને તડ ને ફડ." નાનાભાઇ એવી સલાહથી નારાજ થતા. તે કહેતા." મોટાભાઇ છે તો બે બોલ કહે પણ ખરા. એમાં શું ?

લોહીની સગાઈ અને પરસ્પરના પ્રેમ સિવાય બીજી બે સાંકળો પણ આ ભાઈઓને જોડી રહી હતી. એમાંની પહેલી સાંકળ તે મોટાભાઈની પત્ની ઉર્ફે નાનાભાઈની ભાભી-દેવી હતી. દેવી સાથે જ બંનેની ઉપાસ્યદેવતા હતી. એક જ દેવીના બે પૂજારીઓ રખેને દેવીને ખોટું લાગશે એ ભયે પરસ્પર લડવા જતા ડરતા. કદાચ પ્રસંગવશાત બંનેના મન ગરમ થતા તો આ દેવી તેને શાંત કરતી, પોતાના સ્નેહના સરોવરમાં બંનેને ન્હવરાવી લેતી. તે પતિને કહેતી "તમેય નકામી લમણાઝીક કર્યા કરો છો એને ખરું લાગે છે તે એ કરે છે તેમાં તમે શું કામ વચ્ચે પડો છો?' તે દિયરજીની પીઠ પંપાળી માતા વ્હાલ કરતી હોઈની તેમ તેને કહેતી "નાનુભાઇ! જૂના ઘડા ઉપર નવો કાંઠલો નહિ ચ્હડે. તમારા ભાઇના વિચારો ઘડાઈ ટીપાઇ પાકા થઇ ગયા છે એને બદલવાની જીદ શા માટે કરો છો?" એ પછી બંનેને મનમાં ને મનમાં ભૂખ્યા સૂઇ જવાના વિચાર છતાં ખાવા બેસવું પડતું. કારણ બંનેને ડર લાગતો કે પોતે નહિ ખાશે તો આ દયામૂર્તિ પણ નહિ ખાશે.

એ બંને ભાઇને અરે ત્રણેને જોડી રાખનાર બીજી સાંકળ તે ઘરમાંનાં છોકરાંઓની હતી ભત્રીજાંઓ નાનુભાઇને કાલી કાલી બોલીમાં 'કાકા કાકા' કહી બોલાવતાં. કાકાજી બહારથી આવતાં જ તેમાંનું એકાદ તેની આંગળી પકડતું, એકાદ ગળે લટકતું તો એકાદ ખભે બેસી જતું. એ દૃશ્ય જોયા પછી કયો પિતા હૃદયહીન બની છોકરાંઓના કાકા જોડે એદિની રાખી શકે? કયા કાકા ભત્રીજાંઓના પિતા સાથે દુશ્મનાવટ બાંધી શકે? અને કઇ માતા દિયરજી માટે ઓછી ઓછી ન થઇ જાય?

બંને ભાઇઓ ખાધે પીધે સુખી એવા ઘરમાં જન્મ્યા હતા. બંને ભણ્યા હતા. મોટાભાઇ થોડું ને નાનાભાઇ વધારે. માબાપ એમને માત્ર ભણાવીજ ન હતાં ગયાં પણ તેઓ મરતી વખતે એમના માટે ઘર, ઘરેણાં ને બે પૈસા પણ મૂકી ગયાં હતાં. મોટાભાઇ પરણેલા હતા. ત્રણેક છોકરાંના પિતા હતા. નાનાભાઇ કુંવારા હતા. કુંવારાજ રહેવાના કોડ રાખતા હતા. દેવીબ્હેન સાસરે આવતી થઇ ત્યારે સાસુસસરાં દેવલોક થયાં હતાં એટલે આવતાં વેંત જ તેને ઘરનો ભાર અને કારભાર બંને મળ્યા હતાં, એને હસતાં હસતાં ઉપાડી લઇ બંને ભાઇને એણે કોઇ પણ વાતની કમીના જણાવા દીધી ન હતી. બહાર ફરનારા ભાઈઓ ઘરે આવતા ત્યારે તેમને લાગતું કે તેઓ સાચા જ—સ્વપ્નનાં કે કલ્પનાનાં નહિ એવાં—સ્વર્ગમાં પ્રવેશી રહ્યા છે.

એમના પિતા ધર્મનિષ્ઠ વૈષ્ણવ હતા. એટલે એમનું ઘર વૈષ્ણવોના મહોલ્લામાં હતું. એવા આડોશીપાડોશી વચ્ચે ઉછરેલાં બાળકો પર વૈષ્ણવ ક્રિયાચારના સંસ્કારો પડે છે. એ સંસ્કારો મોટાભાઇમાં આવડી ઉમરે પણ કાયમ હતા. અલબત્ત તે પાડોશીઓના જેટલા અંધશ્રદ્ધાળુ ન હતા કારણ જે થોડું ઘણું નવું ભણતર એમને મળ્યું હતું. તેની છાપે ધર્મની જુની છાપને બળજબરી કરી થોડી ઘણી દબાવી દીધી હતી. તે હવેલીએ દર્શન કરવા જતા પણ તે તો ઘરનો એવો રિવાજ હતો તે જાળવી રાખવા પુરતાજ. તે પોતાની માન્યતાઅમાન્યતાને કોરે રાખી બાપાના વખતથી ચાલી આવેલી કેટલીક પરંપરાઓ

જાગવી ગમતા. એટલે હજુ એમને ઘેર વારે તહેવારે બ્રહ્મભોજનના પોટલા પડતા અને વારે પરબે ઠાકુરજીની હવેલીએ ભોગની થાળી મોકલાતી. ધર્મ અને શાસ્ત્રોનાં ઊંડા રહસ્યો માં તે ન ઊતરતા છતાં નાનપણથી શીખી રાખેલાં કેટલાંક ભજનો તેઓ જરૂર ગાતા. એ ગાતી વેળા તે ભક્તિના આવેશથી ગીતમય થઇ જતા, તેનું ગળું ગળગળું થઇ જતું, આંખોમાંથી આંસુના મોતી ટપકવા માંડતાં. આ ભાવાવેશ તેમના જીવનમાં રચી પચી ગયો હતો. આથી જ તે પત્ની તરફ અને ભાઇ તરફ આવેશમય લાગણીઓ ગમતા હતા.

પણ નાનાભાઈમાં નવા સંસ્કારો વધારે પ્રબળ હતા. એની ઓછાંયે જેમ મોટા ઝાડના પડછાયા તળે નાના છોડવા મરી જાય છે તેમ બાપદાદાના વારાના સંસ્કારો મરી ગયા હતા. તે ભણતો થયો ત્યારથી જ બહાર રહેતો હતો, તેથી ભણી રહ્યા પછી તે જ્યારે વૈષ્ણવોની ખડકીમાં પેઠો ત્યારે તેની જોડે બહારનો નવો પ્રકાશ પણ અંદર પેઠો. ન્હાવા ધોવાનો અતિશયવેડા ને છૂતાછૂતિની વેવલાઇ જોઇ એને સૂગ ચ્હડતી. લોકો હવેલીમાં જઇ પત્થરની કે ધાતુની મૂર્તિને ભગવાન માન્યા કરે અથવા હવેલીના મહારાજોના પગ ધોઇ પીવે એ જોઇ એને હસવું આવતું. અલબત એ નાસ્તિક તેમજ ધર્મહીન ન હતો. એની આસ્તિકતા એને દરિદ્રનારાયણની સજીવ મૂર્તિઓનાં દર્શને લઇ જતી. એની ધર્મભાવના એને દલિત, પતિત, પીડીત અને પરાજિતોની સેવા કરવા પ્રેરણા આપતી.

બાપા ઠીકઠીક સંપદ મુકી ગયા હતા, મોટાભાઇ નોકરી કરતા હતા. ઘરમાં ભાભી ભાવથી ભોજન કરાવતી હતી. આંગણામાં ભત્રીજાઓ બહાર જતી વેળા વિદાય ને ત્યાંથી પાછા આવતાં વધાઇ દેતાં હતાં, અને ખડકી બહારની દુનિયામાં દીન અને દુખીઓ તેના પર વારી જતાં હતાં. આથી નાનાભાઈ સદેહે સ્વર્ગનું સુખી જીવન ભોગવતા હતા. કોલેજમાંથી ભણી ગણી ઘરે આવી મોટાભાઇને તેણે પગે પડી કહેલું." ભાઇ હવે તમે જરા આરામ લો, ને મને નોકરી કરવા દો." ત્યારે મોટાભાઈ તેને વ્હાલથી ભેટયા હતા, અને બોલ્યા હતા," ના રે! ગાંડા! તારે એવી ઉપાધિની જરૂર નથી. હું બેઠો છું ત્યાંસુધી તારે શી ફીકર છે! તું તારે ખાઇ પી મઝા કર." નાનાભાઇને પણ નોકરીની ધુંસરીએ જોડાવાની ખાસ ઇચ્છા ન હતી. હા! એમ અનિચ્છામાં ખાઈ પી લ્હેર કરવાનો ઇરાદો ન હતો. પોતાની અને પોતિકાંઓની ફીકરમાંથી છૂટો થતા તે આખી દુનિઆની ફીકર કરવા માગતો હતો.

તેણે શહેરની ગલીએ ગલીએ ભટકવા માંડયું. હરિજનોને ચાડે, દલિતોની પોળે ને મીલોની ચાલીમાં તે હરહંમેશ દેખાતો. તે અપંગોનો હાથપગ બનતો, આંધળાંઓની લાકડી અને આંખ બનતો અને દરદીઓની દવા ને ડાક્તર બનતો. ટાઢે થરથરતાઓને તે એકાદ ધાબળી અપાવતો, ભુખે ટળવળતાંઓને તે પારણાં કરાવતો અને નવરા બેસી માખ મારતા બેકારોને તે કામ શોધી આપતો. સવારે ઘરેથી નીકળતી વેળા ભાભી તેનું ગજવું ભરી દેતી ભોજનવેળાએ પાછાં વળતાં ને ખાલી થઇ જતું. તેનો ખ્યાલ હતો કે ઘરમાં કોઈ વાતની કમીના નથી. તેણે કોઇપણ દિવસ ચોક્સી કરી જાણ્યું ન હતું કે ઘરમાં સંપદ કેટલી છે? ઘરખરચમાં ટાંચ પડતી હશે ત્યારે ભાભી શું કરતી હશે તેનો પણ તેને વિચાર આવતો નહિ. એવી ટાંચના સંભવ તેના

ખ્યાલ બહાર હતો. ઊલટું તેના મનમાં ભ્રમ હતો કે 'ભાઇથી લક્ષ્મીની માયા છૂટતી નથી તેથી જ તે નોકરી કરે છે. બાકી અપણને શાની ખોટ છે કે તેને પારકે ઘરે વેઠ કરવી પડે.' એનો આ ભ્રમ આજનો ન'હતો. શાળાવિદ્યાલયમાં તે છૂટે હાથે ખરચ કરતો ત્યારથી જ એ ખ્યાલ એના મગજમાં ઘૂસી ગયો હતો. ભાઇભોજાઇએ એ ભ્રમ ચાલવા દીધો હતો. તેઓ કહેતાં 'નાનાભાઇ તો હજુ નાદાન છે, પૈસા બાબતની નકામી ચિંતાનો બોજો એને માથે અત્યારથી શું કામ નાખવો. ભલે એ એ પૈસા છૂટથી વાપરે.' પણ દિન પર દિન એ છૂટ વધવા લાગી અને ઘરની મૂડી ઘટવા લાગી. છતાં મોટાભાઇ મૂંઝાતા અને મનમાં જ સમસમી બેસી રહેતા.

પણ ફળિયાના લોકો મોટાભાઇ ન હતાં તેમને નાનાભાઇના મુક્ત જીવનમાં 'સ્વચ્છંદ' દેખાતો હતો. વૈષ્ણવનો છોકરો આભડછેટ ગણવે નહિ, ગામમાં ન જવા જેવી ગલીઓમાં ફરે ફરે, ઘરે આવી ન્હાવે ધુવે નહિ, મંદિરે જાય નહિ, હવેલીના મુખિયાની મશ્કરી કરે, શાસ્ત્રોની ઠેકડી કરે એ 'સ્વચ્છંદ' નહિ તો બીજું શું ? મોટાભાઇ તો તેના ભાઇ હતા એટલે મૂગા મૂગા બેસી રહ્યા હતા પણ આ લોકોને નાનાભાઇની શી પડી હતી કે તેઓ એવા 'અનાચાર' સાખી રહે ? તેમને આ બધાના મૂળમાં મોટાભાઇનો જ દોષ દેખાયો.

'મોટા ! તેંજ એને લાડ લડાવી ફટવી મૂકયો છે.' આ કટુ વાકય બોલનારાંઓએ એવી તો આંગળચી કરી કે જાણે સાચેજ તેઓએ દોષનો ટોપલો મોટાભાઇના માથે ઢોળી મૂકયો

મોટાભાઇ પ્રથમ તો ઘડીભર ચૂપ રહ્યા પછી હળવે હળવે બોલ્યા. 'હોય, બાળક છે, મોટો થશે ત્યારે સમજશે'

'બાળક જ શા માટે ? કહે ને કે હજુ તો નાનો કીકો છે.'

મોટાભાઇને ઘેરી વળેલા ટોળામાંથી એક જણ કટાક્ષ કરવાનો લ્હાવો લેતો હતો. એ જોઇ રખેને પારકાને ટાણો મારવાના સુખથી વંચિત રહી જવાશે એમ માની બીજો જણ પણ બોલી ઊઠયો

'આજે એ પરણેલો હોત તો બે છોકરાંનો બાપ થાત.'

તરત જ ત્રીજા જણે ટાપશી પૂરી.

'નોકરીએ રહ્યો હોત તો આજે એણે ઘરને ભરી દીધું હોત.'

ફળિયાના વડીલો મળી જોડે વાતો કરતા હોય ત્યારે મરજાદાવાળા ઘરમાં વહુવારુઓને અંદરના ઓરડામાં ચાલ્યા જવું પડે છે. ત્યાંથી પોતાના દિયરજી ઉપર તિક્ષ્ણ કટાક્ષબાણો ફેંકાતાં હતાં તે સાંભળી ન શકાવાથી દેવી બોલી ઊઠી.

'અમારો નાનોભાઇ તમને ભારે પડવા નથી આવતો.'

દેવી હજુ તો બીજું ઘણું ઘણું બોલવાની હતી. પણ એવામાં તેને યાદ આવી ગયું કે વડીલો આગળ વહુવારુઓએ શરમ રાખવી જોઇએ. તે ચુપ થઇ ગઇ.

પણ ફળિયાવાળાં ચુપ ન રહયાં. દેવીના એક જ વાકયે બધાં રાતાપીળાં થઇ બોલી ઊઠયા.

'વૈષ્ણવોના ફળિયામાં રહેવું હોય તો તેમની મરજાદાઓ પાળવી પડશે.'

'એ અકરમી પોતે નરકના ખાડામાં પડે કે કાદવના દરિયામાં પડે તેની અમને પડી નથી, પણ એના પાપના છાંટાએ અમારૂં ફળિયું અભડાયા કરે તે અમે નહિ સાંખીએ.'

'એ કપાતરના નાદે ચ્હડી અમારાં છૈયાંછોકરાં પણ બગડશે તેનું શું ?'

મોટાભાઇ એનો જવાબ આપી ન શકયા. ભોજાઇ પણ દિયરના પક્ષમાં વધુ બોલી શકી નહિ ધૂંધવાઇ ધૂંધવાઇને ચ્હડી આવેલાં એ વાદળા વિખરાઇ જતાં સાંજે મોટાભાઈએ નાનાભાઇને પાસે બેસાડી નરમાશથી બધી વાત કરી શિખામણ આપી.

'ભાઇ તું કોઇનુંય કહ્યું માનતો નથી તે ઠીક નથી.'

'મોટાભાઇ! એ બધાં મને બાપદાદાના વારાના ખાંડિયા કૂવાના ગંધાતાં પાણીમા દેડકાની પેઠે પડી રહેવા કહે છે તે માગથી કેવી રીતે મનાય ?'

એ પછી ઘણી ચર્ચા ચાલી બંને ભાઇઓ એકમેકને સમજાવી ન શકયા. આખરે બને જ પોતપોતાની દલીલોથી થાકી ગયા અને ચુપ થઇ ઊઠી ગયા.

એ રાતે ઊંઘવા પહેલાં જ જાણે બધાં ઊંઘી ગયાં હોય એવો સુનકાર એ ઘરમાં ફેલાઇ રહ્યો. વાળુ કરતી વખતે બંને ભાઇઓએ રોજની ટેવ મુજબ અલકમલકની વાતો ન કરી. દેવીએ પણ પતિને કે દિયરને આગ્રહ કરી કરી જમાડવાની હઠ ન કરી. પિતાજી, કાકાજી અને માતાજીના ચ્હેરા ઉપરથી જ કોક કમનસીબ પરિસ્થિતિને ઓળખી લઈ બાળકોએ પણ તે રાતે સૂવા પહેલાં કાકાજી પાસે વાર્તા સાંભળવાની માગણી ન કરી.

આ પછી બે ચાર દહાડે ફળિઆના લોકો નવા નવા કિસ્સાની વાતો કરી મોટાભાઇ આગળ નાનાભાઇને નામે ફરિયાદ નોંધાવી જતા. ફરિયાદીઓ રાવ કરી ચાલ્યા જતા અને તેઓ આખા ઘરની ગત બગાડી જતા. મોટાભાઇને નાનાભાઇની વાતો છેક ફેંકી દેવા જેવી ન હતી લાગતી છતાં જે સમાજમાં તેઓ ઊછર્યાં હતા તેને ઉઘાડે છોગે લાતો મારવા જેટલી ઉદ્દતાઇ તેને જરૂરની લાગતી નહિ. અને એથી તેને અનિચ્છા છતાં ઘણીવાર નાનાભાઈને 'સ્વચ્છંદ'માં પણ સંયમ રાખવા કહેવું પડતુ. ભણેલા ગણેલા ભાઇને કંઈ પણ કહેવું પડશે એ વિચારે જ તેની જીભ કપાઇ જતી. છતાં પેઢી દર પેઢીથી લોહીમા ઉતરી આવેલા જૂનવાણી સંસ્કારો તેને મ્હોમાં આંગળાં નાંખી પરાણે બે બોલો બોલાવતા.

નાનાભાઇ મોટાભાઇની હૃદયવ્યથા સમજી શકતો હતો. છતાં પીડિતોના આર્તનાદ આગળ તે એને ભૂલી જતો હતો. મોટાભાઈને દુઃખ ન લગાડવા તે તેમની આગળ એક બે વાર જોઇ વિચારી પગલાં ભરવાને કબૂલ પણ થયો હતો છતાં ખડકી બહાર નીકળતાં જ તે એ કબૂલાત ભૂલી જતો. હાડપિંજરો જેવાં કંગાળોને જોયા પછી તેનાથી આંખ મીંચી દૂર ચાલી જવાતું નહિ આમને આમ, અંતરનાં ઊંડાણમાં બંને ભાઇઓનાં હૃદય એક હતાં છતાં બાહ્ય જીવનમાં, તે એકમેકથી અલગ થવાં લાગ્યાં. પહેલાં મોટાભાઈ નાનાભાઇને ન છૂટકે જ શિખામણ આપવા બેસતા હવે તેનો એ સંકોચ ઓસરી ગયો. પહેલાં નાનાભાઇ પોતાનાં સેવાકાર્યો મોટાભાઇને ખબર ન પડે એવી રીતે કરતા પણ પછી ધીમે ધીમે તેણે પણ એ સંકોચ છોડી દીધો. બને એકાદ ભયંકર કલહ તરફ ખેંચાઈ રહ્યા હતા. સિદ્ધાંતનો ભેદ બંનેના સંબંધમાં કડવાશ પેદા કરી રહ્યો હતો.

આમ છતાં નાનાભાઇને દાનપુણ્ય કરવાના પૈસા હજુ મળ્યા કરતા હતા. દરરોજ બહાર જતી વખતે ભાભી તેના ગજવામાં ફૂલ નહિ તો ફૂલની પાંખડી મૂકી દેતી હતી. પણ એક દિવસ એવો આવ્યો કે તે એ પાંખડી પણ મૂકી ન શકી. તે દિવસે સવારમાં જ ઘાંચી, મોદી ને ધોબીનાં બીલો આવ્યાં હતાં. ભેચાર મહિના થયા તે આંટા મારતા હતા. અગાઉ પણ એકવાર તેમને બીજાને ઘરેથી ઉછીના નાણાં લાવી જેમ તેમ રાજી કરેલા. એ ઉછીના નાણા માટે હાથ ધરતાં મોટાભાઇના મનમાં બહુ કષ્ટ થયું હતું. તેમની પેઢીમાંથી કોઇએ પારકા ઘરે હાથ ધર્યો ન હતો પણ આ વખતે નાનાભાઇની લાગણીને આઘાતમાંથી બચાવી લેવા તેણે એ ન કરવાનું કાર્ય કર્યું હતું. તેણે વિચાર્યું હતું કે કરકસર કરી બે ત્રણ મહિનાના પગારમાંથી દેવું પતાવી દેશું. પણ એ દેવું પત્યું નહિ, ઉપરાંત ફરી મોદી વગેરેનાં નવાં બીલો ચડતાં ગયાં. પતિપત્ની બંને વિચારમા પડયાં.

'હવે ?'

જાણે કે ન છૂટકે જ બોલતા હોય એવા અવાજે મોટાભાઇ બોલ્યા. 'દેવી ! હવે તો બેંકમાં નાનાભાઇના પૈસા છે તેમાંથી ઉપાડવા પડશે.' એમના પિતાજી મરતા અગાઉ બને ભાઇઓના માટે નોખી નોખી કરી થોડી થોડી મૂડી બેંકમાં રાખતા ગયા હતા. મોટાભાઇના ભાગની મૂડી ઘરખરચમાં વપરાઇ ગઇ હતી. અલબત એ ઘરખરચમાં નાનાભાઇને ભણાવવાનો અને પછી તેને કર્ણ દાનેસરીની જેમ ફરવા દેવાનો ખર્ચ જ મુખ્યત્વે હતો. કેવળ ઘરખરચ માટે તો તેનો પગાર પૂરતો હતો. આમ નાનાભાઇને ખાતર મોટાભાઇએ પોતાની મૂડી પૂરી કરી હતી છતાં તેણે નનાભાઇની મૂડીમાંથી એક રાતી પાઇ પણ ઉપાડી ન હતી તે માનતા હતા 'નાનાભાઇને ફુલાવવો ફુલાવવો એ મારી ફરજ છે અને એ ફરજ બજાવવામાં હું બાપાજીએ નાના પુત્ર માટે નોખા કાઢેલા પૈસા શી રીતે વાપરી શકું ?' પણ આજે બીજો એકે ઉપાય ન જડવાથી જ તે ઉપર મુજબ બોલ્યા હતા.

મોટાભાઇ ભલે બોલ્યા પણ દિયરની વ્હાલી ભોજાઇએ તેમાં સંમતિ ન આપી.

'ના. રખે એવું કરતા. એમાં તો આપણી આબરૂ જશે.'

'પણ આજે આખા ઘરની આબરૂ જવા બેઠી છે તે ?'

'તો લો આ મારાં ઘરેણાં. લઇ જાવ.'

મોટાભાઇ ન તો પત્નીના ઘરેણાં લઇ શકયા કે ન તો નાનાભાઇની મૂડીમાંથી ઉપાડ કરવાનું નકકી કરી શકયા.

મનની એ અનિશ્ચિત દશામાં પત્નીને છોકરાં સાથે શેરીમાં કોઇને ઘરે ગએલી અને નાનાભાઇને એકલા જ બેસી વાંચતા જોઇ મોટાભાઇ તેની પાસે આવ્યા. મોટાભાઇએ આજે લાંબી ચર્ચા કરવાનું નકકી કરી રાખ્યું હતું.

"નાનું તારો ખર્ચ ઓછો કરે તો ઠીક." મનમાં ઉદ્વેગ છતાં મોટાભાઇએ અવાજને સહજ રાખ્યો હતો. એટલે નાનાભાઇએ પણ તેનો સહજભાવે જ જવાબ આપ્યો.

"મોટાભાઇ ભૂખ્યો રહેવા કહેશો તો રહીશ, નાગો રહેવા કહેશો તો રહીશ પણ મારાથી ગરીબગુરબાંઓને માટે થતો ખર્ચ ઓછો નહિ કરી શકાય."

"જો ભાઇ, તું ન ખાય, ન ઓઢે કે ન પહેરે તેથી એવી કઇ મોટી બચત થઇ

જવાની છે? હું તને એની કશુકશુની કમર કરવા કહેતો નથી પણ રોજ જે મણુ મણનાં ગાબડાં પડે છે તેમાં કસર કરવા કહું છું".

"મોટાભાઇ! હું આંખ આડા કાન કરી હાથ પગ જોડી બેસી રહું, ખાઈ પી મઝા કરું ને મારાં દેશબાંધવો ભૂખે તરસે તરફડે તે મારાથી નહિ બને."

ધીમે ધીમે બંને ભાઇઓ સહજ ભાવની વાતચીત છોડી આવેશભરી દલીલો તરફ વળતા હતા.

'એ ભંગીવાસની વસ્તી ટાઢે ઠુંઠવાશે કે દુકાળ મરશે તેનું પાપ સૂધરાઇને લાગશે તને નહિ?"

"મોટાભાઇ! પાપ પુણ્યની વાતો હું સમજતો નથી. એટલે એ મને નહિ લાગે ને બીજા કોઇને લાગશે એ મારા માટે નરખું જ છે. હું તો એટલું જ જાણુ છું કે તમે કટકો પણ રોટલો આપશો તો તેમાંથી અડધો ભૂખ્યાંને ખવડાવ્યા પછી જ હું ખાઇશ".

"તો ભાઇ જાણી લે કે એ કટકા રોટલા માટે પણ મારા હાથ નથી પહોંચતા."

નાનાભાઇને નવાઇ લાગી, મોટાભાઇ આમ કેમ બોલતા હશે? "હાથ પહોંચતા નથી" તે હકીકત કબુલ કરવા તેનું મન ના પાડતું હતું. તે જાણતો હતો કે એમના નામે બેંકમાં દશ હજાર રૂપિઆ અનામત વ્યાજ માથે પડયા છે. એને ખબર ન હતી કે એતો એના પોતાના હતા. અને તેને મોટાભાઇ પ્રાણપણે સાચવી રહ્યા હતા. નાનાભાઇને એ રકમ એની પોતાની છે તેવી ખબર તે પરણે નહિ ત્યા સુધી ન પડવા દેવા પિતાજી કહી ગયા હતા. "મોટા, નાનો ઉડાઉ છે. તેનાથી એકે પૈસો સચવાશે નહિ; માટે આ રકમ તેની વહુ આવે તેને જ આપજે." વળી નાનાભાઇમાં મારા તારાનો ભેદ હતો જ નહિ [illegible]ી ને માનતા હતા કે બેંકમાના નાણાં મોટાભાઇના જ છે. પણ મોટાભાઇનો જવાબ સાંભળી તેને તો એમજ લાગ્યું કે મોટાભાઇ કદાચ કંજુસાઈ કરવા માગે છે, અથવા તો અન્ય બચરવાળ લોકની પેઠે છોકરાઓ માટે સંઘરો કરવા માગે છે. તેનાથી સીધેસીધું એમ તો ન જ પૂછાયું કે તમે કંજુસાઇ કરવા માગો છો? પણ તેની આંખમાં તેના ઘરની એક વસ્તુ ઘણા દિવસથી ખટકતી હતી, એ ખટકાને તેણે આજે તક આવેલી જોઇ ખુલ્લો કર્યો. "જુઓ મોટાભાઇ! હુ તમારી ધાર્મિક લાગણી દુભવવા માગતો નથી છતાં મારે કહેવુ પડે છે કે રોજ રોજ બ્રહ્મભોજન અને ઠાકુરજીના થાળ માટે હાથ પહોંચે છે અને કળકળતી આંતરડીઓને ઠારવા નથી પહોંચતા એ કેમ મનાય?"

'નાનુ! એ એની વાત છોડી બીજી વાત કર.'

'કેમ?'

'ગમે એવા સંજોગોમાં એ વસ્તુઓ ચાલુ રાખવાની છે. એ આપણા કુળની પરંપરા છે.'

'તો પછી ભાઈ! મારા જેવા આદર્શવાદીઓની પણ એ પરંપરા છે કે જેની પડખે ભગવાન પણ ઉભા રહેતા જણાતા નથી તેવા દીન ને દલિતોની પડખે ઉભા રહેવું'

'તારી વાત ખરી છે. પણ આપણે પિછોડી જોઇને સોડ તાણવી જોઇએ ને?' મોટાભાઇનો અવાજ જરા ધીમો પડયો હતો.

'પણ આપણી પિછોડી ટુંકી થઇ ગઇ છે એજ હું માનતો નથી.'

બેંકમાં નાણાં હોય છતાં ગરીબીનો ઢોંગ કરવો એ ઠીક નથી. એ સાંભળી ફરી મોટાભાઇની લાગણી ઉત્તેજિત બની. 'નાનુ ! એ સિવાયની વાત કર.'

નાનાભાઇથી પણ અજાણતા ઉત્તેજિત થઈ પૂછાઇ ગયું. 'કેમ ?'

'કારણ જાણવા નહિ મળે.'

'કારણ ?' બંનેનો સ્વર ઉંચે ચઢતો જતો હતો.

'કારણકે ઘરનો કારભાર હું કરું છું.'

'એમ ?' નાનાભાઇએ અર્થસૂચક જવાબ આપ્યો

પછી તો બંને ભાઇઓ ઘણુંય ન બોલવાનું બોલી ગયા. એમનું વાક્યુદ્ધ ચાલતું હતું. તેજ વખતે દેવી આવી ઉભી એને જોતા જ બંને નીચું જોઇ ગયા. તોફાને ચ્હડેલાં વા ને વાદળ વૃષ્ટિ દેખીને શાંત બની જાય છે તેમ બંને ભાઇ શાન્ત થઇ ગયા.

"નાનુભાઇ ! તમારે આજે છોકરાંને વાર્તા નથી કહેવી ?" ભાભીએ દિયરજીને ત્યાંથી ઊઠી જવા સૂચના કરી. કાકા ભત્રીજાઓને લઇ ચાલતા થયા. પછી પતિ પત્ની એકલાં પડતાં દેવીએ મોટાભાઇને ઠપકો ન આપ્યો પણ તે રડવા લાગી, કારણ વિવાદ બંધ પડતા જ ખાળાઇ રહેલાં આંસુ મોટાભાઇની આંખમાંથી દડ દડ સરી પડતાં હતાં. મોડી રાત લગી ત્રણે જણને ઉંઘ ન આવી. ત્રણેની આંખમાંથી અષાડ, શ્રાવણ ને ભાદરવો વરસતો હતો પથારીના ઓશીકા એ વાતની સાક્ષી પૂરતાં હતાં. મોટાભાઇના મનમાં એક જ વીંછ વારે વારે ડંખ દેતી હતી 'બાપા કારભાર સોંપી ગયા છે એટલે ને ?" એ વાક્યબાણે તેના કોમળ હૃદયમા મોટો ઘા પડયો હતો, અને એ ઘામાથી ઝરતું લોહી જ કદાચ આંસુ વાટે બ્હાર આવતું હતું. નાનાભાઇનું અંતર પણ ઘવાયું હતું. "હું કમાતો નથી, કામ કરતો નથી છતાં ભાઇભાભીના આશરે માનસેરીકર્ણ થાઉં છું એ ઠીક નથી," એવા એવા પશ્ચાતાપના વિચારે તેનું ચિત્ત ચકડોળે ચડયું હતુ. ઘડીભર તે નક્કી કરતો "કાલથી મોટાભાઇ કહે તેમજ કરીશ ભલે જે થવાનું હોય તે થાય" પણ તરતજ તેને પીડિત પ્રજાનો આર્તનાદ યાદ આવતો. તે પોતાના નિર્ણયમાથી ડગી જતો. તે બોલતો "બ્હાર ગરીબ લોકો ટાઢે મરે, ભૂખે મરે અને હું ભાઇભાભીની ગોદમા ભાતનાં ભોજન કરું અને હુંફાળી પથારીમાં શયન કરું તે કેમ બને?" અનેક મંથનો પછી તેને ઉપાય જડયો "મારું સ્થાન વૈશ્ણવોની ખડકીમા ધર્મનિષ્ટ અને આચાર નિષ્ટ કુળના કુટુંબમા નથી. હું જો અહીંથી ચાલ્યો જાઉં તો બધાને દેખવુંય નહિ ને દાઝવુંય નહિ જેવું થશે.'

મોડી રાત લગી તરફડીઆં મારી જેમ તેમ ઊંઘવા પામેલાં ભાઇ ભોજાઇને મોટે મળસ્કે ઊંઘતાં મૂકી નાનાભાઇ ચુપચાપ ચાલી નીકળ્યા. પ્રથમ તો તેના પગ ડગમગવા લાગ્યા આંખે દેવી જેવી ભાભીના છેલ્લાં દર્શન કરી લેવા હઠ પકડી મસ્તકે પૂજ્યપાદ મોટાભાઇના પાદની ધૂળ અડકવા આગ્રહ કર્યો. વ્હાલુડાં ભત્રીજાઓને છેલ્લી કોટી કરવા હોઠ ઉંચા નીચા થયા. નાનાભાઇ જાણતા હતા કે એ હઠીલા અવયવોને જરાક પણ નમતું આપવામાં આવશે તો પછી બહુ બળપુર્વક દૃઢ કરેલું મન પણ પોચું પડી જશે અને તેનાથી પ્રેમની માયામાંથી છૂટાશે જ નહિ તેથી તે આડું અવળું જોયા વિના ચાલી નીકળ્યો. બ્હાર

નીકળતાં જ તેને લાગ્યું કે આકાશમાંના તારાઓ તેને તેડી રહ્યા છે. દૂર દૂરે કૂકરે કૂક કરતા કૂકડા તેને બોલાવી રહ્યા છે તે નદી કાંઠે આવ્યો. નદીના પાણી તેને કહેવા લાગ્યાં "અમેય મૈયર ડુંગરની માયા છોડી ચાલ્યાં જઈએ છીએ તું ય ચાલ." દૂર દૂર એક ટ્રેન પસાર થતી હતી. તેણે પણ પાણીના જેવી જ સલાહ આપી. અને બધી સલાહને પરિણામે નાનાભાઈ સહવાર પડતાં તો ઘણે ઘણે આઘે નીકળી ગયા. (ચાલુ)


# પેશાબનાં ભયંકર દર્દોનો
## ફત્તેહમંદ ઈલાજ

ડોકટર જસાણીની જગમશહુર દવા




## બેધડક આજેજ અજમાવો

પેશાબ અને ધાતુનાં ભયંકર રોગો માટે ઇન્જેકશનો અને પીચકારીઓ લીધા વીના ગોનોકીલર ખરેખરો નિર્દોષ અને સલામતી ભરેલો એક જ અને દેહલો રામબાણ ઇલાજ છે પહેલે જ દિવસે તેના ચમત્કારિક ગુણનો પરચો બતાવે છે.




ગમે તે કારણથી લાગુ થએલ તરતનો અથવા જૂનામા જૂનો પ્રમેહ (પરમીઓ), સ્વપ્નામા તથા પેશાબમા જતી ધાતુ તથા જતી રસી, થતી સખ્ત બળતરા, ટીપું ટીપુ તથા અટકી અટકીને થતો પેશાબ, મુત્રાશયમા આવેલો સોજો તથા થએલો જખમ તથા સ્ત્રીઓના પ્રદરનાં ભયંકર રોગો વગેરે પેશાબને લગતા તમામ દર્દોનો જડમૂળથી નાશ કરી બગડેલી ધાતુને સુધારી સ્વચ્છ અને ઘટ્ટ કરે છે.

પચાસ ગોળીની બાટલી કીં. રૂા ૩) વી.પી ખર્ચ આઠ આના જુદું

— ચેતવણી —
દવા ખરીદતાં પહેલાં
દવાનું નામ
ગોનોકીલર અને કૂકડા છાપ
સીલબંધ પેકેટ તપાસીને લેજો

**દરેક આગેવાન દવાવાળાને ત્યાં વેચાય છે.**

એકલા બનાવનાર **ડો. ડી. એન. જસાણી** ગીરગામ બેકરોડ મુંબઈ-નં. ૪

# ભલાઇનો બદલો

શ્રી. પ્રફુલ્લચંદ્ર શાહ.

આ તે મને શું ગાડું લાગ્યું છે? ક્રિકેટ, ક્રિકેટ, બસ ક્રિકેટની જ વાતો. બ્રેડમેન કે નાઈડુના રેકર્ડ ગણાવી જાઉં, મેકેબ કે અમરનાથની ફર્સ્ટક્લાસ મેચોની એવરેજ બોલી જાઉં, ત્યારે મારા મિત્રો મને હસે છે. હું એ જાણું છું, પણ તેમના એવા તુચ્છ મત માટે હું કદી પરવા કરતો નથી. સાંજના સ્કુલના વિદ્યાર્થીઓ મેદાનમાં ક્રિકેટ રમતા હોય છે, ત્યાંજ તેમની રમત નિહાળતો હું બેસું છું. નાના બચ્ચાં પણ ક્રિકેટ રમતા હોય તો તે જોવામાં મને રસ પડે છે. એસ્પ્લેનેડ મેદાન આગળથી ટ્રામમાં બેસી પ્રાર્થનાસમાજ જવા નીકળું, ત્યારે ક્રિકેટ રમાતી જોઇ, ઉતરી પડું છું, એવી લાલચમાંથી બચવા ખાતર જ ઉતાવળે પાછા જવું હોય તો આન્ટરોડની ટ્રામ પકડું છું.

ક્રિકેટનો મને એવો મોહ છે, પણ હું ક્રિકેટર નથી. વિદ્યાર્થી અવસ્થામાં થોડું ઘણું રમ્યો હોઇશ. ત્યારે લીધેલી વિકેટ, લગાવેલી બાઉન્ડરીઓ અને કરેલા સુંદર કેચો મારી સ્મૃતિ પર કાયમનું સ્થાન કરી ગયા છે. હવે તો બેટ પકડી ઉભા રહેતાં જ ધ્રુજારી છૂટે છે. એટને ક્રિકેટમાં સક્રિય ભાગ લઇ શકતો નથી. છતા મને એ રમત નિહાળવામાં ખૂબ રસ પડે છે. મોટી મેચોના અહેવાલ વાંચવામાં રમુજ પડે છે.

ટેસ્ટ મેચોની હકીકત તો હું પાંચ છ પેપરોમાં વાંચું છું. ગમી ગએલા રિપોર્ટ ફરી ફરી વાંચું છું. હું ભૂલતો નથી વર્તમાન પત્રોનાં ગમી ગએલાં મથાળાં-headlines જેવી કે બ્રેડમેને ઇંગ્લાંડની પહેલી મુસાફરીમા ટેસ્ટમાં ૩૩૪ રન કર્યા ત્યારે ત્યાંના વર્તમાનપત્રોએ છાપેલાં 'Australia sets up a run-getting machine.' 'Bradman versus All England.' 'Bradman Serials Continued ! વિ. વિ. અરે રાત્રે ઊંઘ ન આવતી હોય ત્યારે હું મારી જાતને મેટા ખેલાડી કલ્પી-કાતિલ બોલીંગ કરતો, કે છ છ રનના ફટકા મારતો કલ્પી નિદ્રાધીન થાઉં છું.

અને આ બધી ગાંડાઇજને? અને મિત્રો હસે પણ ખરા જ. પણ હું તેમને કહું છું કે એ તો મારી hobby શોખ છે. કોઇને ટિકિટ, સીકકા, કે મહાપુરુષોની સહીઓ એકઠી કરવાનો આગ્રહ હોય છે, કોઇ સીનેમાનાં નટ નટીઓની હકીકતો એકઠી કરવામાં રસ માણે છે એમ મને ક્રિકેટનો શોખ છે.

પણ ઘણા લોકોને તો કોઈ જ hobby હોતી નથી. હું કહું છું કે આતો માત્ર તેમની માન્યતા છે. દુનિઆમાં ઘણોજ નાનો એક વર્ગ છે જે ધંધામાં એવો રચ્યો પચ્યો રહે છે કે તેમને માત્ર hobby નથી હોતી. બીજા બધાને જો ઉપર જણાવેલી નિર્દોષ hobby ન હોય તો તેઓને કંઇ કંઇ દોષોમાં ભપકાએલા જોશો. નાખલા તરીકે ઘણા નવરા લોકો નિંદામાં, લોકોની ખબર રાખવામાં પોતાનો સમય વ્યતીત કરે છે, એવી દોષિત ટેવો કરતાં ક્રિકેટની માત્ર નિર્દોષ hobby શું ખોટી?

આ બધુ લખવાનુ કારણ એટલુજ કે સુરતમા કવીન્ડ્રગ્યુનર ક્રિકટ મેચ રમવા ગઇ અને શરૂઆત થઈ ત્યારે હુ મારી મોટર લઇ નવસારીથી ત્યા રોજ સવારે જોવા જતે દિવસો સુધી કામ કરવુ છોડી મેચ જોયા કરતી અને તે જોવા જતા કેટલુય પેટ્રો બાગતુ આ ઘણાને ગાડુ જ લાગે મારે માન બચાવ ખાતર ઉપર મારી bobby વિ જગ ફિરતા થી જણાવ્યુ પણ ફરી વિચાર કરી જોતા મને સમજાય છે કે માણસ જ્ય પોતાની ભૂલ માટ બચાવ કરે છે, ત્યારે જરૂર તેની ખામી હોય છે એવુ માનસ શાસ્ત્રીઓ માને છે . પણ મે અગાઉ કહ્યુ તેમ . તમે ગમે તે ધારી લો મને તેન પરવા નથી

વળી ક્રિકેટને હુ જે વાત કહેવા માગુ છુ તની જોડે સબધ નથી એટલે સુર વીન્ડ્રગ્યુનરના રકાર અને પરિણામ જગાવી તમને કટાળો નહિ આપુ.

મારી મોટર જાતેજ હાકુ છુ મે કોઇ શોફર રાખ્યા નથી ખરૂ પૂછો તો શોફ રાખવો મને પરવડે એમ પણ નથી એક દિવસ ક્રિકેટની રમત પૂરી થઇ કે મારી મોટ લઇ નવસારી આવવા નીકળ્યો જરા મોડુ થયુ હતુ એટલે હુ ઉતાવળેજ મોટર હાકતો હતો ચલથાણ આગળ તો તદન અધારૂ થઇ ગયુ લાઇટ ચાલુ કરી હુ આગળ વધ્યો ખાડીનો પૂલ પસાર કરી ગયો, ત્યા એક મવાલી જેવા જતા માણસે મને મોટર ઉભી રાખવા હાથ કરી બૂમ મારી 'મને બેસાડી જાવ' પણ મે તો આગળ હાકેજ રાખ્યુ છી મને વિચાર થયો બિચારો રાતે અધકારમા કેમ ચાલશે ? ક્યારે તેની મુસાફરી કરી હશે ? આખા દિવસનો થાકેલો હશે, ગરીબ દેખાય છે, કદાચ ભૂખ્યા જ હશે ! ટાગોરની પક્તિઓ મને યાદ આવી

"The service of the fruit is precious, the service of the flower is sweet, but let my service be the service of the leaves in its shade of humble devotion"

"ફળની સેવા કિમતી છે ફૂલની સેવા મધુર છે, પણ મારી સેવા પર્ણની છાયાની પેઠે નમ્ર ભકિતમય હો '

તાપમા તપેલાઓને પાદડા પણ શીતળ છાયાનો આશરો આપે તો આ થાકેલાને હુ શા માટે મારી મોટરમા આશરો ન આપુ ? મોટર પાછી હટાવી હુ તે મવાલી જેવા દેખાતા માણસ પાસે લઇ ગયો તેને મે પાછલી બેઠકમા બેસાડયો મારી બેગ પણ ત્યા જ હતી.

મોટર મે પૂર્વના વેગથી હાકી મને વિચાર આવવા લાગ્યા 'આ માણસ ચોર હોય તો, મારુ ધ્યાન ચૂકવી મારી બેગમાથી મારા પૈસા કાઢી લે તો, મારો સામાન કાઢી લે તે મુ તથી ખરીદેલા ઘરેણા પણ બેગમા જ હતા. તે કાઢી લેશે ? અરે આખી બેગ ઉપાડી કુદી નાસી જાય તો" આવા વિચારોની પરપરાથી હુ મૂઝાયો "શુ કરવુ ? દુનિયામા ભલાઇજ ન રહી ?" ઠગોથી સાવધ રહવા માટેના પુસ્તકમા આપેલી પહેલીજ સૂચના યાદ

આવી 'Never deal with a stranger. અજાણ્યા સાથે કામ મા પાડીશ.' પણ એ ઘણું મોડું હતું. આખરે મોટરની ગતિ મેં કંઇક મંદ કરી અને વારે વારે હું એગ તરફ જોવા લાગ્યો.

કોઇએ કહ્યું જ છેને કે ધરમ કરતાં કરમ નડે છે. હું થોડે આગળ પોલીસ ચોકી આગળ પહોંચ્યો એટલે પોલીસે હાથ ઉંચો કરી અમારી ટેક્ષી અટકાવી. પોલીસે હાથ ઉંચો કર્યો, ત્યારે ઘડીભર મને લાગ્યું જાણે કે હું મ્યુસોલીની છું અને મને એ સલામ ભરે છે. પણ આપણુ‌ં સત્તાધીશનો આનંદ તો પોલીસ જ અનુભવે છે. કારણ એનો હાથ સ્હેજ ઉંચો થતાં ભલા ભલાને પણ ટેક્ષી રોકવી પડે છે. હું દૃઢતાપૂર્વક માનું છું કે પોલીસોને આમ મોટરો રોકવામાં આનંદ પડતો જ હશે. મને રોકી તેણે ડાયરી કાઢી મને પૂછ્યું. 'તમારો નંબર?' મેં કહ્યું. 'અરે, પણ ભલા માણસ હું ૨૫ માઇલની ગતિથી જ મોટર હાંકતો હતો.' 'હશે.' 'તમારો નંબર બોલો.' 'પણ કંઇ કારણ?' 'તમારી પાછળની બંને લાઈટ ચાલતી નથી.' આવી ખેંચતાણ અમારી વચ્ચે ચાલવા લાગી મેં તરત જ તે ચાલુ કરી પોલીસને સમજાવ્યું કે એ લાઇટ ચાલુ જ છે. કદાચ સહેજ બંધ રહી હશે. પણ પોલીસને એ બધું સમજવું ન હતું. મેં નંબર, નામ, શિરનામું આપ્યાં, ને લાઈટ કરી ફરી મોટર ચાલુ કરી.

શું ઘટના? આ શું ભલાઇ કરવાનો તાત્કાલીક બદલો? અને શું પોલીસ કંઇ ગુન્હેગારો પકડવા જ ફર્યા કરતા હશે? ખરા ગુન્હેગારોને પકડવા શ્રમ પડે, તે તેમને પરવડે નહિ. અને મારા જેવા જે કાયદો જાણવી જાળવી ચાલે તે જ તેમના પંઝામાં સંડોવાય છે. હશે. કાલે જ દંડ ભરવો પડશે. મવાલીને સાથે લેવામાં ચાંલ્લો ચોંટયો.

નવસારીમાં દાખલ થઇએ તે પહેલાં એ 'મવાલી' એ મને મોટર ઉભી રાખવા કહ્યું. તેને ત્યાં ઉતરવું હતું. એ પીડા ક્યારે ટળે તેની જ હું રાહ જોતો હતો. એટલે મેં તરત જ મોટર અટકાવી. તે તેની બેઠકમાંથી ઉતરી પડ્યો ને સલામ કરી મારો ઉપકાર માનવા લાગ્યો. 'સાહેબ, મારા જેવા પર મહેરબાની કરવા માટે ઇશ્વર તમારૂં ભલું કરશે.'

'કરશે શું? કરી જ દીધું છે. કાલે પોલીસમાં દંડ ભરવો પડશે.'

'તમે પેલા પોલીસે આપણને અટકાવી નંબર લીધેલો તે વિષે કહેવા માંગો છો?'

'હા.'

'તમારે દંડ નહિ ભરવો પડે.'

'કેમ?'

'તેની પાસે નંબર, નામ કે શિરનામું કંઇ નથી.'

એમ કહી તેણે તેના ગજવામાંથી પોલીસની ડાયરી કાઢી મારા હાથમાં મૂકી ને તે ચાલતો થયો.

મેં તેને બૂમ મારી, મારી પાસે પાછો બોલાવ્યો. પણ 'તે તેં કેવી રીતે લઇ લીધી?'

'શેઠ એ તો અમારા ધંધાની કુનેહ. એ કહેવાય નહિ' એ જાણવા તો મોટી ફી પડે.

'પણ મને—'

'હા, તમને અવશ્ય કહું. પણ કોઇએ કહ્યું છે ને શ્રધ્ધાળુઓને જ જ્ઞાન આપવું.જો તમે એ ધંધો કરવા...'

મેં કહ્યું,' ભાઇ. જય, જય.'

તે પણ 'જય, જય' કરી ચાલતો થયો.

આ માણસ મારી બેગ કે તેમાનો સામાન કેટલી સહેલાઇથી લઈ જઇ શક્યો હોત? પણ મવાલીમાં પણ કેટલી કૃતજ્ઞતા ? 'સુધરેલા'ઓમાં જ આ લાગણી કુંઠિત થએલી હોય છે. તેઓ તો મોટરમાં હકકપૂર્વક બેસે છે અને હકકપૂર્વક માંગણી કરે છે. ને કદાચ પ્રસંગ વશાત ના કહેવી પડે તો શત્રુ બને છે.

---


ઈમારતી લાકડાં અને સાઇઝો

ઉત્તમ માલ

કિફાયત ભાવ

ઇમારતને બરની દરેક જાતની સાઇઝો તૈયાર મળશે.

મેંગલોરી નળિયાં તથા દરેક જાતના પત્થરો પણ મળશે.

મલબારી પાટિયાં તથા કામડીના ભારા પણ મળશે.

દેસાઈ પરાગજી જગાભાઇ એન્ડ કું.

હે. ઓ. બંદરરોડ, નવસારી

બ્રાન્ચઃ ઈમારતી લાકડાંના વેપારી
સ્ટે. રોડ—નવસારી

# ખરા 'પીડિતો'

શ્રી. 'છત્રીવાલા'

અમારા મિત્રમંડળમાં એક દિવસ પ્રશ્ન પૂછવામાં આવ્યો, "આવતો જન્મ તમારી મરજી મુજબ મળતો હોય તો તમે શું થવા પસંદ કરશો?" અપૂર્ણ રહેલી ઇચ્છા, વાંચ્છના કે ઉચ્ચાશા પૂર્ણ કરી શકાય એવા અવતારો દરેકે પસંદ કીધા. એક સજ્જને કહ્યું, "હું તો ઇશ્વરની પ્રાર્થના કરૂં કે 'હે પ્રભુ, તું મારા પર સંતુષ્ટમાન હો તો મને આવતે જન્મે વૈષ્ણવોનો મહારાજ બનાવજે અને તારી દયા માયા મારા પરથી ઓછી થઇ હોય અને તારો વિચાર મને ગરીબ બનાવવાનો હોય તો તું મને કડિયો બનાવજે. એ બેમાંથી એકનો અવતાર આપજે. કંઇ બીજું ત્રીજું બનવું મને પસંદ નથી".

આ ભાઇએ આવી પસંદગી માટે ઘણાં કારણો બતાવ્યાં. તેની સર્વ દલીલોનો ઉલ્લેખ કરતાં સુરૂચિ ભંગ થવા સંભવ છે. પણ તેમની એક વાત તો સર્વેને ગમી અને તેમની માંગણી વ્યાજબી હોવાનો સ્વીકાર કરવામાં આવ્યો. કાં તો અમીર કે કાં તો ફકીર. ભર્તુહરીએ પણ કંઇક એવું જ કહ્યું છેને? "એકજ ભાર્યા—સુંદરી કે દરી, એકજ વાસ મહેલમાં કે જંગલમાં. ઉચ્ચ કે નીચ જન્મવું સારૂં. માત્ર મધ્યસ્થિતિજ ખરાબ."

મધ્યમ વર્ગના લોકોનો ખ્યાલ કરીએ તો સહજ સમજાશે કે આજ એજ ખરા 'પીડિતો' છે. સમાજમાં પોતાનું સ્થાન સાચવી રાખવા તે અનેક આપત્તિ સહન કરે છે. ઘણીવાર અનિચ્છાએ તેને હાનિકારક રિવાજોને વળગી રહેવું પડે છે. કોઇ ખરચો કરવા તે ના પાડે તો તે પીસાઇ જાય છે. ધનિકો એવા ખરચ ન કરે તો તેણે સુધારો કર્યો કહેવાય છે. ગરીબોને તેવા ખરચ ન કરવા શુભાશિષો મળે છે. દુઃખ જ માત્ર મધ્યમ વર્ગને. છતાં આજ મધ્યમ વર્ગના ઘણાઓ હિંમતપૂર્વક 'સુધારો' કર્યાનું કહી એવા ખરચો નથી કરતા. પણ તેમને પશ્ચિમના રિવાજનું અનુકરણ કરી મિત્રોને 'પાર્ટી' આપવી રહે છે. એટલે આ સુધારો તેને વધારે ભારે પડે છે. કારણ કે સહકાર પર રચાએલા 'ચાંલ્લા'નો રિવાજ જતો કરવો પડે છે. એટલે તેને જૂના રિવાજ પ્રમાણે મળતી આર્થિક મદદ મળતી નથી. અને રૂપાન્તર પામેલી ભોજન પ્રથાનો તો ખરચ વેઠવો જ રહે છે.

માસિક ચાલીસ પચાસ રૂપિયા મળતા નોકરોનું જીવન કેવું હોય છે? તેમને ગૃહસ્થ માફક રહેવું પડે છે. ઘરમાં ઠીકઠાક રાચરચીલું અને એવાં સાધનો રાખવા રહે છે કે બે ચાર પરોણા આવે તો તેમની દરેક જોગવાઇ સાચવી શકાય. પોતાના કુટુંબને ઘી ખાવા જેમતેમ મળતું હોય, પણ અતિથિઓને માટે સારી ઘીની વાનગીઓ કરવી પડે છે. અનેક વારે તહેવારે તે સારૂં ખાવાનું ચુકતા હશે, વગર ઉજવ્યે દિવાળી પસાર કરતા હશે, પણ મેમાનગીરીમાં તો કંઇ ઉણપ આવવા ન જ દેવાય. તેમ થાય તો તેની પ્રતિષ્ઠામાં પૂળો જ મૂકાય. અતિથિઓ તેનું જ ખાઇ, તેની 'ખામી'ઓની ભેંગાઇ કરવા ન ચૂકે.

તેઓ તેનુ જ ખાતા તેના ઘરના દાણા ગણતા જાય ? હે પ્રભુ, અતિથિદેવો ભવનુ સૂત્ર બદલી શકે એવો કોઇ નવો ધર્માત્મા પેદા કર કે અમારી પીડાઓ ઓછી થાય

અમદાવાદમા ભંગીઓની શિક્ષક પરિષદમા ભાઈશ્રી પ્રાણલાલે કે કોઇએ કહ્યુ હતુ કે માસિક પદર રૂપિયાના પગારદાર માસ્તર પાસે ૨૫ રૂપિઆનો પગારદાર પટાવાળો બક્ષિસ તરીકે આઠ આના મેળવે છે શિક્ષકોની જીવનકથા અતિ દર્દ ભરી છે કેટલેક સ્થળે તો શિક્ષકોને માસિક દરમાયો માત્ર દશ જ રૂપિયા મળે છે શિક્ષકો તો સુશિક્ષિત પુરુષો અને તેમને રહેણી કરેણીનુ અમુક ધોરણ જાળવવુ જ જોઇએ લાબો કોટ પહેરી બટન બીડેલા રાખવા જ રહે, ધોતીયુ ચાર છેડે પહેરવુ જ જોઇએ, પગમા બુટ તો જોઇએ જ ! આ બધુ તેને દશ રૂપિઆના પગારમાથી કરવુ રહે ભારે પગારદાર એજીનીયરો, અને શેઠિઆ સુદ્ધા નાનુ પચિયુ પહેરી ભર બજારે મ્હાલતા નીકળી શકે એમ ન થાય માત્ર માસ્તર થી જ તેને ભાવિ પ્રજાના સસ્કાર ઘડવાના ને ? દશ રૂપિઆના પગારમા એ શુ ખાતો હશે રહેવા માટે ભાડુ ક્યાથી આપતો હશે, કપડા શેમાથી સિવડાવતો હશે અને માદો પડતા દાકતરી ફી કેમ આપતો હશે અને સમાજના રીતરીવાજના ખરચો કેમ નભાવતો હશે ? આવો દુખિઆરો માણસ બાળકોને સતોષપૂર્વક કેવી રીતે ભણાવે ? સમાજના નેતાઓ ! તમે આ બિચારાના દુખો તરફ કદિ ધ્યાન આપ્યુ છે ? તમારે કેળવણી સુધારવી છે ? તમે જ્યા સુધી શિક્ષકોના જીવન સુધારો નહિ ત્યા સુધી કેળવણી કદી સુધરે નહિ એ ખૂબ યાદ રાખજો તમે કમિશન ભરો અને કાયદાઓ રચો તે નકામા જશે પરદેશમા શિક્ષકોને કેવા સારા પગારો મળે છે તેની તમને ખબર છે ? ઓસ્ટ્રેલિયામા કોઇપણ પ્રાથમિક શાળાના શિક્ષકને મહિને ૨૦૦ રૂા કરતા ઓછો પગાર નથી મળતો તમે દશ રૂપિયાના શિક્ષક પાસે જે અપેક્ષાઓ રાખો છો તે વધારે પડતી નથી લાગતી ? માટે જ હુ પ્રભુને પ્રાર્થના કરૂ છુ કે કાતો મને ઇન્સ્પેકટર બનાવ નહિ તો પટાવાળો—પણ હરગીઝ માસ્તર તો નહિ જ

કારકુનોની સ્થિતિ પણ માસ્તર કરતા કઇ ખાસ સારી નથી તેમની આર્થિક સ્થિતિ પણ માસ્તરોના જીવનને જ મળતી છે ફેર એટલો જ કે કપડા પહેરવે અને ઓઢવે ચાલવે તેઓ માસ્તરો જેટલી 'શિષ્ટતા' ન રાખે તો તેમને કઇ વાધો નહિ બીજી સર્વ બાબતોમા તેમના દુખો કઇ ઓછા નથી અને માસ્તરો જેટલી જ તેઓ આર્થિક વિટબણા ભોગવે છે અને વધારામા લોકોની નિદા સહી લે છે લોકોની ગુચવણ ઉકેલી તેમના કામોનો નિકાલ કરી આપે તો તેમણે ખાસ સેવા કરી ન કહેવાય તેમના કામો તાબડતોબ કરી કરાવી આપે તો પણ તેમણે માત્ર ફરજ જ અદા કરી કહેવાય એ શબ્દો સાહેબને કહી તેમના કામનો તેમની તરફેણમા નિકાલ કરાવી આપે તોપણ તેમને જશ મળતો નથી 'એ તો સાહેબ સારાને—એટલે મારૂ કામ થઇ ગયુ !' કોઇનુ ધાર્યુ કામ ન થાય તો કારકુન પર દોષનો ટોપલો ઢોળાય 'એણે કમબખ્તે ઊધુ માર્યુ', નહિ તો સાહેબ તો બહુ સારા છે એને કઈ નજરાણુ મળ્યુ નહિ ને ? જે પક્ષકારની કામ વિરુદ્ધ જાય તે તો એમ જ કહે કે 'મારા સામાવાળા પાસે એ જમી ગએલો ? લોકો સ્વાર્થમા ભૂલી જાય છે કે કારકુનો સાહેબો માટે કઇ નિર્ણય કરતા નથી ઘણા ઉપરીઓ તો કારકુનો પાસે વિગતો જ મેળવે

છે અને તેમનો અભિપ્રાય કદી પૂછતા નથી. અને બે સાહેબોનાં મન રાખવાના હોય ત્યારે કારકુનોની સ્થિતિ કેવી કફોડી થાય છે તેનો તમે કદી ખ્યાલ કર્યો છે ? માટે જ હું કહું છું કે 'હે પ્રભુ કાતો મને કલેક્ટર બનાવ–નહિ તો પટાવાળો પણ 'હરગીઝ કારકુન તો નહિ જ.'

ખેડૂતો સંબંધી પણ એવુંજ છે. કાતો જાગીરદાર, નહિ તો દૂબળો–હાળી. પણ હરગીઝ ખેડૂત તો નહિજ. મધ્યમ વર્ગના ખેડૂત કરતાં દૂબળો બનવાનું હું પસંદ કરું છું ત્યારે તમને ફુરસદી નહિ છૂટે ને ? આજે દૂબળો રાજા છે અને ખેડૂત ગુલામ છે. ખેડૂત સવારે જઈ દૂબળાને ઊંઘમાથી જગાડે છે, આઠ નવ વાગે તેને માટે ભાથું લઈ ખેતરે જાય છે, તેને પાસે બેસાડી બીડી તંબાકુ આપી કામ કરતા આરામ આપે છે. બપોરે તેને માટે ખાવાનું તૈયાર રાખે છે તેના આખા જીવનના ખરચો નીભાવે છે આટલું કરતાય તેની પાસે સમજાવી પટાવી કામ લેવુ રહે છે. કારણકે જો તે નાસી જાય તો ખેડૂત તેને પાછો લાવી શકતો નથી. તેને આગળી અડકાડવાનું તો દૂર રહ્યું પણ તેને એક કડવો શબ્દ્ય કહી શકાતો નથી.

બીજા દૃષ્ટિકોણથી કહું તો દૂબળો કોણ છે તે તમે જાણો છો ? એ તો અભણ યુરોપિયન. યુરોપિયન અને તેના જીવનમાં સામ્ય છે. ઉભયમાથી એકે આર્થિક ચિન્તા કરતા જણાતા નથી, બંનેને જોઇતું ખાવાનુ મળી રહે છે. યુરોપિયનો માફક દૂબળાઓ પણ પત્નીઓને લઈ નાચ કરે છે. કહેવાય છે કે યુરોપિયનો સામાન્યતઃ તેમની પત્નીઓનું જ કહ્યું કરે છે, તેમ દૂબળાઓ પણ દૂબળીઓ કહે તેટલું જ કરે છે. એટલે દૂબળાઓને અભણ યુરોપિયન અગર યુરોપિયનોને ભણેલા દૂબળાઓ કહેવામા આવે તો શું ખોટું ? માટે જ આપણે કહીયે છીએ કે કાતો જાગીરદાર કે કાતો દૂબળો–પણ હરગીઝ ખેડૂત તો નહિ જ

ગરીબો અને પૈસાદારો બંનેને મફત દવા મળે છે ગરીબો સરકારી કે ફ્રી હોસ્પિટલમાથી મફત દવા લઈ આવી શકે છે. પૈસાદારો, ઓફિસરો વગેરેને મફત સારવાર કરનાર ડાક્તર મળી રહે છે ચિન્તાજ માત્ર મધ્યમ વર્ગનાને અરે હોસ્પિટલોમા પણ શરત હોય છે કે માસિક ચાલીશ ઉપરાતના પગારદારને મફત રહેવાનુ નથી મળતુ. પીસ્તાળીસ પચાસ રૂપિયા પગાર મળતા નોકરોએ શું કરવું ? ઓછો પગાર મળે છે એમ જૂઠું કહેવુ ? એમ કરનાર તો માત્ર અપવાદરૂપે જ હોય છે મોટો ભાગ તેમ કરતો નથી તેઓ કાતો હોસ્પિટલનો લાભ લેતા અટકે છે અગર તો દેવામા ડૂબે છે. આ અનિષ્ટ દૂર કરવા તરફ હોસ્પિટલોના ટ્રસ્ટીઓ ધ્યાન આપે તો તેઓએ બિચારા પીડિત મધ્ય વર્ગ પર મહાન ઉપકાર કર્યો કહેવાશે.

સરકારમાં કંઇ લાગવગ જોઇતી હોય અગર નોકરી લેવી કે અપાવવી હોય તો ધનિકો અને નોકરોને જોઇતી લાગવગ મળી રહે છે દુઃખ જ બિચારા મધ્યમ વર્ગનાને. કલેક્ટરના શોફર, સાહેબના ખાનસામા, રસોઆ કે નોકરની ભલામણથી ઘણાને નોકરીઓ મળ્યાનું જાણ્યું છે. એક ગૃહસ્થને તેના મિત્ર કે સંબંધીનો માલ સ્ટીમર પરથી જલદી ઉતરાવી કસ્ટમમાથી બહાર કાઢી લઈ જવાનો હતો. તે ગૃહસ્થ કસ્ટમ ઓફિસરના દેકા

નોકરને પીઝનનો હતો. તે નોકરે પૈના ગૃહસ્થની સાહેબ સાથે ઓળખાણ કરી આપી. તમે માનશો ? તેને ઉતારવાનો સામાન કોઈપણ અમલદાર કે ધનિક ઉતારૂઓના સામાન કરતા પહેલો ઉતારી આપવમા આવ્યો ! જરૂર પડયે પૈસાદારોને આવી સગવડ મળી રહે છે. દુ:ખ જ માત્ર મધ્યમ વર્ગને. સરકાર બ્રાહ્મણો કરતાં દલિત કે અંત્યજ વર્ગના ઉમેદવારોને જલદી નોકરી આપે છે. બ્રાહ્મણોને એ મોટું દુ:ખ છે એ ખરૂં પણ તેઓ તેમના ઓળખીતા અમલદારોની લાગવગથી બીજી નોકરીઓ મેળવી શકે છે દુ:ખ જ માત્ર મધ્યમ ગણાતી જ્ઞાતિઓનાને. નથી તેમની સરકારને બાગણે પસદગી કે નથી તેમને લાગવગ. કેટલીક જ્ઞાતિઓને દલિતમાથી હમણા જ મધ્ય વર્ગમા મૂકવામાં આવી છે. એટલે એ જ્ઞતિઓના અનમદારો બનેલાના પણ ગણ્યા ગાંઠયા જ દાખલા મળે છે.

મધ્યમ ગણાતી એક જ્ઞાતિના ગૃહસ્થ કહે છે કે અમે તો જીવનમા કદી મોજમઝા માણી જ નહિ બાપ જન્માગથી સદા અમે ડોટી પહેરતા આવ્યા. ખેતીનાં ઢેફાં ઉકેલી અગર દેશ પરદેશ જઈ બે પૈસા કમાયા. પછી અકકડ ફકકડ થઈ ફરતા ઉચ્ચ જ્ઞાતિના પુરૂષો જેવાં કપડાં પહેરવા વિચાર કર્યો. બાપદાદાએ કદિ ન પહેરેલાં આઇનાસીલકનાં કપડાં સીવડાવવા તૈયારી કીધી ત્યા તો ગાંધીજીએ હાકલ કરી કે 'ખાદી પહેરો' એટલે અમારા કર્મે તો સદા જાડી ખાદી જ ચોટેલી રહી ! વળી અમે તો અભણ જેવા રહી ગયેલા, બે પૈસા મળતા સંતોષ થયો કે છોકરાને ભણાવીશું, વિલાયત મોકલીશું, કલેકટર કે બેરીસ્ટર બનાવીશું ત્યાં તો ખૂસરાણ શરૂ થયું 'સરકારી નિશાળો છોડો'. અરે કયાક ભણાવવાનો પ્રસંગ મળ્યો ત્યારે નવી મુશીબતો ભાળી, જગતના મહાન પુરુષ પુરુષ મહાત્માનો હુ દોષ નથી કાઢતો તેણે વિચારોએ તો દેશના ભલા માટે સુખસંપત્તિ એશઆરામ સર્વનો ત્યાગ કર્યો છે દેશના ઉદ્ધાર માટે ઉત્તમ માર્ગ કાઢયા છે. દોષ તેમનો નથી પણ અમારા નશીબનો જ. એ આરભેલા યજ્ઞમા અમે ઘણી ખુશીથી આહૂતિ આપી. અમારે તેમ કરવુ જ રહ્યું. કારણ મધ્યમ વર્ગ દેશનુ પીઠબળ છે એ નહિ તો બીજો કયો વર્ગ લડશે ? અમારી કર્મકથા જ એવી છે એમા બીજા શું કરે ?

સારી જેવી નોકરી કરી કે ધંધોધાપો કરી ઠીક ઠીક પૈસા એકઠા કરી દેશ સેવામા ઝંપલાવવુ એવા મનોરથો હતા. પણ લડાઇના પૂર ઉછળ્યા અને એમા અમે ઝંપલાવ્યું. અડધું ભણતર ભણી ઉઠયા અને જેલમાં ગયા. હવે અમે નથી આ કે નથી પેલા. મહાત્માએ અમારામાના કોઈકોને કંઇક આર્થિક મદદ કરી પણ ક્રૂર સમાજ અમારી હાંસી કરવા લાગ્યો. અમારે એવી મદદ જતી કરવી પડી. દેશને માટે અમારા હૈયા બળે છે. કેટલાક તો દેશને માટે તેમનો સર્વ વખત અગર જીવન અર્પણ કરવા તૈયાર છે પણ મધ્યમ વર્ગના મોટા ભાગને તેમના કુટુંબનો નભાવ કરવો રહે છે અને તે સાથે જ દેશ સેવા કરવી રહે છે. અમારા સંજોગો તમે વિચારી જુઓ તો આદર્શ સાધવાનો અમારો આ યજ્ઞ નાનોસુનો ન જ જણાય.

ધનિકોને આનંદ મેળવવા ઘણા સાધનો છે, સાહિત્યમાથી આનંદ મેળવનાર ધનિક વર્ગ અને નીચલા વર્ગોના અલ્પ માત્ર જ દેખાશે. અભણ ગરીબને એ રૂચિ ઉદભવે કયાથી ?

એટલે પુસ્તકો અને સામયિકો ખરીદવાનાં અમારે. પૈસાદારને તે વિષે પરવા નથી અને ગરીબોને તેવી વૃત્તિ નથી. કોઇ એકાદ નોબલ નીકળ્યો અને તેણે સાહિત્યકારો માટે પ્રતિવર્ષ મોટું ઇનામ આપવાની યોજના કરી. દુનિયામાં અનેક નોબલો પડેલા છે, પણ તેમાંથી કોઇ બીજાને એવું કરવું સૂજતું નથી. કાવ્યની એક કડી માટે સવાલાખ રૂપીઆ આપનાર ભોજો હવે જોવામાં નથી, એટલે સાહિત્યકારોને અમારે જ પોષવા રહે છે. તેમાં વળી મેરી કોરેલી જેવી કોઇ નીકળી આવે છે તે કહે છે કે મારાં પુસ્તકો સસ્તી આવૃત્તિમાં ન નીકળે. અઢી શીલીંગ નીચેની આવૃત્તિમાં તો મારાં પુસ્તકો હું પ્રસિદ્ધ ન જ કરું." આપણા દેશમાં લેખકોની આર્થિક સ્થિતિ સારી નથી એ ખરું છે. તેમને આર્થિક મદદની અતિ જરૂર છે. પણ કેટલાક સુપ્રસિદ્ધ લેખકો તેમના પુસ્તકોમાંથી સારી જેવી ઉપજ મેળવે છે. તેમને એટલીજ વિનંતી કરું છું કે બે ત્રણ કિંમતિ આવૃત્તિ ખપી જવા પછી તેમના પુસ્તકો સસ્તી આવૃત્તિ માં પ્રકટ થવાં જોઇએ. કારણ કે મધ્યમ વર્ગનો મોટો ભાગ સાહિત્યમાંથી જ બે ઘડી આનંદ મેળવે છે. તેઓ સહેલાઇથી ખરીદી શકે એવા સારા ગ્રંથોની તેમને જરૂર છે. અહીં એટલું કહેવું જરૂરી છે કે આજે સસ્તાં પ્રકાશન કરતી સંસ્થાઓ છે અને તેઓ મધ્યમ વર્ગ પર મહાન ઉપકાર કરે છે. મહાન લેખકો તમે એટલું જ યાદ રાખો કે મધ્યમ વર્ગ જ સંસ્કૃતિને પોષે છે અને તેનાં દુઃખ પણ તેને સહન કરવાં રહે છે.

કોઇ કન્યાશ્રમ કે કુંવારાશ્રમના ઉઘરાણા માટે આવે તો મધ્યમ વર્ગ પાસે. કોઇ ભીખ માગવા આવે તો તે મધ્યમ વર્ગ પાસે. કોઇ શાળા કે પુસ્તકાલયનાં ઉઘરાણા આવે તો મધ્યમ વર્ગ પાસે. કોઇ સભા કે મહાસભાના ઉઘરાણા આવે તો મધ્યમ વર્ગ પાસે. "તમે ફલાણા પૈસાદાર પાસે જાઓ. તે તમને કંઇ આપશે." તો જવાબ મળે છે કે "એ મખ્ખીચુસના એક રૂપિયા કરતાં તમારા એક પૈસાની અમારે મન મોટી કિંમત છે." પણ એમ કહેશે નહિ કે 'તે ઉઘરાણામાં પૈસો આપે એવો નથી. પત્થર છે તેમાંથી તેલ નહિ નીકળે.' સમાજના કરો મધ્યમ વર્ગને જ ભરવા રહે છે મધ્યમ વર્ગને જ સંસ્કૃતિ પોષવી રહે છે. સમાજના નેતાઓ એટલું ધ્યાન રાખો કે એ સંસ્કૃતિ અમને કચરી ન નાખે

રાય કે રંક જે સુખો અનુભવી શકે છે તે મધ્યમ વર્ગ માટે હોતા નથી. પૈસાદારો ખુલ્લી હવામાં બંગલામાં રહી શકે છે, મજૂરો પણ ત્યાં છાપરાં બાંધી રહી શકે છે. પણ નાના ઘરમાં કે ઓરડીમાં કુટુમ્બ લઇ રહેવાનું મધ્યમ વર્ગને. મજૂરો અને નોકરો માટે ચાલી બંધાય છે. અને તેમને સસ્તે ભાડે રૂમો મળી શકે છે. ચાલીશ રૂપીઆ મેળવતા કારકુનના પંદર રૂપીઆ ભાડામાં ચાલી જાય છે. તેનો કદી કોઇએ વિચાર કર્યો છે? પારસી મધ્યમ વર્ગ હમદર્દી પારસી દાતારોનો ઋણી બન્યો છે. તેમણે સસ્તા ભાડાની પારસી ચાલો બંધાવી આપી છે. હિન્દુ ધનિકો સંખ્યાબંધ છે, તેમને કદી કેમ આવું સુઝતું નથી? હિન્દુઓમાં દાનવીરો નથી એમ નથી પણ તેમના દાનો બાવાઓને માલપુડા દૂધ-પાક આપવામાં જાય છે. તેમને આ મધ્યમ માર્ગ દેખાતો નથી.

દેશનું પીઠબળ ગણાતો મધ્યમ વર્ગ આજે ભૂખે મરે છે. રાષ્ટ્રયજ્ઞમાં મોટા ભાગની આહુતિ આપનારાને પૂરતું ખાવા નથી મળતું. આજે સામાન્ય હિન્દુ સવારે

ઉઠી ચા પીએ છે, નવ વાગે દાળભાત ખાય છે, કોઇને ખાવા રોટલી મળે છે આખો દિવસ ભૂખે મરી સાંજે રોટલા ભેગો થાય છે. તેને ભૂખ લાગે કે તરત ચા પી બિચારે તેની ભૂખ મારી નાખે છે. તેને કહેવામા આવે છે કે 'ચા નહિ પીઓ.' ચા આરોગ્યનો દુશ્મન છે એમ એ સમજે છે પણ ભૂખ લાગે ત્યારે એ કંઇ ખાવા શોધે છે. ને કંઇ મળતુ નથી એટલે ચા પી લે છે. આજે વિદ્યાર્થીઓને કહેવામાં આવે છે કે કસરત કરી મજબૂત થાઓ. તેમને બેથી ત્રણવાર ખાવા નથી મળતું તેના કોઇ ઉપાય યોજશો? આજે વીટામીન્સ સંબધી ઠીકઠીક ચર્ચા ચાલે છે, ફળાહારના ગુણગાન કરવામા આવે છે, એ સઘળું ખરૂ છે અને જરૂરી છે. પણ દેશનો મોટો ભાગ નિઃસત્વ આહાર બે વખત ખાઇને ભૂખે મરે છે તે પર કોઇ ધ્યાન આપશો? યુરોપિયનો ચાર વખત ખોરાક લે છે, જમ્યા પર ફળ ખાય છે. અમને ત્રીજીવારનું ખાણું આપશો ?

એક પૌરાણિક કથા છે કે ત્રિશંકુ કે કોઇ રાજા સ્વર્ગે જવા નીકળે છે. તેને દેવો સ્વર્ગે ચઢતા અટકાવે છે બિચારો સ્વર્ગ અને પૃથ્વી વચ્ચે અધ્ધર લટકી રહે છે. કથા કહે છે કે વિશ્વામિત્રે તેને ત્યા સ્વર્ગ રચી આપ્યું. દેશના પીઠબળ ગણાતા મધ્યમ વર્ગની આવીજ અધ્ધર સ્થિતિ રહી છે. કોઇ સરકાર વિશ્વામિત્ર માફક તેને સ્વર્ગ રચી આપે ત્યા સુધી તે પીડાતો જ રહેશે. તે દરમ્યાન પ્રખ્યાત લેખકો અને કવિઓને એક જ વિનતિ કરૂં છુ કે "તમે પીડિતોની દુઃખ-ગાથાઓ ગાઇ. એવા દલિતો અને અંત્યજો પ્રત્યે અમારી સંપૂર્ણ સહાનુભૂતિ છે. પણ અમારી પીડાનો ખ્યાલ કરશો? તમે અમારા દુઃખો, ભૂખો અને તે સંબધી કદી કદી કથા કે કાવ્ય રચો તેથી અમારા દુઃખો ઓછા થશે એમ નથી પણ દુઃખથી ઉપજેલો શોક વ્યકત થતા અમને દુઃખ સહેજ હળવા લાગશે"

---


## ગણદેવા ટેલરીંગ એન્ડ કટીંગ કલાસ

"દરજી કામ શીખવા માટે"

હમારાં કપડાંથી શીવણ તથા વેતરકામ ગણિત પદ્ધતિસર ઘણીજ ઉમદા અને સરળતાથી શીખવવામાં આવે છે, આજ સુધીમાં સેકડો વિદ્યાર્થીઓએ લાભ લીધો છે, શીખનારની ઉમર વર્ષ અઢારથી ઉપર અને ભણેલો હોવો જોઇએ.

આખા કોર્સના રૂા. ૨૫. મુદત માસ ત્રણ, રહેવાનું મફત, વધુ માટે મળો યા લખો.

મુ. પો. ગણદેવા વાયા. બીલીમોરા

# ધૂળ ચાટતું બ્રિટન

**શ્રી. વલ્લભભાઇ પટેલ**

હિટલરને બીજીવાર મળવા ચેમ્બરલીન કેમ જાય છે એમ એક ચેમ્બરલીનના મતાનુયાયી (Conservative) ને પૂછતાં એણે જવાબ આપ્યો. "Because there was a little bit of dirt left that he hadn't licked up." હજી થોડીક ધૂળ ચાટવાની બાકી રહી ગઇ છે માટે. મવાળ જૂનવાણી પક્ષનો માણસ આમ ઉદ્ગાર કાઢે તો બ્રિટનનો જહાલપક્ષ અને ઉદ્દામવાદીઓ તો કેમ ન કહે ?

બ્રિટનને આમ અપમાનીત કરનાર સત્તા અને સત્તાધારીઓ પોતાના સ્વાર્થનું રક્ષણ કરવા જતાં આખા દેશને—લાખો ગરીબોને જેને એવાં અપમાન સહન કરવાથી કાંઇ લાભ મળતો નથી—હિટલર અને મુસોલીની જેવા સરમુખત્યારોના ખાસડાં ખવડાવે છે. એ વિરોધ જાહેર કરે એમાં કાંઇ નવાઇ નહિ. આજે બ્રિટન અને ફ્રાન્સ ભલે પોતાના રાજ્યને અને રાજ્યતંત્રને પ્રજાકિય અને પ્રજાને જવાબદાર કહેવડાવતા હોય. પણ ખરૂં જોતાં આવા કસોટીના પ્રસંગો એ રાજ્યતંત્રવાહકોને ઉઘાડા પાડે છે. એ પ્રમાણે પક્કા મૂડીવાદી હોઇ પોતાનાજ દેશમાંની ગરીબ પ્રજાને બેજવાબદાર રહી એમને નુકશાન કરતું કાર્ય કરે છે. અને પ્રજાને નહિ પણ પૈસાને જવાબદાર બને છે.

આ જાતનું રાજકીય વલણ અનેક વખતથી જાહેર થતું જાય છે. ૧૯૧૮ પછી દરેક રાજ્યની સ્થિતિ નબળી હતી. અને સૌ સૌ પોતપોતાની આંતરિક વ્યવસ્થા કરવામાં રોકાયા હતા. પણ જેમ જેમ અવનત દેશો ઉન્નત થતા ગયા તેમ તેમ એક બીજા સાથેના વ્યવહારમાં આ જાતની નીતિ સ્પષ્ટ થતી ગઇ. સાત વર્ષ ઉપર જ્યારે જાપાને મંચુરિયા લઇ લીધું ત્યારે ઇંગ્લાંડની સ્વાર્થી નીતિ ઉઘાડી પડવા માંડી. જાપાને સ્પષ્ટ શબ્દોમાં રાષ્ટ્રસંઘ League of Nationsનો તિરસ્કાર કર્યો અને એ તિરસ્કારમાં બ્રિટન પ્રત્યેનો તિરસ્કાર અને બેપરવાઇ જાપાને બતાવ્યાં.

બ્રિટનના મુડીવાદીઓના ચીનમાંના હિત સાચવી લેવા જાપાન સાથે બાંધછોડ કરવી એ બ્રિટનના સામાન્ય મજૂરના હિતમાં ન હતું. જાપાન ઇંગ્લાંડનું હરિફ હોઇ બ્રિટનના ઉદ્યોગ વેપારને નુકશાન પહોંચાડી શકે એવી પ્રવૃત્તિ જાપાનને મુંગે મોઢે કરવા દેવી એ કોઇ પણ રીતે પ્રજાને જવાબદાર તેમની નીતિ ન હોઇ શકે.

- ૧૯૩૫માં પણ એવોજ બનાવ બન્યો. ઇટલીએ એબીસીનીઆ ઉપર આક્રમણ કર્યું. અને બ્રિટનના મૂડિવાદીઓનો પૂર્વમાં સમાયલો સ્વાર્થ ઠોકરાતો લાગ્યો. બાલ્ડવીને મુસોલીનીના પગ ચાટી નમતું આપી ભૂમધ્ય સમુદ્રનો રસ્તો બ્રિટન માટે સહિસલામત રાખવા પ્રયત્ન કર્યો. પ્રજાના સાચા અવાજને રજુ કરતા મી. એડનને મુસોલીનીની ધમકીથી ડરી જઇ પ્રધાન મંડળમાંની એની જવાબદારીની જગ્યા ઉપરથી ખસેડવામાં આવ્યો. એ વખતે શું બ્રિટનના રાજ્યકર્તાઓએ પ્રજાને વફાદારી બતાવી હતી ?

પ્રજાને નામે રાજ્ય કરતા આ પૈસાસત્તાક પ્રતિનિધિઓએ Stressa સ્ટ્રેસાના કરાર ઉપર સહી કરી હતી. એ જ પ્રતિનિધિઓએ એ કરાર વિરૂધ જર્મની સાથે નૌકા-કરાર Naval pact કરી પ્રજાનું સાચું પ્રતિનિધિત્વ બતાવ્યું હતું ? ગરીબ પ્રજા પાસે માત્ર સ્વમાન હોય છે. લાગણી હોય છે. શું એ વખતે બ્રિટનના પ્રધાન મંડળે પ્રજાના સ્વમાન કે લાગણીનો ખ્યાલ કર્યો હતો ? કે જર્મનીના ધાકથી એ કરાર કરવામાં આવ્યા હતા? રખેને જર્મની સમાજવાદી રશિયા સાથે ભળી જાય એ બીકે તો થૂકેલું ચાટયું નહિ હોય? અને ફ્રાન્સને દગો દેવાનું કારણ ? આમ જર્મની અને ઇટલી સાથે મીઠાશ રાખી પોતાના થોડા પૈસાદાર વર્ગના હિત ખાતર ફ્રાન્સના સ્વમાનનો ભોગ શા માટે? શરૂઆતમાં ઇટલીને ધમકાવવા ફ્રાન્સને એની વિરૂદ્ધ ઉભું રાખ્યું અને જ્યારે એમની ધમકી મુસોલીનીએ તરણા તોલે ગણી એટલું જ નહિ પણ સામે ધમકીઓ આપી ત્યારે જે કારણસર ફ્રાન્સને ઇટલીની વિરૂદ્ધ ઉશ્કેરી દુશ્મન બનાવ્યું હતું તેજ કારણસર મિત્ર થવાની પેરવી કરવામાં રહેલી નીતી શું પ્રજાના જવાબદાર રાજતંત્રની હોઇ શકે? ઇંગ્લેન્ડની સામાન્ય પ્રજા શું મિત્રોને આપેલા વફાદારીના વચનનું આવું પાલન કરવા ઇચ્છે છે? કે એ ધમકીને વશ થતા રાજ્યતંત્રની નિર્બળતા ઉઘાડી પાડે છે?

શા માટે ઇંગ્લેન્ડના એ પ્રજાતંત્રના વાહકોએ જર્મનીને નૌકા કરાર કરીને લશ્કર વધારવા દઇ બળવાન થવા દીધું ? અપમાન સહન કરવા? શા માટે હિટલરને જરાપણ અડચણ વિના ઓસ્ટ્રીઆ લઇ લેવા દીધુ ? એના જોડાની દોરી બાંધવા? શા માટે ઝેકોસ્લોવાકીઆ હીટલરના હાથમાં સોંપી દેવામાં આવ્યું ? ધૂળ ચાટવા ? Four Powers Pact ચંડાળ ચોકડી સ્થાપવા ?

બ્રિટનના મૂડીવાદી મુત્સદીઓના માથામા કયારનીય આ ચંડાળ ચોકડીની રમત રમાઈ રહી હતી. પણ આજે એ ચંડાળ ચોકડીની સ્થાપના હિટલરની ઇચ્છા પ્રમાણે થઇ છે. શું બ્રિટનની પ્રજા હિટલરના હુકમ પ્રમાણે દોરાવા માગે છે ? બ્રિટનનું રાજતંત્ર બ્રિટનની પ્રજાની ઇચ્છાનુસાર ચાલવું જોઇએ કે હિટલરના હુકમો પ્રમાણે ? ચર્ચીલ, એડન, લોઇડ જ્યોર્જ કે ડફ કુપરને શા માટે રાજ્યતંત્રમાં સ્થાન નથી ? પ્રજાની ઇચ્છાથી કે હિટલરના હુકમથી ?

અને આ બધા અપમાનોના બદલામાં ચેમ્બરલીન હિટલર પાસેથી શું લઇ આવ્યો? જર્મની ઇંગ્લેન્ડનું જ શિષ્ય હોઇ ઇંગ્લેન્ડ પાસેથી જ વચન પાળવું કે નહિ તે શીખ્યું છે? હિટલર શું આવા આપેલા વચન પાળે છે ? ૧૯૩૩માં મે મહિનાની ૧૭મી તારીખે હિટલરે શું કહ્યું હતું ? 'The German people have no thought of invading any country.' અને ૧૯૩૪માં માર્ચ મહિનાની ૧૩મી તારીખે પણ એણે એવીજ વાત કરી હતી કે 'The German Government have never questioned the validity of the Treaty of Locarno.' બીજા રાજ્ય ઉપર ચડાઇ કરવા વિષેની લોકેર્નોની સંધિ વિષે જર્મનીને કોઈપણ જાતનો વાંધો નથી.

અને છતાં ઓસ્ટ્રીઆ લઈ લીધું એ શું એ દેશ ઉપર ચઢાઈ ન કહેવાય? અને ૧૯૩૬ન માર્ચ માસમાં રાઇન પ્રદેશનો કબજો જર્મનીએ લઇ જે લોકાર્નોના કરાર માન્ય હતા એજ કરારનો તિરસ્કાર કરવામાં આવ્યો.

અને ઓસ્ટ્રીઆ વિષે બોલતાં હિટલરે કહ્યું હતું કે ઓસ્ટ્રીઆ છતી લેવા અથવા એની આંતરિક રાજનીતિ અને વ્યવસ્થામા માથું મારવાની જર્મનીની ઇચ્છા નથી. તો પછી ઓસ્ટ્રીઆ શું કરવા લઇ લીધું? ઓસ્ટ્રીઆ અને બીજા દેશોને ગાફેલ રાખવા? આવા કપટી રાજ્ય ઉપર વિશ્વાસ રાખવાની ઇંગ્લાંડના વતનીઓની ઇચ્છા હોઇ શકે? અને શું આવા બેવચની રાજ્યકર્તાના વચનો ઉપર શાંતિનો આધાર રહી શકે?

જર્મનીના વચનભંગના એવા અનેક દાખલા મળી આવશે. ૧૯૩૬માં માર્ચની ૭મી તારીખે હિટલરે રાઇન પ્રદેશ કબજે કર્યા પછી જાહેર કર્યું હતું. "We have no territorial demands to make in Europe." યુરોપમાં એમને કોઇ પ્રદેશ માટે માગણી નથી. જો એ વચન-જાહેરમાં અપાયેલું-સાચા દિલથી આપવામાં આવ્યું હતું તો ઓસ્ટ્રીઆ અને ઝેકોસ્લોવાકીઆની કેમ જરૂર પડી?

બ્રિટનના લોકો શું આવા વચનોમા હવે વિશ્વાસ રાખી શકે? તો પછી મ્યુનીચ કરારના પાલનની શી ખાત્રી? અને ઝેકોસ્લોવાકીઆને એમના સંરક્ષણ કરવાની આપેલી ખાતરીનું શું? ૧૯૧૪માં બેલ્જીઅમની તટસ્થતા જાળવવા માટેની બાંહેધરી અનુસાર એ તટસ્થતાના ભંગ કરનાર જર્મન કૈસરને બ્રિટને દુશ્મન માની કરોડો રૂપીઆ અને લાખો મણસોનો ભોગ આપ્યો. તો શું આ વખતે રાષ્ટ્રસંઘ League of Nations પ્રમાણે બ્રિટન અને ફ્રાન્સ ઝેકોસ્લોવાકીઆનું રક્ષણ કરવા બંધાયલા ન હતા? અને અણીને પ્રસંગે ઝેકોસ્લોવાકીઆને કહેવું કે અમે તમારી સાથે ઉભા રહેવાના નથી એ કેવી ક્રૂરતા અને બેવચની છે?

આજની મી. ચેમ્બરલીનની સરકાર Collective Security ના વચન આપીને સત્તામાં આવી છે. શું આજે યુરોપમાંની સુલેહ એ Collecive Securityનો નમૂનો છે? ચેમ્બરલીન પોતે એને પોતાના મતદારોને આપેલા વચનનું પાલન કરે છે એમ કહે છે એ ખરેખર હાસ્યજનક છે. ભલે જર્મની સાથે લડાઇ ન કરી, તેથી શું એમાં કોઇ ન્યાયનો અને વ્યવહારિક કાયદો પળાયો છે? હિટલર એવા જનસમાજને માન્ય ન્યાયને કબૂલ રાખતો નથી. એણે એ નીતિ નિયમોને ઉંચા મૂકયા છે અને પોતાની ઇચ્છા પ્રમાણેના કાયદા એ જ નીતિમય ગણાવા જોઇએ એમ બીજા પાસે પણ કબૂલ કરાવ્યું છે. આને સમજુતીથી સ્થપાયેલી સુલેહશાંતિ કહી શકાય? આવી રીતે તો ગુંડાઓ પણ સુલેહ સ્થાપી શકે.

જો આમ ઝેકોસ્લોવાકીઆને ખાતર લડત લડવાની ઇચ્છા ચેમ્બરલીનની ન હતી તો શા માટે લીનોક્ષ બોયડને જુનીઅર મીનીસ્ટરની જગ્યાએથી ખસેડી નાંખ્યો? લીનોક્ષે માત્ર એટલું જ કહ્યું હતું કે ચેમ્બરલીને ઝેકોસ્લોવાકીઆને રક્ષણ આપવાનું વચન આપવું

જોઇએ નહિ. ભલે જર્મની ઝેકોસ્લોવાકીઆ લઇ લે. બ્રિટન અહિમલામત રહેશે. અને એ એનો ભયંકર ગુન્હો ગણવામાં આવ્યો. એ જ ચેમ્બરલીને જ્યારે ઝેકોસ્લોવાકીઆને આપેલા વચનને દબાવી દઈ જર્મનીને સોંપી દીધું તો એનું એ કૃત્ય શા માટે ગુન્હો ન ગણાય ? શા માટે ચેમ્બરલીનને એની જગ્યાએથી ન ખસેડવો જોઈએ ? પ્રજા શું ઇચ્છે છે ?

ઝેકોસ્લોવાકીઆનો સુડેતાન પ્રદેશ કે જે ઇતિહાસમાં કોઇ પણ કાળે જર્મન રાજ્યમાં નહતો તે હીટલરને મળવાથી એની ઈચ્છા સંતોષાય છે એટલું જ નહિ પણ જર્મની એક માસ પહેલાં હતું એના કરતાં વધારે બળવાન બન્યું છે. સાચા પ્રજાસત્તાક રાજ્ય તરીકે ઝેકોસ્લોવાકીઆ જર્મનીપ્રત્યે જે તીરસ્કાર બતાવતું હતું તેનું વેર હિટલર લઇ શક્યો. સુડેતાન પ્રદેશની કિલ્લેબંધી એ કબજે કરી શક્યો અને સ્કોડા કારખાનું પણ હવે લગભગ જર્મનીની શસ્ત્ર સરંજામની જરૂરીઆતો પૂરી પાડવા બંધાઇ ચુક્યું છે. આમ સાચા પ્રજાસત્તાક રાજ્ય પ્રત્યે હિટલરને ભારે વેર છે. જો એમ હોય તો બ્રિટન પ્રત્યેનું એનું વેર લેવાશેને ? અથવા બ્રિટન પ્રજાસત્તાક મટી હિટલરના જર્મનીની માફક સરમુખત્યારીના સોટા ઝીલતું થઇ જશે. આજે લગભગ એવું જ છે. છતાં જર્મન બળવાન થાય એ કોઇ પણ રીતે બ્રિટનને લાભકારક નથી એટલું જ નહિ પણ ભયાવહ છે

એ વાત ચેમ્બરલીન પણ જાણે છે. અને એટલા માટે તો એક બાજુ સુલેહશાંતિ સ્થપાયાની વાત કરે છે અને બીજી બાજુ શસ્ત્રસરંજામની તૈયારીઓ વધુ ઝડપથી ચાલે એવી પેરવી કરવામા આવે છે. જો એમજ હોય તો એમાંથી એક વાત સ્પષ્ટ થાય છે કે પોતાની નિર્બળતા ઢાંકવા ખાતર જ ચેમ્બરલીને હિટલરને નમતું આપી ઝેકોસ્લોવાકીઆનો ભોગ આપ્યો.

હિટલર અને મુસોલીની જાણે છે કે ફ્રાન્સ અને બ્રિટન નબળાં છે. એટલે માત્ર ધમકીથી એમને દૂર રાખી શકાશે. રીબનટ્રોપે હિટલરને આ તદ્દન સાચી સલાહ આપી હતી-કે જરા આપણા બળની ધમકી આપવાની જ જરૂર છે અને બ્રિટનનો વડો પ્રધાન આપણી ધૂળ ચાટશે. અને એમ જ બન્યું.

હવે તો માત્ર જર્મનીએ બ્રિટનને પાણી પાયું એટલુંજ નહિ પણ જાપાન પણ ઈંગ્લેન્ડને કોઇ વિસાતમાં ગણતું નથી. ઇટલીમાંના જાપાનના એલચી મી. શીરાતોરીએ ટોકીઓમાં જણાવ્યું હતું કે હવે હંમેશને માટે પૂર્વમાં બ્રિટનની મહત્તાનો અંત આવ્યો છે. "Britain's Predominance in the East has come-to an ond for ever." બિચારું બ્રિટન ! અને આપણા કવિ શ્રી મલબારીની કડી "સગાં દીઠાં મેં શાહઆલમનાં ભીખ માંગતા શેરીએ " એ ટોચ પર પહોંચેલ બ્રિટનની દશાનો ભૂતકાળના ઇતિહાસમાનો પડઘો જ છે ને ! તા. ૧૧-૧૧-૩૮

---

# સમાલોચના

**દાંડીયો** (નવલિકા અંક) તંત્રી નટવરલાલ. એમ. વીમાવાલા. ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.

અઢીએક વરસથી 'અમર વીર નર્મદનું' પ્રત્યેક અંકે સ્મરણ કરાવતા આ પત્રે જે અંક કાઢ્યો છે તે બીજા અંકોથી ખાસ જુદો તરી આવે છે. દિવાળીના દિવસોમાં રંધાતા ભારી મિષ્ટાન્નો જેવા ગંભીર યા શાસ્ત્રીય લેખો યા કાવ્યોનો મોહ ન કરતાં એણે માત્ર નવલિકાઓનું હળવું વાંચન આપવું ઉચિત ધાર્યું છે. વાર્તાઓમાંય હાસ્યની, કરૂણરસની, સામાજિક પરિસ્થિતિની, એવી વિવિધતા મળી આવતી હોવાથી ભિન્ન ભિન્ન રૂચિના વાચકોને એથી સંતોષી શકાશે.

**પ્રતાપ** (દિવાળી અંક) તંત્રી; કાળીદાસ કૃપાશંકર શેલત. કણપીઠ, સુરત. કિંમત ૦-૮-૦

લગભગ ત્રણસો પાનાનો દળદાર અને સચિત્ર અંક માત્ર આઠ જ આનામાં આપી શકયા છે એ બદલ આ પત્રના તંત્રી પહેલી જ નજરે આપણી પ્રશસ્તિને પાત્ર ઠરે છે. દિવાળીને ત્રણચાર મહિના બાકી હોય છે ત્યારથી જ જાણીતા લેખકોને ઘેર લેખોની ઉઘરાણીના કાગળોનો દરોડો પડે છે. એવી ભીડમાંથી પણ પોતાની ઉઘરાણી વસુલ કરાવી લાવનાર તંત્રીઓમાં 'પ્રતાપ'ના તંત્રી અગ્રસ્થાને છે. એક સાથે આટલા બધા જાણીતા લેખકોનો પ્રસાદ બહુ ઓછા અંકોમાં જોવા મળે છે. સાથે સાથે તંત્રીશ્રી નવા લેખકોને પણ ભૂલી ગયા નથી એ એમની ઉદારતા સૂચવે છે.

ચિત્રો સારાં છે, ખાસ કરીને પ્રથમ એમાં સીનેમા નટીઓની ભભકાવાળી છબીઓનો અભાવ છે એ તંત્રીશ્રીની સુરૂચિ બતાવે છે. હા, એક વાત અમારે કહેવી જોઇએ, પણ એ તંત્રીઓ કરતાં ચિત્રકારોને જ વધુ લાગુ પડે છે એમની પ્રેરણા ને પીંછી સ્ત્રીઓની જ આસપાસ શા માટે ભમ્યા કરતી હશે?

**લોકવાણી** (વાર્ષિક અંક) તંત્રીઃ ઠાકોરલાલ ઇચ્છારામ દેસાઇ. ચૌટાપુલ સુરત; કિ. ૦-૧૦-૦

નવા વર્ષના મંગલ પરબે સગાંસ્નેહીઓને મુબારકબાદી આપવા જતા લોકોનાં ટોળાં શેરીએ શેરીએ જોવા મળે છે. એમણે ભભકાબંધ કપડાં પહેર્યાં હોય છે, એમનાં મ્હોં હસતાં હોય છે, છતાં એઓની વચમાં કોઇ ધીર ગંભીર, ખાદીધારી લોકસેવક આવી મળે તો તરત જ આપણે એને સૌથી પહેલાં પ્રણામ કરીએ છીએ. સંખ્યાબંધ નીકળેલા સુશોભિત અને સચિત્ર ખાસ- અંકોમાં લોકવાણીના સાદા અંકનું સ્થાન અમને એ ખાદીધારી ગૃહસ્થના જેવું જણાય છે. આ માત્ર ઉપમા નથી પણ હકીકત છે એની દરેક વાંચકને એ અંક વાંચી જોતાં ખાત્રી થશે. આ પત્રના સંચાલકો એને દિવાળી અંક ન કહેતાં વાર્ષિક અંક કહે છે એ પણ યથાર્થ જ છે. કારણ કે એમાંનાં લખાણોનું મહત્વ દિવાળીના દીવા કે ફટાકડાની પેઠે બે પાંચ દિવસ લગી જ નહિ પણ લગભગ આખું વરસ કે વધારે વખત કાયમ રહેશે એમ અમે માનીએ છીએ. રૂપ, રંગ અને ભભકાનો મોહ ન રાખી

એમની બધી શક્તિ માગ લખાણો મેળવવામાં જ ખર્ચવા બદલ આ પત્રોના સંચાલકો ખાસ અભિનંદનને પાત્ર છે.

**બાલજીવન** (દિવાળી અંક)—તંત્રી: રમણલાલ નાનાલાલ શાહ. બાજવાડા, વડોદરા.

આ અંકને બાળકો બહુ હોંસે હોંસે વાંચશે. એમને મીઠાઇ ખાવામાં આનંદ મળે છે, ફટાકા ફોડવામાં ગમ્મત પડે છે, આ અંક વાચતાં તેમને એવો આનંદ અને ગમ્મત એક સાથે જ મળી રહેશે. રંગીન ચિત્ર, ફોટા અને સુશોભનોથી અંકનું આકર્ષણ અને શોભા વધ્યાં છે.

**બાળસખા** (પ્રવાસ અંક)

આ પત્રે પ્રવાસનો ખાસ-અંક કાઢી નવી ભાત પાડી છે. પ્રવાસો ઘણા ખરા બાળકોના જ હોઇ વાચક બાળક એમાંની અનુભૂતિ અને હકીકતો જોડે તાદાત્મ્ય અનુભવી શકશે. સુંદર કાગળ, સુઘડ છપાઇ, અને વિવિધ દ્રશ્યોના ચિત્રોવાળો આ અંક જોતાં જ ગમી જાય તેવો છે. ભૂગોળનો વિષય જો શિક્ષકો અણઘડ હોય તો વિદ્યાર્થીઓ માટે નીરસ થઇ પડે છે. કેવળ પ્રવાસોના જ લેખો હોવા છતાં આ ભયસ્થાનને તંત્રીશ્રી કુશળતાથી વટાવી ગયા છે. દિવાળી તો વરસમા એક જ વાર આવે છે પણ અમે ગૂજરાતના બાળકો તરફથી તંત્રીશ્રીને વિનતિ કરીશું કે તેઓ આવા અંકો વરસમાં બે ચાર વાર બહાર પાડે.

**મહિલા શિષ્ટાચાર:** અ. હર્ષદ પટેલ. પ્ર. ગૂજરાતી સાહિત્ય સભા, ભરૂચ કિં. ૦-૬-૦

એક જમાનો એવો હતો કે જ્યારે મોટા ઘરની વહુદીકરીઓને ઘરમાંની વડીલ ડોસીમાઓ કુલીન ઘરની રીતભાત અને આચારવ્હેવારની સમજણ પાડતી અને કહેતી 'બેટા, આમ ન થાય, તેમ ન થાય.' આજના જમાનામા એવી ડોસીમાઓનાં માન ઘટયાં છે છતાં અમને લાગે છે કે આ પુસ્તિકા એમનું ખાલી પડેલું સ્થાન માનભેર જાળવી રાખશે. આ 'ડોસીમા' શિષ્ટ છે, સુશિક્ષિત છે, વ્યવહારૂ છે. એની શિખામણોમાં એના એ સંસ્કારની છાપ ભારોભાર પડી છે. જો આ 'માતાજી'એ જરાક વધારે અદ્યતન બની, જૂના જમાનામાં જેવી વાતોની નાનાઓ આગળ ચર્ચા કરવામાં નિર્લજ્જતા જોવાતી તે પૂર્વગ્રહ છોડી દઇ, સ્ત્રીજીવનને સહજ એવા કેટલાક પ્રસંગો જેવા કે ઋતુધર્મ, કામાવેશ વગેરે વખતે સ્ત્રીઓએ શું કરવું ને શું ન કરવું, તેની પણ મીમાંસા કરી હોત તો આ પુસ્તક વધારે ઉપયોગી થઇ પડત.

મૂળ પુસ્તક હિંદીમાં હતું. આ એનો ગૂજરાતી અનુવાદ છે અને તે સારો છે. સ્ત્રી જીવનના પ્રશ્નોનું આ સ્ત્રીઓએજ લખેલું પુસ્તક ગુજરાતીમાં પણ એક બ્હેનના હાથે જ અનુવાદિત થયું હોત તો વધારે ઠીક કહેવાત

**ચાલો હિમાલયે** ભાગ ૨. 'આપણી ગ્રંથમાળા' વર્ષ ૧. પુ. ૬. ભરૂચ. કિં. ૦-૩-૦
લેખક. શ્રી. પદ્માવતી દેસાઇ બી. એ.

લેખિકા બ્હેન હિમાલય, ત્યાંના જીવન ને કુદરત જોડે એકરસ થઇ ગયાં છે. એ તાદાત્મ્યમાથી જે અદ્‌ભુત આનંદ તેણે ચાખ્યો હશે તેનો આસ્વાદ તે વાંચકોને પણ

સંપૂર્ણપણે કરાવી શકયાં છે. આ પુસ્તિકામાંનું 'હિમાલય તે હિમાલય' નામનું પ્રકરણ વાંચતા આપણને લાગે છે કે જાણે આપણે એક નાનકડી ગદ્ય કવિતા વાંચી ગયા છીએ. જાતે પ્રવાસ કર્યા વગર આવું પુસ્તક લખી શકાય નહિ. અમે આશા રાખીએ છીએ કે લેખિકા બ્હેન હજી વધારે વધારે પ્રવાસો કરે અને પોતાના અનુભવને આવી રીતે અક્ષર દેહ આપતાં રહે.

**આપણે ભજવીએ** : લે. વૈકુંઠ. મો. ઠાકોર. 'આપણી ગ્રંથમાળા' ભરૂચ. વર્ષ ૨. પુ. ૨. કિં. ૦-૩-૦

છેક નાના બાળકો ભજવી શકે એ હેતુએ આ નાટિકાઓ લખવાનો અખતરો ઉત્તેજનપાત્ર છે. ને સાથે એ અખતરામાં કચાશ છે તેની પણ ના પાડી શકાય નહિ. ચોરી અને સંપના પ્રસંગો બાળકોના રોજીંદા જીવનમાંથી જ લીધેલા છે પણ એની ખીલવટ વધુ પડતી ઉપદેશીયા છે, આજના નુતન કેળવણીના જમાનામાં કદાચ એવી વૃત્તિ ખટકે છે.

---

# સાકરિયા ચણા

પ્રખ્યાત મરાઠા સરદાર પશુરામભાઉ સંબંધી એક વાત છે એક વખતે હજામત કરાવતાં તેમને હજામનો અસ્ત્રો જરા લાગતો જણાયો, ત્યારે તેમણે હજામને કહ્યું, "જરા સંભાળીને અસ્ત્રો ચલાવ, ધાર લાગે છે." હજામે તરતજ પ્રત્યુત્તર દીધો "ભાઉસાબ, આ અસ્ત્રાની ધાર ન સહન થાય, તો લડાઇના મેદાનમાં તમે ઘાવ શું ઝીલવાના?" ભાઉને આથી ઘણું માઠું લાગ્યું. પણ તેઓ કંઇ બોલ્યા નહિ ચુપચુપ હજામત કરાવી લઇ ઊઠીને પોતાનો ભાલો લીધો. પછી તેમણે હજામના પગ પર પોતાનો પગ મૂકી એવી સફાઇથી ભાલો માર્યો કે તેની અણી પોતાના તેમજ હજામના પગને વીંધી જમીનમાં દાખલ થઇ ગઇ. હજામ પીડાથી પોકારો કરવા લાગ્યો. ભાઉએ કહ્યું "મૂરખા રડે છે શું? ભાલાની અણી જેવી તારા પગમાંથી આરપાર નીકળી છે, તેવીજ રીતે મારા પગને પણ ભેદી બ્હાર નીકળી છે." હજામે કાલાવાલા કરી માફી માગી ત્યારે ભાઉએ ધીમે રહી ભાલો બ્હાર કાઢયો અને કહ્યું " વિચાર કર્યા વિના કોઇને ટકોર ન કરવી ".

× × × ×

હેર હિટલરની બહાદુરીના ખૂબ વખાણ કરી એક જર્મને ડચને કહ્યું, "ઓ ડચ લોકો તમે પણ સાવધ રહેજો અમારો હિટલર આઠ દિવસમાં હોલેન્ડ આવશે." ડચમેને અતિ શાંતિપૂર્વક જવાબ આપ્યો "આવે તો ભલે. આવવા દો. કયસર આવ્યો તેમ ભલે એ પણ આવે!"

× × × ×

શૈવ ધર્મ પાળતા કુટુમ્બની એક કન્યા વૈષ્ણકુટુમ્બમાં પરણી. તે એક દિવસ સસરાના ઘરમાં ઓકરી પાડી લીંપતી હતી. સસરાજીએ તે જોયું અને બોલ્યા, 'વહુ દીકરા, આમ આડા

વીમોગ પાડી ન લીધાય એનો શી૨ વીપણુ થયુ '. ૨છ પણુ બોલ્યા વિના વહુએ ઉભા લીટા પાડી લીધવા માડયુ બીજી સહવાર મમરાજી પાનડ૨ પ્રશ લઇ દાતણુ કરવા બેઠા તેમને પ્રશથી દાત ઘસતા જેઇ વહુએ ઘૂઘનો ઘુમરો માઢી કહ્યુ "સ્મગજી, તમે આમ આડુ પ્રશ ફેરવો છો એતો શિવ દાતણુ થયુ ?' સસરાજી આ માર્મિક પ્રહાર સમજી ગયા અને ચુપચુપ ઉપરથી નીચે ઉભુ પ્રશ ઘસવા લાગ્યા

× × × ×

એક વખતે વિજાપુર જિલ્લાના એક જાગીરદારનુ વતન સરકારે કઇ નજીવુ કારણ બતાવી જપ્ત કર્યું અને તેને જણાવ્યુ કે 'તમારી હયાતી સુધી તે જપ્ત રહેશે તમારા મરણ બાદ તેની આવક તમારા વારસોને પાછી ચાલુ કરી આપવામા આવશે' જાગીરદારે કમિશ્નર ગવર્નરને અપીલો કરી પણ તે નિષ્ફળ નીવડી દૈકાનસનમા મવાલો પૂછ્યા, પણ કઇ અર્થ ન સર્યો મુમઇના મોટા મોટા વકીલોની સલાહ લીધી પણ તેઓ તેને કઇ ઉપાય ન બતાવી શકયા જાગીરદાર આથી નિરાશ થયો તેને લાગ્યુ "હુ જીવતો રહુ તો જાગીરદારની આવક ન મળે તેથી મારૂ કુટુમ્બ ભૂખે મરે છે પણ હુ મરી જાઉ તો મારા છોકરાને આવક મળતી થાય." એમ વિચારી તેણે આપઘાત કરવા નિર્ણય કર્યો પણ એવામા તેને લોકમાન્યની સલાહ લેવાની સ્ફૂર્ણા થઇ તે પૂના ગયો અને તેણે લોકમાન્ય તીલકને પોતાની હકીકત કહી લો તીલકે તેને તરતજ તોડ કાઢયો 'તમે સન્યસ્ત લો કોઇ હિન્દુ સન્યસ્ત લે એટલે કાયદાની દ્દષ્ટિએ તેનુ મરણ થયુ ગણાય છે સન્યસ્ત લઇ તમે તમારા ઘરમા પણ નહી રહી શકો" જાગીરદારે વતન જઇ તેમ કર્યું એટલે કલેકટરને જાગીરીની આવક વારસને ચાલુ કરી આપવી પડી કલેકટરજ જાગીરદાર પર ખફા થયેલો હતો અને જાગીરદાર સામે આગ્રહપૂર્વક તેણેજ પગલા લીધા હતા તે આવક ચાલુ કરતા બોલ્યો માનો ન માનો પણ આ જાગીરદાર પૂનાવાળા તીલકની સલાહ લઇ આવ્યો હોવો જોઇએ"

× × × ×

લોર્ડ રોબર્ટ સેસિલ તેના એક ઓળખીતા બિશપ સબધી એક વાત હમેશ કહેતા બિશપની તબીયત લથડી ગઇ દાકતરની સલાહ લેતા તેને અલ્જીઅર્સ હવા ખાવા જવા માટે કહેવામાં આવ્યુ બિશપે તેમ કરવા ના પાડી ત્યારે દાકતરે કહ્યું, "જો તમે અલ્જીઅર્સ ન જાઓ, તો તમારે સ્વર્ગે જવુ પડશે" બિશપે તરત કહ્યુ 'નહિ, નહિ હુ અલ્જીઅર્સજ પસદ કરૂ છુ!"

× × ×

આરોપી (કોર્ટને) એકલી સ્ત્રીઓની જ બનેલી જ્યુરિ સામે મારે સખ્ત વાંધો છે"
જજ કેમ ?
આરોપી મારી એકવડોહ્મલ સ્ત્રીને કદીપણ અષ્ટપષ્ટ સમજાવી શકતે નથી કે ન તો તેને મારા મન સાથે સમ્મત કરી શકતો, તો આ આખા મડળને હુ કેમ છેતરી શકીશ

કૈલાશ્રી

# કવિનો પ્રદેશ

સંપાદક : **શ્રી મહાવીરપ્રસાદ દાધીચ**
બી. એ. એલ. એલ. બી.

[ લેખાંક છઠ્ઠો ]

ગયા લેખમાં આપણે સેંથા પરની કવિતા વાંચી કવિ-હૃદયની ઉત્તમોત્તમ ઉત્પ્રેક્ષાઓની મઝા લૂંટી. પરંતુ બીજા એક કવિ મહાશય સેંથા વિષે વિશેષ સ્પષ્ટીકરણ કરે છે.

તુમ્હારી દોનોં જુલ્ફેં લડ રહી હૈ એક ઓસે પર,
તુમ્હારી માંગને ઝગડા મિટાયા દરમિયાં હોકર!

એટલે કે ત્હારી બેઉ જુલ્ફે-લટો-એક ઓસા માટે લડી રહી છે-ઉડી ઉડીને! પરંતુ ન્હાગ સેંથાએ દરમિયા હોકર-વચ્ચે મધ્યસ્થ થઇને-એ ઝઘડો મટાડયો!

જુલ્ફો પર બીજા એક કવિ લખે છે કે:—

કાકુલ કી તરહ આજ જો બલ ખાએ હુએ હૈ,
જાના કી કિસી ગરેકે બહકાયે હુએ હૈ.

વળી: મેરી તકદિર કે બલ પેચ નિકાલેંગે વો કયા?
અપની જુલ્ફો કે બલ તો જો ઉનસે નિકાલે ન જાતે!

વાદળને વ્રજ ભાષામાં બદરા કહેવાય છે. એ શબ્દ સાથે રમત રમતું એક વિરહીણીનું કાવ્ય ઘણું સુંદર છે.—

વર્ષા વરસે છે. વિરહાવસ્થા ભોગવતી બાળા એને અગ્નિ વર્ષે છે એમ માને છે. માટે પોતાની સખિને કહે છે કેઃ—

અરી આવ ઉઠ ભાતરે બરસત આજ અંગાર,
બદા બદા જીય લેત હે મહ બદરા બદ રાહ!

અરી-સખિ-ઉભી થા. ભાતરે-અંદર, ઘરમાં આવીજા. આજે અગ્નિ બરસત-વર્ષે છે-બદબદા- હઠ કરીને વર્ષીને એ મારો જીય-જીવ લે છે. ખરેખર એ બદરા-વાદળ તો બદ, ગદ છે, ખરાબ રસ્તે જનારો છે! ને મારી દયા નથી કરતો.

એક સંસ્કૃત નાટકમાં પણ આવાજ પ્રકારનો વિરહાવસ્થાનું દિગ્દર્શન કરાવતો શ્લોક છે. એમાં શ્રી રામચંદ્રજી લક્ષ્મણજી-સૌમિત્ર પ્રતિ કહે છે—

सौमित्रे ! ननु सेव्यतां तरुतले चण्डांशुरुज्जृम्भते ।
चण्डांशो निशि का कथा रघुपते चन्द्रोदयोऽम्मिलति ।
वत्से तद् विदितं कथं नु भवता धत्ते कुरंगं यतः ।
हा क्वासी प्रेयसि कुरंगनयने चन्द्राननं जानकि ॥

**સૌંદર્યનો** પ્રકાશ અને કાવ્યની પ્રતિભા સમજુ માણુસો પર વિજળીના ચમકારો જેવી અદ્દભૂત અસર કરે છે.

એટલા માટે જ એક કવિએ કહ્યું છે કે—

બીજલીઆં દેખનેવાલોપે ગિરાતે આયે,
તુમ ઇધર આયે ઉધર આગ લગાતે આયે!

અર્થ સ્પષ્ટ છે.

સ્ત્રીઓના નાચનું વર્ણન કરતું નીચેનું કાવ્ય અનુપમ છે.

હયાસે સર ઝુકા દેના
અદામે મુસ્કરા દેના.
હસીનોં કો કિતના સહલ હૈ
બીજલી ગિરા દેના.

હયામે-લજ્જાથી સર ઝુકા દેના-માથું નિચુ કરીને અને અદામે-ભાવથી. મુસ્કરા દેના-સ્મિત કરીને. હસીનો કો-સૌન્દર્યવાન માટે કિતના સહલ હૈ-કેટલું સરલ છે. બિજલી ગિરા દેના-વિજળી પાડી દેવી.

શ્રી કૃષ્ણની વાંસળી આખા વ્રજને હેરાન કરી નાંખતી. એ વાંસળી જ્યારે વાગતી ત્યારે વ્રજના સ્ત્રીપુરૂષોની શી દશા થતી એ નીચેના મનોહર કાવ્યથી વિદિત થાય છે

જલકી ન ઘટ ભરૈ, મગકી ન પગ ધરૈ,
ઘરકી ન કછુ કરૈ, બેઠી ભરૈ સાંસુરી!
એકે સુન લોટ ગઇ, એકે લોટ પોટ ભઇ,
એકનકે દૃગન, નિકસ આયે આંસુરી!
કહે રસનાયક સો વ્રજવનિતન વિધ,
વધિક કહાએ હાય હુઇ કુલ હાંસુરી!
કરીએ ઉપાય, બાંસ, ડારિએ કટાય,
નહિ ઉપજેગે બાંસ નહિ બાજે ફેરી બાંસુરી!

જલકી ન ઘટ ભરે-જે પાણી ભરવા ગઇ હતી તે વાંસળીના સૂર સાંભળી-ઘટ-ઘડો ભરતી નથી. મગકી-રસ્તે જતી ન પગ ધરે-પગ ઉપાડતી નથી. "નચર્ણૌ ન તસ્થૌ"! ઘરકી ન કછુ કરે-ઘરમાં જે હતી તે ન કછુ કરે-કરતીનથી. બેઠી-બેઠી ભરે કઇ સાંસુરી-નિઃશ્વાસ મુકે છે.

એક તો સાંભળીને પાછી વળી-બીજી લોટ પોટ-ગાંડી. ઘેલી ભઇ-થઇ ગઇ એકનકે-એકના દૃગમાં નિકસ આયે-નિકળી આવ્યા આંસુરી-આંસુઓ. કવિ રસનાયક કહે છે કે એ વાંસળીએ કેટલી વ્રજ વનિતાઓને વિંધી છે. તે માટે એ તો વધ કરનારી કહેવાય.

એનો ઉપાય જો કરવો હોય તો એ છે કે વ્રજમાં જેટલા વાંસ છે એટલા કપાવી નાખો. કેમ કે જો વાંસ જ નહીં થાય તો વાંસળી ક્યાંથી વાગશે?

વિરોધાભાસનું એક સુન્દર કાવ્ય વિચારણીય છે. એમાં કવિ કહે છે કેઃ—

કછુ ગજગતિ કે આદરન, છીન છીન છીજત રોર.
વિધુ વિકાસ વિકસન કમલ, કછુ દિનનકે ફેર.

એટલે કે ગજગતિને નિહાળીને શેર-સિંહ છીન છીન છીજત. ક્ષણે ક્ષણે ક્ષીણ થાય છે. સામાન્યતયા સિંહને જોઇને ગજ બીકથી ક્ષીણ થાય છે. વળી વિધુ ચન્દ્રના વિકાસથી વિકસિત કમલ-કમલ વિકસે છે. સામાન્યતયા ચન્દ્રોદયથી કમલ બીડાય છે. વિકસિત નથી થતા. ખરે એતો સમયની કહુ દિનને કે ફેર-બલીહારી છે. એ વિરોધાભાસમા કવિ સૂચવે છે કે યૌવનાવસ્થા પ્રાપ્ત થતાં ગજ જેવી ગંભીર ગતિ પ્રાપ્ત થતાં સિંહ જેવી કટિ કૃશ થાય છે. અને મુખચન્દ્રના વિકાસથી આંખોરૂપી કમળ વિકસે છે.

ગૂજરાતીમાં આવું વિરોધાભાસનું એક સુન્દર કાવ્ય નીચે પ્રમાણે છે.

પૂર્ણ સુધામય ઓષ્ટ લતા,
થઇ નાગણ શું ફગે ડસવાને !
સ્નેહતણાં ઘર લોચનથી,
વડવાનલ પ્રગટયો દહવાને.

કુન્તલ અંબર હેઠ શિળો મુખચન્દ્ર પ્રચંડ થયો રવિ-ક્રોધી
કોમળ કુંજ સમીકર અંગુલી બની બાણ હણવા અરિ વેધી.

આવી યુવાવસ્થામાં મસ્ત બનેલા એક કવિ કહે છે કે—

ઉસકી કુદરત દેખતા હું, તેરી આંખે દેખ કર,
દો પ્યાલોં મે ભરી હૈ, કૈસી લાખો મન શરાબ".

અર્થ સ્પષ્ટ છે.

આંખોને ઉદ્દેશીને બીજા એક કવિ લખે છે કે—

કોટી ભાનુ ઉગવે, તઉ ઉન્યારન હોય,
તનિક શ્યામકી શ્યામતા, જો દગ પરિ ન હોય.

એટલે કે કોટી ભાનુ-સુર્ય ઉગે તોપણ ઉજ્યાર-પ્રકાશ નહિ થાય જો શ્યામની શ્યામતા કીકીઓના રૂપમા-દગમાં પડી ન હોત તો.

આંખોની પાંપણુના વિષયમાં એક કવિએ બે અજબ કાવ્યો લખ્યાં છે:—

"ગહ ચલત મન લુંટી હૈ,
કરી અનેક છલ છંદ,
નયન કીન બરૂ યાહિ તે
બરૂનિ સંકચન બંધ !

એટલે કે રાહ ચલત, રસ્તે ચાલતાં કદાચ કોઇનું મન લૂંટી લેશે એથી બરૂ યાહીતે સારૂ કર્યું કે આ નયનોને બરૂની પાંપણો રૂપી સંકચન-સળીઓની અંદર બંધ કર્યાં.

બીજું કાવ્ય તો એનાથી-એ ચઢી જાય એવું છે. એમાં કવિ ફરમાવે છે કે:—

બરૂની બરતનમેં કરત,
કત છતનો ચિત્તચૌર,
જગ વિજયન આંખીયન પે
ધૂરત દેખિયત અતિ ચૌર!

એટલે બરૂની–પાંપણનું મારું ચિત્ત આટલું બધું–બરતન–વર્ણન કરે છે. જવાબમાં કવિ જણાવે છે કે જે આંખોએ જગ વિજયન– જગને જીત્યો છે, એના પર પાંપણો દ્વારા ચૌર–ચમર ધૂરત દેખીયત ડોલતાં દેખાય છે. છત્ર વિજયની નીશાની છે. આંખોએ જગતે જીત્યો એટલે એના પર પાંપણો દ્વારા ચમર ઢોળાય છે.

આવો યુવાનીનો જમાનો સદા નથી રહેતો. એક કવિ કહે છે કે—

"વો દિન ગુજરે ગયે જબ પસિના ગુલાબ થા.
અબિ છમબી મીલેતો મહોબ્બત કી ગુજહા."

એ જમાનો ગુજરી ગયો જ્યારે યુવાનીનો પરસેવો એ ગુલાબનું અત્તર હતું. હવે તો તમે અત્તર–બી–પણ ચોપડો તો તેમાં મહોબ્બતના–ગુજ–વાસ નહી મળે.

કેમકે એ વખતે માણસ એવું માને છે કે—

"મઝા ઇશ્કકા હમીં જાનતે હૈ
મૌતકો જીંદગી માનતે હૈ."

આપણામાં કહેવત છે કે—

જાવે જે કો નર ગયા
નાવે મંદીર માંય
જાય રળી જાવે થકી
પરીઆ પરીઆ ખાય.

જે નર જાવા ટાપુમાં જાય છે તે પાછો મંદીરે–ઘરે નાવે–આવતો નથી. પરન્તુ "જે જાય રળી–એ જાવાના લોકો સાથે હળીમળી જાય છે તે તો એટલું બધું કમાય છે કે" પરીઆ પરીઆ પેઢીઓ સુધી પણ ખાઈ શકે છે.

એવી ભાવનાને પોષતુ નીચેનું હીન્દી કાવ્ય ઘણું જ સુન્દર છે.

સોના લેને પિયા ગયે,
સુના કર ગયે દેશ.
સોના મિલા ન પિયા મિલે,
રૂપા હો ગયા કેશ.

ક્રમશઃ.

# કડવા મીઠા અનુભવો.

'મહેનાએ બેઠાં બેઠાં પૈસા કમાવાનું ઠીક શોધી કાઢ્યું'"

'શું?'

'આ પૂર્ણાસ્તો. એક ગ્રાહક થાય કે અઢી રૂપિયા, બીજે ગ્રાહક મળે કે અઢી રૂપિયા. એમ તો લંક લાગે!'

અમારા 'શુભેચ્છકો'ને આવી વાત કરતા સાંભળ્યા ત્યારે અમે આશિર્વાદ આપ્યા કે એમની ઇચ્છા ફળે. જો એવું કંઇક થાય તો પૂર્ણાના કાગળ સંબંધીની વાત અમને બહુ ખૂંચ્યા કરે છે તે તરત જ દૂર કરી શકાય.) આ વાતચીત કરનારાઓ અમારા વિરોધ ગગાવો કરે છે એમ અમે માનવા માગતા નથી. તેઓ સ્હેજસ્હાજ અદેખાઇ કરતા હોય તો નવાઇ નથી. તેઓ ભલે અંધકારમાં રહીને જ બળતા જળતા. તેમનો ભ્રમ દૂર કરવો ઉચિત નથી. છતાં સંજોગોને વશ થઇ અમારે તેમની ખામ માન્યતા દૂર કરવી પડે છે.

જેમને પૂર્ણા નિયમિત મળે છે તેવા ગૃહસ્થો જો લવાજમ ભરી દે તો ઉપર્યુક્ત ગૃહસ્થોની વાતચીતમાં ઘણું વાસ્તવિકપણું રહેલું કહેવાય. દુઃખ માત્ર એટલું જ છે કે પૂર્ણા વાંચનારા છે ઘણા, પણ લવાજમ મોકલતારા તેટલા નથી. અમારી વિનંતિ ધ્યાનમાં લઇ જે ભાઇઓએ તરત લવાજમ ભરી દીધાં છે તેમનો અહીં આભાર માનવો રહે છે. બાકી રહેલા ગૃહસ્થો પણ તરતજ લવાજમ ભરી દેશે એવી આશા રાખીએ છીએ.

ગ્રાહકોની ચોકખી સૂચના વિના એમને અંક વી. પી. થી મોકલાતો નથી. તેમ કરતાં ઘણીવાર મફત વાચન પૂરું પાડી ઉપરથી ત્રણ આનાનો ચાંલ્લો આપવો રહે છે. કેટલાક ગૃહસ્થો તો અગીયાર માસ માસિક લઇ બારમો અંક પાછો કાઢે છે. તેઓ વી. પી. આવે તો તેને પાછું કાઢવાની રાહ જોઇ બેઠા હશે! વી. પી. પાછું વાળવામાં તેમને આનંદ થતો હશે! એવાઓ પો. કા. લખી ના કહેવા જેટલું સૌજન્ય ન દાખવી શકે? માસિક ચાલુ કરતી વેળા દરેક ગ્રાહકને સૂચના કરવામાં આવી હતી કે અમૂક સ્નેહીની ભલામણથી તેમનું નામ ગ્રાહક તરીકે નોંધ્યું છે. તેમ છતાં પૂર્ણાના ગ્રાહકો કરવા કોઇને ગળે પડવાની પ્રથા અમે આદરી નથી. આ કથન અમારા અંગત મિત્રોને લાગુ પડતું નથી. હાઉસ ટેક્ષ, વોટર ટેક્ષ, ઇન્કમ ટેક્ષની પેઠે પૂર્ણા ટેક્ષ ભરવાનું પણ તેમણે રાજી-ખુશીથી સ્વીકાર્યું છે. આભાર પ્રદર્શિત કર્યે તેમનો બદલો વળી શકે એમ નથી. પૂર્ણા તેમનું તો સદાનું ઋણી બન્યું છે.

આ સંસાર અસાર છે એમ ઘણાનેય ભાન થતું આવ્યું છે, જુદી જુદી રીતે. આ માસિકના સંચાલનમાં અમને એ સત્યની કદી કદી ઝાંખી થઇ છે. અમારે ત્યાં પધારી વગર પૂછ્યે ગ્રાહક થવાનું જણાવી વર્ષ પુરું થયે લવાજમ ભરવાની આનાકાની કરતા ગૃહસ્થો જોયા ત્યારે એ મહાન સત્યનો અનુભવ થયો. એક ગૃહસ્થ પાસે તો અમે તેની પેઢીની જ. ખ. માગી. 'અમે ગ્રાહક થયા એટલામાં જ સંતોષ રાખો' એવો જવાબ મળ્યો. પછી વર્ષ પુરું થયે લવાજમ આપતી વખતે કહે કે તંત્રીને ઠં એક જ મંડળના મધ્ય

એટલે મારા પર તો માસિક મફત આવવું જોઇએ. આવા અનુભવે મંમાર અમાર જ લાગેને ?

'ત્યારે એ અમાર મંમાર તજી કેમ જતા નથી ?' જો બધાજ આવા ઘરાકો મળે તો એવીજ દશા થાય. પણ મિત્રોનો સ્નેહ જકડી રાખે છે. અમને જણાવતા આનંદ થાય છે કે પૂર્ણાને સખ્યાબંધ મિત્રોએ અપનાવ્યુ છે. કેટલાક ઓળખીતા અને કેટલાક અણજાણ્યા ગ્રાહકોએ પૂર્ણાને જે સત્કાર આપ્યો છે, તેનાથી અમારો ઉત્સાહ દ્વિગુણિત થયો છે. તેમના પ્રેમને વશ થઇ અમે ઉમંગથી અમારૂ કાર્ય ચાલુ રાખ્યુ છે. તેઓનો પ્રેમ અમને શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના શ્રીકૃષ્ણ માફક સૂચવે છે "ક્રોધ વશ થઇ ત્યાગ કરવો હાનિકારક છે. નિષ્કામ કાર્ય કરતા રહો."

જાણ્યા અજાણ્યાએ જેમણે તરત લવાજમ મોકલી દીધા છે તેઓજ પૂર્ણાના જીવનદાતા બન્યા છે. તેમના ઘણાક રસિક અનુભવો ભૂલી શકાતા નથી. અહીં તો માત્ર એકાદ પ્રસંગનો જ ઉલ્લેખ કરીશું. એક બિનહિન્દુ મિત્રે કહ્યું. "મહેતા તમારૂં માસિક મળે છે પણ તમારા લોકોની 'કાફરી' ભાષા સમજી શકાતી નથી. એટલે એ કેમ વાંચુ ?" અમે કહ્યું, "હું મિત્ર તરીકે તમને સલાહ આપું છુ કે તે કદી વાંચશો નહિ" માત્ર લવાજમજ આપજો એવી સૂચના કરી શકાય નહિ. એ તો ગર્ભિત જ રહ્યું. એ ગૃહસ્થ બીજા વરસે પણ ગ્રાહક તરીકે ચાલુ રહેવા આનંદપૂર્વક મરજી બતાવે ત્યારે અમને જરૂર સંતોષ થાય છે.

એક લવાજમ ભરેલા ગૃહસ્થને બેએક માસ અકો ન મળ્યા. તેઓ અમને મળ્યા ત્યારે એ વિષે અમારૂં ધ્યાન ખેંચ્યું. અમે પૂછ્યુ "તમે લવાજમ ભરેલું ને ?" 'હા' "ત્યારે પછી તમને પૂર્ણા શું કામ મળે ?" આમ વિનોદમા વાત ઉડાવી દીધી. પણ વસ્તુતઃ એ વિનોદ ન હતો પણ અમારા પ્રત્યેજ એ ક્રૂર મજાક હતી–નહિ લવાજમ મોકલતા ગૃહસ્થો પર પૂર્ણા ચાલુ રાખ્યું છે એનો ખ્યાલ આપતો અમારા પ્રત્યે જ એ સખ્ત કટાક્ષ હતો. એ ગૃહસ્થે અમારા વિષે શું ધાર્યું હશે તે તો પ્રભુ જાણે પણ બીજા વર્ષે તેમણે લવાજમ મોકલ્યું ત્યારે જ અમે માન્યું કે અમને તેમણે ક્ષમા આપી છે. આવી ભૂલો થાય ત્યારે ગ્રાહક બંધુઓ જો અમારૂં તરત ધ્યાન ખેંચે તો અમારે પાછળથી આમ મુંઝાવું ન રહે.

પરદેશથી થોડા અજાણ્યા ભાઇઓએ પોતાનાં લવાજમ મોકલ્યા છે એટલું જ નહિ પણ પૂર્ણાના ગ્રાહક મેળવવા લાગ્યા છે તેમની અહીં સહર્ષ નોંધ લઉં છું કે પૂર્ણાના તેઓ મોટા સહાયક નીવડયા છે.

પૂર્ણા પુસ્તકાલયો માટે તો અતિ ઉપયોગી માસિક છે એમ એક કરતાં વધારે વિદ્વાનોએ જણાવ્યું છે, છતાં પુસ્તકાલયો મારી જેવી સખ્યામા ગ્રાહકો બન્યા નથી એ ખેદની વાત છે. તેઓ જલ્દીથી પૂર્ણાના ગ્રાહક બને એવી વિનંતિ. પૂર્ણાના પાછલા અંકો માટે અવારનવાર માગણી થતી રહે છે. અમારી પાસે જૂના અંકોની માત્ર ગણી ગાંઠી જ નકલો રહે છે અને કેટલાક અંકો તો શિલકે રહેતા નથી. માટે પુસ્તકાલયોએ જલદી ગ્રાહક થઈ જવું ઘટે છે.

કેટલાક સામયિકો અને પત્રો પૂર્ણાનું અવલોકન લેતા રહી અમારા માસિક સંચાલનનાં કાર્યમાં ઉત્સાહ આપતા આવ્યા છે તેમના અમે અત્યંત આભારી બન્યા છે.

ગુજરાતના અજોડ ત્રિમાસિક માનસીના વિદ્વાન તંત્રીએ તેમના ગયા અંકમાં પૂર્ણાની નોંધ લેતાં ગુજરાતી વાચક વર્ગ માટે જે ખેદ પ્રદર્શિત કર્યો છે તે તરફ સર્વનું ધ્યાન ખેંચીએ છીએ.

"**પૂર્ણા** અને **નૂતનશિક્ષણનું** અનુક્રમે બીજું અને ચોથું વર્ષ ગયા ચરણમાં શરૂ થયું. એ માટે અમારો બન્નેને અભિનન્દન. 'પૂર્ણા' તરફ સંસ્કારી ગુજરાતનું ધ્યાન હજી જોઈએ તેટલું ગયું લાગતું નથી પણ શિષ્ટ સાહિત્ય અને ધ્યાનપાત્ર સંશોધનનાં લખાણોની બાબતમાં બીજાં સારાં માસિકોની હારમાં તે પહેલેથી છે અને હવે વધુ આવતું જાય છે. આ બંને માસિકો જેવા અને 'માધુરી' જેવા વિશિષ્ટ સત્પ્રયાસો નવું ગુજરાત કરતું જ રહે છે પણ ગુજરાતીઓને એની સામે જોવાની ફુરસદ નથી એમ ઘણીવાર લાગે છે. એ ખેદકર સ્થિતિ કદી સુધરશે ખરી?"

આ ધ્યાનમાં લઈ ગુજરાત તેનાં શિષ્ટ માસિકોને અપનાવી લે એવી આશા રાખીશું.

ર. પ મ.

# કોંગ્રેસ સરકાર

હિંદના લોકોની લાગણી ઉશ્કેરે દુભવે તેવી ફિલ્મને હવેથી બનાવવા દેવામાં નહિ આવે તે ધ્યાનમાં રાખવા ફિલ્મ સેન્સરબોર્ડને સૂચવ્યું છે. આવી કોઈ ફિલ્મની મંજુરી આપવામાં આવે તે પહેલાં તેની વીગતો સરકારમાં મોકલવી.

મદ્યનિષેધ સલાહકારક સમિતિએ અમદાવાદમાં સંપૂર્ણ દારૂબંધી માટે સૂચના કરી છે કારણ કે હવે પરવાના માગનારાઓ દીવસે દીવસે ઘટતા જાય છે.

આસામની ધારાસભામાં હવે મહાસભા પક્ષે ૧૦૭માંથી ૫૮ સભ્યો છે.

મુંબઈમાં હરીજનો માટે એકંદરે ૫૪ મંદીરો ખુલ્લાં મૂકાયાં છે.

લખનૌની એક હાઈસ્કૂલમાં કાંતણવર્ગ ખૂલ્લો મૂકતાં આચાર્ય નરેન્દ્ર દેવે કહ્યું વર્ધા કેળવણીની યોજનાથી શરીર, મન અને આત્માનો વિકાસ થઈ શકે છે.

યુક્તપ્રાંતની સરકારનું મદ્યનીષેધ અંગેનું કામકાજ ગાંધીજીની પ્રશંસા પામ્યું છે.

સર્વ કેફી વસ્તુઓના વેચાણમાં સારો જેવો ઘટાડો થયો છે.

મુંબઈના પોલીસ કમિશ્નરે દિવાળીમાં રસ્તા ઉપર ફટાકડા કે દારૂખાનું ફેંકવાની કે ફેંકવાની મનાઈ કરી હતી.

મુંબઈ સરકાર દારૂનિષેધનો વધુ વિસ્તાર કરશે. દારૂનિષેધને લઈ મુંબઈ સરકારને રૂ ૩૦ લાખની ખોટ ગઈ છે. એ પ્રવૃતિનો વધુ વિસ્તાર કરતાં બમણી ખોટ જવાનો અંદાજ કરવામાં આવ્યો છે. આ ખોટને પહોંચી વળવા નવા કરો નાખવા વિચારાઈ રહ્યા છે.

મુંબઈ સરકાર પુસ્તકાલયની પ્રવૃત્તિ પાછળ એક લાખ રૂા. ખરચવા માગે છે. એની શ્રી. મોતીભાઈ અમીન જોડે વડા પ્રધાન ખેરે ચર્ચા કરી હતી

ખેડા જીલ્લાની હકુમત નીચેની જે શાળાઓમાં હરિજન બાળકોને દાખલ કરવામાં આવતાં નથી તે શાળાઓ બંધ કરવા હુકમો થયા છે.

મુંબઈ ઇલાકાની ઔદ્યોગિક તપાસ સમિતિ તરફથી ભરૂચ જીલ્લાના ઉદ્યોગો અને મજૂરો સબંધી તપાસ થઇ છે

મુંબઇ ધારાસભામા કામદાર બીલ ત્રીજા વાચનમાથી પસાર થયુ છે

મુંબઇમા કાંદીવલીમાં શારીરિક કેળવણી માટેનો તાલીમવર્ગ મુંબઇ સરકાર તરફથી ચાલુ કરવામા આવ્યો છે

મુંબઈ સરકારે ત્રીજા વર્ગના કેદીઓને વધુ સગવડો અને છૂટછાટ આપી છે

હરિજનોની ગેરલાયકાત દૂર કરવા મુંબઇ સરકાર ધારાસભામા એક બીલ લાવશે

સ્વ ઠક્કુર નારાયણ વસનજી કૃત 'દિલ્હીનો બાદશાહ બહાદુરશાહ ઝફર' પરથી મુંબઇએ પ્રતિબંધ ઉઠાવી લીધો છે

ઇનામદારોના નામને કારણે મુંબઇ સરકાર તેમની જમીનો ચોકકસ કિંમતે લઇ લેવા વિચાર કરી રહ્યાનુ કહેવાય છે

મહાસભા સરકાર તરફથી અકોલા અને વર્ધામા દારૂ બંધી શરૂ થશે

સંયુકતપ્રાન્તની કન્યાશાળાઓમા રેંટિયાનુ શિક્ષણ ફરજીઆત કરવામા આવશે, એ ઉપરાંત ત્યા પચાસ હજાર જેટલુ મહેસુલ માફ કરવામા આવ્યુ છે

મધ્યપ્રાંતની ધારાસભામા પણ સત્યાગ્રહીઓની જપ્ત જમીનો પાછી આપવાનુ બીલ રજુ થશે

મદ્રાસમા સ્ત્રી કેદીઓને લઈ જવા લાવવા માટે સ્ત્રી વૉર્ડરો રાખવાની વ્યવસ્થા કરવા સરકારે સૂચના કરી છે

## લાંચરૂશ્વત સામે ચેતવણી

મુંબઈ સરકારે સરકારી નોકરોને ઉદ્દેશી એક કડક સરકયુલર બહાર પાડતા જણાવ્યુ છે કે અગાઉ ઘણી વખત ચેતવણી આપવામા આવ્યા છતા ગામડામા અમલદારો લાંચ લેવાની પદ્ધતી છોડતા નથી. તેથી દરેક અમલદારોને આ બાબતમા સખ્ત ચેતવણી આપવામા આવે છે કે હવે પછી જો આવી કોઇપણ ફરિયાદ મુંબઈ સરકારના ધ્યાન ઉપર આવશે તો તે બાબતમા કડક પગલા લેવામા આવશે મુંબઇ સરકાર તરફથી વારવાર ગામડાના પ્રશ્નોને અંગે બહાર પડતા સરકયુલરો દરેક ગામના મુખી અને તલાટીઓ ઉપર મોકલી આપવામા આવતા હોવા છતા આ સરકયુલરો ગામડામા પ્રસિદ્ધ થતા નથી અને મુખીના ઘેર અને તલાટીના દફતરમા પડી રહે છે તેથી દરેક મુખી અને તલાટીને જણાવવામા આવે છે કે આવા દરેક સરકયુલરોની ગામમા દાંડી પીટાવી લોકોને ખબર આપવી અને તે ગામના ચોરા ઉપર ચોંટાડવી

ચાલુ સાલ વરસાદની અછત હોવાથી કેટલાક ગામડાના તળાવોમા આવતા વર્ષ માટે પુરતુ પાણી નહિ હોવાને સબબે મુંબઈ સરકારે એક યાદી દરેક ગામના મુખી અને તલાટી ઉપર મોકલી આપી છે આ યાદીમા જણાવવામા આવ્યુ છે કે મુંબઇ સરકારે ગુજરાતના ગામડામા પાણી પુરૂ પાડવા માટે યોજના કરવા એક ખાસ એન્જીનીયરની નીમણૂક કરી છે આ એન્જીનીયરની જાણ માટે દરેક ગામના મુખી અને તલાટીએ પોતાના તાબાના ગામોએ અગાઉ વાપરવામા લેવાતા પણ હાલમા બીનકાળજીથી અને સમારકામના અભાવે પડી રહેલા હોય તેવા તળાવોના લીસ્ટ અને તેને અંગેના અંદાજપત્રો મોકલી આપવા (પ્રજાબંધુ)

# પૂર્ણા

તંત્રી : રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક ૨જું. ડિસેમ્બર ૧૯૩૮ અંક ૫ મો.

## એ પૈસા નહિ અપાય.

વૈશાખી વા વાએ કે વટોળિયો ઘુમરડી મારે છતાં જેને પોતાના ધ્યેયની–માળાની સાચી દિશાની ખબર છે તે પંખી પાછું નહિ પડે. તે પછડાશે, અથડાશે પણ સત્પંથને નહિ છોડે.

માણસ જાતમાં પણ આવા ટેકીલાઓ જડી આવે છે. ઇંગ્લેન્ડની એલ્ટ્રીગહામ કોલેજના પ્રોફેસર સી. એફ. સી. એબટે. પોતાનો આવકવેરો ભરવા જતાં હિસાબ કરી જોયો તો તેને માલમ પડ્યું કે પોતાની એ રકમમાંથી સીનેર જેટલાક રૂપિયા લડાઇની શસ્ત્રસામગ્રી ખરીદવામાં ખરચાશે. ઇસાઇ ધર્મના પ્રેમ શાન્તિના સિદ્ધાંતોનો તે સાચો ભક્ત હતો એટલે તેણે નક્કી કર્યું 'મારાથી એવા હિંસા કાર્યમાં મદદ ન કરી શકાય.'

તેણે એટલા રૂપિયા ઓછો કર ભર્યો. સગાંસંબંધીએ બહુએ સમજાવ્યો પણ તે અડગ રહ્યો. કર ન ભરવા બદલ અદાલતે તેને સાત દિવસની કેદની સજા કરી. એની નોકરીમાં ખલેલ ન પડે એમ વિચારી સહૃદય ન્યાયાધિશે ફરમાવ્યું કે 'સજા નાતાલની રજા દરમ્યાન ભોગવી જવી.'

પ્રોફેસરને સંતોષ થયો કે શાંતિના પેગંબર ઇસુના નામ જોડે જે અઠવાડિયું જોડાએલું છે, તેમાં જ શાંતિના સિદ્ધાંત ખાતર કષ્ટ સહન કરવું–તપ કરવું પડ્યું. તેને તેણે પોતાનું અહોભાગ્ય માન્યું.

સિદ્ધાંતવાદી માણસ પોતાનું નિશ્ચિત કર્મ કર્યે જાય છે. તે કોઇના ઉપદેશ કે આજ્ઞા માટે રાહ જોઇ બેસી રહેતો નથી.

# દયાનું દેવાળું

આવીને ફળિઆ વચ્ચે ગધેડું ગેમડી પડયું,
ઊંહું ઊંહું કરી ઉભું થયું ને લથડી પડયું.—

ઊડી હતી આંખ ઉદ્દામ, પીયા
એમાં, તને ચાચડ, જંતુ-જુઆ,
પાઠે પડેલું બરડે સડેલું,
કીડા પડીને બદબો ભરેલું.

'શું પડયું શું પડયું' બોલી બારીથી ઝાંકિયા કરે,
કટાણું મ્હોં કરી સર્વે નાકે રૂમાલને ધરે

'રે ઊઠ પાજી! હટ દૂર થા તું,
મરવું જ છે તો સમશાણ જા તું.
ના આ વિના શેરી બીજી જડી તને'
ચોમેરથી લોક તથા તથા ભણે.

પડયો પે પાડુ જેવી એ ઘૃણા ધુત્કાર પામતા
માંડુ માડુ કરે તોયે મંડાતા પાય ના હતા.

આમે હવેલી ત્રણ માળની હતી,
એ માટ ચૂનો ઈંટ લાવવી હતી__
ત્યારે વહયો'તો મહબંધુ બોજ,
આ ગર્દભે દિવસરાત રોજ.

હવેલી-સેજની છાયે આજે આ મરવા અમે
આવ્યો છે એ, હવેલીમાં રહેનારા ન નહિ ખમે.

ઊઠી જવા નથી હામ' બિચારો આંખથી વદે
'ટેકો દો તો થઉં ઉભો' કિંતુ ટેકો ન કોઇ દે.

પડી રહ્યો ગર્દભ એકલો દુઃખી,
ભૂલી ગયા એની હયાતિને સુખી.
કોઇ ન એને જઇ ધાસ દેતું,
કોઇ ન એને જઇ નીર પાતું.

'ગંદુ એવું ભૂંડું મ્હોડું અડે તો અભડાય છે
પાણીનું પાત્ર' એ બ્હાને કોઇ પાણી ન પાય છે.

જૈનો કહે 'બ્રાહ્મણ કેમ ના કરે ?'
ને બ્રાહ્મણો બોલત 'જૈન કાં કરે' ?
કોઇ કહે 'ખેડૂત તું ખવાડ,'
'રે દૂધવાળા પય તું પિવાડ.'

સામાસામી વદે સર્વે 'ધર્મનું કામ છે કરો.'
કરે જાતે ન ને કોઇ કહેતા સર્વ 'તમે કરો.'

ભૂખે રીબાતું, તરસે દુભાતું,
સુંથે ભલે કાગ ન તોય હાલતું.
ધીમે ધીમે મૃત્યુ નજીક આવતું,
માથે ઊડે છે ગીધ ગંધ પામતું.

'ધર્માતુ'ની હતી શેરી, ધર્મનું પારખું થયું,
'દયાળુની દયા કેરૂં, દેવાળુ નીકળી ગયું.

હરિજનો પ્રાતર શેરી વાળતાં,
એને રીબાતું નીરખી ઊઠાડતાં,
ટેકો દઈ, હાથ દઇ ચલાવતા,
હેરે લઇ જૈ જલને પીવાડતા.

એ દેખી લોક બોલે છે, 'થયું છે ઠીક, એ ગયું.'
ન જાણે લોક કે એ તો, સર્વનો ધર્મ લે ગયું.

## — પ્રતિબિંબ —

'આવે છે કે ?' વદી જરી ઉભો જોઈ હું બાલિકાને,
મારી સામે પીઠ હતી મને જોઇ તેથી શકી ના,
ઉભી'તી એ સહજ વળીને ટેકવી હાથ ડાળે,
પર્ણો સાથે કચ રમી રહ્યા, ચર્ણ ઘાસે છુપ્યાં'તાં.

જોતી મીઠું કુદરતણું દશ્ય એ એક ચિત્તે,
મૂર્તિ શી એ જડ બની હતી ભૂલીને ભાન સર્વે.
આઘે ભાનુ ક્ષિતિજપટથી મુખ કાઢે હસંતું,
ઉષા પ્હેરી ગીરૂં હસતી લાલિમા ચુંદડી શું.

સામે દીસે અમિત ઉદધિ, ડુંગરાઓ સ્રતેલા,
ઊંડી ખીણો, ઝરણ રૂપલાં, ખેતરો નીલવર્ણા,
અભ્રો રંગે વિવિધ ઝગતાં આભમાં દોડી જાતાં,
વાયે ધીમી અનિલ લહરી, પંખીઓ ગીત ગાતા,

શોભે નાની વિપિન લતિકા શી મનુ બાલિકા એ
જોતી આ સૌ અનિમિષ દગો દશ્યપે ઠેરવીને,
ખીલ્યું મુખે અગમ સ્મિત તે જોઇ એને પૂછયું મ્હેં,
'શાને ત્હારે મુખ રમી રહ્યું હાસ્ય તે તો કહે ને ?'

મારી સામું સ્થગિત નયને જોઇ ઉભી રહી એ,
એને ના કૈં સ્હમજ પડી કે હાસ્ય આવ્યું મુખે શેં;
માનું હું કે પ્રકૃતિજગમાં હાસ્ય સર્વે છવાયું,
તેનું એને મુખ પડી ગયું એ પ્રતિબિંબ નાનું.

પ્રપન્ન ગો. કાછી.

# નવી સંસ્કૃતિનું ઘડતર

ડૉ. સુમન્ત મહેતા.

નવરાતના ઉત્સવની ઉત્પત્તિ વિશે ઘણું કહેવાઇ અને લખાઇ ગયું છે. મને પૌરાણિક ઉત્પત્તિઓમાં ખાસ રસ ન થીઅને ગણેશ એટલે પ્રજાના નેતાને શા માટે હાથીનું માથું તથા સુંઢ આપવામાં આવ્યાં અને ફુંદાળું પેટ આપ્યું તેના ઇતિહાસમાં પડવાની હું જરાય આવશ્યકતા કે ઉપયોગિતા જોતા નથી. મારી દૃષ્ટિએ નવરાત એ ખેડૂતોનો ઉત્સવ છે. પાંચ પાંચ મહિનાથી જે ખેડૂતપ્રજા, કરોડોની સંખ્યામાં, બળતા તાપની ઝાળમાં અને માથે વરસતા વરસાદમાં કાળી મજુરી કરી ગ્યા હતા તેમના મોલ પાકે છે અને તેમને થોડો આરામ લેવાની ફુરસદ મળે છે. એ વિશ્રાંતિના સમયમાં તેઓ ગાયન અને નૃત્ય, રાસ અને ગરબામાં પોતાનો થાક ઉતારે અને નિર્દોષ આનંદ માણે એ સ્વાભાવિક છે.

આજના પ્રવચન માટે જે વિષયની પસંદગી મેં કરી છે તે આપણી પ્રજા માટે ખાસ કરીને વિચારકો માટે અતિ મહત્વનો પ્રશ્ન છે. પ્રશ્ન એવો નથી કે નવું ઘડતર થશે કે કેમ, પણ થશે તો કેવા સંજોગોમાં થશે ?—આપણી પ્રજાનું નવું ઘડતર થયા જ કરે છે, અને કેટલાંક વર્ષોથી ઝડપથી થઇ રહ્યું છે. કોઇ કોઇ વખત તેની ગતિ મંદ પણ પડી જાય છે. એ પ્રગતિ કોઇ વખત રાજકીય દિશા તરફ વધારે ઝોક નાંખે છે અને કોઇ વખત સામાજિક સુધારા તરફ વળી જાય છે. કોઇ કોઈ પ્રસંગે આંદોલનોનાં મોટાં મોજાં આવે છે, પણ એકંદરે આખા જગતના પાંચમા ભાગ જેવડી મહાન હિંદી પ્રજાનું એકધારૂં ઘડતર થયા જ કરે છે.

જે કોઇ રૂઢિચુસ્ત માણસો એવું માનતા હોય કે હિંદી અગર હિંદુ સંસ્કૃતિમાં કોઇ પણ મહત્વના સુધારા વધારા કરવાની આવશ્યકતા નથી, અને આપણાં શાસ્ત્રોમાં સમાજ રચના તથા પ્રજાધર્મ વિશે છેલ્લામાં છેલ્લો શબ્દ કહેવાઇ ગયો છે તો તે લોકો ભ્રાંત ભૂલે છે.

દરેક જીવતી વસ્તુનો ધર્મ છે કે તેની આસપાસના વાતાવરણને અનુકૂળ થવાય એવી જાતનું પરિવર્તન તેમાં થયા જ કરે છે, અને જયારથી હિંદી પ્રજાનો ઇતિહાસ ઉપલબ્ધ થાય છે ત્યારથી એટલે બે ત્રણ હજાર વર્ષોની અંદર કાંઇ કાંઇ પ્રકારના રાજકીય, સામાજિક, ધાર્મિક તથા આર્થિક ફેરફારો આ દેશમાં થઇ ગયા છે. આ વાતાવરણને અનુકૂળ પરિવર્તન કરવાની શકિતનો (response to the environment) નિયમ પ્રાણીઓને તેમજ વનસ્પતિને લાગુ પડે છે, અને મનુષ્ય પણ તેને પૂરેપૂરો આધિન છે. સૂક્ષ્મદર્શક યંત્રથી ૧૦૦૦ હજાર ગણું મોટું કરીએ તો બારીક ટપકાં જેવું દેખાય એવા જંતુને તેમજ હાથીને પણ એ નિયમ લાગુ પડે છે.

---

. આ વર્ષના નવરાત્રના દિવસોમાં લાઠીમાં ઉત્સવ સમારંભ થયો હતો. તે વખતે મારા ભાષણની આ નોંધ છે. ત્રણ દિવસ સુધી સતત વરસાદ પડવાને લીધે ભાષણ મોકુફ રહ્યું હતું.

(૬૮ તો—ઠંડીમાં ચામડીનો સંકોચ, ગરમ દેશમાં ચામડીમાં રંગ.)

આ નિયમ જે વ્યક્તિગત પ્રાણી તથા વનસ્પતિને લાગુ પડે છે તે મનુષ્યના જથ્થાને રાષ્ટ્રને, સંઘને તથા આખા જનસમાજને પણ લાગુ પડે છે. જેવી રીતે મનુષ્યના શરીર પર વાતાવરણની અસર થાય છે તેવી રીતે સમાજના માનસ પર પણ આસપાસના વાતાવરણની અસર થાય છે. અને આવી અસરને લીધે સમાજના રીતરિવાજો, રીતિનીતિ, ધર્મ, સંસ્કૃતિ વિગેરેના પરિવર્તન થયે જાય છે. અર્થાત, પરિવર્તન એ વ્યક્તિગત જીવતાં પ્રાણી તથા વનસ્પતિઓનો ધર્મ છે અને વ્યક્તિઓના જથ્થા એટલે Nation, રાષ્ટ્ર તથા સમાજનો પણ ધર્મ છે.

એવું પણ બનવા જોગ છે કે નબળાઇ, થાક કે વૃદ્ધાવસ્થાને લીધે કોઇ વ્યક્તિ, રાષ્ટ્ર કે સમાજમાં એવી જડતા આવી જાય છે કે જેને લીધે બદલાતાં વાતાવરણને અનુકૂળ થવાની શકિત ઓછી થતી જાય છે. જ્યા આવુ બને છે ત્યાં તે વ્યકિત, રાષ્ટ્ર કે સમાજ ધીમે ધીમે નાબૂદ થઇ જાય છે. એસીરિયા, બેબીલોનિયા, જુનું ઇજીપ્ટ,ખાલ્ડીઅન અને બીજી અનેક પ્રજાઓ આવી રીતે પૃથ્વી પરથી ભૂસાઇ ગઇ છે આપણા પોતાના દેશમા આવા પરિવર્તનો કયા ઓછા થયા છે ? પશ્ચિમની સરહદમાંથી અનેક પ્રજાઓ શક અને હુણ, ગ્રીક અને સ્કીથીઅન તથા બીજી જાતો આર્યાવર્તના ફળદ્રુપ પ્રદેશમાં આવી અને આજે તેનાં નામોનિશાન પણ બીલકુલ જણાતા નથી.

આપણા દેશમા હાલમા જે પ્રકારનું ભવ્ય અને વિશાળ પરિવર્તન થઇ રહ્યું છે તેનો થોડો ખ્યાલ ઇસવીસન પૂર્વે લગભગ ૬૦૦ પહેલાં (આજથી ૨૫૦૦ વર્ષ પૂર્વે) જે સ્થિતિ ઉપસ્થિત થઇ હતી તેના પરથી આવી શકશે. આર્યપ્રજાની આસપાસ અનેક અનાર્ય પ્રજા રહેતી હતી તે નવા રાષ્ટ્રોમા દાખલ થઇ ગઇ. તેમની ભાષાઓ જુદી હતી, તેમના સંસ્કાર જુદા હતા, અને જો કેટલીક રીતે તે લોકો આર્યો કરતા ઓછા સંસ્કારી હશે તો બીજી તરફથી તેમને આર્યોના કેટલાક સંસ્કારો દુષ્ટ લાગતા હતા. દા ત. પ્રાચીન સમયમા બ્રાહ્મણોની દોરવણીથી મોટામા મોટા યજ્ઞો થતા હતા તેમાં હજારો પ્રાણીઓનાં બલિદાન અપાતા હતા અને આ પ્રકારની નકામી તથા ભયંકર હિંસા અનાર્ય પ્રજાને ત્રાસજનક જણાઇ. અહિંસાની વાતો કરનાર બ્રાહ્મણો આવી હિસા કરતા હતા. તેની સામે વિરોધનો વંટોળિયો જાગ્યો અને તેમાંથી બૌદ્ધ, આજીવક તથા જૈન ધર્મો જન્મ પામ્યા. બનવા જોગ છે કે આજે આપણે આ માત્ર ત્રણ સંપ્રદાયો વિશે જાણીએ છીએ. પણ એવા અનેક બળવા ઠેકઠેકાણે જાગ્યા હશે. એવું ન માની બેસશો કે આ વિરોધમાં હિંસા અહિંસાનો પ્રશ્ન મૂખ્ય અને અતિ મહત્વનો હતો. મોટામાં મોટું કારણ તો એ હતું કે જે અનાર્ય પ્રજાઓ હતી તેમને નવા સ્થપાતા રાષ્ટ્રમા સ્થાન અને સત્તા મળે તેનો આગ્રહ હતો. જો બ્રાહ્મણો જ્ઞાનનો અને ધર્મનો ઇજારો લઇને બેસે, જો બધું દાન (જમીન અને પૈસો) માત્ર બ્રાહ્મણોને જ મળવાનું હોય, જો પુરોહિતપણુ બ્રાહ્મણો કબજે કરે અને ક્ષત્રિયો લડવાનો ઇજારો લઇ લે, અને વૈશ્યો વાણિજ્ય કબજે કરે તો બીજી જાતના અનાર્ય કહેવાતા માણસોનું સ્થાન અને કર્તવ્ય શું ? આ વિરોધમાથી નવા ધર્મ સ્થપાયા, સાધુઓના નવા સંઘો

સ્થપાયા, પુરોહિતપણાની જરૂર નથી એવા ઉપદેશ અપાયા, પ્રચારની ભાષા બદલાઇ અને બ્રાહ્મણોની વિરૂદ્ધ આર્થિક જંગ મંડાયો, આ નવી પ્રજા ઉત્પન્ન થઇ તે પોતાના બુદ્ધિબળ તથા શારીરિકબળ, સંગઠન, તથા સંસ્કારને લીધે પાણીના રેલાની માફક હિંદુસ્તાન દેશમાં ફેલાઇ, જે પ્રદેશમા અનાર્યો હતા ત્યા તેમના આશ્રમો સ્થપાયા અને એવા મિશનરીઓની માર્ફત દેશ પણ કબજે કરતા ગયા. આજે બૌદ્ધ ધર્મ આપણા દેશમાંથી ગયો છે. પણ તેની સંસ્કૃતી ભૂસાઇ ગઈ નથી; અને બુદ્ધના સાધુઓએ ઇજીપ્ત, ગ્રીસ અને પૂર્વ તથા પશ્ચિમ મધ્ય એશીઆમાં પોતાના નવા ધર્મ તથા સંસ્કૃતિનો ફેલાવો કર્યો. તમે જાણો છો કે ચીન, જાપાન, કોરીઆ, ટીબેટ, બ્રહ્મદેશ, મલાયા અને લંકા આ બધા દેશોમાં બૌદ્ધ ધર્મ ફેલાઇ ગયો હતો

જે મહાન પરિવર્તન આપણા દેશમાં થયું તેનું રહસ્ય તમારે બરોબર સમજી લેવાની જરૂર છે. જે પ્રજા સંસ્કૃત ભાષા બોલતી ન હતી, જે પ્રજા આર્યથી જુદી હતી પણ એક રાષ્ટ્રમાં જોડાઇ હતી તેને રાજ્યસત્તા, આર્થિક લાભ તથા સુસંસ્કૃત સમાજમા સમાન હક્કો અને કમાણીના સાધનો મેળવવાં હતાં અને તેથી એક મોટો સામાજિક, રાજકીય, ધાર્મિક અને ખાસ કરીને આર્થિક વિપ્લવ કર્યો હતો.

આવાં પરિવર્તનો થાય છે તે વખતે જે ધાર્મિક સુધારાવધારા, અથવા નૈતિક આગ્રહ તથા સામાજિક સુધારો અસ્તિત્વમા આવે છે તે લાંબા વખત સુધી કાયમ રહે છે એવું હંમેશાં બનતું નથી; કારણ કે પરિવર્તન અગર વિપ્લવના વાવાઝોડામા અનેક ઇષ્ટઅનિષ્ટ માણસોની આગેવાની આવી જાય છે. અને તે બધા પ્રમાણિક હોતા નથી. તેવી જ રીતે આ નવા ધર્મો સ્થપાયા હતા, તેને વિષે થયું હતુ. અને આ ત્રણ ધર્મમાંથી એક તો લગભગ તરત નષ્ટ થયો પણ બીજા બેની કેટલેક અંશે અધોગતિ ન થઇ હોત તો તે આજની સ્થિતિમાં હોત નહિ. જે ધર્મો ખાસ કરીને અહિંસાના પાલનને માટે અતિ આગ્રહ કરતા હતા, જેમણે અહિંસાને ઊંચામા ઊંચુ સ્થાન આપ્યુ હતુ તેમની અધોગતિ કેવી થઇ છે તે આપણા જાણવામા છે.

પ્રો. કોશાંબીનો અનુભવ છે કે બૌદ્ધ દેશોમાં માંસાહાર થાય છે. માકણ અને જૂથી ભરેલા ખાટલામાં ગરીબોને સુવાડવામા આવે છે. દાક્તરી અભ્યાસનો વિરોધ થાય છે. જેવું અહિંસાનુ થયું તેવું જ બીજા ત્રણ નિયમોની બાબતમાં, એટલે બ્રહ્મચર્ય, અપરિગ્રહ અસ્તેય વિગેરેની બાબતમાં થયું ઊંચા આદર્શોનું પાલન શિથિલ બન્યું અને ધીમે ધીમે સાધુઓએ સુખ, આરામ, વૈભવ માણવાની શરૂઆત કરી. પણ આ ભાષણ પ્રાચીન ઇતિહાસને વિશે નથી તેથી બની શકે તેટલી ઝડપથી આપણે અર્વાચિન ઇતિહાસ તરફ નજર નાખીએ.

આપણા દેશમા લગભગ ૭૦૦ વર્ષોથી મુસ્લિમ પ્રજાઓના લડવૈયાઓ, ફકીરો, ઓલીઆ, શાયરો અને વિદ્વાન માણસો આવ્યા કરતા હતા. અત્યાર સુધી જે લખાણોને ઇતિહાસ કહેવમા આવતો હતો તે મોટે ભાગે રાજાઓની ચઢાઇઓ ને જીત અને હારના વર્ણન કરતો; પણ ખરો ઇતિહાસ તો સમાજના માનસ અને વિચારોના પરિવર્તન ક...

નાગરીઓનો લખાવો જોઈએ. હિંદ દેશમાં જે ચારિત્ર્યશીલ ઓલીયા અને ફીરસુફો આવ્યા અને જેમણે હજારો તથા લાખોની સંખ્યામાં હિંદુઓને મુસ્લિમ ધર્મ તથા વિચાર સરણી તરફ વાળ્યા, તેનો ઈતિહાસ અત્યંત અપૂર્ણ અને નહીં જેવો છે. આવા ચારિત્ર્યવાન મુસ્લિમોની અસર હિંદુ ધર્મ પર પડ્યા વિના રહે નહિ; આવી રીતે પરધર્મની છાપ પડવા માંડે છે ત્યારે બે પ્રકારનાં બળ પ્રજામાં જાગે છે (૧) સામાના ધર્મમાંથી જે ગ્રહણ કરવા જેવું હોય તે લેવાની વૃત્તિ અને પોતાના ધર્મમાં જે નબળાઈઓ પેસી ગઈ હોય તે કાઢી નાંખીને પોતાના ધર્મની મૂળ ચોખ્ખટ અગર પવિત્રતા હોય તેના પાલન તરફનો ઝોક આવે છે. આવી રીતે વ્યક્તિઓ કે સંસ્થાઓ પોતાનું રક્ષણ કરી લે છે. આપણા દેશમાં પણ પરસ્પર વિરોધી વિચારોમાંથી થોડુંઘણું સમન્વય થયું. તેમાંથી નવા નવા સંપ્રદાયો પેદા થયા. પંજાબમાં કબીર, તથા નાનક, અને બંગાળામાં ચૈતન્યથી માંડીને નવા ઉપદેશકોની પરંપરા જાગી તે છેક રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ અને અરવિંદઘોષ સુધી આવી. નવા સંપ્રદાયો એટલે નવા સુધારકોએ નવી વિચાર સરણીથી જીવનને ઉત્તમ રીતે ગાળવાના નવા માર્ગો બતાવ્યા, અને વાતાવરણમાં જે અજુગતું અથવા અસંગત હતું તે દૂર કર્યું. પછીથી મુસલમાનોનું જોર કમી થયું અને અંગ્રેજોનું વધ્યું. અંગ્રેજો એટલે યુરોપના રહેવાસીઓ, અને તેમાં છેક વોલ્તેર અને રૂસોથી માંડીને કાર્લમાર્ક્સ જેવા ફિલસૂફોની વિચારસરણી આપણા દેશમાં ફેલાઈ. આવી રીતે બ્રિટિશ, ફ્રાન્સ, પોર્તુગીઝ, ડચ, જર્મન, રશિયન તથા બીજા અનેક નાના મોટા દેશોના સમર્થ કવિઓ અને ફિલસૂફો તરફથી નવા વિચારો હિંદીઓને ભેટ તરીકે મળ્યા.

બંગાળામાંથી રાજેન્દ્રલાલ મિત્ર તથા રાજા રામમોહનરાયથી માંડીને તે રવીન્દ્રનાથ ટાગોર, અરવિંદ ઘોષ, મહમદ ઇકબાલ અને મોહનદાસ ગાંધીએ આપણા તથા નવા વિચારો વચ્ચે સમન્વય કરવાના અનેકવિધ પ્રયાસો કર્યા. જ્યારે જ્યારે પ્રજાની વિચારસરણીમાં મોટાં પરિવર્તન થાય છે, પ્રજાના આદર્શો બદલાય છે, અને તેને અંગે પ્રજાના આચાર વધારે શુદ્ધ અને ઉન્નત થાય છે ત્યારે તેને સંક્રાંતિ, Revolution, અથવા વિપ્લવ કહે છે. આવાં પરિવર્તન કેવી રીતે થાય છે તેની ક્રિયાનો થોડો અભ્યાસ કરવાની આવશ્યકતા છે. આપણા દેશના પુરાણા પરિવર્તનોની ચર્ચા કરતી વખતે આ બાબતનો થોડો ઉલ્લેખ થઈ ગયો છે. જ્યારે પ્રજાની સમક્ષ મૂકેલા આદર્શોમાં શિથિલતા આવી જાય છે, ત્યારે તેમાંથી ઉત્પન્ન થતાં ગેરવર્તનથી પ્રજામાં વિરોધની લાગણી પેદા થાય છે [ દા. ત. આર્ય બ્રાહ્મણોની હિંસા, આર્ય બ્રાહ્મણોમાં દંભ, મોજશોખ, દાનનો લોભ, અને ચારિત્ર્યની શુદ્ધિમાં ઉણપ ] પ્રજાજનો આવાં Contradictions જુદાંજુદાં જોઈને કંટાળે છે, અને પછી વિરોધ કરે છે.

જ્યારે આસપાસના વાતાવરણમાંથી નવા વિચારો પ્રવેશ કરે છે ત્યારે આપણે જોયું તે પ્રમાણે બે પ્રકારના પ્રયાસો થાય છે, સારા વિચારોનું ગ્રહણ અને જે કુવિચારો કે રૂઢિઓ પેસી ગયાં હોય તેનો ત્યાગ. પણ આવી રીતે સુધારો, વધારો અને તજવાનું કામ બહુ સહેલું નથી કારણ કે સમાજ હંમેશાં સ્થિતિચુસ્ત, Conservative હોય છે. આપણે પોતે એક મહાન પરિવર્તનમાંથી પસાર થઈ રહ્યા છીએ એટલે જેટલાં જોઈએ

નેટલાં દૃષ્ટાંતો મળી શકે તેમ છે. વિધવા વિવાહની છુટને માટે પ્રજામત કેળવાયા પછી પણ ફરીથી પરણનાર વિધવા તરફ ધૃણાની લાગણી વર્ષો સુધી ગઇ ન હતી. આજે પણ તદ્દન ગઇ છે એમ ભાગ્યે જ કહી શકાય. અસ્પૃશ્યતા નિવારણને હિંદીઓની બુદ્ધિ કબુલ કરે છે પણ સેંકડે ૧ માણસ તે પ્રમાણે વર્તવાની હિંમત કરી શકતો નથી.

વિચાર અને આચારની અસંગતતા વધી પડે તેવે વખતે સારા વિચારો અને સારા આચારો જ્યાંથી મળે ત્યાંથી સ્વીકારવા અને તેના પર નવી સંસ્કૃતિનું ઘડતર કરવું એવો પ્રયાસ અનેક પ્રસંગે થયો છે. એને અંગ્રેજીમાં eclecticism કહે છે, અને આજથી થોડા વર્ષો પહેલાં આપણા દેશમાં યુરોપથી આવેલી સંસ્થા Theosophical Society એ આવો પ્રયાસ કર્યો હતો. આવી રીતે જુદી જુદી જાતનાં રોડાં એકઠાં કરીને તેનું મકાન બાંધી શકાતું નથી, અને તેથી એવા eclecticismના પ્રયાસો હંમેશાં નિષ્ફળ નીવડે છે.

આદર્શ અને વાસ્તવિક જીવન વચ્ચે ઘણું મોટું અંતર પડી જાય છે. અગર જીવનના પ્રશ્નોનો ઉકેલ થઇ શકતો નથી ત્યારે પ્રજાજનો અગર પ્રજાના અગ્રવિચારકોના આત્મમંથનમાંથી નવા માર્ગનું સુચન થાય છે. આવા નવા માર્ગમાંથી નવા ધર્મ (ખ્રિસ્તી, ઇસ્લામ, બૌધ, જૈન ઇ.) જન્મે છે. નવી સમાજ રચના જાગે છે અને તેને લીધે રાજકીય વિપ્લવ સળગી ઊઠે છે કે આવી રીતે રાજ્યો બદલાયાં છે અને કાર્લ માર્કસે વાસ્તવિક રીતે બતાવી આપ્યું છે કે આર્થિક રચનાના વિપ્લવ અન્યાયમાંથી જાગે છે.

આવા વિપ્લવોની સંચારદોરી માત્ર ઘણા વિચારશીલ, ધીર, ગંભીર માણસોના જ હાથમાં રહેતી નથી કારણ કે વિપ્લવમાં વિચારો તથા આદર્શોની ઉપરાંત વ્યવસ્થા એટલે organisationની પણ આવશ્યકતા હોય છે અને મોટી mass movement એટલે આમ વર્ગની આગે કુચમાં કોઇ અધીરા અને અતિ ઉત્સાહી આગેવાનો પેસી જાય છે. તેનું અનિવાર્ય પરિણામ એ આવે છે કે દરેક વિપ્લવ અગર પ્રગતિના યુગમાં જે સ્થિતિચુસ્ત જુના વિચારના, કે ઠંડા લોહીના, બીકણ, ડરકણ અગર સ્વાર્થી મનુષ્યો હોય છે તે પ્રગતિનાં પૈડાંને આડી પડે છે. તેમનું મગજ નવા વિચાર ઝીલી શકતું નથી તેથી જુની વિચારસરણી, જુના રીત રીવાજો, જુની સંસ્થા તથા વ્યવસ્થાઓને વળગી રહે છે, આવા મનુષ્યો પોતાની ટંગડી ઉંચી રાખવાને માટે 'રામ રાજ્ય', 'ધર્મભૂમિ,' આપણું પુરાણું સાહિત્ય, આપણી જુની કળા, લોક સાહિત્ય કંઠસ્થ સાહિત્ય 'સનાતન' ધર્મ વિગેરેને સલાવે છે. એમના હૃદયના અંતરમાંથી આવા ઘણા મનુષ્યો પ્રગતિનો અવરોધ કરનારા, reactionaries હોય છે. કોઇ એમ ન માનશો કે કળા, લોકસાહિત્ય, જુનું સ્થાપત્ય વિગેરે અભ્યાસની હું અવગણના કરું છું, એવા અભ્યાસને પણ સમાજ પ્રગતિમાં સ્થાન છે. જે સ્થિતિચુસ્તો છે તે આવા અભ્યાસને ન્યાય આપી શકવાના નથી કારણ કે તેમનું માનસ પ્રાણ વિનાનું શિથિલ હોય છે. રાજકારણમાં વિપ્લવથી દૂર રહેનારા અથવા વિરોધીઓ, counter revolutionary હોય છે. તેમને આગળ આવવા માટે 'હમ બી ડીચ' કરીને સાહિત્યકળાનું નામ લઇને આવી ખોટી પ્રવૃતિનો આશરો લેવો પડે છે. આવી રીતે

કેટલો ઓછો છે ? અને કેટલો ખરાબ છે ? જરૂર માનજો કે બીજાને છેતરવા કરતાં આપણી પોતાની જાતને છેતરવી એ દુષ્ટમાં દુષ્ટ ચીજ છે. આપણે મુસ્લિમને ભાઈ તરીકે ગણવા તૈયાર છીએ ? આપણી સાથે ખભો મેળવીને રાજકિય લડતોમાં ભાગ લેનાર મુસ્લિમને ઉતારો આપતી વખતે અને જમાડતી વખતે શું શું ત્રાસ ખડા થાય છે તે મેં ખુબ અનુભવ્યા છે, તમે અનુભવ્યો નથી ? જેણે કોઈને ભાઈ ગણ્યો જ નહિ હોય તે શાના એવું અનુભવે ? અને આજે મારે ચર્ચાસ્પદ વિષયોમાં ઉતરવું નથી, પણ ભાઈ સાવરકર કેમ નથી કહેતા કે હિંદ દેશ હિંદી પ્રજાને માટે છે. હિંદી પ્રજા બહુ મોટે ભાગે હિંદુ છે તેથી હિંદી પ્રજામાં મોટે ભાગે હિંદુ સંસ્કૃતિ હશે. આવા વિચારો મહમદઅલી ઝીણાને ભડકાવે તેમાં તમને આશ્ચર્ય લાગે છે ? ગાંધીજી જેવા મહાન પુરૂષ " રામરાજ્ય " સ્થાપવાની વાતો કરે તે મુસ્લિમોને કેમ ગમે ? ગાંધીજી ' વિદ્યામંદિરો ' ખોલવાની વાતો મંજુર રાખે તે મુસ્લિમોને વાંધા ભરેલું લાગે તેમાં મને નવાઈ લાગતી નથી, કોંગ્રેસના મંડપનો પાયો હિંદુ રિવાજ પ્રમાણે અને બ્રાહ્મણોનાં વ્હેમી જંતર મંતરથી થાય એ કેટલું બધું અયોગ્ય છે. ધર્મની બાબતમાં દરેક વ્યક્તિને પોત પોતાની શ્રદ્ધા પ્રમાણે પોતાના વિચારો મુબારક છે, એ વિચારો રાજકિય અને સમાજ રચનાની બાબતમાં બીજાને દુઃખ થાય એવી રીતે ઘુસાડી શકાશે નહિ.

હવે બીજો પ્રશ્ન અસ્પૃશ્યોનો લો. કહેવાય છે કે આપણે ત્યાં ચાર, પાંચ, છ, કરોડ અસ્પૃશ્યો ગણાતા મનુષ્યો છે. આપણે સૌ કબુલ કરીએ છીએ કે જે નવો સમાજ આપણે ઘડી રહ્યા છીએ તેમાં પુરો સમાનભાવ હશે, તેમાં સૌને સરખા નાગરિક હક્કો હશે; અને તે છતાં છેક આજના દિવસ સુધી આપણું વર્તન આ બાબતમાં કેવું છે ? આપણી બુદ્ધિ અને ન્યાયદૃષ્ટિ જે કહે છે તેનો અમલ કરવાને આપણે તૈયાર નથી. અને આપણે પણ જાણ્યે અજાણ્યે અથવા લુચ્ચાઈ કરીને જે પ્રજા રોટલો માંગે છે તેને પથ્થર આપી રહ્યા છીએ. આપણી પાસે સામાજિક બહિષ્કારનું એવું મોટું સાધન છે કે તેની સામે આ કરોડો અસ્પૃશ્ય માણસો મુગા ગુલામ બની ગયા છે. દરેક ગામડાંમાં તેમને અસહ્ય કલ્પી પણ ન શકાય એવાં દુઃખો પીવાનું પાણી અને ન્હાવાનું પાણી મેળવવામાં પડે છે, ત્યારે આપણે તેમને ઠંડા પાડવા માટે એક મંદિર બંધાવી આપીએ છીએ અથવા મંદિરમાં પ્રવેશ કરવાનો હક્ક આપીએ છીએ. આવી છેતરપીંડીથી કેવા પ્રકારનું રાષ્ટ્ર-ઘડતર થશે તેનો વિચાર કરી લો.

આપણી સ્ત્રીઓને આપણે કેવી રીતે દબાવી છે તેની લાંબી ચર્ચામાં હું પડતો નથી કારણ કે વખતે એ વિષે તો અખિલ હિંદ મહિલા મંડળના પ્રમુખ રાજકુમારી અમૃત કુંવર અને ગુજરાતનાં જાણીતાં શ્રી. શારદાબ્હેન મહેતા આપણને આજરોજ પરિષદમાં કાંઈ કાંઈ સંભળાવી રહ્યાં છે. આપણે સ્ત્રીઓને દબાયેલી ગુલામ તરીકે રાખી છે. સારાં કપડાં અને ઘરેણાં આપ્યાં હશે, લાડ કર્યા હશે તે છતાં આર્થિક ગુલામીમાં એવી જકડી રાખી છે કે ગુલામની માફક તેનાથી સ્વતંત્રતા માટે કોઈ જાતની ચળવળ સ્વતંત્રતા કે સમાન હક્ક માટે થઈ શકે નહી. આ બધું બદલવું પડશે, ધીમે ધીમે બદલાતું જાય છે. પડદાની તો હું વાત જ કરતો/નથી. જે દેશી રાજ્યોની પ્રજા છે તેની સંખ્યા પણ

જુદી નથી પણ લગભગ ૮ કરોડ જેટલી છે. અને તેને વિષે પણ ખૂબ ખૂબ બોલાયું છે, અને લખાયું છે. આ બાબતના મારા વિચારો તો બહુ જાણીતા હોવા જોઈએ. હું દેશી રાજ્યોનો ઘણો અનુભવી છું. શીખ, મુસલમાન, રજપુત, કઠીઆવાડી, ગુજરાતી, મહારાષ્ટ્રના બ્રાહ્મણ તેમજ મરાઠા રાજ્યો એનો મને ઠીક ઠીક પરિચય છે. હું ઘણા રાજાઓના અંગત પરિચયમાં આવ્યો છું. નવા હિંદી રાષ્ટ્રની અંદર હાલમાં જે દેશી રાજ્યોની પ્રજા છે તે કેની રીતે સમાય જશે તે વિષે મારે ભવિષ્ય ભાખવું નથી, કારણ કે તેમ કરવું અઘરૂં છે, પણ જે દેશી રાજ્યોના નામે ઓળખાતી સંસ્થાઓ છે તે કાયમ રહે એ સંભવિત નથી. હું જરૂર ઇચ્છું છું કે હાલમાં જે રાજાઓ કે નવાબો છે તે પ્રજાના કુદરતી નેતા બનીને પ્રમુખ તરીકે ચુંટાય પણ પ્રજાની ઇચ્છાની વિરૂદ્ધ કોઇપણ પ્રકારની આગેવાની કે સત્તા તેમના હાથમાં રહે એવું ઇચ્છતો નથી અને મને શ્રદ્ધા છે કે તેવું થવાનું પણ નથી.

આવી રીતે ૧૮ કરોડ સ્ત્રીઓ, ૮ કરોડ મુસ્લિમો, ૮ કરોડ દેશી રાજ્યોની પ્રજા ૭ કરોડ અસ્પૃશ્યો, એ સૌને રાષ્ટ્રમાં સમાન ભાવ, ભ્રાતૃભાવ, સમાન હકક મેળવી આપવાનો આપણે પ્રયાસ કરી રહ્યા છીએ. હિંદુ મુસ્લિમોને એક સુંદર સ્ત્રીની બે આંખ જેવા કહેવાથી, સ્ત્રીઓને ઘરની તેમજ રાષ્ટ્રની દેવી કહેવાથી, દેશી રાજ્યોને સાચાં હિંદી રાજ્યો કહેવાથી, અસ્પૃશ્યતાને હરિજન કહેવાથી, ગુલામી ભોગવતા દુબળા હાળીઓને હળપતિ કહેવાથી આ કરોડો માણસોનું દુઃખ કે અન્યાય ઓછાં થવાના નથી. જે સાચી હકીકત છે તે જોઇને તેને બદલવાનો પ્રયાસ કરવો તેમાં જ ડહાપણ છે. એક હરિજન કહેવાતો અસ્પૃશ્ય વિદ્વાન જ્યારે મોટો અમલદાર થઇને ઑફિસમાં ગયો ત્યારે તેને કોઇ અડકવાને તૈયાર ન હતું, કોઇ તેને મકાન આપતું ન હતું, કોઇ તેને ત્યાં ચાકર રહેવા તૈયાર ન હતું, કોઇ અમલદારો પણ સંસર્ગમાં આવવા તૈયાર ન હતા, તે અમાનુષી ત્રાસ અને અન્યાયમાંથી ડૉ. આંબેડકર પાકયા છે તે ભૂલશો નહીં.

આપણા દેશમાં અમુક પ્રકારનું પરિવર્તન અનિવાર્ય છે એવું હું માનું છું પણ તે માત્ર શ્રદ્ધાનુ કારણ નથી. હમણાં હમણાં બુદ્ધિને તુચ્છકારવાની સોંઘી ટેવ પડી છે તેને હું ટેકો આપતો નથી. એ તો સ્વાર્થી તથા સત્તાલોભી માણસોની ચાલબાજી છે. સમાજના વિકાસ, તેના પરિવર્તન, તેના ક્ષય વગેરેના પણ નિયમો છે. એ નિયમોના અભ્યાસમાંથી સમાજશાસ્ત્ર રચાતું જાય છે. એવા નિયમોને અનુસરીને હિંદી રાષ્ટ્રનું ઘડતર થઇ રહ્યું છે, અને ભવિષ્યમાં થવાનું છે.

જેવી રીતે અમેરિકામાં અનેક દેશનાં માણસો, પુરૂષો, સ્ત્રીઓ અને છોકરાં, અનેક ધર્મ પાળનારા હોવા છતાં, ખ્રિસ્તી, તેમજ યાહુદી, એ દેશમાં દાખલ થઇને થોડાં વર્ષોમાં પુરેપુરા અમેરિકન નાગરિક થઇ જાય છે તેવી રીતે આપણા દેશમાં બધા હિંદી થઇ જશે. કયો ધર્મ પાળવો એ તેનો ખાનગી અંગત વિષય છે, તેની સાથે બીજા લોકોને નિસ્બત ન હોય. દરેક વ્યક્તિને બીજાને અડચણરૂપ ન થાય તેવી રીતે વર્તવાની પુરી સ્વતંત્રતા રહેશે. પણ આ સમાનતા તથા સ્વતંત્રતનો મુખ્ય પાયો આર્થિક સ્વતંત્રતા પર

રચાયો હશે. કોઈપણ વ્યક્તિ કમાણીનાં સાધનો કબજે કરી શકશે નહીં. જે મુખ્ય અને મોટા ઉદ્યોગો છે તે રાષ્ટ્રના હાથમાં રહેશે. આવી રીતે મુડીવાદનાં અનિષ્ટ દૂર કરવામાં આવશે. આજે સમાજવાદની તરફેણ કરવી કે વિરોધ કરવો એ એક સોંઘી ફેશન થઈ પડી છે. જેમને શાસ્ત્રીય રીતે વિચાર કરવો નથી તે નકામી સમાજવાદની સામે ગાંધીવાદને ખડો કરે છે. બિચારા ગાંધીજી પોતે કહે છે કે ગાંધીવાદ જેવી કોઈ ચીજ અસ્તિત્વમાં નથી પણ તેમના શ્રદ્ધાળુ અનુયાયીઓને ગળે આ વાત ઉતરતી નથી.

મારી ધારણા પ્રમાણે નવા રાષ્ટ્રમાં દરેકે દરેક વ્યક્તિને રાષ્ટ્રનું કામ કરવું પડશે. આજે ખેતી એ વ્યક્તિઓના સ્વાર્થનું કામ છે, ભવિષ્યમાં ખેતી અને ઉદ્યોગ એ રાષ્ટ્રનાં કામ થશે; એટલે બેકારી રહેવી ન જોઈએ. દરેક મનુષ્યને કામ મળે એવી રાષ્ટ્રને તજવીજ કરવાની છે. જો આમ થાય તો લાખો ભીખ માગનારા બ્રાહ્મણો, અને બાવન લાખ સાધુઓ ફકીરો વગેરે બીજાની મહેનત પર જીવનારાં જંતુઓને કોઈ પ્રકારનું રાષ્ટ્રીય કામ કરવું પડશે. No work, No food જે સેવા ન કરે તે ભૂખ્યો રહેશે. To every one according to his wants, from every one according to his ability, દરેક માણસ પોતાની શક્તિના પ્રમાણમા સેવા કરે અને દરેકને તેની જરૂરીઆતના પ્રમાણમાં મળે એ સૂત્ર ઘણાઓને સુંદર સ્વપ્ન જેવું લાગતું હશે. આજે હજારો માણસો પોતાનો કામ ધંધો છોડીને અને પોતાનાં કુટુંબ તરફ ઉપેક્ષા રાખીને દેશ મુક્તિના કાર્યમાં પ્રાણ પાથરે છે અને જીવન અર્પણ કરે છે તેમને આ સૂત્ર માનવું અઘરૂં નહીં પડે. મનુષ્યનું નૈતિક કહો કે આધ્યાત્મિક કહો એવું બળ આજના કરતાં વધશે એવી જેને આશા છે, પ્રજાની અણખીલેલી શક્તિ ખીલી શકે છે એવી જેમને ખાત્રી છે એવી જેમણે છેલ્લાં વીસ વર્ષમાં હિંદી સ્ત્રીઓ, છોકરાં, યુવકો અને કેટલાંક મોટેરાંઓની શક્તિમાં અનહદ વિકાસ જોયો છે કે અનુભવ્યો છે તેમને ભવિષ્યની પ્રજા આવા નિયમનો અમલ ન્યાય તથા સદ્બુદ્ધિથી કરી શકશે તે વિષે શંકા નહીં હોય. દરેક વ્યક્તિનો સંપૂર્ણ વિકાસ થાય એવું વાતાવરણ પેદા થશે, જંગલની ઝુંપડીઓમાંથી રાજમહેલમાં, from tne log cabin to the White House, નુ અબ્રહામ લીન્કનનું દૃષ્ટાંત જાણીતું છે. રસ્તામાં પૈસે પૈસે પેપર વેચનારો કરોડપતિ નહિ પણ અબજપતિ થયાના દાખલા અમેરિકામાથી મળી આવે છે. પણ અમેરિકામાં હાલમાં વ્યક્તિનો વિકાસ થઈ શકે છે તેના કરતાં પણ વધારે અનુકૂળ વાતાવરણ જ્યારે નુતનહિંદમાં આવશે ત્યારે અમેરિકાની કે રશિયાની પ્રજાના કરતાં પણ આપણે ઉત્તમ પ્રકારના માનવીઓ કેળવી શકીશું.

છોકરાંઓની કેળવણી વિષે પણ આપણા વિચારો છેલ્લા-પચીસ વર્ષમાં ઘણા બદલાઈ ગયા છે. નાના બાળકોમાં મોન્ટેસોરીની પદ્ધતિ, તેનાથી મોટાં છોકરાંમાં ડોલ્ટન પ્લેન વિગેરે અનેક અખતરાઓ અજમાવાય રહ્યા છે. બધાંનું મુખ્ય રહસ્ય એ છે કે છોકરાંઓને પોતાની શક્તિનો વિકાસ પોતાની મેળે કરવા દો. દરેક માણસે કયો ધંધો પસંદ કરવો તેને માટે તેનાં માનસિક વલણ તથા શક્તિઓનો વિચાર કરવાનો હોય. આજે તેમ થતું

નથી; અને દરેક કામની કિંમત કમાણીથી આંકીને આપણે કામનું મહત્ત્વ, ઉત્સાહ, કળા શોધખોળ વગેરેની અવગણના કરી છે. કેળવણીમાં લલિતકળાનું જે સ્થાન છે તે વિષે કવિ રવીન્દ્રનાથ ટાગોરે આખી પ્રજાનું માનસ બદલ્યું છે અને દરેક વ્યક્તિની બધી શક્તિઓનો વિકાસ કેવી રીતે થાય તે નવા માનસશાસ્ત્રે, અને ખાસ કરીને અરવિંદ ઘોષના પૂર્ણયોગે બતાવી આપ્યું છે. આજે દેશમાં અનેકવિધ સુધારા, હજારો દિશામાં થઈ રહ્યા છે. જો આપણે તેમાં મહત્ત્વનો ભાગ ભજવવો હોય તો આપણી નજર આગળ થઈ રહેલા પરિવર્તનનું રહસ્ય સમજવું જોઈએ. જે કામ સમજપૂર્વક કરીએ તેનું પરિણામ સારું આવે, બાકી રખડી આખડી, ઠોકર ખાઈને પણ બધી પ્રજા સુધારાને માર્ગે આવવાની છે.

---

# બે મુક્તકો

## (૧)

## સૌન્દર્યોનો રસાત્મા

(સ્રગ્ધરા)

સૌન્દર્યોનો રસાત્મા વિરલ નવલ આ રંગથી વિશ્વરંગી,
પ્રાસાદોને કુટીરે અભિનવ સુરખી પાથરે અંતરંગી,
સ્વપ્નો છાંટે સુનેરી રજત અગર આ વિશ્વરંગે સુહાગે,
બુદ્ધિ તર્કો પ્રભાને જગવી સુપ્રતિભા પ્રાણ વેરે પરાગે.

## (૨)

## મ્હારી સમૃદ્ધિ

(અનુષ્ટુભ્)

સમૃદ્ધિમાં સમૃદ્ધિ છે મ્હારે તો જાગના અરિ,
જગાડે જે ગુહા— ઉરે— ખપેરે યાળને હરિ.

अस्तौ कुसुमाकरः

# પીપળવાડા તે કયું ?

શ્રી. મણિભાઈ દ્વિવેદી

'પૂર્ણા' માસિકમાં આવતા ઇતિહાસના સંશોધન બાબતના મારા લેખો વ્યારા તાલુકાના એક પારસી ભાઇ રસપૂર્વક વાંચી રહ્યા છે અને હાલમાં એ માસિકના બીજા વર્ષના અંક ૨, ૩, ૪માં 'બાગલાણના પ્રદેશનો પરિચય' નામનો મારો લેખ પ્રસિદ્ધ થયો છે તે ઉપર તેમણે સુંદર પ્રકાશ પાડતો પત્ર પૂર્ણાના તંત્રીજી પર લખ્યો છે. મારા લેખની તારીફ કરે છે એથી નહીં પણ વ્યારાના જંગલ ભાગમાં રહીને પણ એ ભાઇ ઇતિહાસનાં પુરાણા સંશોધનોમાં જે રસ લઇ રહ્યા છે એથી તેમના પત્રનો તારીફનો ભાગ બાદ કરી બાકીની હકીકતો નીચે રજુ કરું છું. આ રહ્યો તેમનો પત્ર:—

" ...... છેલ્લા બે અંકમાં શ્રી. મણિભાઇ દ્વિવેદીનો બાગલાણના પ્રદેશનો પરિચય નામનો લેખ આવ્યો છે તેમાં **પિપલગ્રામ** અથવા પીપળવાડા ગામનો ઉલ્લેખ આવ્યો છે જે વિષે હું કાંઇક માહિતિ આપી શકું એમ હોવાથી આ લખાણ કરવામાં આવ્યું છે."

હું નવસારી પ્રાંતના વ્યારા તાલુકાના બેસનિયા[1] ગામમાં ધંધાર્થે રહું છું. ત્યાંથી પાંચ માઇલને અંતરે ડાંગની સરહદ ઉપર પૂર્વમાં ડાંગના ઝવડા ગામની—પાસે વ્યારા—તાલુકાનું પીપળવાડા નામનું ગામ આવેલું છે. રાનીપરજ પાસેથી સાંભળવામાં આવ્યું છે કે જુના વખતમાં પીપળવાડાનું રાજ્ય આવેલું હતું, ડાંગમાં પણ જૂદાં જૂદાં નાનાં નાનાં રાજ્યો આવેલાં હોવાથી પીપળવાડાનું પણ રાજ્ય હોય એ સંભવિત છે.

પીપળવાડાથી બરડીપાડા (ગાયકવાડ સરકારના) પંચોલ, કલકવા—બેડા થઈ નાહલધરા—નળધરા[2] (ડુંગરી) ગામે જઇ શકાય છે. તાપી કાંઠે આવેલા પીપલવાડાથી આ પીપલવાડા ઘણું નજીક હોઇ નળધરા ગામે આવી વસાહત સ્થાપી હોય એ પણ સંભવિત છે.

શ્રી. મણિભાઇ દ્વિવેદી જણાવે છે કે પીપળવાડામાં બ્રહ્માજીની મૂર્તિ સ્થાપન કરવામાં આવી હતી તે મુજબ બ્રહ્માજીની મૂર્તિ તો નથી પરન્તુ મહાદેવજીના મંદિરના પુરાતન અવશેષો હજી વ્યારા તાલુકાના પીપળવાડામાં આવેલાં છે.....

બાગલાણના પ્રસિદ્ધ કિલ્લાઓ અને તળેરીમાં જવાનો સુનેરો માર્ગ સાલ્હેરના તેરીઆ ઘાટેથી છે. આહવા ડાંગમાં થઇ વ્યારાના સુનાવાડી ગામેથી બેસનિયા અંતાપોર થઇ

---

૧. તે વ્યારા તાલુકાનું બેસનીયા તે પુરાતન બિસનપુર. જુના વખતમાં પ્રગણે અન્તાપુર બિસનપુર લખાતું અને ત્યાં ગાયકવાડ સરકારના કમાવીસદાર રહેતા વિ. સં. ૧૯૨૯ સુધી "પ્રગણે અંતાપુર" એ મુજબ લખાયાના ઉલ્લેખ મહુવાના દેસાઇજીના દફતરમાંથી મળે છે. પણ આ બન્ને ગામો તો પોત પોતાનો એક હજાર વર્ષ ઉપરનો ઇતિહાસ ઉદરમાં સમાવીને બેઠાં છે. અન્તાપોર તે પુરાતન અનન્તપુર અને બિસનપુર તે વસન્તપુર બાલપોરના શિલાલેખમાં આ મુજબનાં નામ છે મંગલદેવ ચાણુક્યરાજ સુધીની તેમની ઐતિહાસિક કડી મળે છે.

૨. નવસારી પ્રાંતના મહુવા તાલુકાનું નગીરી ગામ.

વ્યારા આવવાનો ઉલ્લેખ કરવામાં આવ્યો. વ્યારા આવવા માટે આહવા ડાંગમાં થઇ ચનખલ, સુપમાળ ગાડવી, કુકડચ, વઘાઇ, રાયકચ, પીપળવાડા થઇ અંતાપુર દઇ વ્યારા જઇ શકાય છે આ બીજો માર્ગ છે.

પીપળવાડાથી કાળીબેલ, ભેંસકાતળી, બરડીપાડા, થઇ રૂપગઢના કિલ્લાએ જવાય છે ને પીપળવાડેથી ભેંસકાતળી, આમલગુંડી, વડપાડા થઇ સોનગઢને કિલ્લે જવાય છે ને ત્યાંથી માલ્હેરની તળેટીએ આવેલા ચિંચલી ગામે પણ જવાય છે.

આથી રાષ્ટ્રોઢવંશ મહાકાવ્યમાં આવેલું પિપ્પલગ્રામ તે વ્યારા તાલુકાનું આ પીપળવાડા હોવું જોઇએ એમ મારૂં માનવું છે."

**પીરોજશા આદરજી જીવાશા**
(એમનીઆવાલા.)

ભાઇશ્રી પિરોજશાહે જે શ્રમ લઇ આટલી માહિતી પુરી પાડી છે તે માટે હું તેમજ પુરાતન ઇતિહાસની શોધખોળમાં રસ લેતા સૌ કોઇ તેમના આભારી છે. એમની માહિતી મંગીન છે, પુરાણ ઇતિહાસની ઘણી ગુંચો ચર્ચાઓથી ઉકેલાય છે, એથી ભાઇશ્રી પિરોજશાહે જે ચર્ચા કરી છે તેને હું આવકારદાયક માનું છું.

પણ પીપળવાડા સંબંધમા ખુલાશો કરવામાં થોડો ગુંચવાડો થયો છે એમ એમના લખાણની વિગત પરથી મને લાગે છે.

મારા લેખોમાં બે વખત પીપળવાડાનો ઉલ્લેખ છે. એક રાઠોડ વંશીય સોહડે દક્ષિણમાં આવતાં ભીલોનો નાશ કરી નાહલ મંડળનો ઉચ્છેદ કર્યો એ મુત્જબનો અને તે પિપ્પલગ્રામ'માં. (પૂર્ણા. પુ. ૨, અંક ૨ પૃ. ૫૫) અને બીજો- 'પિપ્પલવાટિકા' ગામે નારાયણ શાહે તાપીમાં સ્નાન કરી બ્રહ્માનું પૂજન કર્યું તે. પુ. ૨. અં. ૩. પૃ. ૧૦૬).

ભાઇશ્રી પિરોજશાહ આ બન્ને ગામો તે એમના જણાવ્યા મુજબ વ્યારા તાલુકાનું પીપળવાડા હોવાનું અનુમાન કરતા હોય એમ મને લાગે છે પણ એ એમની શરત ચૂક જણાય છે. રૂદ્રકવિ પોતે એકની પાછળ 'ગ્રામ' અને બીજાની પાછળ 'વાટિકા' શબ્દ મૂકે છે. એ ભેદ વિચારવા જેવો છે.

તેઓ સોનગઢ જવાનો માર્ગ પણ પીપળવાડાથી જણાવી નારાયણશાહ આ રસ્તે ગયા હશે એમ કંઇક અનુમાન કરતા હોય એમ લાગે છે. એ તે રસ્તે સોનગઢ ગયા હોય ને તે તરફ તાપી ઓળંગી હોય સો પણ પિપ્પલવાટિકા ગામે તાપીમાં સ્નાન કરી બ્રહ્માનું પૂજન કર્યું એવો ઉલ્લેખ છે. વળી તાપી કાંઠે આવેલા પંચમુખીના સ્થળ સુધી તેમને યુવરાજ વિ. વળાવવા જાય છે એથી એટલું તો નિષ્પન્ન થાય છે કે શાહને વિદાય આપવા ગએલો રાજ-રસાલો તાપીના દક્ષિણ તટે જઇને થંભ્યો હતો ને એથી જે પિપ્પલવાટિકા ગામે તાપી સ્નાન કર્યું તે સ્થળ તાપીને સામે કાંઠે આવેલું હોવું જોઇએ એમ ચોકખું જણાય છે.

પીપળવાડા ગામ વ્યારાથી અગ્નિ ખૂણામાં અંબિકાની અને રાયગઢની ઉત્તરે ડાંગની સરહદ નજીક ઓલાણ ખાડીની પાસે આવેલું છે. ભાઈશ્રી ફિરોજશાહના જણાવ્યા મુજબ ત્યાં પુરાતની અવશેષો છે.—એ ભાગમાંથી મળતી ઈંટો લગભગ ગુપ્તકાલિન ઈંટોના જેવી છે એટલે ત્યાં આજથી હજાર વર્ષ કરતાં પણ અગાઉ સંસ્કૃતિના પગરણ થયાના પુરાવા મળી રહે છે એ ખરું છે પણ નાગવર્મ શાહે તાપી કાંઠે જે પિપ્પલવાટિકા ગામે તાપી સ્નાન કર્યું તે ગામતે આ પીપળવાડા નહીં જ એમ મારે ભારપૂર્વક કહેવું જોઇએ. વળી સીધી લીટીએ જોવા જઈએ તો પણ તાપી નદી ત્યાંથી ઉત્તરે સતાવીસ માઈલ દૂર પડે.

સંસ્કૃતમાં દરેક નામ પાછળ પણ કંઇ અર્થ રહેલો હોય છે એ રીતે જોવા જઇએ તો જ્યાં પીપળાઓમાંથી વાટ જતી હોય એવી જગા તે પિપ્પળવાટિકા ગણાય. એ રીતે જોતાં તાપી કાંઠે આવેલું માનગઢ તાલુકાનું પાચપીપળા ગામ લઇ શકાએ. તેની સામે કાંઠે તાપીમાં સિંહદ્વારા રાખી ઉભેલો ખેરવાડાનો ગઢ ને તેની પાસે પુરાતન શિવાલય. વળી ત્યાંથી અજવાર-વાઘંબા પર થઈ મધ્ય ગુજરાતે જવાનો માર્ગ. તો આ સ્થળને કેમ ન લઇ શકીએ ? પણ ત્યાય એક આંટ નડે છે. તાપી દક્ષિણ તટે 'પંચમુખી'નું સ્થળ નક્કી કરવું જોઇએ ને તેને ઉત્તર તટે આ ગામ આ રીતે જોતાં કામરેજ અને માંડવી તાલુકાના ગામ તરફ જ નજર નાંખવી પડે છે અને એથી શાહનું પિપ્પલવાટિકાને ભાઇ ફિરોજશાહ જણાવે છે તે પિપળવાડા નહીં જ એમ સિદ્ધ થાય છે.

હવે રહ્યું સોહડનું પિપ્પલગ્રામ કે જ્યાં તેણે પાંચસો ભીલોને મારી નાહલ-મંડળનો ઉચ્છેદ કર્યો એ રીતે જોતા દક્ષિણમાં દેવગિરિ તરફ જવા નીકળેલા ઉત્તરના કોઇ મુસાફરને પ્રથમ ધરમપુર રાજ્યની કંઇક હદ વટાવવી પડે. અને ધરમપુરની ઉત્તરે વાંસદા છે ને તેની પાસે સુલગાણા સંસ્થાન છે. તેની હદમાં થઇ એક રસ્તો ખાનદેશ આગળ જાય છે. વળી ધરમપુર રાજ્યમાં હનમતમાળ મહાલ, વાંસદા અને સુલગાણાનો સીમાડો બનાવે છે. આ તાલુકામાં માન નદીને કાંઠે પીપળપાળા નામનું સ્થળ આવેલું છે અને તેની વાયવ્યમાં લગભગ સરહદ પાસે માનેક માઇલ દૂર નહગધરી—નાગધરી નામની જગાં છે. ભીલોની વસ્તી તો ખરી ત્યારે દક્ષિણમાં યાદવોની સત્તાની સોડમાં જઇ સોહડ એક મંડળનો ઉચ્છેદ કરે એ તે વખતની તેજસ્વી સત્તા છાવરી શકે નહીં અને એથી સોહડે કરેલો ઉચ્છેદ એ આ નહગધરી અને પીપળવાડામાં કેમ ન હોય ? વ્યારાના પીપળવાડામાં સત્તા સ્થાપવાના વિચારને માન્ય ગણતાં પહેલાં આ ગ્રંથ બાબત પણ પૂરો વિચાર કરવાની જરૂર છે. આ સ્થળે પરાસ્ત થએલી પ્રજા વાસંદાની હદમાં થઈ વ્યારા તાલુકો ઓળંગી મહુવાના હાલના સ્થળ સુધી પહોંચી હોય. પણ અહીં કહી દઉં આ પણ એક અનુમાન રજુ કરું છું વળી સાલ્હેરને કિલ્લે તેજસ્વી બનતી સત્તા તેની સોડમાં કોઇ નાની સત્તાના પ્રભાવને નભાવી લઇ શકે નહિ અને એથી પણ આ પિપ્પલગ્રામ દૂર હોવાનુ અનુમાન થાય છે. તેમ છતાં ભાઈશ્રી ફિરોજશાહના કથન પર સોહડની સત્તા સ્થાપના બાબત ગંભીરપણે વિચાર કરવા જેવી હકીકત છે.

એટલે હવે ઘણાજ ટુંકાણમાં કહું તો નાગવણુ શાહ વાળું પિપ્પલવાટિકા તે આ પિપળવાડા નહીં જ અને સોહડનો શિકાર બનેલું પિપ્પલગ્રામ તે ધરમપુરનું પિપળગામ કે વ્યારાનુ પીપળવાડા એ બેમાંથી કોનો વધારે સંભવ છે એનો નિર્ણય ઇતિહાસના અભ્યાસીઓ કરી મને ગહબરી કરશે તો આભારી થઇશ. આટલી વિચારણાની તક આપવ માટે ભાઈશ્રી પિરોજશાહનો તો આભારી થયો જ છું.

આ લેખ પુરો કરૂ ત્યાર પહેલાં એટલી વાત કહેવાનો લોભ તો રોકી શકાતો નથી કે વ્યારા તાલુકાનો અંબિકા અને પૂર્ણા વચ્ચેનો પ્રદેશ ભૂસ્તરની દૃષ્ટિએ પણ અગત્યનો છે. તેની માટીનાં પડ નીચે કુદરતની કંઇ કંઇ સામગ્રીઓ છે. એ પ્રદેશમાંથી વિખ્યાત ભુસ્તર શાસ્ત્રી ફૂટ સાહેબને, આદમની ઓલાદ પત્થરનાં હથિઆરો લઇ કુદરતને ખોળે ખેલતી હતી તે વખતના નમુનાઓ સાંપડ્યા છે. રામકથાની સ્મૃતિ સાથે તેની સ્થલકથાઓ જોડાયેલી છે અને જવાળામુખીઓએ ઉનાઇને આંગણે પોતાના જિવન્ત પુરાવા મૂક્યા છે. નવસારીના ચાલુક્યોની શાખાએ પદ્મ ( પદમ ) ડુંગરીને પાદરે વિસામા કરી મેઘપુરથી રાયગઢી સુધીના પ્રદેશમા વસન્તના વિસામા સરખા અનન્ત ( અંતાપુર ) વસન્તપુરો ( કિસનપુર ) રચી આદી કુંડો ( આરકુંડ )ના જલ આરોગ્યાં છે. પણ એ બધી વાતો તો કોઇ સ્વતંત્ર લેખમાં કરીશું.

---




રહેવા તથા જમવા માટે ઉત્તમ સ્થાન

જોશી હિંદુ લૉજ

ટે.નં.૨૭૭૩૯૯. ટે.એ.જોશીલૉજ

ઝવેરી બઝાર. મુળજી જેઠા મારકેટ સામે મુંબઇ

# ફુટબોલ મેચ

શ્રી. પંકજ

૧

'તો પછી આપણી ટીમના છોકરાઓનું નક્કી થઇ ગયું કે નહીં ?'

'હા થઇ ગયું, પૂરી ટીમ તૈયાર થઇ ગઇ છે.'

'કોણ કોણ છે ?'

'બિનય, કિષ્ટુ, હાદી, ગુણુ, ઇશ્વર, તકી, રામનારાયણ, બંસીધર, સુનીલ, રમેશ, અને બલવંત'

'સીલુ ?'

'ના સીલુને હેડમાસ્તર પસંદ નથી કરતા. એક બબરચીનો છોકરો આપણી ટીમમાં રમે તે તેમને ઠીક નથી લાગતું.'

'હું, ત્યારે તો આપણે જીતી રહ્યા ! સીલુ વગર ડાબી બાજુએ કોણ રમશે ?'

હું ઉપલો સંવાદ સાંભળી દુઃખી થયો જો કે મારું નામ ટીમમાં હતુ પરંતુ ,સીલુ જો મારી બાજુએ રમતો નહીં તો મારી રમતમાં સ્પષ્ટ નિર્માલ્યતા આવી જતી. હું ઉદ્વિગ્ન થઇ ઘર તરફ વળ્યો.

રસ્તે જતાં સીલુ મળ્યો. પોતાના ઘરને માટે શાકભાજી અને રાયચીલું લઇને સીલુ આવતો હતો. તેનો પિતા મારા પિતાજીના સાહેબનો બબરચી હતો. હું અને સીલુ એક બીજાના મિત્ર હતા. પિતાજીના સ્વભાવની ઉદારતા મારામાં પણ કંઇક અંશે આવી હતી.

'સીલુ, આજે ટીમની ચૂંટણી થઇ ગઇ' હું બોલ્યો.

'ઠીક, પણ તેમાં આટલી બધી ધમાલનું કારણ શું છે ?'

'સીલુ હેડમાસ્તરે તને ટીમમાં નથી રાખ્યો.'

'ભાઇ, તારા જેવા બધા થોડા છે. હુ બબરચીનો છોકરો બાબુઓના છોકરા સાથે રમું તો કેવું ખરાબ દેખાય !'

'પણ અલ્યા મારી બાજુમાં કોણ રમશે ?'

'કેમ હાદી છે ને ?'

'ના તે નહીં ફાવે.'

'ઠીક, એ વાત તો જવા દે. મારી પાસે એક નવી વસ્તુ છે તે તને બતાવું.'

તેણે એક ફાઉન્ટનપેન કાઢી. સાહેબને ત્યાં આવેલા એક બીજા સાહેબ પરોણાએ સીલુને ખુશ થઇ ઇનામ આપ્યું હતું. એ ઉદાર હૃદય અંગ્રેજને માટે માનવતાને પ્રથમ સ્થાન હતું.

મેં તે જોઇ અને બોલ્યો 'સારી છે.'

'ઇશુ, આ પેન જોઈને તો હેડમાસ્તર કદાચ ચોરીને લાવેલો પણ કહેશે '
હું ચૂપ ઉભો રહ્યો. થોડીવારે બોલ્યો, 'ચાલ, જાને વાત'

૨

હિંદીભાષાના પંડિતજી ખરેખર રૂઢીચુસ્ત હતા તે રમતગમત વિભાગના સેક્રેટરી પણ હતા મેં તેમને જઇને કહ્યું,
'પંડિતજી, સીનુને કેમ ટીમમાં નથી રાખ્યો ?'
'અરે સીનુ વળી ટીમમાં રખાય! દરભંગાવાળા શું કહેશે ? ટીમમાં ઘેબી ચમાર સુદ્ધા એકઠા કરી આપણે છુટી ગયા એમ હાસી થશે '
'પણ મારી સાથે ડાબે પડખે કોણ રમશે ?'
'કેમ હાદી છે ને ?'
'ના સાહેબ એ નહી ફાવે '
'સીનુ કોઈ પણ સંજોગોમાં રમી શકશે નહી '
'ઠીક

૩

'ઇશ્વર, તમને બધાને થયુ છે શુ ? તુ રમવાની ના પાડે છે ખુસરુ ના પાડે છે વિનય કંઇ બહાનુ કાઢે છે મને કંઇ સમજણ નથી પડતી '
'સર, મારા પગમાં દુખાવો છે બીજાની વાત હું નથી જાણતો '
'પણ આપણી ટીમનુ ડાબુ પડખુ નબળુ થઇ જાય છે તેનુ શુ ?'
'સર, મારી બાજુમાં કોઇ સારો ખેલાડી હોય તો હું કદાચ રમી શકુ પરંતુ મને ઘણી મહેનત પડશે '
'કેમ હાદી છે ને ?'
'ના સાહેબ, સીનુ હોય તો માત્ર બોલ ઝીની શકે બીજો કોઇ મને ફાવે નહી '
'પણ સીનુ તો ટીમમાં નથી એ બસ ચીના ઢોરને વળી ટીમમાં રખાય!'
'સર હું લાચાર છું રાત્રે પગમાં કળતર થાય છે ત્યારે માતાજી બુમો પાડે છે અને રમવા માટે ના કહે છે '
હેડમાસ્તર ચૂપ બેસી રહ્યા હું બહાર આવ્યો. ખુસરુ, વિનય અને રમેશ મળ્યો અને બોલ્યા 'હમે પણ નથી રમવાના '

૪

મેચના એક જ દિવસ અગાઉ હમને ખબર પડી કે હેડમાસ્તરે સીનુને ટીમમાં રમવા હા પાડી છે એ હા કેમ તેમના મુખમાંથી નીકળી એ પ્રશ્ન આજસુધી પણ જ્યારે હમે મળીએ છીએ ત્યારે ઉકેલવા પ્રયત્ન કરીએ છીએ સીનુ મારી પાસે આવીને બોલ્યો 'ઇશુ તુ પણ ખરો! માન વગર શુ રમવા જવાનુ હતુ ?'
'ચાલ હવે ડહાપણ રહેવા દે દરભંગાની ટીમ ઘણી જબરી છે સારૂ રમવું પડશે ' હું બોલ્યો.

'અરે પણ દરભંગાના માણસોને ક્યાંથી ખબર પડી કે હું ટીમમાં રમવાનો છું.'

'તે હવે નિરાંતે શોધી કાઢીશું.'

સીલુ બોલ્યો, 'તારું એક હાફપેંટ મને આપશે ? હું ધોવડાવીને પાછું આપી દઇશ.'

'ચાલ માતાજીને પૂછી જોઉં.'

ઘેર આવી માતાજીને પૂછતાં કહ્યું, 'તારું નાનું પડી ગએલું પાટલુન સીલુને આવતું હોય તો આપી દે. ધોવડાવીને ફરી લેવાની શી જરૂર છે.' માતાજીના ઉદ્‌ગાર સીલુના તરફની મમતાને કારણે હતા. હમારા ઘરનું ઉપર ઉપરનું કામકાજ પણ સીલુ કરી આપતો. સીલુ હસીને બોલ્યો, 'મા, આ દેવું હું કયા જન્મમાં ચૂકવીશ !'

૫

મેચ શરૂ થવાને જરા વાર હતો. પુષ્કળ ભીડ હતી. પિતાજી તથા તેમના સાહેબ, અને અન્ય યુરોપીઅન ઓફિસરો પણ હાજર હતા. હું, સીલુ, તકી, ફીરતુ અને રમેશ ટીમના સારા ખેલાડી તરીકે ગણાતા હતા. સૌની દૃષ્ટિ ખાસ સીલુ પર હતી. તેનું પાતળું જર્જર શરીર વિજળીની ઝડપે દોડી શકતું હતું. મેચ શરૂ થયો. દરભંગાવાળાએ એકજ સપાટે તકીને ગબડાવી દીધો. તકી ઘાયલ થયો લોકોમાં ભયની ધાસ્તી ફેલાઇ. હમે બચાવ કરવા લાગ્યા. જેમ તેમ કરતાં હાફ ટાઇમ (રીસેસ) થયો. હમે બધા લેમન અને સોડા પીવા એકઠા થયા. પિતાજી આવી બોલ્યા, જો 'ઇશ્વર તમે લોકો હારી જશો તો સારૂં નહીં કહેવાય. સીલુ અલ્યા તુ પણ કેમ ઠંડો દેખાય છે ?

'બાજુ હવે જોઇ લેજો.' સીલુ બોલ્યો.

હેડમાસ્તર બીજા ખેલાડીઓ સાથે વાત કરતા હતા પરંતુ સીલુને તો દૂરથીજ જોઇ ખસી ગયા.

મેચ ફરી શરૂ થઇ. આ વખતે હું, રમેશ, ફીરતુ અને સીલુ સર્વેની દૃષ્ટિ ખેંચવા લાગ્યા. અંધારૂં થવા આવ્યું. ડાબી બાજુથી મેં એક બોલ ઉછાળ્યો. સીલુએ ઉછળીને માથા વતી તે બોલ ગોલમાં નાખ્યો. 'ફટ' અવાજ થયો. સીલુ બેભાન થઇને નીચે પડયો. લોકોના ઉત્સાહની સીમા નહીં રહી. બુમરાણ થઇ ગયું. હમે જીત્યા એંબ્યુલેંસવાળા આવી સીલુની માવજત કરવામાં પડયા. ગોલપોસ્ટનો વાંસ તેના માથામાં વાગ્યો હતો.

હમે કપ જીત્યા સાહેબે કપ આપતી વખતે સીલુની રમતનાં વખાણ કીધાં. સીલુને ઘેર પહોંચાડવામાં આવ્યો. હમે પાછા ફરતી વખતે સીલુની જ વાત કરતા હતા. પ્રેક્ષકોમાં બે ભાગ પડી ગયા હતા, એક સીલુના વખાણ કરતો હતો અને બીજો ફીરતુનો. પંડિતજીએ પણ કચવાતે મને કબુલ કીધું કે સીલુ ન હોત તો કપ ન જીતાત. હેડ માસ્તર ઝંખવાણા પડી ગયા.

૬

બીજે દિવસે સાંજે હું સીલુને ત્યાં ગયો. સીલુને ઘેર જવાનો આ પ્રથમ વખત

હતો. અન્ય સમયે સીલુ જ મારે ઘેર આવી ગયેલો. હું તેની ઝુંપડી પાસે પહોંચ્યો ને પહેલાં તેનો પિતા મળ્યો, ' છોટાસાહેબ,-તમે ક્યાંથી ?

' સીલુ ને કેમ છે ? '

' હા ઠીક છે પણ તમે નાહકની તસ્દી લીધી. '

' સીલુ ક્યાં છે ?

હમે અંદર ગયા એક જર્જર ખાટલા ઉપર સીલુ સુતો હતો. તેની મા મને જોઇને ઉભી થઇ ગઇ. મેં પૂછ્યું, ' સીલુ કેમ છે ?

' સારૂં છે !

' સીલુ, તેં તો કમાલ કીધી આપણે કપ જીતી ગયા.'

તેની મા બોલી, ' છોટા સાહેબ, હવે હું સીલુને કોઇ દીવસ્ રમવા દેવાની નથી. દેવતાઓને પણ હમે આગળ પડીએ એમ રૂચતું નથી. નહિ તો સીલુને આવો ઘા નહિ પડતે. હમે નીચા તે નીચાં.

આવા ઉદ્‌ગાર અનેક સદિઓથી દલિત જાતિની સ્ત્રીના મુખમાંથી સરે છે. તેની ભાવના પણ કેટલી ધર્મભીરૂ હતી તે કહેવું અનાવશ્યક છે. સીલુ બોલ્યો, ' હવે પરીક્ષા પાસે આવી છે વાચવું પડશે.'

' કંઇ ફીકર નહિ આપણે સાથે વાંચીશું.

સંધ્યા થઇ ગઇ હતી. તેની માતાએ એક દીવો સળગાવ્યો. તે ઝુંપડી દીવાના ઝાંખા કાશમા જાગૃત થઇ અંતઃસ્તળમાં રહેલા એક દર્દીની વ્યથા સંતાડવા લાગી. મારૂં હૃદય સીલુના ઘરની સ્થિતિ જોઇ વલોવાઇ ગયું મને દરિદ્ર કવિ મીરની કડીયો યાદ આવી

' શામ હીસે બુઝાસા રહેતા હૈ
દિલ હુઆ હૈ ચિરાગ મુફલિસ કા.'

ખરે, દરિદ્ર મનુષ્યનું દિલ અને તેના ઘરનો દિવો સળગેલો છતાં ઓલવાયા જેવોજ હોય છે. બહાર મેચ જીતવાની ખુશી હતી પરંતુ ખરો જીતનાર પોતાની વ્યથા એક જર્જર ઝુંપડીની દિવાલો પાછળ સંતાડીને સુતો હતો. હું ઘણીવાર સુધી ચૂપ બેસી રહ્યો. આંસુઓ તો આંખમાં જ સુકાઇ ગયા હતા. 'કંઇ જોઇએ તો મગાવજો' બોલી હું વ્યથિત હૃદયે બહાર નિકળ્યો. ઘર તરફ જતાં પાછું ફરી જોયું તો રાત્રી પોતાનો ઓળો જગત પર પાથરતી આગળ વધી રહી હતી અને સીલુના ઘરનો ઝાંખો દિપક વધુ ઝાંખો થતો જતો હતો.

---

# —: બાપ તેવા બેટા :—

શ્રી. 'છત્રીવાલા'

મારા વ્હાલા પુત્ર, તું બરાબર મારા જેવો જ નીકળ્યો મેટ્રિક સુધી અભ્યાસ કરી હું ધંધામાં પડયો. બજારમાં નાનીશી દુકાન ઉઘાડી. વીસ વરસમાં તેને મોટા પાયા પર મેં મૂકી. ધરની મૂડી વગર શરૂઆત કરી મેં ઠીકઠીક પ્રવૃત્તિ કરી. આજે તેં પણ શું કીધું ? મેટ્રિકથી અભ્યાસ છોડી દઇ મને દુકાનમાં મદદ કરવા રહ્યો . આગળ ભણવાનું તેં માંડી વાળ્યું. તેં બાપના ધંધામાં જોડાઇ જવું પસંદ કીધું.

મને તો ઘણી ઉમેદ હતી કે મારો પુત્ર ઘણું ઘણું ભણશે. મહાન એન્જીનિયર, બેરિસ્ટર, દાકતર કે સાક્ષર થશે. તે સારી સંપત્તિ અને નામના મેળવશે અને અમારા કુટુંબની કીર્તિ ચોમેર પ્રસરશે. પણ તારી મહેચ્છાજ એવી હતી કે બાપના જેવો કાપડિયો બનવું ? તેથી અભ્યાસ છોડી ધંધે લાગ્યો ?

તારા વિષે રચેલી મારી આશાની ઇમારત આમ તૂટી પડી તેનો હું ખાસ હાય બળાપો ન કરું. મને ચિંતાજ બીજી છે. આ ધંધો મેં ઉછીની મૂડી લાવી શરૂ કર્યો. અનેક વિટંબણાઓ સહન કરી ધીરજ અને ખંતથી તે વધાર્યો. ધગડાના અમબંધ બોલ પર લક્ષ ન આપ્યું. તેમને મનોરંજન શબ્દો લહી મેં મારી જેવી લોકપ્રિયતા મેળવી. અનેક દુઃખોના પ્રહારોથી હું મારો જેવો વેપારી ઘડાયો. તું એકદમ આજે ' છોટા શેઠ ' બની ગયો છે. તેં દુનિયાની લીલી સુકી જોઇ નથી. વ્યાપાર ખીલવવાની મુશ્કેલી તારે અનુભવવી રહી નથી. ત્યારે વેપારમાં જોઇતી ધીરજ અને ખંત તું કેવી રીતે કેળવી શકશે ? તું તો વગર મહેનતે એકદમ શેઠ બન્યો. એજ મને ચિંતા છે.

આજે સઘળું હું ફરી વિચારી જોઉં છું ત્યારે મને લાગે છે કે તારામાં આવી ઉણપ રહેવા માટે હુંજ મોટે ભાગે અરે કહું તો નર્વાંશે જવાબદાર છું. નાનપણથી મેં જ તારૂં જીવન એવું સરળ બનાવી મૂકયું કે તેં કદી નાનીશી મુશ્કેલી પણ જાણી નથી. મેં તને ફુલ માફક ઉછેર્યો. મેં તને પંપાળ્યા કર્યો અને તને કદિ તકલીફ કે તસ્દી પડવા દીધી નથી, પછી તારી સહનશક્તિ કેમ કેળવાય ? દુઃખનો પ્રતિકાર કરતાં તું કયાંથી શીખે ? તારા પ્રત્યેના મારા અનહદ પ્રેમને લઇને હું ભૂલ્યો.

તું નાનો હતો ત્યારે અમે તારી સતત અરતામમાં રહેતા. અરે મારો છોકરો પડી જશે, વાગશે કરી તને જરા વિખુટો ન પડવા દીધો. પડોશના છોકરાં જોડે તને રમવા છૂટો મૂકતાં અમને ડર રહેતો. કદિ કદિ પડોશીઓના છોકરા કે છોકરીઓ જોડે તને કજીઓ થતો ત્યારે અમે તારી તરફથી ફરી વળતા. બાળકોને ધમકાવતા એટલું જ નહિ પણ તેના માતા પિતા જોડે પણ લડી આવતા. તું પણ નાની નાની બાબતોની અમારી આગળ ફરિયાદ લાવતાં શીખ્યો. અમે તે સાંભળી દૂર કરવા ઉપાયો યોજતાં. તારા શરીરને અલ્પ પણ શ્રમ ન પડે કે તારું મન રજપણ ન દુભાય તેની અમે સતત કાળજી રાખતા.

ઠીક ઠીક વાંચ્યું. તારે માટે મેં શું કાળજી રાખી હતી તે તું જાણે છે ને? તારા માટે બાળવાર્તા ને વિનોદના પુસ્તકો લીધાં બાળવિજ્ઞાનની પુસ્તિકાઓ ખરીદી. તું બાળક હતો ત્યારે બાળ માસિક, કિશોર હતો ત્યારે કિશોર માસિક અને કુમાર હતો ત્યારે કુમાર માસિક મંગાવ્યા. તારી સામે પુસ્તકોનો નાનો શો ખડક રચ્યો પણ મને લાગે છે કે તારામાં વાચન માટે હું રસવૃત્તિ કેળવી શક્યો નથી.

નાક મોઢું છૂંદાઈ જાય એમ કરી મેં તને બોક્સીંગ ન શીખવ્યું, ડૂબી જવાના ડરે તને તરવા શીખવા ન મૂક્યો, હાથ પગ અમળાઈ જવા ધાકે તને કુસ્તી કરવા અખાડામાં ન મોકલ્યો. મેં તને માત્ર શહેરના ઓરડામાં જ ગોંધી રાખ્યો. આંખની કીકી સમા પ્યારા પુત્રને નજર સમક્ષથી મોકલવા ન ગમે માટે મેં તને તારા મોસાળના ગામમાં પણ થોડા સમય રહેવા ન જવા દીધો ત્યાં તું રહેત તો ખૂલ્લી હવામાં અને ગામડાના કઠણ જીવનનો આસ્વાદ લેત. આતો મારી ભૂલ માત્ર જ નહી પણ મેં પાપ કીધું એમ હવે મને જણાય છે.

મેં ઉપર લખ્યું કે બાપ તેવા બેટા કારણ કે વેપારી પિતાનો પુત્ર વેપારી જ બન્યો પણ એ શિર્ષક હવે મને ખોટું જણાય છે. જીવન માટે જોઈતી તૈયારીની કેળવણી મને મળી હતી. તને એ મળી નહિ કે તું લઈ શક્યો નહિ. તારી જીંદગી જ એશઆરામ કે સુખચેનમાં ગઈ છે. જીવનની અથડામણમાં જોઈતી શકિત તું કયાંથી દાખવી શકશે ? નહિમાંથી આ ઉભી કરેલી મારી પેઢી તું કેમ સાચવશે ? વેપારમાં તું ખંત, કાળજી અને ઉદ્યમ કેવી રીતે બતાવશે ? મને ડર છે કે મારી દુકાન તારા સ્વતંત્ર હાથમાં આવતાં તે વેરાન મેદાન થઈ જશે. હજી વીશ વરસનો છે. તારી શકિતઓ ખીલવવા ઘણું મોડું થઈ ગયું છે ? હજી તું કંઈ કરીશ. તું પ્રયત્ન માત્ર કરીશ, તો જરૂર રાજી થઈશ. પ્રભુ તને સન્માર્ગે પ્રેરે.

---

તાર 'ARYANIVAS'
આર્યનિવાસ
વિશાળ
નિવાસસ્થાન
અમીરી
ભોજન પ્રબંધ
ટેલીફોન
૨૩૧૩૬

# મોટા ભાઈ

શ્રી. પ્ર.

[ ગતાંકથી ચાલુ ]

નાનાભાઈને ગયાને આજે પંદર દિવસ થયા હતા છતાં કાગળપત્તરનું નામ ન હતું. સવારમાં ટપાલીને ફળિઆમાં દાખલ થતો જોઈ મોટાભાઈનું પડી ગએલું મ્હોં પ્રફુલ્લ થઈ ખીલી ઊઠતું તે બોલી ઊઠતા 'હાશ આજે તો આવ્યો જ છે.' એ પ્રફુલ્લતા ઝાઝો વખત ટકતી નહિં. મેઘલી રાતે વાદળમાંથી ચંદ્ર એકાદ પળ માટે ડોકિયું કરે અને ચાંદની ફેલાવે તે કેટલી ઘડીની? ટપાલી મોટાભાઈના ઘર તરફ નજર પણ ફેરકાવ્યા વિના ખડકીને બીજે છેડે પહોંચી ગયો. આ તો રોજનો ક્રમ હતો. તે ટેબલ પર માથું મૂકી વિચારશૂન્યની જેમ ખુરશી પર બેસી રહેતા. ઘરમાં બધે સૂમસામ હતું. દેવી ઘરનું કામ કર્યે જતી પણ એક હરફ બોલતી નહિ. બાળકો પણ ડાહ્યાં ડમરાં બની રમવાની છોડી ન્હાવાપાણી ને નાસ્તો કરી ચુપચાપ નિશાળે ચાલ્યાં જતાં હતાં એ સ્મશાનશાંતિમાં માત્ર દિવાલ પરની ઘડિયાળ ટક ટક કર્યા કરતી. તેનો કાંટો એક કાપા પરથી બીજા કાપા પર ખસ્યા કરતો હતો. આઠ વાગતા, નવ વાગતા, દશ વાગતા પણ મોટાભાઈ ટેબલ પરથી માથું ઊંચું કરતા નહિ. પહેલાં પાંચ સાત દિવસ તેણે નાનાભાઈનો પત્તો મેળવવા એટલી બધી દોડધામ કરી હતી કે હવે તો તે થાકી ગયા હતા. તેને ખાતરી થઈ ગઈ હતી કે હવે નાનાભાઈ પાછા નહિ જ આવે. અને એ ખાતરી થતાં જ તેને જીવનમાં રસ રહ્યો નહિ. દેવી અને છોકરાંની જવાબદારી ન હોત તો કદાચ તે ભગવાં પહેરી ભાઈને શોધવા નીકળી પડયા હોત.

નાનાભાઈના જવાથી ખડકીના લોકો ખુશ થયાં હતાં. તે મોટાભાઈને અભિનંદન આપવા આવ્યાં હતાં. 'શાબાશ! મોટા! આખરે તેં એ બલાને કાઢી કાઢી ખરી.' ઉમંગમાં ને ઉત્સાહમાં આવેલા પાડોશીઓને કોઈપણ દિવસ કડવું વાક્ય ન બોલનાર મોટાભાઈએ એવું એક વાક્ય સંભળાવ્યું કે બધા તરત જ ઘર ખાલી કરી ચાલ્યાં ગયાં હતાં. એ બધાંએ મોટાભાઈ ગાંડા થઈ ગયા છે એમ માની લીધું. દેવી મોટાભાઈથી ઓછી ઘાયલ ન હતી છતાં તે સ્ત્રીસુલભ સહનશકિતના બળે જલ્દી સ્વસ્થ થઈ શકી હતી. કદાચ એની સ્વસ્થતા અને સાવચેતીને લઈને જ મોટાભાઈ ગાંડા થતા થતા બચી ગયા હતા.

નાનાભાઈને જતાં રહેવું પડ્યું તે માટે પ્રથમ તો મોટાભાઈ પોતાને જ દોષપાત્ર માનતા હતા પણ તેટલેથીય તેને શાંતિ થઈ નહિ એટલે એક દિવસ તેણે દેવીને પણ ઉધડી લઈ નાખી.

'તારે જ ઘરમાં એકલી એકલી પ્હોળી થઈને ફરવું હતું'ને તે ફર હવે?'

'ભલે એમ તો એમ' બધો દોષ પોતે ઓઢી લે તેથી જ જો પતિના આત્માને શાતા વળતી હોય તો આ તો શું પણ એથીય વધારે કડવી ગાળો ખમવા ને તૈયાર હતી.

તે સાચેમાચ જ પોતાને દોષિત પણ માનતી હતી. 'મારો દિયરજી પરનો પ્રેમ જો સાચો જ હોત તો તે જાતજ નહિ. મારા પ્રેમમાં ઉણપ હતી એટલે જ તો. તે તેને તરછોડીને ચાલી ગયા '

દિગ્મૂઢ પેઠે ઉભા રહી આવા વિચાર કરતી દેવીને એકવાર મોટાભાઇએ ટાણો માર્યો, " ત્યારે તો દિઅરજી દિઅરજી કહીને ઓછી ઓછી થઈ જતી હતી, તો પછી મેં ભૂલ કરી પણ તારે તો સુધારી લેવી હતીને ?"

મોટાભાઇને ખબર ન હતી કે દેવીએ ભૂલ સુધારવા પ્રયત્ન કર્યો પણ હતો. તે અડધી રાતે દીઅરની ઓરડીમાં ગઇ હતી. તેને ખાતરી જ હતી કે તે જાગતા જ હશે. તે બીજું કઇ બોલી ન હતી. ક્યારનીય તેની આંખ ફરકી ફરકી અપશુકન કર્યા કરતી હતી તેથી તેણે દિઅરજીના પગ પકડી ત્યાં ખોળો પાથરી રડતે સ્વરે એક જ માગણી કરી હતી 'નાનુભાઇ મારા ગળાના સમ જો તમે કંઇ નવાજુની કરો તો.'

એ વાક્યની પાછળ રહેલી વેદના અને ભાવને ન ઓળખી શકે એટલા નાનાભાઇ નિષ્ઠુર ન હતા. છતાં તે ભાભીને વચન આપી શકયા ન હતા. તે માત્ર એકજ વાક્ય મહામહેનતે બોલી શકયા હતા. 'ભાભી સમ ના ખાવ. હમણા મને શાંતિથી રહી લેવા દો. ભાભી પણ વધુ આગ્રહ કરી શકી ન હતી કારણ તે જાણતી હતી કે સ્વમાની દિઅરજી મોટાભાઇના કટુ વાકયે ઘાયલ થઇ પડયા હતા. એ વાક્ય હતું 'બહુ ઉદાર થવું હોય તો ધંધોધાપો કર, પરસેવો પાડી કમા અને પછી દાન કર્યાં કર.'

મોટાભાઇ માત્ર દેવી જ ઉપર ચ્હીડાયા ન હતા. તેણે એક દિવસ બાળકોને પણ ધમકાવી કાઢયાં હતાં.

બાળકો કાકા પાસે વાર્તા, ઉખાણાં, જોડકણાં વગેરે સાભળ્યા પછી જ ઊંઘવા ટેવાયાં હતા. તેઓ આખો દિવસ તો ભણવા કરવામાં અને બીજી રમતમાં પડી કાકા વગર ચલાવી લેતાં પણ સુવા ટાણે અચુક કાકાની માગણી કરતાં.

' બા કાકાજી હજુ કેમ નથી આવ્યા ? '

' આવશે હોં, તેને તો બહાર બહુ કામ રહે છે તેથી મોડી રાતે આવશે, તમે ડાહ્યાં થઇ સુઇ જાવ. '

મા બાળકોને વાર્તા કહેતી અને પંપાળી પંપાળી સુવાડતી. તેઓ પણ નિરૂપાય બની જીવ પર જુલમ કરી કચવાતાં કચવાતાં ઊંઘી જતાં. મા વિચાર કરતી એની મા તે હું છું કે દિઅરજી ?

બાળકો સમજી ગયાં કે બા તેમને કાકા કયારે આવશે તે નહિ જ કહે. તેઓ વધારે જીદ પકડતા તો દેવીની આંખમાં આંસુ આવી જતાં અને માના એ આંસુ બાળકોને ચુપ કરી દેતાં.

પહેલાં તેઓ બાપુજીથી ડરતાં ન હતાં. પણ હમણા હમણાં કોણ જાણે કેમ તેઓ તેની પાસે જતા જ નહિ કદાચ તેમના અજ્ઞાત મને જાણી લીધું હશે કે બાપાજીએ જ કાકાજીને કાઢી મૂકયા છે. એક ગને તેઓએ કાકાજી માટે જબરી જીદ પકડી. એકાદ જણ

થયો હતો. બાળકો માટે કોધ થયો હતો અને હવે તેણે મનને પ્રશ્ન કર્યો. 'મારે આ ગરીબ ગુરબાના નાનાસાહેબ પણ શા માટે ન થવું.' આ પ્રમાણે જ એ પોતાની ભૂલનું પ્રાયશ્ચિત કરતા હતા અને સ્થૂળ શરીરે નાનાભાઇ કોણ જાણે કયાંય હોયા છતાં તેના કાર્યરૂપ સૂક્ષ્મ શરીરનાં એ તેના દર્શન કરતા હતા.

'કેમ ડોસીમા શું છે ?' નાનાભાઇ જેવોજ અવાજ કાઢી મોટાભાઇ બોલ્યા. આંખે ઝાંખ વળેલી હતી અને કાને બહુ સંભળાતું ન હતું તેથી ડોસીનો નાનાભાઇ વિનો ભ્રમ ચાલુજ રહ્યો.

'ભાઇસા'બ મારો પશલો આઠ દહાડાથી તાવથી પટકાયો છે. પોરે તમે દવા આપેલી એટલે મારો થયો હતો. દયા કરી ઓખુમાલ પણ તે દવા આપો.'

'ડોમામા તમે ઉભા રહો, હું આ બાળકોને ઘરે મૂકી આવું છું ને દવા પણ લઇ આવું છું.'

નાનાભાઇના જવા પછી તેની દરેક વસ્તુઓ મોટાભાઇના માટે પવિત્ર હતી. તેના સ્મરણની નિશાનીરૂપ હતી. દરરોજ સાંજે નવરા પડતાં એ તેના કપડાં ઉકલતા, ગડી કરતા ને ઠેકાણે મૂકતા. પછી તેનાં ચોપડા જોતા, વાંચતા, વિચારતા અને બુદ્ધિ અગર જુના સંસ્કારો માનવા ના પાડે છતાં તે પુસ્તકોમા લખેલી વસ્તુઓને તે સાચી માનતા. તે મનમા સંતોષ માણતા કે આ રીતે પોતે નાનાભાઇ જોડેનો પ્રેમ પ્રગટાવી રહ્યા છે. ભાઇની વસ્તુઓ જોડે આવુ તાદાત્મ્ય સાધવાની ધૂનમા જ તેણે એકવાર તેનું કબાટ ઉઘાડ્યું હતુ. અંદર જુદા જુદા રોગના લેબલવાળી દવાની બાટલીઓ તેણે જોઇ હતી. તેણે દરેક લેબલ વાચ્યા હતાં. તે વાચતા વાચતાં તેણે વિચાર્યું પણ હતું 'આ એક એક બાટલીએ કેટલા કેટલા દરદીઓ સાજા થયા હશે ?'

આથી આજે ભગિઅબુ ડોમીના છોકરા માટેની દવા શોધતાં તેને વિલંબ ન થયો. તે દવાની બાટલી લઇ બહાર નીકળ્યા. ઘડીભર ઉંબરમાં ને પછી ખડકીના પગથીઆ પર તે થંભી ઉભા. જુના સસ્કારો અને ભ્રાતૃપ્રેમ વચ્ચે દ્વંદ્વ ચાલ્યું. એમાં ભાઇના ભણીના પ્રેમે વિજય મેળવ્યો. મોટાભાઇ ભંગીવાસે જવા ચાલી નીકળ્યા. આગળ ડોસી ને પાછળ તે. દરેક પગલે પગલે મોટાભાઇના તપેલા કાળજાને ઠંડ વળતી હતી. "હાશ આજે હું દરેક ડગલે ડગલે નાનાભાઇની નજીક જઇ રહ્યો છું.'

નવા જમાનાનો વાયરો ને નાનાભાઇની દલીલો જે કામ કરી શકયાં ન હતા તે નાનાભાઇની ગેરહાજરીએ કર્યું. સનાતની વૈષ્ણવ ભંગીઓના છાપરી તરફ જતો હતો એ દૃશ્ય જોઇ ઘણાં નવાઇ પામ્યાં.

પાધરમાં તેની ઘરે ઘણીવાર બ્રહ્મભોજન કરી ગયેલા એક ભટજી મળ્યા. તે મોટાભાઇના પિતાશ્રીના મિત્ર હતા. એટલે એ મૈત્રિથી મળતી વડીલાઇના હકે અને ઘણીવાર બ્રહ્મભોજન કરી જઇ જજમાનને પુણ્ય પમાડી જતા હતા તેના અધિકારે તેણે મોટાભાઇને ઉભા રાખ્યા.

'કેમ મોટા ! તને શું થયું છે ? એ નાસ્તિક ભાઇ માટે તે આવડો શોક હોય ?'

'હં.' મોટાભાઇ બીજું કંઇ ન બોલ્યા.

'આંધળા જેવો મારી સામે તાકી શું રહ્યો છે આમને આમ કર્યા કરશે તો ગાંડો થઇ જશે.'

મોટાભાઇએ કહ્યું 'પછી ?'

'પછી શું ? કપાળ તારા બાપનું બાપદાદાના વારાથી ચાલતાં બ્રહ્મભોજન બંધ થયાં છે પૂજાના ભોગ નૈવેદ્ય બંધ કર્યાં છે અને હજુ પૂછે છે પછી ?'

મોટાભાઇ ગાંડા થાય કે શુદ્ધિમાં રહે તેની ભટજીને ફીકર ન હતી. પણ કેટલાય દિવસ થયાં મોટાભાઇને ઘેરથી જમવાનું નોતરું ન હતું મળ્યું તે તેને સાલતું હતું. નાનાભાઇના જવા પછી બે ચાર દિવસ તો પોતાનેય ખાવા કરવાની શુધ રહી ન હતી ત્યાં ભટજીને કે ઠાકરજીને યાદ કોણ કરે ? અને પછી તો મોટા ભાઇએ કહ્યું હતું 'જે પુણ્ય અને પુજા મારા નાનાભાઇને પાછો લાવી નથી આપતા તે કર્યાં તોયે શું ને ન કર્યાં તોય શું ?'

મોટાભાઇને ચુપ ઉભેલો જોઇ ભટજી બોલ્યા 'ક્યાં જાય છે ?'

'ભંગીવાડે, નાનાભાઇ જતા હતા ત્યાં ?' મોટાભાઇએ શાંતિથી જવાબ આપ્યો પણ એ શાંત જવાબ પણ ભટજીને મારે તો બોમગોળા જેવો હતો.

'હેં ! ! ! શું કહે છે ? તું ? મોટા તુંય એ નાનિયા જેવો જ થયો ?'

'ભટજી આખરે તો અમે બંને ભાઇઓ ખરાને '

ભટજીએ ચાલતી પકડી. ચાલતાં ચાલતા તેમણે નિસાસો નાખ્યો 'હાય ! શુદ્ધ સનાતન ધર્મનું સત્યાનાશ જવા બેઠું છે.'

આ નિસાસાના મૂળમાં ધર્મનાશ માટેની વેદના હશે કે પોતાના જેવાઓના પેટ પર પગ પડતો હતો તેનું કષ્ટ હશે ?

ભંગીવાડે જઇ જઇને મોટા ભાઇએ સેવામૂર્તિ નાનાભાઇના સુક્ષ્મદેહના પ્રત્યક્ષ દર્શન કર્યાં. ડોસીના દીકરાને દવા પાવામાં કે બીજા કોઇને કંઇક મદદ કરવામાં એક વાત તેને વારંવાર યાદ આવતી 'આ કામ કરતા નાનાભાઇ કેટલા ખૂશ થયા હોત ?' મોટાભાઇ નાનાભાઇની એ સંભવિત ખુશાલીમાં જ પોતાના કાર્યની સાર્થકતા જોવા લાગ્યા.

પછી તો મોટાભાઇ રોજ એ ગલીઓમાં જવા લાગ્યા. પ્હેલાં તે રોજ મંદિરે દર્શન કરવા જતા પણ તેમાં તેને ખાસ આનંદ આવતો નહિ. હવે આ દરિદ્રનારાયણના મંદિરે આવતાં તેનું કરમાએલું મ્હોં હસતું થઇ જતું. કારણ અહીં તેને નાનાભાઇનાં દર્શન થતાં હતાં. એકાદ ઘરડો મજૂર આવી કહેતો 'ભાઇસા'બ, તમારા નાનાભાઇના પરતાપે જ હું જીવતો છું. આ પગ કોહી ગયો હતો, મહીં જીવડા પડયા હતા, છતાં નાનાભાઇએ તેની માની પેઠે માવજત કરી સારો કર્યો છે. એ ડોસો પોતાના પગ પરના રૂઝાએલા ઘાના ચાઠાં બતાવતો. એ ચાઠાંમાં મોટાભાઇને નાનાભાઇના માતા જેવા હેતાળ હાથ દેખાતા. એક આંધળી ડોસી લાકડી ઠોકતી ઠોકતી આગળ આવતી ને કહેતી 'માબાપ ગયા શિઆળે

નાનાભાઈએ મને એક ધાબળી અપાવી હતી. એ ન હોત તો હું કે દહાડાનીય ઠૂંઠવાઈ મરત. સાહેબ! આવતે અવતારે તો તમારો ભાઈ રાજાનો અવતાર પામશે.' એ આશીર્વાદ મળ્યો હતો નાનાભાઈને પણ તે સાંભળી મોટાભાઈએ પોતાના શરીર પરની કાશ્મીરી ધાબળી ડોશીમાને આપી દીધી. 'લો માજી આ પણ નાનાભાઈએ જ મોકલાવી છે.'

હજુ મોટાભાઈ પેટ માટે નોકરી તો કરતા હતા પણ સાંજ સવાર તે ઘરે ન રહેતા ગામની પીડિત પ્રજાઓની ગલીઓમાં ઘૂમ્યા કરતા અને લૂલાં લંગડાં ને આંધળાં દૂબળાંને મદદરૂપ થઈ પડતા. વૈષ્ણવોની ખડકી આ જોઈ ખળભળી ઊઠી હતી. તે તેને નાત બહાર મૂકવાની પેરવીમાં પડી હતી. મોટાભાઈના લેણદારો પણ ઊંચા નીચા થયા હતા; 'તમે તો એક દહાડે ભાઈ પાછળ બાવા થઈ જશો, માટે હવે હમારા હિસાબ ચુકવી દો.' આ રીતે પણ મોટાભાઈને શાંતિ મળે છે એ જાણી દેવી કંઈ બોલતી નહિ. તે મોટાભાઈને અનુકૂળ થઈ ગઈ હતી તેને ખાતરી હતી કે પતિની આવી તપસ્યા નાનાભાઈને આકાશમાં હશે કે પાતાળમાં હશે તોએ ઘરે ખેંચી લાવશે.

અને ભાભીની એ અડગ શ્રદ્ધા એક દિવસ સાચી જ નીવડી. ઘરેથી ચાલી જવા પછી છએક મહિને નાનાભાઈ પોતાના વતનને સ્ટેશને પાછા આવ્યા. કોઈએ એને આવવા કાગળ લખ્યો ન હતો, કોઈએ એને મોટાભાઈના જીવન પરિવર્તનની વાત ન હતી કરી છતાં તે ચુંબકથી લોઢું ખેંચાઈ આવે એમ આજે ખેંચાઈ આવ્યો હતો. તે રાજનગરના સેવાશ્રમમાં જોડાઈ ગયો હતો. ત્યાં સેવક અને સેવ્ય બધા જોડે તે એકતાર બની ગયો હતો. મદદ લેનારાઓ એની મૂગી અને નિસ્વાર્થ સેવા જોઈ તાજુબી પામતા. જે એની સેવા પામતાં તે એને દયાના દૂત માનવા લાગતા. ઘણા તેના તરફ માનની નજરે જોતા. ઘણા તેના પર પૂજ્ય ભાવ દર્શાવતા. આમ કર્મયોગમાં એકરસ થઈ જવા છતાં નાનાભાઈ ઘરને ભૂલી શકતા ન હતા તે નાનાં બાળકો જોતા કે તેને ભત્રીજાં યાદ આવતાં, તે કોઈ કુળવધૂને દેખતા કે તેને ભાભી યાદ આવતી, અને કોઈપણ વડીલ સજ્જનને જોતાં તેને મોટાભાઈનું સ્મરણ થતું. તે બધાની માયા છોડવા માગતા હતા પણ બધા કોઈ અદૃશ્ય તારે તેને બાંધી રહ્યાં હતાં. સ્નેહરૂપી કાચા સુતરના તાંતણે તે ઘર તરફ તણાતા જતા હતા.

નાનાભાઈએ ખેંચાણ સામે બળજબરી કરી પોતાને અટકાવી રાખતા હતા પણ છઠ્ઠે મહિને તો તેનાથી ન ટકાયું. ધમધમતી આવતી રેલમાં પાણીમાં ઉભા રહી ટકકર લઈએ તો જેટલું વધારે જોર કરીએ તેટલી વધારે રેતી પગ તળેથી ખસી જાય છે. આમ જેમ જેમ વખત વહેતો ગયો તેમ તેમ અને જેમ જેમ નાનાભાઈ ઘરની માયાને ભૂલવા પ્રયત્ન કરતા ગયા તેમ તેમ તે ઘર તરફ વધારે ખેંચાવા લાગ્યા. અને એ ખેંચાણે એક દિવસ એના અડગ નિશ્ચયનેય ડગમગાવી દીધો. નાનાભાઈ વતનભૂમિના પાધરે આવી ઉભા.

એ વખતે આકાશમાં ઉષા ઉગી હતી. તે અને જન્મભૂમિના ઝાંઝવાંઓ જોઈ નાનાભાઈના હૃદયમાં પણ અપૂર્વ એવા આનંદની ઉષા ઉગી, પણ એ જ વખતે મોટાભાઈના ઘરમાં મંડાતી કરુણ છટા છવાઈ રહી હતી.

પીડિતોની સેવા કરવાથી જેમ નાનાભાઈ છૂટે હાથે ખરચ કરતા હતા તેમજ બલ્કે તેથી વધારે મોટાભાઈ પણ ખરચવા લાગ્યા હતા. પ્રથમ તો તે એ ગલીઓમાં નાનાભાઈના

કર્મયોગી શરીરને જ જોવા અને જીવતું રાખવા જતા હતા પણ પછી તો તેને ય દરિદ્રનારાયણના મંદિરની પૂજામાં પૌતિકી શ્રદ્ધા જન્મી હતી. આથી તે નાનાભાઇના નામે અને પોતાને નામે એમ બેવડો ખરચ કરતા હતા.

આમ એક બાજુ ખરચ વધતો જતો અને બીજી બાજુ લેણદારની ઉઘરાણી વધતી જતી હતી. પહેલાં તો 'મોટાભાઇ 'ધર્મનિષ્ટ' સજ્જન મનાતા એટલે એ લક્ષ્મીનંતો તેની પાસે કડક ઉઘરાણી કરતાં ખંચાતા હતા પણ હવે તો તેમને હિસાબે મોટાભાઇ 'ભખળી' ગયા હતા, 'હડહડતા અધર્મી' થઇ ગયા હતા એટલે એવા 'વટલેલ' તરફ દયા કેવી હોય ?

માગનારાઓને નિર્દય થતાં કોઇ રોકી ન શક્યું. અડોશીપડોશી પણ પેઢીઓનો સંબંધ ભૂલી ગયાં. સગાં વહાલાં પણ અહીંને સગાઈ હતી તે વિસરી ગયાં. કોઇએ મોટાભાઇના ઘરને હરાજીમાં જતાં ન અટકાવ્યું. ઊલટું ઘણા રાજી થયા. 'મોટા પરોપકારી થઇ બેઠો છે તે હવે શિક્ષા લાગશે.'

પણ મોટાભાઇને જરાય શિક્ષા ના લાગી. તે રાજીખુશીથી ભાડાની ઓરડીઓ લઇ રહેવા લાગ્યા. એ મહોલ્લો ધર્મિષ્ટ વૈષ્ણવોનો ન હતો, સુખી સદ્ગૃહસ્થોનો ન હતો, પણ પેટની હાય આગળ ભગવાનને અને જીવનવિગ્રહની કઠણાઇને લઇ સજ્જનતા માત્રને ભૂલી ગયેલાં ગરીબોનો હતો. પીડિત પ્રજાએ પોતાની જ વચ્ચે આવી વસેલ મોટાભાઇમાં ભગવાનનાં દર્શન કર્યાં, અને દયાની દેવી જેવી પડોશણ દેવીમાં લક્ષ્મીમાતાને નીરખેલી જોઇ. દેવીને કોઇએ પૂછ્યું હતું 'તમારાથી આવા ઘરમા કેમ રહેવાશે ?' દેવીએ જવાબ આપ્યો હતો. 'દુનિયાની વસ્તીનો મોટો ભાગ દુઃખી છે તે આવી જ ઓરડીમાં બલ્કે તેથીય ખરાબ, ઝુંપડીઓમાં રહે છે. તો અમારાથી કેમ ન રહેવાય ?'

મોટાભાઇની પણ કોઇએ એવી જ દયા ખાધી હતી. એ દયા ખાનારને જવાબ મળ્યો હતો, 'મારો ભાઇ દીન, દરીદ્રોની સેવા કરતો કરતો પરાયા મુલકમાં આથીએ ખરાબ અવસ્થામાં રહેતો હશે ને મારાથી ન રહેવાય ?'

આ નવા વાસમાં આવ્યા પછી તેની સેવા વધી ગઇ. બધાં ઘરમાં અડધાં ભૂખ્યાં સૂતાં પણ અડોશપડોશમાં કોઇ ભૂખ્યાં સૂવે કે દવા વગર કષ્ટ પામે તે મોટાભાઇથી ખમાતું નહિ. આખા દિવસના થાકયા પાકયા તે આડા પડતા ન પડતા ત્યાં તો કોઇ દારૂડિયો તેની સ્ત્રીને મારવા લાગતો અને આખી વસ્તીમાં હો હા થઇ રહેતી. એ આગને બુઝાવવા તેને ઊંઘ પડતી મૂકી જવું પડતું. ત્યાંથી પાછા આવે ન આવે ત્યાં તો કોઇ બીજું તેડવા આવી જ રહેતું. આમ તે રાત ને દિવસ એક કરતા. આથી તેની મનની પ્રફુલ્લતા ઘણી વધી ગઇ પણ તેનું શરીર ઘસાવા લાગ્યું. ખાવા પીવાનું ઠેકાણું નહિ, ઊંઘવાનું મળે નહિ અને ઘસારો પડે આઠે પહોરનો. બિચારૂં શરીર પણ કયાં સુધી ટકી શકે ?

નાનાભાઇ જે સવારે સ્ટેશને ઉતર્યા તે સવારે મોટાભાઇની માંદગીનો મહિનો પૂરો થયો હતો. તે પથારીવશ હતા એટલે નોકરી બંધ થઈ હતી. અને નોકરી જતાં આવક

પણ રહી ન હતી. પહેલાં જે આવતું તે આવતાં વેંત જ વહેંચાઇ જતું એટલે બચત પણ ન હતી. આથી એ પીડિત વસ્તીમા કોઇ એક જણ માદુ પડે ને તેની જે દશા થાય તેવી જ દશા મોટાભાઇની પણ થઈ. જ્યાં ખાવાનાં જ સાંમા ત્યાં દવાદારુના પૈસા પણ કયાંથી કાઢવા ? માત્ર દેવી પોતાના અમૃત જેવા પ્રેમરસની દવા પાયા કરતી અને છોકરા મરવા પડેલા પિતાની પગચંપી કરી તેના તપ્ત શરીર અને મનને ટંડા પાડવા પ્રયત્ન કરતાં રહેતાં.

આટલું છતાં મોટાભાઇના મ્હોં પર સંતોષ હતો. તે વિચારતા હતા 'નાનાભાઇ હોત તો તેણેય આવી-રીતે જ જાત ઘસી નાંખી હોત એટલે તેને બદલે હું મરવા પડ્યો છું એમાં મારી કૃતાર્થતા છે. વળી આજે તે પણ કોઇક અજાણ્યા મુલકમાં આવી રીતે જ કેમ પડ્યો નહિ હોય . મારે સેવા કરવા દયાની દેવી પડખે ઊભી છે, વળી છોકરાં પણ પાણી પાવા અને પંખો નાંખવા પડાપડી કરે છે. જ્યારે તેને ? તે બિચારો તો એકલો પડ્યો હશે. તેને કોણ પાણી પાતું હશે ? કોણ પંખો નાખતાં હશે ? '

આવી કફોડી પરિસ્થિતિમા પણ દેવી હિંમત હારી ન હતી. તેની ખાતરી હતી કે જેમ જેમ પતિદેવની તપશ્ચર્યા વધતી જાય છે તેમ તેમ નાનાભાઇ નજીક ખેંચાઇ આવતા હશે-જ. તેને વિશ્વાસ હતો કે એક દિવસ નાનાભાઇ આપમેળે જ આવી બારણું ઠોકશે. અને એ આવશે એટલે દવા કે દાકતર, હવાપાણી કે આરામ કશાયનીય જરૂર નહિ રહે. મોટાભાઇના સર્વ રોગોનું ઓસડ નાનાભાઇના પંડની હાજરી જ હતું. બારણા ઉપર એવા ટકોરા પડવાના એને ઘણીવાર ભણકારા આવતા. તે વહેલી વહેલી બારણું ઉઘાડવા દોડી જતી. એ ઉતાવળનું કારણ પતિરાજ પણ ઓળખી જતા. હમણાં નાનાભાઇ આવીને મને બોલાવશે એ આશાએ તે આંખ મીંચી દેતા.

એની એ આશા એક દિવસ ફળી ખરી પણ નાનાભાઈ આવ્યા તે બહુ બહુ રાહ જોવડાવીને આવ્યા. મોટાભાઈની તો ધીરજ પણ ખૂટવા આવી હતી. પણ દેવી તેના તૂટ તૂટું થયેલા તારને સાંધી સાંધી ટકાવી રાખતી હતી. કારણ તેને આસ્થા હતી કે નાના-ભાઇથી આવ્યા વિના રહેવાશે જ નહિ. કારણ ભગવાન જેવું કોઇ તત્ત્વ હોય તો તે મોટાભાઇ જેવા દેવ પુરુષને અકાળે મરવા નહિ જ દે. અને જો મોટાભાઇને જીવતા રાખવા હોય તો નાનાભાઇની હાજરીરુપી દવાની જરૂર હતી.

ગામમાં આવતાં જ નાનાભાઇએ બધી વાત સાંભળી. તેનો પોતાનો સેવક હોવાનો ઘમંડ ઉતરી ગયો. તેણે જોયું, મોટાભાઇની સેવા અને ત્યાગ આગળ તેના જેવા વ્રતધારી સેવકો પણ સોના આગળ પીત્તળ જેવા છે. પૂછતો પૂછતો તે ગરીબોની ગલીમાં આવી ઉભો.

નાનાભાઇએ આવી બારણું ઠોકયું. ભાભીએ તે ઉઘાડયું. બારણાં ઉઘડયા ત્યાં તો તે ભાભીના પગમાં પડયો.

દેવીની આંખમાંથી બે હર્ષનાં આંસુ નીકળી પડયાં, ' મને શું પગે પડો છો જેને પગે પડવાની જરૂર છે તે તો એ સૂતા ખાટલે ?'

નાનાભાઈ ખા લા પાસે ગયા.' મોટાભાઈ હું આવ્યો છું' એવા અમૃત જેવા શબ્દો સાંભળ્યા પછી જ આંખ ઉઘાડવાનો નિર્ણય કરી મોટાભાઈ શાંતિથી સૂતા હતા. તેનું મ્હોં બોલતું ન હતું, આંખ બંધ હતી પણ તેના અંગેઅંગ બોલતાં હતાં, 'નાનાભાઈ આવડી બધી તે રીસ હોય ?'

નાનાભાઈએ મોટાભાઈના પગમાં માથું મૂક્યું. 'ભાઈ માફ કરો હું આવ્યો છું.' એ વખતે બંને ભાઈની આંખમાંથી હરખનો શ્રાવણ, ભાદરવો વહેવા લાગ્યો.

અને ભાભી અને ભત્રીજાંઓની આંખોનું તો પૂછવું જ શું ?

---

ઈમારતી લાકડાં અને સાઇઝો

ઉત્તમ માલ

કિફાયત ભાવ

ઇમારતને બરની દરેક જાતની સાઇઝો તૈયાર મળશે.

મેંગલોરી નળિયાં તથા દરેક જાતના પત્થરો પણ મળશે.

મલબારી પાટિયાં તથા કામડીના ભારા પણ મળશે.

દેસાઇ પરાગજી જગાભાઈ એન્ડ કું.

હે. ઓ. બંદરરોડ, નવસારી

બ્રાંચ: ઇમારતી લાકડાંના વેપારી

સ્ટે. રોડ—નવસારી

# ગીતાનો ઉપયોગ કેવી રીતે કરવો ?

અનુવાદક: શ્રી ઉમિયાશંકર જેશંકર મહેતા

ગીતા એ યોગશાસ્ત્ર છે, અને તેથી આપણા નિત્ય જીવનમા બીજા કોઇ પણ શાસ્ત્ર કરતા એનું ઘણું અગત્યનું સ્થાન છે. વસ્તુત આપણા હમેશના જીવનમા માર્ગદર્શન કરાવનારૂ પુસ્તક કેવળ ગીતા જ છે. એમ જો કહેવામા આવે તો અસત્ય નથી. નીચે થોડાક ગીતામાથી ચૂટી કાઢેલાં તત્ત્વો બતાવવામા આવ્યા છે, અને એ મુદ્દાઓ ધ્યાનમા રાખી ગીતાનો આશ્રય કરવામા આવે તો તે લાભકારક નીવડયા વિના નહીં રહે

(૧) જ્યારે તમે કેવળ નિરાશા અનુભવતા હો અથવા જ્યારે તમને ગ્લાનિ પ્રાપ્ત થઇ હોય ત્યારે બીજા અધ્યાયનો ત્રીજો શ્લોક વાચો

(૨) જ્યારે તમારો ઉત્સાહ મદ પડી ગયેલો દેખાય, તમારી શક્તિ ક્ષીણ થતી જણાય, અને તમારા અતિપ્રિય અને નિકટના સગા સબધીના મૃત્યુથી, તમને કોઇપણ પ્રકારનું કાર્ય કરવાનુ ગમે નહિ અને જીવન કેવળ નીરસ લાગે, ત્યારે બીજા અધ્યાયના ૨૭–૨૮ શ્લોક વાચો

(૩) જ્યારે તમે કોઇપણ કાર્ય કરવાનો દઢ નિશ્ચય કર્યો હોય ત્યારે બીજા અધ્યાયના ૩૭–૩૮ એ શ્લોકો અને ત્રીજા અધ્યાયનો ૩૦ મો શ્લોક વાચો.

(૪) જ્યારે તમને એમ લાગે કે અમુક કાર્યનુ ફળ કે પરિણામ તમે ઇચ્છો તે પ્રમાણે નહી મળે, તે કાર્ય કરવાને તમે તૈયાર જ નહી થાઓ, તે કાર્ય કરતા અટકી જાઓ અને તે કાર્યથી દૂર રહો, ત્યારે બીજા અધ્યાયનો ૪૭મો શ્લોક વાચો

(૫) જ્યાર તમે તમારા વિનાશનુ, અધોગતિનુ કારણ જાણવા માગતા હો ત્યારે બીજા અધ્યાયના ૬૨–૬૩ શ્લોક વાચો.

(૬) જ્યારે તમે શુ કરવુ અને શુ ન કરવુ એની સમજણ નહી પડે ત્યારે ત્રીજા અધ્યાયનો ૨૧ મો શ્લોક વાચો

(૭) જ્યારે તમે હૃદયની અને આત્માની શાતિ ઇચ્છો ત્યારે ચોથા અધ્યાયનો ૩૯ મો શ્લોક વાચો

(૮) આ પૃથ્વીનુ અતે શુ થશે, એ તત્ત્વ જાણવા ઇચ્છો ત્યારે નવમા અધ્યાયનો ૯ મો શ્લોક વાચો.

(૯) જ્યારે તમને તમારા પોતાના ધર્મ વિષે શકાઓ થાય ત્યારે ત્રીજા અધ્યાયનો ૩૫ મો શ્લોક વાચો.

(૧૦) ઇશ્વર અને મનુષ્ય વચ્ચે શો ભેદ છે, એ જાણવા માગો ત્યારે ચોથા અધ્યાયનો ૫ મો શ્લોક વાચો.

(૧૧) સર્વશકિતમાન પરમેશ્વર પોતાની અગાધ શકિત કેવી રીતે બતાવે છે, એ જાણવાની ઇચ્છા કરો, ત્યારે ચોથા અધ્યાયના ૭–૮ શ્લોક વાચો

(૧૨) પરમેશ્વર તમારી પ્રાર્થના સાભળશે કે નહી, એવી તમને જ્યારે શંકા થાય

અને એ ઇશ્વરનું કેવી રીતે પૂજન કરવું, એની તમને બરોબર સમજણ નહીં પડે ત્યારે ચોથા અધ્યાયનો ૧૧ મો તથા છઠ્ઠા અધ્યાયનો ૩૦ મો શ્લોક વાંચો.

(૧૩) જ્યારે તમને ઇશ્વરના અસ્તિત્વ વિષે શંકાઓ થાય, અને તમે નાસ્તિક બનતા જાઓ, ત્યારે સાતમા અધ્યાયના ૭ થી ૧૨, નવમા અધ્યાયના ૧૬ થી ૧૯; ૨૪ અને દશમા અધ્યાયના ૨ તથા ૨૦ થી ૩૯ શ્લોકો વાંચવા જોઇએ.

(૧૪) જ્યારે તમને એવી શંકા થાય કે પરમેશ્વર તમારી પ્રાર્થના કે ભક્તિનો સ્વીકાર કરશે કે નહીં, ત્યારે નવમા અધ્યાયનો ૨૬ મો શ્લોક વાંચો.

(૧૫) ઇશ્વર તમારી પાસેથી શું ઇચ્છે છે, અથવા ઇશ્વરપરાયણ કેવી રીતે બની શકાય, એ જાણવા ઇચ્છો ત્યારે નવમા અધ્યાયના ૨૭ અને ૩૪ અને ૧૮ મા અધ્યાયના ૬૫-૬૬ શ્લોક વાંચો.

(૧૬) આ પૃથ્વીના મનુષ્યો માટે પરમાત્માનો દિવ્ય સંદેશો શો છે, એ જાણવા માગો ત્યારે નવમા અધ્યાયના ૨૯ થી ૩૩ શ્લોકો વાંચો.

(૧૭) પરમાત્માને અધિક પ્રિય કોણ છે, તે જાણવા ૧૨ મા અધ્યાયના ૧૪થી ૨૦ શ્લોકો વાંચો.

(૧૮) તમારો અને ઇશ્વરનો કેવો સબંધ છે, એ જાણવાની ઇચ્છા થાય ત્યારે ૧૪ મા અધ્યાયનો ૪, અને ૧૮ મા અધ્યાયનો ૬૯ શ્લોક વાંચો.

(૧૯) ગીતાના અભ્યાસની ઉપયોગિતા જાણવી હોય તો ૧૮ મા અધ્યાયનો ૭૮ મો (છેલ્લો શ્લોક) શ્લોક વાંચો.

(૨૦ પરમાત્માની પ્રાર્થના કરતી વખતે ૧૧ મા અધ્યાયનો ૧૮, અને ૩૮ થી ૪૦ અને ૪૩-૪૪ શ્લોકો વાંચો.

(Indian Review ના સપ્ટેમ્બર ૧૯૩૮ ના અંકમા આવેલા એક લેખ ઉપરથી.)


## ગણદેવા ટેલરીંગ એન્ડ કટીંગ કલાસ

" દરજી કામ શીખવા માટે "

હમારાં કપડાંથી શીવણ તથા વેતરકામ ગણિત પદ્ધતિસર ઘણી જ ઉમદા અને સરળતાથી શીખવવામાં આવે છે, આજ સુધીમાં સેંકડો વિદ્યાર્થીઓએ લાભ લીધો છે, શીખનારની ઉમર વર્ષ અઢારથી ઉપર અને ભણેલો હોવો જોઇએ.

આખા કોર્સના રૂા. ૨૫. મુદત માસ ત્રણ, રહેવાનું મફત. વધુ માટે મળો યા લખો.

મુા. પો. ગણદેવા વાયા. બીલીમોરા

અને આજે એ વહીવટ બદલાયા છતાંય તે પેઢીએ જનાર અદનામાં અદના માણસને પાથરણે બેસવાનું તો મળે છે.

નવસારીના ટાવર અને તેના ટંકારા રાત્રે ગામભરમાં સંભળાતા હોવાની ઝીણી નોંધ લેનારે, જે શિલ્પીઓએ સખ્ત લાલ અને કાળા પથરો પર ભાવમય આકૃતિઓ પુરાતન સમયમાં આ જ સ્થાનમાં દોરી, ધ્યાન અને આસ્થાની જીવન્ત કવિતાઓ ટાંકણાને ટેરે લખી એ ટંકારાના ઉલ્લેખ પણ ભૂલવા જોઇતા નથી. સારાએ દક્ષિણ-ગુજરાતમાં દુર્લભ એવી કલાલક્ષ્મીનો ભંડાર સાચવી બૌધ-સંસ્કૃતિની વિદ્યાપીઠના અવશેષો ઉદરમાં સમાવી ઉભેલા સરોણાના શિવાલયના જીર્ણોદ્ધારને નામે સિમેન્ટની ચળકતી તકતીઓના મોહ પાછળ પુરાતન કાળની સાધના અને જ્વલન્ત ભક્તિએ યોજેલી કલાનો વિનાશ યોજાય રહ્યો છે. વાંઝીઆ બાળની આટલી પણ કલાનું જતન આપણે કરવું ઘટે એ વસ્તુ પુસ્તકોના વાચન સાથે આસ્થિકોને આપણે કાં ન સમજાવીએ ?

ઉભરાટને કાંઠે વસતિ પ્રજાને મીઠાની કાંકરી રોટલો આપી જતી, મગોબ-ભાણાના પાદરે મીઠું લેવા આવતી વણજારોના વાસા થતા અને વિશાળ પટનો પાલવ પાથરી બેઠેલી મીંઢોળાએ તેને સામે કાંઠેથી વિનાશના વંટોળ લઇ આવતા પીંઢારાના ઊભે પોતાના કક્ષમાં સમાવી દઇ કાંઠાની પ્રજાને રક્ષેલી એ વાત કયારે કહીશું.

સોનગઢને ડુંગરી કિલ્લેથી ગાયકવાડ સરકારને આ પ્રદેશના ફળદ્રુપ મેદાનમાં નવસારીના દેસાઇજીએ નોતર્યા અને પાદરા-સાવલીના દેસાઇઓની દોરવણીએ વડોદરામાં ગાયકવાડનો રાજદંડ રોપાયો એ બીના તો આપણે સૌ જાણીએ છીએ પણ આદમની ઓલાદ પત્થરના હથિઆરે પોતાનું રક્ષણ અને રોટલો મેળવતી તે જમાનાનાં હથિયાર પણ આ તાલુકાને કાંઠેથી મળ્યાં છે. તાપી, પૂર્ણા અને અંબિકાના તરોએ પ્રજાતંત્રવાદી સાગરચરી નાગ-જાતિઓનાં મંડળો થયાં છે, મહાભારતકાલિન અશ્મક જાતિઓનાં પદાર્પણ પણ આ ભૂમિ પર થયાં હતાં, મૌર્યો, સાતવાહનો, ગુપ્તો, ચાલુકયો, રાષ્ટ્રકૂટો, શિલાહારો એ સૌની આણ એક કાળે આ પ્રદેશમાં હતી. અને નવસારીની સતિ-દેવીના ઓવારાથી રૂપાંદેવીની દહેરી નીચેના સાત સાત ટેકરાઓ નીચે આ નગરીના કાળજૂના ઇતિહાસનાં સંભારણા છે. આવી આવી ઘણીએ પ્રેરક વાંતો ભૂગોળ અને ઇતિહાસ ભેળી આગળ આણવાની આવશ્યકતા છે.

ગ્રામ-પુસ્તકાલયના મંદિરે, ગામને ચોરે બાળકોને એકઠાં કરી આવી આવી વાતો, જૂની સંસ્કૃતિનાં સત્વો, આપણા આ પ્રદેશના ભુલાયલા અને ચાલતા ઉદ્યોગની કથનીઓ કહેવાના સત્ર માંડવાની પ્રવૃત્તિ પુસ્તકાલયના એક ભાગ રૂપે ઉપાડવામાં આવે તો દીવાને અભાવે સૂવાની સાદડી શોધતો ઝૂંપડીનો રહેનારોય ત્યાં આવી બેસે ને કંઇ ન કંઇ યાદ રાખીને જાય !

આ કાર્ય ગ્રામ-પુસ્તકાલય સંભાળતા એકલા શિક્ષકોથી નહીં થાય. પટેલ-તલાટીને એ બીન-આવકીઆ કામમાં રસ નહીં રહે. એ કાર્ય માટે તો લોકોએ જાતે ચઇને જોગવાઇ કરવી પડે અને હું તો જનતાને કહું કે ભીમસેન બળીઓ કહી તેને મૂછને દોરે માખણીઆ પહાડ બાંધી ગયાની કથાઓ કરી જનારને આરતીએ આરાધો છો તો પછી

જે શિક્ષક કે ભાવનાશાળી માણસ પુસ્તકાલય પ્રવૃત્તિ ના વિકાસ માટે જીભને ટેરવે આવા સત્વશીલ પુસ્તકો તમને સમજાવે તેને સન્માનો, તેનામાં રસ લો, થોડી તેની કદરે જુઓ ! અને પુસ્તકાલયના મકાનની દીવાલોમાં રહેતી વાનીઓને ઓરડા ઓટલીની સામગ્રી બનાવો તો સૌને જ્ઞાનનો લાભ થશે.

સૂર્યના આતશે જળતા સહરાના વિશાળ રણની ધખતી રેતીમાં પણ વસ્તી-સ્થાનો છે. રણદ્વીપના નામથી તે ઓળખાય છે. એ સ્થાનોમાં સેનુસી ફિરકાના સંતોના પગદંડા થયા અને તેમણે ઠામઠામ 'એખવાન'—પાઠશાળા સ્થાપી. આ પાઠશાળાઓની પ્રવૃત્તિ કેવળ પુસ્તકો ઉથામવા, રટવાની નથી. એ શાળાનાં આમીલના ફફડે એ ભયંકર રણવાટોનાં મુસાફરની જિંદગી સલામત રહે છે. સંસાર અને સમાજની ઘટનાઓની વાતોને ગુંચનો ઉકેલ 'એખવાન'ના આંગણામાં થાય-છે.

આપણાં પુસ્તકાલયો—માનવીના મનના ઘડતરની આપણી એ પાઠશાળાને જીવનનું ઘડતરનું કેન્દ્ર બનાવવાના આદર્શ કાં ન રાખીએ ? બે વરસ પર અસંભવિત લાગતી ઘણીયે ઘટનાઓ આજે સંભવિત બની છે. આપણે આદર્શ રાખીશું તો કોઇ દિવસ પણ સફળ થશે.

પુસ્તકાલય મંદિર બને, આપણી વિસરાયલી સંસ્કૃતિનું ઉદ્ધારક બને, વિસરાતી સંસ્કૃતિનું સંરક્ષણ બને અને ઘર ઘરને એટલે કલુષિત બનેલા માનવીના મનના મહેન્દ્ર જ્ઞાનની ગોરખ-ધૂણીનો આતશ જાગ્રત કરે એ ભાવના અને પ્રાર્થના સાથે આટલે જ અટકું છું.

---


# ડૉ. દેશાઇનું દાંતનું દવાખાનું

જ્યાં

દાંતના દરેક રોગોની પૂરતી તપાસ કરી ટ્રીટમેન્ટ આપવામાં આવે છે. પાયોરીઆ (દાંતમાંથી પરૂ વહેવું,) દાતમાં કીડા પડી ખવાઇ જવા (કેરીઝ), અલ્સર વગેરે રોગોની ટ્રીટમેન્ટ છેલ્લા ઢબની મશીનરી તથા ઓજારોથી કરવામાં આવે છે.

○હાલતા તેમજ મજબુત દાંતો પણ વગર દુઃખએ ઇન્જેકશનથી સારી રીતે કાઢવામાં આવે છે.

○થોડા પડી ગએલા દાંતો પણ રબર તેમજ હેકોલાઇટમાં બનાવી આપવામાં આવે છે.

○રબર તથા હેકોલાઇટની ભાંગે નહિ તેવી બનાવટી દાંતની બત્રીસીઓ સારી રીતે માપ લઇ કીફાયતે બનાવી આપવામાં આવે છે.

○આખી બત્રીસીઓ સોનાં તથા ચાંદીની, તથા દાંત ઉપર સોનાં ચાંદીની ટોપીઓ તથા બ્રીજવર્ક અને દાંતમાં સીમેન્ટ ચાંદી, સોનુ પુરી આપવામાં આવે છે.

બનાવટી ભાંગેલી બત્રીસીઓ પણ રીપેર કરવામાં આવે છે.

○ટુંકમાં દાંત સાફ કરવા, વિગેરે દાંતને લગતુ તમામ કામ કરવામાં આવે છે.

—મળો—

વિષ્ણુ નિવાસ: ટાવર સામે નવસારી

ડૉ. નવનીતલાલ મગનલાલ દેસાઇ

B. D. Sc.

# આતાતુર્ક કમાલ; તુર્કીનો તારણહાર

શ્રી. વલ્લભભાઈ પટેલ

"We have on our hands a Sick-man, a very Sick-man. ...He may die on our hands." તુર્કસ્તાન વિષે બોલતાં રશિયાના ઝાર નીકોલસ ૧લાએ આ પ્રમાણે આજથી ૮૭ વર્ષ પહેલાં તુર્કસ્તાનની સરખામણી માંદા માણસ સાથે કરી હતી. તે દિવસથી તુર્કસ્તાન યુરોપનું માંદલું-માણસ Sick-man of Europe ગણાતું. પણ આજે એ માંદલા માણસને બદલે એને કરડી માંદું બનાવનાર કુતરૂં જ મરણ પામી નાશ પામ્યું છે. એ માણસને હડખાયું કુતરૂં (ઝાર) કરડયું હતું. એને પરિણામે એ તુર્કસ્તાન માંદલું થયું હતું. પણ સમયે કંઇ જુદુંજ ઉધુંજ પુરવાર કર્યું. 'The man recorvered from the bite, the dog it was that died.' માણસ તો હડખાયા કુતરાના ડંશમાંથી ઉગરી ગયો. પણ હડખાયું કુતરૂં નીકોલસ-જ મરણ પામ્યો.

આરસો વર્ષ પહેલાં થઇ ગયેલ મહાન સુલતાન સુલેમાનનું તેજસ્વી તુર્કસ્તાન ક્યાં ગયું હતું ? એ આરસો વર્ષ દરમિયાન તુર્કસ્તાનની પેઢીઓ પેઢી પડતી જ થતી ગઇ. જે તુર્કસ્તાનના હાથમાં અરબસ્તાન, ઇજીપ્ત, મોરોક્કો, અને આફ્રિકાનો ઉત્તર કિનારો, બાલ્કન દ્વિપકલ્પ અને વિએના સુધીનો વિશાળ મુલક હતો એ સુલેમાનનું તુર્કસ્તાન ક્યાં? બોસ્પરસ, ડાર્ડનલ્સ, અને ભૂમધ્ય સમુદ્રમાં જે સુલેમાનના તુર્કસ્તાનની જાહોજલાલી અને બળ હતાં તે ક્યાં ગયાં હતાં ? મહાન સુલેમાન પછી (૧૫૮૦) સત્તાવીશ સુલતાનો થયા પણ એકેમાં સુલેમાનનું ખમીર* હોય એમ જણાતું ન હતું. છેલ્લો સુલતાન અબ્દુલ હમીદ બંધો અને બાહોશ હતો પણ નીચ અને સ્વાર્થી હતો. આખા સડેલા તંત્રને સુધારવાની એનામાં તાકાત ન હતી. આથી એને ભરખી ખાવા તૈયાર રહેલા યુરોપના ગીધોને એ માંહોમાંહે સારી રીતે લડાવતો. અને એ રીતે પોતાની જાતને બચાવતો. પણ છેવટે રશિયાની ધીરજ ખૂટી અને ૧૮૭૭માં લડાઇ જાહેર કરી. પરિણામે તુર્કસ્તાન ખૂબ નબળું થઇ ગયું. પાર વિનાની ગરીબી ઘર કરી રહી. રાજ્યના સીવીલ અને લશ્કરી અમલદારોના પગાર મહિનાઓ સુધી ચુકવી શકાતા નહિ. પ્રજા ઉપર કરનો અસહ્ય બોજો લાદવામાં આવતો. વકફની મિલ્કત જપ્ત કરવામાં આવતી. અને છતાંય પૈસાની તંગી રહેતી. પરિણામે સુલતાનને યુરોપના રાજ્યો પાસે દેવું કરવું પડયું અને એના બદલામાં એ

* એ વિષે એમ કહેવાય છે કે સુલેમાનને વિજય મેળવવા અને યુદ્ધો કરવા અનેક સમય બહાર રહેવું પડતું. એથી એ પતિ તરિકેની ફરજોમાંથી ચૂકતો. અને એની અનેક રાણીઓને નાખુશ કરતો. રાણીઓ એના પ્રત્યે ભાગ્યેજ વફાદારી બતાવતી. અને કહેવાય છે કે સુલેમાનનો પુત્ર સલીમ (*Slim the Sot*) એનો દીકરો ન હતો પણ એ અંતઃપુરના કોઇ આર્મીનિયન અમલદારનો દીકરો હતો. અને આમ લોહીમાંજ ફરક પડવાથી સુલેમાન પછીના બધા સુલતાનો એક પછી એક અધમ થતા ગયા.

યુરોપની પ્રજાને ખાસ ધક્કો અપાવા લાગ્યો. તુર્કસ્તાન ગુલામી દશામાં સરતું જતું હતું. પરિણામે લોકો ખૂબ ખફા થયા. અને એમણે સુલતાન વિરૂદ્ધ સંગઠન કરવાની શરૂઆત કરવા માંડી. એક છૂપું મંડળ પેરીસમાં સ્થાપવામાં આવ્યું. અને ત્યાં રહ્યા રહ્યા એ મંડળે ૧૯૦૮માં ક્રાંતિ કરી. પરિણામે અબ્દુલ હમીદની જગ્યાએ મહમદ રશીદ એફેન્ડીને નામના સુલતાન તરીકે બેસાડવામાં આવ્યો.

એ સુલતાન એફેન્ડી પણ કશું ન કરી શક્યો. ૧૯૧૨માં બાલ્કન વિગ્રહ થયો. અને તુર્કસ્તાને યુરોપમાંનો ઘણોખરો મુલક ગુમાવ્યો. છેવટે ૧૯૧૪-૧૮ના વિગ્રહમાં તુર્કસ્તાન છેલ્લી ઘડી ગણતું હતું. એ માંદલું માણસ પોતાના છેલ્લા બોલ લેતું હતું.

પણ તુર્કસ્તાનના સદ્ભાગ્યે એક વૈદ મળી ગયો. અને એણે એ માંદલાં માણસને મરતાં બચાવ્યું. એ કોણ ? તુર્કીનો તારણહાર આતાતુર્ક કમાલ.

એક સવારે સેલોનીકાની સ્ટાફ સ્કુલના આંગણામાં તેર ચૌદ વર્ષનો કમાલ ઊભો રહ્યો. સ્વભાવથી તોફાનને વરેલો, ઊંચો અને કદાવર બાંધો જોઇ મેજર એની લાયકાત કળી ગયો. એના પાતળા અને બીડેલા હોઠ એની ચીવટાઇ અને જક્કીપણું જણાવતાં હતાં. પ્રાથમિક શાળામાંના શિક્ષક પ્રત્યે એણે ઘૃણા બતાવી અને ફરીથી એ શાળામાં ન જવાની હઠને એ વળગી રહ્યો. પિતાનું છત્ર ગુમાવી બેઠો હતો પણ નીડર મુસ્તફા એની પરવા કર્યા વિના પોતાની પસંદગી પ્રમાણે લશ્કરી તાલીમ લેવા તૈયાર થયો.

એ ક્ષેત્રમાં એ પ્રકાશ્યો. અને એકજ વર્ષમાં શિક્ષકોનો પ્રિય થઈ પડયો. ગણિતના શિક્ષકે એની હોંશિયારી જોઇ એને કમાલ નામ આપ્યું. અને નીચલા વર્ગોમાં શિક્ષકનું ઘણુખરૂં કામ એને સોંપવામાં આવ્યું. વિદ્યાર્થી અને શિક્ષકોમાં એ ખૂબ પ્રિય થઇ પડયો. વિદ્યાર્થીઓ એના કડક નીતિનિયમથી ડરતા. જ્યારે બીજા વિદ્યાર્થીઓ દારૂ અને વેશ્યાબાજીમાં મસ્ત રહેતા ત્યારે એ એમને ધમકાવતો અને કહેતો 'I want to be something.' મારે કંઇક થવું છે. અને અર્થશાસ્ત્ર, ઇતિહાસ અને ગણિતના પુસ્તકોમાં ડૂબી જતો. ગત દિવસ સખત મહેનત કરતો. અને લેનીનની માફક પોતાના વિરોધીઓ વિષે બને એટલું સંપૂર્ણ જ્ઞાન અને માહિતી મેળવતો.

બાલ્કન વિગ્રહમાં એણે ઠીક ઠીક ભાગ ભજવ્યો. પણ એને તો સુલતાનની સત્તા અને સડી ગએલું આખું તંત્ર ત્રાસદાયક લાગતું હતું. એ તંત્ર વિરૂદ્ધ એ પ્રવૃત્તિ કરવા લાગ્યો. અને એણે પોતાના દેશને એ ત્રાસદાયક ધુસરીમાંથી સ્વતંત્ર કરવા પ્રયત્ન શરૂ કર્યાં. યુરોપના દેશો પોતાના દેશને નમાલું ગણે એ એનાથી સહ્યું જતું ન હતું. યુરોપના દેશોની હરોળમાં ઊભો રહે એવો પોતાનો દેશ જોઇતો હતો. સ્વતંત્રતાની મહત્વાકાંક્ષા, એની અખૂટ દ્રઢતા અને અતલ શકિતથી ઉગ્ર બની ઇ. સ. ૧૯૦૩ માં એણે પોતાનું એક પત્ર શરૂ કર્યું. શાળામાં જ એણે વકતૃત્વકળા હસ્તગત કરી હતી. આ હથિઆર લઇ એણે પ્રજાને જાગૃત કરી સ્વતંત્રતાના પ્રેરણા-રસ પાવા માંડયા. હજી તો લશ્કરી તાલીમ પૂરી કરી ન હતી અને આ પ્રવૃત્તિ એણે કરવા માંડી હતી. આથી એ પૂરી કરી કેપ્ટનની પદવી લઇ શાળા બહાર નીકળ્યો ત્યાં જ સુલતાનની છૂપી પોલીસે

જકાત દૂર કરી ઉદ્યોગોને લોન આપી ઉત્તેજન આપવા માંડયું, અને હમણા હમણા કમાલે પરદેશી રાજ્યો પાસે લોન લઇ હુન્નર ઉદ્યોગ તરફ વધું ધ્યાન આપવા માંડયું હતું. સુલતાન માફક લોનના બદલામાં પરદેશીઓને વેપારના ખાસ હક્કો એણે આપ્યા નહિ. અને એમ છતાં એ યુરોપના રાજ્યો પાસે લોન લઇ શક્યો એ એની કુનેહ બતાવે છે. તુર્કસ્તાનની મિત્રાચારી કરવાની યુરોપના રાજ્યો પડાપડી બતાવે છે. ઠેર ઠેર રેલ્વે બાંધવાં માંડી છે. મોટરના અને ટેકટરના કારખાનાં ચાલે છે. કાપડની મીલોનાં ભુંગળાંમાંથી ભકભક ધૂમાડાના ગોટે ગોટા નીકળે છે. ક્યાં સુલતાનના સમયનું સડતું તુર્કસ્તાન અને ક્યાં આજનું કમાલનું ઇશ્વરના આકાશમાં તુર્કોના દિલના સદેશા લઇ જતા ધુમાડાથી ભરપુર તુર્કસ્તાન.

આજે તુર્કસ્તાન સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય બન્યું છે. યુરોપના રાજ્યોની એના પ્રત્યેની સુગ સૂકાઇ ગઈ છે. જુના પ્રગતિવિરોધક કુરિવાજો અને કુરૂઢિઓનો સ્વતંત્ર તુર્કસ્તાને નાશ કર્યો છે- તુર્કોનું પહાડી ખમીર એમની નસમાં આજે આનંદથી થનગની રહ્યું છે. સાપ જેમ જૂની કાંચળીને ફગાવી દઇ નવી ચામડી મેળવી વધુ બળ અને યૌવન પ્રાપ્ત કરે છે તેમ તુર્કસ્તાને જૂના સડેલા ગુલામીના પડદાને દૂર કરી પોતાનું સૌંદર્ય અને યૌવન બતાવ્યું છે.

આ નુતનજીવન અને પ્રેરણા આપનાર કોણ? કમાલ આતાતુર્ક. કમાલની કુનેહ, ખંત, નિડરતા, વિરોધીને બાળીને ભસ્મ કરતી ડારતી નિસ્વાર્થ કેડકાઈ, દીર્ઘદૃષ્ટિ, ચારિત્ર્ય અને આગેવાનીને શોભાવે એવી પ્રમાણિકભાવના અને દેખાઇ આવતું જકકીપણું ગુણ કહો કે અવગુણ—એ બધાએ તુર્કસ્તાનને નવીન જીવન આપ્યા. દેશમાં માણમાત્ર સ્વમાન અને પ્રગતિ પૂર્યાં છે અને ઇતિહાસના સ્તંભ સમાન ગાંધી, સન-યાટ-સેન, લેનીન, નેપોલીઅન, બિસ્માર્ક, રીશલ્યુ, મુસોલીની હિટલર કે સ્ટેલીન સમાન તુર્કસ્તાનને આ વ્યક્તિ મળી હતી. મુસોલીની જેવી સુધારા અને પ્રગતિ માટે એનામાં અધીરાઇ હતી પણ એના જેવી આડાઈ અને ગુંડાગીરી એનામા ન હતાં. મુસોલીની જેવી માણસો અને પરિસ્થિતિ માપવાની એનામાં આવડત હતી, પણ જાહેરમાં આવી કીર્તિ કમાવાનો મુસોલીનીની માફક ખોટો મોહ એને ન હતો. સુન-યાટ-સેનની નિડરતા, ધગશ, અને હિંમત એનામાં હતાં, જાપાનના પ્રીન્સ ઇતો Itoની જેમ એને જવાબદારીનું સંપૂર્ણ ભાન હતું. લેનીનના જેવી દ્દતા અને સ્ટેલીનની સંગઠન શક્તિ એનામાં હતાં. બિસ્માર્કના જેવો એ દીર્ઘદ્રષ્ટિ ચાણક્ય હતો. પણ રીશલ્યુનું લોભી મુત્સદ્દીપણું એનામાં ન હતું. નેપોલીઅનની માફક એ પણ કાંટાની વાડ અને આંસુની સરિતામાં જન્મ્યો હતો—એ જન્મ્યો ત્યારે એ પણ નેપોલીઅન જેવી સ્થિતિમાં જ હતો. મૃત્યુની ચીસ, ચુસાતી માનવતાની રાડ, નિરાશાના ઉનાં આંસુની વચ્ચે એ પણ જન્મ્યો હતો. "The cries of the dying, the grovences of the oppressed, tha tears of despair were round the cradle of my birth." *પણ નેપોલીઅનની માફક એની મહત્વાકાંક્ષા વિશાળ વ્યોમને નીચે

* નેપોલીઅનના આ પોતાના શબ્દો છે.

ઉતારવાની ન હતી. એની નમ્ર અને ઉમદા મહત્વાકાંક્ષા માત્ર પોતાના દેશને સ્વતંત્ર કરવાની હતી. નેપોલીઅન વિજળીના ઝબકારાની જેમ ઘડીક ઝબકી અદશ્ય થયો. પણ કમાલ પોતાના કૃત્યોથી અનંત જીવશે. ગાંધીજીની માફક કમાલ દુષ્ટ તત્વોનો ભયંકર વિરોધી હતો. પણ ગાંધીજી જેવી અજોડ ઉપાય શોધવાની શકિત ન હતી. પણ ગાંધીજીની માફક અશક્ય જણાતાં કામો દ્દઢતાથી સફળ બનાવવાની શકિત એનામાં હતી. આજની દુનિઆમાંના મહાન મુત્સદીઓ, સુધારકો અને સ્વતંત્રના રસિયામાં એનું સ્થાન અજોડ છે.

એના મરણથી એશિયાએ પોતાના એક અજોડ, વીર, ધીર, અને બળવાન આગેવાનને ગુમાવ્યો છે!

---

# સાકરીઆ ચણા

નાટયકાર કમ્બરલેન્ડને કોઇએ પૂછ્યું, "શેરીડનનો ફારસ 'નિંદાખાનું' The school for scandals તમને કેવો લાગ્યો?" કમ્બરલેન્ડે જવાબ દીધો, 'તદન નકામો છે. મેં આખો નાટક જોયો પણ એક વાર જરાપણ મને હસવું આવ્યું નહિ." શેરીડનને આ વાત કરવામાં આવી ત્યારે હસી તેણે તરત જ પ્રત્યુત્તર દીધો, 'કમ્બરલેન્ડ તો કૃતઘ્ન માણસ છે. એ મારે માટે ગમે તે કહે પણ મારે તો કહેવું જોઇએ એની કરુણરસ નાટિકા Tragedy મેં જોઇ ત્યારે હું શરૂઆતથી તે છેવટ સુધી હસ્યો છું.

... ... ... ...

શ્રી 'મેરૂ'એ 'પ્રજાબંધુ'માં નીચેની વાત લખી હતી.

ઘણાં વર્ષો પૂર્વેની આ વાત છે. એ વખતે મુંબઇમાં ક્રિકેટ માત્ર પારસીઓ જ રમતા. એકવાર પારસીઓ અને બ્રિટિશ સોલજરોની એક ટીમ વચ્ચે મેચ રમાતી હતી. તે વખતે પારસીઓનો જાણીતો પોષાક લેંઘો, લાંબો સદરો, તે ઉપર કસ્તી, જેકેટ અને માથા પર નાની મખમલની ટોપી એટલાં વાનાં હતાં.

મેચમાં સોરાબજી નામનો એક જાણીતો પારસી સરસ ખેલાડી હતો. તે થોડીવાર રમ્યો, એટલામાં તો આઉટ થઇ ગયો! પારસીઓ ગભરાયા, કારણ કે તેમનો સુનંદો ખેલાડી આઉટ થઇ જવાથી પોતાની હાર થવાનો તેમને ભય લાગ્યો.

પારસીઓએ એક હીકમત કરી. તેમણે આઉટ થઇ ગએલા સોરાબજીને જ પેસ્તનજી નામ આપી બીજીવાર બેટ લેવા બોલાવ્યો. સોલજરોને તો બધા પારસીઓ એક સરખા જ દેખાતા! એટલે એ દગાઇ પસાર થઇ ગઇ! ત્રીજીવાર એ જ સોરાબજી મંચેરશા પણ બની ગયા અને બેટ લઇ આવ્યા!

પરંતુ મેચ પુરી થઇ ત્યારે જ મુંબઇનાં આ ક્રિકેટ ખેલાડીઓનું તૂત બિચારા સોલજરોના સમજવામાં આવ્યું, પણ મેચ પૂરી થઇ ગયા પછી તેઓ શું કરે?

.. ... ... ...

એક મારવાડીએ તેના આઠ વરસના પુત્રની વરસગાંઠના દિવસે રૂપાની પાવલી અને ઢબ્બુ છોકરા પાસે મુકી કહ્યું, 'આજે મારે તને ભેટ આપવી જોઇએ. આ બે શિકકા છે તને ગમે તે એક લે.' છોકરાએ કહ્યું, 'બાપા હું નાનો છું માટે નાનો જ શિકકો લેવા પસંદ કરૂં છું" આ સાંભળી બાપા બોલ્યા, 'બેટા હું તારી નમ્રતાથી ખુશ થઇ ગયો છું. માટે તને મોટો જ શિકકો ભેટ કરૂં છું.' એમ કહી પુત્રને ઢબ્બુ આપ્યો.!

—ભૈયાજી

# કોંગ્રેસ સરકાર

- મધ્ય પ્રાંતની સરકારે ગુજરાત વિદ્યાપીઠ, તિલક વિદ્યાપીઠ, ને કાશી વિદ્યાપીઠની ડીગ્રીઓ માન્ય રાખી છે.

મુંબઇ ઇલાકાની બધી જેલમાં હાથવણાટનું કામ શરૂ થશે.

મદ્રાસની જેલોમાં સ્ત્રી કેદીઓ માટે બધું કામ કરવા સ્ત્રી વાર્ડરો રાખવા ઠર્યું છે.

મુંબઇ સરકાર એલ. સી. પી. એસ. નો અભ્યાસ ક્રમ બંધ કરશે અને અમદાવાદ અને પુનાની શાળાઓને કોલેજ બનાવશે.

મુંબઇ સરકાર પોતાની પ્રવૃતિઓની પ્રજાને જાણ થાય તે માટે એક માસિક પત્ર ચાલુ કરશે. બિ. સ. 'રોશની' નામક પખવાડિક એ હેતુસર ચાલુ કર્યું છે.

દારૂબંધીથી બેકાર થએલા તાડીના પીઠાવાળાઓને મદ્રાસ સરકાર ખેતી માટે જમીન આપશે.

સાબરમતી જેલમાં ખોરાક સંબંધી વ્યવસ્થામાં સુધારા કરવામાં આવ્યા છે. હિન્દુ મુસ્લિમ તહેવારો અંગે કેદીઓને ખાસ ખોરાક આપવામાં આવશે.

વકીલો અને બેરીસ્ટરો વચ્ચેની અસમાનતા દૂર કરવા મું. સ. હાઇકોર્ટને ભલામણ કરી છે.

મું. સ. મહુડા પર સખત અંકુશ મુકશે.

લોખંડના ઉદ્યોગને નાણાની ધીરધાર અંગે મુંબઇમાં કરોડોની થાપણવાળી બે સંસ્થા ઉભી થશે.

ઇલાકાના મોટા શહેરોમાંના પટાવાળાઓનો પગાર વધારવા સરકાર વિચાર કરે છે.

ઇલાકાની જેલોના વડાએ કેદીઓને હવેથી બેડીઓ ન પહેરાવવી એવી રીપોર્ટમાં સૂચના કરી છે.

મધ્યપ્રાંત સરકાર પરદેશી દારૂ પર આયાત જકાત નાંખશે. વાઇન અને સ્પીરીટની બાટલીપર આઠ આના અને બીઅરની બાટલી પર એક આનો કર નંખાશે.

યુક્તપ્રાન્તમાં પાંચ લાખનું રાષ્ટ્રીય સ્વયંસેવકદળ ઉભું કરવા નક્કી કર્યું છે.

વડી સરકાર જોડેના મધ્યપ્રાન્તની સરકારના પેટ્રોલ ટેક્ષ સંબંધીના કેસમાં ફેડરલકોર્ટે મધ્યપ્રાન્ત સરકારની તરફેણમાં ચુકાદો આપ્યો છે.

અમદાવાદ અને ખેડા જિલ્લાને પાણી પુરૂં પાડવા મેશ્વો નદીમાંથી નેહેર કાઢવાની યોજના સરકાર વિચારી રહી છે.

મુંબઇ ઇલાકામાં ૧૬૧ હકીમો, વૈદો ને ડોકટરો ગામડામાં રાખવાની યોજનાઓ સરકારે કરી છે.

---


## — જાહેર ખબર —

હમારે ત્યાં દરેક જાતનું કરબી, આરી તથા બાદલાની ફેન્સી ડીઝાઇનનું કામ ચાલુ જમાનાને અનુસરી કરી આપવામાં આવે છે. ભરેલાં ઝબલાં પેઇન્ટીગ સાથે તેમજ સાડીનાં પોત પણ કિફાયત ભાવે મળશે.

એક વખત પધારી ખાત્રી કરવા અમો ભલામણ કરીએ છીએ.

**દેસાઇ મગનલાલ ભીમભાઇ (પલસાણાવાલા)**

**ઠે૦ પારકુળીઆ, નવસારી**

# પૂર્ણા

તંત્રી : રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક : ૨ જાન્યુઆરી ૧૯૩૯ અંક : ૬ ઠો.

## એ ભય છોડો

અરબસ્તાનમાં એક દંતકથા પ્રચલિત છે.

બગદાદથી મુસાફરી કરી જતા એક વણજારાને મધરણમાં મૃત્યુદેવની કોગળિયાના રૂપમાં મુલાકાત થઇ.

વણજારે પૂછ્યું. 'દેવ ! આટલી બધી ઝડપથી ક્યાં જઈ રહ્યા છો ?'

'બગદાદ.'

'કેમ ?'

'મારે ત્યાંથી પાંચ હજાર માનવીઓનો ભોગ લેવો છે.'

થોડા દિવસ પછી તેને ફરી એજ દેવનો ભેટો થયો. તે બોલી ઊઠયો.

'દેવ તમે મને છેતર્યો હતો.'

'કેમ ?'

'તમે તો પાંચ જ હજાર જાન લેવાના હતા અને મરી તો ગયા છે પચાસ હજાર.'

'જો ભાઇ ! મેં તો પાંચ જ હજારનો ભોગ લીધો છે. બાકીના બીજા તો આપ મેળે જ ખોટી હબક પામી મરી ગયા છે.'

એ ભય ક્યારે છોડશો ?

# ગરીબનું 'છેલ્લું છાણું'

( ભજનનો ઢાળ )

ધીમે મુંગી પગલી પાડો, ધીમે ઢાળો શીશ,
અંતર ઉગે? અંદર આવો, નહીં તો દ્યો આશીશ.
ભાઇ જગમાં બીંસાભીસ, તોયે ઉરની દ્યો આશીશ......૧

શહેરના સુઆ બહાર શું ઊભા? ઘડીક તો રોકાવ,
રંક મહૂલીએ મોત ભમે છે, આપ જરીક ડોકાવ,
ભાળશો લેશ ટુંકાયેલે—નહીં હો આપનો છાયો......૨

મોતનો પડતા હાથ બને હો માનવ કાયા હેમ,
કુન્દનનેરે કથીર ગણીને આઘે ઊભા છો કેમ?
યમરા' બારણે ઊભારે, ઢાળો શીશ ઓ સુઆં!.........૩

કાલે વારો કોકનો, આજે કોક ને કાલે કોક,
મૃત્યુદેવ વધામણા કાજે લીંપો વ્હાલાં ચોક.
'મંદિર'—મોત બિછાનું રે હું તો યમદેવનું માનું......૪

લોકની મેદની—ઠઠ્ઠ ન જામી, ન રાજિયાનાયે ગીત,
લોકડિયાનાં એકની ઉપર, મોતનાં વળ્યા શીત.
યમે કાંઇ કરી કુચ, 'ઉપડયો એક અચબુચ.......૫

ઉપડી ગયું રે ભાઈ! આહી કોક આ અંતરિયાળ,
કોકના કાળજાં ફફડી ગ્યાંને કોકને હૈયે ફાળ!
પીવા નથી રાબ કે ફુસકાં રે ગરીબનાં સાંગુજો ફુસકાં...૬

ઉમટયો નથી મનુસાગર દેવા માન કે અકરામ,
વાધ ન વાજાં લોકનાં ઝાઝા!—લોકને શોક–મુકામ.
યમને વાયુ ઢાળે રે, અહી કો પાદ પખાળે......૭

માટીના ઢેફાં કાઇ પડ્યાં ને આંજ ઉમેંગયું એક,
ધ્રુસકું એક ગળે ગુંગળાયને, ડચકું છેલ્લું છેક.
તૂટે છે પિંજર તાળાં રે, હતા ઉર શાં અજવાળા?...૮

પ્રાણહીણું પ્રખીડું પડયું છે ઉડયો આતમગામ,
અમૃત ઓવારે ઉઘડે પેલાં ઝાંકઝમાળરે ધામ.
માથે તુજ મોત ઝઝૂમેરે, ગળામધ દ્રાક્ષની લૂમે......૯

મૃત્યુની શય્યા કરે ન હૈયાં, આપતાં હલકાં ફૂલ ?
એકને આલો આંસુ મીઠી માનવતાને મૂલ.
મોતને કોની ન માઝારે, ભલે હો રંક કે રાજા......૧૦

આપને માથે એજ ઝઝૂમી ભાઇ ! રહ્યું છે મોત,
કાળાં માથાના માનવી ! કાળી કલમને કાળો દોત,
કાળી મેશ ભાઇ ! સાહી રે, ઉરે છે ઔરંગશાહી...૧૧

મોતની ચૂલે આજ પડયો છે, ભાઇરે થીંથરે હાલ,
કુંકુમપત્રી આપને પાઠવે કાળરે આપને કાલ.
આજ છો હાડે સોરી રે, રડશે આપની ગોરી......૧૨

— ऋतूनां कुसुमाकरः

# એક પ્રાર્થના

પડી કારાવાસે ઇયળ ભમરીના ઘરમહીં,
ભલે અંધારે એ પરઘર પડી પણ ડર નહિ.
જુઓ તેથી એનું જીવન વિકસે, પાંખ ફૂટતી,
પછી તોડી ફોડી તિમિરઘરને એ નીકળતી.
વળી પેલો ભોળો કીટકહીરનો તાર વણતો,
સ્વયં પોતા માટે કમનસીબ એ કેદ રચતો;
પડી કોશીટે એ પણ 'અરર' બોલી ન રડતો,
નવા રૂપે રંગે વિજયી વિરલો એ નીકળતો.
કરોળીઓ કાળો ઉલટસુલટી જાળ રચતો,
અરે ખેંચી ખેંચી હૃદય રસ સંધો ખરચતો;
ન કિંતુ ગુંચાતો, નિરખ નર એ તાર ઉપરે
દિસે ખેલાડી કો સરકસ વિષે નર્તન કરે.
સંજોગો કારમા આવે લાવે એ કેદ, કલેશ જો
ત્યારે ઓ દેવ ! આ ત્રણે કીડાનું ધૈર્ય આપજો.

— પ્ર.

# શિરે વરદ હસ્ત તું ધારજે

( પૃથ્વી )

વિભો ! કર ઉદાર ક્ષુદ્ર ઉરને, વિરાજી રહ્યાં
વિરાટ્ તુજ રૂપ કે નભ અસીમ જેવું જ વા
મહોદધિ સમાન જે ચલ તરંગ ઊછાળતો
નહીં જ પરવા જરા અબુધ અલ્પની રાખતો. ૧

વિભો ! કલુષકાળજે કંઇ અભદ્ર ભાવો વસે
કંઈ વિપથગામિની દુરિતવૃત્તિઓ ઊછળે;
ઘરેડ અતિ જીર્ણ પાપકળણે જવાની પડી
ચહું સુભગ નેહની વિશદતા કરો નિર્મળી. ૨

પ્રભો ! તુજ દયા થકી વિમલ વ્યોમમાં સંચરૂં
અને રવિદ્યુતિમહીં મદીય નમ્ર આત્મા રસું;
સુદિવ્ય લહું તત્ત્વ ત્યાંથકી નવી પ્રતિભા ભર્યાં,
વહાવું જગમાં નવાં અમર ભાવનાં નિર્ઝરાં.-૩

અખૂટ તુજ દેવ ! વ્હે ઝરણ દિવ્ય વાત્સલ્યનું
દઉં ડૂબકી ત્યાં અને સદય રોમરોમે થઉં;
દૃગે વિમલ વાણીથી તુજ પિયૂષ પ્રેમે વહું
અને અરવ ગાનનાં મધુર ગુંજનો આદરૂં. ૪

પ્રભો પુનિત જીવને પગલિયો ભરૂં આજ હું,
સમુલ્લસિત ભાવના ફલિત થાય એવું મ્હને
અગાધ બળ આપ એ ધરત આશ અભ્યંતરે
પડું ઘૂંટણિયે, શિરે વરદ હસ્ત તું ધારજે. ૫

—વિવિત્સુ

# દક્ષિણ ગુજરાત—પુરાતન ઉલ્લેખ

શ્રી. મણિભાઈ દ્વિવેદી

ઇતિહાસના અજવાળાના આ યુગમાં ઘણાં વિસ્મયભર્યાં સ્થળો પર નવીન પ્રકાશ પડવા લાગ્યો છે. દક્ષિણ ગુજરાતને લગતી સીલ સીલાબંધ હકીકતો હજી સુધી કોઇ એક જ ગ્રંથમાં પ્રસિદ્ધ થઈ નથી. તેમ છતાં જમીનની અંદરથી મળતા પુરાવા, દક્ષિણ ગુજરાતની ભૂરચના અને જુદા જુદા ગ્રંથોમાં મળતા ઉલ્લેખો તેમજ શિલાલેખો કે તામ્રપત્રોમાં આ પ્રદેશને લગતી ઘણી મહત્વની વિગતો મળી આવે છે. એ સઘળી હકીકતોનું બારીક અવલોકન કરતાં હજારો વર્ષ પૂર્વે જ્યારે કુરૂપાંચાલ યુદ્ધનાં મહાભારતે ન હોતાં મંડયાં ત્યારે દક્ષિણ ગુજરાતના સાગરતટો અને તાપી-પૂર્ણા જેવી નદીઓના કાંઠા પર સાહસિક જાતિઓએ વસાહતો સ્થાપી હતી એટલું તો નક્કી જ થાય છે. ભૃગુના પુત્રો જમદગ્નિના વંશજોની આ પરાક્રમભૂમિ હતી એ પણ જાણવા મળે છે. 'પરશુરામક્ષેત્ર' એ નામે હજારો વર્ષ પૂર્વે થએલી વસાહતોની શાખ પૂરે છે.

ભારતીય ઇતિહાસમાં ક્ષત્રપોની સત્તાએ બહુ મહત્વનો ભાગ ભજવ્યો છે. માલવામાં તેમની સત્તાનો ધ્વજ રોપાયો. અને કાઠીઆવાડના ક્ષત્રપોની યશગાથાઓ ગિરનારની શિલાઓ પર અંકાઇ. દક્ષિણ ગુજરાતનો સંબંધ તો માળવા સાથે વિશેષ રહ્યો છે તેમ છતાં કામરેજ અને સીસોદરાના પુરાતન સ્થાનોમાંથી કાઠીઆવાડના ક્ષત્રપોના સિક્કાઓ પણ સારી સંખ્યામાં મળ્યા છે. તાપી જેવી વિશાળ નદીઓ મારફતે કાઠીઆવાડ સાથે ચાલતા તેના વ્યાપારી સંબંધનું એ પરિણામ હોય!

માલવાના ક્ષત્રપ નહપાનનું નામ ઇતિહાસ મશહૂર છે. ઇસુની સદી પહેલાંની એ સત્તા, આ નહપાનનો જમાઇ ઉષવદાત. તેના પિતાનું નામ દીનિક. આ ઉષવદાત પ્રભાસની યાત્રાએ ગએલો. અને તીર્થસ્થાનેથી પાછા ફરતાં તેણે કેટલાંક દાન કરેલાં છે, નાસિકની ગુફાઓમાં કોતરેલા લેખોમાં ઉષવદાતે કરેલા દાનોનો ઉલ્લેખ છે, આમ શિલાલેખોમાંના એક લેખમાં તેણે

'ભરૂકચ્છ, દશપુર, ગોવર્ધન અને શોર્પારગ ગામોએ વિશ્રાંતિગૃહો બાંધ્યાં તેમજ વાવો અને તળાવો બંધાવ્યાં તથા ઇબા, પારાદા, દમણ; તાપી, કરબેના દાહનુકા નદીઓ પર નદી પાર કરવા માટે હોડીઓ રાખવાની વ્યવસ્થા કરી.' એ પ્રમાણે ઉલ્લેખ છે. આમાંથી ભરૂકચ્છ તે ભરૂચ અને શોર્પારગ તે હાલનું સોપારા દશપુર અને ગોવર્ધન એ બે ગામો તે કયાં એ નક્કી કરવાનું રહે છે.

નદીઓમાં પણ દમણ તે દમણગંગા- કરબેના તે કાવેરી અને દાહનુકા તે હાલના ડહાણુ પાસેની નદી પણ ઇબા અને પારાદા નદીઓ તે કયી એ નિશ્ચિત થતું નથી.

વળી તેના બીજા એક લેખમાં સંઘના લાભાર્થે કેટલુંક દાન કર્યાનો ઉલ્લેખ છે, એ લેખમાં,

" કાપુરાહારમાં આવેલા ચિખલપદ્રમાં આવેલી નાળીએરીમાંથી ચાર હજાર નાળીએરીનાં ઝાડ તેનું ઉત્પન્ન લેવા માટે દાન આપ્યાં." એવી હકીકત મળે છે. આ ઝાડ નોંધણી કચેરીમાં રીતસર નોંધવામાં આવેલાં હતાં.

કાપુરાહાર એટલે કાપુર જિલ્લો ને તેના તાબાનું ચિખલપદ્ર તે ચિખલી ગામ. આ બન્ને ગામો વ્યારા તાલુકામાં આવેલાં છે. કાપુર તે હાલનું કપુરા. પણ હાલમાં જે રથળે ગામઠાણ છે તે જગા પુરાતની વસ્તીની નથી. એ ગામની પુરાતન વસ્તીની નિશાનીઓ ઝાંખરી નદીને ઉત્તર કાંઠે હોવાનું જણાય છે.

હવે જો જુના સમયમાં આ પ્રદેશો કેવળ ગાઢાં જંગલોથી જ છવાયલા હોય અને જંગલી પશુઓ સિવાય કોઇની અવરજવર ન હોય તો પછી વિશ્રાન્તિ ગૃહો બાંધવાં અને નદીઓ પાર કરવા હોડીઓ રાખવાની વ્યવસ્થા એ સઘળું અર્થ વિનાનું છે. વળી સંઘના ઉપયોગ માટે ચાર હજાર ચાર નાળીએરીના ઉત્પન્નનું દાન કરવામાં આવે છે. એ પણ હાલના રાની ગણાતા વ્યારા જેવા તાલુકામાં જુના સમયમાં એટલે કે આજથી બે હજાર વર્ષ પૂર્વે ઉંચી જાતીઓની વસ્તી હોવાનુ સૂચક છે. ને તેટલું જ સૂચક ઝાડની નોંધવહી છે. તે સમયના રાજ્યતંત્રનો આપણને પરિચય આપે છે.

આમ આજથી બે હજાર વર્ષ પૂર્વેના લખાણોમાં દક્ષિણ ગુજરાતની ભૂમિની કેટલીક નદીઓ અને ગામોનો ઉલ્લેખ નાસિકના ગુફા મંદિરોમાંથી આપણને મળે છે.

---



રહેવા તથા જમવા માટે ઉત્તમ સ્થાન

જોશી હિંદુ લૉજ

ટે. નં. ૨૩૩૯૬. ટે. અ. જોશીલૉજ

ઝવેરી બઝાર, મુળજી જેઠા મારકેટ સામે મુંબઈ

# ચાર ઘડીનું ચાંદરણું

—શ્રી. પ્ર.

સર્પગતિએ વળાંક લેતી નદીના એક એક વાંકમાં એક એક ખેતર માતાની ઓદરમાં બાળક લપાઈ રહ્યું હોયની એવું જણાતું હતું. એ ખેતરમાં ઊભેલો માલ પણ કોક ડોસીમાના હાથે ઘોડિયામાં હિલોળા ખાતા પૌત્રપૌત્રીની પેઠે નદીના પાણીથી ભિંજેલી ને શીતલ બનેલી હવાથી ઝોલાં ખાતો હતો. સહવારમાં પ્રિયતમા ઉષા પાસેથી વિદાય લઈ પ્રવાસે નીકળેલા સૂરજદેવ પણ એ જ પ્રિયતમાને તેને વધાવી લેવા સંધ્યારૂપે વાટ જોતી નિરખીને મંદ મંદ હસી રહ્યા હતા. એ મંદ મંદ સ્મિતની પિંગલ છટામાં આખો સીમાડો સોનારંગે રંગાઈ રહયો હતો.

એ વખતે જારના ખેતરમાં માળા પર બેઠેલો દેવજી પટેલ પણ આથમણી દિશામાં વારંવાર તાકયા કરતો હતો. તે પણ તેની પ્રિયતમાની વાટ જોઇ રહયો હતો. જાણે કે ખેતરમાં હોલા, હોલી અને કાબર, કબુતરાં ઊતરી પડયાં છે તેને ઉરાડવા પ્રયાસ કરતો હોયની તેમ તે માળા પર રહયો રહયો હાથ ઊંચા નીચા કરી બૂમ પાડતો હતો. 'હે! હોલી! હે કાબર!' એના અવાજનો લ્હેકો દૂર સુધી પહોંચતો અને તેના પડઘા પડતા. દેવજી ખેડૂત હતો અને તેથી તેણે પોતાની ગામડી ઉપમા વાપરી પોતાની પ્રિયતમાને ઘણીવાર હોલી કે કાબર કહી હતી. આજ તેને ન આવેલી જોઇ તે અધીરો બની પંખી ઉરાડવાને બ્હાને તેને મોટેથી બોલાવી રહયો હતો. તે નીચે ઊતર્યો. તેણે ખેતરની બે ચાર પ્રદક્ષિણા કરી. કારણ તેને વ્હેમ આવ્યો હતો. 'લુચ્ચી આવીને સંતાઇ તો રહી નથીને?'

એવામાં તેને યાદ આવ્યું આજે તો તેણે પોંકની તૈયારી કરી રાખવાને કહયું છે. તરત જ તેણે વાડમાંથી કાંટા ને ઝાંખરાં ભેગાં કર્યાં ને તેને અગોઠીમાં મૂકી સળગાવ્યાં. સુકા કાંટા ભડભડ બળવા લાગ્યા. તેની ઝાળને ધુમાડો બહુ આઘેથી પણ નજરે ચ્હડે તેમ ઊંચે ચ્હડવા લાગ્યો. તે જોઇ ઘડીભર તેને નિરાંત થઇ. 'આ ધુમાડો જોઇને તે દૂર હશે તોય દોડતી દોડતી આવશે'

દેવજીની પ્રિયતમાનું નામ લક્ષ્મી હતું. રૂપે ગુણે તે હુબહુ લક્ષ્મીનો અવતાર હતી. બંને એક જ ગામનાં રહેવાસી હતાં. ત્રણ ચાર વરસથી બંનેના ચાંલ્લા થઇ ચૂકયા હતા છતાં લગ્ન થયાં ન હતાં. ચાંલ્લા પછી એક વરસે દેવજીના પિતા ગુજરી ગયા ને બીજે વરસે મા. એના શોકમાં લગ્ન મુલતવી રહ્યાં. પછી તો થોડી ગણી બધી સંપદ વપરાઇ ગઇ એટલે લગ્ન વખતે પરણાંના ઘરેણાં ચ્હડાવવા દેવજી પાસે સાધન રહ્યું નહિ. દેવજી ધારત તો દેવું કરી શકત પણ બાપનું જ દેવું બાકી હતું ને ખેતીનું તો દરેક વરસ ખરાબ પડતું હતું એટલે શાહુકારો પણ દેવજીને દાદ આપવા તૈયાર ન હતા. દેવજીને પણ હોંશ હતી કે હું મારી આપકમાઇથી જ લક્ષ્મીને ઘરેણાં કરાવીશ.

આમ બંને અપરણિત રહ્યાં હતાં. જુદાં જુદાં રહેતાં હતાં છતાં બંનેના હૃદય એક હતાં. ગામડાનાં રૂઢિરિવાજ મુજબ તેઓ પરસ્પર છૂટથી હળીમળી શકતાં નહિ છતાં ચોરી

છુપીથી તે દિવસમાં એકવાર તો એકમેકનાં દર્શન કરી લેતાં અને સામસામી હાસ્યનો વિનિમય કરતાં. દેવજી સ્હવારે ખેતરે આવવા નીકળતો ત્યારે પાધર પરના પનઘાટે લક્ષ્મી પાણી ભરવા આવેલીજ હોય અને જ્યારે ગોરજ વેળા થતી ત્યારે પણ લક્ષ્મી પિતાને ઘરે ઢોર હતાં તેને નદીએ પાણી પાવા લઇ જતી. એ બ્હાને તે દેવજીના ખેતર આગળ થઇને જ પસાર થતી. આજે એ પ્રમાણે લક્ષ્મી નદીઘાટે જવા આવવાની હતી. તેની દેવજી વાટ જોતો હતો. આજે તો તે દહીંનો મેડો અને લસણુની ચટણી લઇને પોંક ખાવા રોજ કરતાં વહેલી આવવાની હતી એટલે તેની જોડે ઘણો વખત ગોઠડી કરી શકાશે એ વિચારે દેવજીનો હરખ માતો ન હતો, અને તેથી જ તે ક્યારનો તેની કાગના ડોળે રાહ જોઇ રહ્યો હતો.

અંગોઠીની ધુમાડાની સેર પાતળી થઇ અલોપ બની તે જ વખતે આથમણી દિશામાં લક્ષ્મીના ઢોરના તાંડાની ગોરજની સેર ઊંચે ચઢવા લાગી. એ નજરે પડતાં જ જાણે કે તેણે લક્ષ્મીને જ ન જોઈ હોઇની તેમ દેવજી મલકાઇ ઊઠયો. તેણે અંગોઠીમાંના દેવતાને વાળી, ઝૂડી, સંકોરીને ભારી દીધો ઝટપટ રૂપાના દાણા જેવા દાણાવાળી પોચી વાનીની જાતનાં કણસલાં કાઢી લાવ્યો ને પછી કયારે લક્ષ્મી આવે ને હસતાં રમતાં પોંક પાડીએ એ વિચારે તે તેની વાટ જોવા લાગ્યો.

ઢોર પાસે પાસે આવતાં જતાં હતાં, તે દેખાતાં હતાં, તેને હાંકી રહેલી લાકડી પણ ઊંચી નીચી થતી દેખાતી હતી પણ તેને ચલાવી રહેલી લક્ષ્મી દેખાતી ન હતી. તે દેવજીને વધુ વધુ આતુર બનાવવા એક ઊંચી કલોડી ગાયની ઓથમાં સંતાઇને ચાલતી હતી. દેવજી તેની ચાલાકી સમજી ગયો. તેને પણ એવી મશ્કરી કરવાનું મન થયું." લુચ્ચી તારે મને છેતરવો છે ? લે જોઇ લે કે કોણ છેતરાય છે !"

દેવજી જુવારના ખેતરમાં સંતાઇ ઊભો. પછી રોજની પેઠે દેવજી ખેતરને શેરડે તેની વાટ જોતો જરૂર ઊભો હશે એમ માની લક્ષ્મી પેલી ગાયની પૂંઠેથી મસ્તીભરી આંખને ચમકાવતી અને લાલી ભર્યા હોઠને હસાવતી બ્હાર આવી. તેણે 'કેમ કેવો તલસાવ્યો ?' કહેવા હોઠ ફફડાવ્યા ન ફફડાવ્યા ત્યાંતો ભીડી દીધા. કારણ તેની ધારણા પ્રમાણે આજે દેવજી રોજની જગ્યાએ ઊભો ન હતો. તેણે દૂરથી જેને દેવજી માન્યો હતો તે તો ડાળ પાંદડાં વગરનું ઝાડનું ઠૂંઠું હતું.

તેણે ચારે કોર નજર ફેરવી અંગોઠીમાં ભારેલો દેવતા ધીખી રહ્યો હતો. પાસે જ પોંક ઝૂડવા માટે આદરને જુવારના સાંઠાનો સુંવાળો ઝૂડીઓ પણ પડયો હતો. તે સમજી ગઇ કે મને ખીજવવા દેવજી સંતાઇ ગયો છે, પણ તે કાચી ન હતી કે દેવજીની ચાલાકીમાં ફસાઇ જાય. તરત જ તેણે ઢોરને નદીઘાટ તરફ હંકારી મૂકયાં ને પોતે પણ સંતાઈ ગઇ.

દેવજીએ ઘણી વાર રાહ જોઇ કે કયારે લક્ષ્મી તેને બૂમ મારે 'એ દેવજી કયાં ગયો છે?' પણ લક્ષ્મી તો ચુપચાપ બેઠી હતી. આખરે દેવજીની ધીરજ ન રહી. તે પોતે જ છોડી પડી બ્હાર આવ્યો, આવતાં જ તે ચમકયો. 'લક્ષ્મી કયાં? રીસાઇ તો નથી ગઇને?

મને ન જોઈ ખીજવાઈ નદીએ તો નથી ચાલી ગઈને ?' તે ઉચાટ કરતો કરતો નદી તરફ વળ્યો. અંદરથી દેવજીની હીલચાલ પર બારીક નજર રાખી રહેલી લક્ષ્મી તે જોઈ હસી ઊઠી.

'લુચ્ચી અહીં જ સંતાઈ છે. ઊભી તો રહે ચોર ! કોના ખેતરમાં પેઠી છે ? તને પકડીને થાણે ન મૂકી આવું તો હું દેવજી નહિ.' દેવજી પાછો વળ્યો ને ખેતરમાં પેસી લક્ષ્મીને શોધવા લાગ્યો.

'ક્યાં છે ચોર સંતાયા શું કરે છે ?'

લક્ષ્મી પકડાતી ન હતી. તે હરણીની પેઠે માર્ગ કાપતી આડી અવળી નાસતી હતી. જુવારના ભર્યા ખેતરમાં બંને દોડાદોડ કરવાં લાગ્યાં. દેવો ખેતરને એક છેડે જતો લક્ષ્મી બીજે છેડે પહોંચી જતી. આખરે દેવજી નિરાશ થઈ અટકી ઊભો. તે જોઈ તેણે બૂમ પાડી.

'એ દેવજી ! જો જો પેલી ગાય ભરાય ગઈ છે.'

'ક્યાં છે ? ક્યાં છે?' કહેતો દેવજી એ અવાજ તરફ દોડતો આવ્યો. લક્ષ્મી ત્યાંથી બીજા ખુણા ભણી ખસી જઈ બોલી 'જોયો નહિ હોય મોટો રખેવાળી કરવાવાળો ! જોતો નથી આ ચાલી જાય છે.'

દેવો લાકડી ઉગામતો તે તરફ વળ્યો. ત્યાં તો લક્ષ્મીએ કૃત્રિમ ચીસ પાડી.

"ઓ મારી નાખી દોડ દેવજી દોડ ! આ ગાય તો મને શિંગડે ચ્હડાવે છે.'

દેવજીએ એ ચીસ સાચી માની. તે હાંફળો હાંફળો લક્ષ્મી તરફ ધસી ગયો. સાચે જ કોઈ ગાયે તેને મારી ન હોઈને તેવી હાવરી બાવરી થઈ લક્ષ્મીએ દેવજીની બાથમાં પડતું મૂક્યું. દેવજી તેનો બરડો પંપાળતાં પંપાળતાં આશ્વાસન આપવા લાગ્યો.

'જોને કેટલી બધી હાંફે છે. હવે ન ગભરા, હું પ્હાડ જેવો તારી પડખે ઊભો છું. ક્યાં છે ગાય ?

'આ રહી.' લક્ષ્મીની એક પળ પહેલાંની ગભરાએલી આંખ હાલકોકિલ રંગ બદલે તેમ ભાવ બદલી મસ્તીભરી દેખાવા લાગી.

"ક્યાં છે ? મને તો દેખાતી નથી?" દેવજી હજુ લક્ષ્મીની મસ્તીને સમજી શક્યો ન હતો.

"આંધળા ! આંખ તો ઉઘાડ, તારા બે હાથ વચ્ચે તારી છાતી પર માથું મૂકી કોણ ઊભું છે ?" એમ કહી લક્ષ્મી દેવજીની છાતી પર પોતાના સુંવાળા ગાલ ઘસવા લાગી.

આખરે દેવજી સમજી ગયો કે એ તો લક્ષ્મીની મસ્તી હતી. તેણે પોતાની છાતી પરથી તેનું માથું ઊંચું કર્યું ને તેના ગાલ પર એક ટપલી મારી. લુચ્ચી કલોડી ! ઠીક મસ્તી સૂઝી છે. એક વાર તને ખીલે તો બાંધવા દે પછી જોજે મારો સપાટો ! "હા હા. જોઈશ કે તું કેવો છે." પછી બન્ને હસતાં ગેલતાં અંગોઠી તરફ ગયાં ને પોંક પાડવા બેઠાં. લક્ષ્મી કણસલાં સેકવા લાગી ને દેવજી પોંક ઝુડવા લાગ્યો. પોંક ઝુડતાં ઝુડતાં દેવજીએ લક્ષ્મીને ચેતવણી આપી.

'દેવતા બહુ છે એટલે જો જે સાચવજે નહિ તો દાઝીશ.'

'દાઝીશ તો હું દાઝીશ તેમાં તું શું કામ ડાહ્યો થાય છે.'

'ગાંડી તું દાઝીશ તો એનો ડામ મને પણ પડશે.

'એમ ! તો લે આ હું તો દાઝી. હવે બતાવ કે એથી તું કેવી રીતે દાઝયો ?' એમ બોલી લક્ષ્મીએ પોતાની હાથની વચલી આંગળી ઉન્હી રાખમાં ખોસી દીધી. આમ ઠરસા-માં ઠરસામાં તેણે આંગળી ખોસી તો દીધી. પણ પછી તો તેનાથી "ઓ ! ઓ ! 'થઈ ગયું'. એ ચિત્કારે-દેવજીનું કાળજું ચીરાઇ ગયું. તરત જ આગળ આવી તેણે લક્ષ્મીની દાઝેલી આંગળી પોતાના મ્હોંમાં નાંખી દીધી ને પોતાના થુંક રૂપી અમીથી તેને ટાઢી પાડી. આમ કરવા જતાં એ આંગળીએ વળગેલી ગરમ રાખ દેવજીની જીભે ચચડી વળગી.

આમ લક્ષ્મી દાઝી એટલે દેવજી પણ દાઝયો. એ સમવેદનાના અજબ તારે બંનેનાં લગ્ન થયાં.

'હવે આંગળી તો મૂક.' લક્ષ્મીએ દેવજીના મ્હોંમાંથી આંગળી ખેંચવા માંડી.

'નહિ મૂકું,' દેવજીએ જોરથી હોઠ બીડી આંગળી પકડી રાખી.

'નહિ મૂકે ?' ફરી લક્ષ્મી મસ્તીએ ચ્હડી.

'હા નહિ મૂકું એ આંગળી તો હવે મારી થઇ એ વાકયનો ભાવ દેવજીએ આંખને ઇશારે સમજાવ્યો.

'મૂકે છે કે નહિ ? નહિ તો આ બીજી આંગળીએ રાખમાં ખોસી દઇશ.' લક્ષ્મીનો બીજો હાથ અગોઠી તરફ જવા લાગ્યો. તે જોઇ દેવજીના બીડેલા હોઠ ઉઘડી ગયા.

'લે તને જીતાય એમ નથી.'

આમ ગેલ ગમ્મત કરતાં કરતાં બન્નેએ પોંક પાડ્યો ને સામસામા બેસી ખાધો ને ખવડાવ્યો. તેમ કરતાં કરતાં બંને વાતોએ ચ્હડયાં.

'દેવજી ! ઓણુસાલ તો બે ચાર ગાલ્લી જુવાર પાકશે નહિ. ?'

'બે ચાર શું ? પાંચ ચોખ્ખી."

'તો તો......'

'હા. બોલ બંધ કેમ રહી. તો તો હું ઓણુસાલ પલ્લાંના ઘરેણા આપી તને ઘરે તેડી લાવીશ. એમને ?'

'હા, એમજ. ધરતી માતા તારૂં તપ દેખી પ્રસન્ન થઇ છે.'

'ધરતી માતા તો ખરી પણ તું ય ઓણુસાલ પરસન થઇ છે ને ?"

"એટલે ?"

પ્હેલાં તો તું શરમાતી હતી એટલે આકાશની ઉષાની પેઠે ડોકિયું કરી નાશી જતી પણ ઓણુસાલ તો અહીં આવી મારી સાથે હશે રમે છે, વાતચીત કરે છે. હું તો માનું છું કે તારાં પગલાં આ ખેતરમાં પડ્યાં છે એના પરતાપે જ આ આજુનાં બધાં ખેતરોમાં દાતડા લાગ્યા છે છતાં મારૂં ખેતર બચી ગયું છે.'

'દેવજી તું બહુ હઠીલો છે બાપા તો રોજ કહે છે, કે મારી લક્ષ્મીને પલ્લાનાં ઘરેણાં હું જ કરાવી દઈશ પણ તું જ માનતો નથી. તું જો માની ગયો હોત તો કે દહાડાનીય હું તારે ઘેર આવી હોત. તો તો આજે તારે હાથે રોટલા ટીપવાના ના રહેત. હું તને પોંક ખવડાવું છું તેમ રોજ હું ભાત ભાતનાં ભોજન રાંધી ખવરાવત.'

'લક્ષ્મી તો પછી મારી આબરૂ શી રહેત ?......પણ હવે જવા દે એ વાત ઓણુ સાલ તો ભગવાને મારા તરફ જોયું છે. એટલે હવે વાજતે ગાજતે ઘોડે ચડી હું તને તેડવા આવીશ.'

'દેવજી ! હમણાં તો તું રાત દહાડો ખેતરે પડયો રહે છે. ઘરે ફકત રોટલા ખાવા ને ખાળીદ બાંધવા જાય છે પણ હું ઘરે આવીશ તો તને આમ અહીં પડી રહેવા નહિં દઉં.'

'ગાંડી તને છોડીને હું થોડો જ અહીં પડી રહેવાનો છું. પણ હા જ્યારે માલ પાકવાની મોસમ હશે ત્યારે તો મારે ચોકી કરવા આવવું જ પડશે.'

'તો પછી હું ય સાથે આવીશ. હું એકલી ઘરે નહિ રહું.'

'ભલે આવજે. હમણાં હમણાં પેલા આંબાની ડાળે દર રાતે ચકવા ચકવી આવી બેસે છે અને ચાંચમાં ચાંચ ભેરવી ચુપ ચુપ વાતો કરે છે. એમની પેઠે ત્યારે આપણે પણ ચાંદરણાનાં અજવાળામાં અલક મલકની વાતો કરશું.'

આમ બંને ભાવિ સંસારનાં સ્વપ્નો રચતાં હતાં. એવામાં લક્ષ્મીના ઢોરમાંથી એક બંબારી ઊઠયું તે સાંભળી બંને કલ્પનાના લોકમાંથી સફાળાં જાગી ઊઠયાં.

"દેવજી મને જવા દે, મોડું થઈ ગયું છે. ઘરે દૂધ દોહવા મા રાહ જોતી હશે.'

લક્ષ્મી નદી તરફ ચાલી ગઈ ને દેવજી ઘર તરફ જવા નીકળ્યો.

ખેતરના શેરડા ઉપર એક ઘટાદાર આંબો હતો. એ આંબાની ડાળે દેવજીએ હીંચકો બાંધ્યો હતો, કામમાંથી નવરાશ મળતાં તે એ ઝોલાએ હીંચોળા ખાતો. એ હીંચોળા જોઈ તે ગણગણ્યો જિંદગીભર લક્ષ્મીની જોડે આ હીંચકે ઝૂલ્યા કરવાનું હોય તો કેવું મઝાનું !'

પણ તેનું સુખદ ભાવિનું એ ઝંખનાચિત્ર લાંબો વખત ટકવાનું ન હતું. કારણ તે સ્વપ્નાંની સરળ દુનિયામાંથી ઢેફાં, ઢળિયા ને ધૂળ પતરથી ભરેલી વાસ્તવિક દુનિયા—ગામ તરફ વળી રહ્યો હતો.

હજુ તો તેણે ખેતર બહાર પગ પણ મૂકયો ન હતો ત્યાં તેને મુખીનો પસાયતો મળ્યો.

"દેવજી, મુખીએ યાદ કર્યો છે."

મુખી શબ્દ ખેડૂતના કાળજામાં કંપારી લાવે છે તેથી દેવજીને ધ્રાસકો પડયો. 'શું છે ?'

'ખાસ કંઈ નથી પણ ફોજદાર સાહેબ આવ્યા છે માટે તે પોંકનાં માટે કણુસલ મંગાવ્યાં છે.'

આવી રીતે દેવજીના ખેતરમાં રોજ ને રોજ કોઈ કણુસલાં માગવા આવતું અને દેવજીથી ના પડાતી નહિ પરસેવે પરસેવે રેબ થઈને કમાએલા પાઈ પૈસા તેના કમાનારને જેટલા વહાલા હોય છે તેટલા જ વહાલા દેવજીને તેનાં કણુસલાં હતાં. એ એક એક કણુ-

સલે દેવજીને પોતાની અને લક્ષ્મીની વચ્ચેનું અંતર ઓછું થતું દેખાતું હતું. તેને આમ વેડફાઇ જતાં જોઈ તેનું કાળજું કપાઇ જતું.

"તે મારા સિવાય બીજો કોઇ ખેડૂત ન મળ્યો ?" દેવજીએ કટાણું મ્હોં કરી પ્રશ્ન કર્યો.

"પણ ભાઇ આખી સીમમાં બીજા બધાં ખેતરોમાં ગતડો લાગ્યો છે, એટલે એની જુવારનો પોંક મીઠો નથી લાગતો."

"તો લો લઇ જાવ. મને ભગવાને નથી માર્યો. એટલે તમે બધા થઇ મને મારવા બેઠા છો." દેવજીએ ગુસ્સામાં ને ગુસ્સામાં કણસલાં કાઢી આપ્યાં.

દેવો ફરી પોંક ખાતાં કરેલી પ્રેમગોષ્ટિ યાદ કરતો કરતો યે વા સાથે વાત કરતો હોઇની તેમ બડબડતો ને હસતો હસતો ઘેર જવા લાગ્યો.

ત્યાં તો ગામનો ચોકીદાર રસ્તામાં મળ્યો.

'હો ! દેવજી પટેલ રામરામ.'

દેવજી એ રામરામ ઝીલવાનું ભૂલી જઇ તેની સામે તાકી રહ્યો. કારણ તેને વ્હેમ આવ્યો કે એ મીઠા બોલા રામરામ પણ તેના ખેતરમાં ખાતર પાડવા જ ઉચ્ચારાયા હશે.

'પટેલ બોલો કે ન બોલો પણ ઓણસાલ તો બે ટોપલા જાર લીધા વગર ખળીમાંથી ઊઠવાનો જ નથી. ગઇ સાલ પણ તમે અમને કંઇ આપ્યું નથી.'

'પણ ભગવાને જ મને રઝળાવી મૂકયો હતો એટલે શું આપું ?'

'તો આ વરસે તો રામજીની મહેર છે, એટલે ઉદાર થજો.'

દેવજીથી હાએ ન કહેવાઇ અને નાએ ન પડાઇ. તે આગળ વધ્યો. આજે કુદરતે તેના વિરોધમાં કાવતરું કર્યું જણાતું હતું. તે ઘડીભર હસાવી રમાડી હવે તેને રડાવવા તૈયાર થઇ હતી. કારણ પાધર પર પહોંચતાં લગીમાં તો ગામના એકેએક કમવાયાં તેને વારાફરતી મળ્યાં અને બધાયે 'બબ્બે ટોપલા જાર લઇ જશું' એવી કારમી વાણી સંભળાવી. એવા એક એક વાકયે તેનાં હૈયામાં શૂળ ભોંકાતી હતી. તે માત્ર કરૂણાભર્યા સ્વરે દરેક વખત મનમાં મનમાં બડબડતો રહ્યો. 'હા, તમારા બધાને માટેજ જાત ઘસી નાંખી જાર ઉધારી હશે !'

પણ પાધરપર તેનામાટે એક ભયંકર વાર્તા વાટ જોઇ ઊભી હતી. એ વાર્તાના કહેનાર હતા નગીનશેઠ, ગામના શાહુકાર.

'દેવા ! આજે હું તારૂં ખેતર જોઇ આવ્યો.'

'શેઠ તમારાં પગલાં પડવાથી અમ ગરીબનું ખેતર પાવન થયું.'

'વાહ શી સુંદર જાર ! જાણે અન્નપૂરણાએ ભંડાર ખોલી દીધો છે.'

'તમારા સરખા વડીલોની દુઆ જ ફળી છે.'

'હં' જરાક અટકી ગંભીર બની શેઠ બોલ્યા 'તો તો એણુ તું તારૂં બધું દેવું ચૂકવી જશે.'

'ના, ના, શેઠ એમ્નુ સાલ થોભી જજો, આવતી સાલે હું પાઇએ પાઇ ચૂકવી દઇશ.'
'તો એમ્નુ આટલી બધી જાર વેચીને પૈસા ક્યાં નાખવા છે?'

"પરણવું છે."

'ઓહો' શેઠ હસ્યા, પણ ફરી સખ્ત થઇ બોલ્યા આવતે વરસ પરણજે.'

'પણ શેઠ એક વરસ વધારે થોભી જાવને?' દેવજીના અવાજમાં કાકુલ્દીભરી વિનંતિ હતી.

'હાથમાં આવેલી જાર ખોઇ હું આવતી સાલ માટે બેસી રહું એવો મૂરખ નથી, સમજ્યો? આવતી સાલ રેલ ન આવે કે દુકાળ ન પડે તેની શી ખાતરી?'

'શેઠ હા કહો કે ના કહો હું આ વરસે એક પાઇ પણ નહિ આપું.' દેવજીએ જરાક કડક થવા પ્રયત્ન કર્યો.

'જોઇશ કે કેવો નથી આપતો. હમે ખેનરે જપ્તી લાવીશ, સમજ્યો?'

શેઠ ધુંઆપુંઆ થતા ચાલતા થયા. ને કોઇએ ડાંગ મારી પગ ભાગી નાખ્યા હોય તેવા લથડતા પગે દેવજી ઘર તરફ વળ્યો.

ત્યાં બારણામાં જ ગામનો વરતણિયો ઊભો હતો. તે દેવજીને જોતાં જ બોલ્યો.

'દેવજી! તલાટીએ સંદેશો મોકલાવ્યો છે.'

'શો છે?' દેવજી સમજી ગયો કે એ પણ મ્હોંકાણની જ ખબર હશે.

'કાલે કારભારી સાહેબ આવવાના છે તારે ખેનરે ભાગબટાઇ નક્કી કરવા આવશું. હાજર રહેજે.'

ભાગબટાઇ કારભારી ને તલાટી એ શબ્દોએ તેના ભાંગેલા પગ વધારે લૂલા થઇ ગયા. તે ઓટલા ઉપર જ કપાળે હાથ દઇ બેસી ગયો. ગયે વરસે કપાસમાં હીમ પડ્યું હતું. તે જોઇ આખીને આખીજ રીતે હતાશ થઇ બેઠો હતો. એ સાલનું દાણ બાકી હતું. તે તલાટીના સંદેશાએ યાદ આવ્યું. એમ્નુ તો જાર ભરભર પાકી છે એટલે સરકાર તે છોડશે નહિ. એ વિચારે તે ઢીલો પડી ગયો. તે બોલ્યો "આ બધામાંથી કોઇ આવતી સાલ માટે ગઢ નહિ જુએ. તો શું મેં આટલા માટે જ રાતદહાડો એક કર્યો હતો? ધરતી માતાએ મારી તપસ્યા અને વિરહવેદના ઓળખી મને લાખ લાખ હાથે દાન કર્યું છે તે આ રાક્ષસો માટે? ના, ના, ધરતી માતાનું દાન હું એમના પાપી હાથમાં નહિ પડવા દઉં. હું હાથ ઘસતો જ રહેવાનો છું તો પછી ભલે એ લોકો પણ હાથ ઘસતા રહે.

તે ફરી બેઠો થયો. તેના પગમાંની કમજોરી ઓસરી ગઇ. કોઢારમાં બાંધેલા બળદો તેના માલીકને આવેલો જોઇ રાજી થતા થતા તેની વાટ જોઇ રહ્યા હતા તે તરફ તેણે નજર પણ ન કરી. તે ખેતર તરફ ચાલી નીકળ્યો. પેટમાં ભૂખ તો લાગી હતી કકડીને, પણ સૂકો રોટલો ગેટલા ઘડવા જેટલી તેનામાં હમણાં ધીરજ ન હતી. તે સીમને માર્ગે પડ્યો ને જોતજોતામાં પોતાના ખેતરને શેઢે આવી ઉભો.

તેણે ત્યાં ઊભા ઊભાજ હાથ જોડ્યા

"ધરતી માતા તમે મારી અને લક્ષ્મીની દયા ખાઇ તમારા અન્નભંડાર ખુલ્લા મૂકયા છે. એને નિર્દય લોકો લૂંટી લેવા માગે છે. હું તો મારી મરજી નથી છતાં ખાલી હાથે જ રહેવાનો છું...માટે હે માનામાવડી! તમે તમારું દાન પાછું લઇ લો. મારી દેખતી આંખે તમારું દાન પાપી લેણદાર ને દાણદારને હાથે નહિ ચઢવા દઉં. લો તમારો ભંડાર તમને સુપરત કરું છું."

તેણે આજુબાજુથી થોડુંક સુકું ઘાસ ભેગું કર્યું ને તેને ખેતરની વચમાં લઇ જઇ સળગાવી મૂકયું. પાકવા આવેલી જુવારનું ખેતર ભડભડ બળવા લાગ્યું. અગ્નિદેવ અન્નનો ખોરાક મળવાથી ઝાળરૂપી લાંબી લાંબી જીભ કહાડી મલકાવા લાગ્યો. દેવજી ખેતરની પાળ પર ઊભો રહી નાચવા લાગ્યો.

"લે લેતા જાવ! પસાયતા, ચોકીદાર, પસવાયા ભાગ લેતા જાવ. ઓ લેણદાર ને દાણદાર! તમેય લેતા જાવ. આવો આ હોળીએ તાપો ને એક એક ચપટી ધૂળ લેતા જાવ. મારા હૈયાની રાખ લેતા જાવ."

આકાશમાં ચાર ઘડી માટે ઉગેલું અજવાળી ત્રીજનું ચાદરણું અલોપ થયું. ધરતી પર જનરની હોળીએ પ્રસરેલું અજવાળું પણ ઓસરી ગયું. અને દેવજીના હૃદયમાં સદા કાળની અમાસનું અંધારું ફરી વળ્યું.

---


## ગણદેવા ટેલરીંગ એન્ડ કટીંગ કલાસ

"દરજી કામ શીખવા માટે"

હમારાં કપડાંથી શીવણ તથા વેતરકામ ગણિત પદ્ધતિસર ઘણી જ ઉમદા અને સરળતાથી શીખવવામાં આવે છે, આજ સુધીમાં સેંકડો વિદ્યાર્થીઓએ લાભ લીધો છે, શીખનારની ઉમર વર્ષ અઢારથી ઉપર અને ભણેલો હોવો જોઇએ.

આખા કોર્સના રૂા. ૨૫) મુદત માસ ત્રણ, રહેવાનું મફત. વધુ માટે મળો યા લખો.

મુ. પો. ગણદેવા : વાયા : બીલીમોરા

# પ્રાચીન નાગરિક સ્વાસ્થ્ય વ્યવસ્થા

શ્રી. ઈશ્વરલાલ કસનજી નાયક.
બી. ઈ., એમ. આઇ. ઇ. એમ. આર. સેની. (લંડન)

આપણે આર્યોના સંતાન છીએ પરંતુ આપણાં નગરો આર્યોનાં નગર નથી એમ કહેવામાં કંઇ બાધ નથી. ગંદુ અને અસ્વાસ્થ્યકર આધુનિક હિંદુસ્તાનનું શહેર ત્યાંના વાસીઓની નાગરિક સ્વાસ્થ્ય સાચવવાની વૃત્તિ તરફ ઉદાસીનતા જાહેર કરે છે. એમ કહેવું પણ અતિશયોક્તિ પૂર્ણ નથી. ભારતનું એક પણ નગર પ્રાચીન આર્યોના નગરનો નમૂનારૂપ નથી અને આપણા પ્રાચીન શિલ્પીઓ અને વસ્તુશાસ્ત્રીઓની કૃતિની ઝાંખી તો ફક્ત જમીનમાંથી ખોદી કાઢેલાં ખંડિયેરો જ બતાવે છે. એ ખંડિયેરોનાં હૃદયમાં આપણી કળા, કૌશલ્યનો મૂક ઇતિહાસ ઢંકાએલો છે. એટલું તો સ્પષ્ટ પ્રતિત થાય છે કે પ્રાચીન આર્યોને નગર અને નાગરિક સ્વચ્છતાને માટે અત્યંત લાગણી હતી. અને તેઓ વૈયક્તિક સ્વચ્છતા અને સામૂહિક સ્વચ્છતાને સમાજનું અંગ ગણતા હતા.

શુક્રાચાર્ય નગર રચનાને માટે નિયમો બનાવતી વખતે નાગરિક સ્વચ્છતાનો પૂરો ખ્યાલ રાખે છે. સ્વચ્છ પાણી પૂરતા પ્રમાણમાં છે કે નહીં તેને માટે પ્રથમ ધ્યાન ખેંચે છે. નગરમાં ઉદ્યાન અને વાટિકાઓ બનાવવાની સૂચના આપે છે. નાગરિક વ્યવસ્થા માટે એ ઉત્તમ છે એમ બતાવ્યું છે. નીચી ભૂમિ નગરને માટે નિષિદ્ધ ગણી છે. પૂર્વના તરફના ઢાળ વાળી જમીનને મહત્વ આપે છે. ભારતભૂમિનો સ્વભાવિક ઢાળ પૂર્વ તરફ છે એ કહેવું યથેષ્ઠ થશે.

સૌથી ઉત્તમ આર્ય નગર રચનાની વ્યવસ્થામાં એક વાત એ છે કે પ્રત્યેક વર્ણ માટે જુદી જુદી વ્યવસ્થા છે. એનાથી નાગરિક સ્વાસ્થ્ય ઘણું ઉત્તમ રહેતું. અમુક વ્યવસાયી, જેઓના વ્યવસાયથી જન સમુદાયનુ સ્વાસ્થ્ય ભયમાં આવવાની ધારતી રહેતી, તેમને શહેરની બહાર રાખવામાં આવતા. ચાંડાલ, કસાઈ, મોચી, મૃત પશુ ઉંચકનાર ઇત્યાદિ પ્રત્યેક દશ ઘરોની વચ્ચે એકકૂવાનો નિર્દેશ કૌટિલ્ય કરે છે. અને તેનેસ્વચ્છ રાખવાની ફરજ નાગરિકોની હતી તથા રાજકર્મચારીઓ તેની પરીક્ષા પણ કરતા.

શુક્રાચાર્યે નાની ગલીઓ બનાવવાનો નિષેધ કર્યો છે. મકાનોની ઉંચાઇ માટે પણ તેમણે વ્યવસ્થા આપી છે અને એક ગલીમાં એકજ ઊંચાઇના મકાન હોવાં જોઇએ એમ વ્યાખ્યા આપી છે. શુક્રાચાર્ય જ જગતના શિલ્પીઓમાં પ્રથમ હતા, જેમણે ઊંચી પૂરણીના મકાનો બાંધવાની તથા મકાનમાં ઓટલા રાખવાની સૂચના આપી છે. તેમણે મકાનો એકદમ રસ્તા પર બાંધવાને માટે પણ નિષેધ કીધો છે. રસ્તા અને મકાનની વચ્ચે એક પગપાળો Foot path રસ્તો રાખવા સૂચવ્યું છે. મકાનની પહોળાઇના એક તૃતીયાંશ જેટલી પહોળાઇ પગરસ્તાની હોવી જોઇએ એમ પણ સૂચવ્યું છે. પ્રત્યેક મકાનોનું મુખ રસ્તા તરફ અવશ્ય હોવું જોઇએ. મકાનોની પાછળ ગલીઓ ફક્ત મળમૂત્ર સાફ કરનાર ભંગીઓ માટે હોવી જોઇએ એમ શુક્રાચાર્યે સ્પષ્ટ લખ્યું છે. પ્રત્યેક મકાનનું

આગલું, વચલું, અને પાછલું બારણું એક જ લાઇનમાં હોવું જોઇએ જેથી વાયુ પૂર્ણ રૂપે ઘરમાં પ્રવેશ કરી શકે. પ્રત્યેક ઘરનું ગંદુ પાણી નળીઓ વાટે મોટી નાળીમાં અવશ્ય જવું જોઇએ નહીં તો ઘરના માલિકને દંડ થતો.

આર્યો રસ્તા પર કચરો નાખનાર ને મોટો અપરાધી ગણતા હતા. મનુએ વ્યાખ્યા આપી છે, જે મનુષ્ય રસ્તા પર કચરો ફેંકે તેને બે સુવર્ણમુદ્રા દંડ કરવો અને કચરો જલદી સાફ કરાવી દેવો. મનુને સ્વચ્છતાનો એટલો બધો ખ્યાલ હતો કે છોકરાંઓને પણ કચરો ફેંકવા માટે શિક્ષા ફરમાવી છે 'રોગી, વૃદ્ધ, ગર્ભિણી, આતુર અને બાળક પણ જો રસ્તા પર મળમૂત્ર વિસર્જન કરે તો તેઓને સખત ચેતવણી આપી તેઓ પાસે જ રસ્તો સાફ કરાવવો અને પછી જવા દેવાં. પરંતુ આજકાલ સડક પર કચરો ફેંકવો અને સડક પર મળમૂત્ર વિસર્જન કરવું સામાન્ય થઇ પડયું છે. મનુએ કૂવા અને તળાવને અપવિત્ર કરનારને માટે પણ સખત શિક્ષા ફરમાવી છે.

પ્રાચીન આર્યોમાં મરકી નહીં ફેલાતી તેનું કારણ કોઇ અર્ધદગ્ધ વિદ્વાન મંત્ર અને દેવતાઓની કૃપા કહે તો તેણે પ્રાચીન આર્યોના નગરોની વ્યવસ્થા પર એક દષ્ટિ નાંખવાની જરૂર છે.

---


ઇમારતી લાકડાં અને સાઇઝો

ઉત્તમ માલ

કિફાયત ભાવ

ઇમારતને બરની દરેક જાતની સાઇઝો તૈયાર મળશે.
મેંગલોરી નળિયાં તથા દરેક જાતના પત્થરો પણ મળશે.
મલબારી-પાટિયાં તથા કામડીના ભારા પણ મળશે.

દેસાઇ પરાગજી જગાભાઇ એન્ડ કું.

હે. ઓ. બંદરરોડ,
નવસારી

બ્રાન્ચ: ઇમારતી લાકડાંના વેપારી
સ્ટે. રોડ—નવસારી

# સત્યાસત્ય

શ્રી. પંકજ

લખનૌનું સ્ટેશન એક દર્શનીય સ્થાન છે. બ્હારથી પ્રવેશ કરતી રેલ્વે ટ્રેનને તે એક મોટું સ્મારકના રૂપમાં દેખાય છે. તેના સુંદર ઘુમટો અને સુંદર કળામય કૃતિ કોઇ પણ મનુષ્યનું ધ્યાન ખેંચ્યા વગર રહેતાં નથીઃ મારા પ્રથમ આગમન સમયે લખનૌમાં સ્ટેશન પર સંધ્યાકાળ પસાર કરવા મારો નિયમ થઇ પડયો હતો. બુક સ્ટોલનાં ચોપડાં તપાસતાં અને યાત્રીઓનું બારીક નીરિક્ષણ કરતાં સ્હેજ બે ત્રણ કલાક નીકળી જતા.

શરદઋતુ પોતાના પતન તરફ આંસુ વ્હેવડાવી હવે જવાની તૈયારી કરતી હતી. સ્ટેશન પર એંગ્લો ઇંડિયનો અને યુરોપીઅનોનાં ઝૂંડના ઝૂંડ ઊભાં હતાં. છોકરાંઓની સ્કૂલો અને કોલેજો મસુરીમાં ખુલવાની હતી માટે માતાપિતા પોતાનાં સંતાનોને વિદાય કરવા આવ્યાં હતાં. સ્ટેશન પર પુષ્કળ કોલાહલ થઈ રહ્યો હતો. થોડીવાર પછી દેહરાદૂન એક્સપ્રેસ આવવાની હતી હું ચૂપચાપ પ્લેટફોર્મ પર ફરતો હતો. એક બુરખાધારી સ્ત્રી એક તરફ એકલી ઉભેલી હતી. તેની સાથે કોઈ હતું નહીં. હું પ્લેટફોર્મને છેડેથી પાછો ફર્યો ત્યારે જોયું કે તે બાઇએ બુરખો પાછળ નાંખી દીધો હતો. તેનું સૌંદર્ય આકર્ષક તેમજ મોહક લાગતું હતું. હું જેવો પસાર થતો હતો ત્યાં તો એ મધુર અવાજ સંભળાયો, 'બાબુ, મહેરબાની કરકે યહ બતાઇએ કી મેરી યહ ટિકિટ કહાં કી હૈ?'

હું ક્ષણ ભર ઊભો રહ્યો, પછી એક ટિકિટ કલેક્ટરને દૂર જતો બતાવી બોલ્યો, 'ઉસ ટિકિટ કલેક્ટર સે પૂછો. મૈં રેલ્વેકા નોકર નહીં હું.' હું આવું કેમ બોલ્યો હોઇશ તેનો ઉત્તર આજે પણ હું આપવા અશક્ત છું. પરંતુ મારા એક મિત્રે કહયું હતું કે લખનૌમાં ઠગાવાની ધાસ્તી અત્યંત હોય છે.

પેલી બાઇ કંઇ ગણગણી. મારો જવાબ જરા લાગણી વગરનો હતો. હું શરમાયો પણ આગળ વધ્યો.

આગળ વધતાં સામેથી એક અર્ધપક્વ દાઢીવાળા મુસ્લિમ સજ્જન આવતા દેખાયા. તેમની આંખોમાં આંજેલા સુરમાની આછી છાયા તેમના વિલાસી જીવનની ઝાંખી આપતી હતી. સુંદર અચકન અને ચૂડીદાર પાયજામો અને હાથમાં એક નાનું પોટલું તેમના શરીરને આભૂષિત કરી રહ્યાં હતાં. તેઓ આગળ વધ્યાં. મેં આગળ વધતાં પાછળ ફરી જોયું તો તો તે બાઇની આગળ તે ભાઇ ઊભા રહી કંઇ વાતો કરવા લાગ્યા. મુખ પર હાસ્ય વેરાતું અસ્પષ્ટ દેખાતું હતું

દેહરાદૂન એક્સપ્રેસ આવી. સ્ટેશન પર કોલાહલ વધારે પ્રમાણમાં થવા લાગ્યો. ફેરીઆઓએ પોતાના સૂરને વધારે બુલંદ કરવામાં ડહાપણ માન્યું. યાત્રીઓ ઉતરવા અને ચઢવાની ગડમથલમાં પડયા. હું પણ ટ્રેનની પાસે ફરતે ફરતો આગળ જતો હતો.

એકાએક કોઇએ બૂમ મારી. એક ઇંટર કલાસના ડબ્બામાંથી માથું બ્હાર કાઢી બોલાવતા ફરહતને મેં જોયો. હું પાસે ગયો. તે મસુરી જતો હતો. મને અંદર બેસવા કહ્યું અને હમે વાતે ચઢયા. પેલા મુસ્લિમ સજ્જન પણ થોડી વારે તે જ ડબ્બામાં આવીને બેઠા. થોડીવારે એક સ્ત્રી ટિકિટ કલેકટર હમારા ડબ્બામાં આવીને બોલી, 'ઇંટર કલાસ Ladies Compartment મેં જો એક Lady હૈં ઊનકી ટિકિટ કિસકે પાસ હૈ?'

હમે ચૂપ રહ્યા. ફરહત એકલો જતો હતો. બીજા બે યાત્રીઓ સામન મૂકી પ્લેટ-ફોર્મ પર ફરતા હતા. તે બાઇ પાછી બૈરાંના ઇંટર કલાસમાં જઈ આવી અને પેલા મુસ્લિમ સજ્જનને કહ્યું. 'મીસ્ટર આપકી wife (પત્ની) કી ટિકિટ કહાં હૈ.'

પેલા સજ્જન આશ્ચર્યપૂર્વક એકાએક બોલી ઊઠયા, 'મેરી wife! (પત્ની) મેરી wife તો સાથ નહીં હૈ.

પેલી બ.ઇ જરા ચીડાઇને બોલી, 'અચ્છા ચલો ફીર ઉસ ડબ્બે મેં!'

પેલા ભાઈ ઉતર્યા, હું પણ બારીમાંથી જોવા લાગ્યો. પાસે બૈરાનાં ડબ્બામાંથી માથું કાઢી એક બાઇ બોલી, 'ઇસે ટિકિટ બતા દીજીએ.' મેં તે બાઇને ઓળખી. તે પેલી બુરખાવાળી બાઇ હતી. હું વિચારમાં પડી ગયો.

'કૌન સી ટિકિટ!'

'અરે આપ ભી મઝાક (મશ્કરી) કરતે રહતે હૈ. ટિકિટ બતા કયોં નહીં દેતે?'

પેલા ભાઇના ચહેરા પર એક વિચિત્ર પ્રકારના હાવભાવ દેખાયા. તે ગભરાઇને ટિકિટ કલેકટરને કહેવા લાગ્યો, 'યહ હમારી wife (પત્ની) નહીં હૈ ઔર ઇસકી ટિકિટ કી બાત મૈં નહીં જાનતા.'

ટિકિટ કલેકટર કંઇ બોલે તે પહેલાં તો તે બુરખાવાળી બાઇ બોલી ઊઠી, 'આપ કયા કર રહે હૈં? ઘરમેં તો હંસી દિલ્લગી (ઠઠ્ઠા) હોતી સુની ગઇ હૈ પર આપ તો ખુલ્લે આમ સ્ટેશન પર ભી મઝાક કરને સે બાઝ નહીં આતે.'

આ શબ્દોમાં એક ભેદક પ્રભાવ હતો. ટિકિટ કલેકટરને ખાત્રી થઇ ગઈ કે મિયાંભાઈ પાસે ટિકિટ હતી પરંતુ વાત ઉડાવતા હતા. તે કડક શબ્દોમાં બોલી, 'મીસ્ટર આપકા Private (ખાનગી) quarrel (લડાઇ)કો સ્ટેશને પર લાનેકી જરૂરત નહીં હૈ. ટિકિટ બતલાઇએ નહીં તો મૈં આપકી wife (પત્ની) કો ગાડી મેં સે ઉતાર દૂંગી.

'પર મૈં અલ્લાહ ઇશ્વરકી કસમ ખા કર કહતા હૂં કી યહ મેરી wife (પત્ની) નહીં હૈ. પેલા સજ્જન બોલ્યા.'

'અલ્લાહ કી કસમ ખાતે શરમ નહીં આતી. અભી અભી તો સીધે થે ઇતની દેર મેં કયા હો ગયા?'

બેચાર માણસો એકઠાં થઇ ગયાં હતાં. એક હિંદુ સદ્‌ગૃહસ્થ બોલ્યા, 'મૌલવી સાહેબ, આપ ટિકિટ કયોં નહીં બતાતે?'

'અરે ભાઇ, યહ મેરી બીબી નહીં હૈ ટીકીટ કહાં સે બતાઉં માલુમ નહીં યહ બલા (આફત) કહાં સે આઇ.'

બુરખાવાળી સ્ત્રી પેલા હિંદુ ગૃહસ્થને ઉદ્દેશીને બોલી,

'ઇનકી તો યહી આદત (ટેવ) હૈ. જહાં દેખો વહાં મઝાક. કમસેકમ દુનિયા કા તો ખ્યાલ રખના ચાહિયે.'

પેલા ભાઇના ચ્હેરા પર હવાઈ ઊડવા માંડી. ગાડીમાં એક વધારેનો ડબ્બો જોડાતો હતો. એટલે ઉપડવાને જરા વાર હતી. પેલી એંગ્લો ઇંડિયન ટિકિટ કલેકટર પણ શું કરવું તે મુંઝવણમાં પડી. એકાએક તેનો કોઇ પુરૂષ મિત્ર (એંગ્લો ઇંડીયન) આવી પહોંચ્યો. તેણે તેને બનાવ કહ્યો. તે બોલ્યો. "Yes, they are husband and wife. I just saw them chatting all right. Perhaps they have fallen out and this rogue is deserting her. (હા, તેઓ ધણી ધણીઆણી છે. અત્યારે તો મજેથી વાત કરતાં મેં જોયાં છે. લડયાં હશે અને આ બદમાશ તેને મૂકીને નાસી જતો લાગે છે!")

ઊભેલા માણસોની સહાનુભૂતિ બુરખાવાળી સ્ત્રીના તરફ વળી. મિયાંભાઇએ ચારે તરફ નિરાશાસૂચક દૃષ્ટિ ફેંકી. કોઇ ઉપાય હતો નહીં. મને એ ભાઇ પર સ્હેજ દયા આવી. મેં સ્ત્રી ટિકિટ કલેકટરને બોલાવી બુરખાવાળીની પાસે ટિકિટ હોવાનું કહ્યું અને મારી પાસે પણ વંચાવવા આવી હતી એમ જણાવ્યું. મિંયાભાઇ તેની ટિકિટ વાંચવાની પંચાતમાં પડયાથી આ બધી ધમાલ થઇ છે, એમ મારી ધારણા તેને બરોબર સમજાવી. પરંતુ એ વાતનો પૂરાવો શું હતો?

ટિકિટ કલેકટરે કહ્યું, 'All right I will see (વારૂ. હું જોઇશ) તેણે જઇને તે બાઇને કહ્યું,' તુમ ટિકિટ બતાઓ નહીં તો ગાડીસે ઉતરો.'

'ટિકિટ તો ઉનકે પાસ હૈ.'

'હમ કુછ નહીં સમજતા. ટિકિટ બતાવો નહીં તો નીચે ઉતરો, નહીં તો પોલીસ બુલાયેગા'

તે બાઇ કંઇક ગભરાઇ પણ બોલી, 'હમારી ટિકિટ તો ઉનકે પાસ હૈ ઔર હમારી બેઇજ્જતી કરા રહે હૈં.',

આ શબ્દોએ માણસો પાછા વિચારમાં પડી ગયા. મિયાંભાઇ ખસવાની તૈયારીમાં હતા પરંતુ એક માણસે પકડી રાખ્યા હતા. આ વિષયમાં સત્યાસત્યનો નિર્ણય કેમ થાય. ટિકિટ કલેકટર પાછી વિચારમાં પડી ગઈ, થોડીવારે સ્ટેશન માસ્તરને બોલાવી લાવવામાં આવ્યા. તે પણ આ સ્થિતિ જોઇ વિચારમાં પડી ગયા.

'સાહેબ, મૈં બાલબચ્ચેવાલા આદમી હૂં. ઇસકી ટિકિટ પઢનેકો ખડા રહા વહી મેરા ગુનાહ થા. અબ અલ્લાહ કી કસમ ખા કર કહતા હૂં કી કોઇભી ઔરતસે બાત નહીં કરૂંગા' મુસ્લિમ સજ્જન બોલ્યા. મિયાંની વાતોમાં કોઇને વિશ્વાસ આવતો ન હતો.

સર્વે તે રૂપવતી સ્ત્રીની દયા ખાતા હતા. સ્ટેશન માસ્ટરે થોડીવારે ખુલાસો કીધો, તુમ Husband, wife (પુરૂષ, સ્ત્રી ) હૈ કી નહીં ઉસસે Railway Company કોઇ કામ નહીં હૈ તુમ ઔરત ટિકિટ બતાઓ નહીં તો ઉતરો, ટિકિટ લેના તબ જાના.''

બાઇએ હવે ઉતરવામાં ડહાપણ માન્યું. ગાડી ઉપડવાનો વખત થયો. મિયાંભાઇ ગાડીમાં બેસી ગયા તે બાઇ ચૂપચાપ ઉભી હતી. થોડીવારે તે એકાએક બોલી ઊઠી,

' હરામજાદે તેરે નસીબ મેં કાલિખ ( કાજળ ) લગી હુઇ હૈ. આપની બીબીકી મઝાક કરને સે ભી બાઝ નહીં આતે.'

ગાડી ઉપડી તે બાઇ ત્યાં જ ઊભી હતી.

તેની આંખોમાં એક ઝનુન દેખાતું હતું અને મુખ પર નિરાશા. હું વિચાર કરતો હતો કે બાઇની ટિકિટ જે વંચાવવા ફરતી હતી તેનું શું થયું હશે. મિયાંભાઈ તેના અપરિચિત હતા એમ મને તો સ્પષ્ટ લાગ્યું પરંતુ વધારે વિચાર ન કરતાં હું આગળ વધ્યો. બહાર નીકળતાં મેં પાછળ જોયું તો તે બાઇ પ્લેટફોર્મના એક સ્તંભ પાસે ઉભી રહી પોતાનો બુરખો પાછો ઓઢતી દેખાઇ.

---

# પીછું

નિરભ્ર નીલા નભમાં ઊડન્ત,
વિમાનશું એકલ કોક પંખીડું;
સુતપ્ત નીચે વહતી નદીમાં
ખર્યું સુંવાળું નિજ શુભ્ર પીછું.
સરિત વીચિ મહીં અંટવાતું,
પ્રવાહમાં સ્હાયહીણું વહન્તુ,
ન જાણતું પંથ અનંત, અન્ત;
પૂછેય કોને ? તૃણ શું વહ્યે જતું.

હુંયે પીછું મુક્ત વિરાટ દેહનું
પડ્યું અહીં જગત સરિત્ પ્રવાહમાં
સુતપ્ત; વિશાદ વીચિ વીંધાતો
ન જાણતો પન્થ અનન્ત, અન્ત.
સાથીહીણો, એકલ ને અસાહ્ય
વહું પીંછાશો હુંય કાળસિન્ધુમાં.

' અનન્ત'

# હિન્દનું પશુધન

શ્રી. પ્રફુલ્લચંદ્ર શાહ

દુનિયામાં એકજ દેશ ગાયની પૂજા કરે છે, તેજ દેશની ગાયો ઓછામાં ઓછું દૂધ આપે છે એ દુઃખની વાત છે. જગતમાં ૬૯૦,૦૦૦,૦૦૦ પશુઓ (ઢોર) છે. તેમાંનાં ૨૧૫,૦૦૦,૦૦૦ હિન્દમાં છે. દુનિયામાં દર સો માણસ દીઠ સાઠ પશુઓ છે. હિન્દની ખેતીના મોટા ભાગનું કામ પશુઓ કરે છે પણ બીજા દેશોની સરખામણીમાં તેઓ ઓછો પાક ઉત્પન્ન કરે છે. હિન્દમાં ગમે તેવાં પશુઓની અનિયંત્રિત ઉત્પન્નથી આર્થિક દૃષ્ટિએ હાનિકારક ઘણાં પશુઓ થયાં છે.

હિન્દુસ્તાનમાં પશુઓની સારી જાત નથી એમ નથી. ઘણીક જાતો તો અતિ ઉત્તમ છે. અને તે જાતના આખલા પાડાને પશુઓની ઓલાદ સુધારવા માટે ફિલિપાઇન્સ લઇ જવામાં આવ્યા હતા. જો અહીં પશુઓની સંપૂર્ણ કાળજી કરવામાં આવે તો તેમની જાતો સુધરી ઉત્તમ થઇ શકે એવી છે.

બીજા દેશના પશુઓમાં નહિ માલમ પડતી સહનશકિત હિન્દના પશુઓમાં દૃષ્ટિગોચર થાય છે. ઓછું ખાવા છતાં સારૂં દૂધ આપતી અને તાપ સહન કરવા છતાં દૂધશક્તિ ન ઘટવા દેતી ગાયો હિન્દમાં છે. બીજા દેશના ઘોડાઓ જે શ્રમ અને તાપ સહન કરી ખેતીનાં કામો કરી શકતા નથી તે કામો હિન્દના બળદો સહેલાઇથી કરે છે. પશુઓએ પાચન શક્તિ પણ સારી રીતે કેળવેલી જણાય છે. ઓછો, જાડો અને નિઃસત્વ ખોરાક ખાઇ પશુઓ અહીં ટકી રહે છે. એવા સંજોગોમાં તો પરદેશી પશુઓ નાશ જ પામે છે આવા ખોરાકથી અશક્ત બનેલાં પશુઓ સહેજ સારો ખોરાક મળતાં અદ્ભુત રીતે ત્વરાથી પાછાં લોહીયાળ બને છે.

પણ હિન્દના પશુઓ આર્થિક દૃષ્ટિએ બોજારૂપ છે. હિન્દની ગાયને પુખ્ત વયે પહોંચતાં વખત લાગે છે. ચાર પાંચ વરસની થાય નહિ ત્યાર પહેલાં તે બચ્ચાંની માતા થઇ શકતી નથી. સમશિતોષ્ણ દેશની ગાયો બેત્રણ વરસની થાય ત્યારથી બચ્ચાંનો જન્મ આપતી બને છે આ વિલંબ આર્થિક દૃષ્ટિએ ઘણો મોંઘો થઇ પડે છે. હિન્દની ગાયોનાં દૂધમાંથી સારા પ્રમાણમાં માખણ મેળવી શકાય છે એ ખરૂં છે તથાપિ પ્રમાણમાં તે ઘણું ઓછું દૂધ આપે છે. હિન્દુસ્તાનની ગાયો વાર્ષિક સરેરાશ ૬૦૦ થી ૭૦૦ રતલ દૂધ આપતી માનવામાં આવે છે. રોજ માત્ર એક જ ક્વોર્ટ દૂધ આપતી ગાય તેના ખોરાકનું પણ પૂરૂં વળતર કેવી રીતે આપી શકે ? પણ હિન્દી ખેડૂતો ખર્ચનો હિસાબ ગણતા જ નથી. ઢોર, ચારો તેની રખેવાળી, કોંઢારાનું ભાડું, ભરદાસ, દૂધ દોહવાની મહેનત વિગેરેનો ખરચ ગણતરીમાં લેવાતો નથી.

આ સર્વનો ચોકકસ ખરચ કાઢવાનું કામ ઘણું મુશ્કેલ છે. પણ ઢોરને આપવામાં આવતો ચારો, દાણો, તેના કોઢારાનું ભાડું, તેને માટેની ભરદાસની મજુરી, તેની રખેવાળી એ સઘળું ધ્યાનમાં રાખીયે તો માસિક એક પશુનો ત્રણ રૂપિયા ખરચ આવે છે, એમ આપણે મુકરર કરીએ તોપણ વસ્તુતઃ ખર્ચ ઓછો જ ગણ્યો લેખાશે ગાયનું દૂધ તેના

વાછરડાં અને તેના મરણ પછી તેના ચામડાની કિંમત પણ ગણતરીમાં લઈએ તોપણ તે તેનો ખર્ચ પૂરી કરતી નહિ જણાશે. હિન્દના પશુ આ પ્રમાણે હિન્દને મોટા-બોજારૂપ છે કોઈ અહીં એમ દલીલ કરશે કે આ સઘળું ક્યાં રોકડું આપવામાં આવે છે, પણ જે ચારો, જે મહેનત, વગેરે પશુઓ માટે વપરાય છે તેનો બીજો ઉપયોગ કરી શકાય તો દેશને મોટો લાભ થાય.

એમ કહેવામાં આવે છે કે બંગાળામાં લોકો ઢોરના ચારા માટે કંઇ ખરચ કરતા નથી પણ ગૌચર અને જંગલની જમીનમાં છૂટાં ચરવા મૂકે છે. એ ઢોર પર ગોવાળીઆઓ હોય છે. એ ગોવાળીઆઓ આખો દિવસ શું મહેનત કરે છે? આમ જનશક્તિનો નિરર્થક વ્યય થાય છે. એનરો ફરતે સારી વાડ કે કમ્પાઉન્ડ કરવામાં આવે તો ગોવાળીઓ રાખવાની શું જરૂર? આ ગોવાળીઆઓ હોય છે છતાં ઢોરો પાકને દર વરસે પુષ્કળ નુકશાન કરે છે એવી તેઓ દેખરેખ રાખે છે. જંગલમાં ઘણા ગોવાળીઆઓ તાપણું કરી ઝાડો બાળી મૂકે છે. આ બધું નુકશાન શા માટે ધ્યાનમાં લેવામાં આવતું નથી? પણ અહીં લોકો ઢોરની તરફેણ કરે છે. જંગલની કિંમત વિષે તેમને કદી પરવા નથી.

માણસ બીજાં સર્વ પ્રાણીઓ પર હકુમત ચલાવવા જન્મ્યો છે એ સત્ય અહીં વિચારે પાડવામા આવે છે કારણ કે અહીં તો પશુઓ માણસ પર હકુમત ચલાવે છે. હિન્દુસ્તાનની ગરીબીનું મોટું કારણ દેશના પશુઓ છે, ઘણા ખેડૂતો પશુઓને અર્ધ ભૂખ્યાં રાખે છે, તેમને વાછરડાં જન્મે ત્યારે સ્થિતિ વધારે ખરાબ થાય છે પણ અહીં ક્રમ બદલી શકાતો નથી. મહાત્મા ગાંધીજીએ પણ એકવાર શોક પ્રદર્શિત કર્યો છે કે 'હિંદમાં ગાયોનું સન્માન કરવામાં આવે છે. છતાં અહીંની ગાયોની જાત તદ્દન નબળી છે,'

હિન્દ સિવાયના સર્વ દેશો આર્થિક હેતુ સન્મુખ રાખીને જ પશુઓ પાળે છે. બીજા દેશોની ગાયો વાર્ષિક સરેરાશ ૪૫૦૦થી ૮૦૦૦ રતલ દૂધ આપે છે. ખેતીનું કામ પણ તેમની પાસે એવી રીતે લેવામાં આવે છે કે તેઓ આર્થિક દૃષ્ટિએ લાભકારકાજ રહે. હિન્દુસ્તાનમાં બધાં કરતાં ઢેર બળદોને ભાગે માત્ર જૂજ જેવું જ કામકાજ આવે છે.

ખેતી ખેડવા અને દેશના ૬૦લાખ કૂવામાંથી પીત માટે પાણી કાઢવા માટે હિન્દમાં બળદો કામમાં લેવામાં આવે છે, ખેતરથી ગાડામાં અનાજ ભરી ઘેર લાવવામાં પગની ખરીથી અનાજના કણ છૂટા પાડવામાં વગેરે કામમાં બળદોનો ઉપયોગ થાય છે. હિન્દને કેટલા બળદોની જરૂર છે? હિન્દમાં ત્રીસ કરોડ એકર જમીન ખેતીના ઉપયોગમાં લેવામાં આવે છે. અગાઉ જણાવેલાં ઢોરોની સંખ્યામાં અર્ધ ભાગ નરપશુઓ છે એમ આપણે ધારીએ તો હિન્દમાં ૧૦૬,૫૦૦,૦૦૦ બળદો પાડાઓ સહિત છે. તો પ્રત્યેક બળદને ભાગ ત્રણ એકર જમીન ખેડવાની આવે છે. આ સંખ્યાના ચોથા ભાગના બળદો હજી ખેતીનું કામ કરવા માટે ઘણા નાના છે. અમુક થોડા શહેરમાં માલ વહેવાના ગાડાઓ માટે વપરાય છે. તો એક બળદની જોડ ૭ એકર જમીન ખેડે છે એક બળદની જોડ નભાવવાનો વાર્ષિક ખર્ચ ૧૫૦ રૂ. આવે છે તો આપણે હવે જોઇ શકીએ કે ૭ એકર જમીન ખેતી કરવામાં બળદનો જ ખર્ચ ૧૫૦ રૂ. આવે છે.

સરકારી ફાર્મોમાં જ્યાં વ્યવસ્થિત પદ્ધતિસર ખેતી કરવામાં આવે છે, ત્યાં બળદોની એક જોડ ૧૪ એકર જમીન ખેડે છે. ત્યાં ખેતી ઉપર બળદોનો ખર્ચ માત્ર અર્ધો જ થઇ જાય છે, જો આ પદ્ધતિ સર્વત્ર અખત્યાર કરવામાં આવે તો હિન્દમાં વાર્ષિક અબજો રૂપિઆ બચે.

આમ ન થવા માટે અગણિત કારણો છે બળદોની જોડ પાસે વધારે એકરો ખેડાવી શકાય એ ખરૂં પણ સંખ્યાબંધ નાના ખેડૂતો પાસે એટલી જમીનજ નથી. કેટલાક ભાગોમાં ફુજેટલી જમીન અણખેડેલી છે કારણ લોકો ત્યાં ખેતી કરવા માટે વસવાટ જ નથી કરતાં. કેટલાંક સ્થળે લોકો ખેતી કરવા ખુશી છે પણ તેઓ પાસે ખેતી કરવાનાં સાધનો નથી, તેઓ ઓજારો લઇ શકતા નથી કે નથી તેઓ બળદો લઇ શકતા. વળી બીજી જગ્યાએએ નહેરોની સગવડ નથી ત્યાં જમીન પડતર પડી રહે છે. નહેરોની સગવડ વિનાના સ્થળે બળદોને ૩૬૫ દિવસમાંથી ૬૫ કે ૮૦ દિવસ તો પીતના કામમાં રોકાવા પડે ! વળી ખેડૂતો બાવા આદમના વખતમાં વપરાતાં તેવાંજ હળો હજી વાપરે છે. તે હળો નાનાં બીન ઉપયોગી રોપાઓને ઉખેડી નાખે છે પણ મોટા ઉંડા મુળવાળા રોપાઓ તે કાઢી શકતાં નથી. તેમજ જમીન ફેંકેલી અંદર ખાતર દબાવી શકતાં નથી.

આ નાની ચીપવાળાં કોશલાં કઠણ જમીન ખેડી શકતાં નથી તેથી ખેડૂતને વરસાદની શહ જોઇ બેસી રહેવું પડે છે. વરસાદથી જમીન પોચી થાય છે. ત્યારે જ ખેતરો ખેડાય છે. પંજાબમાં એક કહેવત છે કે જાન્યુઆરિથી મેના મધ્યભાગ સુધીમાં જમીન ખેડવામાં આવે તો સોનું પાકે, ત્યાર પછી પણ વર્ષા પહેલાં જમીન ખેડવામાં આવે તો રૂપું પાકે અને વરસાદ પછી ખેડાય તો તેમાં નાંણુ પાકે.

કેટલીક જમીનો ઘણી સખત છે. માત્ર તાપથી તે સખત બને છે એમ નથી પણ ક્ષારોથી તે કઠણ બને છે આ જમીન જો છથી બાર ઇચ ખેડી થોડો સમય પડી રહેવા દેવામાં આવે તો ક્ષારવાળા ભાગો જમીનમાં દબાશે એટલું જ નહી પણ વરસાદ પડતાં ઉપરથી જ વહી જતાં પાણીનો સારો સરખો ભાગ અંદર પચી તે અતિ ફળદ્રુપ બને. જો એનો લાભ લેવામાં આવે નહિ તો ઉપયોગી ક્ષારો પાણીમાં ધસડાય દરીઆમાં ચાલી જાય છે. મિસિસિપિ કરતા ગંગાની કરતે આવેલી ખેતીની જમીન કે કરતાં ઓછી છે. છતાં ગંગા નદી મિસિસિપિ કરતાં આઠ ગણો વધારે કાંપ દરિઆમાં ઘસડી જાય છે. હિન્દમાં ખેતરોમાં ઓછા ઉતરતા પાક માટે આ એક મોટું કારણ છે.

હિન્દી પ્રજાના મોટા ભાગના લોકો શાકાહારી છે. એટલે તેમને દૂધમાંથી પ્રોટિન મેળવવું રહે છે. હિન્દના એક માણસને દરરોજ સરેરાશ માત્ર ૭ ઔંસ દૂધ ખાવાનું મળે છે. બીજા સત્તર દેશનાં આંકડા મળી શક્યા ત્યાં વસ્તુસ્થિતિ જુદી જ છે. ફિનલેન્ડમાં પ્રત્યેક માણસ દરરોજ ૬૨ ઔંસ દૂધ ખાય છે, સ્વીડનમાં ૬૧ ઔંસ, ન્યુઝીલેન્ડમાં ૫૬ ઔંસ, ગ્રેટબ્રીટનમાં ૩૯ ઔંસ, યુનાઇટેડસ્ટેટ્સમાં ૩૫ ઔંસ ફ્રાન્સમાં ૩૦ ઔંસ, અને ઇટાલીમાં દરરોજ ૧૦ ઔંસ દૂધ માણસદીઠ મળે છે. અને આ બધા માંસાહારી દેશો છે એટલે તેઓને બીજા ખોરાકમાંથી પ્રોટિન મળી શકે છે, જે પ્રજા બધા કરતાં

વધારે ગાયનું દૂધ વાપરે છે ત્યાંના મનુષ્યનું સરેરાશ આયુષ્ય વધારે છે એમ સાબિત થયું છે. હિંદના મનુષ્યના સરેરાશ આયુષ્યમાં વધારા માટે દૂધના વધારે વપરાશની અતિ અગત્ય છે.

પરદેશથી આખલાઓ લાવી ગાયની જાતો સુધારવાના અખતરા થયા પણ તે સંતોષકારક નીવડયા નહિ. એ પ્રશ્નના નિર્ણય માટે બે પક્ષો છે. એક પક્ષ આવા અખતરાનો સખત વિરોધ કરે છે. અને તેના મતના સમર્થનમાં કારણો રજુ કરે છે. આવા આખલાથી ઉત્પન્ન થએલી ઓલાદને હિન્દી હવાપાણી ખોરાક માફક આવતાં નથી. તેનો વંશ વેલો એકાદ પેઢી પછી ઘણો જ નિર્બળ નીવડે છે. દૂધ આપવાની બાબતમાં પણ બીજી પેઢીએ ઘણો જ ઘટાડો થયેલો જણાય છે. એમાંનાં ઘણાં તો પુખ્ત વયના થાય ને પહેલાં ગુજરી જાય છે.

સસ્તો ચારો અને અને મજૂરી મળતી હોય અને દૂધની કિંમત સાધારણ ઠીક આવતી હોય તો ૭૫૦ શેર દૂધ આપતી ગાય ખેડુતને નથી નફો આપતી કે નથી ખોટમાં મૂકતી. વાર્ષિક ૬૦૦૦ શેર દૂધ આપતી ગાયથી ખેડૂત રૂપિયા ૧૦૦ કમાઇ શકે છે અને વાર્ષિક ૯૦૦૦ રતલ દૂધ આપતી ગાય તેને ૪૮૦ રૂપિયા આપે છે.

સરકારી અખતરાઓથી સાબિત થયું છે કે હિન્દી ગાયનો વંશ ઘણી જ ઝડપથી સુધારી શકાય એમ છે. હિન્દુસ્તાનના જ જુદા જુદા ભાગમાં જુદી જુદી જાતો મળે છે. પંજાબ, રજપુતાના, જોધપુર અને બીકાનેરની જાતો ઘણી સારી છે. કુમારીઅન ટેકરી, બંગાળી ખીણ અને કાનપુરની જાતો ઘણી નબળી છે. પહેલાં એમ માનવામાં આવતું કે આ ગાયો અર્ધ ભુખે મરી નિઃસત્વ ખોરાક ખાવાથી નબળી પડી ગઇ છે. બીજા ભાગોમાંથી આખલાઓ લાવી આ જાતો સુધારી જોતા માલમ પડયું કે અહીંની જમીન જ એવી છે કે ગાયોની ઓલાદ નબળી થઇ જાય છે. એમ ધારવામાં આવે છે કે આ જમીનમાં પાકતા અનાજ અને ઘાસમાં જ કંઇ ઉણપ છે કે તેથી તેમને સારૂ પોષણ મળતું નથી.

પરદેશથી લાવેલા આખલાથી ઉત્પન્ન થએલી ગાયો દૂધમાં વધારો બતાવે છે એ ખરૂં પણ તે આખલાથી ઉત્પન્ન થએલા આખલાઓ સારી ઓલાદ પેદા કરી શકતા નથી. અખતરા કરતાં માલમ પડયું છે કે બાપ આખલાની (દૂધ) શકિત પુત્રીને મળે છે અને મા ગાયની શકિત (દૂધ) તેનાં નર સંતાનને મળે છે. પેઢીધર એ ક્રમ ચાલુ રહે છે. જો પરદેશથી પશુઓ લાવી અહીંની ગાય સુધારવા અખતરા કરવા હોય તો આમ વંશની ભેળસેળ ચાલુ રાખવા પરદેશની ગાયો પણ અહીં લાવવી જોઇએ. પરદેશી ગાયો અને અહીંના આખલાના મેળથી પણ સારી ઓલાદ પેદા થઇ શકે છે અને તે આવા અખતરામાં અગત્યનો ઉમેરો કરે છે.

તે ઉપરાંત હિન્દમાં ઘેટાં બકરાંમાંથી પણ દૂધ મળે છે. એ ખેતરમાં ગમે ત્યાં ચારો ચરી પાકને નુકશાન કરે છે; અને વનસ્પતિને પણ પુષ્કળ હાનિ પહોંચાડે છે.

ખેડુતો બળદ મેળવવા ગાયો રાખે છે અને ઘણા દૂધ ઘી માટે ભેંસો પાળે છે. એ સંબંધી પણ યોગ્ય અભ્યાસ કરી ચર્ચા કરવી અગત્યની છે. ×

× અંગ્રેજી ઉપરથી

# કાકાનો વારસો

શ્રી. 'પરશુરામ'

'કાન્તા, મને કાકા પાસે લઈ જા. કાકાની તબીઅત કેમ છે?' રસિકે પૂછ્યું.

'તબીઅત બગડતી જાય છે. દાકતરો કંઈ આશા આપતા નથી. અને મને હુકમ છે કે તમે ત્રણેને ભેગા જ કાકા પાસે લઈ જવા. વારા ફરતી નહિ. માટે રમણિક અને મનમોહન આવે ત્યાં સુધી થોભો.' કાન્તાએ કહ્યું.

'વારુ, કાન્તા, ત્યારે તું અહીં આવ આપણા લગ્નનું નક્કી કર, ચાલ રજીસ્ટ્રારને ત્યાં નોંધાવી આવીએ' એમ કહી તે કાન્તાનો માર્ગ અવરોધવા લાગ્યો પણ કાન્તા તેને હડસેલી જવા લાગી ત્યારે રસિકે મંદસ્મિત કરતાં જણાવ્યું 'કાન્તા તું મારા જેવા એક સારા કવિરત્નને ગુમાવીશ જો.'

'જોયા મોટા કોહિનૂર! તમારો જાતનો તો નિર્વાહ થતો નથી. પરણેલીને શું ખવડાવશો?'

'અરે તું ડરે નહિ. હું કવિતા લખવી છોડી કારકુનની નોકરી કરીશ.' પણ કાન્તા તો પૂરું સાંભળ્યા વિના દર્દી પાસે ચાલી ગઈ.

કહાનદાસ મુંબઇના એક મહાન વેપારી. મુંબઇમાં તેની પેઢી હોવા ઉપરાંત અમદાવાદમાં તેમની પાંચ કાપડની મિલો અને કલકત્તામાં એક મોટા પાયાપર શણની મિલ ચાલતી હતી. કહાનદાસની પત્ની તેને નિઃસંતાન મૂકી દશેક વરસ થયાં ગુજરી ગઈ હતી. કહાનદાસના નજીકના સગાંઓમાં તેના ત્રણ ભત્રિજા હતા. રમણિક, મનમોહન અને રસિક.

કહાનદાસની અમદાવાદ ખાતેની શાખા રમણિકની દેખરેખ નીચે હતી. કલકત્તાની શાખાના ઉપરી તરીકે મનમોહન કામ કરતો. રસિકને કવિતાનો છંદ હતો અને તેનું વેપારમાં ચિત ન ચોટયું તેથી કાકા અને ભાઇઓથી અલગ રહી તે જેમ તેમ જીવન નિર્વાહ કરતો.

કાકાને વૃદ્ધાવસ્થામાં રોગથી જર્જરિત થયેલો દેહ હવે વધુ ટકે એમ ન લાગ્યું ત્યારે તેમની મિલ્કતના વારસ ઠેરવવા તેણે ત્રણે ભત્રીજાઓને બોલાવ્યા. કાકાનો વિચાર મિલ્કત ત્રણે જણને વહેંચી આપવા ન હતો. તેની મિલ્કતના ટૂકડા કરવા તેની મુદ્દલ ઇચ્છા ન હતી. પણ ભત્રીજાઓમાંથી એકને જ વારસ તરીકે પસંદ કરવાનો કાકાનો વિચાર હતો. કાકાની તહેનાતમાં રહેલી કાન્તા તેમની વર્ષો થયાંની જૂની નર્સ હતી. કાકાએ તેને કહી રાખ્યું હતું કે ત્રણ ભત્રીજાને ભેગા જ હાજર કરવા, વારા ફરતી અગર એક કે બેને આવવા નહિ દેવા.

## ૨

કાકાના વિશાળ મકાનમાં ડાબી બાજુના ભાગમાંના એક ખંડમા રસિક બેઠો હતો. ત્યાં તેના બે ભાઇઓ રમણિક અને મનમોહન આવ્યા રસિક જૂનાં ઠીંગડા દીધેલાં કપડામાં હતો. રમણિક, મનમોહન યુરોપિયન સ્ટાઇલમાં ભપકાભેર સજ્જ હતા. તેમને આવતા જોઇ રસિકે ઊભા થઇ આંખે હાથ રાખી સહેજ વાંકા વળી બન્નેને જોઈ પૂછ્યું 'તમારા બેમાં રમણિક કોણ અને મનમોહન કોણ? તમે બન્ને એવા ભપકામાં છો કોઇ ઓળખાતા નથી.'

'તારા દિદાર પરથી તને ઓળખવામાં તો કોઇને મુશ્કેલી નડે એમ જણાતું નથી.' રમણિકે કહ્યું.

'તું રમણિક તારી સ્વભાવંગત તીખાશ પરથી ઓળખાઇ આવે છે.'

'એની સાથે વ્યર્થ વાદ શો કરવો? મનમોહને કહ્યું.

'મૂક રહી પ્રતિષ્ઠા પોષણ કરનાર મનમોહન.'

બે વરસ પછી ભાઇને મળતાં તેની જોડે વાત કરતા નથી આવડતો, તો તારા હાથ નીચેનાં માણસો જોડે તો તું શું બોલતો હશે?'

'વિદ્વાન તું મજાકની વાત છોડ' રમણિકે કહ્યું.

'ભાઇઓ તમારા પોશાક પરથી હું તમને ન ઓળખી શકયો તે માટે હું તમારી ક્ષમા ચાહું છું પણ એટલું તો તમે જરૂર જોઇ શકો છો કે તમારી વાણી ઉપરથી હું તરત કળી ગયો છું કે કયો કોણ છે. ખરૂં ને?'

'એના ભાષણમાં મુદ્દાની વાત રહી જશે રમણિક જલદી પતાવ.'

'રસિક,' રમણિકે કહ્યું 'તું ભલો અને ભોળો દેખાવ છે પણ ઘણો જ કપટી છે, અમારી ગેરહાજરીમાં જે લાભ લઇ તેં કાકાને અમારા માટે ઊંધુંચતું સમજાવી, તું વ્હાલો થયો છેને?'

'હું કાકાને તો મળ્યો જ નથી.' રસિકે કહ્યું, "જો કે તમારી ગેરહાજરીમાં હું કાન્તાને મારી સાથે લગ્ન કરવા સમજાવતો હતો. તમે તો પરણેલા છો એટલે—"

લવારા નહિ જોઇએ' મનમોહને કહ્યું. 'કાકા માત્ર એકને જ વારસ નીમવા માંગે છે. એ એક ભાગ્યશાળી કોણ નીવડશે તે અત્યારે કેમ કહી શકાય અમારી ગોઠવણ એવી છે કે આપણે ત્રણેએ અરસપરસ કરાર કરવો.'

"કેવો?"

'કે જેને મિલ્કત મળે તે બીજા બેને દરેકને ત્રીજો ભાગ આપે એટલે ત્રણેનો હિસ્સો રહે.'

'નહિ, નહિ, એ તો નહિ બને' રસિકે ઉદ્ગાર કાઢ્યા.

'કેમ?' રમણિકે પ્રશ્ન કર્યો.

'એમ આપણે કરીએ તો કાકાનો મૂળ ઉદ્દેશ પાર ન પડે. અને કાકાની વ્યવસ્થા ભંગ કરવા માટે આપણે અપરાધી કહેવાઇએ.

'જોયો, સંત?' મનમોહને કહ્યું.

'એ જ લુચ્ચો છે. આપણી ગેરહાજરીમાં...' રમણિક બોલતો હતો તેને અટકાવી રસિકે સમજાવ્યું કે તે કાકાને મળ્યો જ નથી.

આ પ્રમાણે રસિકને બંને ભાઇઓ ટોણા મારી, શઠ, ધૂર્ત વગેરે કહેવા લાગ્યા. રસિકે તેમને ફરી ફરી સમજાવી જોયું કે કાકાની ઇચ્છા આમ પ્રપંચ રચી ભંગ કરવી એ અપ્રમાણિક છે. વળી રસિક કાકાનો માનીતો ભત્રીજો ન હતો એટલે રસિકને આખી મિલ્કત મળી જાય એવો સંભવ ન હતો. આવું કહી રસિક ત્યાંથી ઊઠી ચાલ્યો. ત્યારે મનમોહને રાડ પાડી 'ચોર, બદમાશ, તું અમારો ભાઇ નથી, આટલો સ્વાર્થી!'

રસિકથી આ સહન ન થયું તે તરત પાછો ફર્યો અને કરારનામું માગી ઉપર

કરી આપી. તેમની સહીવાળુ કરારનામું પોતાના ખીસ્સામાં મૂક્યું એટલે કાન્તા ત્યાં આવી તેણીએ કહ્યું, 'કાકા તમને ત્રણેને બોલાવે છે.'

૩

કાન્તાની પાછળ ત્રણે ભત્રીજા ચાલ્યા. તેઓ દર્દીના રૂમમાં આવ્યાં. જીવનઆરે પહોંચેલા વૃદ્ધને ત્રણેએ નમસ્કાર કર્યા. કહાનદાસે રમણિકને પૂછ્યું 'રમણિક મારી મિલ્કત તને આપી જાઉં તો તું શું કરશે?'

'કાકા તમને અમદાવાદની આપણી શાખા પર બહુ પ્રેમ છે. એ શાખાને વિશાળ પાયા પર મૂકવા હું યત્ન કરીશ,' રમણિકે કહ્યું.

પછી તેણે મનમોહનને એવો જ પ્રશ્ન કીધો.

તેણે કહ્યું, 'કાકા કલકત્તામાં વેપાર વધારૂં. શણની બીજી મિલો ઉઘાડું. કલકત્તામાં વેપાર વધારવાની તમારી ઇચ્છા હું પૂર્ણ કરીશ.'

રસિકનો વારો આવતાં તેણે જવાબ દીધો. 'કાકા મારો સ્વભાવ તમે જાણો છો. તમને મારી પ્રવૃતિ તરફ અણગમો છે પણ કાકા વેપારમાં મને નથી રસ કે સમજ, માટે જો તમારી મિલ્કત મને મળે તો તેને હું રોકડી કરી સરકારી સિક્યુરિટી કે સદ્ધર શેરોમાં રોકી તેના ઉત્પન્ન પર રહી, કવિતા લખ્યા કરૂં.'

'તું પ્રમાણિક છે અને સત્ય કહે છે. રમણિક, મનમોહન તેનો અંતર્ભાવ પ્રકટ કરતા નથી માટે હું મારી મિલ્કત રસિકને આપીશ. રસિક કાગળ લાવ, જલદી કર, હવે મારી છેલ્લી ઘડી આવી રહી છે. લાવ, કાગળ.'

રસિકે ગભરાટમાં એક કાગળ વહેલો વહેલો કાકાના હાથમાં આપ્યો. કાગળ એક બાજુ કોરો હતો પણ બીજી બાજુએ તેમાં લખાણ હતું. લખાણ પરજ કાકાની દૃષ્ટિ પડી. 'હું આથી કરાર કરી આપું છું કે કહાનદાસ કાકાની મિલ્કત મને મળે તો મારે મારા બંને ભાઇઓને દરેકને તેમાંથી હિસ્સો આપવો' સહી વગેરે.

કહાનદાસ આથી છેડાઇ ગયા, તે રાડ પાડી ઊઠયા. 'દાકતરને બોલાવો સોલીસીટરને બોલાવો, આ લુચ્ચાઓને અહીંથી હાંકી કાઢો.'

'તમને જોઇ કાકા ઉશ્કેરાઇ જાય છે, માટે અહીંથી તમે ચાલી જાવ' કાન્તાએ ભત્રીજાઓને કહ્યું. કાકાના જીવતાંજ જાણે સ્મશાનયાત્રામાં ચાલતા હોય તેમ તેઓ ત્યાંથી નીકળી ગયા.

૪

'કાન્તા, હવે હું જાઉં તે પહેલાં જરા તને મળી જાઉં. કાકાની કંઈ મિલ્કત ન મળી. આપણા લગ્નની વાત મુલતવી રાખવી પડશે. ને તું થોભી ન શકતી હોય......

'જરૂર હું થોભીશ નહિ. તમારૂં શું ઠેકાણું? હું તો અત્યારે જ લગ્ન કરીશ.'

'એમ!'

'હા, આપણે રજીસ્ટ્રારને ત્યાં લગ્ન નોંધાવી આવીશું'.

'એટલે તું મારા જેવા ભિખારી ભટને પરણશે?'

'હા'

'ચાલ, એ પણ બરાબર, તું ગભરાઇશ નહિ, હું કવિતા લખવી છોડી કારકુનની નોકરી કરીશ.'

'પણ એમ કરવા તમારે કંઇ કારણ નથી. કાકા બધી મિલ્કત મારા નામ પર મૂકી ગયા છે. આજસુધી હું લગ્ન માટે તમને ના કહેતી હતી કારણ કે તમે એક ધનિક કાકાના વારસ અને હું જો તમને પરણું તો લોકો એમ જ કહે કે હું પૈસા ખાતર તમને પરણી છું.'

'ત્યારે હવે મને લોકો કહેશે કે પૈસા ખાતર હું તને પરણ્યો છું તેનું શું ?' રસિકે પૂછ્યું.

'તમને, એવું નહિ કહે.'

'કેમ ? તું એમ ધારતી હશે કે લોકો ગમે તેવી નિંદા કરે પણ હું કવિ તેની પરવા નહીં કરૂં ખરૂં ને ?'

'કવિરાજ એજ ઠીક છે, પણ છેલ્લા ત્રણ વરસથી તમે મારા હાથની માગણી કરો છો તે સર્વ કોઈ જાણે છે તમે મારી સાથે પ્યારમાં છો એ વાત તમે જાણ્યા અજાણ્યાને સર્વને કરી છે. એટલું જ નહિ પણ મારા વિષે કવિતા રચી માસિકોમાં પ્રકટ કરી મને તમે ફજેત પણ કરી મૂકી છે એટલે તમે પૈસા ખાતર મને પરણ્યા છો એવું કોઇ કહી ન શકે.'

'વાહ કાન્તા ત્યારે આ પ્રસંગ પર એક સુંદર કાવ્ય રચી તને સંભળાવું. જો.'

'બજ્યું, તમારૂં કાવ્ય મને તમે સદંતર ભૂલી જાવ છો.'

'લુચ્ચી તું મને તારી વિસ્મૃતિ થવા દે એવી નથી તો.'

કહી તેના આલિંગન કરતાં કપોલ પ્રદેશ પર એક ધીમી ટપલી લગાવી. સ્વપ્નચિત.


# ડો. દેસાઇનું દાંતનું દવાખાનું

જ્યાં

દાંતના દરેક રોગોની પૂરતી તપાસ કરી ટ્રીટમેન્ટ આપવામાં આવે છે. પાયોરીઆ (દાંતમાંથી પરૂ વહેવું,) દાંતમાં કીડા પડી ખવાઈ જવા ( કેરીઝ ), અબ્સર વગેરે રોગોની ટ્રીટમેન્ટ છેલ્લા ઢબની મશીનરી તથા ઓજારોથી કરવામાં આવે છે.

■હાલતા તેમજ મજબુત દાંતો પણ વગર ઈજાએ ઇન્જેકશનથી સારી રીતે કાઢવામાં આવે છે.

■થોડા પડી ગએલા દાંતો પણ રબર તેમજ હેકોલાઇટમાં બનાવીને બેસાડવામાં આવે છે.

■રબર તથા હેકોલાઇટની ભાંગે નહિ તેવી બનાવટી દાંતની બત્રીસીઓ સારી રીતે માપ લઇ કીફાયતે બનાવી આપવામાં આવે છે.

■આખી બત્રીસીઓ સોનાં ચાંદીની, તથા દાંત ઉપર સોનાં ચાંદીની ટોપીઓ તથા બ્રીજવર્ક અને દાંતમાં સીમેન્ટ ચાંદી, સોનું પૂરી આપવામાં આવે છે.

■બનાવટી ભાંગેલી બત્રીસીઓ પણ રીપેર કરવામાં આવે છે.

■ટુંકમાં દાંતને લગતું તમામ કામ કરવામાં આવે છે.

—મળો—

નીતલાલ મગનલાલ દેસાઈ

B. D. Sc.


ત્રિઅ અપ્રમાણિક છે. વળી રસિક મિલ્કત મળી જાય એવો સંભવ મનમોહને રાડ પાડી ' ચોર, બદમા રસિકથી આ સહન ન થયું તે

# અજબ ભિખારી

શ્રી. પદ્માવતી દેસાઈ

એક વૃદ્ધ ભિખારી છે. લગભગ સીત્તેર વર્ષની એની ઉમ્મર હશે. આંખે દેખાય છે ઓછું. વાળ એક પણ કાળો રહ્યો નથી પણ કાન સાબૂત છે. ખભાપર એક ઝોળી છે. કપડાં મેલાં અને ચીંથરેહાલ છે. લાકડીને ટેકે ધીમે ધીમે ચાલે છે.

બચપણ બહુ સુંદર હોય છે. બચપણમાં એ રમતો હતો, પતંગ ઉડાવતો હતો અને મઝા કરતો હતો. બચપણ આવ્યું અને શાખા પર બેઠેલી ચકલીઓની માફક ઊડી ગયું. એને એટલું સ્મરણ છે.

ઉત્સાહ ભરપૂર, આશામયી જુવાની એણે સંસાર સમજવામાં અને અનુસરવામાં અને એની પાછળ દોડવામાં પૂરી કરી. એ જુવાનીની અત્યારે એને આછી આછી સ્મૃતિ છે.

તમામે સમય ગુમાવ્યો. હવે ઘડપણ આવ્યું. કામ કરવાના ઉત્તમ દિવસો એક એક કરતાં ચાલ્યા ગયા. હવે જ્યારે એને પોતાને જવાની વખત થઈ ત્યારે એની આંખ ઉઘડી હશે જે થયું તે થયું. હવે જે ગણ્યા ગાંઠયા દિવસો રહ્યા છે એને આ છેલ્લી જિંદગીને એ નકામી નહિ ગાળે, હવે એ કેવળ પ્રભુના ગુણ ગાશે અને જ્યાં ક્યાંય બે રોટલી મળી રહેશે ત્યાં ખાઈને મસ્ત પડ્યો રહેશે.

× × × ×

એક ધનવાનની સુંદર અટ્ટાલિકાની સ્હામેની સડક પર ભિખારી ઊભો છે. "બાબા, ભોજન આપો આ વૃદ્ધ ભુખ્યો છે, દાતા !"

"અરે ઓ બુઢ્ઢા ! અહીંથી ચાલ્યો જા. ઘર આગળ ગરબડ ન કર." શ્રીમંતના દરવાને એને ધમકાવ્યો.

ભિખારી આગળ વધ્યો.

એક ગૃહસ્થનું ઘર આવ્યું. ભિખારીએ બુમ પાડી—

'આ બુઢ્ઢો ભુખ્યો છે, દાતા ! બુઢ્ઢાને ભોજન આપો !' ઘરને મેડેથી અવાજ આવ્યો. 'ઊભા રહો, ભિખારી ઊભા રહો.'

ભિખારી ઊભો રહ્યો.

થોડીવારમાં હાથમાં એક થાળ લઈને એક સ્ત્રી આવી. થાળમાં પત્તલ મુકેલી હતી અને એમાં જાતજાતનાં પકવાન પીરસ્યાં હતાં. 'લ્યો બાબા લ્યો.' સ્ત્રીએ કહ્યું.

ભિખારી એ સ્ત્રી તરફ ફર્યો. સ્ત્રીએ થાળમાંથી પત્તલ કાઢી ભિખારીના હાથમાં મૂકવા માંડી. ભિખારીએ કહ્યું, 'થોભો બહેન થોભો, હું આવી ભિક્ષા લેતો નથી.'

સ્ત્રી બોલી—'બાબા, પત્તલમાં પકવાન છે, ખાઈને ધરાઈ જશો.'

જાણે ભિખારીએ એ વાક્ય સાંભળ્યું જ ન હોય એમ એણે તો જવા માંડયું.

સ્ત્રીએ મ્હોટેથી બુમ પાડી. 'ભિખારી ! પકવાન છે, પકવાન લેતા જાઓ.'

ભિખારી—દિકરી, હું આવી ભિક્ષા નથી લેતો. તું મારા હાથપર પત્તલ રાખવા ઇચ્છે છે. **હું કોઈના હાથ નીચે મારો હાથ રાખતો નથી,** ભલે મોત કયાં નથી આવતું. તુલસીદાસજીનું વચન છે કે,

તુલસી* કર પર કર ધરો કર તર× કર ન ધરો,
જાત દિન કર તર કર ધરો વા॰ દિન મરન કરો.

સ્ત્રી બોલી—'લ્યો બાબા હું એને નીચે જમીન પર મૂકું છું લ્યો, હવે લેશોને?'

ભિખારી—'હા બેટા લઇશ...પરંતુ......'

સ્ત્રી—' પરંતુ કેમ બાબા !'

ભિખારી—'આ પકવાન મારે કામનું નથી.'

સ્ત્રી—' કેમ બાબા ! અમે હિંદુ છીએ, બ્રાહ્મણ છીએ.'

ભિખારી—'બેટા, જવાદો, ડોસો ભૂખ્યો થયો છે, મોડું થાય છે.'

સ્ત્રી—'તો લ્યોને ભાઇ, હું તો તમારે માટે જ પત્તલ લઇને ઊભી છું.'[1]

ભિખારી—'જાઓ બેટા, ઇશ્વર તમારું કલ્યાણ કરે ! તમારું સૌભાગ્ય અખંડ રહે. આ બુઢ્ઢાને રજા આપો.'

ભિખારીએ ચાલવા માંડયું. એણે ભિક્ષા ન લીધી. સ્ત્રી કોઇ ભિક્ષુકને બારણેથી વિમુખ થવા દેવા ઇચ્છતી ન હતી. આજે એક વૃદ્ધ વિમુખ જાય છે.અન્ન લીધા વિના પાછો ફરે છે. તે પણ કોણ જાણે કેમ? પોતાનો તો કંઇ એમાં અપરાધ હતો નહિ. સ્ત્રીની કરૂણાભરી આંખોમાં આંસુ આવ્યાં.

સ્ત્રીએ ફરીથી બૂમ પાડી—'બાબા, ઓ ભિખારી બાબા ! આ છોકરીની એક વાત તો સાંભળતા જાઓ.'

સ્ત્રીના એ પ્રેમભર્યા શબ્દોએ અને એના કરૂણાભર્યા સ્વરે ભિખારીને આગળ વધતો અટકાવ્યો. એ પાછો ફર્યો અને ફરીથી એજ બારણે આવીને ઉભો.

સ્ત્રી—' બાબા, મ્હારી ભિક્ષા કેમ લેતા નથી? આ શ્રદ્ધાથી આપું છું. થોડું લાગતું હોય તો બીજું લાવી આપું, બાબા !'

ભિખારી—'ના, દિકરા ઓછું નથી...પણ મ્હારે પકવાન નથી જોઇતું. આ તો આ શરીરનું ભોજન છે. એ હું નહિ લઉં, બેટા !'

સ્ત્રી—'તો પછી શું લાવું, બાબા !'

ભિખારી—'બેટા ! જા, ઇશ્વર ત્હારું ભલું કરે. મ્હારે કંઈ નથી જોઇતું.'

સ્ત્રી—'નહિ/ બાબા એમ નહિ બને. જો તમે વિમુખ જશો—ભોજન લીધા વિના

ફરશો તો હું પણ ભોજન નહિં લઉં.' ધન્ય છે દેવિ ! ત્હારા ત્યાગને ધન્ય છે ! ભલા, મારી સાથે એને શો સંબંધ છે? તો પણ મારા તરફ કેટલી લાગણી દર્શાવે છે ?

વૃદ્ધને કંઇ ઉપાય ન સૂઝ્યો. એ વિવશ થયો. જે વાત એને કહેવાની ઇચ્છા ન હતી તે એને કહેવી પડી.

ભિખારી—'બેટા, મારે એવું ભોજન જોઇએ છીએ કે જેને હાથ ન અડકાડવો પડે. મારે આત્માનું ભોજન જોઇએ છીએ, દીકરા ! જેથી આ બુઢ્ઢો ઇશ્વરનાં દર્શન કરી શકે.'

એ સ્ત્રીની પાસે આનો ઉત્તર ન હતો. એ ચૂપ ઉભી રહી એને ક્યાં ખ્યાલ હતો કે ભિખારી એવી વસ્તુ માગશે કે જે પોતે દઇ નહિ શકે.

ભિખારી આગળ વધ્યો. ઘણા દરવાજા જોયા મોટા મોટા શેઠ, શાહુકારોના દ્વારપર ગયો. કોઇ એનો તિરસ્કાર કરતું હતું, કોઈ આગળ જવાનું કહેતું હતું. અને કોઇ એને, આળસુ, હરામી વગેરે કહી ગાળો ભાંડતું હતું.

* * * *

સંધ્યા સમીપ આવી રહી છે. બુઢ્ઢો ભિખારી બારણે બારણે ફરતો થાકી ગયો છે. અને હજી સુધી ભિક્ષા મળી નથી તો પણ આશામાંને આશામાં એ આગળ ચાલ્યા કરતો હતો.

ભિખારી એક ઝૂંપડીની પાસે આવ્યો એણે બૂમ પાડી; 'ભીખ આપશો, બાબા, બુઢ્ઢો દિનભરનો ભૂખ્યો છે.'

એનો ઘાંટો સાંભળીને તરત એક સ્ત્રી ઝુંપડાંમાંથી બ્હાર આવી. સ્ત્રીનું વસ્ત્ર મેલું હતું, સાડીમાં કેટલાએ થીગડાં માર્યાં હતાં હાથમાં ત્રણ ચ્યાર મેલી મેલી ચુડીઓ પહેરી હતી. એક હાથમાં એક એલ્યુમિનિયમનો ભાંગેલો વાટકો લઇ એ બ્હાર આવી. વાટકામાં -

બાળક તાળીઓ પાડી હસવા લાગ્યો. ભિખારીને બાળકના હસવામાં ખૂબ આનંદ આવતો હતો પરંતુ બાળકના મીઠા તિરસ્કારનો ભિખારી પર ખૂબ પ્રભાવ પડ્યો..

ભિખારી બોલ્યો—'એ કેવી રીતે બચ્ચા!'

બાળક—તમેજને આજે મારે પેસ આવ્યા'તા. બા તમને કટોરામાં ભાત આપતી'તી. તમે ન લીધો. શું ભૂલી ગયા, બાબા?'

ભિખારી—'એ વખતે તું ક્યાં હતો, બેટા? તું તો ત્યાં ન હતો?'

બાળક હસ્યો. અને બોલ્યો— 'વા, હું તાં તો હતો, બાબા! હું તો તાંજ રહું છું. ઓ હો તમે મને જોયો જ નહિ!' બાળક આનન્દમાં કૂદવા લાગ્યો.

ભિખારી—અચ્છા બચ્ચા તો શું તમે મને આત્માનું ભોજન કરાવશો?'

બાળક—'હા'

ભિખારી—'કરાવો ત્યારે; બોલો કેવી રીતે પ્રભુનાં દર્શન થશે.'

બાલક ફરીથી હસ્યો અને બોલ્યો—'બાબા બોલો ક.'

ભિખારી—'ક'

બાળક—'ખ'

ભિખારી—ખ

બાળક—ગ

ભિખારી—ગ

બાલક—'જોયું ને કરો કેમ શિખાય તે? ક પછી આવે ખ ને ખ પછી આવે ગ'.

ભિખારી—'હા ભાઇ ખરી વાત છે.'

બાલક—'ક એટલે કલો (કરો). કંઇક કલો. એટલે ખ આવે, એટલે ખ થી ખાઓ (કર્યાનું ફળ મેળવો) અને કલો, ખાઓ પછી આવે ગ એથી ચાલો (ગતિ કરો પ્રગતિ કરો) બાબા, ક, ખ ને ગ શીખો.'

બાળકની ચતુરતા ભરી વાતોથી ભિખારીને બહુ કુતૂહલ થયું. એણે ફરીથી પૂછ્યું 'બચ્ચા, આ બુઢ્ઢા બાબાને જરી બરાબર સમજણ પાડો કે ભગવાન ક્યાં રહે છે.'

બાલક—'બા બા એતો લોજ ગલીબની ઝુંગડીમાં લે'છે અને એમની સેવા કલે છે.

ભિખારી—'ત્યાં એમને કેવી રીતે મળી શકાય, બેટા?

બાલક—તમે પન ગલીબ બની જઓ. પછી એ એમની મેલે હાલતા દોલતા તમાલે પેસ આવછે, નહિ તો ગલીબોની છેવા કલો બાબા, તાંએ પન આવછે, બછ તમાલો મેલાપ થછે.'

ભિખારી બાળકને ફરીથી પકડવા ઇચ્છે છે પણ બાળક નાસી જાય છે. ભિખારી પાછળ પાછળ દોડે છે. બાળક ભિખારીના જોત જોતામાં જ પાસેના એક ઝૂંપડામાં છુપાઇ જાય છે.

બસ. ભિખારીનું સ્વપ્ન છૂટી જાય છે. એ ઝાડની નીચે બેઠો છે, આંખમાંથી પ્રેમાશ્રુ વહે છે.•

*હિંદી પરથી

# ફરી ના વિચારો

શ્રી. 'છત્રીવાલા'

તમારો હાથ કે ટપકો બતાવતાં જોશીએ તમને કહ્યું ન હોય કે 'તમારા પહેલા વિચારો જ ખરા છે. તેજ તમારે આચારમાં મૂકવા,' તો હું તમને ચેતવું છું કે જોશીનું એવું કહેવું તદ્દન ખરું છે માટે તમારે ફરીથી વિચાર કરી તમારા નિશ્ચયો શિથિલ કરવા નહિ. દુનિયામાં ઘણા કામો આપણે તાત્કાલિક નિશ્ચય કરી કરવાનાં હોય છે. જો વિમાસણમાં પડી 'આ કરું તે કરું' ફરી આપણે લાભાલાભની તુલના કરવા જઇશું તો કર્તવ્યની ધન્ય ઘડીનું મુહૂર્ત ચૂકી જઇશું અને પછી વિલંબે કરેલાં કામોના, કદી પણ સફળ પરિણામો પ્રાપ્ત થતાં નથી.

બાલ્યકાળથી જ આપણને શિખામણના ચાબકા પડતા આવ્યા છે કે વગર વિચારે કામ ન કરવું. પહેલાં તો એવું કહેવું જ તદ્દન ગેરવાજબી છે. વિચાર વિના કર્મ નથી. પ્રથમ મનમાં વિચારો ઉદ્દ્ભવે અને પછી જ એ કર્મમાં પરિણમે છે. વગર વિચારે કામ કરવું જ અશક્ય છે, માટે આ બોધ અર્થ રહીત છે. એવી શિક્ષા દેનારા મુરબ્બીઓ એમ કહેવા માગતા હોય છે કે 'વગર વિચારે' એટલે ઉતાવળા વિચારે કામ કરવાથી પાછળથી પસ્તાવું પડે છે. આવા બનાવો બનતા હશે, તેનો આપણે નકાર કરી શકતા નથી. પરન્તુ એમાં શિઘ્ર વિચાર કરવાની પદ્ધતિ ખરાબ નથી પણ એ પદ્ધતિ કેળવવામાં રહેલી અપૂર્ણતાને લીધે જ અનિષ્ટ પરિણામો આવે છે. જો એવા માણસોને તાત્કાળિક નિશ્ચય કરી લેવાની ટેવ હોય તો તે તરત ખરા નિશ્ચય પર આવી શકે છે. હંમેશ ઢીલપોચથી નિર્ણય કરનારા પુરૂષ આવેશમાં આવી જતાં ખરાબ કામ કરી બેસે છે. તેમાં શિઘ્ર વિચાર કરી લેવાની ટેવની ગેરહાજરી ઉલટી સ્પષ્ટ દેખાય છે. જિંદગી પર્યંત શિઘ્રતાથી કામો આરોપી લેતો પુરૂષ એવા આડા નિશ્ચય પર જતો નથી, ઉલટું એવી તાત્કાલિક નિશ્ચય કરવાની ટેવ ન કેળવનાર વ્યક્તિ જ લોહીઆળ નોળિયો જોનાં તેણે પુત્ર માર્યાનું કલ્પી, ઉપકારી પ્રાણીનું ખૂન કરી બેસે છે. એમાં શિઘ્ર નિર્ણયની ખામી નથી પણ શિઘ્ર નિર્ણય કરવાની ટેવ ન કેળવ્યાની ખામી છે.

દુઃખની વાત છે કે 'વગર વિચારે કામ ન કરવાની' શિખામણે કેટલાયે માણસોના મન અસ્થિર કરી મૂકયાં છે. કેટલાય કર્તવ્ય પરાયણ પુરૂષોના નિશ્ચયને શિથિલ કરી કર્તવ્ય વિમુખ કર્યા છે. કર્મવીર તરીકે વિશ્વવિખ્યાત થએલા મહાત્મા ગાંધી પણ ફરી વિચારી ચૌરીચૌરાનાં તોફાનોનાં કારણો આપી સત્યાગ્રહની ચળવળ લગભગ એક દાયકા જેટલી પાછળ લઈ ગયા. જો આમ ન બન્યું હોત તો સત્યાગ્રહનો અખતરો કયારનોયે અજમાવી જોઈ જન શકિતનું કયારનુંય માપ માલમ પડત અને ચળવળમાં આવેલી મંદતા કયારનીય વટાવી ચૂકયા હોત પણ દેશના નસીબે મહાત્માજીએ ફરી વિચારી જોયું અને સ્વાધીનતા પ્રાપ્તિ કરવાની હીલચાલ લગભગ એક દાયકા જેટલી પાછળ ગઈ. મહાન પુરૂષો જે કરોડો માટે

વિચારે છે, તેઓએ તો ફરી વિચાર કરવાના બાઉથી ડરતા જ રહેવું જોઇએ. સામાન્યતઃ દેશનાયકો અને યુદ્ધના સંચાલક સરદારોને ફરી વિચારી જોવા અવકાશ જ હોતો નથી. તેમને તો તાત્કાલિક નિશ્ચયો જ કરવા રહે છે. એવાઓએ તો ફરી વિચાર કરવાના ભૂતથી ભડકતા રહેવું જોઈએ.

યુવકો જ પ્રગતિ કરે છે. એવા પ્રગતિ ઉત્પાદકોને ઘરડાઓ ફરી વિચાર કરવાનું કહે છે, ત્યારે તેઓ જાણ્યે અજાણ્યે પ્રગતિ ઉચ્છેદક બને છે. સાહસ ખેડવાનું બળ, સહન કરવાનું બળ વૃદ્ધોમાં હોતુ નથી. એવા ભયોને અવગણી યુવાનો કાર્યમાં ઝંપલાવે છે, ત્યારે 'સબુર' કહેનારા વડીલો ભયંકર પાતક કરે છે. કયા વૃદ્ધોએ લડાઇ લડી સ્વતંત્રતા મેળવી છે? માટે યુવાનોએ ફરી વિચાર કરવાની સલાહને અળગી રાખી જે કંઇ કામો કરવાં હોય, તે યુવાનાવસ્થામાં શક્તિ અને ઉત્સાહ પહોંચે ત્યારે જ કરી લેવાં. કોઇએ કહ્યું છે કે યુવાન નર પર ઘરડું મગજ હોય તો ઉત્તમ કાર્યો થઇ શકે છે. એ તદ્દન ખોટું છે. યુવાનીના જોમને અને ઘરડાંઓના જ્ઞાનને તેજ અને અંધકાર જેવું આદ્ય વેર ચાલતું આવ્યું છે એટલે બેનો મેળ જ અશક્ય છે. છતાં આપણે કલ્પી લઇએ કે કોઇ રસાયનિક શાસ્ત્રી એ બેનું સંમિશ્રણ સાધી શકે, તો શું થશે? તો ઘરડાનો અનુભવ યુવાનના ઉત્સાહનું શમન કરશે અને પરિણામ શૂન્યમાં આવશે. યુવાનીનો ઉત્સાહ એ તેજાબ જેવો ઉગ્ર છે, દારૂ જેવો માદક છે. ઘડપણના અનુભવનું ડહાપણ એ બરફ-પાણી જેવું ઠંડુ છે એ ઉગ્ર પ્રવાહીમાં પાણી રેડતાં તેની ઉગ્રતા ભાગી થાય છે.

મહાન લડાઇ લડનારાઓ ભલે યુવાનો હોય, પણ સરદારો વૃદ્ધો જ હોય છે, માટે એવા ઘરડાઓની સલાહ તો આપણે ઉત્તમ જ લેખવી જોઇએ. પણ અહીં આપણે ભૂલવું ન જોઇએ કે સરદારો વયોવૃદ્ધ હોય છે પણ ઉત્સાહે યુવાન છે. એટલે તેમને ફરી વિચાર કરવાની સલાહ આપનારા વૃદ્ધોથી જુદા પાડીશું. વળી આપણે યાદ રાખવું જોઇએ કે ફરીફરી વિચાર કરવાની સલાહ આપનારાઓ સરદાર થઇ શકતા નથી. મેજીની ભલે કાર્યની રૂપરેખા દોરે, પણ લડાઇમાં જીત માટે તો ગેરીબાલ્ડી જ આવશ્યક છે, મહાન વિચારકો સારા સરદારો થઇ શકતા નથી. તેઓ વિમાસણમાં પડતાં વિનાશના પંથે પડે છે. ફિલિપ માફક વિચાર કરતાં મહાન એલેક્ઝાન્ડર હીંગ જેવો ક્યુસે કેલસ ગુમાવી બેસત. આગળ ધપોના સૂત્રવાળો સિકંદર સૈનિકોની સલાહ ન માનત અને ફરી વિચારવાનું માંડી વાળત તો ભરતખંડ જીતી ખરેખર સૃષ્ટિ વિજેતા થઇ શકત પણ ફરી વિચાર કરતાં તે પાછો ફર્યો. તોપના છૂટતા ગોળા સામે પુલ ઉપરથી ઝૂંડો લઇ જતાં સૈનિકો ટપ ટપ પડી મરવા લાગ્યા. સમગ્ર સૈન્ય થંભી ગયું, ત્યારે ઝૂંડો હાથમાં લઇ 'ચાલો મારી પાછળ' એમ કહી ગોળાના વરસાદમાં ધપનાર નેપોલીઅને કદી ફરી વિચાર કરી જોયું હતું? અને કલ્પના કરો કે તે એવું કરત તો પરિણામ શું આવત? ઉત્કટ મહાન યુદ્ધમાં જર્મનના પ્રહારોમાં સપડાઇ ગયેલા ફ્રીંચ માર્શલ ફોકને કંઇ ન સૂઝ્યું ત્યારે તેણે શું કીધું? મને શું કરવું તે સઝતું નથી એટલે હું [illegible] કરીશ કહી દુશ્મનો પર લશ્કર સાથે તૂટી પડયો.

સહેજ ફરી વિચારતે તો તે મહાન યુદ્ધ ગુમાવી બેસત. તેને જો ફરી વિચાર કરી જોવાની ટેવ હોત તો તેણે ઇતિહાસમાં પ્રાપ્ત કરેલું અમરત્વ ગુમાવી બેસત. પણ આપણે ભૂલી જઇએ છે કે એને એવી ટેવ હોત તો તે સરદારની પંક્તિ સુધી આવત જ નહિ. શિઘ્ર નિર્ણય કરનારાઓ જ સરદારો થઇ શકે છે. એવા વૃદ્ધોથી ગમે તેટલી મોટી ઉમર થઇ હોય તોપણ તેઓ સદા યુવાન જ છે. વિચારકો સરદારો હોતા જ નથી માટે જેમણે કર્તવ્ય કરવાનો યશ પ્રાપ્ત કરવો હોય તેમણે ફરી વિચાર કરવાનું છોડી દેવું.

નિરાશાજનક, ચિંતાતુર, વૃદ્ધપણાં ને તિરસ્કારી યુવાનીનાં ગુણગાન કરતા શેક્સપિયર કહે છે, "યુવાન ચપળ છે, વૃદ્ધ અપંગ છે, યુવાન ઉત્તેજિત અને સાહસિક છે, વૃદ્ધ અશક્ત ટંડાગાર છે. યુવાનને હું પૂજુ છું, વૃદ્ધત્વને હું ધિક્કારું છું." હતોત્સાહ વૃદ્ધો કંઇ ફરી શકતા નથી, માટે તેમની નિરાશાજનક સલાહ યુવાનોએ બાજુ પર રાખવી. અહીં આપણે ફરીથી એટલું ધ્યાન રાખવું જરૂરી છે કે કેટલાક વૃદ્ધો પણ યુવાન રહે છે. જ્યારે કેટલાક યુવાનો વૃદ્ધો બન્યા હોય છે. રાષ્ટ્રીય ભક્તિથી ઉછળતા કેટલાક વૃદ્ધો જુવાનોના જુસ્સાને પણ વટાવી જાય છે. ઘડપણમાં ગોવિંદ ગુણ ગાવા જેવા વૃદ્ધ બનેલા શ્રી. નરસિંહ ભાઇ જ્યારે ઇશ્વરના અસ્તિત્વની શંકા કરતું પુસ્તક લખવા જેટલી નાસ્તિકતા બતાવે અને વાચકને ઊર્મિના પૂરમાં ઘસડી જાય તેવા વૃદ્ધોને કોણ વૃદ્ધ કહે? તેવા વૃદ્ધો સદા યુવાન જ છે. વૃદ્ધ યુવાનોનો ભેદ પાડતાં આ બાબત યાદ રાખવાની છે. કોઇ માણસ યુવાન છે કે વૃદ્ધ છે તે તેની ઉમર પરથી નક્કી ન કરી શકાય, પરંતુ તેના ઉત્સા પરથી આપણે નિર્ણય કરવાનો છે.

Age is a quality of mind.
If you have left your dreams behind,
If hope is lost,
If you no longer look ahead.
If your ambitions' fires are dead
Then you are old.

ઉમ્મરનો આધાર મન ઉપર છે. જો તમે સ્વપ્નો સેવવાં છોડયાં હોય, તમને કંઇ આશ રહી નહિ હોય, જો તમે ભવિષ્ય વિચારવું છોડ્યું હોય, જો તમારી મહેચ્છાઓનો અગ્નિ બૂઝાઇ ગયો હોય તો તમે ઘરડા છો.

But if from life you take the best,
And if in life you have kept the jest.
If love you hold —

No matter how the years go by,
No matter how the brithdays fly,
You are not old.

પણ જીવનમાંથી તમે ઉત્તમ તત્ત્વો લેતા હો, તમને જીવનમાં રસ હોય, જીવનમાં પ્રેમ હોય, તો ફીકર નહિ, તમને ગમે તેટલાં વરસો થયાં તો પણ તમે હજી ઘરડા થયા નથી.

યુવાનો અને વૃદ્ધો ઓળખવા માટે ઉપર્યુક્ત આંગ્લ કવિના વિચારો માર્ગદર્શક થઇ પડશે. જિંદગીમાં કેટલાય વિભાગો અને સંસ્થાઓમાં રસ લઈ ઘૂમતા વૃદ્ધોને જોતાં જ આપણને ઉત્સાહ આવે છે અને કેટલાક નિરસ યુવાનો હતોત્સાહ થઇ બેસી રહી બળદ ભારી ગાડુ ખેંચે તેમ જીવન ઘસડતા જોઇએ તો જાણવું કે એ વૃદ્ધો છે. વૃદ્ધ, યુવાન પારખવાનો સરળ ઉપાય છે. 'ફરી વિચાર કરી જૂઓ' કરી સલાહ આપતા કોઇને સાંભળો તો તરત જાણી લો કે તે પ્રાયશઃ વૃદ્ધ જ થયા છે.

કાર્યકાળે વિશ્રામણમાં પડવાથી મહાન અનર્થ થાય છે. 'હો જાયેગા' કરી ધર્યે નારાનાં ઘણાં કામો અજબ રીતે થતા આપણે જોઇએ છે. તેથી વિનાં વિલંબે કર્તવ્ય કરતા ચાલ્યા જવું એ જ ઉત્તમ માર્ગ છે.

---


## —જાહેર ખબર—

હમારે ત્યાં દરેક જાતનું કસબી, આરી તથા બાદલાની ફેન્સી ડીઝાઇનનું કામ ચાલુ જમાનાને અનુસરી કરી આપવામાં આવે છે. ભરેલાં કમખાં પેઇન્ટીંગ સાથે તેમજ સાડીનાં પોત પણ કિફાયત ભાવે મળશે.

એક વખત પધારી ખાત્રી કરવા અમો ભલામણ કરીએ છીએ.

દેસાઇ મગનલાલ ભીમભાઇ (પલસાણાવાળા)

ઠે૦ પારકુળીઆ, નવસારી

# યુરોપના ઈતિહાસની આરસી

## ૧૯૩૮

શ્રી. વલ્લભભાઈ પટેલ

ગયા વર્ષ દરમ્યાન દુનિયામાં જે જે રાજકિય બનાવો બન્યા છે એ ઇતિહાસના અભ્યાસીઓ માટે અગત્યના અને નોંધવા લાયક છે. ત્રણસો ત્રણસો વર્ષના પ્રજાતંત્રના વિકાસને રૂંધી નાંખતું બળ યુરોપમાં ઉત્પન્ન થયું છે અને એણે પોતાની શક્તિનો પરિચય આખી દુનિયાને બતાવી આપી બીજા રાજ્યોને પણ એમના જેવી લોખંડી શક્તિ મેળવવા અને એનો ઉપયોગ કરવા પ્રેરણા આપી છે. યુરોપના રાજ્યોમા જર્મની અને ઇટલીના સર્વ સત્તાધારી સરમુખત્યારી તંત્રે પ્રજાકીયતંત્ર ઉપર વિજય મેળવ્યો છે. અને એક જ વર્ષમાં લોહીની એકપણ લડત વિના એમણે યુરોપ આખાને પોતાના ઇશારાથી નાચતું કરી મૂક્યું છે. એમના વિજયનું મુખ્ય કારણ એમના પાશવબળની ધમકી છે. બીજાં રાજ્યોને એ તાંડવનૃત્યનો ભારે ભય છે. એમના આ ભયે એમની હાર એમણે કબૂલ કરી છે.

ફેબ્રુઆરી માસમાં હીટલરની જોહુકમીને નમતું આપી ઓસ્ટ્રીઆના ચેન્સલર ડૉ. શુશનીગે પોતાના પ્રધાન મંડળમાં એક નાઝી પ્રધાનને સ્થાન આપ્યું અને ઓસ્ટ્રીઆની સરકારે જાહેર કર્યું કે પોતાની માતૃભૂમિની સ્વતંત્રતાનુ રક્ષણ કરવાની સરકારની પ્રથમ ફરજ છે.

અગીઆરમી માર્ચે ઓસ્ટ્રીઆની સરકારે પ્રજામત—'તમે ઓસ્ટ્રીઆની સ્વતંત્રતા ચાહો છો કે નહિ?'—મુલતવી જાહેર કર્યો અને તે જ દિવસે જર્મનીએ ઓસ્ટ્રીઆ પર આક્રમણ કર્યું. ત્રણ બાજુથી ઓસ્ટ્રીઆ ઉપર જર્મન લશ્કર ધસી આવ્યું. ૧૩ મી માર્ચે ઓસ્ટ્રીયા લોહીનું એક પણ ટીપું પાડયા વિના જર્મનીને તાબે થયું અને સત્તાવાર જર્મની સાથે જોડાયલું જાહેર થયું. વીએનાની સરકારે ૧૦ મી એપ્રીલે છૂપી રીતે પ્રજામત લેવાનો હુકમ કર્યો અને પરિણામે ૧૦મી એપ્રીલે લેવાયલા આ પ્રજામત પ્રમાણે ૯૯.૦૮ ટકા મત હીટલરને મળ્યા. હીટલરને ખુબ આનંદ થયો. એની જિંદગીનું એક મહાન કામ એણે સફળ રીતે પાર પાડયું.

પણ હીટલરના જીવનના મહાન કામોની યાદી લાંબી છે. બીજું કાર્ય એની રાહ જોતું ઉભું હતું. ઝેકોસ્લોવેકીઆના ઉત્તર—પશ્ચિમ ભાગમાં વસતા ૩૫ લાખ સુડેતાન જર્મનોએ નાઝીપક્ષના પોતાના આગેવાન હર હેનલીનની સરદારી નીચે રહી સંપૂર્ણ સમાનતા અને સ્વરાજ્ય ( Home-rule ) ની માગણી જોર શોરથી કરવા માંડી હતી. યુરોપના બધા કહેવાતા પ્રજાકીય રાજ્યોમા માત્ર ઝેકોસ્લોવેકીઆ જ એક સાચું પ્રજાતંત્રવાદી રાજ્ય હતું; વીસ વર્ષમાં એ રાજ્યે પોતાના મેસેરીક અને બેનીસ જેવા કુશળ મુત્સદ્દી આગેવાનોની દોરવણીમાં રહી અજબની પ્રગતિ કરી હતી. "Democracy is

discussion પ્રજાતંત્ર એટલે માંહેમાંહે ખુલ્લાદીલની ચર્ચા અને સમજુતિ એમ પ્રેસીડેન્ટ મેસેરીક માનતા હતા. એમને અનેક પ્રશ્નો મુંઝવતા પણ હિમતથી ધીરજથી અને ખુલ્લા દિલની ચર્ચાથી ઝેકોસ્લોવેકીઆ પોતાના એ પ્રશ્નોને નિકાલ લાવી શકતું હતું. પણ ૨૦ મી મેને દિવસે સુડેતાન-જર્મનોની માગણી પાછળ રહેલું અશુદ્ધ હૃદય ખુલ્લું પડયું અને ભયંકર બનાવો બનવા લાગ્યા. ઝેકોસ્લોવાકીઆની સરકારને લશ્કરનો ઉપયોગ કરવાની ફરજ પડી, સુડેતાન જર્મનોએ પણ લડાયક તૈયારી કરવા માંડી.

આથી આ પ્રશ્ન આંતરિક મટીને આંતરરાષ્ટ્રીય બન્યો. જર્મનીએ એને પોતાનો પ્રશ્ન બનાવી લીધો. ઇંગ્લેંડ, ફ્રાન્સ, ઇટલી અને બીજા રાજ્યોને એ તરફ ધ્યાન આપવાની ફરજ પડી. એમણે સમજુતીથી એ પ્રશ્નોના નિકાલ લાવવાની સલાહ આપી—અમેરિકાનું એ માનીતું બાળક હતું. ફ્રાન્સનો કિલ્લો હતું. જર્મનીનું દુશ્મન હતું, રશિયા એને ખુશ રાખી પોતાનું કરી લેવા માગતું હતું પણ ઇંગ્લેન્ડ માટે એ Balance of Power સત્તાના ત્રાજવાં સમતોલ રાખવાનું કારણ હતું.

અને સત્તાના ત્રાજવાંને સમતોલ રાખવાની ખટપટ ઇંગ્લેન્ડે શરૂ કરી. ૨૭ ઓગસ્ટે વીસકાઉન્ટ રન્સીમનને પોતાના પ્રતિનીધી તરીકે ઝેકોસ્લોવાકીઆના આ પ્રશ્નનો નિકાલ યુતિથી અને શાંતિથી કરવા મોકલી આપવામાં આવ્યો. એણે સુડેતાન જર્મનો અને પ્રાગની સરકાર વચ્ચેની ભાંગી પડેલી ચર્ચા ફરી શરૂ કરી. એક માસસુધી એણે પ્રેગની સરકારને નમતું આપવા આગ્રહ કર્યો. પ્રેગ સરકારના લશ્કરના માણસો પોતાની માતૃભૂમિની સ્વતંત્રતા માટે પ્રાણ આપવા હોંશથી તૈયારી કરી રહ્યા હતા. ૧૩મી સપ્ટેમ્બરે સુડેતાન જર્મનો અને પ્રેગ સરકાર વચ્ચેની ચર્ચા ભાંગી પડી અને સુડેતાન જર્મનોએ ઓર્ડીનન્સ અને માર્શલલો ૭ કલાકમાં ખેંચી લેવાની પ્રેગ સરકારને માંગણી કરી. તોફાનો શરૂ થયાં. પ્રેગ સરકારને સખત થવાની ફરજ પડી. સુડેતાન જર્મન પક્ષને ગેરકાયદેસર જાહેર કરી એને વિખેરી નાંખ્યો. અને એમના પ્રદેશમાં માર્શલલો જાહેર કર્યો.

મહાન વિગ્રહની ચીનગારી સળગ્યાનો ભય યુરોપના રાજ્યોમાં ફેલાયો. ૧૫મી સપ્ટેમ્બરે ઇંગ્લેન્ડનો વડો પ્રધાન મી. નેવીલ ચેમ્બરલીન એરોપ્લેનમાં બેસી જર્મની ગયો. અને ૧૮મી સપ્ટેમ્બરે ફ્રાન્સના વડા પ્રધાન દલાદીયરને મળી સુડેતાન પ્રદેશના પ્રશ્નનોનો નિકાલ લાવવા ચેમ્બરલીને નક્કી કર્યું. અને ૨૨મી સપ્ટેમ્બરે ફરીથી જર્મની ઊડીને ગયો. પણ એ વખતે હીટલરે ચોકખા શબ્દોમાં કહી દીધું કે આખો સુડેતાન પ્રદેશ જર્મનીને કબજે સોંપી દેવો જોઇએ. શરૂઆતમાં તો આ માંગણી ઇંગ્લેન્ડ અને ફ્રાન્સને અસ્વીકાર્ય હોય એવા રંગ થયા. અને લશ્કરને તૈયાર કરવા માંડયું. પણ પાછળથી તરત જ ૩૦મી સપ્ટેમ્બરે મ્યુનીચ મુકામે ઇંગ્લેન્ડ, ફ્રાન્સ અને ઇટાલીએ મળી જર્મનીને સુડેતાન પ્રદેશ સોંપી દીધો.

આ સુડેતાન પ્રદેશ જર્મનીને કબજે સોંપાયો. ઝેકોસ્લોવાકીઆ લડવા તૈયાર હતું પણ એના સાથીઓએ એમને દગો દીધો, રશિયાને છોડી ફ્રાન્સ અને ઇંગ્લેન્ડની મૈત્રી કરવાનું

એમને આ ફળ મળ્યું. પ્રેસીડેન્ટ બીનીસ દેશ છોડી ચાલ્યો ગયો.અને ઝેકોસ્લોવાકીઆ તદ્દન નિરાધાર થઇ ગયું. સુડેતાન પ્રદેશને નામે આખું ઝેકોસ્લોવાકીઆ જર્મનીનું ખંડિયું રાજ્ય બન્યું. એ હાયું નથી પણ દગાનો ભોગ થઇ પડયું. પાછળથી ઇટલી અને જર્મનીએ મળી એ રાજ્યોના ટુકડા કરી પોલેન્ડ, હંગરી વગેરે દેશોને વહેંચી આપ્યા. અને સ્લોવાકોનું સ્વતંત્ર સ્વરાજ્ય શરૂ થયું. આજે ઝેકોસ્લોવાકીઆ ભયંકર અંધકારમાં ડૂબી ગયું છે. કોણ જાણે કેટલો વખત સુધી ? ચર્ચીલે કહ્યું છે તે પ્રમાણે 'All is over; Silent, mournful, abandoned, broken czechoslovekia retires into the darkness.'

ઝેકોસ્લોવાકીઆને આ રીતે પરાધીનતાની બેડી પહેરાવી પરાધીનતાના કાળા કેદખાનામાં પૂરવા માટે ચેમ્બરલીન એટલો બધો ઊત્સાહી થઈ ગયો હતો કે એને પાર્લામેન્ટને પૂછવાની ધીરજ હી નહીં. આથી પાર્લામેન્ટમાં અને બહાર એની સામે કડક ટીકાઓ થવા લાગી. જેમ વર્ષના શરૂઆતમાં Anglo Italian ઇટાલી સાથેના કરાર બાબત એન્થની એડને રાજીનામુ આપ્યું હતું તેમ મ્યુનીચના કરાર સામે વિરોધ તરીકે નૌકા સૈન્યના મંત્રીપદેથી ડફ કુપરે રાજીનામુ આપ્યું. ચેમ્બરલીન પાર્લામેન્ટમા પોતાના આ કામનો ટેકો તો મેળવી શકયો પણ એ કરારની નિરર્થકતા તરત જ સ્પષ્ટ થતી ગઇ. મ્યુનીચના કરાર વિરુદ્ધ થોડા જ વખતમાં જર્મની અને ઇટલીએ ઝેકોસ્લોવાકીઆનો કેટલોક ભાગ પોલેન્ડ અને હંગરીને આપ્યો. ઇંગ્લેન્ડ અને ફ્રાન્સને જરી પણ પૂછવામાં આવ્યું નહી અને ઝેકોસ્લોવાકીઆની સ્વતંત્રતાની ખાત્રી તો દૂર રહી પણ એને નાઝી જર્મનીનું ખંડિયું બનાવવામાં આવ્યું. પ્રેગમાંથી બીનીસ ચાલ્યો ગયો અને નાઝી જર્મનીને અનુકૂળ સરકાર ઊભી કરવામાં આવી. સાથે સાથે જર્મનીને ઓસ્ટ્રીઆ અને સાઇલેસીઆ વચ્ચે રસ્તો બાંધવાનો હકક આપવામાં આવ્યો.

હવે મેમલનો વારો આવ્યો. જો કે હિટલરે મ્યુનીચમાં જાહેર કર્યું હતું કે હવે જર્મનીને યુરોપમાં કોઇપણ પ્રદેશની માગણી નથી છતાં મેમલ માટે જર્મનીએ પ્રયત્ન કર્યા; અને વર્સાઇએ સંધિનું રહ્યું સહ્યું પાન પણ ઉરાડી મૂકયું. મેમલમાં ચૂંટણી વખતે નાઝીએને પૂર્ણ બહુમતી મળી અને લીથુઆનીઅન સરકારને નમતું આપવું પડયું.

પોલેન્ડને ઝેકોસ્લોવાકીઆનો કેટલોક ભાગ મળ્યો એથી એ જર્મની પ્રત્યે ખુશ થયું હતું પણ થોડા જ વખતમાં એમની ભ્રમણા ભાંગી અને એમણે જાણ્યું કે જર્મની છૂપીને આડકતરી રીતે પોલેન્ડને ભિન્ન કરી નિર્બળ કરવા માગે છે. રૂથેનીઆના યુક્રેનીઅન લોકોને પોલેન્ડ વિરુદ્ધ જર્મનીઉશ્કેરી રહ્યું છે. અને એમને સ્વરાજ્ય Autonomy અપાવવા પ્રયત્ન કરી રહ્યું છે કે જેથી ભવિષ્યમાં વખત આવ્યે રશિયા સાથે લડવામાં એ લોકોની મદદ લઇ શકાય. યુક્રેનીઅનોએ જર્મનીની ઉશ્કેરણીથી પોલીસ ડાયેટમાં પોતાની સ્વતંત્રતા માટે બીલ રજુ કરવા પેરવી કરી ; પણ તેને દબાવી દેવામાં આવ્યું અને પોલેન્ડે જોયું કે જર્મની કરતાં રશિયા સાથે મિત્રતા કરવી લાભદાયક છે. અને એમણે રશિયા સાથે વેપારી કરાર કર્યા.

ચેમ્બરલીનતો પાર્લામેન્ટમાં પોતાની પાછળ બહુમતી રાખી રહ્યો પણ ફ્રાન્સના વડા પ્રધાન મો. દલાદીઅરને ભારે પડી. એની સામે ભારે વિરોધ થયો. મ્યુનીચ કરાર અને જર્મની સાથેના કરારથી એણે પ્રજાને દગો દીધો છે, એમ એના ઉપર આક્ષેપ થયા, સમાજવાદીઓએ ભારે હડતાલ પાડી એનો વિરોધ કર્યો અને વિરોધ સમાચનાં એને ભારે મુશ્કેલી પડી.

એની આ દયાજનક સ્થિતિનો લાભ લેવા ઇટલીએ ફ્રાન્સપાસે ટયુનીસ, કોર્સીકા, નાઇસ અને જ્યુબૌટીની માગણી કરી. સાથે સાથે સુએઝ નહેરમાં પણ પોતાના હક્કની માગણી કરી. ફ્રાન્સને ફરીથી એક થઇ જવાની જરૂર પડી અને ઇટલીની આ માગણીને હમી કાઢવામાં આવી. ફ્રાન્સની સાથેનો ૧૯૩૫નો કરાર રદ કર્યો. ઇટલીએ જર્મનીની પૂર્ણ સહાનુભૂતિની ખાત્રી મેળવી લડાઇની ધમકી આપી. ફ્રાન્સે પણ લડાઇની તૈયારી કરવા માંડી છે. પણ સૌથી મોટો આધાર ચેમ્બરલીન તા. ૧૧મીએ ઇટલી જઇને શું ફેંસલો લાવે એના ઉપર અને એની ફ્રાન્સ પ્રત્યેની સહાનુભૂતિ ઉપર છે. ઇટલી જર્મનીની માફક ખાલી ધમકીથી પોતાની માગણી મેળવવા માગતું હોય એમ લાગે છે.

જર્મનીને ઓસ્ટ્રિયા અને ઝેકોસ્લોવાકીઆ મળતાં જર્મનીની વસ્તી ૮ કરોડની થઇ છે. એનું બળ ખૂબ વધી ગયું છે. ફ્રાન્સને યુરોપના પૂર્વના રાજ્યોમાં માથું મારતું અટકાવી હીટલર પોતાનું ધાર્યું ત્યાં કરવા માંગે છે. પણ રૂમાનીઆ જર્મનીનો સખત વિરોધ કરતુ ઉભું છે. રૂમાનીઆનો રાજા કેરોલ હીટલરને મળી ગયો હતો પણ એ નાઝીઓની જાળમાંથી છટકી શકયો છે. અને ત્યાંથી આવી એણે રૂમાનીઆમાંથી ફેસીસ્ટ આયર્ન ગાર્ડ અને નાઝી સંગઠનને તોડી ચૂરે ચૂરા કરી નાંખી એમના આગેવાનોને કેદમાં પૂર્યા છે. પૂર્વ યુરોપના બીજા રાજ્યોની સ્થિતિ કફોડી થઈ છે. ફ્રાન્સને એ બધાની આગેવાની અને સંરક્ષણ છોડવું પડ્યું છે. અને જર્મની કે ઇટલીના પંજામાં એઓ ફસાતાં જાય છે.

કમાલ પાશાના મૃત્યુથી માત્ર તુર્કસ્તાન જ નહિ પણ બીજા પ્રજાતંત્ર રાજ્યો ને પણ ભારે ખોટ ગઇ છે. એની કુનેહથી એણે અંગ્રેજો પાસેથી લોન લીધી છે, આજે સૌ તુર્કસ્તાનની મૈત્રિ માટે હાથ લંબાવે છે. ઇસ્મેત ઇનોન્યુ તુર્કસ્તાનને રાજકિય જાળમાંથી ફસાતું બચાવી રાખશે અને તુર્કસ્તાનને આબાદ અને ગૌરવાન્વીત બનાવશે એમ માનવામાં આવે છે.

સ્પેનમાં લડતનું બીજુ વર્ષ પુરૂ થયું અને ત્રીજું ચાલે છે છતાં કાંઇ અંત જણાતો નથી, ફ્રાન્સ સામેનો ઇટલીનો રોષ સ્પેનને કારણે હોય એમ લાગે છે. ઇટલી ઇચ્છે કે હવે જલદીથી જનરલ ફ્રાન્કોને સંપૂર્ણ વિજય મળે પણ ફ્રાન્સ એની આડે આવે છે. Non intervention Committee બિનદરમિયાનગીરી-સમિતિ પ્રમાણે બહારના રાજ્યોએ સ્પેનમાંથી પોતાનું લશ્કર પાછું ખેંચી લેવું જોઇએ અને ઇટલીએ પોતાના માણસો પાછા ખેંચી લેવાનો ઢોંગ કર્યો. ૧૦૦૦૦ માણસોને પાછા બોલાવ્યા તો ખરા પણ તરતજ બીજી બાજુથી નવા માણસો મોકલવામાં આવ્યા. આ ઢોંગ પ્રત્યે આંખમીચામણા કરી ઇંગ્લેન્ડ જનરલ ફ્રાન્કોને લડાયક

પક્ષના હક્કો આપવા તૈયાર છે પણ ફ્રાન્સ એને માટે તૈયાર નથી...હવે ફ્રાન્સને સમજાતુ જાય છે કે બ્રિટનને પગલે પગલે ચાલવામા ફ્રાન્સ પોતાનું મૃત્યુ નોતરી રહ્યું છે. આથી સ્પેનમાં જનરલ ફ્રાન્કો આખા વર્ષ દરમ્યાન કાંઇ ખાસ કરી શકયો નથી. સ્પેનની સમાજવાદી સરકારનો મુખ્ય આધાર વેલેન્સીઆ અને કેટેલોનીઆ પ્રાંતો ઉપર છે. અને એ બે પ્રાંતો હજી સમાજવાદી સરકારના હાથમાં રહ્યા છે. સાડાત્રણ મહીના સુધી માંડ્રિડ લેવા માટે એબ્રો નદી ઉપર લડાઇ થઇ પણ જનરલ ફ્રાન્કો કશું કરી શકયો નહિ. ફ્રાન્કો ઇટલીની મદદથી સ્પેનની સમાજવાદી સરકારને બહારની મદદ મળવા દેતો નથી એથી સ્પેનની સરકારને અનાજની ખૂબ તંગી પડે છે. અનાજની તંગી અને બોમ્બની ઝડી વરસવા છતાં સ્પેનની સમાજવાદી સરકાર હજી ટકી રહી છે.

આખા વર્ષ દરમિયાન સૌથી વધુ આઘાતજનક બનાવ જર્મનીમાં યહુદી લોકો ઉપરનો ત્રાસ છે પેરીસમાં જર્મન એલચી ખાતામાં હર ફોં રાથનું ખુન એક પોલીશ યહુદીએ કર્યું, એનો બદલો જર્મનીમાં વસતા યહુદીઓને આપવો પડયો. એમની દુકાનો તોડી ફોડી લુટી લેવામાં આવી. એમનું સખત અપમાન કરવામાં આવ્યું. એમને મોટરમાં બેસવાનું નહિ—લોરીમાં બેસી શકાય. હજારોની સંખ્યામાં એમને કેદ કરવામાં આવ્યા. અને આખી યહુદી પ્રજા પાસેથી ખુનના બદલા તરીકે એક ભારે મોટી રકમ લાદવામાં આવી. એમનાથી જર્મનીમાં કોઇપણ જાતનો ધંધો રોજગાર ન થઇ શકે એવી સ્થિતિમાં યહુદીઓ ત્યાં કેમ રહી શકે? કેટલાક ભાગી ગયા. પણ એમને જવું કયાં? ઓસ્ટ્રીઆ અને જર્મનીમાંથી હજારોની સંખ્યામાંથી એમને કાઢી મૂકવામાં આવે છે. પોલેન્ડના યહુદીઓને પોલેન્ડમાં નથી પેસવા દેવામાં આવતા. એઓ બિચારા સરહદ ઉપર મરવા વાંકે જીવી રહ્યા છે.

આ બધા ઉપર દુનિયા આખીને દયા આવે, એમ છે. પણ સામાન્ય માણસ શું કરે? અમેરિકાએ પોતાનો રોષ બતાવી જર્મનીને જંગલી રાજ્ય ગણ્યું છે અને એની સાથેનો રાજકિય સંબંધ તોડી નાંખ્યો છે. બ્રિટને કેટલાય યહુદીઓને ઇંગ્લેન્ડમાં અને પેલેસ્ટાઇનમાં જગ્યા આપી.

પણ આથી તો પેલેસ્ટાઇનનો પ્રશ્ન વધુ વિકટ બન્યો છે. શરૂઆતમા ઇંગ્લેન્ડે અર્લ-ઓફ પિલની આગેવાની નીચે એક તપાસ સમિતિ નીમી. એ પિલ તપાસ સમિતિએ પેલેસ્ટાઇનના ત્રણ ભાગ—યહુદી વિભાગ, આરબ વિભાગ અને ત્રીજા વિભાગમાં જેરૂસાલેમ, બેથલેહેમ અને નાઝારેથ—પાડવા સૂચવ્યું. પણ આ ભલામણ આરબ કે યહુદી કોઇને સ્વીકાર્ય નથી

યહુદીઓ બાલ્ફર ડેકલેરેશન પ્રમાણે આખું પેલેસ્ટાઇન માગે છે. જ્યારે આરબો યહુદીઓના વસવાટ સામે ભારે રોષ બતાવે છે. એ બન્નેને મેળ ખાય એમ નથી. છતાં આરબોએ સંપૂર્ણ સ્વતંત્રતા મેળવવા પ્રયત્ન આદર્યો છે! બંડ, બળવા અને તોફાનો થાય છે. બ્રિટન એ હથીઆરબંધ બળવાને સમાવી દેવા નિષ્ફળ પ્રયત્ન કરે છે. અને એમના

ઉપર બોમ્બ વગેરેનો વગ્માદ વરસાવે છે. એમને ખુશ કરવા એક બીજું કમીશન નીમવામાં આવ્યું છેઃ— વુડહેડ, એમણે આગલી તપાસ સમિતિની ભલામણોમાં થોડાક સુધારા વધારા સુચવ્યા છે પણ તે આરબ કે યહુદી એકે પક્ષને માન્ય રહે એવા લાગતા નથી. વળી ગોળમેજી પણ બોલાવવાની તજવીજ થઇ રહી છે. પણ આશ્ચર્યની વાત એ છે કે પેલેસ્ટાઇનના આરબોને ઉશ્કેરવામા જર્મની અને ઇટલીનો હાથ છે.

આમ આ આખા વર્ષ દરમિયાન જોઇશું તો સૌથી વધુ ધ્યાન હીટલરનો વિજય ખેંચે છે. ઇંગ્લેન્ડ અને ફ્રાન્સ જાણે છે કે આ પ્રમાણે એમની ધમકીથી ડરી જઇ એમની માગણીઓ કબૂલ કર્યા કરવું લાંબો વખત ચાલે એમ નથી અને એમને પ્રાશવિક— લશ્કરી બળ સિવાય અટકાવી શકાય એમ નથી. એથી આજે બધા દેશો શસ્ત્ર સરંજામની ઝડપી તૈયારી કરી રહ્યા છે. જર્મની પોતાના ગુમાવેલા સંસ્થાનો પાછાં મેળવવાની યુક્તિઓ અને પ્રચાર કર્યે જાય છે. એટલે ઇંગ્લેન્ડનો પણ એક દિવસ વારો આવશે માટે એમને પણ પુરતી તૈયારી કરવાની જરૂર જણાય છે. અમેરિકા અત્યાર સુધી માનતું હતું કે એ યુરોપથી ૩૦૦૦ માઇલ દૂર હોવાથી યુરોપના ગંદા રાજકારણ સાથે એને કોઇ લેવા દેવા નથી, એને પણ હવે એમ લાગે છે કે એ અલગ રહી શકે એમ નથી. સરમુખત્યારોનો ભય વધી પડ્યો છે. અને માનવજાતને બચાવવી હોય તો એમને સરમુખત્યારોની જોહુકમી અને અત્યાચારમાંથી બચાવવી જોઇએ.

---

"ધિક્ જીવન વિહોણી શાન્તિ !
ધિક્ પરાશ્રયી એ સુખ !
પરતેજે દીપતી કાન્તિ
ધિક્ ધિક્ એ હસતાં મુખ !"

૨. વ. દેસાઇ

# સાકરીઆ ચણા

— ભૈયાજી

જેમ્સ રજો જ્યારે ડ્યુક ઓફ યોર્ક હતો તે વખતે એક દિવસે મિલ્ટનને મળવા ગયો અને તેણે અંધકવિને કહ્યું 'તમને એમ નથી લાગતું કે મારા પિતાજી ચાર્લ્સની વિરુદ્ધ લખવા માટે ઇશ્વરે તમને અંધાપાની શિક્ષા કરી છે ? ' કવિ મિલ્ટને તરત પ્રત્યુત્તર આપ્યો, 'તમારું કહેવું જો ખરું હોય તો તમારા પિતાજીને માથું ગુમાવવું પડ્યું તે વિષે તમે શું કહેશો ? '

... ... ... ...

એક હિંદી લશ્કરી દાક્તર અંગ્રેજી 'ફ્યમરે હિંદ'માં તેની લશ્કરી નોકરીના સંસ્મરણો લખતાં જણાવે છે કે એક વખત રાત્રે ટ્રેનના ફર્સ્ટ ક્લાસ કમ્પાર્ટમેન્ટમાં રેલ્વે મુસાફરી માટે તેને જગ્યા આપવામાં આવી. તે કમ્પાર્ટમેન્ટમાં કોઇ એક એકલી જ યુરોપિયન બાઇ હતી-તેથી તેણે ત્યાં બેસવા ના કહ્યું. તેને બીજે સગવડ કરી આપવામાં આવી. આવી ના ના કારણ માટે તે નીચે જણાવેલી વાત કહે છે એક વખત કોઇ એક હિંદી બેરીસ્ટર રેલ્વેના ફર્સ્ટ ક્લાસ કમ્પાર્ટમેન્ટમાં મુસાફરી કરતો હતો તે ખાનામાં સામે એકલીજ કોઇ યુરોપિયન યુવતિ હતી. રાત પડીને બેરીસ્ટર સૂવાની તૈયારી કરતો હતો. કોટના ખીસામાંથી કરન્સી નોટનું બંડલ કાઢી તેણે વેસ્ટકોટના ખીસ્સામાં મૂક્યું યુવતિ સામેથી એ સઘળું જોતી હતી. યુવતિએ કહ્યું 'મને ત્રણસો રૂપિયા આપો નહિતર હું સાંકળ ખેંચી ટ્રેઇન ઉભી રાખી ફરિયાદ કરીશ કે તમે મારા પર નિર્લજ્જ હુમલો કર્યો છે.' બેરીસ્ટર મહા વિચારમાં પડ્યો, તે ખંધો હતો. તેણે બહેરા હોવાનો ઢોંગ કર્યો. યુવતિએ મોટે અને વધુ મોટેથી તેની માગણી જણાવી. પણ બેરીસ્ટરથી સંભળાય શેનું ? છેવટે તેણે યુવતિને કહ્યું કે તમો શું કહો છો તે મારાથી સાંભળી શકાતું નથી માટે તમે મને લખી આપો. યુવતિએ તેની ધમકી કાગળ પર લખી બેરીસ્ટરને આપી બેરીસ્ટરે કાગળ લઇ સાંકળ ખેંચી ટ્રેઇન ઉભી રાખી અને યુવતિ પર ખોટી ધમકી આપવાનો આરોપ મૂકી તેની ધરપકડ કરાવી.

... ... ... ...

ઓસ્ટ્રેલિયાનો પ્રખ્યાત ગુગલી બોલર આર્થર મેઇલી પોતાની વિરુદ્ધ જતી એક વાત કહે છે. એક વખત તે કોઈ ગામડે ગયો હતો. તે ગામ તરફથી તે પડોશના ગામ સાથેની ક્રિકેટ મેચમાં ઉતર્યો. હરિફ ટીમમાં એક લુહાર રમનારો હતો. તેણે આવી આમ તેમ બેટ વીંઝવા માંડ્યું અને આર્થર મેઇલીની બોલીંગની પણ સખત ખબર લઇ નાખી ૯૮ રન કીધા. મેઇલીના બોલ સામે લુહારનો જોડીદાર રમતો હતો. લુહાર મેઇલી બોલ કરે તે છેડે ઉભો હતો. લુહાર મેઇલીને ઓળખતો ન હતો. તેણે મેઇલીને પૂછ્યું, 'અમે આટલા બધા રન કરીએ છીએ તો તમે તમારા ટેસ્ટ મેચ બોલરને બોલ કેમ નહિ આપતા ?' 'તે વિષે મારે કંઇ કહેવાનું નથી. પણ મેઇલી પાસેથી કેમ હવે બોલીંગ મુકાવી દેવામાં આવશે. તે હું જાણું છું,' ત્યારે જ લુહારે જાણ્યું કે ટેસ્ટના ખેલાડીઓને મુંઝવનાર મેઇલી બોલ

કરતો હતો, લુહારનો જોડીદાર એક રન લઇ આ છેડે આવ્યો અને લુહારને હવે ખબર હતી કે તે કોની સામે રમે છે ? તે પહેલા જ બોલે આઉટ થઇ ગયો.

... ... ... ...

શનિવાર હિંદુઓને ફાવતો નથી ? હેર હિટલરને શનિવાર જ સર્વોત્તમ જણાય છે :
શનિવાર જુન ૩૦, ૧૯૩૪ હિટલરે નાઝી મંડળને દ્રોહી વિમુકત કીધું.
શનિવાર માર્ચ ૧૬, ૧૯૩૫ હિટલરે યુવકોને લશ્કરમાં જોડાવું ફરજિઆત કર્યું.
શનિવાર માર્ચ ૧૭, ૧૯૩૬ હિટલરે રહાઇન મૂલકનો કબજો લધો.
શનિવાર માર્ચ ૧૨, ૧૯૩૮ હિટલરનું લશ્કરે ઓસ્ટ્રિયામાં પ્રવેશ કર્યો.
શનિવાર ઓકટોબર ૧, ૧૯૩૮ હિટલરના લશ્કરે ઝેકોસ્લોવાકીઆમાં પ્રવેશ કર્યો

... ... ... ...

શહેનશાહ છઠ્ઠા જ્યોર્જની મરજી હોય તો તે નૌકા સૈન્યનો કાફલો વેચી શકે કારણ કે તે તેનો માલિક છે.ડચી ઓફ કોર્નવેલ વેચી શકે કારણ કે તે તેની ખાનગી મિલ્કત છે, ગજના દરેક કેદીઓને મુક્ત કરી શકે, દરેક સૈનિક અને ખલાસીને બરતરફ કરી ઘેર બેસાડી શકે, પાર્લામેન્ટ બરખાસ્ત કરી તેની બેઠક ન મળવા દે, ફ્રાન્સ સામે લડાઇ જાહેર કરી શકે પણ માત્ર સિટિન લેવા માટે જ, સેન્ટ ડેવિડના કેથેડ્રલમાં ધર્મ વિષે વ્યાખ્યાન આપી શકે કારણ કે તેનો તે ધર્માધ્યક્ષ છે. તે માટે તેને વાર્ષિક ૨૫ શિલિંગ પગાર મળે છે.પણ તે રસ્તાપર બીડી પી ન શકે, જાહેરમા બીડી પીવાનો તેને હક નથી !

... ... ... ...

યુરોપિયનોની એક જમણવાર પાર્ટીમાં ખાતી વખતે એક ડાકટરનો હાથ જોઇ [illegible]ઇએ કહ્યું કે 'જૂઓ ડાકટરનો હાથ કેવો ગંદો છે !' ડાકટરે આ સાંભળ્યું. તેણે કહ્યું. આના કરતાં પણ વધારે ગંદા હાથો અહીં હશે.' ટીકા કરનારે કહ્યું, 'જો એના કરતાં વધારે 'ગંદો' હાથ તમે અહીં બતાવો તો મારે તમને એક ગિનિ આપવી. જો તમે તેમ ન કરી શકો તો તમારે મને એક ગિનિ આપવી.' ડાકટરે શરત કબૂલી કહ્યું. ' 'જૂઓ' એમ બોલી તેણે ગજવામાં રાખેલો પોતાનો ડાબો હાથ બહાર કાઢી બતાવ્યો. કહેવાતી જરૂર નથી કે ડાકટર શરત જીતી ગયો.

... ... ... ...

એક પચાવન વરસનો ધનાઢય માણસ કોઇ એક અઢાર વર્ષની યુવતિ સાથે લગ્ન કરવા માગતો હતો. યુવતિના સગાંવ્હાલાંઓએ ધનની લાલચથી હા કહી હતી. પણ યુવતિ હા પાડશે કે કેમ તે વિષે શંકા હતી. તે માણસે તેના એક મિત્રને પૂછ્યું, 'જો હું એમ કહું કે ૪૫ વરસનો છું તો યુવતિ હા કહેશે ?' મિત્રે જવાબ દીધો, 'એ કરતાં તમે ૬૫ વરસના છો એમ કહેશો તો યુવતિ કદાચ હા કહેશે !'

... ... ... ...

૧ વકીલ—જાણો છો ને ? ચોરો માંહોમાંહે પ્રમાણિક હોય છે.
૨ વકીલ—હા.
૧ વકીલ—પણ હવે એ કહેવતનો કંઈ અર્થ નથી. ચોરો પણ એક બીજાને દગો દે છે.
૨ વકીલ—બધા જ આપણા જેવા રે !

# કોંગ્રેસ સરકાર

મું. સ. દારૂની જાહેરખબર પર પ્રતિબંધ મૂકશે.

મું. સ. મીલ કામદાર સમિતિએ પોતાનું કામ શરુ કર્યું છે.

મું સ. ઘરભાડા તપાસ સમિતિએ પોતાનું કામકાજ શરૂ કર્યું છે.

મું. સ. આબકારી આવકમાંથી મુંબઇ કોર્પોરેશનને વાર્ષિક રૂા. ૧૪૩૭૫૦ આપતી તે હવે બંધ કરશે.

બિહાર સરકાર મુંબઇના જેવો કામદાર કાયદો કરશે.

મધ્ય પ્રાં. સરકારે ઘરભાડાં સંબંધી એક તપાસ સમિતિ નીમી છે.

એક કેસનો ચુકાદો આપતાં કોર્ટે ઠરાવ્યું છે કે દૈયતો નકલો જેવાં કામો માગવા માટે ચોથીઆ કાગળ પર અરજી ન કરે પણ માત્ર પોષ્ટકાર્ડ જ લખી માગે તો તે કાયદેસર છે.

મું. સ. ઇલાકાના ત્રણે પ્રાંતોમાં એક એક સ્થળે વર્ધા યોજના પ્રમાણેની કેળવણીની શાળાઓ અખતરા માટે શરૂ કરશે વાલોડ, સતારા, ઇત્યાદિ

મું. સ. મલબાર મંદિર પ્રવેશ બીલ પાસ કર્યું છે.

બિ. સ. ધીરધાર નિયમન અંગે નવો કાયદો કરવા માગે છે.

મું. સ. ગ્રામોદ્ધારનું એક નવું ખાતું ખોલશે તે ના લટ્ટેના હાથમાં રહેશે,

આ. મ. બધા રાજદ્વારી કેદીઓને છોડી દીધા છે.

યુ. પ્રાં. સ. અલ્મોરામા નીકળનારા ઉદયશંકરના આંતરરાષ્ટ્રિય નૃત્ય વિદ્યાલયને મફત જમીન અને બીજી મદદ કરનાર છે.

મુ. ધા. માં પ્રેત ભોજન અને પરઠણુ બંધ કરવા માટે કાયદો કરવા ઠરાવ મૂકાશે.

મું સ. ચિત્તપાવન બ્રાહ્મણોને ટપાલ અને તાર ખાતામાં દાખલ કરવા સામેની બંધી ઉઠાવી લીધી છે.

સં. સ. ગણોત સત્યાગ્રહના કેદીઓને છોડી મૂકયા છે.

મું. સ. મુંબઇનો કોઇ ધનિક ૩ા લાખ રૂપીઆ સરકારને આપશે તેમાંથી એક ગામમાં આયુર્વેદિક કોલેજ કાઢશે. મુંબઇમાં પણ એક કોલેજ માટે દાન મળ્યાં છે.

યુ. પ્રાં. સત્યાગ્રહમાં નોકરી ગુમાવનારાઓની પેઠે ખિલાફત ચળવળમાં ભાગ લેનારાઓને પણ રાહત આપશે.

મું. ધારાસભાની આવતી બેઠકમાં ગુમાસ્તાનું બીલ રજુ થશે.

મું. સ. ત્રણ વરસની મુદતમાં આખા ઇલાકામાં દારૂબંદી કરશે.

મ. સ. સરકારી વકીલોને સ્થાનિક સંસ્થામાંથી રાજીનામાં આપવા હુકમ કર્યો છે.

શ્રી લાલભાઇ ર. દેસાઇ જણાવે છે કે ૧૯૩૯ના જુનથી ઇલાકામાં વર્ધા યોજના અમલમાં મૂકાશે.

અમદાવાદ મ્યુ. ઠરાવ કર્યો છે કે મ્યુ. કોઇ નોકર દારૂ પીતો હશે તો તેને બરતરફ કરવામાં આવશે.

# — ક્રાંતિ —

તળાવે વા વાવે વિકલ વિધવાઓ કૂદી પડે ,
કજોડે જોડાઇ દુભત દીકરીઓ તરફડે,
વિના વાંકે સ્વામી વહુની કુખમાં ચૂંટી ખણતા,
નિસાસાઓ મૂગા અવશ અબળાના નીકળતા.
એવી હૈયે બળે હોળી ઊન્હી હાયવરાળ છે,
ચિતાની ઠારી ના એવી એની રાખ કરાલ છે.

એ ભરમની તપ્ત ભભૂતમાંથી,
ભારેલ—જ્વાળામુખ—ગર્તમાંથી,
અંગાર હું કૂદત સિંહબાળ,
જ્વાળારૂપી ડોકની કેશવાળ.

સંસાર છો રૂઢિ રૂપી કર ખડગ ધારે,
સરકાર છો 'ખબરદાર'–મના પુકારે,
ધર્મો નિષેધ કરશે સહુ શાસ્ત્ર–જોરે;
બાંડી કટાઈ અસિ શાં સહુ શસ્ત્ર એરે.

ઠંડા ઠંડા પણ પીગળવા માંડતા જો હિમાળો,
ધોડાપૂરો ઝ્હડત નદીએ, થંભશે એ ન ખાળો
છો ને, તો આ પીડિત ઉરની વેદના રુદ્રરૂપે
મૂર્ત થાતી કયમ અટકશે સ્વાર્થી વિરોધ યાપે?

નાનો ભલે ચણગતો ચણગો અજાણો,
દાવાનળો સળગતા તણખે જ, જાણો ?
તારે વસે વીજ પ્રવાહિત નિઃસ્વરૂપ.
દેખો અડી ખસસ એ જમદેવ આપ.

ભૂકંપના એક ધ્રુજારે ઊંચાં નીચાં બધાં થશે,
મારે રે એક હુંકારે સૃષ્ટિ–ડુંગર ડોલશે.

મંદિર–છે દેવળ, છે મસીદ,
જુગો થકી એમની એક જીદ,
'અમે કહીએ શિવ સત્ય એક
નાસ્તિકનો અન્ય સમાજ–દ્રોહ'

ઇજારો બુદ્ધિનો એવો મારે મંજુર છે નહિ,
મારે માર્ગે પડે આડાં ઠોકરે ઊડશે કહીં.

ભયંકર ભૈરવ ભીમ હું છું,
સંહારભૂખી નવક્રાંતિ હું છું,
દુર્દાન્ત હું, દુર્દમ, ઉગ્રક્રૂર,
નખે શિખે ઝેર ભર્યું પ્રચુર.

સીધું સપાટ કરીને જગ ભાંગફોડે,
અંતે બનીશ શિવરૂપ, રહીશ થોડે
પાળેલ, શાંત, નવસૃષ્ટિ તણા; ચઘરા
ચંડાળ હું સુવરસાદ રૂપે શિવેશ.

# આધી અગાશીએ

આજે ગુલાબને સાંભળ્યાં ગાતાં.
મારી અગાશીએ મોગરો ઉગ્યો,
પાછલી બારીએ ફૂલડાં રાતાં;
ચડતી વેલને જોઇ સુફેલાં
. તુલસીપાન દીઠાં શરમાતાં:
કોઇની આધી અગાશીએ ડોલતાં,
એણે ગુલાબને સાંભળ્યાં ગાતાં—.
તુલસીપાનના કાનમાં મેં કહ્યું,
વાયુની જેમ ધીરે ધીરે વાતાં
શૈશવે કોઇક, કોઇક યૌવને
કોઇ તો ઘડપણે જ ઘડાતાં.
કોક જૂની વડવાઇએ હીંચતાં
મેં ય ગુલાબને સાંભળ્યાં ગાતાં.
તારા આયુષ્યને આથમતું દેખી
ઉગતા છોડ ભલે હરખાતા;
પાછું વાળી વાળી જોવું પડે શાને
તારે આથમણે મારગે જાતાં?
છોને ગુલાબને સાંભળ્યાં ગાતાં!

ઇન્દુલાલ ગાંધી

# દ્વિગુણ ભવ્યતા

જયા તપતીને તટે રસિક ગોઠીઆ સૌ હમે
સમીપ જઇ જ્યાં ઊભા, પૂલ પ્રચંડ નિહાળતા
'અહારી અહીં ભવ્યતા!' તરત એક બોલી ઊઠયો.
મને કથન સાંભર્યું અમર ત્યાંજ રસ્કીનનું
'નિસર્ગ–પ્રભુતા હરે નવીન સંસ્કૃતિ યંત્રની.'
નહિં સુભગતા ઘટી પ્રકૃતિની જરી પુલથી
વધી દ્વિગુણ ભવ્યતા તપતીનાં મહા તીરની.

પ્રપન્ન. ગો. ઠાજી.

# વ્હાલાંઓનાં વેર

(સોરઠા)

વ્હાલાંઓનાં વિખ, એ તો અમૃત ઘૂંટડા,
બીજું ઠીકાઠીક, વેરી વ્હાલપ બોલડે....૧

વ્હાલાંઓની ગાળ, કંસારનો શું કોળિયો ?
ઉપર આકઝમાળ, શત્રુની ખીર, — ખીચડી....૨

વ્હાલાંઓનાં વેર, ટાઢાં મીઠાં ટણુકલાં,
એતો અમૃત સેર, ઊન્હાં પણ એ ફૂલકાં....૩

કંટક ફૂલની જેમ, ખૂંચે કૂંળે કાળજે,
હઇડે એને લ્હેર, કાંટાળાં છો આવડાં....૪

વરસો ઊન્હા વ્હાલ, તાવીને તરબોળતાં,
નેણાં એતો ન્યાલ, તાતાં તીખાં છો રહ્યાં....૫

દૂધમાં વ્હાલાં ઝેર!! ઝેરે છો ઝળકોળતાં,
ઝેરે પણ રસસેર, ઊની અમૃતની મળે !....૬

મીઠાં મસ્તીખોર, પાંપણનાં એ ટીખળો,
ઉરનાં અમૃત ચોર, ઝરપી છો ઝેરો રહ્યાં.

મતૂનાં કુસુમાકર

## મારી પ્રવાસ પોથીમાંથી થોડાંક પૃષ્ઠ

અથવા

# સુરતથી અમરનાથ

શ્રી. સેવાનંદજી

[ પૂર્વાશ્રમમાં સાક્ષર, કેળવણીકાર અને સત્યાગ્રહી તરીકે પ્રસિદ્ધિ પામેલા એવા એક ગૂજરાતી હાલ ગૂજરાત બહાર નિવૃત્તિ સેવે છે, તેમના પ્રવાસના અનુભવોની મનનિય નોંધો મેળવવા 'પૂર્ણો' ભાગ્યશાળી થયું છે. એ ક્રમશઃ દર માસે પ્રગટ થશે. —તંત્રી.]

સને ૧૯૩૨ના જાન્યુઆરી માસની ૨૦ મી તારીખે બુધવારે હું સુરતની જેલના દરવાજામાંથી બહાર નીકળ્યો ત્યાંથી નાના સ્થળોમાં તથા નાના પ્રકારની અવસ્થાઓમાંથી પસાર થતો થતો આખરે આ સીમા પ્રાન્તના એક ખુણાના તાલુકામાં, જ્યાંથી દસ બાર માઈલને અંતરે ભારતની સીમા પૂરી થાય છે, ત્યાં આવીને વસી ગયો. તે આખી જ કહાણી મારાં રમુજી સાહસોથી ભરેલી હોવા છતાં હાલ તો તેમાંના વ્યકિતગત અંશને બાદ કરી ને વચમાંથી થોડાં થોડાં પૃષ્ટ ફાડી ફાડીને વાચકની આગળ મૂકતો જાઉં છું. સને ૧૯૩૨ ની સાલનો શુભારંભ સરકારે પહેલેથી નોંધી રાખેલી વ્યકિતઓને એકદમ વાવાઝોડાની ઝડપથી પકડીને જેલોમાં બંધ કરી દઇને કર્યો હતો અને પંદર દિવસ પછી અમુક અમુક શર્તો; જેમનું કોઇપણ સ્વાભિમાની માણસ પાલન ન જ કરી શકે, તેમના ઉપર સહી કરાવી લઇને તેમને થોડા વખતને માટે ખુલ્લી હવાના દમ લેવા દેવાની નીતિ સરકારે ધારણ કરી હતી. ૧૭ મી જાન્યુઆરી અને રવિવારે સાંજના મગફળીનું તેલ અને ગોળના લાડુનું જેલભોજન કર્યા પછી અમે પંદર વીસ સરકારી મહેમાનોએ વિચાર કરવા માંડયો કે આજથી ત્રીજે દિવસે આપણા સંરક્ષકો આપણને આ મહેમાનખાનામાંથી બહાર કાઢે ત્યારે આપણે કરવું શું ? સુરત જિલ્લાના લગભગ બધાં જ પંખીડાંઓ અહિં ભેગાં થયાં હતાં તેથી જિલ્લા સમિતિની એક પ્રકારની સભા જ બની ગઇ. અમારા તે વખતના પ્રમુખ શ્રી. કાનજીભાઇ (કનૈયાલાલ દેસાઇ) એ કહ્યું કે સરકારની અત્યારની નીતિ ઉપર વધારે અજવાળું ન પડે ત્યાં સુધી સૌએ પોત પોતાની આપ અકકલે જેમ યોગ્ય લાગે તેમ કરી લેવું. તે ઉપરથી મારા મિત્ર શ્રી. કુંવરજીભાઇએ અને મેં સૌના સાંભળતાં કહી દીધું કે જો એકવાર અમે આ દિવાલોની બહાર નીકળ્યા તો અનતા લગી અમે પાછા આવનાર નથી, તેમ માનહાનિકારક શર્તોનું પાલન પણ કરવાના નથી. બસ, તે ક્ષણથી મારી લાંબી યાત્રાની અને મારા સાડાત્રણ વર્ષના શુભ નિવાસની શરૂઆત થઇ.

મારે શું કરવું તે હું સહેલાઇથી નકકી કરી શકયો નહિ. જેમને જેલના દરવાજામાંથી નીકળીને તરત જ પાછા અંદર ભરાઇ જવું હતું તેમનો માર્ગ ઘણો સરળ હતો પણ મારો પ્રશ્ન તેટલો સહેલો ન હતો. મારે તો વિચાર કરતાં જવું ચાલતા જવું અને મને

સૂંઘતા સૂંઘતા મારી પાછળ ભમતા કૂતરાઓથી બચવું એ ત્રણ કામ એક સાથે કરવાનાં હતાં. હું સીધો સ્ટેશન સુધી તો ગયો અને મુંબઈ ભાગી જતી સાડા બાર વાગ્યાની ગાડીમાં ચઢી બેઠો. મેં ક્યાંની ટિકિટ લીધેલી તે મને યાદ નથી, પણ હું મરોલી ઉતરી પડ્યો અને તે દિવસ મેં ધામણના કેટલાક યુવાન મિત્રોની સાથે પસાર કર્યો બીજે દહાડે સવારના ત્રણ વાગે તેમણે મને જગાડ્યો અને પડદાવાળી સવારી ગાડીમાં બેસાડીને ઠેક પાંચ વાગે મને નવસારીના લક્ષ્મણ હોલ આગળ ઉતાર્યો. ત્યારે સડક ઉપરના ફાનસોમાં દીવા બળતા હતા ત્યારપછી ત્રણ ચાર દિવસ મેં વડોદરા રાજ્યનાં એક બે ગામોમાં કાઢી નાખ્યા પણ મારે ખાતર કોઈ પણ સ્નેહીના કુટુંબને જોખમમાં મૂકવું મને ગમ્યું નહિ અને કોઈપણ ગામમાં એક કરતાં વધારે દિવસ અજ્ઞાત રહેવાનું પણ મારા જેવાને માટે શક્ય ન હતું. એક ગામમાં રાત પડી ગયા પછી હું શૌચ જવાને જેવો બહાર નીકળું છું તેવો જ એક જણે મને મારા મૂળ નામથી વધાવી લીધો ! તેથી વળી પાછો સવારી ગાડીમાં બેસીને હું રાતને પહોર વેડછા સ્ટેશને જઈને મુંબઈ જતી ગાડીમાં ચઢી બેઠો. કાઠીઆવાડથી મુંબઈ જતા વાઘરીઓની ટોળી જે ડબ્બામાં બેઠી હતી તેમાં બેસવાનું મેં એટલા માટે પસંદ કર્યું કે હું પણ વાઘરીમાં જ ગણાઈ જઈશ અને જોનારાઓની નજરથી સુરક્ષિત રહીશ. ક્યાં જવું અને શું કરવું તે તો હજી નક્કી થતું ન હતું, ઉત્તર દિશા તરફ વળવું કે દક્ષિણ તરફ તેની શક્યતાઓ ઉપર હું વિચાર કરતો હતો પણ નિર્ણય કરતા સુધી મારે રહેવું ક્યાં.

## ખ્રિસ્ત સેવાસંઘ, પૂના

મુંબઈનું વાતાવરણ પણ તે દિવસોમા ખૂબ ગરમાગરમ હતું. ત્યાં બારડોલીના સ્વરાજ્ય આશ્રમમાં સફેદ બાસ્તા જેવું ખાદીનું ધોતીયું પહેરીને મીરા બ્હેનની સાથે બાફેલું દૂધીનું શાક અને લૂખી રોટલી ખાવા બેઠેલા ફાધર એલ્વિનને મેં દીઠા અને તે પહેલાં ખ્રિસ્ત સેવાસંઘનું મુખપત્ર 'સી. એસ. એસ. મૅગેઝિન'ના કેટલાક અંક મારા વાંચવામાં આવેલા ત્યારથી આ અનોખી સંસ્થાને જોવાની ઇચ્છા મારા મગજની એક તરડમાં ભરાઈ રહી હતી તે તાજી થઈ આવી એટલે મુંબઈ ન થોભતાં મેં પૂનાનો રસ્તો લીધો. સંઘના આચાર્ય ફાધર વિન્સ્લો તે દહાડે આશ્રમમાં ઉપસ્થિત ન હતા પણ તેમને બદલે ઉપાચાર્ય ફાધર માર્ટિન, જે એક હિંદુસ્તાની ખ્રિસ્તી સાધુ છે, તે મારો સત્કાર કરવાને સારૂ બહારના ખંડમાં મને આવીને મળ્યા. આશ્રમનાં દ્વાર સૌ અતિથિઓ માટે ખુલ્લાં છે. અને અહિં જાતિ, ધર્મ, વર્ણ એવા કોઈપણ ભેદને માટે સ્થાન નથી એવું તેમણે મને કહ્યું. આશ્રમના નિયમ મુજબ કોઈપણ અતિથિ ત્રણ દિવસ સુધી તો રહી જ શકે છે પણ વિશિષ્ટ અતિથિ આચાર્યની સંમતિથી વધારે દિવસ પણ રહી શકે એવું હોવાથી ફાધર વિન્સ્લો પાછા ફરે ત્યાં સુધી તો હું અહિં રહી શકું છું એવો ફાધર માર્ટિનની સાથેની મારી વાતચીતનો સાર નીકળ્યો એટલે મેં ખ્રિસ્ત સેવાસંઘમાં અતિથિ તરીકે પ્રવેશ કર્યો. આશ્રમની વિઝિટર્સ બુકમાં મને મારા દસ્તક કરવા કહ્યું ત્યારે તેજ ઘડીએ મેં મારા નામકરણસંસ્કાર કરી

નાખ્યા. સરસ્વતીએ મારા કાનમાં 'સેવાનંદ' નામ સંભળાવી દીધું અને ત્યારથી હું એ નામ ધારણ કરી રહ્યો છું. મારાં ત્યાર પછીનાં પુસ્તકો, લેખો, કાવ્યો એ નામથી પ્રસિદ્ધ થયાં છે. લોકો મને એજ નામથી બોલાવે છે, પોલિસને ચોપડે પણ મારું એ જ નામ દાખલ થઇ ગયું છે, તેથી મારું અસલ નામ અણવપરાશને લીધે હું જ ભૂલી જવા આવ્યો છું.

ફાધર માર્ટિને મને બ્રધર હુના હાથમાં સોંપી દીધો અને તે ભલો જુવાન અંગ્રેજ સાધુ મને મારી ઓરડીમાં લઈ ગયા; તે ઓરડીમાં તેણે પોતાને હાથે સાવરણી ફેરવી. હું સાવરણી ઝૂંટવી લેવા ગયો ત્યારે તેણે મને 'अतिथि देवो भव' એવું પ્રાચીન ઉપનિષદોનું વચન સંભળાવી દીધું. સાંજ પડવા આવી હતી તેથી વહેલો વહેલો તે એક ફાનસ લઇ આવ્યો અને મારી પાસે મચ્છરદાની ન હોવાથી તેણે પોતાની મચ્છરદાની મારા પલંગના ઉપર ટાંગી દીધી. આ વખતે તેને પોતાના માથાનું અમુક કામ કરવાનો વખત થએલો હોવાથી તેણે અડધા કલાક પછી આવવાનું કહીને મારી રજા લીધી, અને તેટલો વખત મેં મારી આસપાસની પરિસ્થિતિના ઉપર એક ઉતાવળી નજર ફેરવી લીધી.

ખ્રિસ્ત સેવા સંઘનો આશ્રમ ભંભારડા સ્ટેશન અને ખેતીવાડી કૉલેજની વચ્ચે થઇને જતી એક સડક ઉપર આવેલો છે. ત્યાંથી આગળ જતાં ફરગ્યુસન કૉલેજ ભણી જવાની સડક ફંટાય છે. દોઢથી બે એકર જેટલી જમીન ઉપર સંઘનો સાધુનિવાસ, સભાભવન, ઉપાસના મંદિર, ભોજનાલય, શાકભાજીની વાડી ઇત્યાદિ ફેલાયેલાં છે. સાધુઓને રહેવાને સારૂ આઠ ફુટ લાંબી અને તેટલી જ પહોળી એક સમચોરસ ઓરડી હોય છે. અતિથિઓને સારૂ પણ એવી એકાદ ખાલી ઓરડી તેઓ કાઢી આપે છે. ઓરડીમાં એક નાનું ટેબલ, એક ખુરશી અને એક સ્પ્રીંગવાળો ખાટલો, એટલાં ત્રણ વાનાં હોય છે. પણ આશ્રમવાસીઓમાંથી તો ઘણા ખરા ભોંય ઉપર જ પથારી પાથરીને પડી રહે છે. અડધા કલાકમાં બ્રધર હુ પાછો આવ્યો. સાંજના સાતથી બીજા દહાડાના સવારના સાત સુધી આશ્રમમાં સૌએ વાણીનો સંયમ અને શાંતિનું પાલન કરવાનો નિયમ છે. એનો અર્થ એ કે કોઇએ બિનજરૂરી બોલવું નહિ, કોઇને કાંઇ કહેવાની જરૂર પડે તો ઇસારતથી કામ લેવું અને ખાસ આવશ્યકતા હોય ત્યારે જ જરૂર પૂરતી વાતચીત કાનમાં કહેતા હોઇએ એટલા ધીમા અવાજથી કરવી. તેથી પલંગના ઉપર બ્રધર હુ મારી પાસે મને અડોઅડ બેઠો અને અમારાથી એક હાથ છેટે બેઠેલો માણસ પણ સાંભળી ન શકે એટલે ધીમે અવાજે તેણે મને આશ્રમના બીજા નિયમો ઉપનિયમોથી જાણીતો કરી દીધો.

આશ્રમની સ્થાપના સને ૧૯૨૨માં અહમદનગર પાસેના એક ગામડામાં થઇ હતી ત્યાંથી સને ૧૯૨૮માં આશ્રમ પૂના આવ્યો અને પોતાના મકાનમાં રહીને કાર્ય કરતો થયો. આશ્રમવાસીઓ ત્રણ વર્ગમાં વિભક્ત થાય છે. બ્રહ્મચારીઓ, ભાઇઓ અને સંન્યાસીઓ—બીજા શબ્દોમાં મુમુક્ષુઓ, સાધકો, અને સંન્યાસીઓ. એજ પ્રમાણે સ્ત્રીઓને માટે બ્રહ્મચારિણીઓ, બ્હેનો અને સંન્યાસીનીઓ એવી ત્રણ શ્રેણીઓ છે. પણ તેઓ બીજી

પોતાના સ્મરણમાંથી સંઘના બહાર રહેતા સભ્યો, શુભેચ્છકો, આશ્રયદાતાઓ, સૌના નામ ગણાવી ગણાવીને તેમને માટે સામાન્ય અને આવશ્યકતા હોય તો વિશેષ રૂપે પ્રાર્થના કરે છે; જેમકે અમારો ફલાણો ભાઈ દવાખાનામાં માંદો છે, તેને ધૈર્ય, શાંતિ અને પુનઃ આરોગ્ય પ્રાપ્ત થાઓ, અમારી ફલાણી બ્હેન અમુક કૉલેજમાં ભણે છે તેને સફળતા મળો ઇત્યાદિ. ત્યારપછી સંસારમાં જ્યાં જ્યાં શ્રેણીયુદ્ધો અને જૂદાં જૂદાં હિતોના પરસ્પર સંઘર્ષ મચી રહ્યા હોય છે, દલિતોને તથા પીડિતોને તેમના બળવાન સંગઠિત શાસકો અથવા માલિકો પીસીપીસીને નિષ્પેષિત કરતા હોય છે તેમાં 'ઇન્ટરસીડ' કરવા માટે—વચ્ચે પડીને શાંતિનું અમૃત સીંચવા માટે ઇશ્વરની રોજ પ્રાર્થના કરવામાં આવે છે. તે વખતે ૧૯૩૨ની સાલ જતી હતી. ભારતમાતાનાં હજારો બહાદૂર દેશભક્ત પુત્રો અને પુત્રીઓ જેલના સળીઆની પાછળ બંદીવાન બન્યા હતાં અને પાર વિનાનાં અપમાન યાતનાઓ સહન કરી રહ્યાં હતાં. ખ્રિસ્ત સેવાસંઘ તેમને વિસારી શકતો નથી, તેથી દરરોજ પ્રાર્થના થાય છે. 'હે પ્રભુ! મંગલમય પિતા! મહાત્મા ગાંધી, પંડિત જવાહરલાલ, સરદાર પટેલ તથા બીજા હજારો નાના મોટા દેશભક્ત વીરો અને વીરાંગનાઓ આજે માતૃભૂમિની સ્વાધીનતાને માટે જેલનાં કષ્ટ સહન કરી રહ્યાં છે, તેમને તું ધૈર્ય આપ, તેમને તેમનાં તપ તપવાનું બળ આપ, અને તેમના જેઓ શાસક છે તેમનાં દિલોમાં તું ન્યાય બુદ્ધિ અને શુભેચ્છાની પ્રેરણા કર, જેથી કરીને આદેશના અશાંતિમય વાતાવરણમાં પુનઃ શાંતિની લહરી વાતી થઇ જાય અને શાસક અને શાસિતની વચ્ચે મીઠા સંબંધો સ્થાપિત થાય અને ભારતનાં સંતાનો તેમના જન્મસિદ્ધ અધિકાર મેળવીને ઉન્નતગામી બને! ઇત્યાદિ."

સાંજનું વાળુ કરવાનો ઘંટ થયો એટલે બ્રધર જ્યુ મનિ ભોજનાલયમાં તેડી ગયો, બાકી ભાઇઓ સાથે મારો પરિચય કરાવ્યો અને મને સૌની વચ્ચેના એક પાટલા ઉપર બેસાડયો. પીરસણુ અને ભોજન બેઉ ક્રિયાઓ મોઢેથી બોલ્યા વિના જ કરવી પડે છે. વાળુમાં હમેશાં દાળભાત અને એક શાક હોય છે. ઘીનો તથા દૂધનો આશ્રમમાં ઘણો ઓછામાં ઓછો ઉપયોગ થાય છે. પીરસનાર જમનારની પાસે ખાદ્ય વસ્તુઓ લઇ લઇને આવતા જાય છે, જમનાર આંગળીની ઇશારત કરીને માંગે તો તેને તે ચીજ જેટલી ઇચ્છા હોય હોય તેટલી પીરસીને તેઓ આગળ ચાલ્યા જાય છે. બપોરના અને સાંજના ભોજનના આરંભમાં પ્રભુના આશીર્વાદને માટે પ્રાર્થના—ગ્રેસ—માં अन्नदानं महत्त पुन्यम् ઇ. શ્લોક આચાર્ય બોલ્યા પછી સૌને ભોજન કરવાની આજ્ઞા આપે છે. વાળુ વખતે માત્ર એક જણને જ વાણીનો ઉપયોગ કરવાનો અધિકાર હોય છે. તેનું કામ જમતી વખતે સૌને ગમે તે એક સદ્ગ્રંથનું શ્રવણ કરાવવાનું હોય છે. હું ત્યાં રહ્યો તે દિવસોમાં રોમાં રોલાં કૃત સ્વામી વિવેકાનંદનું જીવનચરિત્ર વંચાતું હતું, પણ વાંચનાર બંગાળી ખ્રિસ્તી હોવા છતાં તે 'વાઇવેકાનંદ' બોલતો ત્યારે મને ઘણી અણુખત થયા કરતી. વાળુ કર્યા પછી સૌ પોત પોતાની ઓરડીમાં ચાલ્યા જાય છે. દસ વાગ્યાને સુમારે સુઇ જવાનો રિવાજ છે. ત્યાં સુધીમાં કોઇ વાંચે છે, અથવા અત્યંત ધીરે ધીરે વાતચીત કરે છે.

સવારમાં ભળભાંખળુ થતાં એક ભાઇ ઘંટડી વગાડતો વગાડતો તમામ ઓરડીઓ આગળ થઇને ચાલ્યો જાય છે. ત્યાર પછી દસ મિનિટની અંદર સૌ પ્રાતઃસંધ્યા કરવા ભેગા થાય છે. તે થયા પછી ઉપાસનાગૃહમાં એક બીજી વિશેષ ઉપાસના થાય છે. તે થઇ રહી એટલે ચાહ પીવાને માટે ભોજનાલયમાં જવાનું. ખ્રિસ્ત સેવાસંઘ નિરામિષઆહારી છે, માત્ર ઇંડાંનો તેઓ અપવાદ દાખલ ઐચ્છિક રીતે ઉપયોગ કરવા દે છે. તેલનું પોતું દઇને બનાવેલી મોટી મોટી બે રોટલી અને જેને ઇચ્છા હોય તે બાફેલાં બબ્બે ઇંડા લઇ શકે છે. ચાહ જેટલા પ્યાલા પીવા હોય તેટલા પીવાની છૂટ પણ દૂધ દરેક પ્યાલાની સાથે એક નાનો ચમચો જ મળે. બપોરના ભોજનમાં સવારના જેવી જ તેલના પોતાવાળી રોટલી, દાળ અને એક શાક, સાંજના સાડાત્રણે એકલી ચાહ.

હું ત્યાં ગયો ત્યારે જાન્યુઆરીનું છેલ્લું અઠવાડીયું જતું હતું, તેથી નાતાલના તહેવાર દરમિયાન કરેલા મંદિરના સાજ શણગાર હજી જોવાને તેના રહેવા દીધા હતા. ઉપાસનાગ્રહ ઉપરાંત એક બીજું મંદિર બાંધ્યું છે. તેની રચના બરાબર શિવાલયના જેવી રાખી છે—માત્ર શિવાલયમાં કળશનાં ઉપર ત્રિશૂળ હોય છે, તેની જગ્યાએ અહિં ક્રોસ મૂકયો છે. મંદિરની અંદર શું છે તે હું જોઇ આવ્યો. અત્યારે એક પારણામાં બાળક ઇસુની મૂર્તિ સુવાડી હતી. માતા મેરીની મૂર્તિ પારણાની પાસે બેસાડી હતી. ઇસુનાં દર્શને આવેલા દેશવિદેશનાં સંતો, મહાત્માઓની નાની નાની મૂર્તિઓ પારણાની આજુબાજુ ઉભી રાખી હતી

ફેબ્રુઆરીની ૨૭ તારીખે મંગળવારે સવારમાં આશ્રમને આંબા, આસોપાલવ અને કેળનાં પાનથી શણગારવામાં આવ્યો. આશ્રમવાસીઓ એક શાંત સરઘસના રૂપમાં આશ્રમના મકાનોની આસપાસ એક પ્રદક્ષિણા કરી આવ્યા. આજે સન્યાસિનીઓના આશ્રમમાંથી બે બ્હેનો આવી હતી. તેમણે દૂધપાક, પૂરી અને ભજીઆનું ભોજન બનાવ્યું. અમે જમવા બેઠા ત્યારે મેં લ્યુને પૂછ્યું કે આજે શાનો ઉત્સવ ઉજવાય છે? લ્યુએ મને સમજણ પાડી કે આજે ઇસુના જન્મદિવસ બાદ ચાળીસમો દિવસ છે—ઇસુનો જન્મ ડિસેમ્બરની ૨૫મી તારીખે થએલો. યહૂદી જાતિના રિવાજ પ્રમાણે આજે માતા મેરી પ્રસૂતિ ગૃહમાંથી નીકળી અને સ્નાન કરીને બાળક ઇસુને મંદિરમાં લઇ જઇને દેવને અર્પણ કરી આવી હતી, તેનો અમે આજે ઉત્સવ કર્યો. સાંજના આશ્રમના સભાગૃહમાં વાયોલિનનું વાદ્ય અને રમુજી રેસીટેશન્સનાં ટૂંકો પ્રોગ્રામ હતો. બહારનાં ઘણાં માણસો આવ્યાં હતાં ફર્ગ્યુસન કોલેજના વિદ્યાર્થીઓ પણ હતા. તેમાં સૂરતના એક વિદ્યાર્થીએ મને ઓળખ્યો અને હું અહિં અમુક સંજોગોમાં ભરાઇ બેઠો છું તે જાણી જતાં તેને વાર લાગી નહિ. મારું મન પણ તે ઘડીએથી ચંચળ થઇ ગયું અને બીજે દહાડે હું લોનાવલા ચાલ્યો ગયો, પણ આશ્રમના સાધુઓએ મારી પાસે જલદી પાછા આવવાનું વચન લીધા પછી મને તેમણે જવા દીધો. હું આશ્રમમાં વધારે વખત રહું એવું લ્યુ ઇચ્છતો હતો અને તેનું ચાલ્યું હોત તો તે મને રહેવાનો આગ્રહ કરત. તેણે મને કહ્યું કે 'અમારું પ્રારબ્ધ હિંદની સાથે જોડાઇ ગયું છે અને હિંદ એટલે મારે ભાગે હિંદુઓર્જ. અમારા હિંદી ખ્રિસ્તી ભાઇઓ હિંદુ સમાજની

નિમ્નતમ નહિ તો પણ નિમ્ન શ્રેણીમાંથી આવેલા હોવાથી તેઓ ઉચ્ચ શ્રેણીના હિંદુ આચાર વિચારથી અજાણ્યા છે અને અમે જ્યારે હિંદુ સંસ્કૃતિના વાતાવરણમાં રહીને ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવા ઇચ્છીએ છીએ ત્યારે અમારે તમારા ઉત્તમ આચાર વિચારોને ગ્રહણ કરવા જ રહ્યા. માટે તમે જો અહિં રહો તો તમારું જોઇ જોઇને અમે ઘણું શીખવા જેવું શીખી લઇએ.'

બ્રહ્મચારીઓને કેળવવાને વાસ્તે એક ટ્રેનિંગ કલાસ ચાલે છે. સંઘની લાયબ્રેરીમાં વિવિધ વિષયના ચારથી પાંચ હજાર પુસ્તકો હશે. હું ત્યાં રહ્યો તે વખતે ફાધર માર્ટિન રમેશ ચંદ્ર દત્તકૃત 'ધી હિંદુ સિવિલીઝેશન' અને મેક્ડોનલકૃત 'હિસ્ટરી ઓફ સંસ્કૃત લિટરેચર' શીખવતા હતા. હિન્દુધર્મ ઉપર તેમણે મારી પાસે ત્રણ વ્યાખ્યાન અપાવ્યાં.

હું લોનાવલાથી પાછો આવ્યો ત્યારે ભંભારડા સ્ટેશન ઉપર જ આશ્રમવાસી બ્રધર લિયોનર્ડ મળી ગયા. મારી પાસે નાનકડો હલકો બિસ્તરો હતો, જેને હું મારી સાથે જેલમાં લઇને ગએલો. તે લિયોનર્ડે તે બિસ્તરો ખેંચવા માંડયો: મેં કહ્યું કે મારો બિસ્તરો મારે જ ઉપાડવો જોઇએ. લિયોનર્ડ કહે. 'પણ મારા અતિથિને હું ઉંચકવા દઉં, કેમ?' અમે ખૂબ ખેંચાતાણી કરવા લાગ્યા. એક ગોરો ગોરો ખાદીધારી અંગ્રેજ જુવાન અને હું ટોપીની રીતે કોન્ગ્રેસજન, એવા અમે બે પ્રેમ કલહ કરીએ તે જોઇને ટ્રેનના મુસાફરોને બહુ જ આશ્ચર્ય થયું કે આ બે જણા છે કોણ? બારી બારીએ લોકો ભેગા થઇ ગયા અને ટ્રેન પ્લેટફોર્મ ઉપરથી ખસી ત્યાર પછી પણ તેઓ ડોકાં તાણી તાણીને અમને જોતાં જ ગયાં.

બીજે દહાડે સવારમાં ફાધર વિન્સ્લો આવી પહોંચ્યા. તેમની સાથે હસ્તમેલન કરતી વખતે મને તેમનો હાથ ઠંડો લાગ્યો અને વાતચીત કરતા હું સમજી ગયો કે આ શુ અથવા લિયોનાર્ડના જેવો ભોળો સરળ સાધુ નથી પણ કોઇ વ્યવહારદક્ષ મહંત છે. તે પણ થોડું થોડું તો સમજી ગયા કે આશ્રમમાં મારી ઉપસ્થિતિ ઇચ્છવા જેવી નથી અને તેમણે મને બારના રામકૃષ્ણ પરમહંસના મિશનમાં જઇને રહેવાની સલાહ આપી.

સાંજે મને ફાધર વિન્સ્લો ફરવા તેડી ગયા. ખ્રિસ્ત સેવા સંઘ કોલેજનાં વિદ્યાર્થીઓને સારૂ એક વિદ્યાર્થીગૃહ ચલાવે છે, તેમાં હિન્દુ, મુસલમાન અને હિન્દુસ્તાની ખ્રિસ્તી એ ત્રણ જાતિના વિદ્યાર્થીઓનો ત્રિવેણી સંગમ બન્યો છે. શરૂઆત કરતી વખતે સંચાલકોએ ત્રણ કોમને માટે ત્રણ અલગ રસોડાં અને ભોજનાલય બનાવવાનો વિચાર વિદ્યાર્થીઓ આગળ મૂક્યો ત્યારે તેમણે જે જવાબ દીધો તેમાં નવીન ઉદ્દયમાન ભારતના આત્માના ઉદ્ગાર હતા. તેમણે કહ્યુ, 'અમે એક જાતિ છીએ અને અમને કોઇ અળગા કરી શકનાર નથી. આ રસોડામાં એવી એક પણ ચીજ નહિ રંધાય કે જે હિંદુ ભાઇઓને ન ખપે; પણ જમવાના તો અમે સાથે જ—એક પંગતે જ.' હું ઘણો જ ખુશ થયો અને આ નવયુગના ત્રિવેણી તીર્થનાં દર્શન કરીને પવિત્ર થયો. આજે મારી ખ્રિસ્ત સેવા સંઘમાં છેલ્લી રાત્રી હતી. બીજે દહાડે ચાહ પીધા પછી મેં સૌની રજા લીધી. ફાધર વિન્સ્લો મને વળાવવા ઉભા થયા. બુનું દિલ દુભાયું, પણ શું કરે?

## અમદાવાદના પ્રીતમનગરમાં

હજી પણ મારે ભવિષ્યમાં શું કરવું, કયાં જવું તેની યોજના ઘડાઇ ન હતી તેથી વળી મેં કોઇ અસ્થાયી જગ્યાએ એ ચાર દિવસ કાઢી નાખવાના હેતુથી અમદાવાદ તરફ નજર દોડાવી અને પ્રીતમનગરમાં એક જગ્યાનો આશ્રય લીધો. ભદ્રની નજીક આવેલી એક વીશીમાં હું જમવા ગયો. ત્યાં મારો એક જૂનો યરવડાનો જેલબંધુ મળી ગયો અને તેણે મારા તરફ પાંચ પંદર માણસોનું ધ્યાન ખેંચવાની મૂર્ખતા કરી. જમીને જ્યાં બહાર નીકળું છું ત્યાં ગુ વ. સોસાયટીની ઑફિસની નજીકમાં બારડોલીના જીનવાળા થી. ડાહ્યાભાઇએ મને મોટે સ્વરે 'જય જય' કહીને વળી ઉઘાડો પાડયો. હું તે વખતે આંધળો, બ્હેરો અને મૂગો થઇ ગયો અને ભદ્રની પાસેની ગલીમાં એક મદ્રાસીએ હોટલ કાઢી છે, તેમાં ભરાઈ ગયો અને ખુણામાં બેસીને દહિંવડાંની એક પ્લેટ મંગાવીને ધીરે ધીરે ખાવા મંડી ગયો. મારી પાછળ પાછળ સફેદ કપડાંવાળા બે કુતરાને ચાલ્યા આવતા મેં જોયા હતા. ડાહ્યાભાઇના 'જય જય'થી તેમનું લક્ષ મારા તરફ ખેંચાયું હતું, પણ તેમણે મને હોટેલમાં પેસતો દીઠો નહિં અને હોટેલમાં પેસીને ખાત્રી કરી જોવાની તેમણે 'કાળજી' રાખી નહિ તેથી હું બચી ગયો. મારા દહીંવડાં ઉપર જેટલો વખત ગુમાવી શકાય તેટલો ગુમાવ્યા પછી હું બેઉ બાજુએ લાંબી નજર કર્યા પછી ગલીમાં થઇને ઉતાવળે પગલે સસ્તા સાહિત્યના કાર્યાલયમાં ઘૂસી ગયો. મેં આજના બે અનુભવો ઉપરથી જોઈ લીધું કે છૂપી મંડળીઓ ચલાવવાને માટે જોઇતી સાવધાની, દૂરદર્શિતા અને ઠંડુ કલેજું આપણામાં નથી. હજી આપણે નાદાન બાળકના જેવા છીએ ગુપ્તભેદ આપણી આંખોના પલકારામાથી પણ બહાર નીકળી ન જાય એટલું ઠંડુ મગજ અને સ્થિર બુદ્ધિ કેળવવાને આપણને હજી ઘણી વાર છે. સસ્તા સાહિત્ય કાર્યાલયમાં કામ કરનારા મારા મિત્રોએ મને સાવધાન કરી દીધો કે દહાડે શહેરમાં ફરવું એ તમારે માટે અત્યંત જોખમ ભરેલું છે. કારણ કે ગુજરાતના તમામ જીલ્લાઓની પોલીસના થોડા થોડા કૂતરા બધા જિલ્લાઓમાં વહેંચી નાખ્યા છે. તેથી કોઇને કોઇ તમને ઓળખનારો નીકળી આવશે. મેં ગાંઠ વાળી તે દિવસથી હું મારી પ્રીતમનગરની ઓરડીમાંથી બહાર નીકળ્યો જ નહિ, એક મિત્ર દૂધ અને પાઉં રોટી આપી જતો હતો. તે ઉપર જ મેં ત્રણ દિવસ નીભાવ કર્યો.

પણ મારે શું કરવું અને કયાં જવું એ સવાલ તો હજી ઉભોને ઉભો જ હતો. મારી ફરજનો નિર્દેશ તો ચોકખો હતો કે મારે સુરત જવું અને જેલમાં જઇને બેસી જવું, પણ મારા શરીરને કાયમને માટે લાગુ પડેલા બે રોગનો વિચાર મને તેમ કરતાં રોકી રાખતો હતો. શેત્રંજની રમતમાં કોઇ વાર રાજા એવા ખુણામાં ફસાઇ જાય છે કે ત્યાર પછી તેને ત્યાંથી ખસવાનો રસ્તો જ રહેતો નથી મારૂં તેવું ન થાય અને એવી કોઇ જગ્યાએ હું ફસાઇ ન જાઉં કે ભવિષ્યમાં મુશ્કેલીને પ્રસંગે મારે માટે બચવાનો કોઇ રસ્તો જ ન રહે તેટલા માટે હું છેલ્લી ચાલ ચાલતા પહેલાં ખુબ ઉંડો વિચાર કરી રહ્યો હતો, દરેક શકયતાના ગુણદોષને તોળી તોળીને તેને ઘટતા ગુણ (માર્ક) આપીને બાજુએ

રાખતો હતો અને મારી બુદ્ધિ મને જ્યાં સુધી ભવિષ્યનું દર્શન કરાવી શકે તેટલે આઘે સુધી નજર પહોંચાડીને મારી આજની અને હવે પછીની પરિસ્થિતિઓનું સમ્યક્ અવલોકન કરતો હતો. પૂરા ત્રણ દિવસના વિચારને અંતે મારો ઋષિકેશ જવાનો નિશ્ચય ૯૫ ટકા જેટલો થઇ ગયો અને હું ફેબ્રુઆરીની ૨૧મી તારીખે રાતની ગાડીમાં સ્વાર થયો. પણ ટિકિટ તો મેં વડોદરાની જ લીધી, કારણ કે હજી પાંચ ટકા જેટલો નિશ્ચય કાચો હતો અને જો સુરત જવું જ હોય તો તે રસ્તો મેં મારે માટે બંધ કર્યો ન હતો. દિલ્હી એક્સપ્રેસને આવવાને ત્રણ ચાર કલાકની વાર હતી, તેટલી વારમાં વડોદરા સ્ટેશનના પ્લાટફોર્મ ઉપર બેઠાં બેઠાં મેં આખરનું પગલું ભર્યું, હરદ્વારની ટિકિટ લીધી અને દિલ્હી એક્સપ્રેસ જેવી આવી તેવો જ તેમાં હું બેઠો, એટલે હવે જ્યાંથી પાછા નહિ ફરી શકાય એવું પગલું મેં ભરી લીધું અને તેની સાથે મારી ઉત્તરની યાત્રા શરૂ થઇ ગઇ. ત્યાર પછીનાં પૂરાં સાડાત્રણ વર્ષોના મારા ગુપ્તનિવાસ દરમિયાન હું એક જ ખોટી ચાલ ચાલી ગયો હતો અને તેણે જ મને સીમા પ્રાંત સુધી રવડતો કરી દીધો તે સિવાય મેં એક પણ ભૂલ કરી નથી અને એક પાવરધા શેત્રંજ રમનારની માફક મારી ચાલો ચાલતો ગયો છું. (અપૂર્ણ)

---

## સ્વપ્નોને.

### (પૃથ્વી)

તમે સ્વપ્ન દૂર હો, ન કદિયે અહીં આવશો;
વિપત્તિ ભર જીવને જગવતાં અસૂરા સ્વરો.
તમેજ મુજ રંક જીવન તણા કુંળા ભાવને
મહોચ્ચ અભિલાષની પ્રખર ઝાળમાં બાળિયાં
તમે હૃદયકંદરે સૂર-સુષુપ્ત ને અંગુલિ
તણા મૃદુલ સ્પર્શથી જગવિયાં, દમે છે હવે.
નવ પ્રણયના તરંગ નિશીથે જગાવ્યા અને;
સૂના હૃદયને દિને સૂનું કીધ—જાઓ તમે.
હું તો અહીં રહીશ; જીવન વિપત્તિમાં છો દહું;
સુઅલ્પ મુજ શક્તિથી કંઇ દુઃખાર્તના આંસુડાં
લૂછીશ; ભગના રણે જગતના બનું વીરડી
ફરે જહીં બળ્યાં જળ્યાં ધિક્કાર—ના આવશો
નથી ઊડવું રાત્રીએ સ્વારગની શીળી બોમમાં,
નથી સ્મરી સ્મરી દિને મધુર રાત્રીઓ, ઝુરવું.

'અનન્ત'

# એક વિચિત્ર અનુભવ

શ્રી. પંકજ

ભવિષ્યના ભૂગર્ભમાં શું રહસ્ય સમાયેલું છે તે જાણવાની મનુષ્ય માત્રને ઉત્કંઠા હોય છે. પરમાત્માએ એ ભવિષ્ય ને એક સમસ્યા રૂપે જગતની સામે મૂક્યું છે. જ્યોતિષ સામુદ્રિક, યોગ ઇત્યાદિ સાધનોએ મનુષ્ય સમાજે ભવિષ્યને ઉકેલવાનો પ્રયત્ન કીધો છે. એમાં કેટલીયે વાતો સાચી પડી કેટલીયે અડધી સાચી પડી, અને કેટલીયેનો જવાબ કોઇ પણ આપી ન શક્યું. અંતમા જ્યારે માનવશકિત હાર પામી ત્યારે ઇશ્વરની મહત્તા સ્વીકારી. પોતાની લઘુતા કબુલી.

મારા જીવનનો આ પ્રસંગ કંઇક વિચિત્ર છે. શોખને ખાતર જ્યોતિષ વાંચતાં હું જ્યોતિષી તરીકે આટલો બધો આગળ આવી જઇશ એની મને સ્વપ્ને પણ કલ્પના ન હતી. પરંતુ જ્યારે લોકોનો જમાવ મારે ત્યાં થવા લાગ્યો ત્યારે મને પણ વિચિત્ર મનુષ્યોની મનો-વૃત્તિને સમજવાનો સારો સુયોગ મળ્યો. વાર્તા સાહિત્યને માટે એમાંથી જ અણમોલ હપ્તો પણ મળ્યો. હું જ્યોતિષ વિદ્યાને ધન્યવાદ આપું કે કેમ તે વાતનો નિર્ણય પાછળથી કરીશ પરંતુ તેને કારણે મળેલા અનુભવો પ્રથમ જનતાની સમક્ષ તો અવશ્ય મૂકવા જ જોઇએ.

શનિવારનો દિવસ હતો. શરદ્ઋતુની ઠંડી મઝેની પડતી હતી. હું સવારના નાહી ધોઇને મારા પુત્ર અને પુત્રી સાથે રમતો હતો. એકાએક એક સુંદર સફાઇદાર મોટર કંપા-ઉંડમાં દાખલ થઇ. કોઇ મોટા જમીનદાર કે વકીલની ગાડી લાગતી હતી. બારણામાં કાર ઊભી રહી. અંદર એક આધેડ વયના સજ્જન અને એક યુવક બેઠા હતા.

યુવકે પૂછયું, 'અહીં કોઇ જ્યોતિષી રહે છે?'

'કેમ?'

'હમારે કામ છે.'

'હું જ જ્યોતિષી છું.'

તેમણે મને અભિવાદન કર્યા. 'આવો' મેં કહ્યું. તેઓ અંદર આવ્યા. મેં બચ્ચાંને બહાર મોકલ્યાં અને પૂછયું.' 'બોલો શું કામ છે?'

'જુઓ સાહેબ, આ સજ્જન તમને કંઇ પૂછવા માગે છે. વાત સાચી પડશે તો તમને ઇનામ આપશે.

'તો શું તમે મારી ફી પહેલાં નથી આપવા માંગતા.'

તેઓ ચૂપ રહ્યા. હું બોલ્યો, 'ભાઇ, હું કંઇ તમને આગ્રહ કરી બોલાવવા ગયો ન હતો. તમે મારો આખો કલાક બગાડો અને તેની પૂર્તિનો સવાલ સંદેહમાં રાખો છો તે યોગ્ય નહીં કહેવાય.'

'પણ તમારી ભવિષ્યવાણી સાચી ન પડે તો?'

વૃદ્ધા બહાર ગઈ. તરૂણી મધુર સ્વરે બોલી. 'મારે તમને એક સવાલ પૂછવો છે કે મારૂં ભવિષ્ય કેવું છે ?

'કુંડળી છે ?'

'હા.' તેણે કુંડળી કાઢી.

હું કુંડળી જોવા લાગ્યો. તે બોલી, 'મને સંતાન સુખ છે કે નહીં ? એજ સવાલ મને મુંઝવે છે.'

'છે. પરંતુ મોટી ઉમરે છે.'

'શું કહો છો ?'

'હા, ત્રીસ વરસની ઉમર પછી છે.'

'ત્રીસ વરસની ઉમર પછી !' તે સ્ત્રીની આંખોમાંથી આંસુની ધારા વહેવા માંડી. 'હજુ ૭ વર્ષ પછી !' હાય ભગવાન !

હું પણ જરા દ્રવિત થયો. તે બોલી. 'મારા સસરા તો એમને અત્યારથી જ ફરી પરણાવવા કરે છે. ૭ વર્ષ કેમ થોભશે ? ખરે હું અભાગણી છું.'

શું જવાબ આપવો એ સવાલ મને મુંઝવવા લાગ્યો. તે સ્ત્રીનું મુખ કરમાઇ ગયું. હું થડકતે સાદે બોલ્યો, જો હું કંઇ તમારી મદદ કરી શકું એમ હોય તો કરવા તૈયાર છું.

'શું તમે સંતાન સુખ વહેલું લાવી ન શકો ?' તે આજીજીપૂર્વક બોલી.

હું હસ્યો અને બોલ્યો, 'બ્હેન ભાવિના પર કોનો અધિકાર હોઇ શકે ? ભાવિ અટલ છે.'

'તો પછી તમે મારી શી મદદ કરી શકશો ?'

હું પણ ચૂપ બેઠો, ખરેખર એને શી મદદ કરી શકું ? થોડી વારે હું બોલ્યો, 'તમારા પતિને મારી પાસે મોકલશો ? હું તેમને સમજાવવાની ચેષ્ટા કરીશ.'

'મારા પતિ તો ઘણા જ ભલા અને માયાળુ છે, પરંતુ મારા સસરા ઘણા જ ખરાબ છે. મને વાંઝણી કહે છે.'

'તમારા પતિનું નામ શું ?'

તેણે એક નાનો Wallet ફોટો કાઢી મારા હાથમાં મુક્યો. હું ચમક્યો. આ તેજ યુવકની છબી હતી જે ગઇ કાલે આધેડ વ્યકિતની સાથે આવ્યો હતો. મને ચમકયો જોઇ તે બોલી, 'શું તમે એને ઓળખો છો ?'

'કઇક પરિચિત લાગે છે.'

'પણ તમે તેમને શું કહેશો ?'

'ફરી પરણવાની મૂર્ખતા ન કરે !'

'પરંતુ મારા સસરાજીને કેમ સમજાવશો ?'

હું ફરી ચૂપ બેઠો. થોડીવાર પછી બોલ્યો, 'જોઇશ તમે એ બન્નેને મારી પાસે મોકલશો ?'

'ના, મારા કહ્યાથી તેઓ નહીં આવે. તમે જ બોલાવો.'

'ઠીક, 'મેં એક પત્ર લખી કવર બીડી તે સ્ત્રીને પૂછ્યું,

'તમારૂં સરનામું.'

તેણે સરનામું આપ્યું. મેં પત્રમાં તે સજ્જનોને ફરી આવવા લખ્યું હતું અને બનતી મદદ કરવા કહ્યું હતું.

તે બાઇ બોલી, 'હું પાછી આવીને મળીશ તેઓ તમારા આમંત્રણથી કદાચ આવશે. એમને પણ જ્યોતિષનો શોખ છે.'

ત્રીજે દિવસે પાછી સલુનકાર આવી તેમાંથી તે યુવક અને સદ્‌ગૃહસ્થ ઉતર્યા. 'આવો આવો' હું બોલ્યો.

'તમારો પત્ર મળ્યો હતો બોલો શું કહો છો ?'

હું કંઈક અટકીને બોલ્યો 'તમારો શત્રુ કોણ છે ?'

'પુરૂષ નથી પરંતુ સ્ત્રી છે.' તે યુવક બોલ્યો. આજ યુવક સ્ત્રીને ઘણો પ્રેમાળ પતિ લાગતો હતો.

'ઘરની છે કે બ્હારની !'

'જુઓ, હવે તમે મદદ કરવા તૈયાર થયા છો તો તમને ખુલાસો કરૂં. આ ભાઇની સ્ત્રીને છોકરાં નથી થતાં અને એનાં જીવતાં એ ફરી પરણી શકે તેમ નથી. એ સ્ત્રી જ શત્રુસમી છે. હમારા કુળનું નામ જવા બેઠું છે.' આધેડ વ્યક્તિ બોલ્યા.

મારી માન્યતા ખરી પડી હતી. મેં કુંડળી માંગી. થોડી વાર જોયા પછી બોલ્યો. 'તમે આ ભાઈના પિતા છો ?'

'હા'

હું મુખ ગંભીર કરી બોલ્યો, 'જુઓ એ સ્ત્રીનું મૃત્યુ એના પતિના મૃત્યુના પહેલાં ફક્ત પંદર દિવસ આગળ થશે. તમારી જો ઇચ્છા હોય તો હું એના નાશનો ઉપાય કરૂં જો કે એ મારા સિદ્ધાંતની વિરૂદ્ધ છે પરંતુ તમારો કેસ ખાસ અપવાદરૂપ ગણી હું કરીશ.'

યુવક ચૂપ બેઠો? આધેડ સજ્જન બોલ્યા. 'પરંતુ સંતાનનું શું ?'

'સંતાન યોગ છે પરંતુ પ્રથમ સંતાન પછી ૭ મહીનામાં પિતામહનું મૃત્યુ છે શનિનો યોગ ઘાતક છે.' પેલા ભાઇના ચ્હેરા પર હવાઈ ઉડવા માંડી.

'થોડીવારે મહા પ્રયત્ને તે બોલ્યા, 'પણ બીજા જ્યોતિષીઓ તો એ વાત ના કહે છે.'

'પરંતુ બીજા જ્યોતિષીઓ અને મારામાં એ જ તફાવત છે. ખરી વાત જરૂર કહેવી જોઇએ, ઠીક, તમારે કેટલા દિવસમાં તમારી પુત્રવધુનું મૃત્યુ આણવું છે ? પુજા શરૂ કરૂં ?'

બંન્ને ગભરાઇને બોલ્યા, 'હમે ઘેર વિચાર કરીને તમને કાલે કહીશું.'

તેઓ એકાએક બહાર ગયા. મોટરમાં બેસવા પહેલાં આધેડ વ્યકિત એકાએક પાછાં ફરી ઓરડામાં આવી અને બોલ્યા, 'જુઓ આ તમારી ફી, આ વાત કોઇને કહેશો નહીં.'

મારા હાથમાં વીસ રૂપીઆની નોટ મૂકીને ચાલતા થયા.

બે ત્રણ દિવસ પછી તે યુવતિ અને વૃદ્ધા મારા બંગલામાં પાછા આવ્યાં. હું કંઇ પણ બોલું તે પહેલાં યુવતિએ મારા પગ પકડી લીધા અને બોલી, 'મોટાભાઇ, તમે મારા જીવન દાતા બન્યા છો. હું ન જાણતી હતી કે સસરાજી જેવી કઠોર વ્યકિતને પણ તમે બદલી શકશો. મને ખબર પડી છે કે તેઓ અહીં આવ્યા હતા.'

તેના આંસુઓ મારા પગને ભીંજવવા લાગ્યાં. મારા અંતરમાં પ્રબળ દ્વંદ્વ હતું, એક તો અસત્ય ભાષણનો ડંખ, બીજી તરફ એકના નિર્મળ હૃદયના આશીર્વાદનો હર્ષ. મેં કહ્યું, બ્હેન ઊભાં થાઓ 'ઇશ્વરમાં વિશ્વાસ રાખજો, તે સર્વનું ભલું કરે છે.'

કંઇપણ જવાબ આપ્યા વગર તે બાઇ મારા પગ એકવાર વધુ દબાવી ઊભી થઇ. બાબો રમતો રમતો ઓરડામાં આવ્યો તે બાઇએ તેને ઊંચકી લીધો અને બોલી, 'હવે બીજી વાત ક્યારે ખરી પડશે?

'ત્રીસમા વરસ પછી.'

'નહીં પડી તો આ બાબાને હું લઇ જઇશ' કહી તેણે ચુંબનોથી બાબાને ગભરાવી નાંખ્યો.

# ચીના સામ્યવાદીઓ સ્વરાજ સ્થાપે છે.

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

ચીનના સામ્યવાદીઓના ૯૦ હજાર માણસો કૂચમાં સામેલ થયા હતા તેમાંથી યુદ્ધોમાં અર્ધા ઉપરાંત ખપી ગયા. પરંતુ એમણે કૂચ કરતા રસ્તામાં ફાજલ સમયનો પૂરો ઉપયોગ કર્યો હતો. તેઓ ખેડૂતો સાથે મળી જતા અને ખેતીમાં મદદ આપતા હતા. ગામડાંઓમાં ફેલાઈને તેઓના પ્રચારકો ખેડૂતોને સહાય આપવાની સાથે સામ્યવાદના પ્રચાર કરતા હતા. ઘણી વખતે સાંજે, ચોરાઓમાં સભા ભરીને તેઓ પોતાના સિદ્ધાન્તો સમજાવતા હતા. એમની ટુકડીઓ ગામડાંઓમાં ફરી વળતી. ધનવાન, મુડીવાન, અધિકારીઓ અને જમીનદારોને લૂંટી લેતા. પોતાને જોઈતી વસ્તુઓ રાખી બાકી ગરીબ ખેડૂતોને વહેંચી દેતા હતા. એ એમનો નિત્ય કાર્યક્રમ હતો. તેઓ નાના ગામડાઓમાં ટોળીઓ ઉભી કરતા. એઓ સોવીએટ એટલે સામ્યવાદીની મંડળીઓ પ્રાંતમાં મોટા મંડળ સાથે જોડાતા હતા યુવકોને રસ્તામાં લશ્કરી તાલીમ આપતા હતા. તાલીમ લીધેલા યુવકોને પોતાની સાથે લઈ ભરતી કરતા હતા. સામ્યવાદીઓ ઉદ્યોગ પ્રવૃત્તિ અને ઉત્સાહની મૂર્તિ હતા.

એક તરફ ગંભીર વિશાળ અને તોફાની નાદુ નદી વહેતી હતી. બીજી ત્રણે તરફ ચેંગ કૈ શાકનું બળવાન લશ્કર તોપોના મોરચા એમની સામે ગોઠવી ઘેરી ઊભું રહ્યું હતું. સૈતાન અને ઊંડા સાગરની વચ્ચે સામ્યવાદીઓ ઝોલા ખાતા હતા. પાછું હઠવું એ નાશને નોતરવા જેવું હતું. આગળ વધવામાં ભારે સંકટો અને અનિવાર્ય મુશ્કેલી હતી. ટાઢુંગો ઘણા સૈન્યોનું પાણીપત ભૂતકાળમાં થયું હતું. ટેપીંગ બળવાના એક લાખ માણસોને એજ સ્થાને સરકારે વીશ વર્ષો પહેલાં હરાવી પૂરાં કરી નાખ્યાં હતા. અહીં ચેંગ કૈ શાક પોતાના મિત્રો અને જનરલોનું બધું સૈન્ય બોલાવીને મોટો ઘેરો ઘાલ્યો હતો. આમાંથી છટકવું દુર્ગમ હતું પરંતુ સામ્યવાદીઓ ઇતિહાસને જાણતા હતા. વગર ફોકટની ઢીલથી આ નદીના કિનારે અગાઉ સૈન્યો સપડાયાં હતાં. એમણે એક પણ પળ ત્યાં ફોકટની ગુમાવવી ન હોતી. સરકારી સૈન્યને આક્રમણ કરવાનો સમય આપવો ન હતો.

સામ્યવાદીઓ આગળ ધસ્યા ગયા. એમણે અહીં ભારે સાહસ ખેડ્યું. એઓ કૃષ્ણ અને શ્વેત લોલુલેંડના વિભાગમાં ધસ્યા. એ સ્થાને સફેદ અને કાળા લોલુઓ વસે છે. સેંકડો જમાના થયાં એ મૂળજાત જંગલી અવસ્થામાં અહીં રહેતી આવી છે. કોઈપણ ચીનનો બાદશાહ હજારો વર્ષો થયાં એમને વશ કરી શક્યો ન હતો. ઝેચુન જિલ્લાનો એ ઊંડા કોતરો પર્વતમાળા અને ગાઢાં જંગલથી ભરેલો વિભાગ જંગલી લોલુઓથી વ્યાપેલો હતો. એઓ પશુ જીવન ગાળતા. તેઓ ચીની સંસ્કૃતિથી દૂર હતા. ચીનાઓના પ્રત્યે એમને ભયંકર ધિક્કાર હતો. એઓ વૃક્ષો ઉપર ચઢી તીરોથી પોતાના પ્રદેશમાં આવનારા સૈન્યોને વીંધી નાખતા હતા. દરેક વૃક્ષો જીવતાં થઇ જતાં હતાં ઘાઢાં જંગલોમાં ચીનના સૈન્યોને અગાઉ હંમેશા ભયંકર નુકશાનીઓ ખમવી પડી હતી. પણ લોલુઓ જીતાયા ન હતા.

સામ્યવાદીઓ આ બધું જાણતા હતા. એમણે યુક્તિ અને વિચારથી કામ લીધું. લોલુ લેન્ડની આસપાસના શહેરો એમણે ઓચિંતા છાપો મારી સરકારી લશ્કર પાસેથી જીતી લીધાં. એ શહેરોમાં લોલુઓના મોટા સરદારોને સરકારે કેદ કરી રાખ્યા હતા. એમને સ્વતંત્રતા આપી. એમને સાથે રાખી પોતાના હેતુઓ સમજાવ્યા. એમને માત્ર માર્ગ જોઇતો હતો. તે મળવા અરજ કરી મોટા ઇનામો અને કપડાનો સંગ્રહ આપી એમને એમની જાતો પાસે મૂકી દીધા. એમણે સામ્યવાદીઓની ભારે પ્રસંશા પોતાના યોદ્ધાઓ પાસે કરી. કમાન્ડર લ્યુ પેચેંગ આ જિલ્લાના ઘણા વરસો સુધી અધિકારી હતો. હમણા સામ્યવાદીઓને મદદ કરતો હતો એ લોલુઓમાં જાણીતો અને એમની ભાષા જાણતો હતો. એને પ્રતિનિધિઓ સાથે લોલુઓ પાસે વિષ્ટિ માટે મૂકવામાં આવ્યો. લોલુઓને સમજાવવામાં આવ્યું કે અમે તો તમારા મિત્રો છીએ. તમારે સરકાર સાથે વેર છે. અમારે પણ વેર છે. શા માટે આપણે સરકાર સાથે એકત્ર થઇ લડીએ નહિ ? લોલુઓને આ વાત ગળે ઉતરી. એમણે બંદુકો અને દારૂગોળો માંગ્યા. એમની અજાયબી વચ્ચે સામ્યવાદીઓએ એમને એ આપ્યાં.

હજારો લોલુઓએ એમને સહકાર આપ્યો. રસ્તાઓ બનાવવા, ઘીચ જંગલોમાં માર્ગ કરવા, પર્વતોની ગુપ્ત ખીણોમાં માર્ગ બતાવવા એમણે ઘણી મદદ આપી. ઘીચ ઝાડીથી ભરેલ જંગલમાંથી લોલુઓની મદદથી ઓચિંતા નીકળી આહેજન ચીઆંગ પહોંચ્યા. મોખરાની ટુકડી ઊંડા કોતરો અને ઊંચા શીખરોથી વ્યાપ્ત માર્ગમાંથી રાત્રિએ પ્રવાસ કરી પર્વત પ્રદેશના શહેરમાં રોટુ નદીના કિનારે આવી પહોંચી. અહીં પણ એમને નસીબે યારી આપી. સામેના સરકારી કિલ્લાના અધિકારીની સ્ત્રીને આહજેન ચીઆંગના શહેરમાં બાળક અવતર્યું હતું. બાળકની ખબર પુછવા અધિકારી આ કિનારે બોટમાં આવ્યો. સામ્યવાદીને હજી ઘણા હપ્તા લાગવાની તેની ગણતરી હતી તે પહેલાં બાળકને ખૂબ જોવાની ઉત્કંઠાને તે દબાવી શક્યો નહિ. સામ્યવાદીઓએ એની બોટને તરત પકડી લીધી, શહેરને તાબે કરી દીધું.

કિનારા ઉપર મશીનગનો ગોઠવીને એમણે સામે કિનારે સખ્ત મારો કરી સરકારી સૈન્યને હાંકી કાઢ્યું. જીતેલી બોટમાં પચીસ મશીનગનો લઇને સામે કિનારે પહોંચ્યા. ત્યાં એમને ત્રણ મોટી બોટ મળી. તેમાં દરેકમાં એંસી માણસો બેસાડી એઓએ આ ઉત્તર કિનારે ઉતાર્યા. સરકારી સૈન્યની ટુકડી ભાગી ગઇ પરંતુ નદી ભારે ઝડપવાળી હતી. એમાંથી બોટને સામે કિનારે લઇ જતાં ચાર કલાક ખાસા લાગતા હતા. આ પ્રમાણે સામે કિનારે સૈન્યને ઉતરતાં ઘણા હપ્તાઓ લાગે તેમ હતું એટલા સમયમાં સરકારી લશ્કર બીજા માર્ગોથી પહોંચી એમને ઘેરીને અન્ન અને ખોરાકી બંધ કરી એમનો અહીં નાશ કરી નાંખે આવા જોખમમાં પડવાની સામ્યવાદીઓની ઇચ્છા નહોતી. ચેંગ કે શાકના વિમાનોએ આ સ્થાન શોધી કાઢ્યું હતું. ઉપરથી એમના ઉપર ગોળાઓ વરસતા હતા. જોખમી મામલો હતો, સામ્યવાદીઓ વિચારમાં પડયા

એ એ ભૂગોળથી વાકેફ હતા. સોએક માઇલ દૂર નોહુ નદી ઉપરે કોઇ પ્રાચીન ચીનના ઇજનેરે મોટી લોઢાની સાંકળો એક કિનારાથી બીજા કિનારા સુધી ભારે હોશિયારીથી ગોઠવી હતી. એ લ્યુ નામના ઇજનેરે ઊંચી ગિરિમાળના બંને શિખરોની વચ્ચે પસાર થતી માર્તંત ઝડપી નદી ઉપર જાડી મોટી સાંકળો ભારે યુક્તિથી ગોઠવી દીધી હતી. એને લ્યુંડી ગયાઓનો પુલ કહેવામાં આવતો હતો. હજારો ફીટ ઉંચા શિખરો ચઢીને પાછા એટલી જ નીચી ખીણોમાં ઉતરી રસ્તાના બેટ સુધીના કાદવમાંથી પસાર થઇ એ પુલ પાસે પહોંચાતું હતું. સામ્યવાદીઓએ પોતાની મોખરાની ટુકડીઓને આ માર્ગે રવાને કરી દીધી. એમને ઝડપી કામ કરવાની ટેવ હતી. મુશ્કેલીઓથી હારી બેસવું એ એમના સ્વભાવથી વિરૂદ્ધ હતું.

સામ્યવાદીઓએ તરત જ લ્યુના પુલ તરફ મોખરાની ટુકડીઓનો પ્રવાસ કરવા ફરમાવ્યું. સરકારી વિમાનોએ એમને લ્યુના પુલ તરફ ગમન કરતા જોયા. તરત જ સામે કિનારેથી એમના ઉપરે તોપોના મોરચા ગોઠવાયા પરંતુ સામ્યવાદીઓ આડે અવળે માર્ગે એમના ગોળાઓને નિષ્ફળ બનાવતા જવા લાગ્યા. તરત જ પર્વતનો પ્રદેશ આવ્યો. હવે ગગનચુંબી પહાડો ઉપર ચડવું હતું. સામે કિનારેથી સરકારી લશ્કર એમની મુરાદ સમજી ગયું. એણે પણ લ્યુના પુલ પાસે જઇ તેની સાંકળોનો નાશ કરી નાંખવાને દોટ મુકી. બંને લશ્કરોની મોખરેની ટુકડીઓમાં ત્યાં જલદી પહોંચવા માટે રસાકસી થઇ. સામ્યવાદીઓએ ટુંકે પર્વતીય માર્ગે કુચ કરી. આ કુચ ભારે કઠણ અને દુર્ગમ પ્રદેશમાંથી કરવાની હતી. રસ્તો સીધો-નીચાણનો અને પછી તેટલો જ ઢળાણનો હતો, કલાક ચાલીને દશ મિનિટ આરામ લેવાનું ફરજિયાત ધોરણ હતું. ભારે કઠોર રસ્તા ઉપરે સુનંદા માણસોને જ રાત્રી દિવસ કુચ કરવા દેરવવામાં આવ્યું. બપોર સાંજના કલાક કલાક આરામ મળતો તે સમયે પુલ ઉપર જલદી પહોંચવાથી જ બચી શકવાની સંભાવના સૌના ઉપર ઠસાવવામાં આવી. જીવન મરણનો એ પ્રવાહ હતો.

થોડા જ દિવસોમાં સામ્યવાદીઓએ થાકેલા સરકારી લશ્કરને પાછળ મૂકી દીધું. તેઓ લ્યુના પુલ પાસે અગાઉથી આવી પહોંચ્યા હતા. એમણે જયનાદથી ગગન ભરી દીધું. પરંતુ હજી નિરાશા એમના માટે રાહ જોઇ બેઠી હતી. પથ્થર અને સીમેન્ટથી બનાવેલા થાંભલાઓમાં, સોળ મોટી સાંકળો જોડી સામી બાજુએ પણ એજ રીતે જોડવામાં આવેલી હતી. સાંકળોની વચમાં લાકડાના પાટીયાં જોડવામાં આવ્યાં હતાં. સદીઓ જૂનો આ પુલ હતો. પરંતુ સામ્યવાદીઓએ જોયું કે સાંકળો ઉપરના અર્ધા પાટીઆ કાઢી લેવામાં આવ્યાં હતાં. પુલના વચમાં ખાલી સાંકળો લટકતી હતી. ઉત્તર કિનારે ખેંચી નગરની કિલ્લેબંધી એમને આવકાર આપવા ગોઠવી હતી. આવા પુલો અનેક વરસોની મહેનત અને મોટા ખર્ચથી બંધાતો હોવાથી [illegible] પ્રજાએ એને ભાંગવા દીધો ન હતો. સામ્યવાદીઓ આ પુલ તરફ આવશે એ [illegible] ન હતી. એટલે પુલ બચ્યો હતો,

[illegible]માંથી ત્રીસ મજબુત સાહસિક યુવાનોને પસંદ કરી

[illegible]ાનગનોના મોરચા ગોઠવી સામે પારની સરકારી ટુકડી

ઉપર માર શરૂ કરવામાં આવ્યો. ત્રીસ યુવાનો પાટીઆ વગરની સાંકળો ઉપર વાંદરાની પેઠે તાકતા તાકતાં આગળ વધવા લાગ્યા. સામા પારથી બંદુકનો મારો શરૂ થયો. પહેલો યુવાન ગોળી ખાઈ તણાઇ ગયો, બીજા અને ત્રીજાના પણ એજ હાલ થયા પરંતુ પુલના મધ્ય ભાગમાં જમેલી સાંકળોથી એમને રક્ષણ મળતું હતુ પણ જીવ કરોકટીનો એ સવાલ હતો. મંચુનીઝ સરકારી સિપાઈઓ આ શૌર્ય અને જીવ આપવાનો સોદો જોઇ અવાક થઇ ગયા. એમણે ગોળીઓ આડી અવળી છોડવી શરૂ કરી. પહેલો સામ્યવાદી કૂદીને કિનારે પહોંચ્યો. એણે પોતાની પુંઠે બાંધેલો ગોળો અમુક સરકારી લશકરની ટુકડીની કિલ્લેબંધી વચ્ચે ફેંકયો. હવે તો બીજા ગોળાઓ પણ પડવા લાગ્યા. સરકારી ટુકડીઓએ પુંઠ દેખાડી સામ્યવાદીઓએ બીજા કિનારાથી જયનાદ કર્યો. બહુ આસાનીથી અને થોડા માણસોની બહાદુરીથી સામે કિનારે પહોંચાયુ હતું. અનેક વિઘ્નો સાહસ, શકિત, ધીરજ અને અવિરત પરિશ્રમથી આવ્યા હતા.

આ ટુકડી તરત જ સામે પાર ઉતરી કિલ્લેબંધી કરી, મશીનગનો ગોઠવી તૈયાર થઇ ગઇ. દરમિયાનમાં બીજી ટુકડીઓ પણ આવી પહોંચી. પુલ ઉપર પાટીઆં ગોઠવી તરત જ નદી ઓળંગી જવાની ગોઠવણ થઇ. લશ્કરની ટુકડીઓ આવતી ગઈ અને બીજે પાર ઉતરતી ગઈ. એમના ઉપર ત્રણ ત્રણ વાર સરકારી લશ્કરે આક્રમણ કર્યાં પરંતુ એને ફતેહ મળી નહિ. યુવાન સિપાઇઓ જેમણે જીવ હોડે મુકી પુલ જીતી લીધો હતો તેમને સોનાનો ચાંદ અને અભિનંદન આપવામાં આવ્યાં. અહીં હવે એમને દુશ્મનના અત્યાચારોથી રક્ષા મળી હતી. આ ભાગમાં લશ્કરના થાણા કે કિલ્લેબંધી ન હતી. છતાં પણ હજી બે હજાર માઇલોની લાંબી મુસાફરી કરવાની હતી, અનેક પર્વતો, ખીણો અને અન્નજળ વિનાનીભૂમીના ભાગોમાંથી કૂચ આગળ વધવાની હતી. મનુષ્યકૃત તકલીફો દૂર થઇ હતી. પણ ઇશ્વરકૃત તકલીફો હજી ઓળંગવાની હતી.

તાટુ નદીના ઉત્તરે સામ્યવાદીઓએ ૧૬૦૦ ફીટના ગગનચુંબી હેમગિરિઓ ઉપર ચઢયા. સામે જ ટીબેટના અનેક હિમશિખરો દેખાયાં. જુન માસમાં નીચે અગ્નિ ઝરતો તડકો હતો. પણ ઉપર સંપૂર્ણ હિમની હવા હતી. બહુ ઊંચે રાત્રિ ગાળવી ભય ભરેલી થઇ હતી. દક્ષિણવાસીઓના શરીરમાં ટાઢ ભાલાઓની પેઠે ભોંકાતી હતી. અહીં સામ્યવાદીઓને મનુષ્યોની ઘણી હાનિ ભોગવવી પડી. ઉટાંગકાંગ પર્વત ઉપર તો સામ્યવાદીઓને ખાસ રસ્તો બનાવી આપવું ચડવું હતું. આગળ કાદવવાળી જમીન ઉપર ચાલવાને બાંબુઓ કાપીને રસ્તામાં પાથરવા પડયા હતા. પર્વતના ઊંચા શિખરો ઉપર એમને ભારે નુકશાની ભોગવવી પડી. હજારો જાનવરો એમણે ખોયાં. ખચ્ચરોને આ પર્વતની મુસાફરી જીવલેણ થઇ પડી. હજારો ડુંગરોની ગિરિમાળા ઉપર હવે મુસાફરી શરૂ કરી. તે પછી ડ્રીમ પેન પર્વતમાળાનો વારો આવ્યો સૌથી છેલ્લા બીગડૂમ પર્વતો ઓળંગાયા. મનુષ્યો અને જાનવરોનો ભારે મરો રસ્તામાં અનુભવ થયો આ પર્વતોમાં એમને ભયંકર હાડમારીઓનો સામનો કરવો પડયો. આ પર્વતોએ એમની પાસેથી બે માસ ભારે સખ્ત મજુરીના લીધા,

એ પ્રવાસમાં ઘણા નબળા સબળા ખપી ગયા. છેવટે ૧૯૩૫ના જુલાઇની ૨૦મીએ તેઓ ઉત્તર પશ્ચિમ જેચુનમાં આવી પહોંચ્યા. અહીં એમણે મોટો સમય વિસામો લીધો

દક્ષિણનું સૈન્ય મોઓર ખાઇ અને મેકુંગ ખાતે ત્રણ અઠવાડિયાં રહ્યું. અહીં હવે સરકારી લશ્કરનો ભય ન હતો. ઉત્તરના સામ્યવાદીઓનું પચાસ હજાર માણસોનું નવું સૈન્ય અહીં એમને મળ્યું. એટલે એક લાખ સૈન્ય કુલ અહીં ભેગું થયું. આ લોકોએ રસ્તામાં જમીનદારો અને પૈસાદારોના માલને લૂંટીને વધારાનો માલ ગરીબ ખેડૂતોને વહેંચી દીધો હતો. એમની પાસે સરકારી થાણાઓ અને બેંકો પાસેથી લૂંટેલી પુષ્કળ કિમંતી ધાતુ પણ હતી. અહીં એમની મોટી પરિષદ્ મળી. તેમાં હંમેશ માટે કયું સ્થાન પસંદ કરવું તે સવાલ ચર્ચાયો પરંતુ ઉત્તરના અને દક્ષિણના સામ્યવાદીઓ વચ્ચે સ્થાનની ચૂંટણી માટે વાંધો પડયો. ઉત્તરવાળાઓ આ સ્થાનને જ પસંદ કરી અહીં રહેવા માગતા હતા પરંતુ દક્ષિણવાળા ઉત્તર પશ્ચિમમાં આગળ વધવાના ઠરાવ ઉપર આવ્યા. એમણે કૂચ ચાલુ કરી ચૈંગે એમને ઘેરી વળવાના પ્રયત્નો શરૂ કર્યા હતા. તેથી દક્ષિણના સૈન્યે ઓગસ્ટમાં પ્રવાસ શરૂ કર્યો. ,

ચોથુ ઉત્તરનું સૈન્ય જેચુન ખાતે રહ્યું હોલુગન્ડ સૈન્ય હોવાઇ અને હોવાનમાં સરકારી લશ્કર સાથે લડી રહ્યું હતું. આ બંને સૈન્યો પાછળથી મળી ઉત્તર તરફ આવવાનું ઠેરવવામાં આવ્યું. જેચુનમાં એક વરસ આ સૈન્ય રહ્યું હતું. હમણા ત્રીસ હજાર માણસોનુ ' લશ્કર ઉત્તર પશ્ચિમ તરફ આગળ આગળ વધ્યુ. આ પ્રદેશ તદ્દન નવો હતો. અહીં મટઝુ અને સીફાનના જંગલીઓ સાથે એમને માર્ગ માટે ' લડાઇઓ લડવી પડી. આ લોકો ચીનાઓના હમેશના શત્રુઓ હતા. એમના જંગલો નદીઓ, પર્વતોથી ભરેલાં ભયંકર પ્રદેશમાંથી રસ્તાઓ મેળવતા બહુ મુશ્કેલીઓ સામ્યવાદીઓએ અનુભવી. જંગલીઓ એના ગામોમાં એવી વસ્તુઓ ઉપાડી જંગલોમાં છુપાઇ ઝાડો ઉપરથી તીરોનો મારો ચલાવતા હતા. કેટલાક પર્વતનાં ઊંચા શિખરો ઉપર ચડી કેડીઓ ઉપર ચાલતા સામ્યવાદીઓ ઉપર મોટા પત્થરા ફેંકતા હતા. સામ્યવાદીઓ સાથે એ લોકોએ જબરો અસહકાર અને શત્રુતા પ્રકટ કર્યાં હતાં. એમને ખોરાક માટે ખેતરોમાંનાં પાકને લણી લેવો પડયો હતો. ઘણાં યુવાનો ને સામ્યવાદીઓએ પકડી સાથે લીધા. એમને પોતાની સ્કુલોમાં પાછળથી શીખવીને તૈયાર કરીને મટઝુલોકોની મૈત્રિ ભવિષ્યમાં મેળવી હતી.

હવે ભયંકર ઉંચા ઘાસથી ભરેલો પ્રદેશ આવ્યો. સામ્યવાદીઓએ દશ દિવસો સુધી ચાલુ પ્રવાસ કર્યો. ઝીણી કેડીઓ ઉપર જંગલી રસ્તા બતાવનારા સાથે જવાનું હતું. અહીં ભારે વરસાદ વરસી ઘાસની જમીન કાદવથી બારેમાસ ભરેલી રહેતી હતી. એ જમીન ઉપર ભૂલથી પગ મુકનાર કાદવની અંદર સોંસરો ઉતરી જતો હતો. અહીં ખોરાકનો એક કણ મળે તેમ ન હતું આ રસ્તે સામ્યવાદીઓએ ઘણા જનાવરો અને માણસોને ગુમાવ્યા. અહીં રસોઇ માટે લાકડાં મળ્યાં નહિ એટલે દશ દિવસ સુધી સાથે આણેલા નવા ઘંઉનો સાથવો સૌને ખાવાને મળ્યો. રાત્રે સુવાને માટે ઝાડનો આશ્રય પણ

આ પ્રદેશમાં ન હતો. લીલા ઘાસને કાપી સામ્યવાદીઓ એના ઉપર સુઇ અને પડી રહેતા હતા.

સામ્યવાદીઓનું સૈન્ય હવે કાંસુ પ્રાંતની સરહદ ઉપર આવી પહોંચ્યું. નાનકીંગના સરકારી હુકમથી અહીં પણ મુસલમાનો અને બીજું સૈન્ય એમને અટકાવવા ઊભું હતું પરંતુ લડાઇઓ લડી એઓ આ ઘેરાઓમાંથી છટકી ગયા. અહીં એમને હજારો સરસ ઘોડાઓ મુસ્લિમ લડવૈયાઓ પાસેથી મળ્યા તેઓ આકટોબર તા. ૨૦ એ ઉત્તર સેંસીમાં મોટી દિવાલની નીચે આવી પહોંચ્યા. ત્રીસ હજારમાંથી હવે તેઓ વીસ હજાર રહ્યા હતા. થાકેલા પગમાં ફોલ્લા પડેલા, અત્યંત ક્ષીણ બનેલા અને રસ્તાઓની ભયંકર હાડમારીઓથી ગળી ગયેલા સામ્યવાદીઓ પોતાને સ્થાને પહોંચ્યા.

કૂચ કરતા એમને બાર માસ પૂરા લાગ્યા હતા. ૭ હજાર માઇલનો પ્રદેશ એમને પગ નીચે કાઢવો હતો. દરરોજ એક ઝપાઝપીની રાશ આવતી હતી. પંદર મોટાં યુદ્ધો એમણે કર્યાં હતાં. એમને કુલ ૩૬૮ દિવસો લાગ્યા હતા. તેમાં ૨૩૫ દિવસો સુધી દિવસના પ્રવાસ કર્યો હતો. ૧૮ દિવસ રાત્રિના પ્રવાસ કર્યો હતો. ૧૦૦ દિવસોનો આરામ લીધો હતો. તેમાં ૫૬ દિવસ તો સેચુનમાં પર્વતો ઓળંગી, ચાલુ રહી મોટી પરિષદ્ ભરી હતી. ૩૬૮ દિવસના પ્રવાસમાં માત્ર ૪૪ દિવસ રસ્તે ચાલતાં આરામ લીધો હતો. દરરોજ ૨૪ માઈલની મુસાફરીની રાશ આવતી હતી. પોતાનાં પશુઓ, સામાન સાથે આવડું મોટું સૈન્ય ૨૪ માઇલ દરરોજ એક વરસ સુધી ચાલે એ સહનશકિતની સીમા હતી.

'સામ્યવાદીઓએ અઢાર મોટી પર્વતમાળાઓ ઓળંગી હતી. તેમાં પાંચ પર્વતોના શિખરો પર તો ચાલુ બરફ જામેલો રહે છે. તેઓએ ૨૪ નદીઓ ઓળંગી હતી ૬૨ શહેરો જીતી લીધાં હતાં ૧૨ પ્રાંતોમાં તેઓ પસાર થયા હતા. દશ સૈન્યાધ્યક્ષોના સૈન્યમાંથી તેઓ સોંસરા નીકળી ગયા હતા. સરકારી લશ્કરો સામે કયારેક લડી, કયારેક પડખેથી નીકળી કયારેક હલ્લો કરી સોંસરા નીકળી કયારેક રાત્રિમાં બીજી દિશાએ જઇ સામા લશ્કરને ભયમાં નાખી તેઓ આગળ વધ્યા હતા. જંગલી જાતોના પ્રદેશમાંથી તેઓ પસાર થયા હતા. કેટલીક પ્રદેશ તો જનવનશૂન્ય હતો. કેટલાક પ્રદેશમાં પચીસ વરસ થયાં કોઇ ચીનવાસીએ પગ મૂકયો ન હતો. આ જબરી કૂચ હતી. ઇતિહાસમાં માત્ર કુર મોંગોલીઅને સરદાર જંગીસખાનની કૂચ એના કરતાં લાંબી હતી.

સામ્યવાદીઓને ભારે નુકશાની ખમવી પડી હતી, છતાં એમનું લશ્કર છેવટે પોતાના સ્થાને પહોંચ્યું હતું. એનું અસલ લશ્કર નુકશાની સાથે પણ ધાર્યે સ્થાને પહોંચ્યું હતું. તેઓ ૨૦ કરોડ મનુષ્યોથી વસાયલા પ્રાંતોમાંથી પસાર થતા સામ્યવાદનો ખૂબ ફેલાવો કર્યો હતો. દરેક શહેર અને ગામડાઓમાં મીટીંગો ભરવામાં આવતી હતી, નાટકો ભજવવામાં આવતા હતા. એમને અનાજ અને બીજી વસ્તુઓ આપવામાં આવતી હતી.

આ સામ્યવાદીઓએ ચૈંગ કે શાકના સૈન્ય સાથે મળીને જાપાન સાથે યુદ્ધ આરંભ્યું છે એમણે મોટાં પરાક્રમ દેખાડયાં છે.

---

# ' ચોર '

શ્રી. પ્ર.

આજ ચાર દિવસથી અમારા નગરમાં સનસનાટી ફેલાઇ હતી. લોકો ગભરાએલા ગભરાએલા ફરતા હતા. સમીસાંજથી જ દુકાનો ને હવેલીઓ બંધ થઇ જતી હતી. ગતરે મોડી ગાડીથી કોઇ મેહેમાન આવતું તો તેને સગાંને બારણે ઠીક ઠીક ઠંડી ખમવી પડતી. જ્યારે અંદરનાંને ખાતરી થતી કે બારણું ઠોકનાર કોઇ ચોર કે મવાલી નથી પણ પોતાનો જ સગો છે ત્યારે જ બારણું ઉઘડતું.

આનું કારણ મુંબઇનું કોમી રમખાણ હતું. અમારે ત્યાંની આખી પોલીસપાર્ટી ત્યાં મદદે દોડી હતી. એવામાં ગપ ઊડી કે મુંબઈમાં ગુંડાએક્ટ લાગુ પડેલો હોઇ ત્યાંથી ઘણા મવાલીઓ હદપાર થઇ અમારા નગરમાં ઊતરી આવ્યા છે. એક બાજુ રાતરે રોન ફરનારા પોલીસનો અભાવ હતો ને બીજી બાજુ મવાલીઓ ચડાઈ કરશે એવી ધાસ્તી હતી તેથી આખા શહેરમાં હબક ભરાઇ ગઇ હતી. બધાની છાતી ધડક ધડક થતી હતી.

એ પરિસ્થિતિનો વિચાર કરવા નગરજનોની સભા મળી. પ્રમુખસ્થાને નગરશેઠ હતા. તે બોલ્યા " આમ માથા ઉપર નાગી તલવાર લટક્યા કરે તો જીવાય જ કેમ ? " હજાર દશ હજારને રડાવી રડાવી તે લખોપતિ થયા હતા. તેથી તેનો 'અપરાધી' જીવ ચોરોથી ખૂબ ડરતો હશે ?

" ચાલો આપણે ગૃહસચિવને તાર કરીએ. " મહાસભાના રાજમાં આ તે કેવું અંધેર ? " ઝવેરી મંડળના મોવડી પારેખ ઉશ્કેરાઇને બોલી ઊઠ્યા. એને એનું દગાઇવિદ્યાથી એકઠું કરેલું ઝવેરાત કેમ સલામત રહેશે તેની ચિંતા થતી હશે ? " મુંબઈમાં રમખાણ થાય છે. તેમાં આપણો મરો થાય છે. " એક વયોવૃદ્ધ ગૃહસ્થે દાવકાઇથી અભિપ્રાય દર્શાવ્યો.

પછી તો સભામાં અનેક દરખાસ્તો રજુ થઇ. એકે કહ્યું " આપણે ...... તાર કરી પઠાણો બોલાવીએ. " બીજાએ કહ્યું " આપણે ભોજપૂરથી ભૈયાઓ તેડાવીએ. "

આ બધું હું મુગો મુગો સાંભળતો હતો. હું જુવાન હતો તાજો જ વકીલ થઇ આવ્યો હતો. પિતાજી ગુજરી જવાથી માથે કોઇનો દાબ ન હતો. છતાં નગરના મુરબ્બીઓની માન મરજાદા હું ચીવટથી જાળવતો હતો. પણ ઘરમાં આગ લાગે ને કૂવા ખોદવા જવા જેવી આ પોચી પોચી વાતો સાંભળી હું ઉશ્કેરાઇ ગયો. મેં અખાડામાં કસરત કરી હતી. મોટેરાંઓની કાયર ગપસપ સાંભળી મારા તાલીમ બદ્ધ શરીરમાં ઘૃણાની કંપારી આવી, મેં ઉભા થઇ એક ભાષણ આપી દીધું.

" મુરબ્બીઓ પઠાણો તો આવશે પાંચ દિવસે પણ તે પહેલાં... ? "

આખી સભા બોલી ઊઠી " હા. અસ્યા તે પહેલાં ?"

મેં તરત જ જવાબ આપ્યો " હું જુવાનો તરફ ફર્યો. "

"બંધુઓ ! આપણે મરવા પડયા નથી. બોલો ! રાતરે રોન ફરવા કોણ કોણ નામો નોંધાવો છો ? "

મારા જેમ ભર્યાં ભાષણથી કેટલાક જુવાનો ઉત્સાહમાં આવી ગયા. તેમણે ટપોટપ પોતાનાં નામ લખાવી દીધાં, એમની દેખાદેખી અને ન લખાવે તો બીજા બધા સામે નીચું જોવાનું થાય એવી શરમે સ્વયંસેવકોની યાદી ઘણી લાંબી થઇ.

નામો તો ઘણાં લખાયાં હતાં પણ તે સભામાં માન પામવા માટે જ. રાત્રે એમાંથી થોડાક જ મારી જોડે રોન ફરવા નીકળ્યા. બાકીમાંના કોઇકને પેટમાં દુઃખી આવ્યું તો કોકને તાવ આવ્યો.

અમારી ટુકડી બજારમાં રોન મારી રહી હતી. હું જરા આગળ નીકળી ગયો હતો. પાછળથી 'ચોર ચોર' એવી બૂમ સાંભળી હું પાછો ફર્યો. મેં જોયું ભસતા કુતરા ખરો ચોર આવે છે ત્યારે બે પગ વચ્ચે પૂછડી સંતાડી પાછે પગે અગિયારા ગણે છે તેમ મોટી મોટી બડાશ હાંકતા મારા મિત્રો પૂંઠ ફેરવી મૂઠીવાળી નાસવાની તૈયારી કરતા હતાં મેં તેમને દૂરથી હિંમત આપી ને તેમની પડખે પહોંચી જઇ પૂછ્યું ' કયાં છે ચોર ?'

' એ પેલી ગલીના નાકેથી ડોકિયાં કરે છે ' મારા મિત્રોમાંથી એક જણે આઘે આવેલી એક ગલીના નાકા તરફ આંગળી ચીંધી. એ આંગળી ચીંધનારે તરત જ પોતાની આંગળી પાછી ખેંચી લીધી. કહેવાય છે કે ઝાળામાં સંતાએલો વાઘ, આખા ટોળામાંથી જે તેના ભણી આંગળી ચીંધે છે, તેના પરજ પહેલો હલ્લો કરે છે. આ વાત પેલા ચોર બતાવનાર મિત્રને યાદ આવી ગઇ હશે તેથી જ તે બીજા દોસ્તોની ઓથે સંતાઇ ગયો.

હું હિંમતભેર આગળ વધ્યો. મેં જોયું કે જેને બધા ચોર માની રહ્યા હતા તે તો માત્ર પેટ્રોલના પમ્પનો પડછાયો હતો. શેરીમાંનો સુધરાઇનો વીજળીનો દીવો પવનથી ઝુલતો હતો તેથી એ પડછાયો પણ ડોલતો —' ડોકિયાં કરતો' હતો.

'શું મારા ભાઇ ! તમેય પડછાયાથી ડરી ગયા.!' મેં બધાને પાનો ચ્હડાવ્યો. તેમણે ચોર નથી એ વાતે સ્વસ્થ બની ફરી બડાશ હાંકવી શરૂ કરી. 'જોજો તો ખરા કોઇ સાચો ચોર મળી જશે તો તેનાં હાડકાં ખોખરાં કરી નાખીશું.' અમે બધા ઉત્સાહમાં ને ઉત્સાહમાં લાકડીઓ ઠોકતા આગળ વધ્યા.

બે ત્રણ ગલી વટાવી ન વટાવી ત્યાં તો અમે ફરી ચમકી ઊઠયા.

'ચોર ! ચોર ! ધાજોરે ધાજો !" આ ધા સાથે કોઇ સ્ત્રીની વેદનાભરી ચીસ સંભળાઇ. એ ચીસ સામેના મકાનના માળ પરથી આવતી હતી. એ મકાનની બારીઓ ઉઘાડી હતી, બત્તીઓ બળતી હતી. એ જોઇ મને વિચાર આવ્યો. ' આ બદમાશ તો કોઈ બડો બ્હાદૂર લાગે છે. જો ને કેવો ધોળે દહાડે કરતો હોઇની તેમ ઉઘાડે દીવે ચોરી કરી રહ્યો છે. !"

અમે મકાન સામેના ચોગાનનો દરવાજો ઉઘાડો જોયો. ત્યાં એક મોટર પણ જોઇ અમારામાંથી એક જણ બોલી ઊઠયો. 'આ તો કોઇ અમેરિકન ધાડપાડુ લાગે છે. જે ને મોટર લઇને ચોરી કરવા આવ્યો છે.

અમે ધબધબ કરતા દાદર ચ્હડી ગયા. માળ ઉપર જતાં અમને પાંચ સાત જણા સામે દોડી આવતા દેખાયા.

અમે પડકાર કર્યો.

'ખબરદાર! એક પણ ડગલું આગળ વધ્યા છો તો.'

અમારામાંથી એક જણ બોલી ઊઠયો. જુઓ! જુઓ! મવાલીઓ કેવો સુંદર સદ્‌ગૃહસ્થોને છાજે એવો વેશ પ્હેરી આવ્યા છે.!'

સામેવાળામાંથી એક જણે અમારી ડાંગ ન પહોંચે એટલે આઘે રહી 'ધુત્કાર' કર્યો. 'અલ્યા કોને મવાલી કહો છો?'

'તમને' બદમાશના બાદશાહોને.'

'મવાલી તમે કે અમે? પારકા ઘરમાં અડધી રાતે તો તમે ઘુસી આવ્યા છો.'

'અમે ઘુસી આવ્યા? અમે તો આ ઘરમાં 'ચોર ચોર'ની બૂમ પડી છે એટલે ચોરને પકડવા આવ્યા છીએ.'

એ સાંભળી સામાવળીઆ બધા ખડખડ હસી ઊઠયા. 'આંધળો બ્હેરૂં કુટાય છે તે આનું નામ.'

હું નવાઇ પામ્યો. ફરી ભોઠા પડવું પડશે કે શું એ ભયે ધ્રુજી ઊઠયો. છતાં રખેને લોકો કોઇ અઠંગ ઉઠાવગીરો હોય ને અમને બનાવી ન જાય એવી શંકાથી મેં પ્રશ્ન પૂછયો.

'એટલે?'

મારા પ્રશ્નમાં કરડાકી હતી છતાં તે ટોળીના નાયકે શાંતિથી વાત કરવી શરૂ કરી.

'તમે ઉપર આવતાં અગાઉ દરવાજા ઉપરનું પાટિયું વાંચી આવ્યા છો?'

'ના. એ વાંચવાની શી જરૂર છે?'

'વાંચી આવ્યા હોત તો ઉપર દોડી આવવાની તસ્દી જ ન લેવી પડત.'

'કેવી રીતે:'

'જુઓ ભાઇ! અમે મુંબઇની 'નવયુગ નાટય મંડળીના સભ્યો છીએ. ચાર દિવસ પછી અમે આ નાટયગૃહમાં 'ખરો ચોર' નાટક ભજવવાના છીએ.'

તો શું અત્યારે તમારી પૂર્વ તાલીમ—'રીહર્સલ' ચાલે છે?

'ચોર ચોર'ની બૂમનું કારણ સ્પષ્ટ થતાં મેં પ્રશ્ન કર્યો.

'હા. એમજ. ચાલો, તમારે તે જોવું હોય તો આવો અંદર' એ નાટકમાં જે સ્ત્રીનો પાઠ ભજવતી હશે અને જેણે પેલી 'ચોર ચોર' ની ચીસ પાડી હશે તેવી એક બ્હેન અંદરથી હમણા બહાર આવી હતી, તેણે અમને હસતાં હસતાં આમંત્રણ આપ્યું.

નારીના કોમળ કંઠથી નીકળેલા એ આમંત્રણથી મારા મિત્રો લલચાયા તે તેના મોહક રૂમતને જોઇ પોતે શું કામ કરવા નીકળ્યા હતા તે ભૂલી ગયા. તેઓ અંદર જવા લાગ્યા. હું પાછો ફરી નીચે ઉતરવા લાગ્યો. તે જોઇ મારા મિત્રમાંથી એક જણે ટકોર કરી.

'અલ્યા, તું તો હજુ એવોને એવો નીરસ રહ્યો છે. કોલેજમાંય તું વિદ્યાર્થીનિઓને જોઇ ભાગતો હતો, તારી એ 'કરેક્ટર' હજુ છૂટી જણાતી નથી.'

બીજો એક જણ એટલો નિર્લજ ન હતો તે બોલ્યો, 'ભાઈ! તમે ચાલતા થાવ, અમે અમસ્તી નાટક જોઇ કરી પાછળ આવીએ છીએ.'

હું એકલો જ ચોકી કરવા આગળ વધ્યો. ટાવરમાં અધરાતના ટકોરા પડ્યા. અંધારી રાતનો સુનકાર ખૂબ ભયંકર લાગતો હતો. ભર વસ્તીમાં પણ જાણે મસાણના ભણકારા વાગતા હતા. આવે વખતે જ ચોરો ચોરી કરવા નીકળે છે. એમ માની હું બિલાડીના પગે ને આંખે ચૂપકીથી ગલીએ ગલીએ ડોકાવવા લાગ્યો.

મારે શિકારની શોધમાં ઝાઝું થોભવું ન પડ્યું. મારી ચકોર આંખે દૂરથી એક માણસને ભાગતાં જોઇ લીધો. 'પકડો પકડો' કહેતો હું તેની પૂંઠે પડ્યો. ચોર આગળ અને હું પાછળ. અમે એક પછી એક ઘણી ગલીઓ વટાવી ગયા. હું દોડવામાં એવો તો એક ધ્યાન થઇ ગયો હતો, કે 'ચોર ચોર'ની બૂમ પાડવી પણ ભૂલી ગયો હતો. વળી મનમાં મનમાં એકલે જ હાથે ચોરને પકડી આખા નગરની વાહ વાહ પામવાની મને ઉમેદ હતી તેથી હું તેની પૂંઠે દોડતો જ રહ્યો.

દોડતાં દોડતાં એક અંધારીઆ ગલીમાં આવતાં મને ભાન થયું કે હું તો એકલો જ છું અને એ ચોર સામે થશે તો?'

પણ એવામાં મારા સારા નસીબે અને તેના કમનસીબે પાણીના સાર્વજનિક નળની ચોકડીની ઠોકર વાગતાં તેણે ગુલાંટ ખાધી. એ પડું પડું થઇ રહ્યો હતો એ લાગ જોઈ મેં તેના પગમાં ડાંગ ઝીકી. તે ઓ...કરતો લોહી લુહાણ થઈ ગબડી પડ્યો..

આવતી કાલે આખા નગરમાં મારી વાહ વાહ ગવાશે. અને એક બદમાશને સજા થવાથી બીજા બદમાશો પણ ચોરીની ખોડ ભૂલી જશે. એવા એવા તરંગે હું મલકાઇ ઊઠ્યો. અખાડામાં કુસ્તીનું દંગલ ખેલતાં હરીફને ચીત કરી વિજયી પહેલવાન છાતી ફુલવતો ઊભો રહે છે ને પ્રેક્ષકોની તાળીઓ ઝીલવા ચારે કોર નજર નાખે છે, તેમ હુંયે આસપાસ જોવા લાગ્યો કાલે એકાદો વરઘોડો નીકળ્યો હશે તેના સ્વાગતમાં શેરીઓમાં બંધાએલાં આંબાનાં પાદડાંના તોરણો મંદમંદ પવનમાં ઝૂલતાં હતા. તે જાણે મારા વિજયના માનમાં તાળી પાડી રહ્યાં હતાં એવો મને ભાસ થયો.

એ ગર્વના તોરનો જુવાળ ઠંડો પડતાં મેં ચોર તરફ જોયું. તેના માથામાં વેદના થતી હશે એટલે બંને હોઠ જોર કરી દબાવવા છતાં મ્હોમાંથી દુઃખના સિસકારા નીકળતા હતા. તેનો દિદાર જોઇ હું થંભી ગયો. મારો ઉત્સાહ અને આનંદ પણ થંભી ગયા. એકાદ ઝાડની ઓથેથી ગોળીબાર કરી 'વાહ મેં તો વાઘ માર્યો.' એમ બોલી પોતાની જ પીઠ

શાબ્દી શિકારી ઘવાયેલા શિકાર પાસે જઈ જુએ કે એ તો શિયાળ હતું ત્યારે તેના ચ્હેરા ઉપર નિરાશા છવાય છે અને મનને ધક્કો લાગે છે. મારી પણ અત્યારે એવીજ સ્થિતિ થઇ. મેં તો માન્યું હતું કે ચોર કોઇ પહાડી પંજાવાળો પંજાબી હશે; અથવા કદાવર કાયાવાળો કાબુલી હશે; એને મ્હોંડે બુકાની હશે, કમરે કટારી હશે અને આંખમાં ખુમારી હશે. પણ આ ઘવાએલ આદમી તો હાડ પાંસળાનો માળો હતો. શરીરમાં રક્ત માંસનું નામ ન હતું. શું જીવતે જીવતાં જ એને ગીધડાંઓ ચુંથી ગયાં હશે? તેનું મ્હો દયામણું હતું ને આંખમાં આજીજી હતી. હું મગરને મ્હાત કરવાની આશા રાખતો હતો પણ મેં તો માર્યું હતું મગતરૂં. વિવિશતા અને અવશતાની મૂર્તિ સમા આ દુર્બળ આદમીને ઘાયલ કરવા માટે મને પશ્ચાતાપ થવા લાગ્યો. પહેલી જ દૃષ્ટિએ હું માપી ગયો હતો કે એ ચોર હોય જ નહિ.

હું વિચાર મગ્ન ઉભો હતો, ન'તો બોલાવતો આજુબાજુ વસનારાં લોકોને કે ન'તો બોલાવતો પોલીસને. એ જોઇ એ ચોરે બંને હાથ જોડી રડતાં રડતાં કહ્યું. 'સાહેબ બચાવશો તોય તમે અને પકડાવી દેશો તોય તમે. હું ગરીબ પર રહેમ કરો.'

'અલ્યા! તું ચોર જેવો નથી જણાતો.' મેં મૌન અસહ્ય લાગવાથી વાતચીત શરૂ કરી.

'હા! માબાપ, મારા બાપદાદા ચોર ન હતા, હું પણ નથી પણ આજે ન' છૂટકેજ...' લાકડીના ઘા આગળ વેદના થવાથી તે આગળ બોલતાં અટકી ગયો.

'ન છૂટકે શા માટે?'

'સાહેબ ચાર ચાર દિવસથી પેટમાં અન્ન પડયું નથી. જ્યાં ભીખ માગવા જાઉં છું ત્યાં બધા હડ હડ કરે છે, 'મુંબઇનો મવાલી હશે.' 'વેશધારી બદમાશ હશે,' એમ કહી બારણેય ઊભા રહેવા દેતા નથી. પછી તમેજ કહો હું ચોરી ન કરૂં તો બીજું શું કરૂં?'

મારી ઇંતેજારી વધવા લાગી. ચોરોના કલ્પનામય-હલ્લાની હબકે અમારા નગરે કેટલાય ભિખારીઓને ભૂખે માર્યા છે એનો મને ખ્યાલ આવ્યો. મેં પૂછ્યું 'ચાર દિવસથી અન્ન મળ્યું નથી તો પછી પકડાઇને જેલમાં જતાં શા માટે ડરે છે? ત્યાં કંઇ નહિં તો બે ટંક પેટપુર ખાવાનું તો મળશે જ મળશે.'

સહાનુભૂતિભરી રીતે મને વાત કરતો જોઇ તેનામાં હવે હિંમત આવી હતી. તેથી તેણે મને પૂછ્યું.

"સાહેબ તમે શ્રવણ અને દશરથ રાજાની વાર્તા સાંભળી હશે.' તે અટકયો પણ અહીં એ વાર્તાને શો સંબંધ હશે તે નકકી ન કરી શકવાથી હું મૂંગોજ રહ્યો. તેણે ફરી પોતાની વાત આગળ ચલાવી.

"સાહેબ એ શ્રવણને બે આંધળાં માબાપ હતાં, તે શ્રવણના પાછા ન ફરવાથી 'શ્રવણ શ્રવણ' કરી ટવળી મર્યાં હતાં. મારેપણ એવાંજ બે આંધળાં માબાપ છે, હું તેમનો શ્રવણ

છું. હું પકડાઇ જેલમાં જાઉં તો તેઓ પણ તેવી જ રીતે પ્રાણ કાઢે માટે જ મને કેદખાનાનો ડર છે.

સાહેબ તમે કહેશો કે તો પછી ચોરી કરવા શા માટે નીકળ્યો હતો, ? મારા પોતાના જ પેટની વાત હોત તો તે ભૂખથી આગે આગે બળી ખાખ થઈ જાત તોય હું ચોરી કરવા ન જાત પણ મારાથી ઘરડાં માબાપની આંતરડી કકળે તે જોયું જતું ન હતું તેથી જ ... ...વળી મે ચોરી પણ એવી કઇ મોટી કરી છે.? માત્ર એ જ મુઠી ચણા ચોરી લાવ્યો છું. ભરૂસો ન પડતો હોય તો લો ઝડતી.'

ઝડતી લેવા જેટલી હવે મારામાં હોંશ ન હતી. હું ઊંડા મનનમાં ડૂબી ગયો હતો. એવામાં પાસેથી પસાર થતી એક વિક્ટોરીયાના અવાજે હું જાગી ગયો.

'એય ગાડી'

'જી સાહેબ.' કહી ગાડીવાળાએ ગાડી થોભાવી.

'સવારી છે.'

'ક્યાં જવું છે ?'

'ડૉક્ટર ખંડેરાવની ઇસ્પિતાલે.'

... ... ... ...

ઘાયલ શ્રવણને પાટાપુટી બંધાવી ઇસ્પિતાલમાં સુવાડી હું તેના બતાવ્યા મુજબ તેના માબાપને શોધવા નીકળ્યો. હું તેમને સાંત્વન આપવા ને તેમની માફી માગવા જતો હતો. રસ્તામાંથી એક કંદોઇની દુકાન ઉઘડાવી મેં મીઠાઇ પૂરીનાં પડીકાં પણ બંધાવી લીધાં હતાં.

હું નગરને સીમાડે તળાવ કાંઠેના વડિયામાં આવી ઊભો. ત્યાં ઘણાય લૂલાં લંગડાંને આંધળાં પાંગળાં માત્ર અરધાં પરધાં વસ્તરે નગ્નતા અને ટાઢ બંનેથી બચવા ટૂટિયાં વાળી સૂતાં હતાં. હું ઊભો ઊભો વિચારવા લાગ્યો "આવા અશક્ત શરીરોમાં પણ મવાલી અગર બદમાસો છૂપાઇ રહ્યા હશે એવો વ્હેમ લોકોને કેવી રીતે આવતો હશે ?' મેં શ્રવણે આપેલી નિશાનિ મુજબ તેનાં માબાપ શોધી કાઢ્યાં. અંધ લોકો ખૂબ ચકોર હોય છે. તે મારા પગરવ ઉપરથી જ સમજી ગયાં કે હું તેમના તરફ જ જઇ રહ્યો છું.

'કોણ છે ?' વૃદ્ધ આંધળે ટકોર કર્યો.

'શ્રવણ તું આવ્યો?' અંધમાએ પ્રશ્ન કર્યો.

'ના. એ આપણો શ્રવણ ન હોય. ઘરડી થઇ તોય તું શ્રવણનાં પગલાંને ઓળખી રહી નથી.' વૃદ્ધે વૃદ્ધાને ઠપકો આપ્યો.

'આ ચાર દહાડાન ઉપવાસે મારી શુદ્ધબુદ્ધ ઠેકાણે રહી નથી એટલે હું ભૂલમાં પડી હોઇશ.' વૃદ્ધાએ પોતાનો બચાવ કર્યો.

મેં પાસે જઇ એ વૃદ્ધ જોડાંના પગની ધૂળ માથે ચઢાવી.

'કોણ છો તમે ?' બંનેએ ઇંતેજારીથી ફરી પ્રશ્ન કર્યો.

મારે શો પરિચય આપવો તે નક્કી ન કરી શકવાથી હું બોલ્યો. 'મને શ્રવણે મોકલ્યો છે.'

'શા માટે ?'

'તમને પારણા કરાવવા.'

'તે ક્યાં છે ?

'ઇસ્પિતાલમાં'

'ઇસ્પિતાલમાં !!! હાય હાય અમારા શ્રવણને શું થયું છે. અમારા આંધળિયાની લાકડીને કોઇએ ભાંગી તો નથી નાખીને ? '

'ના, ભાંગી તો નથી નાંખી પણ તે ઘાયલ થયો છે.'

'ઘાયલ !!! કેવી રીતે ?'

'તે ચોરી કરતાં પકડાયો હતો.'

'કોણે પકડ્યો ?'

'મેં.'

'તેણે શાની ચોરી કરી હતી ?'

'એ મૂઠી ચણાની.'

'તમારે ચોરજ પકડવો હતો તો એ મૂઠીના ચણાના ચોર સિવાય બીજો એકે ચોર ન જડ્યો ?'

મારે બોલવું ન હતું છતાં મારાથી બોલાઇ ગયું. 'કાકા એનો છીંડે પકડાય તેજ ચોર, બીજા તો શાહુકાર.'

કાકા ઉત્તેજિત થઇ ગયા. 'હા. હા. તેજ ચોર ને બીજા શાહુકાર. આ દુનિયા ઊંધાં ચશ્માંથી જ જુએ છે. તે આખાં કોળાં દાળમાં જાય તોય બોલતી નથી, પણ તેનું નાનકડું બીજ જો કોઇ ચોરી જાય તો દોડાદોડ કરી મૂકે છે.'

મેં ધીમે ધીમે કાકાને શાંત પાડ્યા ને કહ્યું. 'મેં જે કંઇ કર્યું છે તે અજાણમાં કર્યું છે એના બદલામાં તમે ગમે તેવો શાપ આપશો તોય હું હસતે મ્હોડે ઝીલી લઇશ.' કાકા પણ શાંત થયા. હું તેમને તેમના શ્રવણ પાસે લઈ ગયો. શ્રવણને પણ પછી ડોકટરે 'ઘરે જઇ શકશે.' એવી રજા આપી. એટલે હું એ ત્રણેને લઇ મારે ઘરે ગયો. શ્રવણને મારવા બદલ મેં પ્રાયશ્ચિત કર્યું એનો અર્થ એ હતો કે એ ત્રણેને મેં પોતીકાં સ્વજન બનાવી ઘરમાં રાખ્યાં.

એ કાકા પાસે પાછળથી હું ઘણું શીખ્યો. સમાજમાં સાચા ચોર કોણ છે તેનો પરિચય પણ હું તેની વિતક કથાઓમાંથી પામી શક્યો. દર સાંજે તે મને તેની આપવિતી સંભળાવતા. એમાંની એક વાનગી અત્રે રજુ કરું છું.

'મારી મા વિધવા હતી. તે દળણાં દળી, પેટે પાટા બાંધી, જે કંઇ બચાવતી તે નગરના નગરશેઠની હવેલીએ જમા કરાવતી. મારી મા જેવી અનેક ઘરડી ડોસીઓની થાપણ એ શેઠને ચોપડે લખાતી. એક દિવસ એ શેઠે દેવાળું કાઢ્યું. પછી અમે બધાં રસ્તાના રઝળતા ભીખારી થયાં અને એ શેઠે તો થોડા જ દિવસમાં સ્ત્રીને નામે મોટી હવેલી બંધાવી કહો બેરા ! હવે ચોર કોણ? આ પારકે પૈસે તાગડધિન્ના કરનાર શેઠિયા કે પેટની આગ બુઝવવા મૂઠી ચણાની ચોરી કરનાર શ્રવણ?'

'મારી મા મરવા પડી હતી. હું ને આ શ્રવણની મા તેની પ્રાણપણે સેવા કરતાં. પેલા શેઠના દેવાળા પછી અમારી રોજ મજૂરી કરી રોજ ખાવા જેવી સ્થિતિ હતી. હવે માની માંદગીએ મજૂરી પણ છુટી ગઈ. મેં માના દવાદારૂ અને ઘર ખરચ માટે થોડાક બાપદાદા વખતના જૂના સોનાના દાગીના વેચવા કાઢ્યા. હું ઝવેરીની દુકાને ગયો, તેણે ઘરેણાં લઇ કહ્યું 'કાલે આવી દામ લઇ જજે. ત્યાં સુધીમાં હું એને ભઠ્ઠીમાં તાવી એની કિંમત કરી રાખીશ.' ભોળોભટાક હું એ સોનાની છળરમત સમજી ન શક્યો. બીજે દિવસે હું તેની દુકાને ગયો. મને જોતાંજ તે તાડૂકી ઊઠ્યો 'કેમ અલ્યા મારા વિના બીજો કોઇ છેતરવાનો ન જડ્યો?' 'કેમ શેઠ એમ કેમ બોલો છો' હું તો પૂછતો જ રહ્યો ત્યારે તે ઘાંટા પાડી પાડી બોલવા લાગ્યા 'લે આ બે રૂપિયા. સોનાના કહી પિત્તળનાં ઘરેણાં ભેર-વવા આવ્યો હતો. નહિ?' મેં કહ્યું 'પિત્તળનાં તો પિત્તળનાં લાવો મારાં ઘરેણાં પાછાં.' તેણે પિત્તળનો સળિયો બતાવી કહ્યું 'લે લઇ જા, તારાં ઘરેણાં તો ભઠ્ઠીમાં ઓગળી સળીયો બની ગયાં છે' ન તો મેં સળિયો લીધો કે ન તો રૂપિયા. હું મૂગો મૂગો ઘેર આવ્યો, કહો હવે ચોર કોણ? મારો શ્રવણ કે એ ચોકસી?'

એવી એવી વાતો સાંભળ્યા પછી મેં મારી વકીલાત છોડી દીધી. મેં સાચા ચોરોને પકડી ઉઘાડા પાડવાનો ધંધો શરૂ કર્યો.

---

# સરમુખત્યારોની સોગટાંબાજી : સ્પેન

**- શ્રી. વલ્લભભાઈ પટેલ.**

ઇ. સ. ૧૯૩૭ના જુલાઇની ૧૯મી તારીખથી સ્પેનમાં આંતરવિગ્રહની ભઠ્ઠી ભડભડી રહી છે. ખરી રીતે એ આંતરવિગ્રહ ન' કહેવાય. એ વખતે જે સરકાર વ્યવસ્થા અને કાયદો સંભાળતી હતી, તે સમાજવાદી સરકાર હતી. સામાન્ય લોકો એ સરકારને પોતાની માનતા થયા હતા. આથી સ્વતંત્રતા અને પ્રજાતંત્રના પગરણ મંડાયાં હતાં. પણ હીટલર અને મુસોલીનીના શેતરંજમાં સ્પેન અટવાયું. મુસોલીની અને હીટલર વખત અને પરિસ્થિતિ પોતાને અનુકૂળ તૈયાર કરતા જાય છે. એમને ચોક્કસ ખાત્રી છે કે વહેલા કે મોડા બ્રિટન અને ફ્રાન્સ જોડે વિગ્રહ થયા વિના રહેવાનો નથી એથી સ્પેનમાં નવી અને પગભર થતી પ્રજાતંત્રવાદી સરકારની નબળાઇનો લાભ લઇ પોતાની કિલ્લેબંધી મજબુત કરવાનો એમણે પેંતરો રચ્યો. મૂડીવાદીઓના અગ્રેસર તરીકે જનરલ ફ્રાન્કોને આગળ ધરી એમની પાછળ રહી સ્પેનની એ સમાજવાદી અને પ્રજાતંત્રવાદી સરકારને કચડી નાંખવાની નીચ યુક્તિ રચી અને આફ્રિકામાં આવેલા સ્પેનના સંસ્થાન મોરોક્કોમાંથી એ કહેવાતા આંતરવિગ્રહની શરૂઆત ૧૯૩૭ના જુલાઇ માસની ૧૭મી તારીખે થઇ.

જનરલ ફ્રાન્કોએ જો માત્ર બળવો જ કરવા ધાર્યું હોત તો તેને સ્પેનની સમાજવાદી સરકારે કયારનો ય દબાવી દીધો હોત. પણ એ બળવો ન હતો. એને જર્મની અને ઇટલી તરફથી પુષ્કળ મદદ મળતી હતી. ઇંગ્લેન્ડના મુત્સદ્દીઓ એ જાણીને એક રીતે ખુશ થયા. સ્પેન ઉપર સમાજવાદીઓની અસર ફેલાય એ એમની મૂડીવાદી વૃત્તિથી વિરૂદ્ધ હતું એથી સ્પેનની સમાજવાદી સરકારને કચડી નાંખવાના જર્મની અને ઇટલીના પ્રયત્નોને એમણે આડકતરી રીતે ટેકો આપ્યો. બિન-દરમ્યાનગીરી-સમિતિનું તૂત ઊભું કર્યું. પણ એથી જનરલ ફ્રાન્કોને મળતી મદદ અટકી નહિ, એટલું જ નહિ પણ બળવાખોરો પાસે ઇંગ્લેન્ડની બનાવેલી બંદૂકો પણ આવી. એ કેવી રીતે ? ફ્રાન્સ કે રશિયા સ્પેનીશ સરકારને મદદ ન આપે તેને માટે એ સમિતિ ઊભી કરવામાં આવી હતી. છતાં રશિયાએ બને તેટલી મદદ કરી.

ઇંગ્લેન્ડ એમ માનતું હતું કે જનરલ ફ્રાન્કો વિજયી થાય તો પણ એને અને સ્પેનની પ્રજાને પૈસા માટે લંડન તરફ હાથ લંબાવવો પડશે. અને એ રીતે એમના ઉપર આર્થિક સત્તા ઇંગ્લેન્ડ ચલાવી શકશે. એ આર્થિક દબાણથી પોતાના હિતો સહીસલામત રહેશે પણ જ્યારે જર્મની અને ઇટલીએ સ્યુટા અને કેનેરી ટાપુઓ હાથમાં લીધાની વાત આવી ત્યારે ઇંગ્લેન્ડ ગભરાયું. ઇટલી સાથે મિત્રતાના કરાર કર્યા જર્મની અને ઇટલીએ કરારને કામચલાઉ મહત્ત્વ આપી એનો જેટલો લાભ લઇ શકાય એટલો લે છે.

ઇંગ્લેન્ડને આમ છેતરી, ધમકાવી જર્મની અને ઇટલી આવતા વિગ્રહની કિલ્લેબંધી કર્યે જાય છે. જર્મની અને ઇટલીને મોટામાં મોટો ભય બ્લોકેડનો છે. ગયા વિગ્રહમાં એ બ્લોકેડને કારણે જર્મનીને હારવું પડેલું પણ આ વખતે એ બ્લોકેડ કદાચ ઇંગ્લેન્ડ અને

ફ્રાન્સને જ ગુંગળાવી નાંખશે. ઇટલીનો એબિસિનિયા સાથેનો વ્યવહાર જો અટકાવવામ આવે તો ઇટલી બ્રિટિશ સામ્રાજ્યનો વ્યવહાર બંધ કરી શકે એવી સ્થિતિમાં આજે છે. ભૂમધ્ય સમુદ્રમાં અંગ્રેજોનાં જીબ્રાટર, માલ્ટા અને સુવેઝની નહેરનાં થાણાં છે. પણ ઇટલી બેલેરિક ટાપુઓ અને સીસીલીના પોતાના નૌકાકેન્દ્રોથી એ વ્યવહાર બંધ કરી શકે. સ્યુટા અને કેનેરી ટાપુઓમાં નૌકાકેન્દ્રો તૈયાર કરતાં એને વાર લાગે એમ નથી અને એ રીતે ઇંગ્લેન્ડનો આફ્રીકા સાથેનો અને કેપઓફગુડહોપ મારફતે સામ્રાજ્યનો વ્યવહાર અટકાવી શકે એમ છે.

સ્પેનમાં જનરલ ફ્રાન્કોનો વિજય હવે નકકી છે. માંડ્રિડમાં સમાજવાદી સરકારે કેન્દ્ર રાખ્યું છે. પણ તે હવે ઝાઝો વખત ટકી શકે એમ જણાતું નથી. અને પછી કેટલોનીઆ પ્રાંત અને અને વેલેન્સીઆને પડતાં વાર નહિ લાગે. ઇટાલીએ બેલેરિક અને માઇનોર્કા ટાપુઓદ્વારા લગભગ સ્પેનની સરકાર ઉપર બ્લોકેડ કર્યો છે. એમને અનાજ પણ મળતું નથી. લડાઇનાં શસ્ત્ર સરંજામતો કયાંથી મળી શકે ? એ રીતે જનરલ ફ્રાન્કોના વિજય પછી સ્પેનમાં કોની સત્તા ચાલશે ? સ્પેનની પ્રજા સ્વતંત્ર રીતે પોતાની આંતરિક વ્યવસ્થા અને પરદેશ સાથેનો સંબંધ ચલાવી શકશે ? કદાચ જો ઇટલી અને જર્મની પોતાના માણસો પાછા ખેંચી લે તો એવો સંભવ છે, પણ ઇટલી અને જર્મની શા માટે પોતાના માણસો ખેંચી લે ? એમણે જનરલ ફ્રાન્કોને શા માટે આટઆટલા પૈસા, શસ્ત્રસરંજામ અને માણસોની મદદ આપી ? સ્પેન ઉપર સત્તા ચલાવવાને એ નિઃશંક છે.

છએક મહિના ઉપર ઇંગ્લેન્ડના 'ન્યુઝ ક્રોનીકલ પત્રે એક ગુપ્ત ભાષણની નકલ મેળવી હતી. એ ગુપ્ત ભાષણ એક જર્મન અમલદારે સ્પેનમાં લડવા જનારને ઉદ્દેશીને કહ્યું હતું. આ જર્મન નાઝી લશ્કરી અમલદારના ભાષણમાં એમ સ્પષ્ટ છે કે જર્મની કાંઇ અમસ્તા સ્પેનમાં માણસો મોકલતું નથી. એના મત પ્રમાણે સ્પેનમાંની આ લડત બે રીતે જર્મનીને ઉપયોગી છે. (૧) જર્મન લશ્કરી બળની પરીક્ષા માટે સ્પેન એ સારામાં સારી નિશાળ અને ક્ષેત્ર છે. ઉપરાંત દુશ્મનોના વેપાર અને વ્યવહારના માર્ગોની અગત્યતા પણ જાણી લઇ એ કબજે કરી શકાય એમ છે. ઇટલી પણ સ્પષ્ટપણે પોતાનું ધ્યેય જાહેર કરે છે. અને આવતા વિગ્રહમાં ઇટલીનો વ્યવહાર ન અટકી પડે એની તૈયારી રૂપે ભૂમધ્ય સમુદ્ર ઉપર સંપૂર્ણ વર્ચસ્વ મેળવવા માગે છે. અને સ્પેનનો કબજો ઇટલીને ખૂબ જરૂરી જણાય છે. ફ્રાન્સ અને ઇંગ્લેન્ડનો ભૂમધ્ય સમુદ્રનો વ્યવહાર અટકાવવા સ્પેન ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવે એમ છે. ઉપરાંત સ્પેનમાંની ખેતીની પેદાશનો લાભ ઇટલીને મળે. સ્પેનની ભૂમિમાં કારખાના વિકસાવી શકાય એમ છે. એ રીતે ઇટલી એનો પણ આર્થિક લાભ લેવા માગે છે આ બધા સ્વાર્થને કારણે ઇટલીએ જનરલ ફ્રાન્કોને વિજય આપવાનું નકકી કર્યું હતું. એ ઇટલી એના વિજય પછી સ્પેન છોડી દે એ કેમ બને ? જનરલ ફ્રાન્કોને મદદ કરી અને બદલામાં મુસોલીની સ્પેન ઉપર પોતાનું વર્ચસ્વ નીમાવવાનું માગે છે.

## યુગપુરુષ

લે. છત્રીવાલા

"ફરજિયાત અને મફત પ્રાથમિક કેળવણીની યોજના સફળ થશે કે?"

"શા માટે નહિ?"

"એ યોજના સફળ થઇ છે. એમ કેવી રીતે જાણી શકાય?"

"જ્યારે મારી પ્રજા તેના હક્કોની મારી પાસે માગણી કરતી થશે ત્યારે સમજવું કે એ યોજના ફતેહમંદ નીવડી છે."

સદ્દગત શ્રીમન્ત મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ સંબંધી અનેક પ્રચલિત વાતોમાંની ઉપર્યુક્ત એક છે. એ વાત ખરી છે કે નહિ તેની સાબિતિઓ હું આપી શકતો નથી, પરન્તુ તેમાં નીતરતી પ્રજાવત્સલતા માટે અનેક પુરાવાઓ છે.

શ્રીમન્ત સાહેબ કેટલાંક વર્ષો પર નવસારી પધાર્યા હતા, ત્યારે તેમને સત્કારવા માનવ મેદની ઉલટી હતી. એક શાળાના હેડમાસ્તરે શ્રીમન્તને ફૂલહાર પહેરાવ્યો, ત્યારે સંસ્થાઓની માહિતિ મેળવવાની તેમની ટેવ મુજબ સ્કૂલ સંબંધી થોડાએક પ્રશ્નો પૂછી વિગતો મેળવી લઇ પછી પૂછ્યું. 'અહિં શિક્ષકોનું મંડળ (Union) છે કે?' હેડમાસ્તરે ના પાડતાં શ્રીમન્તના મુખ પર દિલગીરી, કંટાળો અને કંઇક તિરસ્કારમિશ્ર લાગણીઓ સ્પષ્ટ તરવરી ઊઠી. તેઓ બોલ્યા. 'શિક્ષકો ભણેલા અને તેમનું મંડળ નહિ? મંડળ વિના તમારી માગણીઓ પાછળ પીઠબળ કેમ સંભવે?' એટલી ટીકા કરી શ્રીમન્તની સવારી આગળ વધી.

સત્તાતરસ્યા જગતમાં સત્તાધીશો પોતાના હાથમાં સત્તા એકત્ર કરવા અગર મેળવવા પ્રયત્ન કરી રહ્યા છે ત્યારે સદ્દગત શ્રીમન્ત સાહેબની પોતાની પ્રજાને તેના હક્કોનું ભાન કરવાની તત્પરતા અનોખી છે.

આવા પ્રજાપ્રિય મહારાજાના અવસાનથી વડોદરા રાજ્યની પ્રજા દુઃખાર્ત્ત થઇ છે. ગુજરાત શોકગ્રસ્ત થયું છે. અને સારા હિંદપર દિલગીરી પ્રસરી રહી છે. જગતભરમાં સન્માનિત થયેલા મહાપુરુષની ખોટ કેટલોય સમય અણપૂરી રહેશે.

દરેક સ્વદેશી વસ્તુ અને રીતરિવાજ માટેનો તેમનો આગ્રહ સર્વને વિદિત છે. ઉપર જણાવેલી મુલાકાતના જ પ્રસંગે અહિંની એક ક્લબમાં ટેનીસ ટુર્નામેન્ટના ઇનામો વહેંચતાં તેમણે દેશી રમતો વિષે વિસ્તારપૂર્વક અસરકારક પ્રવચન કર્યું, દેશી રમતોનું વર્ણન કરતાં એક પુસ્તક પ્રકટ કરવા વિષેનો તેમનો પ્રયત્ન જણાવ્યો.

રાજા તરીકે પ્રતિષ્ઠા સાચવવા આગ્રહભરી કાળજી રાખી તેમણે બ્રિટિશરોની ખોટી દખલગીરી કદિ ચલાવી લીધી નથી એટલું જ નહિ પણ એક હિન્દી તરીકેની તેમની સ્વમાનની લાગણી ઘણી સતેજ રહેતી. તેમના નિકટ પરિચયમાં આવેલા સેન્ટ નિહાલસીંગે એક વખતે 'મોડર્નરીવ્યુ' માં નીચેની વાત લખી હતી. શ્રીમન્ત એક વખતે કેટલાક ગૃહસ્થો સાથે ખાણું લેતા હતા, ત્યારે કેટલાક યુરોપીઅનો હિંદથી ઇંગ્લેન્ડ ભણવા જતા વિદ્યાર્થીઓ ત્યાં કંઇ શિખતા નથી એમ કહી હસવા લાગ્યા આ અપમાન શ્રી. સત્યવ્રત મુકરજીથી સહન ન થયું. તેઓશ્રી ખાવાનું મુકી ઊઠ્યા, કોટ ઉતારી ખમ્મીસની બાંય ચઢાવી ઊભા રહ્યા અને બોક્સીંગના દ્વંદ્વ માટે યુરોપીયનોને આહ્વાન કરવા લાગ્યા.

" ઇંગ્લેન્ડમાં અમે બીજું કંઇ શીખ્યા ન હતશું પણ સ્વમાન જાળવતાં તો અમે શીખ્યા છે." " સદ્ગત શ્રીમન્ત વચ્ચે પડતાં વાતાવરણમાં શાંતિ પ્રસરી. ગોરી ચામડીવાળાના નચાવ્યા નાચતા કોઈ બીજા દેશી રાજા હોત તો શું પરિણામ આવત તે અમે વાચકોની કલ્પના પર છોડીએ છીએ.

શ્રીમન્તની સવારી બજારમાંથી પસાર થતાં અહીંના એક વેપારીએ ફરિયાદ કરી. "મહારાજા સાહેબ મ્યુનિસિપલ જકાતથી વેપારને નુકશાન થાય છે " આ વેપારીના ગેરસમજ પર શ્રીમન્ત માત્ર હસ્યા કારણ કે તેમણે તો સ્થાનિક સ્વરાજ આપ્યું હતું. પ્રજાકિય સભાસદો મારફતે જ પ્રજા આવશ્યક ફેરફારો કરવી શકે એમ છે. છતાં શ્રીમન્તે તે ગૃહસ્થને બંગલે મળવા કહ્યું. ત્યાં તેને અર્ધો એક કલાક સુધી આ બાબતો સ્પષ્ટપણે સમજાવી. આવી તેમની ધીરજ હતી.

શ્રીમન્તે દરબાર ભર્યો અને શહેરના આગેવાનોને નિમંત્ર્યા. ત્યાં સ્ટેટની શાસ્ત્રીય રીતે ગાયન ગાનારીના ગાયનો ગવાયા. પણ આ લોકપ્રિય રાજાની કૃપા માત્ર શ્રીમન્તો પર જ વરસતી એમ ન હતું. આમ શાસ્ત્રીય રીતે ગવાતાં ગાયનોનો લાભ લોકો લઇ શકે તેટલા માટે જાહેર જલસો રાખવામાં આવ્યો. પ્રજાના મધ્યમ અને કનિષ્ઠ વર્ગોને શ્રીમન્તે કદિ વિસાર્યા નથી.

આ તો બધી અતિ નાની વિગતો છે. પણ એ આ મહાન નરનાં ચારિત્ર્ય પર સુંદર પ્રકાશ નાખે છે, તેથી જ અહિં રજુ કરવામાં આવી છે. ઇટાલીયન વાવટા પર પગ મૂકી નહિ ચાલવા માટે સાતમો એડવર્ડ મહાન વ્યવહારકુશળ ગણાયો અને તે વાત આજ પણ આપણા વિદ્યાર્થીઓ શાળામાં ગોખી રહ્યા છે. શ્રીમન્ત પગપાળા કે બળદ ગાડીમાં બેસી ખૂણામાં આવેલા ગામડાઓમાં જઇ તેમની સ્થિતિથી માહિતગાર થવા પ્રજામાં ભળી જતા ત્યારે આવા અગણિત જાણવા જેવા પ્રસંગો બન્યા હશે. આવા પ્રસંગોનો સંગ્રહ કરી પુસ્તક પ્રકટ કરવામાં આવે તો તે મહત્વનો પ્રેરણાત્મક ગ્રંથ નીવડે.

શ્રીમન્તે શું કર્યું ? તેમનું આખુંય જીવન ઇતિહાસનું એક અતિ જવલન્ત પ્રકરણ છે 'આખું ભારત જ્યારે પાપા પગલી કરતું હતું ત્યારે ઉત્સાહી અને યુવાન સયાજીરાવે પ્રજા પાસે દોટ કઢાવેલી.' તેમણે પ્રજાનાં હિતાર્થે અનેક દિશામાં સુધારાઓની પ્રવૃત્તિ આદરી છે. તેમણે ફરજિયાત અને મફત પ્રાથમિક કેળવણીની પ્રથા દાખલ કરવાની દેશમાં પહેલ કરી, પંચાયતો સ્થાપી, ગામોગામ પુસ્તકાલયો ઉઘાડયાં, દલિતોદ્ધાર, અસ્પૃશ્યતા નિવારણ, કોમી સમાનતા, બાળ લગ્ન અને કજોડાં પ્રતિબંધક, લગ્ન વિચ્છેદ, ઐચ્છિકલગ્ન, વિધવા લગ્ન, વિધવાના વારસાહી હકકો, આંતરજાતિય લગ્ન, પુરોહિત સંબંધી, સગીર દિક્ષા પ્રતિબંધક, જ્ઞાતિત્રાસનિવારણ એમ અનેક કાયદાઓ ઘડયા. તેમણે હુન્નરશાળાઓ ઉઘાડી, કલાભુવન સ્થાપ્યું, સાયન્સ ઇન્સ્ટીટયુટ ઊભું કર્યું. આયુર્વેદ કોલેજ શરૂ કરી, બેંકો ઉઘાડી, સહકારી પ્રવૃત્તિ આદરી, સયાજી સાહિત્યમાળા અને ઓરીએન્ટલ સીરીઝનાં પ્રકાશનો કરાવ્યાં, સાહિત્યકારોને ઉત્તેજન આપ્યું, શબ્દકોષો અને વિજ્ઞાનકોષો રચાવ્યા, ઠેરઠેર દવાખાનાં અને પ્રસુતિગૃહો ઉઘાડયાં, સ્થાપત્ય કલાને ઉત્તેજન આપ્યું અને એક કરોડ રૂપિયા કાઢી ગ્રામ્ય સુધારણા યોજના શરૂ કરી. વળી તેમણે બંદરોની ખીલવણી કરી, પાણી માટે બાંધનાં યોજ્યાં, ગણોતિયા અને ગરીબ ખેડૂતો સંરક્ષણ માટે કાયદા કર્યા.

તેમણે કરેલા સુધારાઓનો અહીં સંપૂર્ણ ઉલ્લેખ થઇ શકે એમ નથી. કોઇ એમ પૂછે કે તેમણે શું ન કર્યું તેનો ઉત્તર પણ અમને સૂઝતો નથી.

પરદેશથી આવતા અનનાસના ટીનો લેતાં એક વખતે અમે એક ખેડુતભાઇને પૂછ્યું "આપણે ત્યાં આ પ્રમાણે અનનાસ સાચવી ભરી શા માટે વેચવામાં આવતાં નથી ?" મહા આશ્ચર્ય સહ અમે જાણ્યું, 'વડોદરા રાજયમાં વાડી ગામોમાં સરકારે ખેડૂતોને આ સગવડ કરી આપી છે. જે ખેડૂતોને આ પ્રમાણે અનનાસ સંગ્રહવા હોય તેમને સરકાર તરફથી મફત પેકીંગ કરી આપવામાં આવે છે,' આ વાતની કેટલાને ખબર છે? આવી કેટલી બાબતો આપણે જાણતા ન હશું ? માટે જ અમે કહીએ છીએ કે શ્રીમન્તે શું ન કર્યું એમ કોઇ પ્રશ્ન પૂછે તો તેનો ઉત્તર આપવો કઠિન છે.

વડોદરા રાજ્યના છેલ્લા વાર્ષિક રિપોર્ટ પર એક દષ્ટિપાત કરીએ. એ જોતાં માલૂમ પડે છે કે રાજ્યનું ક્ષેત્રફળ ૮૦૦૦ ચો. મા. છે, વસ્તી ૨૪ લાખ માણસની છે, વાર્ષિક ઉત્પન્ન ૨૬૭ લાખ રૂ. છે. રાજમાં ૬૬૬૫ પ્રાથમિક શાળાના શિક્ષકો છે, તેમાંના ૪,૮૬૭ જેટલા તો ટ્રેઇન્ડ થયેલા છે ૨,૮૨૦ ગામો આવેલાં છે, તેમાં ૧,૫૮૪ સ્કૂલો છે. ગામડામાં રહેતા માણસોની સંખ્યા ૧૯૨ લાખની છે તેનો ૯.૮ ભાગ પ્રાથમિક શાળામાં શિક્ષણ લે છે. રાજ્યમાં દર ૨૭ છોકરાએ ૨૦ છોકરીઓ ભણે છે. પુસ્તકાલયોની સંખ્યા ૧,૧૫૦ની છે, ઢોરો માટે ૨૫ દવાખાનાં છે. ગ્રામ્ય સુધારણા માટે થોડા વરસ અગાઉ માત્ર ૧½ લાખ રૂ. ખરચવામાં આવતા, ગયે વરસે ૪½ લાખ રૂ. ખર્ચાયા, આ વરસે ૬½ લાખ રૂ. ખર્ચાશે. સહકારી પ્રવૃત્તિ લોકપ્રિય નીવડતી જાય છે દેવાની સમાધાની માટે અને ગણોતિયાઓના હિતાર્થે કાયદાઓ ઘડાઇ રહ્યા છે રાજની લોકલબોર્ડોએ ગયા વરસે ૧૯.૮ લાખ રૂ. ખરચ્યા છે. પાંચ માઇલના વિસ્તારમાં સરકાર દવાખાનું ખોલવા ઇચ્છે છે, હાલ રાજમાં ૧૦૯ સરકારી દવાખાનાં છે એટલે ૨૨,૪૨૨ માણસ દીઠ એક દવાખાનું છે. એ ઉપરાંત એ દિશામાં અપાતી ગ્રાંટનો ૩૩૭ ગામો લાભ લે છે. રાજ્યમાં ૧૬ કાપડની મિલો છે, ઓખામાં સીમેન્ટ અને મીઠાના ઉદ્યોગો ચાલે છે, ગણદેવીમાં ખાંડનું કારખાનું છે. આવકનો મોટો ભાગ ચોકસ્સું કહીયે તો ૩૮.૬૫ ટકા કેળવણી પાછળ ખર્ચાય છે. શહેર હિતના કામોમાં ૨૭.૯ ચતાં ખર્ચ કરવામાં આવે છે. રાજ્યે ધારાસભામાં પ્રજાકિય પ્રતિનિધિ વધારવા સમિતિ ન કરતાં

કહેવાય છે કે જાણીતા લેખક હેરોલ્ડ લાસ્કીએ એક વખતે શ્રીમન્તને પૂ.

તમે તમારી પ્રજાને સ્વરાજ કેમ આપતા નથી?' શ્રીમંત મહારાજા સાહેબે જવાબ...ની ખોટી 'તમે સુધારાની યોજના ઘડી લાવો.' શ્રીમંતના મનોરથો આ ઉપરથી સહજ વ...ના તેમની

દેશી રાજા અને પ્રજાની અથડામણ સમયે, સમવાયતંત્રના ઉકેલ પ્રસંગે નિહાલમાંગે દક્ષાના ઉપયોગી નીવડત એટલું જ નહિ પણ શ્રીમન્ત સાહેબ આ પ્રશ્નો એવી ...ખતે કેટલાક કે બીજા રાજાઓને તેમનું કાર્ય આદર્શરૂપ નીવડત. દેશની કમનશીબી છે કે અ...ણવા જતા સમયે આવી પ્રતિભાશાળી વ્યક્તિ પૃથ્વી પરથી ઊડી જાય છે.

સદ્‌ગત મહારાજાને દેશ પરદેશમાંથી અગણિત અંજલિઓ મળી છે અ...ત શ્રી. મતપત્ર 'લોકવાણી'કારે તેમને યુગપુરુષ કહ્યા એજ સૌથી યથાર્થ લાગ્યું છે. ...મમ્મીસની બાંધ પૃથ્વી પર ક્વચિત ક્વચિત જ અવતરે છે. પ્રભુ એમના મહાન આત્માને ...ન કરવા લાગ્યા.

# સાકરીઆ ચણા

શ્રી. ભૈયાજી

ડૉ. જહોન્સન પોર્ટર નામની વિધવાને પરણવા માગતો હતો. તેણે પોર્ટર આગળ ખુલ્લા દિલે કબૂલ કર્યું, 'મારી પાસે પૈસા નથી, મારા કાકાને ફાંસીની શિક્ષા થયેલી'. વિધવાએ જવાબ આપ્યો "મારી પાસે પણ પૈસા નથી. મારા કોઇ સગાને ફાંસીની શિક્ષા થઇ ન હતી પણ તેમાંના ઘણા એવા છે કે તેમને તેવી શિક્ષા થવી જોઇએ !"

× × × × ×

શહેનશાહ નેપોલીઅન લેડી કાઉલી સાથે એક દિવસ ઘોડાગાડીમાં ફરવા નીકળ્યો હતો. ગાડીને મોટો અકસ્માત થયો હતો. પણ દૈવયોગે તેઓ બચી ગયાં. નેપોલીઅને કહ્યું 'કાઉન્ટેસ, તમને ખબર છે કે આપણે બંને ભેગા જ લગભગ મરી જતાં હતાં.' કાઉન્ટેસ પ્રયુત્તર દીધો. 'મહારાજા, તમે મરતા બચી ગયા પણ મને તો ઇતિહાસમાં અમરત્વ મળતું રહી ગયું !'

× × × ×

એક અંગ્રેજ પ્રખ્યાત ફ્રેંચ લેખક વોલ્ટેરને મળ્યો. વાતચીતમાં હૉલરનું નામ નીકળ્યું, ત્યારે વોલ્ટેરે તેની અતિ પ્રસંશા કરી. અંગ્રેજે કહ્યું 'હૉલર તો તમારા વિષે સારૂં બોલતો નથી' વોલ્ટેરે ઠંડે કલેજે જવાબ દીધો 'અમે બંને કદાચ એક બીજાના સંબંધમાં ભૂલો કરતા હઇશું !'

× × × ×

રશિયાનો મહાન પીટર હુન્નર ઉદ્યોગ શીખવા ઇંગ્લૅન્ડ ગયો હતો. ત્યારે એક દિવસ વેસ્ટમિન્સ્ટર કોર્ટ આગળ માણસોનું એક મોટું ટોળું જોયું. તે જોઈ તેણે પાસે એક ગૃહસ્થને પૂછ્યું 'આ લોકો કોણ છે ?' 'વકીલો'. 'વકીલો ! આટલા બધા ! મારા આખા રાજમાં માત્ર ચાર જ વકીલો છે. દેશ જતાં જ તેમાંના બે ને ફાંસીની શિક્ષા કરનાર છું.'

× × × ×

એક મુકરદમામાં એક સાક્ષીની તપાસ ચાલતી હતી. તેને વકીલે પૂછ્યું 'ત્યારે તમે કેટલા દૂર ઉભા હતા ?' સાક્ષીએ કહ્યું, 'ચાર પાંચ ઇંચને અંતરે' વકીલે નવાઇ પામી પૂછ્યું, 'આટલું ચોકકસ માપ તમે શી રીતે કહી શકો ?' જણાવ્યું, 'મારી ખાત્રી હતી કે કોઇ ગધેડો એવો સવાલ પૂછશે એટલે માપી જોયું હતું.'

× × × ×

દાકતરી પરીક્ષા આપતાં એક ઉમેદવારે ઘણા સંતોષકારક જવાબો આપ્યા. તેને એક પ્રશ્ન પૂછવામાં આવ્યો, 'જો કોઈને એકદમ પરસેવો છોડવવાનો હોય તો તમે શું કરશો ?' ઉમેદવારે કહ્યું, 'તેને અહીં પરીક્ષા આપવા મોકલીશ !'

× × × ×

તૈમૂર લંગડો દિલ્હી પર હુમલો લાવ્યો. તેના લશ્કરે દિલ્હીમાં સીતમો ગુજાર્યાં. તૈમૂર સંગીતનો શોખીન હતો. તે વખતે તેણે દિલ્હીના એક પ્રખ્યાત આંધળા ગવૈયાને પોતાની પાસે બોલાવ્યો અને ગાયનો ગાવા કહ્યું. તેનાં ગાયનો સાંભળી તૈમૂર આફરીન થઈ ગયો. તૈમૂરે ગવૈયાને પૂછ્યું, 'તારૂં નામ શું?' ગવૈયાએ કહ્યું, 'હજુર મારૂં નામ દૌલત.' તૈમૂર હસ્યો, 'દૌલત પણ આંધળી હોય છે !' ગવૈયાએ વિદ્યુતપ્રહાર જેવી ત્વરાથી જવાબ વાળ્યો, 'દૌલત આંધળી ન હોય તો લંગડાને ત્યાં શું કામ જાત ?'

× × × ×

ઈરાનના શહેનશાહ ડેરાયસ જોડે એલેકઝાન્ડર લડવા આવ્યો હતો ત્યારે એક રાત્રે તેના એક સરદારે એલેકઝાન્ડરને ડેરાયસના સૈન્ય પર રાત્રે અણુચિંત્યો હુમલો કરવા શીખામણ આપી. એલેકઝાન્ડરે એવી સલાહ તિરસ્કારી કહ્યું 'હું જીતની પણ ચોરી નથી કરતો.'

× × × ×

રજપૂતાનામાં આવેલી એક હોટેલમાં એક દિવસ એક અંગ્રેજ મુસાફર રહ્યો હતો. અંગ્રેજો રાત્રે તેમના રૂમ બ્હાર બૂટ કાઢી મૂકે છે અને નોકરો તેમને પોલીશ કરી સવારે તૈયાર રાખે છે. તે પ્રમાણે આ અંગ્રેજ ઉતારૂએ રાત્રે પોતાનાં બૂટ બહાર કાઢી મૂક્યાં હતાં. સવારે ઊઠીને જોયું તો તેના બૂટને પોલીશ કરવામાં આવ્યું ન હતુ. તેથી તેણે ક્રોધમાં ઘંટડી વગાડી. હોટેલના નોકરને બોલાવ્યો અને ઉશ્કેરાટમાં તેને પૂછ્યું, 'રાત્રે મેં બૂટ શું કામ બ્હાર કાઢી મૂકેલાં' ? આ નોકર નવો હતો અને તે અંગ્રેજોના રિત-રિવાજથી અજાણ હતો તેણે ગભરાઈ જવાબ દીધો, 'સાહેબ હું જાણતો નથી પણ મને આ ફરજો પણ તમે રાત્રે પીઈને છાકટા થઈ બૂટ બ્હાર કાઢી મૂકયા હશો!'

# સમાલોચના

**પ્રાચીન ભારતની દંતવિદ્યા:—(સચિત્ર) જીલા દંત સાહિત્યમાળા નં ૨૧**
લે૦ ડૉ. કેખુશરૂ દોરાબજી જીલા પ્ર૦ જીલા બ્રધર્સ, વાડી સ્ટ્રીટ, નવસારી.

પરદેશી રાજ સાથે જે પશ્ચિમની સભ્યતાએ આપણા ઉપર ધસારો કર્યો હતો એની શેહમાં આખો દેશ અંજાઇ ગયો હતો. લઘુતાભાવને વશ થઇ આપણે જ આપણને જંગલી અને અસભ્ય માનવા લાગ્યા હતા. મનની એ સ્થિતિમાં આપણે દરેક કળાકૌશલનું જન્મસ્થાન વિલાયતમાં સમજતા હતા. પણ ધીમે ધીમે સ્વદેશાભિમાની વિદ્વાનોની શોધખોળને લઇને આપણી આંખો ઊઘડી ગઇ છે ને આપણો જ દેશ એક વખત અનેક કળાકૌશલમાં પારંગત હતો, એની આપણને ખાતરી થઇ છે.

દંતવિદ્યા વિષે પણ એવી જ ભ્રામક માન્યતા પ્રચલિત હતી. એનાં ખંડન માટે અંગ્રેજીમાં અનેક લેખો અને પુસ્તકો લખાયાં છે, એ બધાનું દોહન કરી આ પુસ્તક ગુજરાતીમાં તૈયાર કરવા બદલ ડૉ. જીલાને અભિનંદન ઘટે છે.

એમાં મ્હોડાંની રચના, તેને સ્વસ્થ રાખવાની અગમચેતીઓ, તેનાં દર્દો, દવાઓ અને વાઢકાપના ઓજારો વગેરે વિષયના જ્ઞાનમાં આજથી બે હજાર વરસોથી અગાઉના જમાનામાં પણ આર્ય વૈદોએ કેટલી પ્રગતિ કરી હતી એનું બયાન શાસ્ત્રીય છતાં એક વાર્તાના જેટલું રોચક અને રોમાંચક છે. આવા વિષયમાં સાધારણ રીતે તજજ્ઞોજ માથું મારી શકે છે પણ આ પુસ્તકમાં એની છણાવટ એવી સરળ ભાષામાં કરી છે કે સામાન્ય વાચકને પણ એ વિષયની પૂરેપૂરી સમજણ પડશે. વાઢકાપ માટે અસલના કાળમાં કેવાં હથીઆરો વપરાતાં હતાં તેનાં ચિત્રોએ આ પુસ્તકની શોભામાં વધારો કર્યો છે.

ભાઇ જીલા પોતે પારસી હોવા છતાં આર્ય હિંદુઓની પ્રાચીન જાહોજલાલી વિષે જે દાઝ અને અભિમાન રાખે છે એનો બીજાઓએ ધડો લેવો જોઇએ.

**વંધ્યા લે. છગનલાલ નારાયણ મેથી. પ્ર. ગાંડિવ સાહિત્ય મંદિર, કેળાંપીઠ, સુરત.**
કિં ૦-૪-૦

આ એક વંધ્યા સ્ત્રીના કરૂણ જીવનની વાર્તા છે. સ્ત્રીને સંતાન વગર પોતાનો ખોળો સુનો લાગ્યા કરે છે. માતા થએલી સ્ત્રીઓ પોતાના સ્ત્રીત્વને અધુરકડું રહી ગએલું સમજે છે. ઘરમાં વહુ વાંઝણી રહે છે ત્યારથી જ વઢકણી એવી સાસુઓનુ રહડી વાગે છે. તે ન વાંકનો વાંક અને ન કજીયાનો કજીયો શોધી કાઢી વહુને પોસ પોસ આંસુએ રડાવે છે. ફળીયાની કજીયાદલાલ સ્ત્રીઓ પણ આ વખતે વહુની દયા નથી ખાતી. તેઓ ચાડી ચુગલી કરી સાસુનીજ તરફેણ કરે છે. ભલા હૃદયના સ્વામીઓ પણ પત્નીની તરફ મમતા હોવા છતાં વહુનો પક્ષ લેતા નથી, કારણ વંશના વેલાનો અભાવ બહારથી ન ખુંચવાનો દેખાવ કરવાં છતાં તેમને ખુંચ્યા કરે છે.

હિંદુ સંસારમાં આ પરિસ્થિતિનો અંત સ્ત્રીનો આપઘાત, અકાળ મૃત્યુ યા પતિના બીજા લગ્નમાં જ પરિણમે છે. વંધ્યાની વાર્તામાં એ પરિસ્થિતિનો સચોટ અને હુબહુ ઉઠાવ જોવા મળે છે. આપણી આંખ સામે બનતા પ્રસંગોમાં પણ ઘણીય વેધક અને કરૂણા વાર્તાઓનો મસાલો ભર્યા પડયો છે. રા. લેખકે એ મસાલાનો એક સુંદર વાર્તાના ઘડતર માટે ઉપયોગ કર્યો છે. આ વાર્તા વાંચતાં હિન્દ ઘરસંસારનો વાસ્તવિક ખ્યાલ આવે છે. લેખકે ઉલ્લેખ ન કર્યા છતાં પાછળથી જણાયું છે કે આ વાર્તા મૌલિક નથી.

**બાળ વિધવા**

લેખક ચંપકલાલ છગનલાલ મોદી સ્ત્રી શકિત ગ્રંથમાળા ૬૯ સ્ત્રી શકિત કાર્યાલય : કેળાંપીઠ સુરત કિંમત ૦-૨-૦

કોકિલા નામક બાળવિધવાની આ કથા છે. ઘરના બધાની લાડીલી છોકરી વિધવા થતાં અપશુકનીઆળ અને અણગમાનિતી થઇ પડે છે. તેને આખા ઘરની ઉઠવેઠ કરવા છતાં નથી પૂરતું ખાવા મળતું કે પુરતું પહેરવા. એકજ ઘરમાં બ્હેન વિધવા બને છે, તો તેના જીવનમાં મોઢું મીઠું મુકાય છે. પણ ભાઇ જો વિધુર બને તો ગત પત્નીની બળતી ચિતા પાસે જ તેને નવા લગ્નના ચાંલ્લા થાય છે. હિંદુ સંસારમાં ચાલી રહેલા આ અન્યાય સામે વાર્તારૂપે લેખકે ન્યાય માંગ્યો છે, અને એ ન્યાય એ જ હોઈ શકે છે કે વિધવાઓને પણ ફરી લગ્ન કરવાની છૂટ આપવી એવો લેખકે તોડ કાઢયો છે.

કોકિલા અને એના બાળસ્નેહી અને પુર્નલગ્નના પતિ અતુલ એ બંનેનાં પાત્રોને લેખકે સારી રીતે ખીલવ્યાં છે,

**ભાઈબ્હેન**

લે. શિવપ્રશાદ ભટ્ટ આપણી બાળગ્રંથમાળા વર્ષ ૨-૩ ચિંગસપુરા, ભરૂચ. કિં. ૦-૩-૦

નિશાળે જતાં છોકરાં છોકરીઓની રમતગમત અને કજીયાકલહો પણ ઘણીવાર બોધપ્રદ હોય છે. આ નાની પુસ્તકા વાંચી એનાં શિશુવાચકો એ બોધને ઓળખવા ને ગ્રહણ કરવા પ્રેરાશે એવી અમારી માન્યતા છે. **આપણી બાળગ્રંથમાળા** ક્રમશઃ પ્રગતિ સાધ્યે જાય છે. એ જોઇ આનંદ થાય છે. પણ આવડી નાની પુસ્તિકામાં અને તેમાંએ મોટા બીબાંનાં અક્ષરોની છપાઇમાં પણ ભૂલો રહી જાય છે એ આંખને ખુચે છે.

**વેપાર** (માસિક)

તંત્રી. શ્રી. કાન્તિ જે. મહેતા ૩૨ ગુલવાડી મુંબઇ ૪. વાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૬-૦-૦ દેશ બ્હાર ૧૨ શિલિંગ,

ગુજરાત તેના વેપાર માટે જગમશહુર છે. પરન્તુ ગુજરાતીમાં વેપાર વિષયક સાહિત્ય અતિ અલ્પ છે એ ઉણપતા દૂર કરવાના આ માસિકના પ્રયત્નો છે. તેના ૧ અને ૨ અંકમાં વેપારીને ઉપયોગી નીવડે એવા લેખો નિષ્ણાતોએ લખેલા પ્રકટ થયા છે.

ખેડૂતોની ઊન્નતિ નજર સમક્ષ રાખી રાષ્ટ્રીય હિત સમજાવતા લેખો રજુ કરવામાં આવે છે એ તેની વિશિષ્ટિતા છે. વેપારી સિવાયના ઇતર વર્ગ પણ આ માસિકના વાચનથી વેપારીની આંટીઘુંટી, હુંડિઆમણુ, રૂના સટ્ટાથી થતું નુકશાન, હુન્નર ઉદ્યોગ, વીમા, બેન્ક, મીલ વગેરે સંબંધી સારી માહીતિ મેળવી શકશે. આવાં મહત્ત્વનાં અને અતિ ઉપયોગી માસિકનાં પ્રકાશન માટે તંત્રીને અમારા હાર્દિક અભિનંદન.

**નૌકા**:–માનદ્ તંત્રી શ્રી. વી. કે. પારેખ, ન્યુરોડ, કોચીન.

કોચીનના ગુજરાતી યુવકમંડળે આ સાપ્તાહિક શરૂ કર્યું છે. દક્ષિણ હિન્દમાં છૂટાં છવાયા વસતા ગુજરાતીઓ સમક્ષ ખડા થતા ઘણા પ્રશ્નોના નિકાલ લાવવામાં આ સાપ્તાહિક ઉપયોગી નિવડશે એમ આશા રાખીશું. પહેલા જ અંકમાં કોચીન રાજના દિવાન જણાવે છે કે 'રાજમાં વસતા ગુજરાતીઓએ રાજની વેપારવૃદ્ધિ માટે મહાન સેવા કરી છે.' આ અભિપ્રાયથી સારૂં ગુજરાત મગરૂર બને છે. આ સામયિકથી ગુજરાત દક્ષિણ હિંદમાં વસવાટ કરી રહેલા ગુજરાતીઓની પ્રવૃત્તિથી વાકેફગાર થઇ શકશે. દક્ષિણ હિંદમાં વસતા ગુજરાતીઓના સંગઠન માટે ઉપયોગી નિવડો એવી શુભેચ્છા.

# શ્રદ્ધાંજલિ

## કૈલાસવાસી રાજર્ષિ ગુર્જરેશ્વર શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ.

ભારતવર્ષમાં રાજાઓનો સુમાર નથી અને વિદ્વાનો પણ ઓછા નથી. પરંતુ એકજ જણ એ બંને હોય શકે એવું જવલ્લે જ બને છે. स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते। પરંતુ સદ્‌ગત સર સયાજીરાવ તો બંને રૂપે બધે પૂજાતા હતા. આજના લોકશાસનવાદના યુગમાં એકજ વ્યક્તિમાં અને તેયે વંશપરંપરાગત ઉતરી આવી બધી સત્તા કેંદ્રિત બને તે ઘણાને રૂચતું નથી. છતાં એવી એકહથ્થુ સત્તાની મહાયે ઘણીવાર પરદુખભંજનના અને લોકહિતનાં કાર્યોને ખૂબ વેગ મળે છે. સ્વ. મહારાજાની પ્રજાની પુનર્ઘટનાની સહસ્રમુખી પ્રવૃત્તિઓ એની સાક્ષી પૂરે છે.

દેવસ્વરૂપ થયલા સર સયાજીરાવ જનમ્યા ત્યારે રાજા થવા ન હતા જનમ્યા એઓ ખાનદેશ જીલ્લાના ગામડામાં એક ખેડૂતને ઘેર જન્મ્યા હતા, ગોપાળરાવ એમનું નામ હતું. અને નામ પ્રમાણે સાચેજ એઓ ગોપાલન – ગાયો ચરાવવાનો ધંધો કરતા હતા. સંસ્કૃત શબ્દકોષમાં શબ્દનો અર્થ ભૂમિ પણ થાય છે. તેથી કહો યા પૂર્વજન્મના પુણ્યે કહો પણ એ ગોપાળરાવ એમની બાર વર્ષની ઉમ્મરે સાચા ભૂમિપાલ બન્યા,

જન્મના સંસ્કારો ગમે એવા હોય, બાળપણાના સંજોગો કઢંગા હોય છતાં અનુકૂળતા ...તાં માણસ મોટો થયા પછી પણ તાલીમ અને કેળવણીના પ્રતાપે ઉંચામાં ઉંચી પાયરીએ ...હોંચી શકે છે. બાર વર્ષ સુધી નિરક્ષર રહેલા સયાજીરાવે થોડાજ વખતમાં એવી તો સુંદર તાલીમ મેળવી હતી કે મોટા મોટા મુત્સદીઓ પણ એની બુદ્ધિના તેજ આગળ અંજાઇ જતા. દુનિયામાં ઘણી વસ્તુઓ અજાયબી ભરી હોય છે. એક ગામડીઓ અને નિરક્ષર હતો એવો બાળક મોટપણે વિશ્વધર્મ પરિષદના પ્રમુખપદે વિરાજ્યો હતો તે પણ એક અચંબો પમાડે એવી બીના નથી?

એતો એક સર્વમાન્ય કથા છે કે શ્રી. સયાજીરાવ જો રાજા ન હોત તો એક મહાન દેશનાયક અને આંતરરાષ્ટ્રીય મુત્સદી થયા હોત. નરપુંગવ વિભૂતિઓમાં હોય છે તેવા બધા ગુણો તેમનામાં વિદ્યમાન હતા. પોતાને મળેલી રાજગાદી અને સત્તા એણે પ્રજા ઘડતરના કાર્યમાં વાપરી હતી. પણ એમના આદર્શોને આચારમાં ઉતારવામાં મદદરૂપ થઇ પડેલી એ ગાદી એમના સર્વવ્યાપી વિકાસમાં અડચણરૂપ પણ થઇ હશે. દરેક રાજગાદી સાથે એના મોભા અને શોભાની મર્યાદાઓ હોય છે. તેથી એઓશ્રી આખા ભારતવર્ષની પ્રજા જોડે એક થઇ શકયા ન હતા છતાં સરદાર વલ્લભભાઇએ હમણા જ અલકાપુરીના ભાષણમાં કહ્યું છે તેમ ગુર્જરેશ્વર ગાયકવાડના જીવનમાંથી તો એકકાળે ઘણાયે નવજુવાનોએ દેશપ્રેમની પ્રેરણા પીધી છે.

એમની પ્રજા હિતની પ્રવૃત્તિઓનો પાર નથી. એક એક કરી તેને ગણાવવા બેસીએ તો ગાનાના પાના ભરાઈ જશે. દેશની પ્રજા આળસ મરડી બગાસાં ખાઇ ડગુમગુ ડગુમગુ

ચાલવા શીખી થતી હતી ત્યારે એમણે પોતાની પ્રજાને જાણે કે ઘોડદોડની ઝડપે દોડાવી હતી. હવનમાં હાડકું નાખવા જેવી અનેક મુશ્કેલીઓનો સામનો કરી એમણે મરવા પડેલી પ્રજામાં નવો પ્રાણ પૂરવા જે યજ્ઞ આદર્યો હતો તે આજદી લગી ચાલુ છે અને એની જ્યોત જ્વલંત રહેશે. આજના દેશ નાયકોનું મુલ્યાંકન એમના વાડાઓ જેવાકે સુધારકવાદ, મવાલવાદ, જહાલવાદ, સમાજવાદ, સામ્યવાદ, ગાંધીવાદથી મપાય છે. સ્વ. મહારાજાએ એવો એકે ઝભ્ભો ઓઢયો ન હતો છતાં એમના વિચારો અને માન્યતાઓ કેવી હતી તે એમના કાર્યમાંથી જડી આવે છે. એટલે એમનું મુલ્યાંકન એમનાં વ્યક્તિગત રાજા તરીકેના જીવનમાંથી નહિ પણ એમની રાજા વિક્રમના જેવી પરદુઃખભંજન પ્રવૃત્તિઓમાંથી થવું ઘટે છે.

આ માંદગીમાં એમણે ક્રૂર કાળ જોડે ભિષણ દ્વંદ્વ ખેલ્યું છે. એમાં જમદેવની જીત ન થાત તો અમારી ખાતરી છે કે એમની યશકલગીમાં એક સૌથી વધારે સુંદર અને સુગંધિત પુષ્પનો ઉમેરો થાત. એ પુષ્પને એમણે પોતાની મેળે પ્રજાને રાજકારભારમાં ભાગીદાર બનાવી હોત તે છે. પોતાના દેવસ્વરૂપ દાદાની ગાદીએ આવેલા મહારાજા શ્રી. પ્રતાપસિંહને આવકાર આપી અમે વિનંતિ કરીએ છીએ કે પ્રજાની અને સદ્‌ગત પ્રજા-પિતાની એ ઇચ્છા અમલમાં આણી. એઓશ્રી પણ એમના દાદાની પેઠે આખા હિંદના રાજાઓને બોધરૂપ થઈ પડે.

## સ્વ. બળવંતરાય પ્રમોદરાય ઠાકોર

નુતનસમાજના ઘડતરમાં ઘણી વસ્તુઓ પોતપોતાનો ફાળો આપે છે. એમાં જ્ઞાનદાનનું મહત્ત્વ વિશેષ છે. એ જ્ઞાનગંગાને અમદાવાદમાં સરકારી ખાતાની ભુલભુલામણીમાંથી મુક્ત કરી સાચા લોકકલ્યાણના પંથે દોરી જનાર એ ભગીરથોમાંથી એક તે શ્રી. બળવંતરાય પ્રમોદરાય ઠાકોર. 'બલ્લુભાઈને' ક્રુરકાળે આપણી વચ્ચેથી ઝડપી લીધા છે. આખું ગૂજરાત સ્વ.ના સદ્‌ગત આત્માને ભાવભરી શ્રદ્ધાંજલી અર્પી રહ્યું છે અને એમની પડેલી નપૂરાય એવી ખોટ માટે ઉનાં આસુ સારી રહ્યું છે.

સ્વ. બલુભાઇ માત્ર કેળવણીકારજ ન હતા. લેજમાં હતા ત્યારથી તેમનો પત્રકારીત્વ સાથે સંબંધ હતો અને મુત્યુદિન લગી 'પ્રજાબંધુ' પત્રને તેમનો લાભ મળતો રહયો હતો. વળી અમદાવાદની એવી એકે જાહેર પ્રવૃત્તિ નહિ હોય જેની સાથે સ્વ. બલુભાઇનો સંબંધ નહિ હોય. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના તેઓ કાર્ય કુશળ પ્રમુખ હતા. રાજ્યકારણમાં તેઓ જરૂર પડયે બાહોશ નેતા અગર નીડર સૈનિક થયા હતા

## સ્વ. મોતીભાઇ. ન. અમીન

જગંજાણીતી 'દાંડીકુચ' વખતે પૂ. મહાત્માજીએ ખેડા જીલ્લાની હદમાં દાખલ થતાં કહ્યું હતુ કે 'હવે હું મોતીભાઇના ચરોતરમાં પ્રવેશું છું' સાચેજ મોતીભાઇનું જીવન અને ચરોતરનું જાહેર જીવન એકમેકશું ઓતપ્રોત હતાં. ચરોતરના અનેક લોકસેવકો પણ સેવાના પ્રથમ મૂળાક્ષર એમની પાસે જ શીખ્યા છે. જાહેરમાં ન આવી પડદા પાછળથી નિષ્કામભાવે તેઓ દરેકને પ્રેરણા સલાહ અને દોરવણી દેતા.

## — જાહેર ખબર —

હમારે ત્યાં દરેક જાતનું કસ્બી, આરી તથા બાદલાની ફેન્સી ડીઝાઈનનું કામ ચાલુ જમાનાને અનુસરી કરી આપવામાં આવે છે. ભરેલાં ઝબલાં પેઈન્ટીંગ સાથે તેમજ સાડીનાં પોત પણ કિફાયત ભાવે મળશે.

એક વખત પધારી ખાત્રી કરવા અમો ભલામણ કરીએ છીએ.

દેસાઇ મગનલાલ ભીમભાઇ (પલસાણાવાલા)

ઠે૦ પારફુળીઆ, નવસારી

---

તમો —

## બેકાર છો ?

તો

શા માટે દરજીનું કામ શીખી રૂપીઓ બે રૂપીઆ રોજ કમાઈ શકતા નથી. શીખવવાનો ચાર્જ રૂપિઆ પચીસ. અને પંદર

જવાબ સાથે લખો યા મળો :—

ગણદેવા ટેલરીંગ એન્ડ કટીંગ કલાસ

મુ. પો. ગણદેવા

---

## ઈમારતી લાકડાં અને સાઇઝો

ઉત્તમ માલ

કિફાયત ભાવ

ઇમારતને બરની દરેક જાતની સાઇઝો તૈયાર મળશે.

મેંગલોરી નળિયાં તથા દરેક જાતના પત્થરો પણ મળશે.

મલબારી પાટિયાં તથા કામડીના ભારા પણ મળશે.

## દેસાઇ પરાગજી જગાભાઇ એન્ડ કું.

હે. ઓ. બંદરરોડ,
નવસારી

બ્રાંન્ચ : ઈમારતી લાકડાંના વેપારી
સ્ટે. રોડ—નવસારી

# પૂર્ણા

તંત્રી : રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક : ૨ માર્ચ : ૧૯૩૯ અંક : ૮

## એ વાંઝણી શકિત શું કામની ?

એક ખેતરને શેઢે, કેટલાક પથ્થર પડયા હતા. તેઓ એકવાર ખેતરની માટી પર છેડાઇ પડયા.

પથ્થરો કહે 'અમારી કાયા તો વજ્જરની. ભલાભલાને અમે ઠોકરો ખવડાવીએ અને ઉલટે મ્હોડે પછાડીએ. ઊડતાં પક્ષીને લમણે જઇ ચોંટીએ તો તે પણ જોતજોતાંમાં ભોંય ભેગાં થાય છે. છે તમારામાં એટલી તાકાત ? તમે ને પેલું છાણનું પોચકું બંને બરાબર. તમારા પર કોઇનો પગ પડે ન પડે કે થઇ જાવ છો ખુંદાઈને રોટલો. અમારા પર તો બારે મેઘની ઝડીઓ વરસે છતાં રહીએ છીએ જેવા હતા તેવાને તેવા. અને તમે ? તમે તો પાણીની એક જ છાલકે થઇ જાવ છો કાદવનો લોચો.'

પથ્થરભાઇનું આ ભાષણ સાંભળી ગરીબડી ગાય જેવી માટી પ્રથમ તો ડઘાઇ ગઇ પણ પછી ધીમેથી બોલી "ભલે અમે પોચાં તો પોચાં પણ તમે જાણો છો ? અમારામાંથી તો લીલાં લીલાં ઘાસ ઊગે છે. તે ચરી મૂંગાં જાનવરો દૂધ દે છે. અમારામાંથી તો મીઠાં મીઠાં અનાજ પાકે છે. તે આરોગી બુદ્ધિવાળું માણસ પણ તૃપ્તિનો ઓડકાર ખાય છે.

અને તમે તો ધરતીમાતાને પેટ પથ્થરો પાકયા છો. નાહકની ભોંયને ભારે મારો છો.

હા ! તમારામાં તાકાત તો ઘણી છે પણ એ વાંઝણી શક્તિ તમને જ મુબારક હો.'

# નવી નહેરનો સંસાર

હતી રેતી રેતી, ધગતી ધરતી, વ્યોમ ધગતો;
ચતુર્માસે યે ત્યાં કદિક જરી વર્ષાદ પડતો:
કરી લાંબી લાંબી નજર નિરખો યોજન લગી
નવાઈનીયે ના જરીય પણ લીલોતરી ઊગી.
નાનીયે વીરડી છે ના, ના છે લુપ્ત સરસ્વતી,
શુષ્કતા વિશ્વ આખાની જાણે ભેગી થઈ હતી-

ત્યાં નહેર પંથે જલની કુમારિકા
આવી: જતી સાસરવાસ બાલિકા
શરમાળ, મુગ્ધા પણ ભાવિ સૌખ્યના
સ્વપ્નાં રચંતી, ડરતી જરીય ના.

એ રણે ડુંગરા બોડા નાગા બાવા સમા હતા,
ધૂણી ધીખાવતા બેઠા તે શિખામણ આપતા.
'કાં વેરીએ વિજનપથમાં બાળ! તુંને વળાવી,
દેખાડી ઝાંઝવ મરીચિકા, ભોળવીને ભુલાવી;
સાને બાળે? હરિત હરિયાળો ત્યજ્યો પિતૃદેશ?
શીળો શીળો શીતલજલનો કાં ત્યજ્યો માતૃદેશ?
થોભી જા, થોભી જા!' સુણી ન્હેર એ ન્હાનકી [illegible]
શીકરે સ્મીત ફેલાવી નિઃશંક નિર્ભયે નદી.
'ભૂલી પડી ના, ન વળાવી વેરીએ,
જાણી કરી આવી તમારી શેરીએ;
મોટો સમારંભ કરી, સભા ભરી
વિદાય સૌ મિત્રજને મને કરી.
ભલે હવામાં અહિંયાં દવો બળે,
નસેં થઈ રેત ભલે મને ગળે;
બાળ્યે બળે ના મમ નીર-ગાત્ર
પીધે ન ખૂટે મમ નીર-પાત્ર.
સુધાર્ત છે આ રણ કૈંક કલ્પથી,
જાણું ન એ તૃપ્ત થનાર સ્વલ્પથી,
માટે ઉરે અક્ષયપાત્ર લાવી
સ્વર્ગીય કો નિર્ઝરથી ભરાવી.'

———×———×———×———

પછી તૃપ્ત થઇ રેત, શાન્ત, સિક્ત થઇ ધરા,
તૃપ્તિના ઓડકારેથી લીલેરાં થાય ખેતરાં.
પૃથ્વી પેટાળમાં કેદે શક્તિ સર્જનની હતી
સખ્ત મારી થતાં પોચી હર્ષેથી તેહ મુકતતી.
કુંવારી ભોમ ઉલ્લાસે નવો સંસાર માંડતી,
પત્રે, પુષ્પે, ફલે, ફૂલે, લચે વેલ વનસ્પતિ.
આઘે આકાશમાં ઊડી મેઘ જે નાસતો હતો
તે આ સંસાર-વાડીમાં હવે કાયમ વર્તતો.
ધુળથી, રેતથી ન્હાતા, ધીખતા સૂર્ય-ધૂણીએ
બાપા બાવા સમા પેલા ડુંગરા લેય પાણીએ
ચોળી ચોળી કરે સ્નાન, કાંતિ ત્યમ હરી અને
લીલાં પિતાંબરો પ્હેરી હર્ષે આજ તને મને.
ગંધાતા ગીધડા ગંદા પંખીમાં માત્ર તે હતા
કોયલો મોરને મેના હવે અહો કલ્લોલતાં.
ઊંટ સિવાયના બીજું હતુ અત્રે જનાવર
ગાય, કુરંગને ઘોડા હવે એહ નદી તીર.

ર.

## ભગવું હૃદય

(પ્રચ્છન્ન પૃથ્વી)

પીતાં ગરલ ઘૂંટડા જગ મુખે અમી તો ધરું,
નહીં કદી અનિષ્ટ કે અશુભ વા હું તો આદરું,
અજાતરિપુ સમો રહું, વિષમતા મુંગો જીરવું,
સુખે હૃદય આ કૂણું ભગવું છે હવે રંગવું. ... ૧
ધમાચકડીને ધમાલ ન રૂચે વિતંડા નહીં,
ન રાગ અરુ દ્વેષ પૂતળું બનું બધું સૌ સહી
દિલે હરખ પાંદડી નવ ખીલે અરુ શોકની,
ન વજ્ર સમ ઉરે કરું?—કટુ વિધિ શરો ભોંકતી?! ... ૨
ક્ષમા, સરલતા, લતા હૃદય પ્રેમની નર્તતી,
ઉદાર અરિવૃન્દને વિરલ ભાવુકે વર્તતી
વિનમ્ર ઉરભાવની વહતી નિર્ઝરિણી સમી,
પ્રભુ પ્રણયનાં ઝીલે ઝીલવતી વળી એ અમી ... ૩
-રમે હૃદય સંયમે સરલતા વિશી કેળવે,
અનાથ શું સનાથના,-પ્રભુપદે, સદા મેળવે ?! ... ૪

ઋતુનો કુસુમાકર

# કોયલ

સાહેલી બોલે કોયલ કામણગારી રે
કાળુડી તોયે કોકિલ કામણગારી રે
વસંતની એ દુલારી આમ્રકુંજમાં પધારી
છેડે મધુરી સિતારી રે સાહેલી.
મંત્રો મીઠડા ઉચ્ચારી આંખે. આંખે છિંચનારી
લાગે કોયલ ઉર પ્યારી રે ,,
પ્રેમે જાણે મૂર્તિ ધારી, મદશોર એનો ભારી
'કુહૂ' ઉપર જાઉં વારી રે ,,
શાંતિ સૂની એ વિદારી, ટહુકી દે ઉર ઠારી
વાડી, બને મનોહારી રે ,,
વિરહના જે આજારી લાગે તેને દુઃખકારી
પ્રિયને સ્મરાવનારી રે ,,
ખોભ/બહલાવનારી મૂકી ઉરે ચિનગારી
શીકરે સ્મીત ઊડી જાય નભ અટારી રે ,,
'ભૂલી પડી ના,
જાણી કરી આવી સૂની વાડી લાગે ખારી
મોટો સમારંભ કરી, ફરી ક્યારી ક્યારી રે ,,
વિદાય સૌ મિત્રજને મ.
ભલે હવામાં અહિયાં દહે કામણગારી રે
તર્સી થઈ રેત ભલે મને કામણગારી રે
બાળ્યે બળે ના મમ નીર–
પીધે ન ખૂટે મમ નીર–પાત્ર
ક્ષુધાર્ત છે આ રણ કંઈક કદ
જાણું ન એ તૃપ્ત થનાર રે
મારે ઉરે અક્ષયપાત્ર લાવી
સ્વર્ગીય કો નિર્ઝરથી ભર

પ્રપન્ન. ગો. કાજી

———×———×———

# મારી પ્રવાસ પોથીમાંથી થોડાંક પૃષ્ટ

અથવા

# સુરતથી અમરનાથ

શ્રી સેવાનંદજી

(૨)

## ગુરુકુળ કાંગડી

હરદ્વારની યાત્રાએ આવનાર શિક્ષિત વ્યકિતને માટે બે સંસ્થાઓ જોવા યોગ્ય છે. (૧) રામકૃષ્ણ મિશનનો સેવાશ્રમ, (૨) ગુરુકુળ કાંગડી. સેવાશ્રમ તો મારી ધર્મશાળાથી બહુ નજીકમાં હતાં, તેથી પ્રથમ તેની મુલાકાત લઇ આવ્યો. આ વખતે શીઆળો જતો હતો અને જાત્રાળુઓની અવરજવર નહિ જેવી હતી, તેથી સેવાશ્રમના કાર્યકર્તાઓ આરામ લેતા જણાતા હતા. બીમારોની પથારીઓ ગણત્રીની હતી અને બહારના દવા લેનારાઓ એક એક બબ્બે આવતા હતા. આવી મંદીની મોસમમાં હું ગએલો હોવાથી સેવાશ્રમની સેવાઓનો હું જેવો જોઇએ તેવો અડસટ્ટો ન કરી શકયો. ઉનાળામાં બદ્રીનારાયણની યાત્રા વખતે અને કુંભ મેળો આવે તે વરસે સેવાશ્રમ ઘણો ઉપયોગી સિદ્ધ થતો હશે.

ત્યાંથી નીકળીને મેં મારી ગાડી ગુરુકુળ કાંગડી તરફ હંકાવી. સ્વામી શ્રદ્ધાનંદજીના વખતનું પુરાણું ગુરુકુળ તો હવે રહ્યું નથી અને આજના ગુરુકુળને જોઇને તેની કલ્પના પણ કરવી દોહ્યલી છે. અસલ ગુરુકુળ—ભારત વર્ષની આદિ રાષ્ટ્રીય શિક્ષણસંસ્થા સને ૧૯૨૪ના ગંગાના પ્રલયકારી મહાપૂરમાં નષ્ટ પ્રાય થઇ ગયું જે થોડોક હિસ્સો બચવા પામ્યો છે; તેનો મારા સાંભળવા પ્રમાણે ગૌશાળા તરીકે ઉપયોગ થાય છે. વર્તમાન ગુરુકુળ ગંગાની બીજી બાજુએ પણ ગંગાના પ્રવાહથી દોઢ માઇલ દૂર, કનખલ અને જવાલાપુરની વચ્ચે થઇને વહી જતી ગંગાની એક નહેરને કિનારે વસ્યું છે અને સ્વામી શ્રદ્ધાનંદે પોષેલી આર્ય ગુરુકુળની ભવ્ય કલ્પનાથી—બાહ્ય કલેવરમાં તેમજ આત્મામાં પણ—ઘણુંજ દૂર નીકળી ગયું છે. કલકલ ધ્વનિ કરતી ગંગાને કિનારે, હિમાલયની શ્યામલ છાયાની નીચે અને હાથી, વાઘ અને ચિત્તાઓની ગર્જનાઓથી ગાજતા અરણ્યમાં, પ્રચીન તપોવનો અને આરણ્યક વિશ્વવિદ્યાલયોના આદર્શો વડે પ્રાણવાન્ બનેલું ગુરુકુળ આજે ગંગાની કૃત્રિમ નહેરને કિનારે, ગાડીઘોડા અને ભોં ભોં કરતી મોટરગાડીઓ અને ભૂંડી ભૂખ જેવી, ધૂમાડો ઓકતી આગગાડીના ઘોંઘાટથી ગાજતી સડકથી થોડે છેટે પશ્ચિમના સ્થાપત્ય શૈલિએ બાંધેલા બંગલા ઘાટનાં મકાનોમાં આવીને વસી ગયું છે.* સડક અને ગુરુકુળની સીમાની વચ્ચે આવેલાં થોડાંક શાલ વૃક્ષોમાં થઇને આગળ જતાં મારી દૃષ્ટિ આજના ગુરુકુળ ઉપર પડતાં જ મારા કલ્પેલા ગુરુકુળની સાથે તેનો એવો તીવ્ર મુકાબલો થઈ ગયો,

સિક્કાઓ, ચિત્રો વગેરેનો સંગ્રહ છે કે નહિ એવો પ્રશ્ન જ્યારે મેં લાયબ્રેરિયનને પૂછ્યો. ત્યારે જાણે તેને આ પ્રશ્નની અનાવશ્યકતા લાગી હોય અને ગુરુકુળમાં આવી ઉપાધિઓ ન જ હોઈ શકે એવું મારે વગર પૂછયે સમજી જ લેવું જોઇતું હતું એવા ભાવયુક્ત મુખમુદ્રા કરીને તેણે મને નકારાત્મક જવાબ આપ્યો. હું આગળ ચાલતો થયો.

મહાવિદ્યાલયનું છાત્રાલય અત્યારે છાત્રો વિનાનું હતું. છાત્રનિવાસના એક એક ઓરડામાં ચાર ચાર વિદ્યાર્થી રહી શકે એટલી મોકળાશ હતી. પણ તેમાં મેં લાકડાના પાટીઆંના તખ્તપોશની સાથે સાથે સ્પ્રિંગવાળા લોખંડના ખાટલા પણ દીઠા ત્યારે મને પૂછવાનું મન તો થયું કે 'બ્રહ્મચારીઓ'ને માટે આ શું કહેવાય? મહાવિદ્યાલયોના વર્ગોના ખંડ જ્યારે મેં નાના નાના દીઠા અને મારાં પ્રથમદર્શક 'એ છે હમારા વિદ્યાલય,' 'ઇધર બારવીં શ્રેણી' 'ઉધર ચૌદવી શ્રેણી' એવું મને કહેતો ગયો ત્યારે તો મારે પૂછવું જ પડયું કે તમારે ત્યાં કુલ વિદ્યાર્થી કેટલા છે? તેણે મારી ભૂલ સુધારીને કહ્યું. 'સબ મિલકર સત્તર (૭૦) બ્રહ્મચારી'! મને ઘણીવાર એક થયા કરે છે કે આર્યસમાજી સંસ્થાઓ આ 'બ્રહ્મચારી' શબ્દને માટે શા માટે આટલો બધો આગ્રહ રાખતા હશે? સારો સરળ સાર્વજનિક વપરાશમાં આવતો 'વિદ્યાર્થી' શબ્દ શો ખોટો છે? કોઈ જાણકારે મને કાનમાં કહ્યું કે જેની પાસે જે વસ્તુનો અભાવ હોય તેને તે વસ્તુ માટે આગ્રહ હોય જ કેની?

સૌથી છેલ્લી વસ્તુ જે તેણે મને બતાવી તે ગુરુકુળનું વિજ્ઞાન મંદિર હતું ત્યાંના સાજસરંજામ તથા વિજ્ઞાન શીખવવાનાં સાધનો જોઈ લેતાં મને સમજાયું કે હાલ તો સારી હાઇસ્કૂલને પણ આના કરતાં વધારે ઉંચા પ્રકારના મોંઘાં અને વિવિધ સાધનો વસાવવાં પડે છે, ત્યારે આતો કાંગડી વિશ્વવિદ્યાલય! મને થયેલી નિરાશાનો છેલ્લામાં છેલ્લો નિઃશ્વાસ મેં અહિં મૂકયો. મારા પથપ્રદર્શકની સમજ પ્રમાણે મારું ગુરુકુળનું દર્શન પૂરું થઇ ગયું. તેને તો મને ઈંટચૂનાનાં નિર્જીવ મકાનો બતાવવા આવ્યો હતો. મને એટલેથી સંતોષ થાય એવો ન હતો મારે ગુરુકુળના સ્થૂળ શરીરનાં દર્શન કરીને પાછા વળવું ન હતું.

કાર્યાલયમાં જઈને મેં એકવાર ફરીથી તે 'મહાશય'ને વિનંતિ કરી કે 'મારી અડધી જિંદગી શિક્ષણ કાર્યમાં ગઇ છે, શિક્ષણ સંસ્થાઓ સ્થાપવામાં અને તેમનો વહીવટ કરવામાં મેં સહાયતા આપી છે, અને ગુજરાત વિદ્યાપીઠની નિયામક સભાનો પણ હું થોડા વખત સુધી સભ્ય હતો. હું ગુરુકુળના ઇંટ ચૂનાનાં બનેલા મકાનો જોવા નથી આવ્યો; મકાનો જોવાં હોત તો હું કોઇ રાજાનો રાજમહેલ જોવા શાનું ન જાત? મેં તો જે જે જોયું તેની મારા મનમાં નોંધ કરી લીધી છે. અને હવે મારે તેને વિષે તમારા આચાર્યજીની સાથે ચર્ચા કરવી છે. તેટલું ન થાય ત્યાં સુધી મેં ગુરુકુળ જોયું એવું હું માનવાનો નથી અને પાછો જવાનો પણ નથી.'

'આચાર્યજી ઉપસ્થિત નથી' એવો જવાબ મને મળ્યો ત્યારે મારે ફરીથી દઢતા સહિત કહેવું પડયું કે 'આચાર્યજીની અનુપસ્થિતિમાં કોઇપણ પ્રોફેસરની પાસે મને તેડી

જવો પડશે.' ત્યારે ના છૂટકે મને ફિલોસોફીના અધ્યાપકને બંગલે પેલો કારકુન તેડી ગયો અને તેમને મારો અત્રે આવવાનો ઉદ્દેશ જણાવીને તે કારકુન ત્યાંથી ચાલ્યો ગયો.

હવે હું અને પ્રોફેસર સાહેબ એક બીજાને આંખો વડે માપતા બેઠા. તેમના વસ્ત્ર સ્વચ્છ ન કહી શકાય. ધોતીઆં ઉપર ચીકટનો ડાઘ હતો. ઓરડામાં માખીઓની હાજરી સારી હતી અને તેમના શરીર ઉપર આરામ લેવા આવી આવીને બેસતી નથી. એક ભીંત પર તાજી પાનની પીચકારીનો રેલો ઉતરતો હતો. હજી તો શીઆળો હતો. ઉન્હાળામાં શું થતુ હશે? ગુરુકુળના ઓરડાઓમાં પણ એવી જ અવસ્થા હતી આમ હોવાનાં કેટલાંક કારણોમાં પંજાબીઓની કેટલીક નહિ ઇચ્છવા જેવી ટેવો છે. દાખલા તરીકે તેમને કેરી ખાતાં આવડતી જ નથી. ખાટકી જેમ મરી ગયેલાં ઢોરનું ચામડું ઉતરડી કાઢે તેમ તેઓ પાકી કેરીની છાલ ઉતરડી કાઢે છે. અને પછી રસથી ભરેલો ગોટલો ચૂસવા મંડી જાય છે. તેમ કરતાં તેમના મોઢા ઉપરથી રસના રેલા ઉતરે છે અને ભોંય ઉપર પણ પુષ્કળ ટીપાં પડે છે. ખાધા પછી કોગળા કરવાની તો શું પણ પાણીથી હાથ ધોવાની આવશ્યકતા તેઓ નથી સ્વીકારતા. બેઉ હાથ ઘસી નાખે, ચીકણા હાથ માથે લૂછીને ધૂપેલનું કામ કાઢી લે અથવા ફેંટાના લટકતા છેડા વડે લૂછી નાખે પણ બસ, વિષયાન્તર થાય છે.

મેં પ્રોફેસર સાહેબને પૂછવાના પ્રશ્નો તૈયાર રાખ્યા હતા તેની મેં તેમના ઉપર ઝડી લગાવી દીધી અને તેમના ટેબલ ઉપરથી કાગળ પેન્સીલ ઉપાડી લઇને તેમના ઉત્તર લખવા તૈયાર થઇ ગયો.

'ગુરુકુળની સ્થાપના થયે કેટલાં વર્ષ થયાં?'

'આશરે ત્રીશ વર્ષ'

'તે દરમિયાન કુલ કેટલા સ્નાતકોને પદવી દાન દીધું?'

'આશરે અઢીસો'

"તેઓ બધા હાલ શું કરે છે, કયા કયા ધંધાઓમા જોડાઇ ગયા છે, તેમની આર્થિક સ્થિતિ કેવી છે, તેઓમાંના કેટલા સાહિત્યસેવા, સમાજસેવા અથવા દેશ સેવામાં જોડાયા છે, તેની તમારી પાસે ડિરેક્ટરી છે? જૂના અને નવા વિદ્યાર્થીઓનાં સ્નેહસંમેલન થાય છે?"

'ના'

'કુલ ફેકલટિઝ (મંદિર) કેટલી!'

'બે–આર્ટ્સ અને સાયન્સ'

'સાયન્સમાં પદાર્થ વિજ્ઞાન શીખવાય છે?

'ના'

'આપને માલુમ તો હશે કે ઉચા પ્રકારના રસાયન વિદ્યાના શિક્ષણનો પદાર્થ વિજ્ઞાનની સાથે ઘનિષ્ટ સંબંધ છે અને બેઉ એકબીજાથી અલગ કરી શકાતાં નથી.

'ના, મારો એ વિષય નથી.'

'આપનું એ અજ્ઞાન ક્ષમ્ય છે વારૂ, ઉંચા પ્રકારનું ગણિતશાસ્ત્ર શીખવાય છે?'

'ના'

"ત્યારે હું આપને કહી દઉં છું કે ઉંચા પ્રકારનું સાયન્સ, ઉંચા પ્રકારના ગણિતશાસ્ત્રની મદદ વિના શીખવી શકાતું જ નથી. મીણબત્તિ સળગાવીને ચૂનાના પાણીને ધોળું કરવાના પ્રયોગ જ કરવા હોય તો ગણિત વિના ચાલી શકે? વારૂ વિશ્વવિદ્યાલય કોઇ માસિક પત્ર ચલાવે છે?"

'ના'

'કોઈ રિસર્ચ વર્ક (સંશોધન) થાય છે?'

'ના'

'ઔદ્યોગિક અને વ્યવહારોપયોગી શિક્ષણ અપાય છે?

'હમણા થોડા વખતથી ટાઇપ રાઇટિંગ શીખવવાની શરૂઆત થઇ છે, અને આયુર્વેદ વિદ્યાલય છે, જેમાં બ્રહ્મચારીઓ વૈદું શીખે છે.'

વૈદકશાસ્ત્રના સક્રિય જ્ઞાનને માટે શી સગવડ છે? વિદ્યાલયનું હોસ્પિટલ છે? બોટનિકલગાર્ડન છે? ઔષધિનિર્માણ શાળા (ફાર્મસી) છે?

બ્રહ્મચારીઓ તથા બીજા ગુરુકુળવાસીઓ માંદા પડે તેટલા પૂરતો અનુભવ મળે. ગાર્ડન નથી ફાર્મસી છે પણ ત્રણ માઇલને છેટે છે

હવે હું સમજી શકયો કે આ સંસ્થા 'વેદીઆ'જ તૈયાર કરે છે. અહિંના સ્નાતકો કાંતો શિક્ષકો થઇ શકે અને તેપણ આવાં ગુરુકુળોમાં જ, અથવા વેદનો 'પ્રચાર' કરવા નીકળી પડે આ બે કામ સિવાય સમાજને ઉપયોગી નીવડે એવું કોઇપણ કામ કરવાની તેમને શિક્ષા જ મળતી નથી; વળી તેમના યોગ ક્ષેમનો સવાલ પણ ઊભો ને ઊભો જ રહે છે. 'હિંદુસ્તાન' ના સંપાદક શ્રી. સત્યદેવ વિદ્યાલંકાર, ડૉ. પ્રાણનાથ, પંડિત જયચંદ અને હમણા જ પારીસથી ડી લિટની પદવી લઇને આવેલા ડૉ. સત્યકેતુ એ બધાએ પોતપોતાની વિશેષ યોગ્યતા ગુરુકુળના વાડામાંથી બહાર નીકળીને સ્વપુરૂષાર્થ વડે જ કેળવી છે. સ્નાતકોને માટે કરિયર (career) જેવું કશું છે જ નહિ. આથી કરીને સ્નાતક થયા પછી પાછા સરકારી યુનિવર્સિટીઓના મેટ્રિકની પરીક્ષામા બેસીને કેટલા બધા સ્નાતકોએ ગુરુકુળના ગૌરવને ધક્કો લગાડયો છે! પણ બીજું થાય શું? જુવાન હૃદયને સ્વાભાવિક રીતે મહેચ્છાઓ હોય, સંસારમાં આગળ ધપવાના કોડ હોય, પાંચ પૈસા પેદા કરીને આરામ પૂર્વક જીવન ગાળવાની અભિલાષાઓ પણ હોય; અને ગુરુકુળની શિક્ષા તેમને આગળ વધવાના તમામ માર્ગ બંધ કરી દે છે. પત્રકારિત્વ, વ્યાપાર, કાયદો, કૃષિ એન્જીનિયરિંગ, આમાંની કોઇપણ સીડી ઉપર પગ મૂકવા સારૂ ગુરુકુળ તેમને તૈયાર કરતું નથી. ત્યારે તેઓ પાછા મેટ્રિક ન થાય તો કરે પણ શું? આચાર્ય દેવશર્મા ભલેને ઉકળે પણ એકલી ભાવના

ઉપર બધા લોકો ઝાઝો વખત જીવી શકતા નથી. જીવન માર્ગ નક્કી કરવાને માટે ભાવનાઓ ઉપરાંત આર્થિક પરિસ્થિતિઓ પણ વિશેષ ભાગ ભજવે છે. લેન્કેશાયરના મિલ મજૂરોનાં અંગ ઉપર જાપાનમાં બનેલા કાપડનાં વસ્ત્ર શાથી જોવામાં આવે છે? કારણ કે તે સસ્તાં છે

મને ૧૯૩૩ની સાલમાં સહારનપુર જિલ્લાના હરિજન સેવક સંઘના કાર્યકર્તા તરીકે મારે ગુરુકુળ કાંગડીમાં ઘણી વાર જવું આવવું થતું હતું, કારણ કે અમારા જિલ્લાના પ્રમુખ પ્રો. વિશ્વનાથ ત્યાંના એક અધ્યાપક છે. મેં દીઠું કે જે સન્ધ્યા હવનને માટે સમાજ આટલો બધો આગ્રહ રાખે છે તે સન્ધ્યા હવન અધ્યાપકોના ખાનગી નિવાસમાં મેં ન દીઠાં. હું તો જાણું જ છું ફરજીઆત કર્મકાંડ સફળ થતાં નથી. પરંતુ આર્ય સમાજ જરાક આ વિષે વિચાર કરે તો સારું. વિદ્યાર્થીઓ પણ એ એક કર્મના સંબંધમાં ઉપેક્ષા કરતા થઇ ગયા છે. થવા જ જોઇએ સ્વદેશીની બાબતમાં અધ્યાપકોનાં સ્ત્રી છોકરાં લગભગ બધાંજ અરાષ્ટ્રીય છે. પણ તેને માટે તો આર્યસમાજનું અરાષ્ટ્રીય વલણ જ દોષપાત્ર છે. દેવશર્માજીને નિમંત્રણ પત્રિકામા લખવું પડે કે વધારે નહિ તો ગુરુકુળના ઉત્સવના ત્રણ દિવસ તો સૌ ખાદી પહેરે એ થોડું શોચનીય છે? અને બ્રહ્મચર્યનું શું? પ્રોફેસરોનાં ઘરોમાં વરસે દોઢ વરસે નવાં નવાં બાળકો જન્મે અને તે 'બ્રહ્મચારીઓ' જુએ ત્યારે તેમના મનમાં શા શા વિચારો નહિ આવતા હોય?

---



રહેવા તથા જમવા માટે ઉત્તમ સ્થાન
જોશી હિંદુ લૉજ
ટે.નં.૨૩૩૯૯. ટે.એ.જોશીલૉજ
૬, ઝવેરી બજાર, મુળજી જેઠા મારકેટ સામે મુંબઈ

# " એ વર નહિ પરણે નહિ પરણે "

— શ્રી. પ્ર.

'આવો રાજુમાસી ! આવો ! આજે ઘણે દિવસે ગરીબનું ઘર પાવન કર્યું.' રાધામાધવની સ્ત્રી રાધાએ સીતારામની ધણીઆણી રાજેશ્વરીને પોતાના ઘરમાં પેસતાં દેખી આવકાર આપ્યો.

રાધાએ હાથમાંનું કામ પડતું મૂકી તાડ પત્રની પટ્ટીઓની મેલી ઘેલી એવી એક સાદડી આગળ ધરી. એ સાદડીના રૂપરંગ જોઇને કહો યા તેને એવી ટેવ પડી હોય તેથી કહો, રાજેશ્વરી તે ઉપર મ્હોં મચકોડીને બેઠી. મોટાં ઘરના સગાંઓ ગરીબ આત્મીયોને ત્યાં હરહંમેશ જતાં નથી. એટલે ગરીબ ઘરની રાધાને ન સમજાયું કે મોટા ઘરની રાજુમાસીની આગતાસ્વાગતામાં શું શું કરવું ?

'માસી બેસો, જરા ચા મૂકી લાવું ' કહી રાધા રસોડા તરફ વળી ગુજરાતી ઘરોમાં ચા જેવું સ્વાગતનું સસ્તામાં સસ્તું સાધન બીજું એકે નથી.

'ના.ના રહેવા દે. હમણાંજ મામાને ત્યાં પૂરી પકોડીનો નાસ્તો કરી આવી છું. મને એકલી ચા પીવાની ટેવ નથી.'

પોતે આવો સુંદર નાસ્તો આપી શકે એમ હતું નહિ અને કેવલ માત્ર ચા માસીના પીતાં ન હતાં એટલે રાધા પાછી વળી અને ખુલ્લી પરસાળમાંજ બેસી માસીની વાત સાંભળવા લાગી.

"મામાના ઘેરથી જતા જતાં થયું કે લાવ રાધીને મળતી જાઉં. આપણી સગાઇ કંઇ અડીને તો નથી પણ તારી માને હું એક નિશાળે ભણેલાં પણને એટલે તારાપર મને માયા છે. રોજ આવું આવું કરતી હતી પણ અવાતું ન હતું." એટલું કહેતાં તો વૃદ્ધ માસીને દમ ભરાયો.

'એતો એમજ હોય. તમારો મોટા ઘરનો કારભાર એટલે નવરાસ ક્યાંથી મળે ?' એ સાંભળીને માસી ખુશ થશે એવા આશયથીજ રાધા આવું બોલતી હતી પણ તેનો ગૂઢાર્થ મોટાઇમા આંધળી બનેલી માસી સમજી ન શકી.

"બરાબર કહ્યું રાધી. વળી હમણાતો ઉમા પણ સાસરે ગઇ છે એટલે એકલે હાથેજ બધું પંપાળવું પડે છે. અને નોકરચાકર પણ હવે તો એવા આપાં હાડકાનાં થઇ ગયાં છે કે આપણે જરાક આઘાં પાછાં થયાં કે કામ મૂકી વાતોના ગપાટે ચ્હડે છે."

"ઉમાબ્હેન તો તેની નણંદના લગ્નમાં ગયાં હશે."

"હા, એમજ. પણ જોને લગ્નની વાત નીકળી છે તો પૂછી લઉં કે તારી હેમલીને ક્યારે પરણાવવી છે ?"

'કાક ચોક પડે તો તરતજ' ગધાએ ધીમેથી જવાબ આપ્યો ગજુ માસીએ આ વાત છેડી તે તેને ગમ્યુ ન જણાયું. પણ ગજુ મામી તો એજ માટે આવ્યા હતા. મળવા આવી છુ એતો બતાવવાનુ બ્હાનુંજ હતુ.

'ગધી!' મામીઆનો સ્વર ઊંચો હતો "કહું છું કે તુંજ ચોક પડવા દેતી નથી. ગધા માધવ બિચારો આકાશ પાતાળ એક કરી કઇ કેટલાને ભાઠગાપા કરી એકાદ માગુ ઊભુ કરેછે કે તુંજ આડી ફાટે છે ખરી વાત ?" જુવાનીમા ઊલટ સુલટ સવાલ પૂછતા વકીલની પેઠે ગજેશ્વરી જવાબની વાટ જોઇ રહી. "જોયને મામી! તમારા જમાઇ ઘનતો ઘણાય શોધી લાવે છે પણ ક્યા મારી ઊમિયા ને ક્યા..." ગધા આગળ કઇ બોલે તે પહેલા અધવચમાજ ગજેશ્વરીબા તડૂકી ઊઠી "પણુ ને બણ જવાદે વગર માબાપની છોકરીને કોઇ પરણવા કબૂલ થાય છે એજ ભગવાનનો પાડ માન બાકી વરને ઘર એશ મનમાનતા જોઇતા હોય તો કુલીન કુટુંબમા જન્મવું જોઇએ. એ પાચ હજારની કોથળી છુટી મૂકવા હાથમા હોવી જોઇએ. છે એટલી ગતિ ?" જાણે કે સામાવળિયાને મ્હાત કરી વિજયના ગર્વમા ફુલાતા હોય તેમ ગજેશ્વરી જોરથી શ્વાસ લેવા લાગી.

"મામી! અમારા જેવા ગરીબને ખાવાના જ સાંસા પડે છે તો વળી વાંકડો ક્યાથી કાઢીએ. અમારે તો કન્યાને કંકુ આપીને જ વળાવવી પડશે"

'તો પછી જે મળે તે સોનાનુ ગણી લે. સાત નરસમાની વરણાગીમા જોતી નથી તારી ઊમલી મોટી બેરી જેવડી થઇ ગઇ છે. બેટા! મોટીઓટી કન્યા કુંવારી રહવાથી મૂઆ શાપ આપે છે. માટે એ પાપમાથી જલદી છૂટી જા'

"મામી જે કન્યાને પરણી કરી ઘર માંડવાના કોડ હોય તે કુંવારી રહે તો જરૂર શાપ આપે પણ મારી ઊમાને તો પરણવાની પડી નથી"

'એ નાદાન શુ સમજે? તેંજ એને લાડ ચડાવી ચડાવી માથે ચઢાવી મૂકી છે? ગધી! ડોસો કુંવારો મર્યો સાંભળ્યો છે પણ ડોશી કુંવારી મરી સાંભળી નથી માટે તુ એ નાદાનની વાતમા હાજી હા કરી વાતને નિમંત્રણ ન આપ."

'પણ મામી! હું ક્યા એને પરણાવવાની ના કહું છું છતા કાગડાની કોટે રતન બાંધતા મારો જીવ નથી ચાલતો.' ગધાએ ગળગળા થઇ સાડીના પાલવે આંસુ લૂછ્યા.

'ગધી! રડ ના. જીવ કઠણ રાખ'

'મામી! ભગવાને જન્મ આપ્યો તો પૈસાદારને ત્યા અથવા તો કોઇ કુલિનને ઘેર આપવો હતો કે રોજ ઊઠી જીવ તો ન બાળવો પડત'

'ગધી! જીવ બાળ્યે કંઇ વળવાનુ છે? નાતિના રિવાજ તુ વલોપાત કરે તેથી બદલાવાના છે? એતો જેમ ચાલ્યુ આવ્યુ છે તેમ ચરેડનુ ગાડુ ચરેડમા જ ચાલશે. વળી એ ઊમલી માટે તુ શુ કામ શોષાઇ મરે છે? તારે ને એને શું? ગમે તેમ તોયે એ તો તારી ભાગીયેણની છોકરી અને ભાગીયેણ ને શોક બને બરાબર'

'આ તમારે પગે પડું છું. એ મુઆ છત્રનું ભૂંડું ના બોલો. એ તો મારી સગી બ્હેન હતી. એ મોટી બ્હેનની છત્રછાયામાં જ તો હું ઘરસંસારનો કારભાર શીખી છું. એમના ચાર હાથ ના હોત તો તમારા ઝાંઝી જમાઈએ મને કે દહાડાની મારી મારી મસાણે મોકલી દીધી હોત વળી મરતી વખતે મોટી બ્હેન ઉમાને મારા ખોળામાં બેસાડી કહી ગઈ છે 'બ્હેન આજથી ઉમલીને તારી પેટની દીકરી ગણજે.' એટલે હવે દેખતી આંખે એ દીકરીને કુવામાં કેમ પડવા દઉં ?'

'તો પછી મા દીકરી ગળે વળગી બેઠાં બેઠાં રોયા કરો. રાધી ! આ ઘરડી માસીના બોલ એક દિવસ તને યાદ આવશે. માથે ચ્હડાવી મૂકેલી ઉમલી એક દિવસ તને તારા ધણીને અને આપણી નાતને લાત મારી કોઈ પરાઈ નાતમાં ચાલી જશે અને બધાને મ્હોંડે મેશ ચોપડાવશે. સમજી ?'

———— x ———— x ————

'કાકી કેમ રૂઓ છો ?' બ્હેનપણીઓને ત્યાં ફરવા ગએલી ઉમાએ ઘેરે આવી રાધાને રડતી જોઈ પૂછ્યું.

ઉમાને તેણે જવાબ ન આપ્યો ઉલટાં તે વધારે વધારે જોરથી ડુસકાં ખાવાં લાગી. ઉમાએ કાકીને ઘણીવાર રડતી દીઠી હતી. એક તો તેના કાકાનો સ્વભાવ ક્રોધી હતો તેથી ઘણીવાર એને ચોક્સું રતન ચખાડતા. બીજું તેઓ ગરીબ હતાં તેથી આડોશીપાડોશી ઘણીવાર મ્હેણાં ટોણાં મારતાં. વળી પોતે મોટી થઈ હતી છતાં ઠેકાણે પડી ન હતી તેથી સગાંવ્હાલાં પણ તેને ન કહેવાના બોલ કહી જતા. એટલે કાકીને રોતી જોઈ ઉમાને નવાઈ તો ન લાગી પણ તેને સમવેદનાની લાગણી તો જરૂર થઈ, તે ગળગળી થઈ, પાસે બેસી કાકીનાં આસું લૂછતી લૂછતી બોલી 'કાકી આજેય કાકાએ મારી છે કે શું ?'

'ના બ્હેન ! તારા કાકા મારી મારી મારા કટકા કરે તોય ના રોવું.'

'તો પછી ''' ?' ઉમા કુતુહલભરી કરુણ નજરે જોવા લાગી.

'મને તો બેટા ! તારા દુખનું રોવું આવે છે.'

'મારું દુખ તો જન્મી ત્યારથી રોજનું જ છે. તો પછી આજે જ રોવાનું ખરું કારણ ?'

ઉમાની મા તેના મામાને ત્યાં મરી ગઈ હતી. મરતી વેળા તેણે રાધાને બોલાવી હતી ને તેને પોતાની દીકરી સોંપી હતી રાધા ભત્રીજીને ઘેર લાવી તે રાધામાધવને રુચ્યું ન હતું. કારણ તેની સ્થિતિ સારી ન હતી. માત્ર જો ઉમાનું ભરણપોષણ જ કરવાનું હોત તો લોકલાજને ખાતર રાધામાધવ કંઈ ન બોલત. પણ ઉમાને પરણાવવી પડશે અને તે માટે એમની નાતમાં તેને હજારોના પગની ધૂળ માથે ચ્હડાવવી પડશે એ વિચારે જ તે કમકમી ઊઠ્યા હતા.

'પણ તારા કાકાએ જે કર્યું છે તે ઉપર હવે થોડુંજ ઉપરવટ થવાશે હવે તો કડવો ઘુંટડો ગળા સુધી ગયો છે તો ભાવે કે ન ભાવે તોય ગળવોજ પડશે' ઉમા માટે ઓછી ઓછી થઇ જતી રાધા ગમે તેવી તોયે આજ્ઞાંકિત પત્ની હતી. તેથી તેણે પતિની તરફેણમાં વકીલાત કરી.

'કાકી તે દહાડે પડોશમાં લગ્નના માંડવામાં એક ગીત ગવાતું હતું તે યાદ છે?' ઉમાએ ગંભીર થઇ પૂછ્યું.

'કયું ગીત?' કાકીના સ્વરમાં ઉત્સુકતા હતી.

પેલું જ તો. 'એ વર ઉમિયા નહિ પરણે નહિ પરણે.'

'ગાંડી! એ તો પાર્વતી ઉમિયાની વાત હતી. એ તો દેવલોક. એની વાતે મર્ત્યલોકના માનવીથી ના ચલાય.'

'ના શું કામ ચલાય? તમે બેઠાં બેઠાં જોયા કરજો ને હું કેવો તાલ કરું છું તે.' ઉમાની આંખમાં કોઇક અપૂર્વ નિશ્ચયનું તેજ ઝળહળી ઊઠ્યું. કાકી તેથી અંગતઇ બાધીની જેમ તાકી રહી.



ઉમા ગામના યુવક મંડળમાં ઘણાને ઓળખતી હતી. તેમના આમંત્રણથી તે બેચાર વાર એ મંડળ હેઠળ ભરાતી સભાઓમાં ગઇ હતી. ત્યાં સંસાર સુધારા વિષે પ્રેરક પ્રવચનો થતાં હતાં. એ પ્રવચનો પછી નિર્દય રૂઢિઓના બંધન તોડી બુદ્ધિ કહે તે પ્રમાણે વર્તવાને યુવાનોને આહ્વાન કરતા ઠરાવો પણ થતા હતા. ઉમાએ આશા રાખી હતી કે જ્યારે ભાઇબાપા કરી પગે પડવા છતાં કાકા હઠ નહિ છોડે ત્યારે આ મંડળ તેની વ્હારે ચ્હડશે. હમણાં તે એ મંડળમાં પોતાની દુઃખદ અવસ્થાનું નિવેદન અને મદદની અરજી પેશ કરીને જ પાછી ફરતી હતી.

કન્યાશાળા બંધ થતાં દુર્લભજી માસ્તર પણ એજ વખતે શેખચલ્લીની પેઠે નવા સંસારનાં સ્વપ્ના રચતા રચતા પાધર પરથી ઘરે જતા હતા. એમને ત્રીજી વખતના વિધુર થયાને પાંચ છ વરસ થઇ ગયાં હતાં. છતાં તે હજુ અપુત્ર રહ્યા હોઇ ચોથી વારની પત્ની આવશે તે ખોટ પૂરશે એવી આશાએ વરઘોડે ચ્હડવાની હોંશ રાખતા હતા. હા! તેની પ્રથમ વારની પત્નીએ પુત્ર આપ્યો હતો અને બીજી વારની સ્ત્રીએ પુત્રી આપી હતી. બંનેને તેણે પરણાવ્યાં હતાં પણ પુત્ર અને જમાઇ બંને સપ કરી અકાળે અવસાન પામી તેને નિર્વંશ રાખી ગયા હતા. ઘરમાં વિધવા દીકરી અને દીકરાની વિધવા વહૂ હતાં એટલે ઘરકામનો બોજો તો તેઓએ ઉપાડી લીધો હતો. પણ પાછળ પુત્ર, પૌત્ર કે દોહિતર કોઇ ન હોવાથી પોતાને અને પોતાના પિતૃઓને પિંડદાન અને તર્પણ કોણ કરશે એ ચિંતા દુર્લભજી માસ્તરને નિરાંતે ઉંઘવા દેતી નહિ લગનગાળો આવતો કે વિધવા વહૂ દીકરી ઓરડામાં બેસી આંસુઓ પાડતી છતાં માસ્તર ગામેગામ લગ્ન મહાલવા જતા. કારણ

નાતમાં હરફર કરી લોકોની નજરમાં રહેવાય તો એકાદ દિવસ તેનુંય ભાગ્ય ઊઘડી જાય એવી તેને લાલસા હતી.

ઉમા અનાથ હતી. તેના વડીલો વાંકડો આપી શકે એમ ન હતાં એટલે એ શિકાર જરૂર હાથમાં આવશે એમ માસ્તર માનતા હતા. જ્યાંસુધી તે કન્યાશાળામાં હતી ત્યાંસુધી તો તેનાથી નિર્લજ થઇ એના માટે માગણી ન હતી થઇ શકી પણ જેવી તેને ત્યાંથી ઉઠાડી લેવામાં આવી કે બીજે જ દિવસથી તેણે નાતના પંચાતિયાઓ મારફતે પૂછપરછ શરૂ કરી હતી.

ઉમા અને માસ્તરનો પાધર પર ભેટો થઇ ગયો. માસ્તરને જોતાં જ ઉમાએ દાંત કચકચાવ્યા. ઉમા કન્યાશાળામાં હતી ત્યારે માસ્તરને ત્યાં ઘણીવાર જતી. માસ્તરની દીકરી જોડે તેને બ્હેનપણાં પણ હતાં. એટલે તેને માસ્તર જોડે છૂટથી બોલવા ચાલવાનો મ્હાવરો હતો. તેથી આજે અચાનક માસ્તર મળી જતાં તેણે વિના સંકોચે પોતાનો ઉરનો ધુંધવાઇ રહેલો રોષ તેના પર ઠાલવ્યો.

'માસ્તર !'

'કોણ ! કોણ !' શેખચલ્લીના તરંગોમાં વિક્ષેપ પડતાં સફાળા જાગ્યા હોઇની તેમ હાવરા ફાવરા માસ્તર બોલી ઊઠ્યા.

'કેમ મને નથી ઓળખતા ? એકજ વરસમાં ભૂલી ગયા ?'

ઉમાનો અવાજ કડક હતો. પણ માસ્તર તો નરમ જ રહ્યા.

'તારે તને તે ભૂલું ?' ઉમા તો તેના હૈયે જડાઇ ગઇ હતી હતી. તે ક્યાંથી વિસરે ? 'તું...તું...'

'નામ યાદ નથી આવતું ?'

'પણ જોને હવે મારાથી તારૂં નામ ન લેવાય.'

'કેમ, જીભે કાંટા પડે છે ?'

'ના તેમ નહિ પણ...'

'પણ શું ?' ઉમા તેની પાસે મગનું નામ પડાવવા માગતી હતી.'

'તારા કાકાને જ પૂછી જોજેને.'

હવે ઉમા છુરકતી હોય તેમ બગડી ઊઠી.

'જુઓ દુર્લભજી માસ્તર...'

'હં ! હં ! ગાંડી તારાથી પણ મારૂં નામ ન લેવાય.'

'માસ્તર ! એ માથાફોડ જવા દો અને પૂછું છું તેનો જવાબ આપો.'

માસ્તર અવાચક જેવા એનાં પ્રશ્નબાણ ઝીલવાની વાટ જોઇ રહ્યા.

થયો. પછી મંત્રીએ સ્વયંસેવકો માટે નામો નોંધાવવા યાદીનો કાગળ કાઢ્યો એ કાગળ સભાના એક માથેથી બીજે માથે પહોંચી પાછો મંત્રીજી પાસે આવ્યો ત્યારે પણ પહેલાં હતો તેવો કોરો જ રહ્યો. તે આભા થઇ ગયા. 'આમ કેમ ? કોઇએ પણ નામ નથી લખ્યું ?' તેણે વિનાયક તરફ અર્થપૂર્ણ નજરે જોયું.

તેણે રેશમી રૂમાલે કપાળ પરનો પરસેવો લૂછતાં લૂછતાં કહ્યું.

'જો કે મારે સિદ્ધાંતનો વાંધો નથી. આવાં સક્રિય પગલાં લેવાવાં જ જોઇએ એ હું પણ માનું છું. પણ આવા સત્યાગ્રહમાં ભાગ લઉં તો કાકા મને લાત મારી ઘર બહાર કાઢી મૂકે એટલે મારાથી કોલેજમાં ન જવાય તેથી મેં સહી નથી કરી.'

પછી આવ્યો ઠાકોરલાલનો વારો. તેમણે પણ એવો જ ખુલાશો આપ્યો. 'ધરમના કામમાં ઢીલ શી ? એનો આજે જ અમલ થવો જોઇએ. જો કે મારે ના છૂટકે એનાથી આઘે રહેવું પડશે. દુર્લભજીના કુટુંબમાં મારી સાસરી છે એટલે એ મારા વડીલ થાય છે. કહો વડીલ આગળ મારાથી અડબંગની જેમ ત્રાગુ કરવા જવાય ?' પોતાની નિર્બ-તાનો બચાવ કરવા જતાં અજાણતાં તેનાથી પોતે જેને ધરમનું કામ કહ્યું હતું તેને જ 'અડબંગનું ત્રાગુ' જેવું નામ અપાઇ ગયું..

એક પછી એક બધાએ પોતાની મુશ્કેલીઓ વર્ણવી. સરવાળે સ્વયંસેવકની યાદીમાં એકે નામ ન નોંધાયું. વાણીશૂરા વીરો મારીપગા મ્હારથી નીવડ્યા. એ કફોડી ગુંચવણનો પ્રમુખ મહાશયે ઉકેલ સૂચવ્યો

''મંત્રીજી તમારે ને ઉમાને ઓળખાણ છે તો તમે તેમની પાસે જજો અને મંડળના સહાનુભૂતિના ઠરાવો સુપ્રત કરજો અને કહેજો તમારી જેવી રણચંડીઓ બળવો કરશે ત્યારે જ સમાજ ઠેકાણે આવશે. અમો તમને સૂચવીએ છીએ કે તમારે આમરણ ઉપવાસની યા કુવાવાવ પૂરવાની ધમકી આપવી. એટલે તમારા કાકાની સાન ઠેકાણે આવી જશે.'

શો સુંદર ઉકેલ ? ઉમાની નાતના યુવક મંડળના પ્રમુખના ફળદ્રુપ ભેજામાંજ એ જન્મી શકે.

( અપૂર્ણ )

# અરણ્ય દેવતા[1]

શ્રી. રવીન્દ્રનાથ ઠાકુર

સર્જનના આદિકાળે પૃથ્વી હતી પત્થરના જેવી વાંઝણી. ત્યારે જીવો પ્રતિની તેની કરુણાનું કોઈ પણ ચિહ્ન પ્રગટ થયું ન હતું, ચારે દિશામાં અગ્નિ રેલાતો હતો અને પૃથ્વી ધરતીકંપથી ધ્રૂજતી હતી.

એવે વખતે એકાદ શુભ મુહૂર્તે વન લક્ષ્મીએ પોતાની દૂતિઓને પૃથ્વીના આંગણામાં મોકલી આપી. તેનો પર્ણપુષ્પનો પાલવ ચારે કોર પથરાઇ ગયો ને ઉઘાડી ભૂમિની નગ્નતામાંથી રક્ષા થઇ. ત્યારે હજુ જીવનો જન્મ થયો નહતો; પણ તેમનું આતિથ્ય કરવા તરૂલતાઓ એક પછી એક હાજર થતી હતી. અને નવા જીવની ખાતર અગાઉ કરવા તયારી કરતી હતી. તેમની ક્ષુધા માટે એમણે અન્ન આપ્યું અને રહેઠાણ માટે આપી છાયા. પણ સૌનું એ બધાથી મોટું દાન તો હતું અગ્નિનું. અરણ્યોએ સૂર્યતેજમાંથી અગ્નિને ઝીલી માણસના ઉપયોગ માટે અર્પણ કર્યો. આજે પણ સંસ્કૃતિ એજ અગ્નિના આધારે આગળ વધી રહી છે.

પણ માણસનું ચરિત્ર છે અમાપ. તે અરણ્યોમાં વસ્યો તેટલા દિવસ તેની તેમની જોડેની લેવડદેવડ પરિપૂર્ણ હતી. પણ તે નગરવાસી થયો એટલે તેની જંગલો તરફની મમતા મરી ગઇ. જે તરૂલતા તેની પ્રથમ ભાઇબંધ હતી જેણે તેને પ્રથમ દૈવી આતિથ્ય પીરસ્યું હતું તેના પર જ તેણે નિર્દયતાથી અને વગર વિચારે ઇંટ, લાકડાંનાં મકાનો બાંધવા પ્રથમ હલ્લો કર્યો. જે શ્યામલી વનલક્ષ્મી તેને માટે આશિર્વાદ લાવી હતી તેની અવગના કરીને માણસે સર્વમુખી દુઃખોનો ફેલાવો કર્યો છે.

ઝાડો ઓછાં થઇ જવાથી આજે ભારતવર્ષના ઉત્તર ભાગમાં ગ્રિષ્મનો ઉત્પાત અસહ્ય થયો છે. જોકે પુરાણોના વાંચનારા બધાય જાણે છે કે એક કાળે આજ પ્રદેશ ઋષિઓ જેમાં વસતા હતા તેવા મહારણ્યોથી ભરપૂર હતો. એ ભાગ એકવાર છાયાશીતલ અને સુરમ્ય એવું જનસ્થાન હતું. માણસે લોભિયા થઇને પ્રકૃતિનું દાન સ્વીકાર્યું છે. પણ તેના સરળ દાનથી તેનું પેટ નથી ભરાયું અને એથી એણે અરણ્યોને નામશેષ કર્યાં છે.

એના ફળરૂપે આજે મરૂભૂમિને ફરીથી રીઝવવાનો ઉદ્યોગ કરવો પડે છે. ભૂમિના ધીમે ધીમે થયેલા ક્ષયથી આ બોલપુર[2]ના ખાયાઓમાં તેનું હાડપિંજર પ્રગટ થયું છે. તેનો વિનાશ આગળ વધી રહ્યો છે. એક કાળે આ અવદશા ન હતી. અહીં હતું અરણ્ય. તેણે ધ્વંસના હાથમાંથી પૃથ્વીને બચાવી હતી. તેનાં ફળમૂળ ખાઇને માણસો બચ્યાં હતાં. એ

1 શાંતિનિકેતના શ્રીનિકેતનમાં ગયા ચોમાસામાં હલકર્પણ અને વૃક્ષારોપણના ઉત્સવ પ્રસંગે આપેલા પ્રવચનનું ગુજરાતી. મૂળ પ્રવાસી [કાર્તિક ૧૩૪૫]માં.

2 શાંતિનિકેતન જવાના સ્ટેશનનું નામ.

અરણ્યનો નાશ થવાથી હવે આપત્તિ સામે આવી ઊભી છે. એમાંથી ઊગરવાને એ વરદાત્રી વનલક્ષ્મીનું ફરીથી આપણે આવ્હાવાન કરવું પડશે. 'ફરીથી તમે આ ભૂમિનું રક્ષણ કરો, ફળો આપો, છાયા આપો.'

આ સમસ્યા માત્ર અહીં જ નથી. માણસના સર્વભક્ષી લોભના હાથમાંથી અરણ્ય-સંપદને બચાવવાનો કોયડો બધે જ ખડો થયો છે. અમેરિકામાં મોટાં મોટાં જંગલો કાપી નાખવામાં આવ્યાં છે. પરિણામે ત્યાં હવે રેતીના વરોળની આંધિ ચ્હડે છે. તે કૃષિક્ષેત્રોનો નાશ કરે છે, ઊભા પાકને ઢાંકી દે છે. ઇશ્વરે તો જીવને સરજી તેના જીવન માટે ચારે દિશામાં વ્યવસ્થા કરી હતી પણ ત્યાં માણસે પોતાના લોભથી મરણની સામગ્રી ઊભી કરી છે. આજે મનુષ્યસમાજના સર્વ ઉત્પાતોનું કારણ વિધાતાના અભિપ્રાયનું ઉલ્લંઘન છે. લોભી માણસે અરણ્યોનો નાશ કરીને પોતાના નાશને નોતરું આપ્યું છે. જે ઝાડપાલો પવનને શુદ્ધ કરતો હતો, જેનાં પાદડાં નીચે ખરી ભોંયને ફળદ્રુપતા આપતાં હતાં તેને જ તેણે નિર્મૂળ કર્યાં છે. વિધાતાની કલ્યાણમય ભેટનો સ્વહિત ભૂલેલા માણસે નાશ કર્યો છે.

આજે એ માટે પ્રાયશ્ચિત્ત કરવાનો વખત આવ્યો છે. આપણી જે થોડી ઘણી સામાન્ય શક્તિ છે તેના જોરે આપણી આસપાસ માનવને કલ્યાણકારી વનદેવતાની વેદી રચીશું, એવી આપણે ટેક લીધી છે. તેથી આજના ઉત્સવનાં બે અંગ છે. પ્રથમ છે હલકર્ષણ, અન્ન અને અનાજ માટે. એની આપણને જરૂર છે. આ હલકર્ષણ છે આપણા પોતાના પ્રતિના કર્તવ્યના પાલન માટે પણ એથી વસુંધારામાં જે ઘા પડે છે તેના નિવારણ માટે બદલામાં આપણે કંઇક આપવું જોઇએ. અને તેથી ધરતીમાતા પ્રતિના કર્તવ્ય પાલન માટે, તેને પડતા ઘાવની વેદના નિવારવા માટે આપણે વૃક્ષારોપણનો ઉત્સવ રાખ્યો છે.

આ અનુષ્ઠાનના ફલે ચારે દિશામાં તરુઓના વિસ્તીર્ણ હો. ફલે (મૂળે) અને શબ્બે (શબ્પે) આ મુલક શોભિત અને આનંદિત હો એવી આશા રાખું છું.

---

# ગ્રામ પુનર્ઘટનાનો એક પ્રયોગ

(મૂળ લેખક : હરિહરનિવાસ દુબે)

અનુવાદક : શ્રી. ર. હ.

ગ્રામ પુનર્ઘટના કાર્ય ઉત્સાહથી થતું હોય એવાં સ્થાનોમાં ગ્વાલિયરને પણ ગણાવી શકાય. ત્યાંના હાલના મહારાજાએ ગ્રામ સંગઠન કાર્ય માટે એક કરોડ રૂપિયાનું મોટું દાન કરી પોતાની રાજકાર્કિર્દિ શરૂ કરી છે એટલું જ નહિ પણ ધનિકોના વાડી બંગલા કરતાં ગામડાંઓને મહત્વનું સ્થાન આપવાનું તેમણે વચન આપ્યું છે. ગ્વાલિયરના જાહેર સેવકોએ પણ રાજ્યની પોહરી જાગીરમાં આવેલી આદર્શ સેવા સંઘ નામની સંસ્થા મારફતે છેક ૧૯૨૧ થી ગ્રામ પુનર્ઘટનાનું કાર્ય શરૂ કર્યું છે. આ સંસ્થા પંડિત ગોપાળ કૃષ્ણજી પુરાણીકની દોરવણી નીચે એકધારું અને નિઃસ્વાર્થી કાર્ય કરી રહી છે. હાલના મહારાજા ગાદીએ આવ્યા ત્યારથી સંઘે પોતાની પ્રવૃત્તિ રાજ્યના બીજા ભાગોમાં પણ ફેલાવી. અને છેલ્લે ૧૯૩૮ ના નવેંબરની ૬ઠ્ઠી તારીખે સર મનુભાઈ મહેતાના પ્રમુખપણા નીચે ઉજવાએલા રાયરૂ ગ્રામ પુનર્ઘટના કેન્દ્રના વાર્ષિક ઉત્સવ પ્રસંગે રાજા-પ્રજા બંને પક્ષના કાર્યનું સુખદ જોડાણ થયું. આ જોડાણ ગ્વાલિયરના ગ્રામ પુનર્ઘટનાના કાર્ય માટેના ઉજ્જ્વળ ભવિષ્યની આગાહી કરે છે.

ગર્દ જિલ્લામાં રાયરૂ ગામને કાર્ય શરૂ કરવા માટે સંઘે પસંદ કર્યું પણ મોટા ભાગના લોકોએ આ પસંદગી વિષે શંકા કરી. એ ગામની ધૂળ સાફ કરી એને સ્વચ્છ અને સુઘડ કરતાં કંઈ નહિ તો બે વર્ષ જશે એવી ગ્રામ પુનર્ઘટનાના સહકારી ખાતાંના એક અમલદારે ટીકા કરી હતી પણ સંઘને તો ત્યાંના જમીનદાર અને શાહુકારોએ ગ્રામ પુનર્ઘટનાના કાર્યમાં બતાવેલો નિઃસ્વાર્થી રસ અને ઉત્સાહ એ જ તે સ્થાનની પસંદગી કરવાને માટેનું આશાનું કિરણ હતું. સંઘનું નામ અને તેના કાર્યથી ગામના લોકો પર ભારે છાપ પડી હતી એટલે તેમના તરફથી પોતાનું બનતું બધું કરવાનું વચન મળી ગયું.

રાયરૂ ગામ જી. આઈ. પી. રેલ્વે લાઈન અને આગ્રા, મુંબઈ રસ્તા વચ્ચે ગ્વાલિયરથી ૮ માઈલ દૂર આવેલું છે. જો કે ગામના નામ ઉપરથી એક રેલ્વે સ્ટેશનનું નામ પાડવામાં આવ્યું છે છતાં એ સ્ટેશન ગામથી એક માઈલ દૂર છે અને ત્યાં જવાને સારો રસ્તો નથી. લોકોના રહેવાના ઘર એક ટેકરી ઉપર સપાટ જમીન પર બાંધવામાં આવ્યાં છે અને ગામથી એક તરફ જી. આઈ. પી. રેલ્વેની ગાડીઓ અને બીજી તરફ પાકા રસ્તા પરથી પસાર થતી મોટર અને બીજાં વાહનો નજરે પડે છે. પણ આવાં પ્રગતિકારક દૃશ્ય છતાં છેલ્લાં કેટલાંયે વર્ષો થયાં ગામનું પોતાનું સામાજિક જીવન તદન રેઢિયાળ જ રહ્યું છે.

આદર્શ સેવા સંઘે સ્થાનિક કાર્યકરો તથા બીજા વગદાર માણસો સાથે અનેક સભાઓ અને મસલતો ગોઠવી છે. ૧૯૩૭ ના સપ્ટેંબર માસમાં ૮ સભ્યોની એક 'ગ્રામ

સુધારક સભા'ની સ્થાપના કરવામાં આવી. ગામના ઘરડા પટેલ શ્રી. અયોધ્યાપ્રસાદને પ્રથમ પ્રમુખ બનાવ્યા પણ પાછળથી એ જવાબદારી જુવાન પંડિત ભવાનીશંકરને માથે નાંખવામાં આવી. ઠાકુર બળવંતસીંગ મંત્રી કરીકે ચૂંટાયા અને ઠાકુર તેજસીંગને એક સ્વયંસેવક દળ ઉભું કરવા માટે નીમ્યા.

સભાની પહેલી જ બેઠકમાં નીચેના નવ આદર્શો રજુ કરવામાં આવ્યા. એ આદર્શોએ પહોંચવા માટે સભના સભ્યો અને ગામ લોકોએ નિશ્ચયપૂર્વક પ્રયત્નો કર્યો.

૧ આગ્રા—મુંબઇ રસ્તાથી ગામ સુધી પહોળો મોટર જાય એવો રસ્તો બનાવવો.

૨ ગામના લોકોની સરાસરી આવકમાં કંઇ નહિ તો ઓછામાં ઓછા માસિક રૂ. ૫નો વધારો કરવો.

૩ ગામના લોકોમાંથી નિરક્ષરતાનો સદંતર નાશ કરવો.

૪ ૭૫ ટકા લોકોને દેવામાંથી મૂકત કરવા.

૫ ગામને દેવળના જેટલું સ્વચ્છ બનાવવું.

૬ ગ્રામ પંચાયતને અસરકારક સંસ્થા બનાવવી અને તેની મારફતે ગામના બધા જ ઝઘડાની પતાવટ કરવી,

૭ ઢોરની સ્થિતિમાં સુધારો કરવો.

૮ ગામના લોકોના શરીરને સુદૃઢ બનાવવાં.

ઉપરના આદર્શોને અમલમાં મૂકવા માટે ગ્રામ સુધારક સભાએ શરૂઆતથી આજ સુધીના ચૌદ માસના ગાળામા ચૌદ બેઠકો મેળવી છે. બ્રિટિશ હિંદ અને ગ્વાલિયરના જાહેર કાર્યકર્તાઓનો ગામલોકોને પરિચય કરવામાં આવ્યો અને એમની મુલાકાતોથી તેમનામાં નવા વિચાર અને આશાનો સંચાર થયો.

છેલ્લા ચૌદ માસ દરમિયાન આ સભાએ કરેલાં કામનું ટૂંકમાં નીચે વર્ણન આપ્યું છે. સભા પોતાના ધ્યેય પહોંચવામાં કેટલી ફતેમંદ થઇ છે તે એના ઉપરથી જોઇ શકાશે.

રેલ્વે સ્ટેશન કે પાકા રસ્તાથી ગામ આવવાને કોઈ સારો રસ્તો ન હતો. હવે આગ્રા મુંબઇ રસ્તાથી ગામ સુધી દોઢ માઇલનાં ગાળામાં એક સુંદર પહોળો રસ્તો કરવામાં આવ્યો છે.

૩ આ સંઘે ગ્રામ પુનર્ઘટનાનું કામ શરૂ કર્યું તે પહેલાં ગામમાં કોઇપણ જાતની સંતોષકારક કેળવણી આપવાની વ્યવસ્થા ન હતી. ગામ લોકોના માત્ર ચાર ટકા જ લખી વાંચી જાણતા હતા અને તે પણ બધા પુરુષો જ. પણ હવે ગામ લોકોના ૪૯ ટકા લખી વાંચી જાણે છે.

૪ હિંદના સામાજિક જીવનનું પીઠબળ ધર્મ છે તેથી રામાયણની નિયમિત કથા ગામના ચોતરે કરવામાં આવે છે.

૪ અ જૂનાં દેવાં ચોકખાં કરવાને અને નવું દેવું ન કરવાને સમજાવવાનો એક ભારે પ્રયત્ન કરવામાં આવ્યો. આમ ગામના કુલ દેવામાંથી ૧૩૦૦ રૂ. નું દેવું ઓછું કરી શકાયું. ૧૯૩૭ માં દેવું ૯૬૫૨ રૂ. હતું તે ઘટીને હાલ ૮૨૫૨ રૂ. થયું છે.

બ નવું દેવું કરતા રોકવા માટે એક ગામની બેંક ખોલવાનો પ્રયત્ન ચાલે છે. ઉપરાંત બાળકોના ફંડની તેમજ અનાજના ભંડારની વ્યવસ્થા પણ ઊભી થશે.

૫ દરરોજ સવારે ગામના રસ્તા વળાય છે, ઉકરડાઓ ગામ બહાર લઇ જવામાં આવ્યા છે. જુના ખખડી ગયેલાં ઘરોને કયાં તો સમારવામાં આવ્યાં છે, નહિ તો તોડી પાડવામાં આવ્યાં છે.

૬ આ સમય દરમિયાન ગામના લોકોમાં ૭ ઝગડા ચાલુ હતા જેમાંના ચાર ગ્રામ પંચાયતે બંને પક્ષને સંતોષ થાય એ રીતે પતાવ્યા. બાકીના બે પંચાયત એ કામ શરૂ કરે તે પહેલાં જ કોર્ટે ગએલા. એ બંને ઝગડાઓને પણ કોર્ટ બહાર જ પતાવી દેવાનો પ્રયત્ન ચાલે છે.

૭ ચંપલ, જોડા, ટોપલા વગેરે ચીજો ગામમાં જ બનાવવામાં આવે છે. ગ્રામપુનર્ઘટનાનું આ કેન્દ્ર સ્થપાયું તે પહેલાં આવી કોઇ ચીજ અહીં બનતી ન હતી.

૮ ઢોરોની ઓલાદ સુધારવાને હવે સરકારી સાંઢનો ઉપયોગ કરવામાં આવે છે.

૯ બધાં મળી ૧૩૧૯ દર્દીઓને મફત દવા વહેંચવામાં આવી હતી.

ઉપરની હકીકતો અને કાર્યકર્તાઓમાં ફેલાએલો ઉત્સાહ જોતાં શાયરનો પ્રયોગ સફળ થશે એવી આશા બંધાય છે. આમાં ખાસ નોંધવા યોગ્ય બાબત તો એ છે કે આ બધું આદર્શ સેવાસંઘની પ્રેરણા અને દોરવણી નીચે લોકોએ જાતે જ કર્યું હતું. શાયરના વાર્ષિક કાર્યક્રમ વખતે સર મનુભાઇનું પ્રમુખ થવું અને રાજ્યના બીજા પ્રધાનો તથા મહત્વના અમલદારોની એ પ્રસંગે હાજરી એ સૂચવે છે કે ત્યાંનું ગ્રામ પુનર્ઘટનાનું કાર્ય યોગ્ય દિશામાં ચાલી રહ્યું છે.

(હાલમાં શરૂ થયેલા 'રૂરલ ઇંડિયા' નામના માસિકમાંથી)

# કવિહૃદયને

## પૃથ્વી

લળે કયમ લગ્નમણી-દલ સમું સૂણી આકરાં
ટીકાવચન દેશને અતિ અભદ્ર ભાવે ભર્યાં ?
નથીજ કૃતિ તાહરી જગતનિંદકો અર્થ હા!
હતાશ પછી શેં બને ? સુહૃદ આત્મ જ્યોતિ મહા. ૧

કર્યો જ નથી ત્હેં કદા હક કવિત્વનો અગ્રણી
નથી જ ધરી ભાવના કયરી વિશ્વસેવા તણી;
કહ્યું જ નહિ 'પૂર્ણ હું નહિજ દોષ એકે અહીં.'
પછી અરવ શોકની સરિત ના ધરે રેલવી. ૨

સુખે વિહગ ઊડ, ફાળ ભરતું વિશાળા નભે
અને સુભગ ચંદ્ર તારક પ્રભા ઉરે સંચજે;
ભરી નિધિ સુધાતણો હૃદય હોજમાં લાવજે
ધરી જ સમતા તપ્યાં ભવદવે જનો ઠારજે. ૩

હજી સુદૂર નંદને પ્રણયમોર* કેકારવે
ભરી હૃદયની વીણા સ્વર મધુરવા કાઢજે;
અને સ્નપિત થા જરા નભસુગંગનાં નીરથી
પ્રબુદ્ધ જડ વિશ્વને કર શીળા શુચિસિંચને. ૪

ઊગે નવલ જે ઉષા ભરતખંડના વ્યોમમાં
વરેણ્ય ઓપજે પ્રભા વહવવા બધી ભોમમાં:
વિશાળ ધર ભાવના, જગ ઉદાત્ત ભાવે ભરે
કંઈ સમય ? શોચના કરી હતાશ થાવા સખે !

ચિચિત્સુ

# યાહુદી લોકો

શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર

જો કોઇ પ્રજાપર લાંબાસમય સુધી સખત જુલમ ગુજારવામાં આવે તો તેનું નૈતિક અધઃપતન થાય તે સ્વાભાવિક છે યાહુદી લોકોને બીજાઓની માફક ખૂબ સહન કરવું પડયું છે અને તેથી જ્યારે તક મળતી ત્યારે તેઓ પણ જુલમ ગુજારતા હતા. એક શક્તિશાળી પ્રજાને અમુક રીતે જીવન ગુજારવાની ફરજ પાડવી અને તે જીવનના દોષોમાંથી તે પ્રજા મુક્ત રહે તેવી આશા રાખવી તે વ્યર્થ છે. તમે લોકોને તેમના પાડોશીઓ સાથે સામાન્ય સંબંધ રાખવાનો પ્રતિબંધ કરી શકો નહિ, પરિણામે અરસપરસમાં વફાદારી ઉત્પન્ન થાય છે. અને જુલમગાર સામે કાવતરાં રચવાની તમે તેને ફરજ પાડયા સિવાય તમે તેમને પછાત પાડી શકો નહિ. જેવા ખ્રિસ્તિ લોકોએ શરાફી તથા પૈસા ધીરવાનો ધંધો શરૂ કર્યો કે તરત જ રાજાઓને યાહુદીઓનો ખપ રહ્યો નહિ. થોડા ઘણા યાહુદીઓએ ઇંગ્લાંડમાં નિવાસ કર્યો હતો તેમને ૧૨૯૦માં પહેલા એડવર્ડે હાંકી કાઢયા. ફ્રાન્સમાં યાહુદીઓની ખૂબ વસ્તી હતી. ચૌદમા સૈકામાં ઉપરાઉપરી નીકળેલા હુકમોને પરિણામે ત્યાંથી તેમને હાંકી કાઢવામાં આવ્યા.

આ દેશવટો પામેલા દયાજનક સ્થિતિમાં મુકાયેલ લોકોને જર્મનિના નાના નાના રાજ્યોમાં આશ્રય મળ્યો. ત્યાં પણ તેમની પરિસ્થિતિ અસહ્ય હતી. આથી વધારે મોટી સંખ્યામાં તેઓ પોલાંડમાં ગયા. તે વખતે પોલાંડમાં રશિયાના મોટા ભાગનો સમાવેશ થતો હતો. જંગલી લોકોના સુધારક રાજાએ ત્યાં તેમનું સ્વાગત કર્યું. રશિયા તથા પોલંડમાં યાહુદી લોકોની આવી મોટી સંખ્યા હોવાનું તેજ કારણ છે. પણ ત્યાં પણ, બહુ લાંબો વખત થયો નહિ ત્યાં તેમના પર દુઃખની ઝડીઓ વરસી અને તેમની કતલ પણ કરવામાં આવી.

યાહુદી લોકોને સરખા હક્કો તથા સરખું સ્વાતંત્ર્ય આપવામાં આવતું હોય તેવો મધ્ય યુરોપમાં એક જ દેશ હતો. આ દેશ મુસલમાન સ્પેન હતો. તથા થોડે ઘણે અંશે સ્પેનના ખ્રિસ્તિ નાનાં રાજ્યો હતાં. અહીં, દશમા તથા પંદરમા સૈકા વચ્ચે તેઓ સંસ્કૃતિમાં કેટલો ફાળો આપી શકે તે તેઓએ બતાવી આપ્યું. સમાજ જીવનમાં તેઓએ તેમનો ફાળો આપ્યો. તેઓએ માલ મિલ્કત મેળવી તથા તેમની વેપારી કુનેહથી દેશને આબાદ કર્યો. તેમનામાં મહાન કળાકારો, વિદ્વાનો તથા વિચારકો ઉત્પન્ન થયા, અને કુદરતી રીતે આવા વધારે અનુકૂળ વાતાવરણમાં તેમના ધર્મનાં સિદ્ધાંતો, મધ્ય અને પૂર્વ યુરોપના દબાયેલા યાહુદીઓ કરતાં વધારે સ્વતંત્ર તથા ઉદાર થયા. તેરમા સૈકામાં પશ્ચિમ યુરોપમાં વિદ્વતા તથા સંસ્કૃતિનું જે પુનરુત્થાન થયું તે સ્પેનના યાહુદીઓની સંસ્કૃતિને મોટા પ્રમાણમાં આભારી છે. તેમનેSephardim (સેફાર્ડિમ) કહેવામાં આવતા હતા. વિદ્વાન અને પ્રગતિ

. શીલ 'સેફાર્ડિમ' તથા પૂર્વના પછાત ગરીબ 'એશકેન્ઝીમાં' વચ્ચેનો મોટો તફાવત આજે પણ પ્રચલિત છે.

અઢારમી સદીના મધ્ય ભાગમાં જ્યારે પશ્ચિમ યુરોપમાં મહાન વિનિત ચળવળ શરૂ થઇ, અને વધારે તો જ્યારે ઓગણીસમી સદીમાં તે ચળવળ વિજયી નીવડી ત્યારે, આ પ્રતિબંધો અદૃશ્ય થયા. યાહુદી લોકોના ધાર્મિક આચાર્યોએ તેમને એમ શીખવ્યું હતું કે જ્યાં સુધી દેશનો કાયદો ધર્મની વિરૂદ્ધ ન હોય ત્યાં સુધી તેને માન આપવું. જે જે દેશોમાં યાહુદીઓને સ્વતંત્રતા હતી ત્યાં ત્યાં તે લોકોએ વફાદાર શહેરીઓ તરીકેની પોતાની ફરજો બજાવી હતી.

દાખલા તરીકે ઇંગ્લાંડનો વડો પ્રધાન ડીસરાયલી યાહુદી હતો. હિંદના વાઇસરોય લોર્ડ રીડીંગ યાહુદી હતા. ગૃહ સચિવ લોર્ડ સેમ્યુઅલ યાહુદી હતો. બીજા ઘણા લેખકો, નાટયકારો તથા સંગીતકારો યાહુદી હતા' યાહુદી મહેસુલશાસ્ત્રીઓએ પણ રાજ્યની કંઇ ઓછી સેવા બજાવી નથી. ટુંકામાં જ્યાં જ્યાં યાહુદીઓ સાથે ન્યાયી વર્તણુક ચલાવવામાં આવી છે ત્યાં ત્યાં તેઓ 'વિચિત્ર' લોકો બન્યા નથી. અને બીજા શહેરીઓથી જેમ રોમન કેથોલિકો ધાર્મિક ક્રિયાને અંગે જુદા પડી આવે છે તેમ તેઓ જુદા પડી આવ્યા છે. હંગરીના જર્મન લોકોથી ઉલટું તેઓ કોઇ હરિફ રાજ્યને વફાદાર નથી. ધર્મ સિવાયની બધી બાબતોમાં તેઓ ઝડપથી અંગ્રેજો અમેરિકાનો અથવા ફ્રેંચ લોકો જેવા બનતા જાય છે. અત્યાર સુધી સાચવી રાખેલ તેમના પ્રત્યેના તિરસ્કારનો મૃત્યુ ઘંટ વાગી રહ્યો છે.

# પરિત્યાગ

આ. પંકજ

સાધારણ રીતે જગતમાં પટાવાળાની જિંદગી એક વિચિત્ર સમસ્યા હોય છે. મોટા સાહેબોની આગળ 'જી સાહેબ' 'જી હજુર' 'જનાબે આલી' શબ્દોથી પોતાની ક્ષુદ્રતા પ્રકટ કરતો પટાવાળો સાહેબના ઓરડાની બ્હાર સાહેબને મળવા આવનારાઓની સામે વિવિધ રૂપે પ્રકટ થાય છે. મોટા માણસોને ઝુકીને સલામ કરતો એજ પટાવાળો સાધારણ માણસો ને 'સાહબ કામમેં હૈ' 'નહીં મીલેંગે' ઇત્યાદિ શબ્દોથી વધાવે છે અને ગરીબોની આગળ મિજાજ પૂર્વક,' અબે સાહેબ કયા ખાલી બૈઠે હૈ જો તુમ્હારે જૈસોંસે મિલેંગે' શબ્દોથી પોતાનું રૌદ્રસ્વરૂપ બતાવે છે. મુલાઓની બક્ષિસ મળતાં એની આંખોમાં કંઇક અમી ઉતરે છે અને કોઇક વખતે સાહેબની મુલાકાત પણ ગરિબોને કરાવી આપે છે.

તમે કહેશો કે એ પટાવાળાઓ પર ઘણી જ સખત રીતે પગલાં લેવાવાં જોઇએ. પરંતુ ૧૦ થી ૧૫ રૂપીઆના પગારમાં એક આખા કુટુંબનું પોષણ કરવાનો રસ્તો કોઇ બતાવતું નથી. ધર્મ, સદાચાર, સત્ય, પ્રેમ, અહિંસા ઇત્યાદિના પાઠો એની આગળ કોઇ પણ પ્રભાવ પાડી શકતા નથી. એનું મનુષ્યત્વ ક્ષુધાની જ્વાળામાં ભસ્મ થઇ ગયું છે. એના હૃદયમાં ફક્ત એકજ ઝંખના સાબૂત હોય છે અને તે ફક્ત કોઇપણ રીતે પૈસા કમાવાની.

દામોદર પટાવાળો કલેકટર સાહેબનો પટાવાળો હતો. બ્રાહ્મણને ત્યાં જન્મ તેણે અવશ્ય લીધો હતો પરંતુ બ્રાહ્મણત્વની નિશાની એક પણ જણાતી ન હતી. સંસ્કૃત ભાષા તો એના દાદા પણ ભૂલી ગયા હતા. ગાયત્રી મંત્ર તો ફક્ત જનોઇ દેતી વખતે પુરોહિતે તેના કાનમાં ફૂંક્યો હતો અને બીજા સર્વ શ્લોકોનું અંગભંગ કરીને કોઇક વખતે દામોદર પોતાના બ્રાહ્મણ હોવાની નિશાની આપવાની ભસ્મ ચેષ્ટા કરતો હતો. દામોદર સાહેબને મળવા આવનારાઓને માટે એક સમસ્યા હતો. અંગ્રેજ કલેકટરોની ખુશામત તે સારી કરતો હતો અને સાહેબોના મન આંજી નાખી સાધારણ બાબતોનું કામ કઢાવી લેતો.

સંજોગવશાત્ એક હિંદુ કલેકટરનું તે જિલ્લામાં આગમન થયું. દામોદર વિચારતો હતો કે હવે તેને વધારે સત્તા અને શક્તિ મળશે. કલેકટર સાહેબનાં આવતાં એ આશા નિરાશા માં ફેરવાઇ ગઇ. પહેલે જ દિવસે સવારના કલેકટર સાહેબે 'પૂછ્યું'. દામોદર !'

'જી સાહેબ ! '

'તું ન્યાતે કોણ ? '

'બ્રાહ્મણ, સાહેબ. '

'બ્રાહ્મણ ! શું તને બીજું કામ ન મળ્યું જે આ નોકરી કરવા આવ્યો ? '

દામોદરના પર જાણે સેંકડો ઘડા ઠંડુ પાણી રેડાઇ ગયું. તે ચૂપ ઊભો રહ્યો.

'તું સંસ્કૃત જાણે છે ? '

'ના સાહેબ.'

'ગાયત્રી મંત્ર જાણે છે ? '

'ના સાહેબ.'

'ત્યારે તું શું જાણે છે ?'

આ પ્રશ્નનો જવાબ પણ દામોદર પાસે ન હતો. સાહેબ કંઇક ચીઢાઇને ચાલી ગયા.

દામોદર પોતાના ગોઠીઆઓમાં બેસી વાત કરવા લાગ્યો, 'સાહેબ તો મોટા પુરોહિત હોય તેમ મારી પરીક્ષા લેતા હતા. સંસ્કૃત જાણે છે ? ગાયત્રી મંત્ર જાણે છે ? વગેરે સવાલો પૂછી નાંખ્યા. અરે સાહેબ પોતે બ્રાહ્મણ છે પણ ગાયત્રી મંત્ર જાણતા હશે કે કેમ ? મારા બાપદાદાઓ આખાં વેદ મોઢે કરી રાખતા હતા. સાહેબના બાપદાદાની ખબર મળી કે વૈદું કરતા હતા. મારી અને એમના કુળની સરખામણી કંઇ થઇ શકવાની છે?'

બે ત્રણ દિવસ પછી એક અધેડ વયનો ગ્રામીણ બ્રાહ્મણ આવ્યો અને દામોદરને પૂછ્યું 'સાહેબ ક્યાં છે ?'

'કેમ તારે શું કામ છે ?'

'મારે મળવું છે.'

'જા, જા, સાહેબ તારા જેવા માટે પરવારેલા નથી.'

આગંતુક ઊભો રહ્યો થોડીવાર પછી બોલ્યો, 'પણ તું જરા સાહેબને જઇને કહે કે તમને કોઇ મળવા માગે છે.'

'ના સાહેબનો હુકમ નથી.'

આગંતુક ઘણો લાચાર થઇ બોલ્યો, 'ભાઇ ઘણે દૂરથી આવ્યો છું મારે મળવા વગર જવું નથી.'

'તો ફાવે તે કરો સાહેબ મળશે નહિ.'

આગંતુક નિરાશ થઈ બહાર રસ્તા પર આવી એક ઝાડના છાંયડામાં બેઠો. એકાએક તેના મુખમાંથી નીકળી પડ્યું दक्षं सेव्यं नृपं सेव्यं न सेव्यं केवलो नृप : (રાજાની સેવા કરવી અને હજુરીઆની પણ કરવી એકલા રાજાની સેવા નકામી છે.)

દામોદર વિચાર કરતો કે આ આસામી કંઈ નગદ નારાયણ પરખાવશે, પરંતુ તેના જતાં તે સ્હેજ મુંઝાયો તેણે જોયું કે આવનાર માણસ બહાર રસ્તા પાસેના ઝાડ તળે જઇ બેઠો હતો. 'ઝખ મારીને પાછો જશે' તે બબડયો.

પંડિત ત્રિભુવન નાથ (કલેકટર) પોતાના બંગલામાં વિશ્રામ લઇ રહ્યા હતા. એકાએક તેમની દ્દષ્ટિ ઘડીઆળ તરફ ગઇ.

'અરે, ત્રણ વાગી ગયા શિવનાથ કાકા નહીં આવ્યા ? તે સફાળા ઊઠયા બહાર આવ્યા 'દામોદર ?'

'જી સાહેબ ?'

'કોઇ આવ્યું ?'

'ના સાહેબ કોઇ નથી આવ્યું.'

'ખરેખર કોઇ નથી આવ્યું ?'

'ના સાહેબ કોઇ આવતે તો આપને જરૂર કહેતે.'

ત્રિભુવનનાથ પાછા 'બંગલામાં ગયા. થોડીવાર પછી બોય ચા લઇને આવ્યો. તે પીને ટેનીસનું રેકેટ હાથમાં લઇ તેઓ મોટરમાં બેઠા. મોટર બંગલાની બહાર નીકળતાં ત્રિભુવન......બેટા ત્રિભુવન' ! મોટર એકદમ રોકી ત્રિભુવનનાથ ઉતરી પડયા અને બોલ્યા, 'શિવનાથ કાકા અહીં ઝાડ તળે શું કરો છો ? ત્રિભુવનનાથે શિવનાથના ચરણ સ્પર્શ કીધા.

'બેટા, જૂના સમયમાં પંડિતો કહી ગયા હતા કે चक्रं सेव्यं नृपं सेव्यं न सेव्यं केवलो नृप:

'એટલે શું ?'

'બેટા, તારા પટાવાળાએ મને બહાર કાઢી મૂકયો.'

'શું કહો છો ?'

દામોદરના ચ્હેરા પર હવાઇ ઊડવા લાગી.

'હા બેટા, કહ્યું કે તારા જેવા પરવારતાને સાહેબ નહીં મળે. મારે શું ? પરવારતો છું એટલે ઝાડ તળે બેસી રહ્યો. તારૂં કામ તો પૂરૂં થઇ ગયુંને ?

'કામ ! અરે કાકા હું તો અમસ્તો સુતો હતો.'

'ઠીક, તારા પટાવાળાની સૌજન્યતા મને યાદ રહેશે.'

ત્રિભુવનનાથ ક્રોધપૂર્વક દામોદરના તરફ ફર્યા, 'દામોદર, તું આજથી ડીસમીસ થાય છે.'

દામોદરે એકાએક ત્રિભુવનનાથના પગ પકડી લીધા.

'Get out you swine (નીકળ ડુક્કર અહીંથી).'

દામોદરને એક લાત મારી ત્રિભુવનનાથ આગળ વધ્યા.

શિવનાથ બોલ્યા, 'ત્રિભુવન આકળો થઇશ મા !'

'કાકા તમે શું કહેવા માંગો છો.'

'બેટા, તું કોના કૂળમાં જન્મ્યો છે તે તને ખબર છે ?'

'હા!'

'બેટા, એટલું યાદ રાખજે તું બ્રાહ્મણ છે. ક્ષમા તારૂં ભૂષણ છે.'

'તો શું આને માફ કરી દઉં.'

'અવશ્ય'

'પરંતુ એ ત્યાં વગર સુધરવાનો નથી.'

'આ વખત જવા દે.'

દામોદર આ સાંભળી કંઇક વિચાર કરી શિવનાથ તરફ આડ દૃષ્ટિએ જોવા લાગ્યો.

ત્રિલોકીનાથ થોડી વારે બોલ્યા, 'કાકા, એ નહીં અને એને પૂરેપૂરી શિક્ષા થવી જોઇએ. હું સિદ્ધાંતોનું પાલન વધારે જરૂરી ગણું છું.'

દામોદરના હોશકોશ ઊડી ગયા. શિવનાથ પણ કંઇ વધારે બોલ્યા નહીં. મોટર બંગલામાં પાછી વળી. શિવનાથ અને કલેકટર કંઇ વાતે ચડયા. દામોદર પણ અંધકાર આવતો જોઇ પોતાના ઘર તરફ વળ્યો. સમસ્ત રસ્તે તે વિચાર કરતો હતો કે, હવે શું

કરવું. સાહેબતો મને પાણીચું આપી ચૂકયા હતા. ઘરમાં મા, બાપ, પત્ની અને બે છોકરાંનું પાલન કેમ કરવું તેનો વિચાર તેને મુંઝવવા લાગ્યો. ઘેર આવી તેણે વૃદ્ધ પિતાને દિવસની હકીકત કહી. સર્વે ચૂપ બેઠાં. ભવિષ્યનો નિર્ણય કરતાં તેઓ એક બીજાની સલાહ લેવા લાગ્યા.

પંડિત ત્રિલોકીનાથ અને શિવનાથ વાતો કરી રાત્રે સુતા. શિવનાથ પંડિતને ઊંઘ આવી નહીં. તેઓ વિચાર કરતા હતા કે એક પટાવાળાની નોકરી પર પગ મૂકવાનું પાતક તેમનાથી અજાણ્યે થયું હતું. શું એમાં તેમનો સંપૂર્ણ દોષ હતો? તેમને લાગ્યું કે પટાવાળાનાં ભૂખે મરતાં છોકરાંઓના નિશ્વાસોથી તેમની પોતાની સૃષ્ટિ પણ નષ્ટ થઇ જશે. તેમને ઊંઘ આવી નહીં. તેઓ ઊઠી બહાર ચાંદનીમાં ફરવા લાગ્યા. કયાં સુધી ફર્યા હશે તે તેમને ખબર પડી નહીં. પરંતુ ઉષાના આગમન સમયે એક વૃદ્ધ અને એક વૃદ્ધા કલેકટર સાહેબના બંગલા આગળ આવતાં દેખાયાં. વૃદ્ધે આવી પૂછયું. પંડિત શિવનાથજી તમારું નામ છે ?

'હા.'

'તે શિવનાથના ચરણોમાં પડી ગયો અને રડમસ અવાજે બોલ્યો,' પંડિતજી મારો પુત્ર તો પતિત બ્રાહ્મણ છે. પરંતુ તમે તો જ્ઞાની છો એનો અપરાધ ક્ષમા કરો.

શિવનાથની બોલી બંધ થઇ ગઇ. તેણે મહાપ્રયત્ને ઉત્તર વાળ્યો, 'ભાઈ, હું તો મારાથી બનતું કરીશ.'

વૃદ્ધ ઊઠીને બોલ્યો, 'પંડિતજી, મારા પુત્રની મૂર્ખતાનું કારણ પેટ છે. આ દશ રૂપીઆના પગારમાં હમારા સાત માણસોનું ગુજરાન કેમ ચાલે તે તો તમે કલ્પી શકો છો.'

પંડિત શિવનાથને જાણે સો વીંછીએ એક સામટો ડંખ માર્યો હોય તેમ ચમકીને બોલ્યા, 'થોભો, હું આવું છું.'

'ત્રિભુવન' તેઓ અંદર આવી બોલ્યા.

'શું છે કાકા?'

'તારા પટાવાળાને પાછો નોકરી પર રાખ.'

'કાકા એ બનવું અસંભવ છે.'

'ત્રિભુવન, જ્યાંસુધી એને નોકરી પર નહીં રાખવામાં આવે ત્યાંસુધી હું તારા ઘરમાં અન્નનો દાણો પણ નહીં ચાખું.'

ત્રિભુવનનાથ વિચારમાં પડી ગયા. સવારની ચાના સમયે કાકા આવું વિઘ્ન લઇને ઊભા થશે તે તેને સ્વપ્ને પણ ખબર ન હતી તે મહાપ્રયત્ને બોલ્યો 'વારુ કાકા, તમારું માન રાખવા માટે આ સમયે એને જતો કરું છું.'

'ઠીક બેટા, ઊભો રહે હું હમણાં આવ્યો.'

બહાર આવી શિવનાથે વૃદ્ધને કહ્યું, 'જાઓ તમારો છોકરો પાછો નોકરી પર રખાયો છે.'

વૃદ્ધ અને વૃદ્ધાની આંખોમાં આંસુ ઉભરાયાં અને શિવનાથ અંદર જતા જતા તે આંસુ પરિત્યાગના પર કંઈક વિચાર કરવા લાગ્યા.

---

# સરમુખત્યારોની સોગટાંબાજી : સ્પેન

૨ શ્રી. વલ્લભભાઇ પટેલ

જેમ ઝેકોસ્લોવાકીઆ વિષે કહેવાય છે કે One who controls Bohemia controls Europe, જે બોહીમીઆનો માલીક અને તે આખા યુરોપનો કબજો લઇ શકે તેમ નેપોલીઅને સ્પેન વિષે કહ્યું છે. One who controls Spain controls France. જે સ્પેન ઉપર સત્તા ભોગવે તે ફ્રાન્સને કબજે કરી શકે. જર્મની ૧૯૧૮માં હાર્યું તો ખરૂં પણ આજે વીસ વર્ષો પછી એણે પોતાની હાર બદલી નાખી જીત મેળવી છે. હીટલરે ઝેકોસ્લોવાકીઆ લઇ આખા યુરોપની ચાવી હાથ કરી છે છતાં પોતાના જન્મોજન્મનાં દુશ્મન ફ્રાન્સને વગર લડતે હાર આપવા સ્પેન પણ કબજે કરવા માંડ્યું છે.

સ્પેનની અંદર અઢી વર્ષથી ચાલતા આંતર વિગ્રહનો અંત હવે આવી ગયો છે એમ કહેવું કોઇપણ રીતે અતિશયોક્તિ નથી. છતાં બહાદુર પ્રજાતંત્રવાદીઓ જનરલ ફ્રાન્કોનો સામનો કરી રહ્યા છે. પણ એ સામનો હવે કાંઇ ગણતરીમાં રહ્યો નથી. સ્પેનના પ્રજાતંત્રવાદી પ્રમુખ— આઝાનાએ રાજીનામું આપ્યું છે, અને ડો. નેગ્રીનની સરકાર પણ તૂટી પડી છે. માત્ર અગ્રુનમ જનરલ મૈજા (Maija) માડ્રીડ સંભાળી રહ્યો છે. એણે પોતાની સરકાર ઉભી કરી છે. અને જનરલ ફ્રાન્કો સાથે સંધીની વાતચીત શરૂ કરી છે. પણ જનરલ ફ્રાન્કો એની શરતો તરફ કોઈપણ જાતનું ધ્યાન આપવા માગતો હોઈ એમ લાગતું નથી. જનરલ મૈજાની મુખ્ય ત્રણ શરતો નીચે પ્રમાણે છેઃ—

(૧) સ્પેનની સ્વતંત્રતાની ખાતરી.

(૨) લોકોને કયા પ્રકારનું રાજ્યબંધારણ જોઇએ છે તે માટે લોકમત-Plebiscite.

(૩) લઘુમતિનું સંરક્ષણ.

આજ શરતો ડૉ. નેગ્રીનની હતી. પણ ફ્રાન્કોએ તે સ્વીકારવા ચોકખી ના પાડી. એની ઇચ્છા હોય તોપણ પહેલી બે માગણી એ સ્વીકારી શકે એમ નથી.

જનરલ ફ્રાન્કો એક જબ્બર સેનાપતિ છે (Military Geuius). પરંતુ કોઇપણ જાતનું ધ્યેય એની પાસે હોય એમ લાગતું નથી. ધ્યેય હોય તો તે પાર પાડવાની એની શક્તિ કેવી છે તે કહી શકાય એમ નથી. એને A man without imagination ભવિષ્યના ખ્યાલ વિનાનો માણસ કહેવામાં આવે છે. કદાચ એથીજ મુસોલીની અને હીટલરના હાથમાં હોળીનું નાળીએર એ બન્યો છે. એ પોતે પકો કેથોલીક છે. પણ હીટલર સાથે એનો એ કેથોલીક સંપ્રદાય કેમ મેળ ખાશે તે સમજાતું નથી. જો કે હીટલર જન્મથી કેથોલીક છે. પણ કેથોલીક ધર્મને ધિક્કારનારમાં કદાચ એ સૌથી પ્રથમ આવે. હમણાં હમણાં એ પોતાના જર્મનીમાં કેથોલીક દેવળોની મીલકત ખાલસા કરવાની

પેરવી કરી રહ્યો છે. અર્ધા ઉપરાંત જર્મન વસ્તી કેથોલીક છે પણ હીટલરને એઓ કેથોલિક ધર્મના વડાને માન આપે તે પણ રૂચતું નથી. એ હીટલર સાથે ચુસ્ત કેથોલીક સંપ્રદાયી ફ્રાન્કોને કેમ મેળ ખાશે?

એણે કેથોલીક ધર્મના રક્ષણાર્થે બળવો કર્યાનું કહેવાય છે પણ આજે એ માત્ર હીટલર અને મુસોલીનીનું એક પ્યાદું છે. જો માત્ર કેથોલીક ધર્મના રક્ષણ માટે જ એણે આ કહેવાતો આંતરવિગ્રહ કર્યો હતો તો ડૉ. નેગ્રીન અને મૈત્નની પહેલી બે શરતો સ્વીકારવામાં એને કોઇપણ જાતનો વાંધો હોઇ શકે નહી.

બીજી પણ એક વસ્તુ નોંધવાની છે. સ્પેનના ચાર મુખ્ય વિભાગમાં ચાર જુદા જુદા પ્રકારની પ્રજા વસે છે. (૧) કેસ્ટીલીઅન. (૨) ગેલીસીઅન. (૩) બાસ્ક અને (૪) કેટાલન. છેલ્લાં દોઢસો વર્ષથી આ ચાર જુદી જુદી પ્રજાઓ સ્વતંત્ર થવા માટે પ્રયત્ન કરતી આવે છે. એમની પ્રજાતંત્રવાદી સરકારે પ્રાંતિક સ્વતંત્રતા આપવાની નીતિ રાખી હતી. બાસ્ક અને કેટાલનને તો સ્વતંત્રતા મળી ચૂકી હતી. કારણ કે બાસ્ક પ્રજાની ૮૪ ટકા અને કેટાલનની ૭૫ ટકા પ્રજાએ એની માગણી કરી હતી. અને જ્યારે ગેલીસીઆની ૭૩ ટકા પ્રજાએ પણ સ્વતંત્રતાની માગણી કરી ત્યારે એમને પણ એવા જ પ્રકારની સ્વતંત્રતા આપવાની તૈયારી કરવામાં આવી હતી. આ ચાર જુદા જુદા પ્રકારની પ્રજા ઉપર જનરલ ફ્રાન્કો કેવી રીતે રાજ્ય ચલાવશે? પોતાના ગુરૂ મુસોલીની અને હીટલર પાસેથી ઉછીની લીધેલી સરમુખત્યારની રીતે જ એ આખા સ્પેનનું તંત્ર ચલાવશે એમાં કાંઇ શંકા રહેતી નથી. સ્પેનના ઘણા લોકોએ એને જે સાથ આપ્યો છે તે માત્ર તેમની સ્વતંત્રતા ગુમાવવા માટે જ ને!

મુસોલીનીએ અનેકવાર જાહેર કર્યું છે કે એને સ્પેનમાં કોઇપણ પ્રદેશ જોઇતો નથી. પણ મેજોરિક અને મેન્જોર્કા ટાપુઓ કોના હાથમાં છે? અને હમણા 'ડેવોનશાયર' સ્ટીમરનો બનાવ શું બતાવે છે? માઇનોર્કા કોના હાથમાં છે? એઝોર અને કેનરી ટાપુઓ કોના હાથમાં છે? આ બધા અગત્યના સ્થાનો ઇટલીએ કબજ કર્યા છતાં એની આવી વાતો માનનાર મૂર્ખ માણસો આ દુનિયામાં છે ખરા —બ્રિટિશ ટાપુમાં.

અને હીટલર તો જનરલ ફ્રાન્કોને અમસ્તો મદદ આપતો હશે! જર્મની કરતાં ઇટલીએ સ્પેનમાં વધારે ભાગ ભજવ્યો છે. પણ ઇટલી કરતાં જર્મનીએ સ્પેનને કબજે કરવામાં વધુ ભાગ ભજવ્યો છે. એક બાજુ બોંબગોળાના વરસાદ વરસતા હોય ત્યારે બીજી બાજુએ જર્મનો સ્પેનના હુન્નરઉદ્યોગ અને વેપારધંધો હાથ કરતા હતા. અને આજે દુનિયામાં રાજકીય કે લશ્કરી સત્તા કરતાં આર્થિક સત્તા વધુ અગત્યની છે. એ મુદ્દો હીટલર સ્પેનમાં અજમાવે છે.

સ્પેનના લોકોને એક બાજુ જર્મનીએ બોંબગોળાથી ગુંગળાવ્યા ત્યારે બીજી બાજુ સ્પેનના લોકોને આર્થિક રીતે ગુંગળાવવા માંડયા છે. જો કે જર્મનીએ આર્થિક જાળ-

સામ્રાજ્યવાદ-કેમ ફેલાવવામાં આવે છે. તે વિષે પુરા સમાચાર મળતા નથી કારણ કે જનરલ ફ્રાન્કોનો જાપ્તો સખત રહે છે. અને એ જાપ્તાના ઢાંકણ નીચે રહી એના મદદગારો એના દેશને ચૂસી ખાવાની યુંજાસો ગોઠવે છે.

સ્પેનીશ મોરક્કો અને બીસ્કેના અખાત ઉપરના બંદરોની માઇન ( mines ) જર્મનીના હાથમાં છે. અને એથી ત્યાં આવતાં અને ત્યાંથી જતાં બધાં જ વહાણો જર્મનોની રજા વિના જઈ કે આવી શકે નહિં. ઉત્તર સ્પેનમાં બાસ્કમાં લગભગ બધાં જ હુન્નર ઉદ્યોગનાં કારખાનાં અને પેઢીઓ જર્મનોએ કબજે કર્યાં છે તેથી તો બાસ્કની રાજધાની બીલ્બાઓ ઉપર જનરલ ફ્રાન્કોના વતી જર્મન એરોપ્લેન બોંબગોળા વરસાવ્યા ત્યારે શાંત બિચારા ખેડૂતો જ્યાં એકઠા થયા હતા તેવી બજારો ઉપર એ વરસાવવામાં આવ્યા હતા. અને મોટા મોટા ઉદ્યોગના અને શસ્ત્રસરંજામ બનાવવાનાં કારખાનાંઓને જરાપણ હાની પહોંચાડવામાં આવી ન હતી. જર્મનોએ જનરલ ફ્રાન્કોના નામે અને સ્પેનના હિતના નામે ઠેક ઠેકાણે હવાઇ મથકો તૈયાર કર્યાં છે અને આંતરિક વ્યવહાર ઉપર કબજો મેળવવા એક 'સીવીલ એર' કું॰ તૈયાર કરી છે. એ જર્મન કંપની માત્ર અંદરના વહેવારને જ કાબુમાં રાખે છે એટલું જ નહિ પણ લીસ્બોન અને દક્ષિણ અમેરિકા જતાં હવાઇ વિમાનોના રસ્તા ઉપર પણ એણે ઇજારો મેળવ્યો છે. બિસ્કેના અખાત ઉપરની સ્પેનની મોટી મોટી લોખંડની ખાણો પણ જર્મનોએ કબજે કરવા માંડી છે. બીલ્બાઓની નજીક આવેલી પ્રખ્યાત બાસ્ક-બ્રિટિશ-ઓલાર્ગનની લોખંડની ખાણો પ્રખ્યાત જર્મન કંપની ક્રુપ્સની માલીકી નીચે આવી ગઇ છે. એ ઉપરાંત સાન સેબાસ્ટીઅન (San Sebastian લેસાકા (Lesaca) અને લેગોરીતા (Legorrita)ની નાની મોટી ખાણો પણ જર્મનોએ કબજે કરી છે. સ્પેનની આ ખાણોમાંથી નીકળતું લોખંડ ક્રુપ્સની કંપની ખુબ વખાણે છે. અને એ કંપનીને અત્યાર સુધી એ જાતનું લોખંડ પૂરતા પ્રમાણમાં મળતું ન હતું. સ્પેનીશ મોરક્કોની ખાણોની પેદાશ ઉપર પણ જર્મનોએ કબજો મેળવ્યો છે, આ બધાં કારખાના અને ખાણોના માલીકોમાંથી કેટલાક નાસી ગયા અને કેટલાકને કેદમાં પૂરવામાં આવ્યા છે અને એમની જગ્યા જર્મનોએ લીધી છે. સ્પેનમાં પેદા થતાં રીફ લોખંડ અને મેંગેનિઝનો નિકાશ કરવાનો ઇજારો હીમ્સા રોવાકા (Himsa Rowak) નામની એક જર્મન પેઢીએ રાખ્યો છે.

બીજી દિશામાં પણ સ્પેનીઆર્ડોને ખસેડી જર્મનો ઠીક ઠીક ઘુસી ગયા છે, હોટેલ, રેસ્ટોરાં અને બીજા વેપારોમાં પણ જર્મનોએ હાથ નાંખ્યો છે. સ્પેનમાં લશ્કરી તજ્જ્ઞો અને સૈનિકો બાદ કરતાં સાધારણ જર્મનોની સંખ્યા હજારોના પ્રમાણમાં છે એકલા બાસ્કમાં જ એવા સામાન્ય જર્મનોની સંખ્યા લગભગ ૭૦૦૦ ગણવામાં આવે છે.

ફ્રાન્કો જર્મનીની મદદ મેળવી શક્યો પણ પરિણામે પોતાના દેશની સ્વતંત્રતા એણે જોખમમાં નાખી છે એ ઉપરાંત જર્મની અને ઇટલી એને કેટલે સુધી દબાવશે તેનો એક બનાવ ઉપરથી સહેજ ખ્યાલ આવી શકે છે.

જ્યારે ફ્રાન્કોએ આંતરવિગ્રહની શરૂઆત કરી ત્યારે એણે કેથોલીક ધર્મ-પંથીઓની મદદ માગી હતી. અને કેથોલીક ધર્મનું રક્ષણ કરવાનો પવિત્ર હેતુ જાહેર પાડ્યો હતો. રોમના પોપે પણ એને આશીર્વાદ આપ્યા પણ જ્યાં જર્મનીની સત્તા ચાલવાની હોય ત્યાં એ કેથોલીક પંથ કેમ ચાલી શકે ? જર્મની પોતાના ત્રણ દુશ્મનો જણાવે છે—જ્યુઝ, ફ્રીમેશનસ, અને ક્રીસ્ચીઆનિટિ. નાઝી પક્ષનું પત્ર Volkischer Beobachter જાહેર કરે છે તે પ્રમાણે 'કેથોલીક પંથની સામે અંત આવે ત્યાં સુધી લડી લેવા અમે સજ્જ અને તૈયાર છીએ. એ જર્મની સાથે હમણાં એક કરાર કરી કેથોલિક ધર્મનું રક્ષણ કરનાર બહાદૂર જનરલ ફ્રાન્કો હાથ મીલાવે છે. એ કરાર સંસ્કૃતિ સંબંધીનો ગણાય છે. એ કરાર પ્રમાણે બન્ને દેશો એક બીજાના દેશમાં એ દેશો વિષેની રાજકીય સંસ્થા, રાજ્ય અને રાજ્યમાંની જાણીતી વ્યક્તિઓ વિષેની ટીકા અને ચર્ચા કરતાં લખાણ અટકાવવા બંધાય છે. આથી સ્પેનમાં નાઝી ફીલસુફી વિરૂદ્ધ પોપના લખાણો કે ભાષણો જઇ શકશે નહિ. અથવા તો નાઝીઓને ન ગમે એવું કોઇ પણ લખાણ, ભાષણ કે સંદેશો સ્પેનમાં જાહેર થઇ શકશે નહિ. અને નાઝીઓ તરફથી એમની ફીલસુફીનો પ્રચાર કરવા આલ્ફ્રેડ રોસનબર્ગને સ્પેનમાં દાખલ થઈ નાઝીવાદનો પ્રચાર કરવાની રજા આપવા ફ્રાન્કો બંધાય છે. એ રોસનબર્ગ ખ્રીસ્તી ધર્મનો જબ્બર વિરોધી છે.

એ બધું જોતાં જનરલ ફ્રાન્કો કેથોલિક ધર્મનું કોઇપણ રીતે રક્ષણ કરી શકે એમ લાગતું નથી. ઉલટું સ્પેનના લોકોને પરદેશી સામ્રાજ્યવાદ અને સરમુખત્યારોની ધુંસરી નીચે ગૂંગળાવી દેશે. હીટલર અને મુસોલીની જેવા પ્રખર સરમુખત્યારો આગળ એનું કશું ચાલી શકે એમ નથી અને આજે જે કાંઇ એ કરે છે એ માત્ર હીટલર મુસોલીનીની ઈશારત પર કરે છે એમાં કાંઇ શંકા નથી. હીટલરે પોતાના દુશ્મન ફ્રાન્સને હરાવવા આ ઠીક પ્યાદું હાથ કર્યું છે. અને છતાં આશ્ચર્યની વાત તો એ છે કે ફ્રાન્સે ઇંગ્લેન્ડની સાથે સાથે જનરલ ફ્રાન્કોની છત માન્ય રાખી છે અને એની સરકારને સ્વીકારી છે.

# I Rule [આઈ રૂલ]

શ્રી 'છત્રીવાલા'

સેન્ટ ઓગસ્ટાઈન અને રૂસોનાં આત્મવૃતાન્ત જેવા ગણાતાં મહાત્મા ગાંધીજીના 'સત્યના પ્રયોગો 'સારી દુનિયામાં રસભેર વંચાય છે. ગાંધીજીની જીવન કહાણી વાંચવામાં રસમુગ્ધ બનેલું જગત મારી આત્મકથા સાંભળશે એમ મને ઘડીભર શંકા થાય છે, પણ બીજીજ પળે એ અશુભ શંકા અદૃષ્ટ થઇ જાય છે, કારણકે ભલે યુરોપ, અમેરિકા ગાંધીજીના લેખો વાંચવામાં મશગુલ બન્યાં હશે; પણ આપણે અને ખાસ કરીને ગુજરાતીઓએ એવી પરવા કદિ કરી નથી. જ્યારે મહાત્માજીની આ દશા તો મારી કથા કોણ સુણશે એમ તમને પ્રશ્ન થાય છે. પણ એ તદ્દન અસ્થાને છે. કારણ કે વેપારી ગુજરાતને મારા જેવા નેતાની કથામાંથી ઘણું વ્યવહારિક જ્ઞાન મળશે. એવી તકનો લાભ તેઓ જતો કરે, એ બનવા જેવું નથી. સેંકડો રૂપીઆ ખરચીને, પ્રભાવશાળી બનવા માટે, જેઓ વિદેશી સ્કૂલ કે કોલેજનો કોર્સ લે છે, તેમને હું ખાસ આગ્રહ કરીને વાંચવા ભલામણ કરૂં છું.

મારી જન્મ તારીખ અને સ્થળ વગેરે જણાવવામાં હું વખત ગુમાવતો નથી. કારણ કે તમે Who's Who માં એ જોઇ શકશો અને ત્યાંથી જો તમને જોઇતી ખબર નહિ મળે, તો આપણા શહેરના કોઇ વૃદ્ધને પૂછી જોજો તો તમને કલાકેક આનંદ મળશે નાનપણથી જ મને મારા મુરબ્બીઓ મોહાંધ બુદ્ધિનો ગણતા. હું છ વરસનો હતો ત્યાં શ્રાધના દિવસોમાં દૂધપાક ખાવામાં મને બહુ મઝા પડતી. પણ શ્રાધના દિવસો પૂરા થતા મને દૂધપાક ખાવા મળ્યો નહિ ત્યારે મ્હેં એવું રમખાણ મચાવી મૂક્યું કે મારી વડીઆઇએ મને છાસમા રોટલો ભાંગી આપીને કહ્યું કે 'લે આ દૂધપાક.' એ 'દૂધપાક'થી હું અતિ પ્રસન્ન થયો. પણ ત્યારથી તો નાનાં મોટાં સર્વ કોઇ મને 'ત્રિકમ ગાંડો' કહેવા લાગ્યા.

બે વરસ સ્કુલમાં જવા છતાં મને આંક પૂરા આવડયા નહિ. મારા બાપા રવિશંકર માસ્તરને પૂછે કે 'મારા ત્રીકમને કંઇ આવડે છે?' તે વખતે એ માસ્તરનું મુખ જોઇ સર્વ કોઇનું હૈયું પીગળતું અને મને પણ તેમને માટે બળતું. હવે તમને ગુંચવણ ઉત્પન્ન થતી હશે કે આવો બુદ્ધિશૂન્ય હું, મહાન નર થવા કેમ પામ્યો? પેલ્માનના કોર્સથી એ રૂપાન્તર થયું હશે એમ તમે વિચારો છો? ના, એવું કાંઇ નથી.

મારા બાપદાદાની પ્રતિષ્ઠાથી હું તેમના ધંધામાં સારી રીતે મંડાઇ ગયો અને મારો રોજગાર ઠીકઠીક ચાલવા લાગ્યો. મારા બાપદાદાનું ધન અને મારા ભાવહિન મુખ પરની પાઘડીએ મને આગળ આવવામાં ઠીક મદદ કીધી. હું હિંમતથી કહું છું કે મારા મગજમાં તો કોઇ મહાન ફેરફાર થવા પામ્યો નથી. રવિશંકર માસ્તરનો હું કેટલેક અંશે આભારી ખરો. કોઇ એક બોર્ડિંગના સુપ્રિન્ટેન્ડન્ટને, તેના વિદ્યાર્થીએ અપમાન પત્ર આપ્યું. તેમાં લખ્યું હતું કે, "નાટક નહિ જુઓ! નાટક નહિ જુઓ! કહી નાટક જોવાની અમારી

મનવૃત્તિને તમે ઉશ્કેરી મૂકી. તે પ્રમાણે મારા માસ્તરે મને, 'તું ઠળ્ળુ છે, મૂરખ છે' કહી કહીને મારી બુદ્ધિ ઉશ્કેરવાથી, કદાચ તે ઉત્તેજિત થઇ હોય !

વખત વહેતાં, હું, અમારા જિલ્લાની લોકલબોર્ડમાં મેમ્બર નીમાયો, અને પછીથી તેના પ્રમુખ તરીકે ચૂંટાઇ જવા પામ્યો. પ્રમુખ થવાની લાયકાત મારામાં ક્યારથી આવી તેનો ચોક્કસ સમય હું તમને કહી શકતો નથી. પણ મારા વિનિત પક્ષની મદદથી મને એ માન મળ્યું. મારી બુદ્ધિની તેમને કદર હતી અને મને પણ તેમને માટે માન હતું. હવે તમે દાઢીએ હાથ મૂકી વિચાર શું કરો છો ? કે આ શંભુમેળો અહીં કેમ દાખલ થવા પામ્યો ? એ હકીકત હું તમને અન્યત્ર મારા 'Pushing to the front યાને ખુશામતનો ચકાવો'માં જણાવીશ.

હવે મારી વિટંબણાઓ વધવા માંડી. પ્રમુખ તરીકેની મારી ફરજ, કંઇ માત્ર ખુરસી દબાવીને બેસી રહેવામાં જ પૂર્ણ થતી નહિ. તકરારી બાબતના નિર્ણય કરવામાં મારી બુદ્ધિ કેમ દીપાવવી, તેની મારા મિત્રોને ચિંતા થઇ. મારા કૃપાશંકર મિત્રને કાયદાનું જરા ભાન હતું, તેમજ તેમની વ્યવહારિક બુદ્ધિ ઘણીકવાર ઉપયોગી નીવડતી. તેમણે કહ્યું કે તમારા કાકાએ એક વાર એક અંગ્રેજ જોડે, એક વાર 'યસ' અને બીજી વાર 'નો' કહી વાત કીધી તેમ તમારે પણ કરવું. પણ વ્યવહારમાં એ યુક્તિ નિષ્ફળ ગઇ. રશીયન ભાષા નહિ જાણનાર એક જર્મનની, ઝાર આગળ થયેલી સ્થિતિ કરતાં મારી દશા વધારે કઢંગી થઇ. ત્યારે કૃપાશંકરે કહ્યું, "મોટાભાઈ માસ્તરની પદ્ધતિ જાણો છો ? જ્યારે તેમના વિદ્યાર્થીઓને પરીક્ષામાં બહુરાશીના અમુક પદ ફેરવવાના છે એમ જણાવવા માગે ત્યારે તે પદની રકમ વાંચતાં પગ ફ્લોર પર ઠોકે. તેમ જ્યારે હું જમીન પર પગ ઠોકું ત્યારે–" કહી મારા કાનમાં 'આઇ રૂલ'નો અદ્ભુત મંત્ર મૂકયો.

એક વખતે બોર્ડની મિટિંગમાં બોર્ડની ઓફીસના વડા કારકુનને લાંચ લેવાના ગુન્હા માટે બરતરફ કરવાનો ઠરાવ મુકવામાં આવ્યો. તે ઉપર કોઇએ સુધારો મુકયો કે, 'વડા કારકુનની સેવાનો વિચાર કરી બોર્ડ તેને પાંચસો રૂપીઆ પારિતોષિક તરીકે આપવા અને પગારમાં પંદર રૂપીઆનો વધારો કરવો' ઠરાવ લાવનાર ગૃહસ્થે તરત વાંધો ઉઠાવ્યો અને કહ્યું કે "મારા ઠરાવ પર આ સુધારો નહિ કહેવાય. હું જ્યારે વડા કારકુનને બરતરફ કરવાની વાત કરું છું ત્યારે એ સુધારો, એને ઇનામ આપી, પગાર વધારી, કાયમ રાખવા જણાવે છે. વાત એક બીજાથી તદ્દન વિરુદ્ધ છે; માટે એ સુધારો નહિ કહેવાય" હવે મને શેક્સપિયરનાં વચનો યાદ આવ્યાં કે 'નામમાં શું' ભલે જોયે તો તેને સુધારો નહિ કહો, તો યે શું ? પણ આ વાત ત્યાંથી અટકી નહીં. મારી પાસે સભા જાણવા માગતી હતી કે તે સુધારો કહેવાય કે નહિ. પંદર સભ્યની સમક્ષ તમે કદી જુબાની આપી છે ? હું સ્હેજ અસ્વસ્થ થયો; કારણ કે આવી નાની બાબતમાં ઉતરી મેં મારાં મનને સાંકડા વિચારનું બનાવ્યું હતું નહીં. છેવટે મારા ગુરુજી કૃપાશંકરનું સ્મરણ કરી, તેમનું આપેલું 'I rule' નું અસ્ત્ર ફેંક્યું ને કહ્યું કે 'એ સુધારો કહેવાય,' ઇચ્છાઓ પ્રદર્શિત કરતાં જ

વસ્તુઓ બની તમે કદી અનુભવી છે? નહિ? ત્યારે તમને આ રૂલીંગે ઉત્પન્ન કરેલી અસરથી મને થતા આનંદનો તમને ખ્યાલ નહિ આવે. હવે એ સુધારો કહેવાય કે નહિ કહેવાય તે હજી હું સમજી શકવાનો દાવો કરતો નથી. પણ ત્યારથી હું I ruleનો પ્રતાપ સમજી શક્યો. તે મોટા વિખવાદોનો જલ્દી અન્ત લાવી શકે છે.

પણ 'I rule' નો મારો બીજો પ્રયોગ અતિ મશહૂર છે. અમારી બોર્ડના સભ્યોમાંથી એડ્યુકેશનલ બોર્ડની ચૂંટણી કરવાની હતી ચૂંટણી ઠરાવો ને સુધારાથી શરૂ થઈને સ્રેક ઈ કરી વોટ લઈ થવી જોઈએ. જ્યારે ઠરાવો પર મુકાયેલા સુધારા પર મત લેવાનો વખત આવ્યો ત્યારે કોઈએ કહ્યું કે એકમત આપવાની કે સર્વમત આપવાની પદ્ધતિથી કામ કરવું. એક સભાસદ તો ઠરાવ લાવ્યો કે 'ચૂંટણીમાં સર્વ મત આપી શકાય એવી પદ્ધતિ દાખલ કરવી.' મારી ક્રાન્તિક નજરથી તે નહિ દબાયો ત્યારે મેં I rule નું અસ્ત્ર ફેંક્યું. 'ચૂંટણી એકમતની પદ્ધતિથી જ કરવી મારો ઠરાવ ગેરકાયદેસર છે.' સઘળા અવાક્ બની બેસી રહ્યા. પણ ત્યાં તો પાછી રકઝક થઈ. કોઈ કહે ઉઘાડી રીતે મત આપવા તો કોઈ કહે બૅલટથી વોટ લેવા. હવે આ પ્રશ્નનો નિકાલ કોઈ ઠરાવ લાવી કરે તે પહેલાં મેં I rule નો પ્રયોગ કર્યો. એક કંટાળા ભરી તીરછી નજર ફેંકી ધપ્નો કોણ બને તેમ બંને હાથનો મેજપર પ્રહાર કરી કહ્યું 'બસ I rule ચૂંટણીમાં મત ઉઘાડી રીતે જ લેવા. આ વાત સર્વ કોઈએ કબૂલ રાખી અને મત આપવાનું કામકાજ શરૂ થયું હતું. ત્યારે કોઈ ઠરાવ લાવ્યો કે 'મી. સુમન્તરાય. લોકલ સેલ્ફ ગવર્નમેન્ટના મિનિસ્ટરને પૂછી શંકાનું નિવારણ નહિ થાય ત્યાં સુધી આ સભા મુલતવી રાખવી.' એ ઠરાવ સર્વાનુમતે પસાર થયો.

અફસોસ! દસહજાર અફસોસ! મારા રૂલીંગે ઉત્પન્ન કરેલી અસર ક્ષણભંગુર નીવડી. મને તો ચોરીમાં રંડાયા જેવું લાગ્યું. અમૃતનો પ્યાલો ઓઠે અડકાવીએ તેટલે ઢોળાઈ જતાં થતું દુઃખ તમે કલ્પી શકો છો? પણ હું જોઈ રહ્યો છું કે તમારી મારા પ્રત્યે સહાનુભૂતિ નથી અને તમે કોઈ બીજા વિચાર વમળમાં જ ગુંથાયા છો. કયા પ્રકારે વોટિંગ લેવું તે મિટિંગે જ કેમ ન નક્કી કર્યું? (પ્રધાને પણ એમજ સૂચવ્યું કે તમને અનુકૂળ પડતી પદ્ધતિ પર કામ કરવું. ત્યારે મારૂં રૂલીંગ કયાં?) આપખુદીભર્યા રૂલીંગ માટે પ્રમુખમાં અવિશ્વાસનો ઠરાવ કેમ ન મુકાયો? પ્રિય વાચક! આ હરિફાઈના જમાનામાં, સૌંદર્યની પરીક્ષા કરી ઇનામ વહેંચવામાં આવે છે. તેમ જો બુદ્ધિ શૂન્ય માણસોનું પ્રદર્શન ભરવામાં આવે તો, હું જરૂર ઇનામ લઈ જાઉં એ ખરૂં, પણ પરીક્ષકો તેમ કરતાં પહેલાં, મારી બોર્ડના સભ્યો તરફ એકવાર તમે જરૂર લક્ષ્યાવ.

ગમે તેમ હો, પણ તેથી 'આઈ રૂલ'નું મહત્વ કંઈ ઓછું થતું નથી, રેલ્વેના નોકર જોડે ટ્રેનમાં તકરાર કરતાં મેં આઈ રૂલ કહી જોયું, ત્યારે તેણે મને વેઇટીંગ રૂમમાં બેસાડયો. આવું માન સૌ કોઈને મળતું નથી. જો કે તેમ થવાથી હું ગાડી તો ચૂકી

ગયો. પણ તેથી શું ? દુનિયામાં કોઇ વસ્તુ મફત મેળવવી એ ગુન્હો છે અને મને તે પસંદ નથી, હું ઊંઘનાં જાગતાં I rule I rule બોલું છું. મારા ઘરમાં પણ મેં આઈ રૂલ ના પાટિયાં માર્યાં છે. Auto-suggestion માટે 'આઇરૂલ' ઉત્તમ વાક્ય છે. એથી તમારો પ્રભાવ અજબ વધી જાય છે.

હજી 'આઇ રૂલ'ના પ્રયોગોનો તો મેં પ્રારંભ માત્ર કર્યો છે. એની development કેવી થાય તે હું તમને જણાવતો રહીશ. પણ તે પહેલાં હું એટલું તો ચોક્કસ કહું કે દુનિયામાં બધે 'આઇ રૂલ' ફેલાયું છે. હાઉસ ઓફ કોમન્સમાં સ્પીકર એજ પ્રયોગથી ટકી રહ્યો છે. અને એસેમ્બલીમાં સ્પીકર એનો જ જાપ જપે છે. મારી એક એવી મહેચ્છા છે કે સ્પીકરને મળી તેમની સાથે આ વિષયની ચર્ચા કરી મારા અનુભવનો તેમને લાભ આપું. કોઇ સ્કુલના માસ્તરોને જો આ મંત્રનો ઉપયોગ આવડતો હોય તો વિદ્યાર્થીઓ તેમને We rule! નહિ કરી બતાવે. તેમને તો આ શસ્ત્રની અતિ અગત્ય છે.

આ પ્રયોગ પછી મારા ગૃહજીવનમાં થયેલો ફેરફાર સૌથી વધારે વિચિત્ર છે. ઘરમાં કાન્તા આજ પર્યંત બીન હરકતે રાજ કરતી. પણ જ્યારથી કૃપાશંકરની કૃપાએ હું આ મંત્ર શીખ્યો, ત્યારથી હું મોટી વાતો કાન્તાપર છોડી, નાની બાબતો પર 'આઇ રૂલ' કરવા લાગ્યો. કાન્તા ગભરાટમાં પડી, તે માને છે કે હું હિસ્ટીરિયાથી પીડાઉં છું. મારે ડાક્તરની દવાની જરૂર છે એક દિવસ મેં કાન્તાને પૂછ્યું 'કાન્તા, આજે શાનું શાક કીધું ?' તો કહે કે 'ભીંડાનું.' ત્યારે મેં કહ્યું 'નહિ I rule ! કારેલાંનું શાક કર.' ત્યારે તો તે ગભરાઇ છેડો વાળી, હાય હાય કરવા લાગી. 'કોઇ ડાક્ટર પારેખને બોલાવો હાય! હાય! મારૂં સત્યાનાશ વળવા બેઠું છે ?'

---

ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ, તરફથી ૧૯૩૯ના વર્ષના ગુજરાતી સાહિત્યની સમીક્ષા કરવાનું કાર્ય પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી અને પ્રો. મજરાય મુકુંદરાય દેસાઇને સોંપવામાં આવેલ છે. તો સૌ પ્રકાશકો અને લેખકોને વિનંતી કરવાની જે તેઓનાં પ્રકાશનો નીચેના સરનામે મોકલી આપી સભાને આ કામમાં સહકાર આપે. પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી, (એમ. ટી. બી. કૉલેજ) અઠવા લાઇન્સ. સુરત:

# 'પ્રામાણિક ન્યાયાધીશ'

શ્રી, 'અનાવિલ'

એક દિવસે હું જમીને આરામ ખુરશીમાં ઝોકાં ખાતો પડ્યો હતો એટલામાં મારા મિત્ર મધુસૂદન આવ્યા.

'કેમ છો, સાહેબ?'

'આવો, મુરબ્બી ભલે પધાર્યા.'

વાતનો કંઈ ખાસ વિષય ન હોવાથી આમતેમ વાત કર્યા પછી મધુસૂદને સાવચેતીથી કહ્યું, 'અનાવલા જેવી કોઈ મુત્સદ્દી કોમ નહિ હોં.'

હું સમજ્યો કે માર્યા ગયા. મારો કોઈ ××× કે ××× મિત્ર મારી પ્રશંસા કરતો ત્યારે મને મોટો ધ્રાસ્કો પડતો કે વળી આ શું કામ કઢાવવા આવ્યો હશે.

'અરે પણ તમારી કોમને કોઈ પહોંચે શું? ઇતિહાસ પ્રસિદ્ધ અને સાહિત્ય પ્રેમનો કબજો કરી પડેલી તમારી કોમ ક્યાં!

મધુસૂદનને લાગ્યું કે એમણે કરેલી પ્રશંસા કંઈક નરમ કરવી પડવાની. 'ના, તમે લોકો હોશીઆર તો બહુ પણ વિશાળ કાર્યમાં ઝુકાવવું મૂકવાને ઓછા પ્રસંગ આવે કારણ કે તમારી ન્યાતનો મોટો ભાગ ગામડાંની જિંદગીમાં જ સંતોષ માને છે.'

'ત્યારે એ બધા ગામડિયા ક્યાં ને તમે ક્યાં?' હવે મેં મી૦ મધુસૂદનને ઠેકાણે આવતા ધાર્યા.

'પણ તેથી એ ગામડિયા કંઈ ઓછા હોશીઆર હોતા નથી. મારા કાકા જ્યારે મુન્સફ હતા, ત્યારે તેમની કારકિર્દીમાં એક પ્રસંગ બન્યો, ત્યારથી અનાવલા નામથી સાવચેત રહી આવે છે. એ વાતની તેમને પાછળથી ખબર પડેલી. તેમને કંઈક હસવું પણ આવ્યું, કંઈક અંતઃકરણમાં ડંખ પણ થયો.'

'અંતઃકરણમાં?' મેં પૂછ્યું.

'હવે વાત તો સાંભળો.' કહી મધુસૂદને વાતની શરૂઆત કરી. એ સાંભળ્યે જ છૂટકો હતો.

જગતની ગડમથલ ને ઉનાળાના પ્રખર તાપથી સંતપ્ત થયેલાં માનવીઓ માટે સાલેજ, સોનવાડી, કછોલી વગેરે વાડી ગામો ઇશ્વરી આશીર્વાદરૂપ છે. 'સુધરેલાઓની' વિવેક શૂન્યતાને લઈને શહેરી અનાવિલો આ ગામનો retreat તરીકે ઓછો ઉપયોગ કરે છે. ભવિષ્યનો અનાવિલ 'વેલ્સ' કે હાર્ડી' સમર્થ ગ્રંથો લખવા માટે આ આહ્લાદ સ્થળો જ પસંદ કરશે. ગમે તે હો. પણ સાલેજમાં એક બીજાની પાડોશમાં રહેતા ભીમભાઈ અને મકનજીને તો આ આનંદદાયક ભૂમિની કિંમત ન હતી અગરતો બંનેને તાજા હવા પાણીનો અપચો થયો હોય. કારણ કે આ કુટુંબી વચ્ચે વર્ષો થયાં કલહ ચાલ્યા કરતો અને દર નવા દિવસે તેમને લડવા માટે કાંઈ નવું કારણ જરૂર મળી રહેતું. રોમીઓ ને જ્યુલીએટના બાપદાદાઓમાં, જેવા આ કલહમાંથી બને ખેડૂતોના નોકર ચાકર પણ અસર

મુક્ત ગણા ન હતા. ભીમભાઇને તથા મકનજીને હમ્ની વાડ માટે બોલા ચાલી થતી, તે ઉપરથી તેઓ 'તારી ભેંસ મારા વાડામાં ભગાઇ ગઇ ને કલમ બધી ખુંદી નાંખી' તો આ મારી શેરડીના ખેતરમાંથી તારો દુબળો શેરડી લઇ ગયો એ નહિ તો બીજા કોઇ ભૂત આવ્યો?' પર આવી જતા. આ પ્રમાણે થતું હોય ત્યારે ભીમભાઇ તથા મકનજીની પત્નીઓ બેદરકાર શાંત નહિ ઊભી રહે, જ્યાં મારો ભર્તા જાય ત્યાં હું' એ મહાસતી સુકન્યાના વચનને આચારમાં મૂકે. 'આ મારા કૂવા પરથી દોરડું કોણ લઇ ગયું ? લાવ મારૂં દોરડું' આ કલહમાં વિશેષણના પ્રયોગ છૂટથી થાય. 'તારી છોકરીએ મારી શાંતિની સ્લેટ ભાંગી નાંખી લાવ સ્લેટ લાવ નહિ તો પૈસા આપ.' તારી છોકરીને કહે કે બહુ ડહાપણી છે તે હું જાણું.' માતા સુકન્યા સત્યવાનને યમ પાસેથી છોડવી લાવી શક્યાં ખરાં. પરન્તુ તે એ અનાવલાને લડતા રોકી શકે કે કેમ તે શંકાસ્પદ છે. ભીમભાઇને મકનજીનો મામલો એવા રસ પર ચઢેલો હતો કે આગળ ડગલું ભરેલા અનાવિલોમાંથી કોઇ પાછું હઠે તેમ ન હતું. ગામના લોકો નિર્માલ્યતાને લઇને અગરતો 'રખેને મજા ચરકી જાય' ના ભયે કોઇ શાન્તિનાં વચનો બોલતું નહતું. પાંચ મિનિટમાં ત્યાં શું થાત તે કહેવાત નહિ અને આપણી વાતનો પણ એકદમ અંત આવી જાત. પરંતુ ભીમભાઇની પત્નીની આર્તહાયે 'ઓ મારે, આ રાંડે તો મને કૂવામાં નાંખી દીધી રે' બીજી બાજુ પર ચાલી રહેલાં યુદ્ધ તરફ સૈનિકો દોડી ગયા. અને જોયું તો મકનજીની પત્નિના 'પડ, તું કૂવામાં'ના પ્રત્યુત્તરમાં ભીમભાઇની સ્ત્રીએ ચીસ પાડી હતી. પાંચેક મિનિટ આમ લડાઇમાંથી નિવૃત્ત થતાં બંને પાડોશીને વિચાર આવ્યો કે આ બૈરાંને લડતાં અટકાવવાં જોઇએ આ વિચારથી તેઓ પોતપોતાની બૈરીને ઘસડીને ઘરમાં લઇ ગયા. અનાવિલ વીર સતીની એક ચીસે આવાં ભયંકર યુદ્ધનો અંત આવ્યો.

૨

નોકર અનાવિલોના ઉપરી અધિકારીઓ તેમને સ્હેજ ખખડાવીને કંઇ કહે અગર દમ ભરાવે તો તરત જ સામો થઇ તેને રોકડું પરખાવે કે 'આ તારી નોકરી ! હું તો ઢેફાં ભાંગી ખાશ.' એમ હાથ ધોઇ ઘેર આવી પોતાને હિસ્સે આવેલાં થોડાં એક વીઘાં જમીન પર મુસ્તાક રહી ગુજરાન ચલાવવા ધારે. ગામ આવી ને ખેતી કરવાને બદલે, ખેતી કરાવે. અને બીજા આળસુ અનાવિલ ખેડૂતો સાથે હાથમાં ચાંદીની ખોરીવાળી લાકડી લઇ, જાગીરદાર બની, ગામમાં મ્હાલે. પ્રતિદિન મધ્યમ વર્ગના અનાવિલ ખેડૂતોની સ્થિતિ બગડતી જાય છે. વરસે વરસે તેને નવું દેણુ કરવું પડે. અને નાત વેરો કરવાને પ્રસંગે, તો તેને જમીનનો ટૂકડો વેચ્યે જ છૂટકો અને એ જમીન કોણ રાખે? એમનાથી પણ ગરીબ કોળી, કણબી કે જે જાતે પરિશ્રમ કરી જમીન ગણોતે રાખી પાંચ પૈસા બચાવે. ઘણાની સ્થિતિના આવા ભયંકર પલટા થયા છતાં અનાવિલ ખેડૂત આળસ તજતો નથી. તે શું કામ ત્યજે? એ તો જન્મેલો જ અનાવિલ બાદશાહ ને ? વારસમાં મળેલી જમીન વેચાઇ રહે ત્યાં સુધી એને કોઇ પ્રકારની ખલલ આવે તેમ નથી.

આપણી વાર્તાના પાત્રો, ભીમભાઇને મકનજી તો જાતે મહેનત કરી ખેતી કરતા

ત્યારે જ તેઓ પોતાનાં કુટુંબને અન્ન ભેગા રાખી શકતા. વરસની આખરે તેમને ઉપજ જેટલું ખર્ચ થઇ રહેતું. કોઇ શાહુકારના દેવામાં ન હતા તેમજ જમા ખાતે તેમને કંઇ રહેતું નહિ.

પરંતુ એક વરસ આ ભાગમાં કેરીનો પાક સારો નહિ ઉતર્યો અને કેરીના ભાવ એકદમ વધી ગયા. સદ્‌ભાગ્યે, એ ગામે કોઇ કોઇ ખેડૂતના થોડાએક આંબા સારા આવ્યા હતા, અને તેઓ પણ સારા ભાવનો લાભ લેવા ચૂકયા નહિ. મકનજીને વરસાદ દરમિયાન સુરભર થઇ રહ્યું. પણ ભીમભાઇ ત્રણસેં રૂપિયા બચાવી શકયો.

'એ લોકોનું તો કંઇ કરવું જોઇએ ? બહુ કાયર કરે છે.'

ભીમભાઇની પત્નીએ મકનજી કુટુંબના રોદણાં પોતાના ધણી આગળ રડયાં.

'હું એ કેટલાક દિવસ થયાં એજ વિચાર કરી રહ્યો છું.' ભીમભાઇ બોલ્યો, 'મારો વિચાર છે કે, એને હું કોરટમાં ઘસડું. એને ખબર પાડું કે તું કોની સામે થાય છે. એના હિમાયતી હોય તેને લાવે, ત્રણસોએ ત્રણસો રૂપિયા ખરચાઇ જાય તો પણ મને પરવા નથી, પણ એને તો એક વખત ખરાબ કરૂં.'

૩

બીજે દિવસે ભીમભાઇ વલસાડના જાણીતા વકીલ ઝીણાભાઇને ત્યાં આવ્યા. ઝીણાભાઇની પ્રેકટીસ વલસાડમાં પહેલા નંબરની ગણાતી. તેઓ પ્રામાણિક તેમજ વ્યવહાર કુશળ હતા.

'તમારા કેસમાં કંઇ વળે એમ નથી' ઝીણાભાઇએ ભીમભાઇને કહ્યું

'કેમ સાહેબ ?'

'પણ તમે કયા આરોપ પર એને કોરટમાં ઘસડવા માગો છો ?'

'ગમે તે આરોપ.'

'અરે-ભલા માણસ, નાહક ખરચમાં શું કામ ઉતરો છો ?'

'નહિ. ભલે ત્રણસેં ખરચ થાય તોય હું તો કેસ માંડવાનો', ભીમભાઇ દૃઢ રહ્યા.

'વારૂ ત્યારે કયો આરોપ લખું ?'

'લખો તમને ગમે તે.'

'કબજા પ્રવેશ ?'

'હા'

'ગાળ દેવાનો'

'હા એ પણ ખરૂં.'

'હુમલો કર્યો.'

'બરાબર.'

'નુકશાનીનો.'

'એ પણ ચાલશે.'

તેમાં પણ ખાસ નવા લેખકો માટે આ પુસ્તક અમે અમૂલ્ય અને અતિ ઉપયોગી ગણીએ છીએ. પ્રો. દવેની વિદ્વતા અને સાક્ષરતા વિષે કોઇપણ પ્રકારનો મતભેદ નથી. એમની લેખન શૈલી શુદ્ધ અને વિશિષ્ટ છે. આ નિબંધમાં સાહિત્ય અને તેનાં અંગો, ગ્રંથાવલોકન કળા, સાહિત્ય શા માટે ? વગેરે નિબંધો અભ્યાસની દૃષ્ટિએ અતિ મનનીય છે. ગુજરાતી સાહિત્યના તાત્વિક સિદ્ધાંતોની મીમાંસા કરનારૂં આ પુસ્તક વાંચવા, અમે સાહિત્યના પ્રત્યેક અભ્યાસીને વિનંતિ કરીએ છીએ.

**સંસાર દર્શન :** લે. શ્રી. રમાકાન્ત દ્વિવેદી અને શ્રી. બાલકૃષ્ણ જોષી; સ્ત્રી શક્તિ ગ્રંથમાળા ૬૭; સ્ત્રી શક્તિ સાહિત્ય મંદિર, સુરત. ૦–૬–૦

આ પુસ્તકમાં પાંચ સાંસારિક વાર્તાઓ છે. એમાંની ચાર સ્ત્રીપુરૂષના જુદા જુદા નાતાના સંબંધોનું અને એક સમાજસેવિકા થવા જતાં માતૃત્વ ભૂલેલી સ્ત્રીના જીવનનું ચિત્ર રજુ કરે છે. જીવનના સામાન્ય પ્રસંગો લઇ નવલિકામાં ઉતારવામાં આવ્યા છે તે સામાન્ય જનતાને રસપ્રદ લાગશે.

**સ્ટવનું શાસ્ત્ર :** લે. શ્રી. નવનીતલાલ મહેતા, સ્ત્રી શક્તિ ગ્રંથમાળા ૩૪, સ્ત્રી શક્તિ સાહિત્ય મંદિર, સુરત. ૦–૩–૦

મુંબઇના કોરોનર શ્રી. આથવલે સાહેબ સ્ટવના અકસ્માતોની તપાસ કરતાં ઘણીવાર ગુજરાતીઓને ઠપકો દે છે અને કહે છે કે એ સ્ટવરૂપી શેતાનને સમુદ્રમાં પધરાવો. અતિરોષના આવેશમાં એઓ સાહેબ આમ બોલતા હશે તે સમજી શકાય છે પણ તે પ્રસ્તાવનો અમલ ઇષ્ટ નથી. આપણને એકાદ યંત્રનો ઉપયોગ ન આવડ્યો એટલે તેનો સદંતર નાશ કરવો એ વલણ વીસમી સદીને અનુકૂળ નથી. ખરી રીતે તો એ જ યંત્રને બુદ્ધિ અને સમજપૂર્વક કામમાં લેતાં શીખવે તેવી તાલીમનો પ્રબંધ થવો ઘટે છે. આ પુસ્તિકામાં અમને એ પ્રબંધ જડ્યો છે. આવી પુસ્તિકાઓનો દરેક ઘરમાં પ્રચાર થવો જોઇએ. આ વિષયની સમજુતી શાસ્ત્રીય હોય પ્રથમ વાચકને નીરસ જણાશે પણ એક વાર એને વાંચી જતાં ને તેની ઉપયોગિતા ધ્યાનમાં આવતાં ઘણી બ્હેનો તેને હોંશે હોંશે વાંચશે.

**संघ व्यायाम और बोधक पत्र:** યોજકને પ્રકાશક રાજ. પ્રો. માણેકરાવ, વીઠ્ઠલ, ક્રીડા ભવન, વડોદરા. ૦–૪–૦

વડોદરાનું જુમ્માદાદા વ્યાયામ મંદિરનું નામ આપણે ઘણા સમયથી સાંભળતા આવ્યા છીએ; છતાં ત્યાં શી શી તાલીમ મળે છે અને ત્યાં શિક્ષણ અને છાત્રાલયવાસના શા શા કાયદાકાનૂનો છે તેનાથી બધા પરિચિત હોતા નથી. આ બોધક પત્રમાં જીજ્ઞાસુઓને એ પરિચય મળી રહેશે.

સંઘ વ્યાયામ વખતે જુદા જુદા મથકે જુદાજુદા શાસન શબ્દો વપરાય એ રાષ્ટ્રીય ઐકયની નજરે હિતાવહ નથી, એ વાત દરેક વ્યાયામ પ્રેમી વ્યક્તિને ગળે ઊતરી ગઇ છે. આજ લગીમાં આ પુસ્તિકાની ૨૦ લાખ પ્રતિઓનો પ્રચાર થયો છે તેજ એ વાતની સાબીતિ છે. હજુ પણ આ શબ્દોનો વધુ વધુ પ્રચાર થાય અને આખા હિંદમાં તે સામુદાયિક કવાયતો વખતે વપરાશમાં આવે એ જરૂરનું છે.

---

# સાકરીઆ ચણા

શ્રી 'બૈયાજી.'

ફ્રેન્ચ વડા પ્રધાન ક્લીમેન્શોને કોઈએ પૂછ્યું, 'અકસ્માત અને આપત્તિમાં શું તફાવત ?' ત્યારે તેણે કહ્યું, 'પ્રેસિડન્ટ વિલ્સન કૂવામાં પડી જાય તે અકસ્માત અને જો તે કૂવામાંથી પાછો બહાર નીકળે તો આપત્તિ.'

... ... ... ...

ઓક્સફર્ડનો એક ડીન રસ્તે જતો હતો, ત્યારે તેને કોલેજના કેટલાક વિદ્યાર્થીઓ સામે મળ્યા. પણ તેમાંના કોઈએ ડીનને સલામ ન કરી તેથી તેને નવાઈ લાગી. તેણે કોલેજીયનોને ઊભા રાખી પૂછ્યું, 'તમને કોલેજમાં આવ્યાને કેટલા દિવસ થયા ?' એકે કહ્યું, 'આઠ દિવસ'. ડીન બોલ્યો, 'બરાબર, હવે હું સમજ્યો કુરકુરિયાં જન્મ્યાં પછી નવમે દિવસે આંખ ઉઘાડી જોતાં થાય છે !'

... ... ... ...

કોઈ એકે ફ્રેન્ચ લેખક ફોન્ટેનેલને પૂછ્યું, 'ઘડિયાળ અને સ્ત્રીમાં શું તફાવત ?' તેણે કહ્યું, 'એક કલાક બતાવે, અને બીજી કલાક વિસરાવે.'

... ... ... ...

એક આયરિશ બેરીસ્ટરે એક કેસમ ત્રણ કોર્ટમાં બચાવ કીધો પણ ત્રણે કોર્ટમાં તે હારી ગયો. એક કોર્ટનો જજ બુદ્ધિશાળી હતો અને બીજી બે કોર્ટના જજો કંઈ હોશિયાર ન હતા. તેને કોઈએ પૂછ્યું, 'તમે કેમ હારી ગયા ?' તેણે જવાબ આપ્યો, 'હું શું કરું ? મારી સામે ૧૦૦ જજો હતા !' 'કેવી રીતે ?' 'એક જજ અને બીજા બે cyphers-શૂન્યો. એટલે એકને બે મીંડાં એટલે ૧૦૦ થાય ને ?'

... ... ... ...

ડ્યુક ઓફ ડોરસેટ, જહોન ડ્રાઇડીન, બોલિંગબ્રૂક, ચેસ્ટરફીલ્ડ ચારે મિત્રો ઘણીવાર ભેગા મળી સાહિત્ય વિષેની ચર્ચા કરતા. એક વખત જહોન ડ્રાઇડીનને પરીક્ષક નીમી બીજા ત્રણ જણ હરિફાઈમાં એકેક લેખ લખી લાવ્યા અને કોનો લેખ ઉત્તમ છે તે ઠરાવવા ડ્રાઇડીનને સોંપ્યું. ડ્રાઇડીને ત્રણેના લેખો વાંચી ચેસ્ટરફીલ્ડ અને બોલિંગબ્રૂકને ઉદ્દેશી કહ્યું, 'માઇ લોર્ડઝ, તમારા બંનેના લેખો સારા છે પણ તમારા બંનેના લેખો કરતાં ડ્યુક ઓફ ડોર્સેટનું લખાણ વધારે સારું છે એમ હું કહું ત્યારે મારી ખાત્રી છે કે તમે પણ મારી સાથે સમ્મત થશો.' ડ્યુક ઓફ ડોર્સેટનું લખાણ 'જહોન ડ્રાઇડીન માગે ત્યારે તેને હું સો પૌંડ આપવાનું વચન આપું છું. ડોર્સેટ.'

## — જાહેર ખબર —

અમારે ત્યાં દરેક જાતનું કસબી, આરી તથા બાદલાની ફેન્સી ડીઝાઇનનું કામ ચાલુ જમાનાને અનુસરી કરી આપવામાં આવે છે. ભરેલાં અભલાં પેઈન્ટીંગ સાથે તેમજ સાડીનાં પોત પણ કિફાયત ભાવે મળશે.

એક વખત પધારી ખાત્રી કરવા અમો ભલામણ કરીએ છીએ.

**દેસાઇ મગનલાલ ભીમભાઇ (પલસાણાવાલા)**

**ઠે૦ પારકુળીઆ, નવસારી**

---

તમો—

## બેકાર છો ?

તો

શા માટે દરજીનું કામ શીખી રૂપીઆ બે રૂપીઆ રોજ કમાઈ શકતા નથી. શીખવવાનો ચાર્જ રૂપીઆ પચીસ અને પંદર જવાબ સાથે લખો યા મળો:—

ગણદેવા ટેલરીંગ એન્ડ કટીંગ કલાસ

મુ. પો. ગણદેવા

---

## ઇમારતી લાકડાં અને સાઇઝો

**ઉત્તમ માલ**

**કિફાયત ભાવ**

ઇમારતને બરની દરેક જાતની સાઇઝો તૈયાર મળશે

મેંગલોરી નળિયાં તથા દરેક જાતના પત્થરો પણ મળશે

મલબારી પાટિયાં તથા કામડીના ભારા પણ મળશે

**દેસાઇ પરાગજી જગાભાઇ એન્ડ કું.**

હે. ઑ, બંદરરોડ, નવસારી

બ્રાંચ : ઇમારતી લાકડાંના વેર. ૨૭. ગેટ—નવસારી

# પૂર્ણા

તંત્રી : રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક : ૨ | એપ્રિલ : ૧૯૩૯ | અંક : ૯

## નિષ્કામ સેવા

"વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયની મુલાકાતે કે. શ્રીમંત સયાજીરાવ એકવાર આવ્યા. ક્યુરેટર શ્રી. ન્યુટન મોહન દત્તે બધે ફરી સઘળું દેખાડયું. શ્રીમંતે શ્રી. મોતીભાઈ સાથે ગ્રામ પુસ્તકાલય પ્રચારની વાતો કરી, વિદાય થતાં થતાં મોટર પાસે બોલાવી શ્રીમંતે પૂછ્યું Have I decorated you (મેં તમને માનચાંદથી કાંઇ નવાજ્યા છે ?)? શ્રી. મોતીભાઇ મૌન રહ્યા. શ્રી. દત્તે તેમના વતી જવાબમાં ના કહી. 'તુરત કાગળો કરો'ની રાજાજ્ઞા થઈ; પરંતુ કીર્તિથી નિર્લેપ શ્રી. મોતીભાઈએ, શ્રી. દત્ત અને બીજાઓ સાથે હીલચાલ કરી મળતું બહુમાન અટકાવ્યું. તેમ છતાં સારી સરખી રકમ પર્સ તરીકે તેમને મળી. જે તેમણે પોતાના પ્રિય સત્કાર્યમાં વાપરી દીધી. ઈલ્કાબ મેળવવા માટે પ્રવૃત્તિ કરનારા ઘણા જોયા છે. તોપણ ન મળે તેવી તજવીજ કરનાર વિરલજ હોય છે.

['પુસ્તકાલય'માંથી]

પ્રતાપરાય ગીરધરલાલ મહેતા

# — અલગારી —

હોય મૂરખ કહેવો તો કહેજો કહજો પાગલ ભાઇ
મારે મન એ અપશબ્દેથી મારો જશ પથરાય,
લોક કહે છે કુટુંબકેરી સાચી રકત—સગાઇ,
મારે મન તો ભારત માનાં ચાલીશ કોટિ ભાઇ.
લોક ઢુંઢે છે દેવલ, દરગા, કહે વસે ત્યાં દેવ,
મારે મન તો વતનભૂમિના રજકણમાં પણ દેવ.
લોક કહે છે શાસ્તર કહેતાં કેવલ કુરાન, વેદ,
મારે મન તો અભણ ભણે જે કક્કા તે પણ વેદ.
લોક સુણે કવિતા કવિઓની પદમાં પ્રાસ પ્રસાદ,
મારે મન તો કવિતા મૂગાં દુખિયાં દિલનો સાદ.
લોક રીઝે સોળે શણગારે લે હીરાગર વેશ,
મારે મન તો આ ખરબચડી ઘરની ખાદી બેશ.
લોક કરે છે જગનો જાત્રા જઇને ગયા, પ્રયાગ,
મારે મન તો ગરીબ ઘરોને અજવાળું એ યાગ.
લોક કહે છે હું અલગારી અલગ બધાથી ભિન્ન,
મારે મન તો હું સંસારે જનતાથી છું અભિન્ન.

—પ્ર.

# શતવર્ષી*

કા...કા... આગ્રહથી અને સતત શો આ કાગડો ઊચરે,
પાસે રોટલી એક બે પડી હતી નાંખેલ કોઇ જને,
સણ્યું ના પણ એનું કોઇ સ્વજને કા...કા...ઊંચે જે કર્યું,
કા...કા... તોય બીજું જરી નહિ થયું, કોઇ કુટુંબી–તણું:
દૃષ્ટિ ફેરવી એમ જોયું સઘળે કે કો પ્રતિસ્પર્ધી ના,
ને ઊડયો ગગને ગયો સતત એ કા...કા... કરંતો ઊંચે,
પાછો તુર્ત જ એ ફર્યો ક્ષણમહીં સંતોષથી મ્હાલતો,
આમંત્રિત ગૃહસ્થથી વધી ગયો એ શોર કા...કા... તણો;
કા...કા... વાત વિનોદની કરી બધા સાથે મળીને જમે,
આવા સ્વાર્થવિહીન જીવ જગમાં સો વર્ષ કા ના જીવે ?

પ્રપન્ન. ગો. કાજી

* કાગડાનું આયુષ સો વર્ષનું કહેવાય છે.

# દેખતાં અંધાં.

ફેરો કરીને ઉધરાવતો જતો,
પંજાબથી હું લવપુર ગયો હતો;
ઉદ્યાન ત્યાં મોગલકાળનાં ઘણાં,
ત્યાં શહેરી લોકો ફરવા જતા ઘણાં.
વાયુ હતો શીતલ સાન્દ્ર હવા વહેતો,
હોજ હતો જલફુવાર શીળો ઊડતો,
ભોંયે હતાં હરિત નાંદરવાં રસાળાં,
ખીલ્યાં હતાં મધુરપુષ્પ ઘણાં રૂપાળાં.
વેલની વીથિકાઓમાં, વૃક્ષોની કુંજકુંજમાં
હાલી અલકાપુરી કેરી પરીઓ પુષ્પપુંજમાં.
બેઠી હતી તે ઉર ગોઠડી કરે,
ઊભી હતી તે બગીચે હરે ફરે,
હરે ફરે તે સહુ ટેકડી કરે,
પરસ્પરે હાસ્ય કરે, મઝા કરે.
ઘોડાગાડી, દ્વીચક્રી કે મોટરે સ્વારીએ ચડી
જુવાનો ફેંકડા આવે, હાથે સુવર્ણની છડી.
મોજે છુપાયા પગ, ડોક કોલરે
બાંધ્યા પટા સુંદર ગોળ કમ્મરે,
માથે મૂકી હેટ ન તાપ છે છતાં,
આંખે ધર્યાં ચશ્મ સુવર્ણના હતાં.
ઊંચી એડી, ઊંચી સાડી, ગડી ના પોલકે પડી,
હોઠો રંગ્યા, ભવાં રંગ્યાં, હાથે રૂમાલની ગડી-
એવી ઘણી યુવતીઓ કરી કેડ-ભંગી-
શું જીવતી કનકવેલ જ કોમલાંગી?
કે નાચતી ઉપવને રમતી કુરંગી?
આવી હતી મદ ભરી, ઉર કામ્યરંગી.
રાજા આવે, પ્રજા આવે, આવે મુનીમ શેઠિયા;
બધા હર્ષે સુખે વેશે, લાગે કોય ન દુખિયા.
'વાંચો છાપું, નવું આપું, જુઓ જાણો નવું નવું'
છાપાના ફેરીયા બોલે, સુણી તે પત્ર હું લઉં.
છાપું ઉઘાડું મહીં લેખ છે લખ્યો:
'દુષ્કાળ આવ્યો, જન-કાળ આવ્યો,
જાણે ફરી છપ્પનિઓ પધાર્યો,
એનો સપાટો નહિ જાય વાર્યો.
ખાવાના કોળિયા માટે માતા પુત્ર લડે રડે,
પેટના ખાડલા માટે પુત્રીઓ વેચવી પડે.

કંગાળ કાયા થઇ હાડપીંજર,
ચૂસી રહી ખૂન ખમીર વ્યંતર,
ભયંકર ભૈરવકેરું ખપ્પર,
ભરખી જશે વિશ્વ શું કાળવજાજર ?
પશુના પેટમાં ખાડા, આંખો ઊંડી અવાચક,
બોલી જાણે ન શું બોલે રડે દુખાર્ત યાચક.
સૂકાં નદી ન્હેર, નવાણ; ભોમમાં
ચીરા પડે; મ્હોંય વકાસી ભૂરમા
તાકી રહી છે ગગને હતાશ શી,
લીલાં હતાં ખેતર ત્યાં રણો રચી.
સૂકાં રાને સૂકાં વૃક્ષો, છાયા, આરામ ના મળે;
હૈયે બળી જળી જાણે, ગનો દાવાનળે બળે."
એવી હતી વાત હજાર છાપે:
'પંજાબ હિસ્સાર બળે છ શાપે.'
કિંતુ જરા પેપર બ્હાર જોતાં
દુકાળનાં દૃશ્ય અલોપ થાતાં.
વેલની વીથિકાઓમાં વૃક્ષોની કુંજ કુંજમાં,
બેઠાં દીસે સુખીઓનાં જોડાંઓ પુષ્પપુંજમાં.
આ સ્વર્ગ તો દોજખ તે હશે, કહો :
આ સત્ય તો તેહ અસત્ય છે, કહો ?
આ ઉચ્ચ હિમાલય તે રસાતલ ?
અમ્બોધિ આ તે સહરા શું નિર્જલ ?
શોખીનોનાં કરે છાપાં શોભાનાં પુતળાં હતાં;
વાંચે એ ના છતાં વાંચે દુકાળે કોણ રીબતાં.
એ તો વાંચે પ્રણય રચના, કોઇ અદ્‌ભુત કિસ્સા,
એ તો વાંચે નટનટીતણાં નૃત્ય કેરી સમીક્ષા,
કે વા વાંચે અતિ પલટતા ભાવ રૂ ના બજારે;
ના એ વાંચે પીડિત જનની દુઃખગાથા કદા રે.
છે આગ લાગી પણ ના નિહાળવી,
છે રેલ આવી પણ તે ન ભાળવી,
બળી રહ્યાં બાંધવ ના બચાવવાં,
ડૂબી રહ્યાં બાંધવ ના ઉગારવાં.
અંધાપો એ નથી તો શું સમાધિ યોગની હશે ?
કહે ' સંસારની માયા જેને ના સ્પર્શશે કશે ' ?
પ્રશ્નો પૂછી પૂછી થાકું, દેખું એ સ્વર્ગ દેવની,
પાસે છાપાં હતાં ખુલ્લાં હતી ના આંખ તેમની.

# મારી પ્રવાસ પોથીમાંથી થોડાંક પૃષ્ઠ

## અથવા

# સુરતથી અમરનાથ

શ્રી. સેવાનંદજી

## (૩)

### ઋષિકેશના 'મહાત્માઓ' !

ખીસાકાતરૂઓ લોકોનાં ગજવાં કાતરી લે છે, તે સૌ જાણે છે; રેલ્વેમાં ચોરી કરનારાઓ મુસાફરોને કલૉરોફૉર્મ અથવા એવું તેવું કાંઇક સૂંઘાડીને તેમનાં પેટી પોટલાં ફેંદીડી લે છે, તે પણ સૌ જાણે છે: પરંતુ તેઓ ક્યારે, કેવી રીતે, શાં શાં સાધનો વડે અને કેવી કેવી યુક્તિઓ વડે પોતાનો વ્યાપાર ચલાવે છે, તે થોડાક જાણકારો સિવાય બીજા કોઇ જાણતા નથી, તેવી રીતે આ કહેવાતા સાધુઓ–સંન્યાસીઓ–મહાત્માઓ–આપણા રાષ્ટ્રદેહને વળગેલી ઉધાઇ અથવા જીવાતો છે, તેઓ રાષ્ટ્રીય શરીરના સત્વને કોલી ખાઇને તેને ખોખું બનાવી દે છે, તેઓ રાષ્ટ્રની ઉન્નતિના પ્રવાહને રોકી રાખનારા પથરાઓ અથવા કાદવના કટાઓની ગરજ સારે છે, તેઓ દેશમાં આળસ, અકર્મણ્યતા, જડતા, પ્રારબ્ધવાદ, વર્ણવાદ, અંધશ્રદ્ધા, ગુરુપૂજા વગેરેનો પ્રચાર કરે છે, વ્હેમ અને પાખંડના હાલી ગએલા પાયાઓને મજબૂત કરવાની ચેષ્ટા કરે છે, દેશમાં ચારે બાજુએથી આવતા પ્રકાશને રોકી રાખવા લોકોની આંખો ઉપર કાળી ચાદરો વીંટાળે છે, દેશદ્રોહ અને રાજભક્તિનો ઉપદેશ દે છે— આ બધું 'મહાત્માઓ' કરે છે તેનું થોડું, ઝાંખું, અપૂર્ણ જ્ઞાન તો કોઇ કોઇને હોય છે પણ તેઓ પોતાની જાળ કેવી રીતે પાથરે છે અને કેવી રીતે પોતાનો વ્યાપાર ચલાવે છે તેનું વિગતવાર જ્ઞાન લોકોને હોતું નથી. પરંતુ આજે જ્યારે ભારતવર્ષ પોતાનો કાયાકલ્પ કરવાનો પ્રયોગ આદરી બેઠો છે, ત્યારે પોતાની કાયામાં ક્યાં ક્યા રોગગ્રસ્ત, મુડદાલ અંશો છે કે જેમનો સત્વર નાશ કરી નાખવાની પહેલા નંબરની જરૂર છે તે તેણે જાણી લેવું જ જોઇએ. જો તે સારી રીતે નહિ જોઈ લે અને તેના નવા શરીરના ઘડતરમાં જો કોઇ પણ મુડદાલ તત્ત્વ રહી જશે તો તેનો કાયાકલ્પ નિષ્ફળ નીવડશે અને એ પ્રયોગને પાછો ફરીથી કરવાની જરૂર પડશે. આજ તે ક્ષણ છે કે જ્યારે ભારતવાસીઓએ સાવધાન થઇને જોઇ લેવું જોઇએ કે પોતાના નવીન સબળ રાષ્ટ્રશરીરમાં એક પણ રોગીલો જીવનકણ અવશિષ્ટ રહી ન જાય; પોતાની નવીન ઇમારતમાં એકપણ સડી ઇંટ, લાકડું કે પત્થર ન રહી જાય કે આગળ જતાં તેને કાઢી નાંખવાની જરૂર પડે. કાયાકલ્પનો પ્રયોગ કરનાર પોતાના એક શાશ્વત આત્મા સિવાય માંસ, મજ્જા, રુધિર, અસ્થિ, ત્વચા, સર્વને એકવાર શરીરમાંથી કાઢી નાંખીને તેમનું નવેસરથી ઘડતર ઘડીને નવો અવતાર લે છે તેજ પ્રમાણે ભારતવાસીઓએ પ્રાણીમાત્રની એકતા અભિન્નતા–જે ઋષિ

મુનિઓના શિક્ષણનો અર્ક છે, જે હિંદુધર્મનો સનાતની આત્મા છે. તેને કાયમ રાખીને બીજી બધી પુરાણી ભાવનાઓને ભઠ્ઠીમાં અથવા તેજાબમાં નાખીને તેમને ફરીથી શુદ્ધ કરીને, નવેસરથી તેમની રચના કરીને પોતાના નવીન રાષ્ટ્રદેહમાં ધારણ કરવી પડશે.

આપણા રાષ્ટ્રશરીરને લાગુ પડેલી ઉધઇ મૂળે એક હોવા છતાં તે નાના રૂપે અને નાના પ્રકારની યુક્તિઓ વડે આપણું સત્વ ચૂસી ખાતી જોવામાં આવે છે. તેનું અસલ સ્વરૂપ તો પૂંજીવાદ(capitalism)છે, પણ તે માયાવી દાનવની માફક નાના પ્રકારનાં રૂપરંગ ધારણ કરતી જાય છે. કોઇ ઠેકાણે તે વકીલ થઇને મુકદમા લડે છે, કોઇ ઠેકાણે તે ન્યાયાધીશ થઇને ન્યાયાસન ઉપર બેસી જાય છે, કોઇ ઠેકાણે તે ધારાસભાઓમાં લોકનિયુક્ત સભાસદની ખુરશી દબાવી બેસે છે, કોઇ ઠેકાણે તે જોષી બનીને લોકોની ભૂતભવિષ્યની વાતો બકવા મંડી જાય છે, વળી કોઇવાર તે મંત્ર, તંત્ર, તાવિજ અને કામધેનુ માદળીઆં બનાવનારો અને મનની તમામ કામનાઓને પૂર્ણ કરાવી દેનારો મંત્રવેત્તા બની જાય છે, કોઇ ઠેકાણે કાને લાંબી કલમ અને ખોળામાં ગરીબોના લોહીથી ખરડાએલા લાલ પૂંઠાવાળો નામાનો ચોપડો લઇને શાહુકારનું રૂપ ધારણ કરે છે, મુંબઇના ફૉરાસ રોડ ઉપરની વીજળીથી ઝગમગતી ચાલીઓમાં તે વેશ્યાનું રૂપ લઇને લોકોનાં તનમનની બરબાદી કરે છે અને એજ માયાવી રાક્ષસ કાશી, હરદ્વાર, ઋષિકેશ વગેરે સ્થાનોમાં "जटिलो मुंडी लुंचितकेशः काषायाम्बरबहुकृतवेषः" સાધુ, સન્યાસી, વૈરાગી, જોગી, જતિ બનીને લોકોની આંખે ઊંધા પાટા બંધાવીને તેમને અંધકાર, પાખંડ અને અંધ વિશ્વાસના કાદવમાં અથડાવી મારે છે. વૈદ્ય, વકીલ, વેશ્યા, દારૂ તાડીનો વેપારી, વ્યાજખોર મારવાડી, બેઠાખાઉ શેઠીઓ, જોષી, મંત્રતંત્ર કરનારો અને બાવો—એ બધાં જ એક જ મગઘડીનાં ધંડાં છે, સ્વભાવે એક સરખાં છે, તેમનો મૂળ ઉદ્દેશ એકજ છે, ફક્ત દેશ, કાળ અને પરિસ્થિતિને અનુસરીને તેઓ જુદી જુદી રીતે તેમની પૈશાચિક પ્રવૃત્તિ ચલાવે છે. પણ એ બધામાં **બાવો** સૌથી વધારે ભયંકર છે; એનાં મૂળ સૌથી વધારે ઊંડાં ગયાં છે; અને એનો ડંખ તેના શિકારની ત્વચાને નહિ પણ તેના ઊંડામાં ઊંડા મર્મસ્થળને વીંધી નાંખે છે. તે બાપડો ઉલ્લુ બને છે અને છતાં તે મનથી માની લે છે કે અમુક મહાત્માએ મારા ઉપર ખાસ કૃપા કરીને મને કૃતાર્થ કરી દીધો! બિચારી વેશ્યાનો મેલો ધંધો ઉઘાડો પડી જાય છે: તે પોતે પણ કબૂલ કરે છે કે મારી ઓરડી એ નરકમાં પ્રવેશ કરવાનું દ્વાર છે. તેના ઘરાક પણ શરમાતા શરમાતા તેનો આશ્રય લે છે અને મનમાં પણ સમજે છે કે અમે સારૂં નથી કરતા; પરંતુ બાવો એવો રોજગાર લઇ બેઠો છે કે જે વેશ્યાના ચેપી રોગના કરતાં પણ વધારે ઉગ્રલેખ છે અને છતાં તે ધર્મ અને પવિત્રતાના ઢાંકણ નીચે ઢંકાઇ જાય છે; બાવો લોકોના આત્માને મૂર્છિત કરી દે છે અને છતાં પોતે તેનો ઉદ્ધાર કરવાનો પોકળ દાવો કરે છે; તે પોતાના શિષ્યના ધનને હરેક પ્રકારે હરી લે છે અને છતાં શિષ્ય તેને નિઃસ્વાર્થી, નિર્લોભી અને સર્વત્યાગી માની લે છે; અજગરની ચૂડમાં પકડાઇ ગએલા હરણની માફક તે બિચારો ભોળો માણસ આ બાવાના સહવાસમાં બેસીને પોતાનું આત્મબળ ગુમાવતો જાય છે અને તે છતાં તે મનથી માની લે છે કે પોતે આત્મિક ઉન્નતિ કરતો જાય છે! બાવાનો પ્રાણઘાતક

રોજગાર ધર્મની દિવાલની પાછળ સુરક્ષિત રહે છે, તેથી કરીને જ્યારે બીજી બધી ઉધઇઓ ઉધાડી પડી જાય છે ત્યારે આ મહાન અનર્થકારી જમાત રાષ્ટ્રશરીરમાં પોતાનું વિષ ફેલાવતી જાય છે આ સંસ્થાને સુધારવાનો પ્રયત્ન કરવો નકામો છે. સુધારાને માટે તેમાં અવકાશજ નથી; તેને સુધારવાને સારૂ થતા પ્રયત્નો નિષ્ફળ નીવડે છે એટલું જ નહિ પણ ઉલટા તેને વધારે સબળ બનાવે છે. એ સાધુઓને કેળવવાને માટે પાઠશાળાઓની સ્થાપના કરવી એ સાપને દૂધ પાઇને પુષ્ટ કરવા સમાન છે. કારણ કે એ પાઠશાળાઓમાંથી થોડું ઘણું ભણતર ભણીને જેઓ બહાર પડે છે તેઓ પોતાના ભણતરનો ઉપયોગ દેશમાં પ્રકાશ નો ફેલાવો કરવામાં નહિ પણ પ્રકાશને અટકાવવામાં કરે છે. તેઓ શાસ્ત્રોની સડી ગએલી દલીલો વડે નીચ, ઊંચના ભેદનું સમર્થન કરે છે, શુદ્રોને અને અંત્યજોને સદાને માટે પગતળે રાખવાની હિમાયત કરે છે,સ્ત્રીઓની અને મજુરોની જાગૃતિને ઊગતી ડાભી દેવાને પ્રયત્ન કરે છે, પુર્નજન્મ અને પ્રારબ્ધવાદની યુકિતઓ વડે રાજા શાહુકાર અને પૂંજીવાદીઓની ચુસણ નીતિની વકીલાત કરે છે, વગેરે વગેરે નાના પ્રકારનાં સામાજિક અનિષ્ટોને શાસ્ત્રોનાં જૂનાં પુરાણાં સડી ગએલાં ચીંથરાંઓ વડે ઢાંકવાની ચેષ્ટાઓ કરે છે, તેથી કરીને સમાજને માટે વિશેષ હિતકર તો એ છે કે એ સંસ્થાને સુધારવા કરતાં તેને જડમૂળથી કાપી નાખવી- તેનાં મૂળીઆં ઉપર પેટ્રોલ રેડીને બાળી મૂકવી કે જેથી કરીને તેનો ફરીથી ફણગો ફૂટવા પામે જ નહિ.

આ ધોળા દિવસની લૂંટ, મનુષ્યોના આત્માને મૂર્છિત કરી દેનારા આધ્યાત્મિક ક્લોરોફોર્મ સુંઘાડવાની આ ક્રિયા આટલા બધા લાંબા જમાનાથી શાથી ચાલ્યા કરે છે, શા કારણથી આ કરોળીઆઓનાં જાળામાં બિચારી ભોળી માખીઓ સપડાઇ જાય છે, શા કારણથી નિર્દોષ અને અજ્ઞાન માનવ પ્રાણીઓ મરતાં મરતાં પણ પોતાને ગળે ટૂંપો દેનારના હાથને નથી જોઇ શકતાં, તેનાં બે મુખ્ય કારણો છેઃ **એક તો બ્રિટિશ મુત્સદ્દીઓની કૂટનીતિ અને બીજું આ સાધુઓએ ઓછામાં ઓછાં હજાર દોઢ હજાર વર્ષથી કરેલો બહોળો પ્રચાર.**

બ્રિટિશ મુત્સદ્દીઓ સારી રીતે સમજે છે કે તેમના રાજ્યના પાયાની મજબૂતીનો આધાર હિંદના લોકોના અજ્ઞાન ઉપર રહેલો છે, તેથી આ અજ્ઞાનના અંધકારને વધારે ચિરસ્થાયી કરવાના તેઓ પ્રયત્નો કરતા જ રહે છે. તેઓ આજે દોઢસો વર્ષ કરતાં વધારે વખતથી આ દેશના ઉપર રાજ્ય કરે છે છતાં પણ તેઓ સેંકડે દશ ટકા કરતાં વધારે માણસોને સાક્ષર નથી કરી શકયા. શિક્ષણનો ખર્ચ તેમણે આજ સુધી તો આપણને દારૂતાડી પાઇને તેમાંથી થતી આવક વડે જ નીભાવ્યો છે અને તે પણ ના છૂટકે કરવો પડે એટલો જ કર્યો છે, આખી દુનિયામાં છેલ્લાં વીસ, પચ્ચીસ વર્ષથી ઘૂમી વળતી અને પૌરાણિકતાની તથા મધ્યયુગની ભાવનાઓની ભેખડોને ચૂરમાર કરતી આધુનિકતાની હવાને આ દેશમાં આવતી અટકાવવાને સારૂ તેઓ બનતો પ્રયત્ન કરે છે અને રખાય તેટલી સાવધાની રાખે છે. આધુનિકતાને રોકી રાખવાને સારૂ તેમણે એક તો સાતસો દેશી રજવાડાંઓના દૂર્ગ રહેવા દીધા છે, જ્યાં હજી મધ્યયુગનું વાતાવરણ જળવાઇ રહ્યું છે.

તેમના બીજા મજબૂત કિલ્લાનું કામ આ મસંગ સાધુઓની સંસ્થાની પાસે તેઓ કરાવી લે છે. જો બ્રિટિશ મુત્સદ્દીઓ ફક્ત તટસ્થ જ રહ્યા હોત અને જગતમાં પ્રચંડ વેગથી ઘૂમનારી આધુનિકતાની લહરને તેનું કામ કરવા દીધું હોત તો તુર્કી, મિસર અને રશિયામાં થયું છે તેમ આ દેશમાં પણ થયું હોત અને આ મધ્યયુગના વાગનાં રહી ગએલાં કાંટાળાં ઝાડવાં ક્યારનાંય ઊડી ગયાં હોત.

પરંતુ આ ઉપરાંત બ્રિટિશ મુત્સદ્દીઓ સીધી રીતે પણ આ ઝાડવાંનાં મૂળમાં પાણી સીંચે છે. ઋષિકેશની કાળી કમળી વાળાની સંસ્થા રાષ્ટ્રહિતની કટ્ટામાં કટ્ટો વિરોધ કરનારી અને પૌરાણિકતાની રક્ષા કરનાર કિલ્લાની ગરજ સારનારી છે એ વાત સહારનપુર જીલ્લાના તમામ કોન્ગ્રેસી કાર્યકર્તાઓને સુવિદિત છે. હરિજન આંદોલન વખતે (સને ૧૯૩૨–૩૩માં) હરિજન સેવક સંઘના સંન્યાસી કાર્યકર્તાઓનો તેણે બહિષ્કાર કર્યો હતો, અનેક રીતે તેમની પજવણી કરી હતી, તેમની રોજની ભિક્ષા બંધ કરી હતી, એ બધાં તેનાં કારસ્તાન મેં પોતે જ તે વખતનાં ગુજરાતી, અંગ્રેજી અને હિંદી પત્રોમાં પ્રસિદ્ધ કર્યાં ત્યારે તે જરાક નરમ પડ્યો હતો. હરિજન સેવક સંઘની સભાઓમાં પોતાના ભાડૂતી ગુંડાઓને મોકલીને સભાઓમાં ભંગાણ પાડવાનું કામ પણ તેનું જ હતું. સન ૧૯૩૨–૩૩ માં કોન્ગ્રેસ કાર્યકર્તાઓ ઉપર જૂઠા કેસ ચલાવવાને માટે પોલિસને જૂઠા સાક્ષીઓ પૂરા પાડવાનું કામ પણ તેણે કર્યું કહેવાય છે. સંયુક્ત પ્રાંતમાં કોન્ગ્રેસી પ્રધાનમંડળ સ્થપાયા પછી તેણે પોતાની નીતિ બદલી છે; પણ આજથી પાંચ છ વર્ષ ઉપર તેનાં રાષ્ટ્રવિરોધી કાર્યોની વાતો સંયુક્ત પ્રાંતના કોન્ગ્રેસી નેતાઓને કાને પહોંચી ગઇ હતી અને જ્યારે સને ૧૯૩૩ના જુલાઇ માસમાં શ્રીમતી કમળા નહેરૂ ઋષિકેશમાં આવેલાં ત્યારે તેમણે એ કાળી કમળી વાળાની સખત ઝાટકણી કાઢી હતી તે મારી જાતે જોએલી બીના છે. એ કાળી કમળી વાળાની સંસ્થાને તે વખતની સરકારે એક હજાર વીઘાં જમીન આપી દીધી છે અને તેના બદલામાં કોન્ગ્રેસના આંદોલનને દબાવી દેવાનો પ્રયત્ન કરવાની પણ તેના તરફથી તે વખતની સરકારે આશા રાખી હોવી જ જોઇએ, કારણ કે સન ૧૯૩૨ના પ્રારંભમાં તે વખતના સંયુક્ત પ્રાન્તના ગવર્નર સર માલ્કમ હેલીએ ઋષિકેશમાં આવીને સૌથી પહેલો જ એ કાળી કમળી વાળાને ઉધડો લીધો હતો અને ઋષિકેશમાં સવિનય કાનુનભંગનું આંદોલન હજી ચાલુ રહે છે જ કેમ એવો પ્રશ્ન તેને જ પૂછ્યો હતો.

આ બાજુએ કાળી કમળીવાળો તથા બીજા પૂંજીપતિ મહંતો, સારી રીતે જાણે છે કે તેમનાં પૂજાપ્રતિષ્ઠા, વૈભવવિલાસ, ઠંકાનિશાન, એ બધાં જનસમુદાય જાગી ઊઠ્યા પછી એક ઘડીવાર પણ રહેવાનાં નથી. બીજા દેશોમાં શું થયું છે તેના ભણકારા તેમને કાને આવી ચૂક્યા છે અને જે બાકી રહ્યું છે તે પૂરું કરવાને સારૂ સર માલ્કમ હેલીએ બધા જ મહંતો, મહામંડળેશો, મંડળેશ્વરો અને ૧૦૮ ગોસ્વામીઓને બોલાવી બોલાવીને સાવધાન કર્યા હતા. કે અમારી સરકારે આજસુધી તો તમારી પદવીઓ સાચવી રાખી છે; પણ હવે અમારા હાથમાંથી સત્તા ચાલી જવા માંડી છે અને જે પક્ષના હાથમાં સત્તા આવવાની વકી છે તેનો આગેવાન જવાહરલાલ નહેરૂ જોયો છે? તે તમારા હાથમાંહળો અને પાત્રો

આપ્યા વિના રહેવાનો નથી. માટે તમારું સંગઠન કરો અને તમારી પ્રતિકૂળ સંસ્થાના (કોન્ગ્રેસ) હાથમાં સત્તા ન આવે અથવા મોડામાં મોડી આવે એવો પ્રચાર કરો. તે ઉપરથી સંયુક્ત પ્રાન્તમાં 'અમનસભા' નામની વફાદારોની એક મંડળી સ્થપાઇ, જેની ઋષિકેશની શાખાનો પ્રમુખ ઉપરોક્ત કાળીકમળી વાળો જ હતો. તેણે સીધુંસામાન, બદામ, સાકર, દૂધ, ઘી અને લૂગડાંલત્તાં આપીને થોડાક કહેવાતા પ્રતિષ્ઠિત સંન્યાસીઓને પોતાના દલાલ બનાવી દીધા હતા અને તેમની મારફતે ભોળા યાત્રાળુઓમાં દુષ્ટ પ્રચાર કરાવ્યો હતો કે 'કોન્ગ્રેસ ધરમ નષ્ટ કર રહી હય. સરકાર ધરમકી રચ્છા કરતી હય. સરકાર કા રાજમેં અમન હય. ઇસ લિયે સરકારકી મુખાલફત કભી નહિં કરના.' બ્રિટિશ નોકરશાહી અમલદારો, મહાધીશો અને આ કહેવાતા 'મહાત્માઓ'એ ત્રણેની એક ત્રિપુટી બની અને જે રીતે મુઠ્ઠીભર સંગઠિત ગોરાઓ ૩૫ કરોડ (હવે તો ૪૦ કરોડ થવા આવ્યા છે) હિન્દીઓને દબાવી રાખે છે, જે રીતે અલ્પસંખ્યક પણ સંગઠિત નાઝીઓ આખા જર્મનીને પોતાની હથેળીમાં નચાવે છે, તેવી રીતે ધર્મનો સ્વાંગ સજનારા આ ગુંડાઓએ સંગઠન કરીને તેમનામાં વિશ્વાસ રાખનારી ભોળી હિન્દુ જનતાને કોન્ગ્રેસથી અને દેશહિતથી દૂરની દૂર રાખવાને સારૂ તેમનાથી જેટલું થાય તેટલું કર્યું છે.

મારા મિત્ર સ્વામી અદ્વૈતાનંદજી બી. એ; બાર. એટ. લૉ. (પૂર્વાશ્રમમાં શ્રી. કેસરી પ્રસાદ ઠાકોર, જે હિન્દસેવક સર્વન્ટ્સ ઓફ ઇન્ડિયા સોસાયટીના સૌથી પહેલા ગુજરાતી સભ્ય હતા) જેઓ હાલ કેટલાંક વર્ષથી ઋષિકેશમાં રહે છે તેમણે મને એક વાત તો એવી કહી કે જે સાંભળીને અંગ્રેજ મુત્સદ્દીઓની દૂરદર્શિતા અને કૂટ નીતિની મારાથી પ્રશંસા કર્યા વિના રહેવાયું જ નહિ. આજથી સાત આઠ વર્ષની વાત ઉપર સંયુક્ત પ્રાન્તની સરકારે મઠો અને મંદિરોના વહીવટમાં શો સુધારો કરી શકાય તેની તપાસ કરવાને સારૂ એક કમીશન નીમ્યું હતું, જેના ઉપરોક્ત સ્વામીજી પણ એક સભ્ય હતા. એ કમીશનનો રિપોર્ટ સંયુક્ત પ્રાન્તની સેક્રેટેરિયટની અભરાઇઓ ઉપર પડ્યો છે. પૂંજીપતિ મહન્તોએ સભ્યોને ફોડવાનો પ્રયત્ન કર્યો હતો. કોઇ કોઇને પોતાના પક્ષમાં લઇને તેમની પાસે 'નોટ ઓફ ડિસેન્ટ' પણ લખાવી હતી; પણ કમીશનનો આખો રિપોર્ટ મહંતોને મઠાધિપતિઓનાં કારસ્તાનના ઉપર સરસ અજવાળું પાડે છે. એ રિપોર્ટના ઉપોદ્ઘાતમાં એવું લખ્યું છે કે અસલના હિન્દુ રાજાઓના જમાનામાં અને ત્યાર પછી મોગલ અને મરાઠાઓના રાજ્યમાં પણ આ ધર્મના ઠેકેદારો અથવા આપણા દેશના પોપજીઓના ઉપર રાજ્યનો અંકુશ રહેતો હતો. ઇસ્ટ ઇન્ડિયા કંપનીના અમલની શરૂઆતમાં પણ તે વખતની સરકાર આ ધર્મમૂર્તિઓના આચરણ ઉપર અંકુશ રાખતી હતી. પરંતુ ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવાને આવેલા પાદરીઓએ વિલાયતમાં જઇને વગવસીલાદાર મંડળોમાં આંદોલન મચાવ્યું કે જો હિન્દમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવો હોય (અને ખ્રિસ્તી ધર્મ એ બ્રિટિશ સામ્રાજ્યવાદનો અગ્રદૂત છે એ વાત તો અંગ્રેજ બચ્ચાને કહેવી પડે એવી છે જ નહિ) તો હિંદુઓના ધર્મના આગેવાનોને છૂટા માનેલા સાંઢના જેવા બનાવી દેવા જોઇએ. તેવું થતાં જ તેઓ પોતાની પદવી અને દોલતના જોરથી નાના

પ્રકારનાં કુકર્મ કરશે એટલે હિન્દુધર્મની વગોવણી કરવાનું અને શિક્ષિત હિન્દુઓને પોતાના ધર્મથી વિમુખ કરવાનું અમને સરસ સાધન મળી આવશે. આ આંદોલનને પ્રારંભમાં તો ઝાઝી સફળતા ન મળી પણ આખરે તેઓ ફાવ્યા અને તે વખતથી આ ધર્માધીશ્વરોના ઉપરથી સરકારે પોતાનો કાબુ ખેંચી લીધો અને મહારાણી વિક્ટોરિયાના ઢંઢેરાને બહાને તટસ્થ નીતિ ગ્રહણ કરી. તે દિવસથી આ પોપજીઓ માતેલા સાંઢ જેવા થતા ગયા છે. આજથી પંદર વીસ વર્ષ ઉપર જેની સામે સત્યાગ્રહ કરવામાં આવ્યો હતો તે તારકેશ્વરનો મહંત તેનો એક માત્ર નમૂનો જ હતો. બાકી લગભગ બધાજ એક સરખા છે. અંગ્રેજ મુત્સદ્દીઓએ પોતાનાં સૈન્યનું રક્ષણ આપીને એક બાજુએ દેશી રજવાડાઓને ફટવી મૂક્યા છે અને ત્યારે બીજી બાજુએ ધર્મના કામમાં અહસ્તક્ષેપ કરવાની કહેવાતી નીતિને બહાને આ પોપજીઓની પોપ લીલાને તેમણે સહાયતા આપી છે અને તેમ કરીને આ વીસમી સદીના ભારતવર્ષમાં મધ્યયુગના જમાનાનું વાતાવરણ ચિરસ્થાયી રાખવાનો તેમણે પ્રયત્ન કર્યો છે.

(ચાલુ)

---




રહેવા તથા જમવા માટે ઉત્તમ સ્થાન

જોશી લૉજ



ટે.નં.૨૭૩૯૬. ટે.અ. જોશીલૉજ

# સમયપલટો

શ્રી. પંકજ.

સમયને પલટો ખાતાં વાર નથી લાગતી. લખનૌનો સુંદર કેસર બાગ નવાબોના સમયની સુંદર રાત્રીઓની સ્મૃતિ હૃદયમાં તાજી રાખી નુતન આભૂષણને પણ ધારણ કરી રહ્યો છે, વીજળીના દીવા, રેડિયો, મોટરકારની ધુમધામ બધું ત્યાં હવે નવીનતા પૂરે છે. ત્યાં હવે વારવનિતાઓનો છમાછમ નાચ નથી, શાયરો (કવિઓ)ની શાયરી નથી, જામે શિરાઝીની પ્યાલીઓ નથી. પરંતુ કેસરબાગ તેની સ્મૃતિ જાળવવાની ચેષ્ટા કરી રહ્યો છે.

ઇંદ્રપ્રસ્થના કિલ્લાએ અને દિલ્હીની ચાંદની ચોકે પણ કેટલીયે યાતના અને જાહોજલાલી ભોગવી આજે ત્યાં પણ નવો દમામ છે. કુતુબમિનાર જાણે અસાલતની શોધમાં એકલો ઉભો રહી અતીતના પર આંસુ પાડી રહ્યો છે. દિલ્હીએ અનેકો પતિ કીધા. આજે પણ એક નવોઢાની માફક બ્રિટિશ સામ્રાજ્યના હૃદયનો હાર બની સમસ્ત ભારતવર્ષનું ભાગ્ય પોતાના ખોળામાં રાખી દિલ્હી સર્વને એક જ પ્રશ્ન પૂછે છે— ततः किम् ?

દિલ્હી તો હું અનેકો વખત આવ્યો ગયો હોઇશ પરંતુ આ સમયનું આગમન કંઇક ઘટનાપૂર્ણ કહી શકાય. ચાંદની ચોકની એક હોટલથી કુતુબમિનાર સુધી જવાનું ભાડું એક ટાંગાવાળા સાથે નકકી કરતાં લગભગ અડધો કલાક લાગ્યો. બે રૂપીઆ, પોણા બે, દોઢ અને છેવટે એક રૂપીઆ સુધી આવવા માટે ટાંગાવાળો તૈયાર થયો. 'સાહેબ, આપ તો ઘર કે આદમી હો. એક રૂપીઆમાં લે જાઉંગા નહીં તો દો રૂપીઆ સે કમ ન લેતા.' હું એના ઘરનો માણસ કયાંથી થયો તે વાતનો નિર્ણય કરવો યોગ્ય ન ધારતાં હું કુતુબમિનાર જવા તૈયાર થયો.

કુતુબમિનાર તરફ જતી સડક પણ એક સારો અનુભવ કોઇને પણ આપ્યા વગર રહેતી નથી. સડક પર ' અબે હટના ' ' ભાઇજી હટ જાઓ ' ' બાબુસાહબ હટ જાનાં ના ટાંગાવાળાના વિવિધ સૂરો અને ઊંટ અને બળદની ગાડીઓનો ' ચું ચું ' અવાજની સનાતનતામાં કોઇક મોટા માણસની મોટરકારનાં ભુંગળાનો અવાજ ખરો રંગ લાવે છે. દિલ્હીનાં ટાંગાવાળાઓ વાતોડિયા પુષ્કળ હોય છે. ' અજી સાહેબ, અબ ઝમાના ગયા નહિં તો કુતુબ તક જાને કે દશ રૂપિએ મૈંને સાહેબો સે લિયે હૈં.'

' કયોં અબ કયા હુઆ ? '

' અબ, યે કમબખ્ત લારિયોંને સબ મઝા કીરકરા કર દીયા. ' એક ટાંગાવાળાની લોરિયો પ્રત્યેની કટુતા સ્વાભાવિક હતી. અગિયાર માઇલના અંતરને લોરિવાળા ફકત દશ પૈસાની કિંમત સમજતા હતા. કયાં દશ રૂપીઆ અને કયાં દશ પૈસા ? ભારતનું ભાગ્ય કહો કે દુર્ભાગ્ય !

કુતુબના દર્શન થવાં લાગ્યાં. યમુના સ્તંભના નામે પ્રખ્યાતિ પામેલો એ સ્તંભ મુસલમાનોના સમયમાં કુતુબમિનાર થઇ ગયો. આજે તો કોઇ એ વાત માનવા પણ તૈયાર ન થશે. કે કુતુબમિનાર હિંદુ કૃતિ છે એ પણ સમયનો પ્રભાવ છે.

એક વૃદ્ધ મુસલમાન અને તેની પુત્રી મને કુતુબના ઉપર ચઢવાને દરવાજે મળ્યાં. હું ચૂપચાપ ઉપર ચઢવા લાગ્યો. તેઓ પણ પાછળ ચઢવા લાગ્યાં. વાત સામાન્ય હતી. પહેલી અગાસી સુધી હું ઝપાટાબંધ ચઢી ગયો. ત્યાં ઊભો રહી આજુબાજુનું દશ્ય જોવા લાગ્યો. દશ્ય સુંદર હતું. કંઇ વિચાર કરતો હું ઊભો રહ્યો. થોડી વારે હાંફતા હાંફતા તે વૃદ્ધ સજ્જન અને તેમની પુત્રી પણ આવ્યાં. અગાસીમાં ઊભા રહ્યા. ડોસાનો દમ ફૂલતો હતો. પુત્રી પિતાની અવસ્થા પર ચિંતિત લાગતી હતી: ' અલ્લા, યહાંસે ભી તો મંઝીલ (ઘર) દીખતી હૈ.'

' નહીં બેટી, પૂરી મંઝીલ નહી દીખતી હૈ. '

હું પાછો ઉપર ચઢવા લાગ્યો. કયા ઘરને માટે તેઓ ચર્ચા કરતાં હતાં તે વાતનો વિચાર મને આવવા લાગ્યો. બીજી અગાસીમાં આવી પાછો હું થોડીવાર ઊભો રહ્યો. આ સમયે તે વૃદ્ધ અગાસીમાં આવ્યો નહીં પરંતુ સીધો ઉપર જ જવા લાગ્યો. મેં તેનો અવાજ સાંભળ્યો. ' અબ તો ઉપર સે હી દેખેંગે.'

હું થોડો વાર ઊભો રહી ઉપર ચઢવા લાગ્યો. કુતુબમિનારના ઉપરથી દિલ્હીનું દશ્ય એટલું તો સુંદર દેખાય છે કે તેનું વર્ણન કરવું અસંભવ છે. એક તરફ યમુના નદીનો સનાતન પ્રવાહ જાણે જગતના કાર્યક્રમ તરફ ઉદાસીનતા બતાવી રહ્યો હતો. બીજી બાજુ રાયસીના કહો કે નવું દિલ્હી કહો તેનો દમામ દેખાતો હતો. એક તરફ જર્જર ખંડિયેરોની સૃષ્ટિ દેખાતી હતી તો બીજી તરફ પુનર્નિર્માણની પ્રગતિ દેખાતી હતી. હું ચૂપચાપ જોવા લાગ્યો. તે વૃદ્ધ અને તેની પુત્રી દક્ષિણ દિશા તરફ ધ્યાન લગાવીને જોતાં હતાં. ડોસાએ થોડીવાર તે તરફ જોયા કીધું, તેની આંખો ઉંડી ઉતરી ગએલી હતી. થોડીવારે એ નિશ્વાસ મૂકી બોલ્યો, ' ચલો બેટી અબ નીચે ચલેં. '

મને કંઇક કુતુહલ થયું. મેં તે વૃદ્ધને પૂછ્યું, ' ક્યોં સાહબ, ઉસ તરફ કૌનસી ચીજ હૈ જો આપ દેખ રહે થે ?

ડોસાએ મારા તરફ એક ભેદક દષ્ટિ નાંખી, થોડીવારે બોલ્યો ' કુછ નહિં, જનાબ, વહ તો મેરી મંઝીલ દેખ રહા થા. '

હું ચૂપ રહ્યો, મને લાગ્યું કે વૃદ્ધ કુતુબમિનાર જોવા આવ્યો હશે અને ત્યાંથી પોતાનું ઘર જોવાની ઉત્કંઠા થવાથી તે તરફ જોતો હશે.

હું નીચે ઉતરવા લાગ્યો, ડોસો અને પુત્રી પણ ઉતરવા લાગ્યાં, રસ્તે મેં વાત સાંભળી '

' અબ્બા, ઇસ તરહ સે રોજ ઉપર ચઢને સે કયા ફાયદા ? આપ બહોત કમજોર હો ગયે હૈં. '

'બેટી, તુમ નહીં જાનતી કી ઉસ મંઝીલ કે સાથ મેરી રૂહ (આત્મા) જુડી હુઇ હૈ. એકબાર ઉસે જબ તક દેખ ન લેતા હું દિલકો તસલ્લી (શાંતિ) નહીં હોતી.'

'પર આપ કમજોર હોતે જા રહે હૈં ઉસકા ભી ખ્યાલ કિયા યા નહીં ?'

વૃદ્ધ ચૂપ રહ્યો. એકાએક રડમસ સ્વરે બોલ્યો 'બેટી અબ મૈં બહુત દિનોંકા મહેમાન નહીં હું, મેરે લિયે તુઝે તકલીફ હોતી હૈ પર મુઝે માફ કરનાં'

નીચે ઊતરતાં ઊતરતાં હમે એક શાંતિમાં જ ઊતર્યા. મને કંઇક વિચાર આવ્યો કે વૃદ્ધના જીવનમાં એક ગુપ્ત વેદના છે. નીચે ઊતર્યા પછી મેં પૂછ્યું 'ક્યોં જનાબ વહ આપકી મંઝીલ અબ આપકે હાથમેં નહીં હૈ ?'

આ સવાલે ડોસાને વીંધી નાખ્યો. તે થડકતે સાદે બોલ્યો, 'અજી સાહબ, જર ગઈ, જમીન ગઇ, મકાન ગયા ઔર સબ બાતે સે મુંહતાજ (વિમુખ) હો ગયા હું.'

મેં તેને ફરી પૂછ્યું, 'વહ કૈસે હુઆ?'

'સબ અલ્લાહ કી મરજી. અબ તો સિર્ફ મરનેકી તમન્ના (ઇચ્છા) રહ ગઇ હૈ.'

ડોસો અને બાલિકા ચૂપચાપ જવા લાગ્યાં. મેં કુતુબના એક માલીને પૂછ્યું કે ડોસો કોણ હતો ? તે બોલ્યો, 'વહ તો એક ઝમાને મેં બડે રઇસ (ધનવાન) થે, ઉનકી બડી કોઠી (ઘર મંઝીલ) થી. લેકીન અબતો સબ ઊડ ગયા.'

'કૈસે ઊડ ગયા ?'

'ઇનકા એક બેટા વિલાયત ગયા ઔર સબ રૂપયે ઉડા દિયે. બનિયોં સે ઉધાર લે કર કામ ચલાયા. આખીર મેં બેટા બારિસ્ટર ભી નહીં હુઆ કી મર ગયા. બનિયોં ને તકાજે (માંગણી) શરૂ કિયે. સબ જાયદાદ (મિલ્કત) બીક ગઇ. અબ યે યહાં કીસી દોસ્ત કે યહાં રહતે હૈં. રોજ કુતુબ પર ચઢ કર અપની મંઝીલ કો દેખકર ઠંડી આહે (નિશ્વાસ) છોડતે હૈં. સાહબ જમાના ભી કોઈ ચીજ હૈ!'

હું ચૂપાચાપ ઉપલી વાતો સાંભળી રહ્યો. ડોસાની ઉત્તરાવસ્થામાં આવેલી ભગ્ન સ્થિતિ ખરેખર કરુણ હતી તેની ભાવુકતા ખરેખર વેદનાપૂર્ણ હતી. હું દૂર જતા વૃદ્ધની લથડતી ચાલ જોઈ વિચારમાં પડયો કે વૃદ્ધ ને સમય પસાર કરવો ખરેખર વસમો પડતો હશે. હું તેની સ્થિતિ પર દયા ખાતો વિચાર વમળમાં પડયો.

હું બહાર આવ્યો. એક ઝાડના છાંયડા તળે તે વૃદ્ધ અને બાલિકા બેઠાં હતાં. મારો ટાંગાવાળો કંઇક ગાવા લાગ્યો. મેં જોયું કે વૃદ્ધ કાન દઇને સાંભળતો હતો. ગીતની કડીઓ ખરેખર હૃદયંગમ થાય તેવી હતી.

"કલ રાતે વસ્લ કી કૈસી કડી થી ઘડિયાં.
આજ કયા મર ગયે ઘડિયાલ કે બજાને વાલે ?"

(વસ્લની રાતે તો ઘડિયાળમાં ટકોરા વહેલા પડતા હતા. આજે દુઃખના સમયમાં ઘડિયાળના ટકોરા પાડનારાઓ ક્યાં મરી ગયા ?'

'ચલો સાહબ,' હું ટાંગામાં બેઠો. ટાંગો આગળ વધ્યો. તે વૃદ્ધ અને બાલિકાની મૂર્તિ ક્રમશઃ ઝાંખી થતી અદ્રશ્ય થઇ ગઇ.

---

# સીંગાપુર અને હિંદ ઉપર જાપાનનો ઝઝૂમતો ભય

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ.

બ્રિટિશ પ્રજાના હાથમાં આજે જગતનો છઠ્ઠો ભાગ છે. પચાસ કરોડ મનુષ્યો એના શાસનમાં વસે છે. આજે જગતભરમાં સમૃદ્ધિમાં, હુન્નર, ઉદ્યોગ, વેપાર અને વહાણવટામાં એ મુખ્ય અને સંસ્કૃતિવાળી પ્રજા ગણાય છે, આજથી બસો વરસ પહેલાં અંગ્રેજોની વસતી માત્ર પચાસ લાખ હતી, હમણા સવાચાર કરોડ છે. પોતાની સંઘશકિત, સંગઠન અને શિસ્તથી એ પ્રજા પચાસ કરોડ ઉપર આધિપત્ય ચલાવે છે. બસો વરસ પહેલાં એ સંસ્કૃતિહીન અને પ્રગતિહીન હતી, પરંતુ એના સાહસિક નાવિકો, વેપારીઓ અને ઉદ્યોગપતિઓએ આખા જગતને થરથરાવી દીધું છે. એણે પછાત પ્રજાઓને વશ કરી છે, એ પ્રજાઓને યુકિત અને દીર્ઘદૃષ્ટિથી ચૂસી છે. બીજાઓના ખિસ્સામાંથી પોતાને માટે ધન મેળવી એ પ્રજા સમૃદ્ધ થઇ છે. એના જીવનનું ધ્યેય મૂડી છે. ગ્રેટબ્રિટનમાં માત્ર એક ટકો પ્રજા ધનવાન છે. એ ટકા પ્રજાના હાથમાં સર્વ સત્તા છે. મોટા વેપારીને જાગીરદારોના હાથથી ગ્રેટબ્રિટન પોતાનું સામ્રાજ્ય ચલાવે છે. શિસ્તને લીધે એને જય મળે છે.

ઇંગ્લેંડ એક નાનો બેટ છે, યુરોપના છેક ખુણામાં એકલું અટુલું આવ્યું છે. એનું મુખ્ય બળ એનાં સાગરનાં વહાણો અને બહાદુર ખલાસીઓ ઉપર છે. એમણે જગતના સારામાં સારા દેશો સ્વાધીન કરી લીધા છે. પોતાનાં કારખાનાં માટે તથા ખોરાક માટે મુખ્ય મુખ્ય કાચા પદાર્થો જે જે દેશોની જમીનમાં પેદા થતા હતા તે તે દેશો એણે દીર્ઘદૃષ્ટિ અને સમયસૂચકતાથી મેળવી લીધા છે. પોતાની જમીન ફળદ્રુપ નથી. ઇંગ્લેંડની પ્રજાને પોતાના દશ આની ખોરાકને માટે પરદેશો ઉપર આધાર રાખવો પડે છે. એનું સાગરનું બળ આ ખોરાકના રસ્તાઓ ખુલ્લા રાખે છે, એનાં કારખાનાંઓ માટે ૯૦ ટકા કાચી જણસો પરદેશોમાંથી વહાણો મારફતે લાવવી પડે છે. એ લાવવા માટે એની મનવારોની તોપોના રક્ષણ નીચે એનાં વહાણો નિર્ભયપણે સંચરે છે.

ઇંગ્લેંડની પ્રજા મૂળ ઉદ્યોગી છે. ૬૭ ટકા પ્રજા ઉદ્યોગોમાં રોકાયેલી છે. એના દેશમાં કોલસા, લોઢું, મોટા પ્રમાણમાં નીકળે છે. આથી યંત્રો બનાવવા માટે એની પાસે પુષ્કળ સાધનો છે. લંડન એ જગતનું આર્થિક કેંદ્ર છે, આખા જગતની નાણાંની આંટ ત્યાં છૂટે છે. આખા જગતની શરાફીનું એ મુખ્ય સ્થાન છે, આખા જગતના બીજા દેશો કરતાં સૌથી મોટી પ્રજા અને મોટું સામ્રાજ્ય ધરાવે છે, અનેક દેશો ઉપર શાસન ચલાવી ત્યાંની પ્રજાઓમાંથી યુકિતપૂર્વક રસ ચૂસવાની કળામાં ભારે અનુભવી છે.

અંગ્રેજોને પોતાના દેશો સાથે વ્યવહાર ચલાવવા માટે સાગરનો માર્ગ નિર્ભય કરવો પડે છે. ઇગ્લંડના સાઉથમ્પટન બંદરેથી થઇ એના વહાણો આયર્લેંડને સ્પર્શ કરીને ભૂમધ્ય સમુદ્રમાં પ્રવેશ કરે છે. રસ્તામાં ફ્રાન્સ અને સ્પેનની હદના સમુદ્રની હદમાંથી પસાર થવું પડે છે. એટલે એ પ્રજાઓ સાથે મૈત્રિ સંબંધ ચાલુ રાખવાની રાજદ્વારી ફરજ રહે

છે ભૂમધ્ય સમુદ્રના મોજાના રક્ષણ માટે એના દ્વાર પાસે જિબ્રાલ્ટરનું લશ્કરી થાણું ઇંગ્લેંડે સ્વાધીનનાં ગણ્યું છે. અહીં એણે મોટા ઉંડા લશ્કરી દૃષ્ટિએ બાંધ્યા છે. મોટી મોટી મનવારો રહી શકે તેવાં સ્થાનો બાંધ્યાં છે. એના રક્ષણ માટે ખડકોમાં છેલ્લી ઢબની કિલ્લેબંધી કરી છે. મોટી તોપો ગોઠવી છે. કોલસાનો સંગ્રહ રાખે છે આથી સ્ટીમરોને જોઇતો કોલસાનો સંગ્રહ મળે છે. બળતણના તેલનો પણ મોટો જથ્થો રાખે છે. દારૂગોળો પણ મોટી સંખ્યામાં રાખે છે. વિમાનોના કાફલા માટે પણ ત્યાં સંપૂર્ણ સગવડ રાખી છે. આવા મજબુત લશ્કરી મથક અને આકાશના રક્ષણના બાંધકામથી એ ભૂમધ્ય સમુદ્રથી બહાર નીકળવાના દ્વાર ઉપર મજબુત ચોકી રાખી રહ્યા છે. ભૂમધ્ય સમુદ્રમાં સાયપ્રસ, માલ્ટા વિગેરે બીજાં પણ લશ્કરી અને વિમાનિક મથકો છે.

સુએઝની નહેર એ સૌ દેશોની મજમુ નહેર છે. છતાં એની કંપનીમાં સૌથી વધારે શેરો અને લાગવગ બ્રિટિશ સરકાર ધરાવે છે. એ નહેર ઉપર કિલ્લેબંધી રાખીને અંગ્રેજોએ એના ઉપર કાબુ રાખ્યો છે બહુજ દૂરંદેશીથી જ્યાં જ્યાં ચાવીરૂપ સરસ બંદરો જોવામાં આવ્યાં ત્યાં ત્યાં અંગ્રેજોએ મજબૂત કિલ્લેબંધી કરી દરિયાઈ અને વિમાની મથકો ગોઠવ્યાં છે. ઇજીપ્તને અંગ્રેજ સરકારે બધી રકમની સ્વતંત્રતા આપી છે. પરંતુ લશ્કરી સ્વતંત્રતા આપી નથી, તેનું મુખ્ય કારણ સુએઝની નહેરના રક્ષણ માટેની અંગ્રેજોની તકેદારી છે,

સુએઝની ૧૦૦ માઇલ લાંબી નહેર પસાર કર્યા પછી હિંદી મહાસાગરની હદ આવે છે શરૂઆતમાં એડનની કિલ્લેબંધીનું બંદર છે. એડન મુંબઇ સરકારના હાથ નીચે હતું પરંતુ વહેવારના મુખ્ય રસ્તામાં એ એક ચાવીસ્વરૂપ લાગવાથી એનો કબજો શાહી સરકારે લઇ લીધો છે, ત્યાં સારી કિલ્લેબંધી કરી છે, હિંદી મહાસાગરના પશ્ચિમ ભાગથી તે ઉત્તર સુધી મુંબઇ, કરાંચી, કોલંબો અને ત્રીન્કોમાલીના લશ્કરી મથકો છે. હિંદીમહાસાગર ઉપર સાર્વત્રિક બ્રિટિશ લાગવગ છે. એ અંગ્રેજોનું ખુદવાનું તળાવ કહેવાય છે. એનાં ઘણાંખરાં બંદરો બ્રિટિશ લાગવગ નીચે છે. બ્રિટિશ પ્રજાને જોઇતાં ઊન, જુટ, ટીન, રબર, સોનું, ચાહ, મેંગેનીઝ, પેટ્રોલીયમ અને પીગ આયર્ન આ મહાસાગરના બંદરોથી મળે છે. આ હિંદી મહાસાગરની સીમામાં બ્રિટિશ સામ્રાજ્યની અર્ધી જમીન આવેલી છે. અહીંના પ્રદેશોમાં મોટો કપાસનો પાક થાય છે લાખો અંગ્રેજોને મોટા પગારે આ પ્રદેશ નોકરીએ રાખે છે. હજારો અંગ્રેજ વેપારીઓ આ હિંદી મહાસાગર રૂપી કામદુધા ને દોહીને સોનાની નદીનો પ્રવાહ બ્રિટિશ ટાપુઓમાં લઇ જાય છે. બીજા કોઇપણ પરરાજ્યનું આ હિંદી મહાસાગરના વિભાગમાં લશ્કરી કિલ્લેબંધી વાળું મથક નથી. તારના દોરડા ઉપર પણ બ્રિટિશ કાબુ છે.

હિંદી મહાસાગરના કિનારે આવેલાં પ્રદેશ કુદરતી રક્ષણોથી રક્ષિત છે. આફ્રિકાની બાજુનો કિનારો બેલ્જીયન કોંગો, ફ્રેંચ મધ્યમ આફ્રિકા અને અરબસ્તાનના રણ એવાં ઘાડ જંગલો અને ભયંકર રેતીના રણોથી ભરપૂર છે. એટલે દુશ્મનો કોઇ પણ અત્યાચાર કરી

શકે તેમ નથી. દક્ષિણ ઇરાનની પાર્વતીય શિખરમાળાથી આગળ જતાં આ મહાસાગર કિનારો આરક્ષિત છે. તે પછી હિમાલયની ચૌદસો માઇલ લાંબી અને પસો માઇલ પહોળી ગિરિમાળાના શિખરો મજબુત કિલ્લેબંધીની અગત્ય પુરી પાડે છે. બીજી તરફ બ્રહ્મદેશના ઘીચ અને વસ્તી વગરનાં જંગલો કિનારાનું રક્ષણ કરે છે. બાકીનો બધો કિનારો મહાસાગરના અગાધ જળથી ભરેલો છે. ઠેક આસ્ટ્રેલીઆ સુધી ખારાં પાણી ભર્યાં છે.

હિંદ આખા હિંદી મહાસાગરમાં ચાવીરૂપે આવેલું છે. એ જેના હાથમાં હોય તે મહાન વીરતાવાળા આખા હિંદી મહાસાગર ઉપર સંપૂર્ણ કાબુ ધરાવી શકે છે. હિંદ ઉપર અંગ્રેજોની સત્તા ખૂબ દૃઢ છે. આ હિંદી મહાસાગર ઉપર એમનો કાબુ અંગ્રેજોના પોતાના સાગર કરતાં પણ વિશેષ પ્રમાણમાં છે. હિંદ અંગ્રેજ સરકારના મોટાં શિક્ષિત લશ્કર પરદેશોમાં મૂકવા માટે તૈયાર કરવાનું મુખ્ય મથક છે. આ લશ્કરનો બધો ખર્ચો હિંદ આપતું હતું. હવે બે ત્રણ વરસો થયાં બે કરોડ રૂપિયા વાર્ષિક અંગ્રેજ સરકાર આપે છે. પરંતુ પરદેશોના ઉપયોગ માટે હિંદમાં અંગ્રેજી લશ્કર પાછળ પંદર કરોડ રૂપિયા હિંદ ખર્ચે છે. આવી રીતે હિંદે મોટી લશ્કરી જવાબદારી ઉપાડી લીધી છે હિંદના મુંબઇ અથવા કરાંચી બંદરેથી મેસોપોટેમીઆ, ઇજીપ્ત, પશ્ચિમ ઓસ્ટ્રેલીઆ, ઇરાન, અફગાનીસ્તાન, ઇસ્ટ આફ્રિકા, બ્રહ્મદેશ, મલાઇનો દ્વિપકલ્પમાં લશ્કરી મદદ મૂકવાનું થોડા સમયમાં બની શકે છે. એ રીતે લશ્કરી મદદ ભૂતકાળમાં મૂકવામાં પણ આવી હતી.

હિંદી મહાસાગરના બાકીના દરવાજા ડચ ઇસ્ટ ઇન્ડીઝ અને મલાયાની વચ્ચે છે. એમાંથી સૌથી વિશેષ અગત્યનો માર્ગ મલાકાની સામુદ્રધુની જે મલાયા દ્વીપકલ્પ અને સુમાત્રાના અખાત વચ્ચે આવેલી છે. સીંગાપુર આ સૌ માર્ગો ઉપર છાયાની પેઠે પોતાનો પ્રભાવ નાખી બેઠું છે. મલાકાની સામુદ્રધુનીના ઉપર સીંગાપુર આવેલ છે. એ માર્ગે પચાસથી વધુ સ્ટીમર કંપનીઓની સ્ટીમરો વહે છે. એવડો મોટો એ રાજ્ય માર્ગ છે. ચીન, જાપાન, હિંદ એ સર્વે તરફ માલ લાવ લઇ જાવ કરવા સરળ મધ્યમાં આવેલો દેશ છે. ચીન, જાપાન, ઓસ્ટ્રેલીઆના મોટા માર્ગમાં આવતું સીંગાપુરનું બંદર ઊંડું છે. લશ્કરી કિલ્લેબંધીના માટે આ મધ્યસ્થાન છે. પાસીફીક મહાસાગર અને હિંદી મહાસાગરના મુખ્ય નાકેદાર કામ એ કરે છે એની લશ્કરી અગત્ય ઘણી મોટી છે. બ્રહ્મદેશનાં તેલનાં કૂવાઓ અને સારાવકના તેલના કૂવાઓમાંથી એના બંદરે તરત જ તેલ પહોંચી શકે તેમ છે. આજકાલ કેરોસીન તેલ એ લડતમાં મુખ્ય વપરાતી વસ્તુ છે. ન્યુગીનીઆની ખાણોનો કોલસો પણ એ બંદરે થોડા જ વખતમાં મૂકી શકાય તેમ છે. લશ્કરી દૃષ્ટિએ આ સીંગાપુરનો મોટો ઉપયોગ છે.

સીંગાપુર ચીનનાં હોંગકોંગ બંદરથી ૧૫૦૦ માઇલ છે. બીજી તરફ કોલંબોથી ૧૬૦૦ માઇલ દૂર છે. વચ્ચે કોઇ કિલ્લેબંધી ન હોવાથી તે આ સીંગાપુરનું બારૂં પુરૂં પાડે છે. હોંગકોંગ ચીનમાં આવેલું છે. બહુ જ નાનું છે, એટલે અંગ્રેજોને ત્યાં મોટી મનવારો રાખવાનું પાલવે તેમ નથી. જાપાનનું સાગરબળ ખૂબ વધે છે. એની સામે પેસીફીકમાં

અંગ્રેજ હકકોના રક્ષણ માટે નજદીકમાં નજદીક સીંગાપુરનો બેટ છે. અંગ્રેજી મનવારોને પેસીફીકના અંગ્રેજ મથકો ખાતે જાય છે તેને રીપેર કરવા માટે ઠેઠ સાત હજાર માઇલ દૂર આવેલા માલ્ટાના બંદર ઉપર જવું પડતું. પણ સીંગાપુરમાં એ સગવડ મળતાં હવે માત્ર પંદરસો માઇલ જવાનું થશે. સીલોન એટલે લંકાના ત્રીન્કોમાલી બંદર અને સીંગાપુર વચ્ચે પસંદગી કરવા ઘણા વરસો સુધી લશ્કરી સત્તાવાળાઓએ ચિંતન કર્યું. આખરે સીંગાપુર ઉપર પસંદગી ઊતરી.

ન્યુઝીલાંડ અને ઓસ્ટ્રેલીઆની સરકારે સીંગાપુર ખાતે મોટું દરિયાઇ મથક બાંધવા માટે મજબૂત ભલામણ કરી. પેસીફીક મહાસાગરમાંથી હિંદી મહાસાગરમાં આવવાનાં દ્વાર તરીકે સીંગાપુર ઊભું છે. આથી આ મધ્ય માર્ગમાં આવેલા અને હોંગકોંગથી ઠેઠ પોર્ટ-દાર્વીન, કોલંબો, કલકત્તા અને મદ્રાસનાં બારાંઓ ઉપર રક્ષણની ગરજ સારતા સીંગાપુરની આવશ્યકતા લશ્કરી નજરે મોટી છે. રાજ્યદ્વારી નજરે પણ એની પુષ્કળ અગત્યતા છે. સીંગાપુરની નજદીકમાં જોહોરના સુલતાનનું રાજ્ય આવેલું છે. એ જોહોરનો સુલતાન બ્રિટિશ સામ્રાજ્યનો ખંડીઓ છે. જોહોરનું રાજ્ય જંગલોથી અને કુદરતી ખાણોથી ભરેલું છે. કોઇ શત્રુઓને એમાં ગુંચવી શકાય તેવું છે. આથી જમીન માર્ગે સીંગાપુર ઉપર આક્રમણ કરનારને મોટી મુશ્કેલીમાં ઉતારી શકાય તેમ છે.

સંયુકત મલાઇ દ્વીપકલ્પ ઉપર સીંગાપુરનું બારું તદ્દન નિર્ભય તો ન કહેવાય, કારણકે એના રક્ષણ માટે લશ્કર દૂરથી લાવવાનું રહે છે. મલાઇ દ્વીપકલ્પમાં પાંચ લાખ મલાઇ, પાંચથી ૭ લાખ ચીના, સાડાત્રણ લાખ હિંદીઓ, ૫૫૦૦ યુરોપીયનો અને ૩૩૦૦ યુરેઝિયનો રહે છે. હોલાંડના કબજાના જાવા બેટમાંથી પણ એની ઉપર આક્રમણ થઈ શકે તેમ છે, પરંતુ હોલાંડ સાથે અંગ્રેજોને ગાઢ મૈત્રિ છે. એટલે એ વિષયમાં હમણાં નચિંતાઇ ભોગવી શકાય છે. તે સિવાય સીંગાપુરની ઋતુ અત્યંત ગરમ અને યુરોપીયનોના વસવાટ માટે નાલાયક છે. પરંતુ જોહોરમાં આવેલા ઉચ્ચ પાર્વતીય પ્રદેશોમાં યુરોપીયનો માટે રહેવાના સ્થાનો બાંધી શકાય તેમ છે. આ સ્થળની પ્રજા ઉપર લખ્યા મુજબ મિશ્રજાતની છે. એટલે લશ્કરી નજરે બધું સૈન્ય હિંદ અથવા ઇંગ્લેંડથી લાવવું રહ્યું

સીંગાપુરના બારામાં લશ્કરી બાંધકામો કરવા તથા ત્યાં મજબુત દરિયાઇ મનવારોનું મથક બનાવવા પચાસેક વર્ષો ઉપર અંગ્રેજોની કોન્ઝરવેટીવ સરકારે નિશ્ચય કર્યો. સીંગાપુરની સરકારે જોઇએ તેટલી મફત જમીન કાઢી આપી. જોહોરનો સુલતાન ધનવાન ગણાય છે. એણે પણ સારી મદદ આપવા સ્વીકાર્યું. હોંગકોંગથી પણ મદદની ઓફર આવી. એટલે સીંગાપુરને પસંદ કરી ત્યાં મોટી લશ્કરી વહાણોની ગોદી અને જબરદસ્ત તોપો ધરાવતી કિલ્લેબંધી કરવાનો નિશ્ચય થયો. પરંતુ કોન્ઝરવેટીવ ગવર્નમેન્ટે નકશા તૈયાર કરાવી બાંધકામોની શરૂઆત કરાવી તેટલામાં પ્રધાન મંડળ બદલાયું. મજૂર પ્રધાનમંડળ એને ઠેકાણે આવ્યું. એણે સૌ કામ બંધ કરાવી દીધું. સીંગાપુરના બારાં ઉપર જાપાનની ખૂબ કુદૃષ્ટિ અને નાપસંદગી છે. લેબર ગવર્નમેન્ટે સુલેહ શાંતિ માટે આ બારાંનું લશ્કરી બાંધકામ અટકાવી દીધું.

સને ૧૮૯૪માં જાપાને કોઈ મહારાજ્યની સાથે સહકાર સાધવાની રાજદ્વારી ફરજ થઈ, એણે અંગ્રેજ મુત્સદ્દીઓ સાથે મૈત્રિ કરી. એજ વરસમાં જાપાન-અંગ્રેજ કરારો થયા. જાપાનની મનવારો અંગ્રેજી ગોદીઓમાં બંધાઈ અંગ્રેજી અમલદારોએ જાપાનીઝ નાવિકોને તાલીમ આપી, જાપાને એજ વરસમાં એટલે સને ૧૮૯૪-૯૫માં ચીનની સાથે લડાઈ કરીને ચીનને હરાવ્યું. જાપાનને કોરીઆ મળ્યું. સને ૧૯૦૨માં જાપાનીઝ અંગ્રેજ કરારોને બદલે સંધિ થઈ. એ વરસમાં જાપાને રશિયા સાથે લડાઈ કરી રશિયાને હરાવી દીધું. જાપાનને પોર્ટઆર્થર મળ્યું. સને ૧૯૦૫માં સંધિમાં વધારો કરીને જાપાને હિંદમાં જરૂર પડે તો લશ્કરી મદદ આપવાને કબુલ્યું. બદલામાં યુનાઇટેડ સ્ટેટ સાથે બે માંથી કોઇને લડાઈ થાય તો એક બીજાને લશ્કરી મદદ દેવાના કરારો કર્યા.

જાપાનને વિજયનો પૂરો લાભ યુરોપીયન રાજ્યોએ કયારે પણ આપ્યો નહોતો. યુરોપીયન રાજ્યો મહાયુદ્ધમાં રોકાયલાં હતાં ત્યારે જાપાને ઉત્તર ચીનના જિલ્લા, મંચુરીઆ, આર્થરનું, માંગોલીઆ સ્વાધીન લીધાં હતાં પરંતુ અમેરિકાએ આંખ લાલ કરી, વોશીંગ્ટનની સંધિ પ્રમાણે આ બધા દેશો જાપાનને છોડી દેવા પડયા. અમેરિકાના દબાણથી લડાઇ પછી અંગ્રેજ જાપાનીઝ કરારો રદ કરવા પડયા. એજ વોશીંગ્ટન પરિષદમાં અંગ્રેજો જે સૌ મહા રાજ્યો કરતાં વધારે મનવારો રાખવાનો દૈવી દાવો કરતા હતા, તેમને અમેરિકા જેટલા જ મનવારો રાખવાની સંમતિ આપવી પડી. ચીનના ઉપર આક્રમણ નહિ કરવાની જામીનગીરી સૌ મહારાજ્યોએ લખી આપી. નવ મહારાજ્યોના કરારો થયા, તેમાં પણ એવી જ કબુલાત જાપાન સાથે નવ રાજ્યોએ આપી. સૌએ ચીન પર આક્રમણ નહિ કરવાની ગંભીર કબુલાત આપી હતી.

સને ૧૯૩૦માં લંડનમાં નેવીની સંધિ થઇ, તેમાં અમેરિકા અને ઇંગ્લેંડને સમાન હક્ક મળ્યો. જાપાનને તેથી ઓછો એટલે ૫ ભાગ એમના દરેકના તો ત્રણ ભાગ જાપાનના એમ સ્વીકાર થયો. સને ૧૯૩૧માં જાપાને ચુપકીદીથી મંચુરીઆ લઇ લીધું. પ્રજાસંઘ કાંઈ કરી શકયો નહિ. સને ૧૯૩૫માં એણે ચીનનો જેહોલ પ્રાંત જીતી લીધો. તેમાં પણ અંગ્રેજોએ જાપાનને રાજદ્વારી ટેકો આપ્યો હતો. પરંતુ ૧૯૩૬માં જાપાને અંગ્રેજ અને અમેરિકાના સરખાં દરિઆઇ મનવારો બાંધવાની સરતો માંગી. આથી જાપાનને બાત બહાર મૂકીને અંગ્રેજ, અમેરિકા અને ફ્રાન્સે દરિયાઇ કોલકરાર કર્યા.

જાપાનમાં પ્રજાની ઘણી જોસથી અભિવૃદ્ધિ થાય છે. અંગ્રેજ, ફ્રેંચ અને બીજી કેટલીક યુરોપીયન પ્રજાઓ કરતાં જાપાનની પ્રજા મોટા પ્રમાણમાં વધે છે. હમણાં નવ કરોડ જાપાનીઝો છે. અંગ્રેજ ચાર કરોડ અને ફ્રેન્સ તથા ઇટાલિયનો પણ ચાર કરોડ તથા જર્મનો ૭ કરોડની પ્રજા ધરાવે છે. જાપાનીઝ પ્રજાને દશ કરોડ થતાં વાર લાગશે નહિ. એની પ્રજા સ્ફુર્તિવાળી છે, એની મહત્ત્વકાંક્ષાનો પાર નથી, યુરોપીયનોએ ભૂતકાળમાં એને યુદ્ધના જયનો લાભ લેતું અટકાવ્યું તેથી એમના ઉપર જાપાનને ખાસ દ્વેષ છે. જાપાને યુરોપનો ઔદ્યોગિક યુદ્ધમાં ભારે પરાજય કર્યો. એના યુવાનોના નસોમાં ગરમ ગરમ લોહી ઉછળે

છે. એમને આખું જગત જીતવું છે. અમેરિકા ઉપર તો જાપાનને ખૂબ વિરોધ છે. અંગ્રેજો પ્રત્યે હમણાં ચીન સાથેના યુદ્ધમાં તેને ખુબ વૈમનસ્ય જાગ્યું છે.

જાપાનમાં લશ્કરી પાર્ટીનું જોસ ઘણું છે. લશ્કરના યુવાન અધિકારીઓ જાપાનીઝ પ્રધાનમંડળના કાબુમાંથી છટકી ગયા છે. એમને યુદ્ધ જોઈએ છીએ, પોતાનું બળ ફાટફાટ થાય છે. હિંદ ઉપર પણ એમની આંખ છે. ઓસ્ટ્રેલીઆ એમનાથી ડરે છે. એઓએ ઉત્તર ચીનને જીતી લીધું છે. કાચી વસ્તુઓના માટે પરાધિન જાપાનને ઉત્તર ચીનમાં ઘણીખરી કાચી વસ્તુઓ મળી રહેશે. શસ્ત્રાસ્ત્રોમાં એ યુરોપીયનોથી પછાત નથી. દશ કરોડ જાપાની ભવિષ્યમાં શું કરશે તેની ચિંતા અંગ્રેજોને લાગી છે જાપાને અંગ્રેજો કરતાં મોટી મનવારો બાંધી છે. તેમાં સોળ ઇંચ વ્યાસની તોપો ચઢાવી છે, અંગ્રેજો કરતાં વધારે મનવારો એમને રાખવાની ઇચ્છા છે. જાપાને જર્મની અને ઇટલી સાથે સંધિ કરી છે. રાષ્ટ્રસંઘ બંધ પાડી દીધો છે.

જાપાનની મહત્વાકાંક્ષાએ અંગ્રેજોને ખૂબ ચોંકાવી દીધા છે. એઓએ પણ તડામાર લશ્કરી વિમાનિક અને દરિઆઈ મનવારો માટે એંસી કરોડ પૌંડ જેવડી મોટી રકમ ખર્ચવા માંડી છે. આવતાં પાંચ, દશ વરસમાં જાપાનના યુવાન યુદ્ધપ્રિય અધિકારીઓ શું નહિં કરે તે કહી શકાતું નથી. તે માટે જ અંગ્રેજોએ સીંગાપુરના બારાંને મજબુત દરિયાઇ કિલ્લેબંધીવાળું બનાવ્યું છે. જાપાન કોઇ પણ રીતે બીજા દેશો મેળવવા માગે છે, અંગ્રેજો એથી ચોંક્યા છે. હિંદ ઉપર જાપાનની નજર બરાબર ચોંટી છે. જાપાનના લશ્કરી પ્લાનો હિંદના વિજય માટે ઘડાયા છે. જરૂર પડે સીયામના દેશમાંથી એકસો માઇલ લાંબી નહેર ખોદીને સીંગાપુરની કિલ્લેબંધીને નિરર્થક કરવાની જાપાનની બાજી છે. જાપાન ૪૦ હજાર ટનની મનવારો ઉપર સોળ ઇંચના વ્યાસની તોપો ચઢાવે છે. તેથી બ્રિટિશનું મન ઉદ્વેગ પામ્યું છે. બળની મહત્તા જાપાને જણાવી દીધી છે. અંગ્રેજ ગુરૂ કરતા જાપાનીઝ શિષ્યો પ્રબળતર તૈયારી કરી મજબૂત બન્યા છે.

અંગ્રેજો પણ પૂરા જાગૃત છે. એમણે પણ પગથી માથા સુધી હથિયારબંધ થવાની ગોઠવણો કરી છે. એમણે મોટી તોપો, વિમાનો, ઝેરી બોમ્બગોળાઓ અને ઝેરી ગ્યાસો બનાવવા માટે સેંકડો કારખાનાંઓ ઊભાં કર્યાં છે. અંગ્રેજો પાસે સરસમાં સરસ સંસ્થાનો છે. એટલે પોતાની પાસે છે તે એ સાચવી રાખવા માંગે છે. પરંતુ જાપાન જર્મની અને ઇટલીના હિંસાવાદ અને યુદ્ધપ્રિયતા એને ખૂબ ચિંતાતુર બનાવે છે. અગ્નિ ઉપર અત્યંત ગરમ થયેલું તેલ જેમ ખદબદે તેમ હમણાં જગતનાં મહારાજ્યો અંદરથી ખદબદી ઊઠયાં છે. દરરોજ નવા નવા ફેરફારો થાય છે. જગતના મહારાજ્યોનું લશ્કરી માનસ શેતાનના સ્વાધીનમાં છે.

અંગ્રેજોએ સીંગાપુરનું બારૂં જાપાનનો વેગ અટકાવવા માટે લશ્કરી કિલ્લેબંધીનાં મથક તરીકે બાંધ્યું છે. ત્યાં મોટો મનવારોનો કાફલો રહેશે. વિમાનોનો મોટો કાફલો રાખવામાં આવશે. એમના રીપેર કામ માટે મોટી વર્કશોપ પણ રખાય છે. કોલસાનો

મેટો જથ્થો રખાશે. તેલની મહાભારત ટાંકીઓ પણ રખાઇ છે. છેલ્લામાં છેલ્લી શોધની ગંજાવર તોપો લશ્કરી બાંધકામો ઉપર મંડાણ કરાઇ છે. દારૂગોળાનો મોટો જથ્થો પણ સંગ્રહિત કરવામાં આવ્યો છે. લશ્કરી નજરે બચાવની સંપૂર્ણતા ત્યાં સ્થાપવામાં આવી છે. નવા શસ્ત્રાસ્ત્રોની નવી નવી શોધોથી ઘણી વખતે આવી સંપૂર્ણ મનાતી કિલ્લેબંધીને પણ અપૂર્ણ બનાવી શકાય છે. તેમાં ઝડપી ચાલના દૂર દૂરના દેશો સુધી પહોંચી જનારા વિમાનોનાં ઝેરી ગોળાઓથી જગતની પ્રજાની ચિંતામાં મોટો વધારો થયો છે. અબજો પાઉંડની કિંમતના ગોઝારાં લશ્કરી વિનાશક સાધનોનો વધારો એ લડાઇની આગાહી મનાય છે. સંહાર દેવ પોતાની 'તરવાર શરાણ ઉપર ચઢાવે છે.

તા. ૧૪ ફેબ્રુઆરી ૧૯૩૮ના દિવસે મોટા દબદબા અને ક્રિયાની વચ્ચે સીંગાપુરનો મોટો ફરતો ડક્કો ગવર્નર સર સેન્ટન થોમ્સે ખુલ્લો મુકયો હતો. તે પ્રસંગ સારી ધામધુમથી ઉજવાયો હતો. લંડનથી એડમીરીલીટીના લોર્ડ કર્નક લેવીલીન ખાસ આવ્યા હતા. ઓસ્ટ્રેલીઆના મોટા લશ્કરી અમલદાર પણ હાજર હતા. ત્રણ અમેરિકન મનવારો પણ સહાનુભૂતિ દેખાડવા આવી હતી. જોહોરના સુલતાન જેણે પાંચ લાખ પાઉંડ આ મોટા ડક્કા બનાવવામાં મદદ તરીકે આપ્યા છે, તે પણ આવ્યા હતા, પેરેકના સુલતાન અને બ્રિટિશ વડપણને ટેકો આપનાર બીજા જમીનદારો પણ હતા. કામ કરનાર પાંચ હજાર મજૂરોને પણ નોત્યાં હતાં

કીંગ જ્યોર્જ છઠ્ઠો ડોક ખુલ્લો મુકાયો હતો. એના ઉપર મોટામાં મોટી અઢાર ઇંચના વ્યાસની પંદર તોપો ચડાવવામાં આવી છે. જગતમાં એ સૌથી મોટી તોપો છે. એમાં વાપરવાના ગોળાઓના ઢેરોઆઢેર પણ આવ્યા છે. એક ટન વજનના એ ગોળા વીસ માઇલ દૂર જાય છે. એ તોપો ચલાવવાને અનુભવી તોપચીઓને બોલાવી વસાવ્યા છે. વીસ માઇલ દૂર ઉભેલ મનવારને સાંચાકામથી ચલાવવાથી આ તોપનો ગોળો ઉડાડી શકે છે. નેમ લેવા માટે પણ સાંચા કામનો સહકાર છે. થોડા ઇંચનો ફેર પણ પડતો નથી. સીંગાપુરની કિલ્લેબંધીની મજબુતાઇ ખૂબ છે. એમાં ઘણાં છાનાં યંત્રકામો ગોઠવવામાં આવ્યાં છે. તે કોઇને દેખાડવામાં આવતાં નથી. આધુનિક વિમાનોને વીંધવા માટેની ખાસ તોપો ગોઠવવામાં આવી છે. ગમે તેવી મોટી મનવાર આ કિલ્લેબંધી ઉપર હલ્લો કરવાની હિંમત કરી શકશે નહિ.

આ કિલ્લેબંધી ઉપર ત્રણ કરોડ પોંડ એટલે ૪૦ કરોડ રૂપિયા ખર્ચ થયો છે. ૧ા કરોડ પાઉંડનો ખર્ચ તો માત્ર મોટા છઠ્ઠા જ્યોર્જ ડોક ઉપર થયો છે. મલાયાની સરકારે ૭ા પાઉંડ અને જોહોરના સુલતાને પાંચ લાખ પાઉંડ મદદ તરીકે આપ્યા છે. આ રીતે આ ગંજાવર કિલ્લેબંધી કરાઇ છે. એમાં હંમેશાં ઉમેરો થયા કરશે. નવાં નવાં સંહારક શસ્ત્રો શોધાય છે. ને સામે રક્ષણ કરવાના પણ નવીન બાંધકામો શોધાતાં જાય છે.

# 'એ વર નહિ પરણે નહિ પરણે'

(ગયા અંકથી ચાલુ) શ્રી. પ્ર.

'સુધીર ! તને યાદ છે, કે આજથી ત્રણ વરસ પર ઉન્હાળાની રજામાં તું મારા મામાને ત્યાં આવ્યો હતો, બા ત્યારે જીવતી હતી.' યુવક મંડળનો સંદેશો સુપ્રત કરવા આવેલા મંત્રીજીને ઉમાએ પૂછ્યું.

'ઉમા એ દિવસ તે કંઈ ભૂલ્યો ભૂલાય એવો છે ? તે દિવસે બા પોસ પોસ આંસુએ રોતાં હતાં.'

શા માટે રોતાં હતાં તે પણ યાદ હશે?'

જવાબ દેવો છોડી સુધીર શરમનો માર્યો નીચું જોઇ ગયો. એ દિવસનો આખો પ્રસંગ એની આંખ આગળ તાજો થયો. તે દિવસે સુધીરે આપમેળે સહાનુભૂતિભર્યા સ્વરે ઉમાની બાને છાના રહેવાં વિનવ્યાં હતાં. આ રહ્યો તે પ્રસંગ.

'બેટા સુધીર આવ. ક્યારે આવ્યો ? બાકી રોવું તો કપાળે લખાવી લાવી છું.'

'બા' ઉમાની જોડે ગાઢ પરિચય હોવાથી તે રાધાને બા કહેતો હતો. 'ઉમા મઝામાં છે ને ?'

'એ કાળામુખીને શું થવાનું હતું ? એ રહી રસોડામાં, મોટી કલોડી જેવી તો છે.' મહીડાએલી માતાઓ પોતાની વ્હાલામાં વ્હાલી દીકરીને પણ ગાળ દઇ બેસે છે.

'બા ! બા ! આજે આમ કેમ બોલો છો ? ઉમાએ કંઇ વાંક કર્યો છે ?'

વાંક ! વાંક તો ઘણોય મોટો કર્યો છે પણ તે કંઇ આજનો છે?'

સુધીર એનો અર્થ ન સમજી શક્યો. તે ટગર ટગર વેદનાભરી આંખે રાધાબા તરફ જોઇ રહ્યો. 'સદ્દગુણની મૂર્તિ જેવી ઉમા પર આજે એનાં બા શા માટે ક્રોધે ભરાયાં હશે? 'સુધીર! સાંભળ ઉમાનો પહેલો વાંક એ કે એ પિતાના મૃત્યુ પછી જન્મી, બીજો વાંક એ કે કુલીનોને ઘેર ન જન્મી, ત્રીજો વાંક એ કે નીચા કુળમાં જન્મી છતાં પૈસાદારને ત્યાં ન જન્મી. જો એ રૂપાળી રૂપ રૂપની પરી થઇ જન્મી હોત તો એ બધાંય વાંક કદાચ ઢંકાઇ જાત, પણ તેવી થઇને જન્મતાંય એને ન આવડ્યું. અને હજુ તું પૂછે છે કે એણે કંઇ વાંક કર્યો છે' ?

'બા. બા. એમ આકળાં થયે એ બધું મિથ્યા થવાનું છે ?'

'પણ ધીરજ પણ કઈ આશાએ ધારૂં. મને તો ભર્યાસરોવર જેવો સંસાર પણ ઉન્હાળાનું સુકાએલું તળાવ જેવો દેખાય છે. એ તળાવમાં અમારા જેવી માછલીઓને તરફડી તરફડી મરવા સિવાય બીજો કંઈ આરો છે ?'

એકાદ દુઃખી વહુને ઉમાની દયા આવતી તે તેનો પક્ષ લેતી 'બિચારી બહુયે તરફડી હશે પણ આપણી નાતને નથી કાન કે નથી સાન. એટલે વગર ઢોંગરનો છોર બાળ્યે શું વળે?'

'પણ તેથી શું એક ઊની વગાળે ન કાઢવી? મારો નણદોઈ હતો તો બીજવર. તોએ મારી નણંદે ચાર દિવસ લગી તો ન હતું ખાધું કે ન હતું પીધું. જ્યારે આ નઠોર ઉમા તો હરખી હરખી નાતમાં જમવા જાય છે. 'ગઈ કાલ લગી તો ગામના જુવાનોને ગાળો દેતી હતી. 'લો પહેરો બંગડી.' અને હવે એની કસોટી આવી છે ત્યારે એ શું કરે છે? કેવી ડાહી ડમરી અને આજ્ઞાંકિત બની ગઈ છે.' બીજી હોત તો ઘરના એકાદ ખુણે માથું પછાડી પછાડી અધમુવી જેવી થઈ ગઈ હોત ત્યારે આ તો રાતીમાતી થતી જાય છે.'

જુવાનો પણ વાતો કરતા, હસતા, અને સ્ત્રીઓની દુર્બળતા ઉપર ચર્ચા કરતા. શું એ ઉમાઓને તાંડવની રણચણ્ડી કાલિકા થતાં નહિ આવડે?'

હા! ઉમા હસતી હતી, પ્રફુલ્લ હતી. પણ એ આનંદ ઉષાના ઓજસ્ તળે હસતાં ગિરિશિખરોના ઉલ્લાસ જેવો હતો. એ પર્વતોના પેટાળમાં ભારેલો જ્વાળામુખી તાપનો ગોળાની પેઠે ફૂટી બ્હાર પડવા યોગ્ય વેળાનીજ વાટ જોઈ રહ્યો હોય છે, તેની કેટલાને ખબર હોય છે?

લગ્ન ગાળો ચાલતો હતો. ઉમા એકવાર એના એકાદ સગાને ઘેર જાનમાં ગઈ હતી. બીજી કોઈ પેચા હૃદયની છોકરી હોય તો હરખે લગન માણવા જાત? પણ ઉમા બધાથી જુદી પડતી હતી. તે બળતી હોળીમાં પણ વેદનાવિહીન જ નહિ પણ આનંદપૂર્ણ ચહેરે ઊભી રહી શકે તેવી હતી.

તેને કોઈએ મ્હોંએ ચડી પૂછ્યું 'ઉમા તને શરમ આવતી નથી?'

''શરમાય ને મારી દઈરાન એવું અજુગતું જોડું જોડતાં નાતને શરમ નથી તો મને શા માટે શરમ હોય? ગાય કસાઈને ત્યાં વેચાય તેમાં શરમાવું જોઈએ ગાયે કે ગાયોના વેચનારે?

એકાદ સખીએ તેની દયા ખા'ધી. એવી શબ્દોની દયા ઉમાને જોયતી ન હતી. તે ઉકળી પડી. 'એવી મોઢાબોલી પોકળ દયા મને કરવા આવે છે.'

'ઉમા ભલે એમ તો એમ અમે નહિ બોલીએ. તું તો દયાની માને ડાકણ કહે છે. ભલે. બાકી આ કાગળ ઉઘાડી જો અંદર તારા માટે કેટલી સમવેદના ભરી છે.'

'છે. છે. બહુયે છે પણ તે ત્યાંજ પૂરાઈ રહેવાની છે. જો સાચેજ તમને બહુ લાગી આવતું હોય તો હું પૂછું છું તેના જવાબ આપો.'

'જુઓ તમારે બધાને એ લગનમાં મહાલવું છે સારા સારાં લૂગડાંલત્તાં પહેરવાં છે, ભાવતાં ભોજન કરવાં છે, ગીતો ગાવાં છે, ફટાણાની ગોલાલડાઇ લડવી છે, અને છતાં કહો છો કે અમને દયા આવે છે. નમસ્કાર! દયાની દેવીઓ! નમસ્કાર.'

એ પછી કોઇ ઉમાનું નામ લેવું નહિં. તેનો સ્વભાવ જ ન્હીડીઓ થઇ ગયો હતો. જરાક જો કોઇ શિખામણ દેવા આવતું તો તે તેને ઊધડો લઇ નાંખતી માત્ર તે તેની કાકી આગળ રાંક બની રહેતી. બંને કાકી ભત્રીજી ઘણીવાર ઓથે બેસી ગળે વળગી રોતાં.

એકવાર કાકીએ ઉમાને સલાહ આપી.

'ઉમા! પેલું અમદાવાદમાં પરગતિ ઘર-(પ્રગતિગૃહ) છે ને ત્યાં તું કાગળ લખ. અથવા તો તું ત્યાં નાસી જા, તારૂં ભાવિ દુઃખ જોઇ મને કમકમાં આવે છે.'

'કાકી! હું નાસી જાઉં? ના, નહિ જાઉં? હું જાઉં તો કાકા તમારો જીવ લઇ નાખે. મારા ખાતર તમને હું હોળીનું નાળીએર નહિ થવા દઉં. આ તો તમે જામીન રહ્યાં છો એટલે જ કાકા મને છૂટથી ફરવા દે છે, નહિ તો તે મને એકાદ ઓરડીમાં સાંકળ મારી પૂરી રાખત, હું નાસી જઇ તમારી જામીનગીરી ખોટી નહિ પાડુ.'

છતાં કાકીથી ન રહેવાયું. તેણે કોઇના પગે પડી ખાનગીમાં એક કાગળ એ સંસ્થા પર લખાવ્યો હતો. એ સંસ્થાના મંત્રી બાઇ ઉમાને મળવા આવ્યાં હતાં.

'ઉમાબ્હેન હઠ ના કરો. આખી જીંદગીમાં આગ ન મૂકો.'

'બહેન તમને ખાતરી આપું છું કે હું આ કસોટીમાંથી પાર પાડીશ. જો જો મે એ ઘરડા ખચ્ચરને જ મ્હોડે કહેવાડીશ કે "નહિ પરણું, નહિ પરણું."'

'કેવી રીતે?'

'તેની વખત આવ્યે ખબર પડશે તમારી સહાનુભૂતિ અને સહાય કરવાની તત્પરતા માટે આભાર. સ્ત્રીઓ માથે બાયલાપણાનો અને અબળતાનો આરોપ છે. હું તમારી જોડે નાસી આવું તો એ આરોપ સાબીત થાય. મારે તેમ નથી કરવું. મારે તો મારાજ ભુજબળે. સાંગોપાંગ સુરક્ષિત રહી બળતા દાવાનળની આરપાર નીકળવું છે.'

'પણ કર્મ સંજોગે ન નીકળાયું તો? તમારૂં સાહસ જબરૂં છે.'

'ના નીકળાશે તો એ હોળીમાં તાંડવ કાલની કાલિની પેઠે નાચ કરીશ. મારી અડખે પડખેથી તણખા ખેરવીશ અને આખા સંસારમાં દવ લગાવીશ.'

'બ્હેન હું તો જાઉ છું. તારો ભગીરથ ટેક પાર પડો. મારા તને આશિર્વાદ છે. પણ જો જે છેલ્લે કૂવો તળાવ કરવો ન પડે.'

'આપઘાત જ કરવો પડશે, તો તે સળગી જઇને કે કૂવે પડીને નહિ કરૂં. એવા આપઘાતે તો સમાજ એકાદ બે આંસુ ખેરવી મારા નામનું છેલ્લું સ્નાન કરી લેશે અને એ ઘરડા ખચ્ચરની કોટે વળી બીજી કોઇ છોકરીને બાંધી દેશે. કાશીએ કર્વત મેલનારાની કાયા કટકે કટકે કપાય છે એમ હું પણ કટકે કટકે આપઘાત કરીશ અને સમાજમાં જે થોડી ઘણી સજ્જનતા રહી છે તેને રોજબરોજ રોવડાવીશ.'

'લો લેતા જાવ ! ને થાવ સ્મશાને ભેગા. તમારો વરઘોડો આ માંડવે નહિ પણ તે માંડવે જ વધારે શોભશે. આ ઉંમરે તે લગ્નની પાલખી શોભે કે મશાણની ઠાઠડી ?'

'ઓ ! ઓ ! મરી ગયો'ની ચીસ પાડી માસ્તર બાજઠ ઉપર જ બેસી પડયા. વરઘોડો આવતો હતો ત્યારે તેણે જોયું હતું કે વાતાવરણમાં વૈશાખી વાવાઝોડાનાં ચિહ્ન દેખાતાં હતાં. આકાશમાં પણ અકાળે વાદળાં ગ્હડતાં હતાં. અચાનક થાળી પ્રહારે આંખ મીંચી ઊભેલા માસ્તરને થયું કે 'વીજળી પડી કે શું ?'

સાચે જ ઉમા હવે વીજળીની પેઠે ચમકવા લાગી. દરવાજા પાસે જ જાનૈયાના જોડાઓ પડયા હતા. તેમાંથી તેણે એક સરસ લોખંડની નાળ જડેલો જોડો પસંદ કરી લીધો. માથું ઢાળી બેસેલા વરરાજા પર એ જોડાની ઝડીઓ વરસવા લાગી.

'શાન્તં પાપમ્ શાન્તં પાપમ્' ભૂદેવ બબડી ઊઠયાં.

ઉમાએ જવાબ આપ્યો. 'પાપ કોનાં તમારાં કે મારાં ? આ તમારા પાપોનું જ પ્રાયશ્ચિત થાય છે.'

'સડ સડ સડ' જોડો પડતો જ ગયો.

આખો મંડપ ઊભો થઇ ગયો. 'બચાવો ! બચાવો !'

ઉમા ગરજી ઊઠી 'મને નિર્દોષને ફાંસીએ ચ્હડનારને કે જલ્લાદ જેવા તમને ફાંસિયાઓને ?' મારો બચાવ તો આ જોડો કરી રહ્યો છે. તમારે બચવું હોય તો ગણો અગિયારા.'

ઉમાનું આ રણચણ્ડીનું રૂપ જોઇ યુવાનવર્ગ તાળીઓ પાડવા લાગ્યો. 'શાબાશ ! શાબાશ !'

ઉમાએ કરડી નજરે તે તરફ જોયું. 'બાયલાઓ ! પારકી બહાદુરી પર તો હીજડાઓ તાળી પાડે, મરદો નહિ.'

તે અવાક ઉભેલી સ્ત્રીઓ તરફ ફરીને બોલી 'બહેનો ગાવો, ગીત ગાવો હમણાં જ તો ગાતાં હતાં કે 'ઉમિયા એ વર નહિ પરણે, નહિ પરણે' પેલા મરદોથી તો એટલું ય બોલાયું નથી માટે તમારી સાડીઓ અને બંગડીઓ તેમને આપો કે કંઇ નહિ તો ઘુંઘટો તાણી તમારી જોડે એ ગીત ગાવા મંડે.'

છતાં સ્ત્રીઓ ન બોલી કે ન ચાલી એટલે ફરી તે બોલવા લાગી.

ભલે એ ગીત ન ગાવું હોય તો ન ગાતાં. પણ તમને ફટાણાં ગાવાં તો ગમે છે ને? લો હું ગવાડું ને તમે ઝીલો. આપણે આપણી કાળામૂખી નાતના ફટાણાં ગાશું.'

એટલામાં બરડો પંપાળતા પંપાળતા માસ્તર ઊભા થયા. ઉમા ગાજી.'

'કેમ માસ્તર ઘરડી ઘોડીએ લાલ લગામ પહેરવી છે ?'

'ના બાપા. પગે પડું છું. મારે નથી પરણવું.'

એ સાંભળી ઉમા જાનપક્ષની બહેનો તરફ ફરી.

'બ્હેનો તમે હમણાંજ ગાતાં હતાં ને કે 'એવી રે લાડીને આ વર નહિ પરણે નહિ પરણે.' વાહ ગાવો એ ગીત ફરી ગાવો ખૂબ જોરથી ગાવો.'

પછી ઉમા વગેરેનું શું થયું તેને અને આ વાર્તાને સંબંધ નથી.

---

# ગીતાના બોધપાઠ

## (મોહત્યાગનું રહસ્ય)

શ્રી. દિલખુશ બ. દિવાનજી

મોહત્યાગ (૨. ૨–૩) કુરુક્ષેત્ર પર કૃષ્ણ ભગવાને અર્જુનને મોહત્યાગનો જે ઉપદેશ આપ્યો તેનો અર્થ આ છે. સ્વજનો પોતાની સામે ગોઠવાયેલા છે. એ જાણી અર્જુનને સ્વજન પ્રીતિનો મોહ જાગ્યો. એનું હૃદય એમના તરફના પ્રેમથી ભીંજાવા લાગ્યું. આ સ્વજનપ્રેમથી એ વિહ્વલ થયો અને એ પ્રેમવિહ્વલતાએ એને કર્તવ્યમૂઢ બનાવ્યો. પરંતુ એતો પંડિત હતો અને પંડિતાઇનું એને અભિમાન હતું. એટલે સ્વજનમોહની પોતાની નિર્બળતામાંથી જે કર્તવ્યમૂઢના અથવા સ્વધર્મશિથિલતા એનામાં આવી તેને બચાવ કરવાનું સ્હેજે એને મન થઇ ગયું. પોતે ક્ષત્રિય હતો. રણક્ષેત્ર પર ઊભા રહીને યુધ્ધ કરવાની ના પાડી દેવી એનો સામાન્ય રીતે કાયરતા ગણાય. અભિમાની અર્જુન એમ પોતાની કાયરતા ઓછી જ કબૂલ કરે એટલે એ કાયરતા ઢાંકવા અને પોતાની નિષ્ક્રિયતાનો બચાવ કરવા એના પર જ્ઞાન,પંડિતાઇ અને કુલરક્ષણ વગેરેની મોહક દલીલોનો ઓપ ચઢાવી દીધો. 'યુદ્ધમાં સ્વજનને મારીને કંઇ શ્રેય નથી જોતો" (૧. ૩૧) 'આ આનતાયીનો પણ હણીને અમને પાપ જ લાગે' (૧, ૩૬),'સ્વજનને જ હણીને કેમ સુખી થઇએ' (૧,૩૭) વગેરે દલીલો અને ડાહ્યા લાગતા શબ્દો બોલીને અર્જુનને તેમાંથી પોતાના હૃદયમાં વ્યાપી રહેલો સ્વજનમોહ અને પ્રગટતી કર્તવ્ય મૂઢતા ઢાંકી દેવાનો પ્રયત્ન કર્યો પરંતુ અર્જુન એમ સાવ પામર અને મૂઢ ન હતો. એ શ્રેયાર્થી હતો. એટલે એવી આત્માને છેતરનારી મોહક દલીલો કરતાં એનું હૃદય એને ડંખતુ હતું. એટલે એ કૃષ્ણભગવાનની હાજરીનો લાભ લઇ એમનું માર્ગદર્શન માગે છે. જો સારથી તરીકે કૃષ્ણ ભગવાન કુરુક્ષેત્ર પર કર્તવ્યમૂઢ થતા અર્જુનને માર્ગદર્શન કરવા ન હોત તો કદાચ એ મોહક દલીલોમાં સપડાઇ જઇ, અર્જુન યુદ્ધ માંડી વાળત. અને કેટલાક એના એ કૃત્યને વધાવી પણ લેત. પંડિતાઇ અને જ્ઞાનીના કાર્ય તરીકે એના ગુણગાન પણ ગાત.

અર્જુનની આ પંડિતાઇ અને એનો સ્વજનમોહ કૃષ્ણભગવાન તરત પારખી ગયા અને તેથી એની નિષ્ક્રિયતા પાછળ રહેલા એ મોહને વખોડી કાઢતાં એને ઠપકો આપ્યો કે "હે અર્જુન! શ્રેષ્ઠ પુરુષોને અયોગ્ય સ્વર્ગથી વિમુખ રાખનાર અને અપયશ દેનાર એવો આ મોહ તને આવી વિષમ ઘડીએ ક્યાંથી થઇ આવ્યો? (૨–૮). એ મોહ અર્જુન જેવાને ન શોભે એટલે કૃષ્ણભગવાને મોહત્યાગનું ગંભીર પ્રવચન આપી દીધું. એ મોહ તો અર્જુનની નિર્બળતા હતી, એની નામર્દાઇ હતી, એનો ત્યાગ કરી દેવાની જ તેમણે શિખામણ આપી અને કહ્યું કે "હે પાર્થ! તું નામર્દ ના થા. એ તને ન શોભે. હૃદયની પામર નિર્બળતાનો ત્યાગ કરી હે પરંતપ તું ઊઠ" સ્વજન-પ્રીતિનો અર્જુનનો એ મોહ કેટલો બધો સર્વ સામાન્ય છે એ બતાવવા કૃષ્ણભગવાન દેહ અને જીવનનું ભારે તત્ત્વજ્ઞાન ઉકેલે છે. અને

એમાંજ આખીએ ગીતા સંભળાવે છે. આખરે અર્જુનના હૃદયમાં એ તત્ત્વજ્ઞાન સોંસરૂં ઊતરી જાય છે. અને તેથી જ એ છેવટે જણાવે છે કે "હે અચ્યુત તમારી કૃપા વડે મારો મોહ નાશ પામ્યો છે મને ભાન આવ્યું છે શંકાનું સમાધાન થવાથી હું સ્વસ્થ થયો છું. તમારૂં કહ્યું કરીશ." (૧૮–૭૩)

કુરુક્ષેત્રના પ્રસંગ નિમિત્તે અર્જુનને જે પ્રકારનો મોહ થયો એ એની વિશિષ્ટ પરિસ્થિતિમાંથી જન્મ્યો હતો પરંતુ એ નિમિત્ત પ્રસંગ લઇને કૃષ્ણભગવાને તો મોહ મનુષ્યને કેવાં ગોથાં ખવડાવે છે અને એના જીવનને અધોગતિના પંથે જ કેવી રીતે ઘસડી જાય છે એની સામાન્ય ચર્ચા કરી અને એ સર્વસામાન્ય ચર્ચામાંથી જ જગતની પ્રજાને વિશેષ કરીને હિંદુ સમાજને ગીતાનો મુખ્યપાઠ મળી રહે છે. મોહના પ્રકાર તો સેંકડો હોય છે, અને નિત નિત નવા નવા સ્વરૂપો લઇ તે માનવને પજવે છે. શ્રેયાર્થીને હતાશ બનાવી દે છે. પરંતુ મોહના એ વિવિધ સ્વરૂપોની પાછળ એની વ્યાપક સત્તા કઇ રીતે પથરાતી જાય છે તેના સર્વસામાન્ય તત્ત્વ જડી આવે છે. (૧) એ મોહની અંદર જે વિષ ભરેલું હોય છે, એની સત્તામાં જે વિનાશડંખ રહેલો હોય છે તે સામાન્ય જનસમાજમાં સામાન્ય રીતે અદૃશ્ય જ રહે છે. એનું એ વિનાશકાર્ય શાંત અને શિથિલ રહે છે. એનું ભાન પણ સામાન્ય મનુષ્યને હોતું નથી. (૨) પરંતુ એ શિથિલતાના સમય દરમ્યાન એનું કાર્ય એક રીતે ચાલ્યા જ કરે છે. સુખલાલસા અને દુઃખભયની એ વાસનાઓ મનુષ્યને વળગેલી જ રહે છે. મોહજનક વસ્તુઓ પ્રતિ એ બે પ્રકારની કામનાઓની પરંપરાઓમાં સામાન્ય મનુષ્યનું જીવન અટવાયા કરે છે. કરોડોનું જીવન એ રીતે જ વહી રહ્યું છે. અને એના સુખદુઃખ પાછળ મોહનું પ્રબળ સામ્રાજ્ય પ્રવર્તતું હોય છે. એનું ભાન પણ એને હોતું નથી. (૩) શ્રેયાર્થી હોય છે. તેને એ રાગદ્વેષ અને સુખદુઃખના દ્વંદ્વથી પર રહેવાનું સૂઝે છે. મોહને જીતી લેવાની અથવા એને ન કરવાની વૃત્તિ શ્રેયાર્થીને થાય છે અને એ દિશાએ પોતાના પ્રયત્નો શરૂ કરે છે. એને ભાન થયું હોય છે કે મોહમાં વિષ પડેલું હોય છે એને વશ થવાથી વિનાશના પંથ જ સૂઝયા કરે છે. આ જ્ઞાન જ એને મોહજનક વસ્તુઓથી દૂર ભાગવાને પ્રેરે છે. એજ શ્રેય ભાવના એને મોહમાંથી ઉત્પન્ન થતી રાગદ્વેષની કામનાઓનો જય કરવા પ્રવૃત્ત કરે છે. એના પ્રયાસોમાં એ ઠીકઠીક ફાવતો જાય છે અને કામનાજયનો પંથ એને સરળ લાગતો જાય છે. (૪) પરંતુ શ્રેયાર્થીના વિચારો જો સાચા હોય છે તો એની કસોટીનો પ્રસંગ આવી જ રહે છે. મોહના સ્વરૂપ તો સેંકડો છે. રાગદ્વેષની કામનાઓ તો સંસારની હજાર વસ્તુઓને વળગેલી રહે છે. દુઃખના તો અસંખ્ય પ્રસંગો મનુષ્યજીવનને કંપાયમાન કરી જ રહ્યા હોય છે. શ્રેયાર્થીના પ્રયાસોના પરિણામે મોહનાં કેટલાંયે સ્વરૂપો પર એણે જય મેળવ્યો હોય છે. ...ના કેટલીએ ક્ષુદ્ર જણાની વસ્તુઓ વિષે એણે મમતા કેળવી લીધી હોય છે. પરંતુ એ માર્ગ સરળ લાગતો હોય છે છતાં એને આખરે તો મહામુશ્કેલીએ આગે ...નો તમ્આવી જ લાગે છે. આવા પ્રસંગે જો અનેક પ્રકારના મોહનો હુમલો એણે પરણે.' વાત આવી ને એની સમસ્ત આંતીને ખડી થાય છે. એની શ્રેયભાવના અને માનનિષ્ઠા પછી ઉભા વગેરેનું ...પ છે અને એના મોહના અવશેષો એને બીજી દિશામાં ઘસડી

રહ્યા હોય છે. મોહનું પ્રબળ સામ્રાજ્ય આસપાસનું વીંટાતું જાય છે અને અનેક મોહના પર જય મેળવી ચુકેલો કસોટીને પ્રસંગે અવશેષમોહના પરિબળ આગળ મુંઝાય છે, મ્હાત પણ થઈ જાય છે. શ્રેય પ્રાપ્તિના આશયે ભવ્ય ઇતિહાસમાં એકપણ શ્રેયાર્થી એવો નથી સાંપડયો જેને આવા કસોટીના પ્રસંગમાંથી પસાર ન થવું પડયું હોય. (૫) જ્યારે કસોટીના પ્રસંગે મોહનું પરિબળ શ્રેયાર્થીને મુંઝવવા માટે છે ત્યારે એની કસોટી તો એમાં પડેલી હોય છે કે એ વિવેકભ્રષ્ટ થતો જાય છે. અત્યાર સુધી મેળવેલું એનું જ્ઞાન કયાં તો વધારે બળવાન બનાવે છે અથવા એનામાં પંડિતાઈ જગાડી એને વિવેકભ્રષ્ટ બનાવે છે. અર્જુન જેવા મહારથીને આવી જ પંડિતાઇ આવી. એ પંડિતાઇ એટલે મેળવેલા જ્ઞાનનો અનર્થ અથવા એની મોહવશતા. કસોટીના પ્રસંગે મોહવશ થતા શ્રેયાર્થીને શ્રેય-પ્રેયની પસંદગીમાં પ્રેય પ્રતિ જ વૃત્તિ બળવાન થાય છે અને છતાં પોતે મનને એ રીતે મનાવે છે કે એના નિર્ણયમાં શ્રેયની જ પસંદગી છે. પોતે તો જ્ઞાની છે, મહારથી છે, અનેક પ્રકારના મોહ પર એણે વિજય મેળવેલો હોય છે એટલે કસોટીને પ્રસંગે ખડા થયેલા પેલા મોહને પોતે વશ થયો છે, એનો ખુલ્લો એકરાર કરવા એ તૈયાર નથી. એની પંડિતાઇને એની પ્રથમવૃત્તિને—એ શોભતું નથી. આથી એ પ્રેયની પસંદગી પર શ્રેયની ઓપ ચઢાવે છે. મોહને વશ થતો પોતે ખોટું આશ્વાસન મેળવે છે કે પોતાના નિર્ણય પાછળ શ્રેય સાધના જ છે. આથી કુલવિનાશની દલીલ આગળ ધરી અર્જુન યુદ્ધનિવૃત્તિમાં શ્રેય શોધવા મથે છે. કસોટીના પ્રસંગે આવી જ નિર્બળતા અને આવી જ પંડિતાઈથી શ્રેયાર્થી ઘેરાયેલો હોય છે. પરંતુ એ વખતે મોહના અવશેષના અંધકાર વીંટાતા હોય છે અને જેને પોતે શ્રેયસાધના ગણે છે તે કેવળ મોહવશતા જ નીવડે છે. એ જ શ્રેયાર્થીની સાચા ભાવનાની પરીક્ષા કરે છે. એને માટે એવા પ્રસંગોએ જ અત્યંત સાવધાનીના થઈ પડે છે. વિવેક શક્તિને સાચવી રાખવાની આ વખતે જ સૌથી વધારે જરૂર પડે છે અને નિર્મોહ સ્થિતિ શ્રેયાર્થીએ કેટલા પ્રમાણમાં સાધી છે તેનું માપ આવે જ વખતે નીકળે છે. મોહના વ્યાપાર કઈ રીતે ચાલે છે એના સામાન્ય તત્ત્વો સમજી લીધા પછી મોહના પ્રકારોની થોડી વીગતો સમજી લેવાની જરૂર છે. ગીતામાં અર્જુનને જે જાતનો મોહ મુંઝવે છે તે જ કંઈ હંમેશાં બધાને નથી ઘેરી લેતો. પરિસ્થિતિ, સ્વભાવ, પ્રસંગો અને વિકાસ ભૂમિકાના પ્રમાણમાં મોહના સ્વરૂપો બદલાતાં જ જાય છે પરંતુ જો આપણે જાગૃત હોઇએ તો આપણને જણાશે કે અર્જુનનો અનુભવ આપણને બધાને રોજરોજ થયા કરે છે. આપણી કસોટી નિરંતર થતી જ હોય છે. દુઃખદ વાત એ હોય છે કે આપણે શ્રેયાર્થી નથી હોતા અને આપણી વિકાસભૂમિકા એટલે બધા નીચી હોય છે કે મોહ અને એના વ્યાપારો વિષે આપણે બેભાન અવસ્થા જ ભોગવીએ છીએ. રાગદ્વેષ અને સુખદુઃખની પરંપરાઓમાં આપણે અટવાયા જ કરીએ છીએ પરંતુ શ્રેયાર્થી તો જાગૃતિ અનુભવતો હોય છે. એ તો શ્રેય સાધનાની ચિંતા રાખીને ફરતો જ હોય છે આપણે શ્રેયસાધનાનો જે માર્ગ સ્વીકાર્યો છે એ માર્ગમાં નિર્મોહ સ્થિતિ મેળવવાને આપણે અવિરત પ્રયાસો કરતા હોઇએ છીએ. આપણી શ્રેયપ્રાપ્તિના પ્રયાસોમાં જે મુશ્કેલીઓ આપણને હરહંમેશ નડયા કરે છે, તે મોહના પ્રબલ સામ્રાજ્યમાં આપણે બધા ફસાય છીએ.

એનું પરિણામ છે. શ્રેયાર્થી નથી એવા ભાઈબ્હેનોના જીવન સાથે જ્યારે આપણું જીવન આપણે સરખાવીએ છીએ ત્યારે ઘડીભર વારંવાર આપણને થઈ આવે છે કે આપણે તો મોહમાયાના માર્ગમાં અનેક પગલાં માંડી દીધાં છે. અને છતાં આપણી શ્રેયસાધનામાં આપણે કોઈને કોઈ ઠેકાણે પછડાયાજ કરીએ છીએ, એવું આપણને થયા કરે છે. આપણે વિચારીએ છીએ કે જીવનના કેટલાક ક્ષુલ્લક મોહ અને વાસનાઓને તો આપણે ફગાવી દીધી હોય છે અને છતાં આપણા શ્રેયસાધનાના પ્રયાસોમાં ડગલેને પગલે આપણને ઠોકર કેમ વાગ્યા કરે છે? આપણે સંતોષ મળે, શ્રદ્ધા બેસે, ઉત્સાહ આવે એવી પ્રગતિ કેમ નથી કરી શકતા? સદ્વિચારો અને અતિ ઉન્નત ભાવનાઓ આપણા અંતરમાં ઉત્સાહ ભરી દે છે, તોયે આપણા જીવનના કાર્યમાં એની અવગણના કેમ થયા કરે છે? નિષ્ક્રિયતાની ખિન્નતા અને નિષ્ફળતાનો નિરુત્સાહ આપણા પ્રયાસોને શા માટે શિથિલ કરી દે છે? જ્યારે શ્રેયાર્થીની આ મનોવ્યથાનું પૃથક્કરણ કરીએ છીએ ત્યારે એના ઉંડાણમાં આખરે તો મોહનું જ વિષ રહેલું હોય છે. પરંતુ એ મોહનું સ્વરૂપ એટલું સુક્ષ્મ હોય છે, એની સત્તા એટલી ગુપ્ત રીતે શ્રેયાર્થીને પજવ્યા કરે છે કે આપણે એને ઓળખીજ શકતા નથી. સામાન્ય રીતે જગતને ઠગી નાખનારા બે પ્રચલિત મોહથી તો આવા શ્રેયાર્થી ઘણે અંશે સાવધાન થઈ ગયા હોય છે. એ મોહ તે દ્રવ્ય અને સ્ત્રી. પરંતુ એવી સાવધાની છતાં શ્રેયાર્થી કંઈ સાવ નિર્મોહીજ થઈ ચુક્યો છે, એમ પણ માની લેવાનું નથી. પરંતુ એ વિષે એની જાગ્રતિ એટલી તો થઈ ચુકી હોય છે કે એ મોહ કંઈ એના પ્રયાસોને ગુંચવતા નથી. શ્રેયાર્થીને પજવે છે, તે મોહના સ્વરૂપો આટલા હોઈ શકે. (૧) સ્વજનપ્રેમ (૨) કીર્તિ (૩) શરીર સગવડ. પરંતુ આ ત્રણે પ્રકારના મોહના પણ અતિ સુક્ષ્મ સ્વરૂપો રહેલા હોય છે.

(૧) સ્વજન પ્રેમઃ આપણા, માબાપ, ભાઈબ્હેન, પત્ની અને બીજા કુટુંબીઓ મિત્રો અને સાથીઓ. વિદ્યાર્થીઓ અને વડિલો. આટલા સ્વજનો પ્રતિ આપણે કંઈને કંઈ પ્રેમ બંધનોથી સંકળાયેલા રહીએ છીએ. એ સ્વજન પ્રેમ કંઈ શ્રેયાર્થીના પ્રયાસોને બાધકજ નીવડે છે એવું નથી હોતું. પરંતુ જ્યારે એ સ્વજનપ્રેમમાં આસક્તિ ભળે છે ત્યારે એમાં મોહ સંતાયેલો હોય છે. અને રાગદ્વેષની કામનાઓ એ વિષે આપણામાં પ્રવર્તી રહેલી હોય છે. આથી એ સ્વજનપ્રેમ અને આપણા શ્રેયપ્રાપ્તિના પ્રયાસો વચ્ચે વિસંવાદ જાગે છે. અને મોહની પજવણી શરૂ થાય છે. સ્વજનના પ્રેમમાંથી જે સુખદુઃખો જન્મે છે અને આપણા પ્રયાસોને હેરાન કરે છે તેમાં આટલાં મુખ્ય હોય છે. (૧) વિયોગદુઃખ, (૨) એમની સુખ સગવડ વિષે ચિંતા, (૩) એમને આપણા કાર્યથી થતાં દુઃખ વિષેની ચિંતા, (૪) એમના કલ્યાણની, એમના શ્રેયની ચિંતા. શ્રેયાર્થીનો ઉત્તરોત્તર વિકાસ થતો જાય છે, તેમ તેમ એક પછી એક એમ એ ચાર દુઃખથી એ પર થતા જાય છે. અને કોઈક વેળા અવસરવાર એ સાથે અથવા એકલી રીતે એને પજવ્યા કરે છે. આ સુખ દુઃખની કામનાઓથી આપણે ઘેરાયેલા હોઈએ છીએ એટલે આપણને સ્વજનપ્રેમ સાચું સ્વરૂપ સમજાતું નથી—અને એમના પ્રતિનું આચરણ સાચુ કર્તવ્ય પણ સુઝતું નથી

# કુંવરજી પટેલ

શ્રી. 'છત્રીવાળા'

'કેમ, પટેલ, બજારમાં જઇ આવ્યા ?'

'હા.'

'તો આજનું ''પ્રતાપ'' લાવ્યા ?'

'પેપર?'

'હા.'

'મારે પેપરનું શું કામ ? ભાગળ પરથી બજારમાં ફરતો ફરતો કિલ્લા સુધી ચક્કર લગાવી આવ્યો એટલે બધા સમાચાર મને મળી ગયા. ભાગળ પર મોટરને ઘોડાગાડી અથડાઈને અકસ્માત થયો તે ખબર ને?'

'નહિ.'

'ભાઇ! પેપર તો તમારે જોઇએ. તમારી ઑફિસની સામે અકસ્માત થાય અને તેની તમને ખબર નહિ. આજે સવારે પેપર વાંચી તમે કહ્યું 'અલ્યા, પડોશમાં રહેતા કરુણાશંકરભાઈ ગઇ કાલે ગુજરી ગયા.' પાડોશી મરે તે પણ પેપર વાંચો ત્યારે તમને ખબર પડે. શું પડોશી તરીકેનો તમારો સહકાર!'

કોઇ ગામડીઓ પટેલ મુંબઈ જવા નીકળે છે અને હજાર ગુંચવણમાં મુકાય છે તેનું વર્ણન વાંચી હસતાં હસતાં સર્વનાં હાડ દુઃખી આવે છે. અમારા કુંવરજી પટેલ પણ એજ પટેલની ન્યાતના અને ગામડીઆએ ખરા. ફેર માત્ર એટલો જ કે તે પેલા અણઘડ પટેલ જેવા નથી. તેમનામાંથી પણ હાસ્યરસની નિષ્પત્તિ થાય છે પણ તે તેમના ભોગે નહિ પણ સામાવાળા જ તેમના પ્રહારોના ભોગ બને છે. માત્ર બે ચાર જ ગુજરાતી ચોપડી ભણ્યાં છતાં કુંવરજી આ વિશિષ્ટતા કેમ કેળવી શકયા તે સર્વેને આશ્ચર્ય પમાડે છે.

એક વખતે તેમના કોઇ સ્નેહી મરણ પથારીએ હતા ત્યારે તે તેના બેંકમાં નોકરી કરતા પુત્રને પિતાની ગંભીર સ્થિતિના સમાચાર આપવા ગયા. 'કાંતિભાઇ, ઘેર ચાલો. બાપુજીના છેલ્લાં દર્શન કરી લો. તેઓ હવે વધારે વખત કાઢે એમ નથી.' કાંતિભાઇએ જવાબ આપ્યો, 'પટેલ, એ ખરું પણ બેંકમાં આજે ઑડિટર આવેલા છે એટલે આવી ન શકાય' કુંવરજી કંઇક ક્રોધ અને આશ્ચર્ય સહ બોલ્યા, 'કાંતિભાઇ, આ શું વાત કરો છો? તમને પાળી પોષી ભણાવી ગણાવી મોટા કરનાર, હરઘડી તમારા હિતની જ ચિંતા કરનાર, અરે તમને જીવન સમર્પનારનું મરતાં મોં જોવા નહીં આવશો?' 'અરે પણ બેંકમાં ઑડિટર-સાહેબ રજા ન આપે.' કુંવરજી પટેલથી આ સહન ન થયું તે આવેશમાં ગર્જ્યા. 'ભાઇ આ તમારી ઑફિસ નથી પણ જેલ છે. ફેર એટલો જ કે જેલમાં લોખંડના સળિયા અને તમે પિતળના સળિયા પાછળ પુરાયા છો.' એમ કહી તે પગ પછાડી ચાલતા થયા.

કુંવરજી પટેલને બેશરમી ન કહીએ તો પણ એટલું કહ્યા વિના ન ચાલે કે તેઓ તેમની માગણીઓ વિના સંકોચે સર્વત્ર જાહેર કરી શકે છે. તેમની આ ટેવથી લોકો તેમને સ્વાર્થી ગણતા હોય તો નવાઇ જેવું નથી. પણ આજે દુનિયામાં સ્વાર્થીઓ જ વ્યવહાર કુશળ ગણાય છે એક વખતે શેરડીનું ગાડું લઇ કુંવરજી કયાંક ગયા હતા. ત્યાંથી પાછા ફરતાં કોઇ તેમના દેસાઇ મિત્રને ત્યાં પાણી પીવા ઊભા રહ્યા. દેસાઇને ત્યાં તેમના જમાઇ પરોણા તરીકે આવેલા હતા એટલે દેસાઇએ કુંવરજીને આગ્રહપૂર્વક જમવા માટે થોભાવ્યા.

દેસાઇ, જમાઇ રાજ અને કુંવરજી પટેલ ત્રણે જમવા બેઠા. જમતાં જમતાં જમાઇ રાજે પૂછ્યું. 'કુંવરજી પટેલ, તમે કેટલા ભાઇઓ?' કુંવરજીએ કહ્યું 'ભાઇ, અમે ભાઇઓ તો પાંચ છીએ પણ હવે ગણવાના ચારજ.' દેસાણ વચ્ચે બોલ્યાં, 'કુંવરજી શું આવી વાત કરો છો કે ચારજ ગણવાના?' કુંવરજીએ સમજાવ્યું, 'જોને બેન, તમારે ત્યાં જમાઇ આવેલા એટલે આજે શીખંડ પૂરીની સારી વાનગી કરેલી. પણ આ પીરસ્યું છે કેવી રીતે? આ ખુમચા મોટા ખરા, પણ વચ્ચેથી ઉપસેલા. તેમાં દળાવાળી આ નાની ચાર પૂરી મૂકી એટલે તે ભરાઇ ગયેલા દેખાય. અને શીખંડ માટે આ નાનીશી વાટકી અને પાણી પીવા ખાસ્સા મોટા લોટા! એટલે જરાક શીખંડ ખાઇ ખૂબ પાણી પી ઊઠી જવું એવું અહીં તો કંઇક દેખાય છે. આ ખાઇ ને સવાર સુધી હું જીવતો રહું એમ મને લાગતું નથી એટલેજ હું કહું છું કે હવે ભાઇ ચારજ ગણવાના.'

જમાઇ રાજે તો સવારે લાડુ, ચીવડાનો નાસ્તો કર્યો હશે અગર શરમના માર્યા જમું ન જમું કરતા હશે પણ પટેલે તો શેરડી ખાધી હતી એટલે તેનાથી તેમનાં જઠરમાં આગ ઊઠી હતી. દેસાણે કહ્યુ, 'પટેલ, તમારે જોઇએ તેટલું જમો પણ નાહકની ફજેતી ન કરો.' એમ કહી તેણે મોટો વાડકો શીખંડ ભરી પટેલને મૂક્યો અને ખુમચામાં પૂરીઓની બે ત્રણ થપ્પી પીરસી દીધી. હવે કુંવરજી પટેલ કોઇ દિવસ જમવા ।। હોય તો દેસાણ ખૂબ યાદ રાખી તેમને ખુમચાને બદલે ઊંડી થાળી, વાડકી ને બદલે મોટો વાડકો અને પાણી પીવા નાનીશી કળશલી મૂકે છે!

આપણા પટેલ પણ મુંબઇ ગયેલા. ગામના કોઇ સ્નેહી મગનલાલ નામના બ્રાહ્મણ મુંબઇ કોઇ ઓફિસમાં નોકરી કરતા અને પરેલમાં રહેતા હતા તેમને ત્યાં પટેલ ઉતર્યા. મગનલાલની પત્ની પિયર ગઇ હતી, તેથી મગનલાલ એકલાજ રહેતા હતા. તે ભાઇએ પટેલની સારી આગતાસ્વાગતા કરી. રાત્રે નાની ઓરડીમાં પથારી કરી બધા સૂઇ ગયા. મગનલાલે સૂતાં સૂતાં પૂછ્યું, 'કુંવરજી કંઇ અડચણ નથી પડતી ને? કંઇ જોઇએ તો માગજો. શરમાતા નહિં. આ ઘર તમારું જ છે.' કુંવરજીએ કહ્યું, 'ભાઇ મારે કંઇ જોઇતું નથી તું તારે સૂઇ જા.' મગનભાઇએ આવા પ્રશ્નો વારંવાર કર્યા ત્યારે પટેલની ધીરજ ખૂટી તેમણે કહ્યું. 'મને જોઇએ તે તો અહીં કંઇ મળશે? 'મગનલાલ બેઠા થઇ ગયા, 'અરે ભલા માણસ, ક્યારના બોલતા કેમ નથી? શું જોઇએ છે બોલો ને?' કુંવરજીએ કહ્યું.' અહીં કુહાડી બુહાડી તો શું હોય?' મગનભાઇ ચકિત થઇ ગયા. 'કુહાડી ને શું કરવી છે?' પટેલે કહ્યું. 'મારા મનમાં એમ કે મારા પગ આ ભીંતમાં નડયા કરે છે તે

કાપી મારા માથા નીચે મૂકી રાખું અને સવારે પાછો જોડી દઈશ.' આ સાંભળી મગનલાલ ચુપચુપ સૂઈ ગયા અને પટેલને સગવડ માટે ફરી કંઈ ન પૂછ્યું.

સવારે વ્હેલા ૫ વાગે મગનલાલે ઊઠી, ન્હાઈ ધોઈ, ચા તૈયાર કરી પટેલને કહ્યું 'પટેલ ઊઠો, ચા તૈયાર થઈ છે.' પટેલ જાગતા ઊંઘના બોલ્યા, 'ભાઈ, જરા સૂઈ રહેવા દે. રોજ મળસ્કે ઊઠી ખેતરે જવું પડે છે. આજે તો નિરાંતે ઊંઘીશ.' 'મગનલાલે કહ્યું, અરે, પણ ચ્હા ઠંડી પડી જશે. વળી મારે ઓફિસે જવું છે.' 'ભાઈ. તું તારે ચ્હા પી લે. હું મારે મૂકી લઈશ' પટેલ આળોટતા પથારીમાં પડી રહ્યા. મગનલાલે ચા પી નાસ્તો કરી કપડાં પહેરી ૮–૫૫ ની લોકલ પકડવા તૈયારી કરી. તેમને દશ વાગે ઓફિસમાં હાજર થઈ જવાનું હતું. તેણે કુંવરજી ને કહ્યું, "પટેલ, ત્યારે હું જાઉં છું. તમે રૂમ બંધ કરી જજો, અને ચાવી પડોશમાં છગનલાલને ત્યાં આપજો." પટેલ તો સફાળા બેઠા થયા અને બહાર જતાં મગનલાલને રોક્યા. 'અરે ભાઈ જરા ઊભા રહો.' મગનલાલ તેમ તેમ ઉતાવળ કરી જવા માગતા હતા. તેને કુંવરજી પટેલે કોટ પકડી ઊભા રાખ્યા ને કહ્યું. 'આવડી ઉતાવળ શી?' મગનલાલ ગભરાઈ બોલ્યા, 'હું ૮–૫૫ ચૂકી જઈશ.' 'ભાઈ ભલે ચૂકી જાય તો. ૯–૫૫માં જજે' 'અરે પણ કંઈ એમ ચાલે. સાહેબ ખીજાય. કામ ઘણું છે.' કુંવરજી બોલ્યા, 'ભાઈ, મગન, હું તારે ત્યાં પરોણો આવેલો અને તું મારી જરા પણ પરવા કર્યા વિના ચાલ્યો જાય એ કંઈ ઠીક નહિ. તને યાદ છે ? તે દિવસે હું ખેતરમાં કરપી મારતો હતો ત્યારે તું મુંબઈથી આવતો હતો ત્યારે મેં કરપી ઊભી રાખી તારી ખબર પૂછવામાં અર્ધો કલાક ગાળ્યો હતો. મેં તો નહિ કહ્યું કે મારૂં કામ બગડે છે. અને કામ બગડે તો યે શું.? અમારા ગામનો મગનભાઈ મુંબઈથી ઘણા દિવસે આવે એટલે મારે કામ પડતું મૂકી પહેલાં તેની ખબર પૂછવી જ પડે ને? મેં તો તને નહિ કહ્યું કે મગન તું તો મને મોડું થાય છે અને તું ...તું તો'...મગનલાલે કરગરી જવા દેવા માટે પટેલને આજીજી કરી. પણ પટેલ તો એકનાએ ન થયા. 'વળી ગઈ સાલ તું આવ્યો ત્યારે તારા માટે પોંક પાડવા હું બેઠો. અલબત્ત મારે માળા પરથી નીચે ઊતરવું પડ્યું એટલે કાબર, ચકલી, કાગડાઓ નીરાંતે જુવારના કણ ખાવા લાગ્યા. પણ હું પાછો માળાપર ચઢ્યો હતો કે ? મેં વિચાર્યું ભલે નુકશાન થાય. આપણા મગનભાઈ મુંબઈથી આવેલા ના ? પણ તું...હું કોઈ દિવસ નહિં અને આજે જન્મારામાં તારે ત્યાં પહેલ વહેલો આવ્યો. ત્યારે તું ઓફિસ, સાહેબ, કામકાજ વગેરે ધમકીના શબ્દો વાપરી મારી દરકાર કર્યા વિના નાસી જાય ! વાહ ભાઈ વાહ " પટેલની આવી દલીલનો બિચારા મગનલાલ જવાબ પણ શું આપે? બિચારા ૮–૫૫ ચૂકી ગયા. મોડા જવા માટે તેમને શું વેઠવું પડ્યું હતું તે જાણવા પટેલે કદિ દરકાર કરી ન હતી.

પટેલ હાડકાંના ખોટા છે એમ તો નહિ કહેવાય પણ કેમ ઓછી મહેનત કરવી તે તેઓ બરાબર સમજે. વર્ષો ઉપરની વાત છે. પટેલ અને બીજો કોઈ ખેડૂત બળતણના લાકડાંની ગાડી ભરી સુરત ઇંધણ વેચવા ગયા. તે વખતે અમલદારોના પટાવાળાઓ ગાડાં હંકાવી તેમનાં સાહેબોને ત્યાં લઈ જતા અને બજાર ભાવ કરતાં આઠ આના કે રૂપિયો

ઓછો આપી માલ લઇ લેતા. પટેલ અને તેમના સાથીદાર આરા કોઇ સિપાઇના સંકજામાં પકડાયા. પટેલે જાણ્યું કે ભાવ ઓછો મળવાનો પણ અમલદારોની જોરશાહી આગળ શું કરે? ત્યારે કંઇ કોંગ્રેસ સરકાર ન હતી અને ખેડૂતો તેમનાં ગાડાં હાંકી અમલદારના ઘરનાં પાછલાં બારણે લઇ જઇ ઊભાં રાખ્યાં. અમલદારનાં પત્ની બહાર નીકળ્યાં, ગાડાં જોયાં અને પછી પટેલોને કહ્યું, 'ગાડાં ખાલી કરી ઉપરનાં કાતરિયામાં લાકડાં સીંચો.' કુંવરજી પટેલે જાણ્યું આતો માર્યા ગયા. તેણે સાથીદારને કહ્યું 'હું કહું તેમ હા યે હા કર્યા કરજે.' કુંવરજીએ તો હાથમાં બે પાંચ લાકડાં લઇ કાતરિયામાં જવા માગતા હોય તેમ નીચેના બારણા આગળ ઉભા રહી બાઇને પૂછ્યું 'બેન, અમે અંદર આવીએ કે?' બાઇએ પૂછ્યું, 'કોણ છો તમે? તમે ઢેડ છો શું?' કુંવરજીએ ડોકું ધુણાવી હા ભણી. બાઇ બીજાઇ, 'અરર પહેલેથી કહ્યું કેમ નહિ? અહીં બહાર લાકડાં ખાલી કરો અને ફરીથી આ પગથીઆં પર ચડશો નહિ.' પટેલે તો આમ વેઠ ઉતારી પૈસા લઇ ચાલતા માંડ્યું. રસ્તે તેમના સાથીદારે કહ્યું, 'અલ્યા કુંવરજી તું તો ખરાબ માણસ દેખું. તેં તો મને પણ ઢેડમાં ખપાવ્યો.'

કુંવરજીએ જવાબ આપ્યો, 'પંદર ગાઉથી ગાડું હાંકી લાવ્યા-પેટમાં તો કુરકુરીયાં બોલે છે. અને ત્યારે બે કલાક મહેનત કરવી! જા તું જઇને કહે કે 'હું ઢેડો નથી' મારે તો અહીં કંઇ પોરોનાં લગન કરવાં નથી. છો બિચારી મને ઢેડો ગણી લે.' સાથીદારે આ બધું વિચારી ચુપચુપ ચલ્યા કર્યું.×

× (આ રેખાચિત્ર હજી અપૂર્ણ છે. તેનો ઉત્તરાર્ધ કોઇ બીજા પ્રસંગે.)

# છત્રીનો કાગડો.... !

**શ્રી. વલ્લભભાઈ પટેલ.**

[ આ ઇસ્ટરના તહેવારોમાં એકવાર મારા એક મિત્ર રાત્રે મોડા મોડા ઘર તરફ જતા હતા. અંધારૂં હતું એટલે એમને કંઇ આજુબાજુ સ્પષ્ટ દેખાતું ન હતું. થોડેક દૂર એક ઊંચા અને પાતળા જણાતા બુઝર્ગ ગૃહસ્થ કંઇક ગડમથલ કરતા હતા. મારા મિત્ર એમની પાસે ગયા અને જોયું તો એ ગૃહસ્થ સામાન્ય માણસ ન હતા પણ ઇંગ્લેન્ડના વડા પ્રધાન ચેમ્બરલીન સાહેબ હતા. અને એઓ એમની છત્રી સાથે કંઇક ગડમથલ કરી કરી થાકેલા અને મુંઝાયલા જણાતા હતા. એ વખતે મારા મિત્રે એમની સાથે જે વાતચીત કરી તેનો સાર નીચે પ્રમાણે છે. સાર જ આપું છું કારણ કે એ આખી વાતચીત અતિ અગત્યની હોવા છતાં આજના તંગ વાતાવરણમાં બધાં વાતચીત અને સંદેશાવાહક સાધનો રોકાયલાં હોઇ અક્ષરશઃ મને મળી શકે એમ ન હતું.]

મારા મિત્રઃ— આપના જેવા માણસને આવી છત્રી જેવી નજીવી વસ્તુ માટે આટલી ચિંતા કરવી અને વખત લગાડવો કેમ પાલવે ? લ્યો. મારો ઓવર કોટ તમને આપું. તમે તેનો ઉપયોગ કરી શકશો.

ચેમ્બરલીનઃ— આભાર, તમને છત્રી એ નજીવી વસ્તુ લાગે છે. પણ એ દરેક સામાન્ય માણસને અતિ ઉપયોગી છે. ભર ઉનાળામાં કે મુશળધાર વરસાદમાં જો એ આપણી પાસે હોય તો આપણને કેટલી સગવડ મળે છે અને નિરાંત રહે છે.

મારા મિત્રઃ— પણ મુશળધાર વરસાદમાં આપણે ચાલતાં ચાલતાં વાવાઝોડું શરૂ થાય તો આપણી છત્રી કાગડો થઇ જાય અને આપણને ભારે મુશ્કેલીમાં મૂકે.

ચેમ્બરલીનઃ— છત્રી કાગડો થઇ જાય તેથી શું ? એ કાંઇ પાંખ હલાવીને હવામાં અદ્દર તો ન ઊડી જાય ને ? આપણે ફરી એને સીધી કરી એનો ઉપયોગ કાં ન કરી શકીએ ?

મારા મિત્રઃ— પણ પવનની સામે ધરી આપણે સીધી કરી પાછા ફરી આપણે આપણા રસ્તે ચાલવા માંડીએ કે તરત પાછી એ કાગડો થઇ જવાની. અને એમ વારંવાર થાય તો આપણે કંટાળી જઇએ. અને અને જે છત્રી આપણે આપણા રક્ષણ માટે રાખીએ છીએ તેનું રક્ષણ કરવા જતાં આપણે માંદા પડીએ.

ચેમ્બરલીનઃ— મારૂં એમજ થયું છે. હું જ્યારે મ્યુનીચ ગયેલો ત્યારે મોટા મોટા માણસોએ મારી છત્રીના ખુબ વખાણ કરેલાં પણ ત્યાર પછી તો મારી છત્રી વારંવાર કાગડો થઇ જાય છે અને ખરેખર હું કંટાળી ગયો છું અને તમે કહો છો તેમ નિરાશ પણ થઇ ગયો છું. હવે હું એના ઉપર

ગંભીરતાપૂર્વક વિચાર કરીશ અને શું કરવું તે નક્કી કરીશ. પણ મારી છત્રી હું ન છોડું.

મારા મિત્ર:— તમને તમારી દૃઢતા માટે અનેક અભિનંદન ઇચ્છું છું. અને સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવું છું. ખરેખર આવાં વાવાઝોડાં (રાજકીય) તો ઇતિહાસમાં અગાઉ નોંધાયલા જણાતાં નથી એ વાવાઝોડાં ક્યારે આવે અને ક્યારે જાય તે કાંઇ સમજી કે કળી શકાતું નથી. શરૂ થાય ત્યારે એ કેટલો વખત પહોંચશે એ સમજી શકાતું નથી.

પણ સાહેબ એમ કહું કે તમે પણ આ હીટલર અને મુસોલીની કે સ્ટેલીનની માફક છત્રી જરા જોરથી પકડો અને સીધી એવી રીતે રાખો કે એ કાગડો જ ન થાય. તો...?

ચેમ્બરલીન:— અરે પણ ભલા માણસ! તમે હજી દુનિયાનો અનુભવ લીધો લાગતો નથી. આ હીટલર, મુસોલીની કે સ્ટેલીનની વાત જ ન કરો, હજી મ સ્ટેલીન તો તમે કહો છો એ પ્રમાણે પોતાની છત્રી મજબુત પકડી રાખે છે. પણ પેલા બે ગરોરગચ્છના વંશજો તો માયાવી છે. એઓ જ આ વાવાઝોડાં ઉત્પન્ન કરે છે અને અનેક માણસોને હેરાન કરે છે. અનેકનાં દિલ ઉચાં કરે છે, અને મારી છત્રીનો કાગડો કરે છે. અને તમે કહો છો તેમ મારી છત્રીને મજબુત શી રીતે પકડું? મારા જેવા પોચા માણસના પોંચામાં એટલું જોર ક્યાંથી?

મારા મિત્ર:— તો પછી તમે પણ એ તોફાનની સામે પવન ફૂંકવાની યુક્તિ શોધી કાઢો અને તમારી છત્રીને બચાવો.

ચેમ્બરલીન:— વિચારતો તેવો જ છે. પણ તમને ખ્યાલ નથી એ માયાવી તોફાનની સામે પવન ફૂંકવાની યુક્તિ કેટલી ખર્ચાળ છે તે. ગયે વર્ષે અમને લગભગ ૫૦૦ થી ૬૦૦ કરોડ રૂપિયા ખર્ચ થયેલો. આ વર્ષે મારા કેટલાક મિત્રો તમારા વિચારના થઇ એ ખર્ચ વધારવા દબાણ કરે છે અને એ પ્રમાણે લગભગ ૮૦૦થી૧૦૦૦ કરોડ રૂપિયાનો ખર્ચ અમારે એ તમે બતાવો છો તેવી યુક્તિ માટે કરવો પડે છે. જો કે આખી દુનિયામાંના બધા દેશો પોતાના દેશના પવન વિરૂધ્ધ આવતાં આવાં તોફાનો અટકાવવા પાછળ અમારા કરતાં દશ ગણું ખર્ચ કરે છે.

મારા મિત્ર:— ઓ હો હો...! એટલું બધું ખરચ? એ રકમમાંથી તો અમારા હિંદ દેશના ૪૦ કરોડ માણસો બેઠાબેઠા એક વરસ સુધી ખાઇ શકે એટલો ખોરાક જમાડી શકાય!

ચેમ્બરલીન:— આટલો બધો ખરચ કરવો કેમ પાલવે? મને એમ લાગે છે કે આના કરતાં છત્રી બંધ કરી ને ચાલવું શું ખોટું?

મારા મિત્રઃ— હા ખરેખર અમારા ગાંધી કહે છે તેમ કરો.

ચેમ્બરલીનઃ— એ તમારા ગાંધીનું પુરાણ ગાંધી પાસે રાખી મૂકો. આ માયાવીની માયા તમારા ગાંધી ન સમજી શકે. હરામખોરોને તો ગુંગળાવી ગુંગળાવીને મારી નાંખવા જોઈએ, જુઓને આ મારી છત્રી લગભગ ફાડી નાંખી.

મારા મિત્રઃ— તો એના કરતાં છત્રી જ ન રાખો તો. છત્રી રાખવી અને એનો ઉપયોગ ન કરવો એના કરતાં છત્રી જ ન રાખવી એ મને તો ઠીક લાગે છે.

ચેમ્બરલીનઃ— તો પછી બધાં દેશોમાં અમારી કિંમત શું?

મારા મિત્રઃ— પણ તમારી છત્રી કાગડો થતી જોઈ એ બધા હસે છે; અને ફાટેલી જોઈને તમારી ખુલ્લેખુલ્લા મશ્કરી કરશે. એના કરતાં બહેતર છે કે છત્રી જ ન રાખવી.

ચેમ્બરલીન — તમે હિંદના માણસો ભોળાઆ ગાંધીના ભગતો. ગાંધી અને ગાંધીના માણસો રાજકારણમાં શું સમજે? જુઓ કોઈકવાર એની ફાટીતૂટી કાગડો થતી છત્રી પણ કામ આવે.

મારા મિત્રઃ— હા હા ખરું છે. અમારા દેશમાં જુવાર સાચવવા ફાટેલી છત્રીના કપડાનો ઉપયોગ કરે છે. બરાબર છે. અરે એ ફાટેલી છત્રી જોતાં સઘળા ઢટવાં પણ પવનવેગી બની જાય છે. વાત તદ્દન સાચી.

ચેમ્બરલીનઃ— જુઓ તમે કહો છો એ વાત તદ્દન સાચી છે. એ રીતે ફાટેલી છત્રીનો ઉપયોગ કરતાં અમે પ્રથમ તમારા દેશ ને શીખવ્યું છે. પણ એ ઉપરાંત પણ એવી એવી છત્રીનો ઉપયોગ કોઈક વાર પડે.

મારા મિત્રઃ— વાત સાચી. અંધારે જતાં હોઈએ અને સામેથી ભૂત મળે તો આપણી ફાટેલી છત્રી જોઈ એ આપણને ભૂતનું ભૂત સમજી ભાગી જાય.

ચેમ્બરલીનઃ— હજી બીજો ઉપયોગ છે. તમને લોકોને ઘણુ, ઘણું શીખવવા પ્રયત્ન કરીએ છીએ પણ કાંઈ શીખતા નથી. કોઈવાર હડકાયલાં કે ગાંડા કુતરાને ભીવડાવવા એ ફાટેલી છત્રીનો સરસ ઉપયોગ થાય છે.

મારા મિત્રઃ— અને હા સાહેબ! કુતરાં જેવાં માણસથી બચવા પણ આપણી એ ફાટેલી છત્રીનો ઉપયોગ કરી શકાય. આજ કાલ ઉઘરાણી બહુ નીકળે છે ત્યારે સામે છત્રી હોય તો બચી શકાય ખરું.

ચેમ્બરલીનઃ— અને એ કાંઈ ઓછો ઉપયોગ નથી. વળી આપણો ચહેરો ઉતરી ગયેલો હોય ત્યારે સામા માણસ ઉપર આપણો પ્રભાવ ઓછો પડે. એવે પ્રસંગે એને આપણે બતાવીએ નહિ તો જ આપણો વટ રહે.

મારા મિત્ર.— પણ ફરીથી કોઈવાર મળતું પડે ત્યારે.

પૂ. મોતીભાઇ સાહેબના સ્મારક માટે મોટા મોટાઓની સહીઓ સાથે જાહેર વિજ્ઞપ્તિઓ બહાર પડી છે. અમને તો આ અંકના દરેક પાનાં એ વિજ્ઞપ્તિમાં સાદ પૂરતાં જણાયાં છે. ગૂજરાત એ વિજ્ઞપ્તિનો યોગ્ય જવાબ વાળશે એવી અમે આશા રાખીએ છીએ.

**ફા. ફાર્બસ સભાનો વૃત્તાંત : ૧૯૩૮ મુંબઇ.**

સાહિત્ય સેવા એ માત્ર શોખનો ધંધો, 'નિવૃત્તિવિનોદ' નહિ પણ જીવનનો સુવાંગ વ્યવસાય હોવો જોઇએ એવો અહાલેક સ્વ. નર્મદાશંકરે જગાવ્યો હતો. એ અહાલેકના પડઘા રૂપે હવે સાહિત્યની પાછળ ભેખનો આદર્શ લોકપ્રિય થતો જાય છે. છતાં સાહિત્ય હજુ મુખ્યત્વે નવરાશની વેળા ના સદુપયોગ તરીકેજ જન્મે છે. તેથી એવી સાહિત્ય સેવાની પણ યોગ્ય કદર થવી જ જોઇએ. શ્રી ફાર્બસ ગૂજરાતી સભાના સંચાલકો જીવન વ્યવસાય તરીકે બીજા ધંધો કરતા હોવાં છતાં નવરાશના વખતનો સદુપયોગ કરી આવી સુંદર સાહિત્ય સંસ્થા ચલાવી રહ્યા છે તે માટે તેઓ ધન્યવાદને પાત્ર છે.

આ વૃતાન્તની પત્રિકામાંથી એ સંસ્થાની વીગતવાર પ્રવૃત્તિઓની માહિતી મળે છે. એ વાંચી જતાં ઘણાંને ખ્યાલ આવશે કે પોતે એ સભાને પોતપોતાની શક્તિ મુજબ કેવી રીતે સહાયભૂત થઇ શકે છે. આવી સંસ્થાને પણ આર્થિક અગવડ ને કારણે પોતાની પ્રવૃત્તિઓ પર અંકુશ મૂકવો પડે તે શોચનીય છે.

---

# રામ દુહાઇ

(સાખી—દુહા, 'પડ પાસા પોબાર'ની લોકપ્રિય ધુન)

નયણુંમાં કો નિર્મળી—પ્રકટ પૂણ્યની ઝાંય,
દૃષ્ટિ ડંખ દેતા રખે—ત્હમને રામદુહાઈ ... (૧)
શ્રવણે સુણજો હરિકથા, ગુણીગાથા વરદાઇ,
કલહનાદ સુણતા રખે, ત્હમને રામદુહાઇ... (૨)
સાચ્ચ ભરેર છે ભુજા રણમાં શૂર સજાઇ,
જો જો કર કમ્પે રખે, ત્હમને રામ દુહાઇ... (૩)
કલિયુગ નહિ 'કર-યુગ' કહ્યો, કરી લે ભાઇ ભલાઈ,
ઇસ કર કર્યું ઉસને ખબર ન પડે-રામદુહાઇ... (૪)
જીહવા જય હરિ ૐ- જપ એ પળ-વાસ સરાઇ,
લુલીબાઇ લવે રખે-બીજું - રામદુહાઇ... (૫)
દૃષ્ટિ પૂત થઇને ચરો, ચરણોએ ચતુરાઇ,
રખે પાની પાછી ફરે પુણ્યે—રામદુવાઇ.... (૬)
મન-લોચન સમજો રૂડી, સાચી પ્રેમ સગાઇ,
અમૃત અવસર મા ચૂકો, ત્હમને રામદુહાઇ.... (૭)

ऋतुनांकुसुमाकर.

# સાકરીઆ ચણા

શ્રી. સૈયાજી

આલ્બામાના લ્યુથર પેટ્રિકે સ્ત્રીઓની નેશનલ ડેમોક્રેટિક કલબ આગળ ભાષણ કરતાં ધારાસભાના પ્રમુખ બેન્કહેડ વિષે નીચે પ્રમાણે વાત કહી. "બેન્કહેડ વકીલાત કરતા હતા ત્યારે એક આરોપી પર તહોમત મૂકતાં જ્યુરિને તેમણે આમ અપીલ કરી, 'ગૃહસ્થો આ ગુન્હેગાર તરફ જુઓ! જેમના ગજવામાં સેન્ટ પણ નથી તેવા લોક પાસેથી તેણે પૈસા ચોર્યા છે, જેમની પાસે કંઇ ખાવાનું નથી તેમનું એણે અન્ન ચોર્યું છે, તેને રેતીના રણમાં લઇ જઇ એક ઝાડ સાથે બાંધી, ગધેડા પાસે લાત મરાવવી જોઇએ અને મારે ભાગે લાત મારવાનું કામ આવે તો હું ઘણો ખૂશ થઇશ"

... .... ... ...

સાહિત્યના ઊંડા અભ્યાસી એક યુવક પ્રખ્યાત વિશ્વવિદ્યાલયની પદ્વી પ્રાપ્ત કરી ઘેર આવ્યો. યુવક કુંવારો હતો. તેના માબાપે તેને લગ્ન કરવા આગ્રહ કર્યો. યોગ્ય કન્યા મળે તો લગ્ન કરવા યુવકે સમ્મતિ દર્શાવી. એ ચાર ચોપડી ભણેલી એક સુંદર યુવતી તેને બતાવવામા આવી. છોકરી કેટલું જાણે છે તે તપાસી જોવા યુવકે ટાગોરની 'કચ-દેવયાની'ની પ્રખ્યાત કવિતા વાંચી. છોકરીને પૂછ્યું "કેમ કાવ્ય કેવું સરસ છે? તમને ગમ્યું ને?" યુવતીએ જવાબ આપ્યો. "ઘણું જ સુંદર! એ કાવ્ય મને બહુ ગમી ગયું." યુવકને આથી ઘણો સંતોષ થયો. પછી યુવતીએ ધીમે રહીને પૂછ્યું, "એતો બધું ખરૂં પણ એ કવિતામાં વારે ઘડીએ 'કચ-કચ' શું આવ્યા કરે છે?' યુવક અલબત આથી ડઘાઈ ગયો અને 'કચે' તેને બચાવી લીધો માટે તેનો આભાર માનવા લાગ્યો.

... ... ... ...

રાજા ફ્રેડ્રિક વિલિયમ પહેલાએ એક વખતે મહેલના નોકર ચાકરો ને જણાવ્યું કે 'હવેથી કરકસર કરવી પડશે, હવે તમને મળતાં મફત લાકડાં અને કોલસા પહેલા કરતાં અર્ધાજ મળશે." આથી સઘળા અતિ દિલગીર થયા. તે વખતે પોતાની ધીરતા અને ડહાપણને લઇ ને વૉન ગન્ડલીંગ રાજાનો માનીતો બન્યો હતો. રાજાની ઉપરની આજ્ઞા થયા પછી એક સાંજે ગન્ડલીંગ ઘણાજ ઉદાસ ચ્હેરે રાજા પાસે આવ્યો. રાજાએ તેને પૂછ્યું.' ગન્ડલીંગ શું થયું? આટલો તું ઉદાસ કેમ?' ગન્ડલીંગે કહ્યું કે 'બધા નોકર ચાકર આટલા ઉદાસ હોય ત્યારે હું કેમ ખૂશ રહી શકું?' રાજા એ કહ્યું. 'તેમની લાયકાત કરતાં તેમને અતિ ઘણું આપવામાં આવે છે. વળી આપણે ખર્ચમાં કાપકુપ કરવી જોઇએ ને?' ગન્ડલીંગે કહ્યું, 'ખરી વાત આજે સવારેજ મને એવો અનુભવ થયો. મેં મારી કામવાળી ને આજે દાદર વાળી સાફ કરવા કહ્યું. અને તેણે શું કર્યું? દાદરના નીચેના પગથીઆંથી વાળવાનું શરૂ કર્યું. એમ સાફ કરતી તે ઉપર ચડવા લાગી. પણ તેથી સાફ કરેલાં પગથીઆં પર પગ મૂકી ચડતી અને એમ થતાં તે પગથીઆં ગંદા થતાં એટલુંજ નહિ પણ ઉપરના પગથીઆંનો કચરો સાફ કરતાં નીચેનાં પગથીઆ પર પડવા લાગ્યો. મેં પછી તેને શિખામણ આપી 'તું ઉપરના પગથીઆંથી વાળવાનું શરૂ કર. મહારાજાધિરાજ! દરેક મથાળેથી શરૂઆત

કરવી જોઈએ.' રાજા એ થોડી મિનિટ વિચાર કરી જણાવ્યું, 'ગન્ડકીંગ તારૂં કહ્યું ખરૂ છે.' માત્ર ખર્ચમાં કાપકૂપ કરવા હું લૉર્ડ હાઈ ચેન્સેલરને જણાવીશ.'

... ... ... ...

હમણાં જ થોડા સમય પર વોશિંગ્ટનના એક રિપોર્ટરે તેના એક મિત્ર જોડે શરત લગાવી કે સરકારને આપણે ગમે તેવી અર્થ વગરની અરજી કરીએ તો પણ અમેરિકામાં તે પર સહી કરનાર મળી આવે. એમ કરી તેણે એક અરજી પર સંખ્યાબંધ અમેરિકનોની સહી લીધી. અરજીમાં તેણે અજાણ્યા સૈનિકની (Unknown Soldier) વિધવાને સરકારે પેન્શન આપવું જોઈએ એવી વિનંતિ કરી હતી!

.... ... ... ...

પ્રો. માલિનોસ્કી આફ્રિકાના એક મનુષ્યભક્ષી વિષે નીચે પ્રમાણે વાત કરે છે. મનુષ્યભક્ષી એ પ્રો ને કહ્યું "ગયા મહાયુદ્ધની એક બાબત વિષે હજી મને સમજ પડતી નથી. તમે લોકોએ આટલા બધા માણસો મારી નાંખ્યા તો તે બધા તમે કેમ કરી ખાઈ ગયા?" પ્રોફેસરને આ પ્રશ્નથી ઘણી ઘૃણા છૂટી તેણે કથવાને મને સમજાવ્યું કે 'આ બધાં ને ખાવા માટે મારી નાખવામા આવ્યા ન હતા?' નરભક્ષકને આથી ઘણો તિરસ્કાર છૂટ્યો, 'ત્યારે તમે કેવા ભયંકર લોકો છો. કોઈ પણ સબળ કારણ વિના લોકોને શું કામ મારી નાંખો છો?'

... .. ... ...

મોરિસ મેટરલિંક કહે છે કે "ગણિતવેત્તા, ભૌતિકશાસ્ત્રી, રસાયણશાસ્ત્રી, ઇતિહાસવેત્તા, એન્જીનિયર, અને ડાક્ટરોની સલાહ હું માનપૂર્વક સાંભળું છું. માત્ર તત્ત્વવેત્તાજની સલાહ પર હું ધ્યાન નથી આપતો કારણ કે તે અને હું ઇશ્વર વિષે સરખું જ અલ્પ જાણીએ છીએ!"

... ... ... ...

બેન્કના ચાલુ ખાતામા એક વેપારીના હજારો રૂપિયા જમા રહેતા. એક વખતે તેના ખાતાની શિલક પૂરી થઇ ગયા પછી તેનો લખેલો પાંચ હજારનો એક ચેક આવ્યો. તે સ્વીકારતાં પહેલાં બેન્કના મેનેજરે તેને બોલાવ્યો અને પૂછ્યું 'તમને પાંચ હજારનો ઓવરડ્રાફ્ટ આપવામા આવે તે પહેલા તમારી આર્થિક સ્થિતિની ખાત્રી આપનાર ગૃહસ્થની ભલામણ જોઇશે.' વેપારીએ આશ્ચર્ય પામી જવાબ આપ્યો 'હું એંશી હજાર રૂપિઆ તમારે ત્યાં મૂકી ગયેલો ત્યારે તો તમારી આર્થિક સ્થિતિની મેં કોઇ પાસે ખાત્રી ન માગેલી અને આ પાંચ હજાર ઉપરડી માટે તમે શું ધમાલ મચાવી મૂકી છે.?'

.... ... ... ...

એક કોલેજીયન બીજા કોલેજીયન મિત્રને પૂછે છે. તું તારાને ચાહે છે તો તેને લગ્ન માટે પૂછતો કેમ નથી?

બીજો કોલેજીયન– શું પૂછે? તેણે વાતચીતમાં મને કહ્યું કે હું કલાપીને ચાહું છું. કાન્તને ચાહું છું અને ગોવર્ધનરામને તો ખૂબ જ ચાહું છું. આવા પ્રખર હરિફો સામે હું કેમ ટકી શકું?

# કોંગ્રેસ સરકાર

મદ્રાસ ધારાસભાએ દરેક સભ્યને પોતાની માતૃભાષામાં ભાષણ કરવાની છૂટ આપી છે. અંગ્રેજીમાં બોલનાર પણ માતૃભાષામાં સાર કહી જશે.

મું. સ. તમામ સ્થાનિક સંસ્થાઓને ખબર આપી છે કે પ્રધાનોને માનપત્રો અપાય તેમાં કોઈપણ સંજોગોમાં પંદર રૂપિયાથી વધારે ખર્ચ કરવો નહીં.

ઓ. શ્રી. લઠ્ઠેએ જાહેર કર્યું છે કે દારૂબંધી પછી સીનેમાનો ઉપયોગ વધશે, ત્યારે વીજળીના કરમાં વધારો કરવા વિચાર કરવામાં આવશે, વળી ૫૦૦થી ઓછી ભાડાની આવકવાળા મિલ્કતદારોને રાહત આપવામાં આવશે.

મું. સ. સરકારી હાઇસ્કુલોને ધંધાદારી શાળાઓ બનાવશે. આવતા જુન માસથી પાંચ હાઇસ્કુલોમાં અખતરો શરૂ કરવામાં આવશે

પ્રાથમિક શાળાઓનાં શિક્ષકોના પગાર અને મુશીબતો સંબંધી તપાસ કરવા મું. સ. એક તપાસ સમિતિ નીમી છે.

મું. સ. વીજળીના વપરાશ પર કર મૂકયો છે.

આંધ્રને મદ્રાસથી જુદો પાડવાની દરખાસ્ત હિંદી વઝીરે નામંજુર કરી છે.

આ. સ. આસામમાંથી બે વરસમાં અફીણ કાઢવાનો નિર્ણય કર્યો છે.

મું. સ. શરૂઆતમાં કાપડ અને પેટ્રોલ ઉપર સેલટેક્ષ નાંખશે. પાછળથી બીજી ચીજો પર એ કર મુકાશે.

બિહારમાં ઇન્સ્પેકટર જનરલ ઓફ પોલીસના હોદ્દા પર પ્રથમ વાર એક હિંદીની નીમણુંક થઇ છે.

અમદાવાદમાં બેકારોને ઉદ્યોગ શીખવવા માટે મું. સ. એક મીકેનિકલ વર્કશોપ શરૂ કરશે. પાછળથી ઇલાકામાં આ યોજના અન્ય સ્થળોએ ચાલુ કરવામાં આવશે.

મું. સ. કોમી ઉશ્કેરણી પર અંકુશ મુકાય એવા ઇરાદાથી એક કાયદો કરશે.

મું. સ. મહાસભામાં પંચાયત બીલ પસાર કર્યું છે.

હરિજનોની હાડમારીઓ દૂર થાય એ માટે મું. સ. એક બીલ ઘડયું છે.

મુંબઇ ધારાસભામાં દેવાદાર ખેડૂતોને રાહત આપનાર બીલ એક વાચનમાંથી પસાર થઈ સીલેકટ કમિટીને સોંપાયું છે.

પુનામાં મારૂતી મંદિરનું બાંધકામ ૧૪૪મી કલમ લાગુ કરી અટકાવવામાં આવ્યું છે.

મું. સ. નિરક્ષરોને ભણાવવા માટે ૫૦૦ મફત વર્ગો ચાલૂ કરશે.

મું. સ. સહકારના ક્ષેત્રમાં કામ કરનાર માનદ માણસો માટે અપીલ બહાર પાડી છે.

મદ્રાસ સરકાર ૧૦૦ વધુ શાળાઓમાં હિંદી ફરજિયાત કરશે.

યુ. પ્રાં. સ. આ વરસે ચાર વધુ જીલ્લાઓમાં દારૂબંધી કરશે.

આસામ સરકારે શ્રી. દાસનું જપ્ત થયેલું ૧૩૦૦૦નું પેન્શન હમણા આપ્યું છે.

શ્રી. દાસે એ રકમ ખાદી પ્રચાર માટે દાન કરી છે.

મુંબઈ ધારાસભામાં ક્રિસ્ટરની રજા પછી વધુ ઉમરના માણસોને યુવાન બાળાઓ સાથે લગ્ન કરતા અટકાવવા મારેનું બીલ, એકથી વધારે પત્નીની અટકાયત કરતું બીલ, છૂટાછેડાનું બીલ વિગેરે રજુ થશે.

મુંબઈની કોંગ્રેસ સરકારે લાંચરૂશ્વતનો સડો જડમૂળથી કાઢવાનો સંકલ્પ કર્યો છે. આ અંગે મુંબઈ સરકારે આખા ઇલાકામાં કમિટીઓ નીમવાનું ઠરાવ્યું છે. દરેક જીલ્લામાં આવી કમિટીઓ નીમાશે અને કલેકટર તેના ચેરમેન રહેશે. કમિટીમાં બે અફસરી ને બે બીનઅફસરી સભ્યો રહેશે. અફસરી સભ્યોમાં એક પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ પણ રહેશે. જાહેર જનતાના પ્રતિષ્ઠિત અને વિશ્વાસુ એવા બે સભ્યોની નિમણુંક કલેકટર કમિશ્નર સાથે મળી સરકારની મંજુરીથી કરી શકશે. આ કમિટી બે વર્ષ માટે કામ કરશે. પણ ફરીથી એજ સભ્યોની નિમણુંક થઇ શકશે. આ કમિટી લાંચરૂશ્વતની બદી અટકાવવા માટે પ્રબંધ કરશે અને એવી બદી પકડાતાં ઘટતાં પગલાં લેવા સરકારનું ધ્યાન ખેંચશે. આ રીતે આ કમિટીઓ સરકારી અને પ્રજાકીય સભ્યોના સહકારથી આ બદીના નિવારણમાં ઘણું સંગીન કાર્ય સાધી શકશે, એવી સરકાર આશા રાખે છે.

મુંબઇ સરકારે શિક્ષકો ને વિદ્યાર્થીઓ માટે શિસ્તપાલના સુધરેલા નિયમો બહાર પાડયા છે જેમાં ૧૬ વર્ષની ઉપરના અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને કોઇપણ જાહેર સભામાં ભાગ લેવાની છૂટ આપી છે ને તેનાથી ઓછી ઉંમરના બાળકને તેના વાલીની સંમતિથી વાંધા પડતી સભામાં ભાગ લેતા અટકાવવાની સત્તા હેડમાસ્તરોને અપાઇ છે. વળી અઢાર વર્ષની વયના વિદ્યાર્થીઓ કોમી વિખવાદ જગવનારી સંસ્થાઓના સભ્ય થઇ શકશે નહિ આ સભાઓ વાંધા પડતી છે કે નહિ તે હેડમાસ્તર નક્કી કરી શકશે. સરકારી શિક્ષકો કોઇપણ જાહેર સભામાં ભાગ લઈ શકશે. પણ કોઇપણ પક્ષની તરફદારી કરી શકશે નહિ. સ્થાનિક સંસ્થાઓના શિક્ષકો, સ્થાનિક સંસ્થાઓના નિયમોને આધીન રહીને સભામાં ભાગ લઇ શકશે. સરકારમાન્ય શાળાના શિક્ષકો હિંસાત્મક વૃત્તિ વગરનાં મંડળોના સભ્ય થઇ શકશે ને સભાઓમાં ભાગ લઇ શકશે.

# પૂર્ણા

તંત્રી: રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક : ૨ | મે : ૧૯૩૯ | અંક : ૧૦

## સ્વાવલંબન અને અંગમહેનતનો આદર્શ

અમેરિકાની શિક્ષણસંસ્થાઓમાં સત્રાન્તે લાંબી રજાઓ પડે છે. એ રજા દરમિયાન અનેક વિદ્યાર્થીઓ ગામડાંમાં કામ કરવા નીકળી પડે છે. એમાં ઘણા તો સ્થિતિપાત્ર લોકોના પુત્રો હોય છે. તેઓ માબાપને ભારરૂપ થવા કરતાં પોતાની જ અંગમહેનતથી શિક્ષણનો ખર્ચ કમાઇ લેવામાં ગૌરવ સમજે છે. પુત્રોની સ્વાવલંબનની એ ધગસ પ્રતિ પિતાઓ પણ માનની નજરે જુએ છે.

ત્યાંના એકવારના રાષ્ટ્રપ્રમુખ હુવરનો તેર વરસનો દીકરો પણ એ રીતે ગામડામાં કામ કરવા ગયો હતો. ત્યાં એક મોટું મકાન બંધાતું હતું, તેમાં બીજા મજૂરો ભેગો એ પણ કામ કરવા લાગ્યો.

કર્મસંજોગે એક દિવસ તે ઊંચી પાલખ પરથી લપસ્યો અને દેવશરણ થયો.

હજારો લોકોએ પોતાના વ્હાલા પ્રમુખ પર દિલસોજીના તારો કર્યા. એ બધાને હુવર સાહેબે જાહેર જવાબ આપ્યો.

'દિલાસા બદલ આભાર. પુત્રના વિયોગે શોક તો થાય છેજ, પરંતુ તે સાથે મને હર્ષ પણ થાય છે. કેમકે મારો દીકરો આ દુનિયામાં સ્વાવલંબનના અને અંગમહેનતના ગૌરવના આદર્શને અમર કરતો ગયો છે.'

# — કેદી કાળ —

હા કાળ! તુંને ન સ્વરૂપ રંગ,
અનંગ નામે ન છતાં અનંગ,
કો રાક્ષસી જીન વિમુગ્ધ મંત્રે.
શીશે રમે કે જડ તેલયંત્રે
બલિષ્ટ છે બૈલ છતાં જડાતો,
તથા તુંયે કેદ પડ્યો જણાતો.

ઘડિયાલનું વર્તુલ ગોળ એમાં,
છે ગોળ એની પરીધે સીડી ત્યાં,
—ના ગોળનો, અંત મળે-અનંતે,
વિરાટ તું બાળક જેમ ખંતે,
પા પા ધરે છે ડગ કાળ કેદી.
આરામ કે શાંતિ તને ન કો દિ.

તું ચક્રવ્યૂહે અભિમન્યુ કેદી,
સાતમો કોઠો શકતો ન ભેદી,
મિથ્યા બધા મુક્તિ પ્રયત્ન તારા,
માયાવી છે આ ઘડિયાલકારા,

સાંજે, બપોરે, અધરાત, પ્રાતે,
અડધા કલાકે, સઘળા કલાકે,
તું બાંગ બોલે, ગહકાર કોકે,
અન્યાય સામે ફરિયાદ પોકે.

એ હાયનો સપ્તમ સૂર સુણી,
જાગે રહનારે રવિ 'કાળનો ધણી'.
'છોડાવશે એ નક્કી', તું ગણે ઘડી;
વાગી જતા બાર, ન આશ એ ફળી.

માયાવી ચક્રે અભિમન્યુ મૃત્યુ
વ્હાલું કરી મુક્ત બન્યો; ન મૃત્યુ
મુક્તિ તુંની: જ્યાં ગતિ મંદ તારી
ત્યાં કોક દે મંત્ર ફરી ફૂંકારી

દહીં રશીરૂપ દવાથી જોને,
જાગે સફાળો તજી મૂર્છાને,
તથા રહડે જ્યાં કલચાવી તુંને
એટા થવાનું–નહિ શાંતિ, તુંને.
થઇ પાતળી ખૂબ સુકાઇ કાંટા
સમાન તે દેહ વિરાટ. કાંટા
મહીં સમાઇ તુજ દેહ–યષ્ટિ,
કાંટા થયો કાળની માપયષ્ટિ

પ્ર.

## —દયાવતાર—

### મલ્લિકાછંદ

આજ કુરૂક્ષેત્ર માંહ્ય
સૈન્ય બે પડ્યાં જણાય;
કૌરવો તણો પડાવ
છે અવર્ણનીય સાવ;
ભીષ્મ, દ્રોણ, કર્ણ વીર.
કૌરવે ભળ્યા સુધીર;
સામી બાજુ પાંડુ સુત.
જોય જુદ્ધવાટ શ્રુત;
કૃષ્ણ, ધૃષ્ટદ્યુમ્ન, ભીમ,
અર્જુને વસે અસીમ
શક્તિ: સૌ થયા તૈયાર,
વીરહાક દિશ ચાર.
બેયં સેન મધ્ય ત્યાંય
ટેકરાની ખાડ માહ્ય,
રહે શિશુ ટીટોડી સાથ–
જ્યારે તેણી યુદ્ધ વાત,
જાણી ગૈ બીધી કદાચ,
બાળ છત્ર પાય આંચ,
છૂટશે સનન્ન બાણ.
હું મરૂં ન રહેજ હાણ;
મુજ બાળનું શું થાય ?

માત હાર્દ મૂંઝી જાય–
ફેરવાય બાળ કેમ ?
રાખવાનું હેમ ખેમ
ના બને, લડે કરોડ,
આખલા કરંત દોડ;
બાળુડાં તણો વિચાર
કોણ લાવશે અત્યાર ?
આ ટીટોડીનો વિલાપ,
કોણ સુણી લે અમાપ ?
કૃષ્ણ સાંભળી ગયા જ,
કંપ્યું રોમ રોમ દાઝ,
વિશ્વ આખું થાય નષ્ટ,
રુચું એ હશે ન સ્પષ્ટ,
કિંતુ પ્રાણ આર્તનાદ,
માત ઉર ચીસ સાદ
કાન જ્યાં પડ્યો અવશ્ય,
આંખી લે શું વિશ્વ દશ્ય ?
એ ટીટોડી માળ પાસ
કૃષ્ણ ત્યાં પહોંચી ખાસ,
ટેકરો જ ઢાંકી દીધ,
સ્વપ્રભુત્વ કીધું સિદ્ધ:
દિ અઢાર એ લડાઇ,
ચાલી ખૂનખાર ત્યાંઇ;
વીરલા સુતા અસંખ્ય,
હાય જંગમાં નિઃશંક !
હસ્તિ અશ્વનો શુમાર,
કાઢી કો શકે લગાર ?
ભીષ્મ, દ્રોણ, કૌ વો ય
ભૂમિશાયી થાઇ સ્હોય;
ને ટીટોડી સંગ બાળ,
ના જુએ ઇજાય બાળ !
એ મહાન આર્તકાર,
કૃષ્ણ તો દયાવતાર !

જહાંગીર દેસાઇ.

# આર્યસમાજ કયી દિશાએ ?

## ( Whither Arya Samaj ? )

શ્રી. સેવાનંદજી.

[ મુસલમાન ભાઇઓને તેમજ આર્યસમાજી ભાઇઓને તેમના હિતની બે વાત કહેવી અથવા તેમનાં કાર્ય અને તેમની નીતિને વિશે શુભ હેતુથી તેમને ન રુચે એવું કાંઇક કહેવું તે ભમરીઓનાં દરમાં હાથ ઘાલવા જેવું છે. એ હું જાણું છું. હું તો સાધારણ માણસ કહેવાઉં પણ ગાંધીજી જેવી વિશ્વવંદ્ય વિભૂતિએ એકવાર સને ૧૯૨૪માં એટલું જ કહેલું કે આર્યસમાજી ભાઇઓમાં સહિષ્ણુતાની ખામી છે અને 'સત્યાર્થપ્રકાશ' વાંચીને મને નિરાશા થઇ (I found it a disappointing book): તેટલા ઉપરથી ગાંધીજીના ઉપર ચારે દિશાએથી વિરોધનું વાવાઝોડું તૂટી પડેલું તે મને યાદ છે મુસલમાન ભાઇઓનો નંબર આથીય ઊંચો છે. એચ. જી. વેલ્સે પોતાના 'જગતના ઇતિહાસ'માં મહંમદ પેગંબરને વિષે કાંઇક લખ્યું હશે તેની સામે લંડનમાં વસતા મુસલમાનોએ ઇન્ડિયા ઑફિસની સામે થોડાજ મહિના ઉપર પ્રદર્શન કર્યું હતું મરાઠી વિશ્વકોષ (એનસાઇક્લોપિડિયા) ના સંપાદક ડૉ. કેતકર પીએચ. ડી. એ ગિબનકૃત 'હિસ્ટરી ઑફ ધી ડાઉનફૉલ ઑફ રોમન એમ્પાયર' નામના ગ્રંથમાંથી મહંમદ વિષેનું એક પ્રકરણ આખું ને આખું મરાઠીમાં અનુવાદ કરાવીને મરાઠી વિશ્વકોષમાં દાખલ કર્યું હતું, તે ઉપરથી મુસલમાનો હાઇકોર્ટ સુધી લડયા અને એ પ્રકરણ કાઢી નખાવ્યું ત્યારે ટાઢા પડયા. ગુરુકુળ કાંગડી વિષેના મારા લેખમાં મેં અભિપ્રાયોના કરતાં હકીકતો જ વધારે લખી છે, છતાં બે ત્રણ જગ્યાએ મેં એવું લખ્યું છે કે જે સત્ય હોવા છતાં એ ભાઇઓનાં દિલ દુખાવે એવું છે, એ હું કબૂલ કરું છું અને એ વિષે કાંઇક વધારે અજવાળું પાડીને મને મારી સ્થિતિ વધારે ચોકખી કરી દેવાની જરૂર દેખાય છે. વિશેષમાં મારે એ ભાઇઓના ધ્યાનમાં એક વાત લાવવા જેવી એ છે કે આ અભિપ્રાય મારો એકલાનો નથી પણ આર્યસમાજના જ. ગણ્ય માન્ય નેતાઓ, જેઓ આખા દેશનો સમષ્ટિગત વિચાર કરી શકે એવા છે, તેમનો પણ છે. આ બે કારણથી હું આ વિષે ફરીથી લખવાનું જોખમ ઉઠાવું છું. હું વિના પ્રમાણ કશું બોલતો કે લખતો નથી, તેથી કરીને મારી પાસે જે પ્રમાણોનો સંગ્રહ છે, તેમાંથી હું જરૂર પૂરતો થોડામાં થોડો ભાગ જ ઉધ્ધૃત કરું છું. સે. ]

૧ વેદના અશુદ્ધ ઉચ્ચારણની બાબતમાં મેં કડવી ટીકા કરી છે. સને ૧૯૩૫માં મારા પંજાબના પ્રવાસ દરમિયાન હું કેમ્પબેલપુરની આર્યસમાજનો અતિથિ થયો હતો આર્યસમાજના એક ધર્મોપદેશક, જે ગુરુકુળ કાંગડીના સ્નાતક હતા, તે પણ ત્યાં જ સ્થાયી ભાવે રહેતા હતા અને પોતાને સુપ્રત કરેલી આર્યસમાજોનું નિરીક્ષણ કરવા બધે ચક્કર પણ લગાવતા હતા. અમે ત્રણ અઠવાડીઆં સુધી રાત દહાડો સાથે ને સાથે રહ્યા તેથી

અને વિશેષ તો તેમના સ્વભાવના માધુર્યને લીધે અમે એકબીજાના મિત્રો બની ગયા. હું તેમનાં વ્યાખ્યાનો સાંભળવા બેસતો, ત્યારે મને તેમના ઉચ્ચાર સાંભળીને જરા અણુખન તો થતી કારણ કે ઉદાત્ત, અનુદાત્ત, અને સ્વરિત, એ ત્રણ પ્રકારના સ્વરોને ધ્યાનમાં લઈને કરવામાં આવતા વેદગાન સાંભળવાને મારા કાન નાનપણથી ટેવાયા છે. મારા એક કાકા યજુર્વેદના ઘનપાઠી હતા, અને ઘનપાઠ, એ વેદગાન કરવાની અઘરામાં અઘરી ક્રિયા છે, જેની ઘણાને કદાચ ખબર પણ નહિ હોય. વેદગાન કરવાના ચાર પ્રકાર છે. જટા, પદ, ક્રમ અને ઘન, તેમાં ઘન સૌથી ઊંચો ગણાય છે ખાનગી વાતચીતમાં મેં તે પંડિતને કહ્યું કે 'ભાઈ! તમે વેદાલંકાર તો .ખરા પણ તમારા ઉચ્ચાર સાંભળીને મહારાષ્ટ્ર કે મદ્રાસનો વેદપાઠી ફાંસો ખાવા તૈયાર થઈ જાય!' તેમણે પોતાની ત્રુટી તરત જ કબૂલ કરી અને વધારામાં એવું પણ કહ્યું કે ગુરુકુળ કાંગડીના સંચાલકો પણ એ ત્રુટી સમજી ગયા છે અને તેથી તેમણે એક બે સ્નાતકોને મદ્રાસ પ્રાંતમાં વેદને સ્વર સહિત બોલવાનો અભ્યાસ કરવા મોકલ્યા છે.' મારા એ જુવાન મિત્રને કવેટાના ધરતીકંપે પરલોકવાસી કરી દીધો ન હોત તો આજે હું તેના હાથનું લિખિત પ્રમાણ મંગાવીને રજૂ કરત.

હું ઋષિકેશમાં હતો તે અરસામાં કાઠીઆવાડના એક વેદપાઠી અને અગ્નિહોત્રી બ્રાહ્મણ મને મળવા આવી ચઢ્યા હતા. તે ગુરુકુળ કાંગડીમાં જઈ આવ્યા હતા અને પોતે વેદપાઠી હોવાથી તેમણે બ્રહ્મચારીઓ પાસે વેદના મંત્રો બોલાવી જોયા હતા. તે પણ કહેતા હતા કે ગુરુકુળના અધ્યાપકો અને બ્રહ્મચારીઓ વેદના અર્થ કરવામાં તો કુશળ છે પણ ઉચ્ચાર તરફ લક્ષ નથી આપતા. તેમણે આ ત્રુટિ તરફ અધ્યાપકોનું લક્ષ ખેંચ્યું હતું અને તેઓએ પણ આ ત્રુટી સ્વીકારી હતી. હવે જ્યારે વેદાલંકાર પંડિતે પેલા વેદપાઠી પંડિતે કરેલી ટીકાને ટેકો આપ્યો ત્યારે એ વાત સત્ય કે અસત્ય તેનો સૌ તોલ કરી લે.

૨ આર્યસમાજના ઉપર—આર્યસમાજીઓના ઉપર નહિ—અરાષ્ટ્રીયતાનો આરોપ મૂકવામાં હું વધારે સુદૃઢ ભૂમિ ઉપર ઊભેલો છું અને તે બાબતનાં મારી પાસે ધુરંધર આર્યસમાજીઓનાં પ્રમાણ છે, જેમાંથી હું થોડા થોડા ભાગનો ગુજરાતીમાં અનુવાદ કરીને ઉધ્ધૃત કરું છું. થોડા થોડા એટલા માટે કે 'પૂર્ણા'ની જગ્યા રોકતાં હું સંકોચાઉં છું. હું એવું પણ ઈચ્છું છું કે ગુજરાતના આર્યસમાજી ભાઈઓ એ મૂળ લેખો પ્રાપ્ત કરીને વાંચે, વિચાર કરે અને પોતાનો દૃષ્ટિકોણ બદલે.

"મારો પોતાનો વિચાર એવો છે કે સ્વામી દયાનંદ આજે વિદ્યમાન હોત તો તેમણે આર્યસમાજના ઘોડાને પૂર્વવેગથી દોડાવ્યો હોત અને ભારતની સ્વતંત્રતાના રણમેદાનમાં તે સૌથી મોખરે જ હોત. આજે એ ઘોડો છે તો ઘણો પુષ્ટ અને દેખાવડો, આકૃતિમાં ભવ્ય છે અને ખૂબ સ્થૂળકાય દેખાય છે પણ દોડવાની સરતમાં તે ઝટ લઈને હારી જાય છે અને પાછળ પણ પડી ગયો છે. ગાંધીનો ઘોડો સૌથી આગળ નીકળી ગયો છે. તે દેખીતી રીતે દૂબળો પાતળો છે, તેનો રંગ પણ ખાસ સુંદર નથી પણ ચાલમાં અજોડ છે. જ્યાં એકવાર ચાલ્યો એટલે ચાલ્યો જ. હાંફે એવો નથી.

"ત્યારે આર્યસમાજને થયું શું × × × જ્યાં સુધી આર્યસમાજની લગામ ત્યાગી, તપસ્વી અને કષ્ટસહિષ્ણુ સ્વારોના હાથમાં હતી ત્યાં સુધી તે ઘોડો પણ ખૂબ પાણી બતાવતો હતો. મગદૂર શી બીજા ઘોડાની કે તેની આગળ નીકળી જાય? પણ ત્યાર પછી તેની લગામ એવા સ્વારોના હાથમાં ગઈ કે જેમને ઘોડા ઉપર બેસતાં જ ન્હોતું આવડતું, તેથી કરીને તેમણે પોતાની જાતને બચાવવાને સારૂ ઘોડાની લગામ ખેંચી ખેંચીને તેને આગળ દોડવા જ ન દીધો અને તેને એવી ખરાબ ટેવ પાડી દીધી કે હવે તે ઘોડો બીજા સવારના કામનો પણ નથી રહ્યો."*

શ્રી. ધર્મદેવ શાસ્ત્રી (દર્શનકેસરી, દર્શનભૂષણ, સાંખ્ય વેદાંતાદિ તીર્થ) પોતાના 'નેતૃવિહીન અથવા નેત્રવિહીન' શીર્ષક લેખમાં વધારે દિલ ખોલીને વાતો કરે છે × તેમની કલમમાંથી તેમના હૈયાની આગ વરસી રહી છે. આ રહ્યો તે લેખઃ—

"સ્વર્ગીય અમર શહીદ સ્વામી શ્રદ્ધાનંદજી મહારાજના દેહાવસાન પછી આર્યસમાજની દશા હિન્દુ વિધવાની દશા કરતાં વધારે સારી રહી નથી. અંદર અંદરના કલહ અને ઉચ્ચ સ્થાનોની વહેંચણી આગળ આર્ય પુરુષોને બીજાં કામની ફુરસદ જ નથી મળતી. ...... તેમ છતાં પણ જો આર્યસમાજમાં કોઇ એવો સર્વમાન્ય નેતા હોત કે જેનો આદેશ સૌ. કોઇ માન્ય કરે તો ઉપરનું બધું લોકો સહન કરી લેત, પરંતુ તેવો કોઇ નેતા પણ નથી. આર્યસમાજ સાર્વભૌમ ધર્મ કહેવાય છે અને છે પણ ખરો. પણ વર્તમાન સમયમાં સંસારમાં અને આપણા દેશમાં અનેક સમસ્યાઓ ઊભી થયા કરે છે, તેમના ઉપર આર્યસમાજના દૃષ્ટિબિન્દુથી પ્રકાશ નાખે અને આર્યભાઇઓને માર્ગ બતલાવે એવો આજે છે કોઇ? 'આર્યસમાજે કોંગ્રેસને સહાયતા આપવી જોઇએ અને કોંગ્રેસના પ્રતિનિધિઓને સહાયતા-દેવાનો સૌ આર્યસમાજીઓનો ધર્મ છે.' એવું કહેવાની આજે જરૂર પડે છે, જે સ્વામી શ્રદ્ધાનંદ જેવા નેતાની હયાતીમાં કહેવાની જરૂર પડતી ન હતી. આર્યસમાજનાં પ્લાટફોર્મ ઉપ રથી સ્વરાજ્ય અને સ્વતંત્રતાની ઘોષણાઓ થતી રહે છે, પણ થાય છે તેથી પ્રતિકૂળ. શ્રદ્ધાનંદ દલની તરફથી પ્રસિદ્ધ આર્યનેતાઓના હસ્તાક્ષર સહિત એક વિજ્ઞપ્તિ પત્ર બધે ફેરવવામાં આવ્યું હતું, જેમાં આર્યસમાજીઓને આગ્રહ કરવામાં આવ્યો હતો કે તેઓ પોતાની પૂરેપૂરી શક્તિ સહિત કોંગ્રેસની સાથે સહયોગ કરે. પણ સાર્વદેશિક સભાના તે વખતના પ્રમુખ શ્રી. નારાયણસ્વામીજી મહારાજે તેના ઉપર સહી કરવાની ના પાડી. આર્યસમાજના અધિકારીઓ ફક્ત તટસ્થ જ રહ્યા હોત તો પણ ઠીક થયું હોત; સંયુક્ત પ્રાંત અને પંજાબના પ્રતિષ્ઠિત અધિકારીઓએ કોંગ્રેસના વિરોધી પક્ષનું પૂરેપૂરૂ

* યુક્ત પ્રાંતીય આર્ય પ્રતિનિધિ સભાની સુવર્ણ જયન્તી ને પ્રસંગે નીકળેલા 'હિંદુસ્તાન' (દિલ્હી) પત્રના વિશેષાંકમાં જ્વાલાપુર મહાવિદ્યાલયના કુલપતિ શ્રી નરદેવશાસ્ત્રી વેદતીર્થના એક લેખમાંથી.

× જુઓ 'હિન્દુસ્તાન' પત્રનો ઉપરોક્ત વિશેષાંક પૃ. ૬. ૨૬મી ડિસેંબર, ૧૯૩૯.

સમર્થન કર્યું. આવાં અનેક કારણોને લીધે જનતા આજે આર્યસમાજથી દૂર હટતી જાય છે.'*

હવે ગુરુકુળ કાંગડીના એક નીવડેલા સ્નાતક અને 'હિંદુસ્તાન' (દિલ્હી) પત્રના સંપાદક શ્રી. સત્યદેવ વિદ્યાલંકાર તેજ અંકના પોતાના સંપાદકીય લેખમાં શું કહે છે તે સાંભળો:—

+ आर्यसमाज किस ओर? (આર્યસમાજ કયી દિશાએ?) "શ્રદ્ધાનંદ-બલિદાન-જયન્તીને પ્રસંગે દિલ્હી શહેરની ત્રણ જાહેર સભાઓમાં મેં કહ્યું હતું કે જો આજે સ્વામી શ્રદ્ધાનંદજી મહારાજ વિદ્યમાન હોત તો આજે દેશનું નેતૃત્વ તેમના હાથમાં હોત અને તેમને લીધે દેશના સાતે પ્રાન્તોની હકુમતની લગામ આર્યસમાજના હાથમાં હોત......

**મહાપુરૂષો પ્રતિ વિશ્વાસઘાત.—**

એવો કયો મહાપુરૂષ છે કે જેની સાથે તેના અનુયાયીઓએ વિશ્વાસઘાત અને છળ કપટ ન કર્યાં હોય? ઇસુને શૂળી પર ચઢાવી દેનારા અને સોક્રેટિસને ઝેર પીવડાવનાર લોકોએ દયાનંદ અને શ્રદ્ધાનંદની સાથે પણ એવો જ વ્યવહાર કર્યો હતો પણ છેલ્લા એ પુરૂષોની સાથે તેમના અનુયાયીઓએ સૌથી મોટો છળ તો એ કર્યો કે તેમના વ્યાપક મિશનના ઉપર તેમના અનુયાયીઓએ પોતાના અનુદાર હૃદયની સંકીર્ણતા અને અસહિષ્ણુતાની છાપ લગાવી દઇને તેના મૂળરૂપને છુપાવી દીધું. કેટલાક ફક્ત શાસ્ત્રો અને સંધ્યા-હવનને ઝાલીને જ બેસી રહ્યા. તેમણે લોકોને કેવળ એક 'ધર્મ'ની જ ધૂન લગાડી દેવાના પ્રયાસ માંડ્યા. કેટલાક 'આર્ય' શબ્દના ચક્કરમાં એવા ગુંચવાઇ પડ્યા કે પોતાને સર્વશ્રેષ્ઠ માનીને બાકીની આખી દુનિયાને 'પતિત' અને 'ભ્રષ્ટ' માની લીધી. કેટલાક લોકોએ 'સાર્વભૌમ' શબ્દને એકદેશીય રાજનીતિના અર્થમાંજ સમજી લીધો. કેટલાકે 'સત્યાર્થ પ્રકાશ'ના છેલ્લા સમુલ્લાસ જેમ તેમ કરીને ગોખી માર્યાં અને ઉપદેશક બની ગયા. ......... આવા લોકોની કૃપાને લીધે આર્યસમાજ કેવલ અનુદાર, અસહિષ્ણુ અને ખંડનપ્રિય લોકોનું જ એક મંડળ બની ગયું. સ્વરાજ્ય, સ્વદેશી, સ્વદેશપ્રેમ, રાષ્ટ્રભક્તિ, સ્વતંત્રતા અને ચક્રવર્તી સામ્રાજ્યના પાઠ ભણાવનાર દયાનંદ અને તેના મિશનની મૂર્તિને માટે સ્થપાએલી આર્યસમાજને નૈતિક પતનના ઊંડા ખાડામાં ગબડી પડેલા લોકો અનીતિના ખાડામાં ઘસડી લઇ ગયા."

---

*આખો લેખ જ પ્રત્યેક આર્યસમાજી ભાઇએ વાંચવા જેવો છે. મેં તો તેમાંથી માત્ર રાજનૈતિક અંશનો જ ઉતારો કર્યો છે. સમાજની બીજી ગંદકીઓની ચર્ચાવાળો ભાગ મેં છોડી દીધો છે. સં.

+આજ નામના એક પુસ્તકની ભૂમિકામાં મેં આ વિષયને વધારે વિસ્તારપૂર્વક ચર્ચ્યો છે. તે પુસ્તક સરસ્વતી સદન, દિલ્હીથી પ્રકટ થયું છે, અને ત્યાંથી રૂ. ૧) ની કિંમતે મળી શકશે. —સત્યદેવ

### જીવનનાં ઝરણાં જ સુકાઈ ગયાં.

'મહાપુરુષો ગમે તેટલા વિશાળ, વ્યાપક અને મહાન મિશનને લઈને કાર્યક્ષેત્રમાં ઉતરી પડયા હોય પણ તેમના અનુયાયીઓ તેમના સંપ્રદાયોને નાનાં નાનાં મંડળોમાં મર્યાદિત કરી દે છે.'.......

ત્યાર પછી લેખક બુદ્ધ, ગુરુ ગોવિંદસિંહ અને છત્રપતિ શિવાજીનાં દ્રષ્ટાંતો આપીને આગળ લખે છે કેઃ—

"સ્વામી દયાનંદ અને આર્યસમાજના સંબંધમાં પણ તેવું જ બન્યું છે. 'આર્યસમાજ' અને 'આર્ય' શબ્દોનો જેવો અર્થ ઘણાખરા આર્યસમાજીઓ સમજી બેઠા છે, તેવો સ્વામી દયાનંદના મનમાં હતો જ નહિ. 'આર્યાવર્ત' શબ્દની અંદર જે અર્થમાં 'આર્ય' શબ્દ વપરાયો છે, તે ભાવ અને તે અર્થનો તે દ્યોતક છે. દયાનંદના મહાન, વિશાળ અને વ્યાપક મિશનને પણ એક 'સંપ્રદાય'નું રૂપ આપી દીધું છે. તેનું તમામ આકર્ષણ ઊડી ગયું છે. જેને નદી ભરની કહીએ તે એકદમ જ બંધ થઇ ગઇ છે. જીવનનાં ઝરણાં તદ્દન સુકાઈને ખારાં બની ગયાં છે."

આર્યસમાજ શરૂઆતનાં વર્ષોમાં કટ્ટર દેશભક્તોનું મંડળ હોવાથી તે સરકારના કોપનું પાત્ર થઇ પડી હતી, આર્યસમાજી નેતાઓનાં નામ પોલિસના દસમા નંબરની યાદીમાં દાખલ થઇ ગયાં હતાં, પતીઆલા રાજ્યમાં આર્યસમાજના ઉપર એક ટેસ્ટ કેસ ચલાવ્યો હતો, એ બધી જૂની ઐતિહાસિક વીગતો તાજી કર્યા પછી સમાજનાં પતનનાં કારણો બતાવતાં લેખક કહે છેઃ—

### ખાંડની ગોળીઓએ કામ કાઢી નાખ્યું.

'આપણા દેશનું એ દુર્ભાગ્ય છે કે દેશના વર્તમાન ઈતિહાસના પાયા ચણનાર આર્યસમાજ પોતાના જ મૂળ સ્વરૂપને ભૂલી ગઇ. જે સંસ્થા સરકારના કોપ, દમન અને સંઘર્ષથી નિર્જીવ ન બની તે પોતાને હાથે જ નિર્જીવ બની ગઇ. ઝેરની ગોળીઓથી જે ન મરી તેને ખાંડની ગોળીઓએ મૂર્છિત કરી નાખી. સરકારી અમલદારોએ જે દૂરદર્શિતા વાપરી તેવી સમાજના નેતાઓ ન વાપરી શકયા અને તેથી તેઓ સરકારની કુટિલ ચાલોના ચક્રવ્યૂહમાં સપડાઇ ગયા. દંડનીતિ આર્યસમાજનું દમન કરવામાં જ્યારે નિષ્ફળ નીવડી ત્યારે સરકારે સામનીતિ વાપરીને તેને નપુંસક બનાવી દીધી. અમુક માણસો આર્યસમાજી છે એટલા જ કારણથી જેમને પહેલાં સરકારી નોકરીઓ મળતી ન હતી. તેમને હવે છૂટે હાથે નોકરીઓ મળવા લાગી અને તેમના ઉપર સરકારી ખિતાબોની પણ ખુબ વર્ષા થવા લાગી. આર્યસમાજી સંસ્થાઓની મુલાકાતે સરકારી અધિકારીઓ, ગવર્નરો અને વાઇસરૉય સુદ્ધાં આવતા થઇ ગયા અને તેમની પ્રશંસાના પૂલ બાંધવા લાગ્યા. રાજદ્રોહી આર્યસમાજ રાજભક્ત બની ગઇ. * 'સત્યાર્થ પ્રકાશ'નો છટ્ઠો સમુલ્લાસ, 'આર્યાભિવિનય'ની પ્રાર્થનાઓ,

* આવોજ ભય આજે કોંગ્રેસને માથે પણ ઝઝૂમે છે. સં.

મહર્ષિની સ્વરાજ્યની, સામ્રાજ્યની અને ચક્રવર્તી રાજ્યની મહાન આકાંક્ષાઓ, એ બધાંને આર્યસમાજ ભૂલી ગઇ. દયાનંદના સ્વદેશીના ઉપદેશ તરફ પણ સમાજે પીઠ ફેરવી લીધી. આજે જ્યારે આ બધી વાતોનું કોઇ સ્મરણ કરાવે છે, ત્યારે જવાબ મળે છે કે આર્ય-સમાજમાં સરકારી અમલદારો અને દેશી રાજ્યોના મોટા હોદ્દેદાર અધિકારીઓ પણ છે ને? તેમનો પણ કાંઇક વિચાર તો કરવો જ જોઇશે ને? રાજાઓ, મહારાજાઓ, રાય સાહેબો અને રાય બહાદૂરોની છાયામાંથી બહાર નીકળવાનું આર્યસમાજને માટે મુશ્કેલ થઇ ગયું. રાજનીતિ, જે ધર્મની વાસ્તવિક આત્મા સ્વરૂપ છે, તેને તિલાંજલિ દેવાનું સ્વાભાવિક પરિણામ એ આવ્યું કે આર્યસમાજ નૈતિક પતનની ઊંડી ખાઇમાં ગબડી પડી. સમાજના નૈતિક પતનનો આ સંક્ષિપ્ત ઇતિહાસ છે."

આટલું વિવેચન કર્યા પછી સ્વામી શ્રદ્ધાનંદ સર્વતોમુખી રાષ્ટ્રોદ્ધારની ભવ્ય ભાવનાથી અભિપ્રેરિત થઇને રાષ્ટ્રીય શિક્ષા, અછૂતોદ્ધાર, મદ્યનિષેધ, રાષ્ટ્રભાષાનો પ્રચાર, સ્વદેશી એ બધાં જ કાર્યો કોંગ્રેસ જાગી તે પહેલાંના લઇ બેઠા હતા અને રાષ્ટ્રીય કાર્યક્રમ એ તેમના જીવનનું મુખ્ય કાર્ય હતું, એ બધું ગણાવ્યા પછી અતિ ખેદસહિત લેખક આક્ષેપ કરતાં લખે છે કેઃ—

"જો બધા આર્યસમાજીઓએ સ્વામી શ્રદ્ધાનંદનું અનુસરણ કર્યું હોત તો આજે આખા દેશના નેતૃત્વની લગામ આર્યસમાજના હાથમાં હોત. પણ તેની જગ્યાએ આજે આપણે શું જોઇએ છે? આજે આર્યસમાજ એક પ્રભાવહીન સંસ્થા છે. પોતાને આર્ય કહેવડાવનારાઓ ઉપર જ જ્યારે તેનો કશો પ્રભાવ નથી અને કશું નિયંત્રણ નથી ત્યારે બીજાઓના ઉપર તો તે શી રીતે સારી છાપ પાડવાની હતી? આખા 'વિશ્વ'ને આર્ય બનાવવાનો દાવો કરનારાઓના પોતાના ઘરની હાલત કેવી શોચનીય છે, તે બતાવવાની જરૂર જ નથી. આર્યસમાજીઓ આ સ્થિતિને વિષે વિચાર કરતા થશે? આર્યસમાજના કાર્યક્રમના એક એક અંગને લઇને બીજા લોકોએ દેશવ્યાપી આન્દોલન અને સંગઠનો રચ્યાં છે.* બીજી સંસ્થાઓ, જેમને આર્યસમાજના મૂળ કાર્યક્રમની નજીક આવતાં હજી ઘણાં વર્ષની વાર છે, તેમણે પોતાના સક્રિય જીવનદ્વારા આખા દેશ ઉપર પોતાનો પ્રભાવ બેસાડી દીધો છે, ત્યારે આર્યસમાજનું જીવન સ્થગિત થઇ ગયું છે. પ્રગતિનો કોઇ માર્ગ તેને સૂઝતો જ નથી."......

વાચકે ધ્યાનમાં લેવું જોઇશે કે હું **આર્યસમાજ** અને **આર્યસમાજીઓની** વચ્ચે પહેલેથી જ તફાવતની લીટી દોરતો આવ્યો છું. દેશના સ્વાતંત્ર્ય યુદ્ધમાં આર્ય

*__સ્વરાજ્યને__ માટે નેશનલ કોંગ્રેસ, **સ્વદેશીને** માટે અખિલ ભારત ચરખા સંઘ. **રાષ્ટ્રભાષાને** માટે હિન્દી પ્રચારિણી સંસ્થા, **અછુતોદ્ધારને** માટે હરિજન સેવક સંઘ એ પ્રમાણે આર્યસમાજનાં એક એક કાર્ય બીજી સંસ્થાઓના હાથમાં ચાલ્યાં ગયાં છે. અને હવે સમાજને માટે સંધ્યા અને હવન એ બે કામ બાકી રહી ગયાં છે. સં૦

ભાઈઓએ વ્યક્તિગત રૂપે સુંદર હિસ્સો લીધો છે, કેટલાક જીલ્લાઓમાં તો તેઓ સૌથી મોખરે રહ્યા છે. પણ આર્યસમાજ એક સંસ્થા તરીકે તટસ્થ જ નથી રહી પણ ખાસ કરીને પંજાબમાં તો દેશહિતનો વિરોધ કરનારાં બળોની સાથે જઈ મળી છે. કોઈ મને એવો પ્રશ્ન પણ વાજબી રીતે પૂછી શકે છે કે જ્યારે આર્યસમાજને વિષે તમે આટલી બધી ચર્ચા કરો છો ત્યારે જેઓ પોતાને ધાર્મિક, ભદ્રીક અને સનાતની કહેવડાવે છે, તેમને કેમ કશું કહેતા નથી ? મારો ઉત્તર એ છે કે આર્યસમાજ આપણી દેશની એકવાર અગ્રગામી સંસ્થા હતી. અંધારામાં પ્રકાશનાં કિરણ તેણે પથરાવ્યાં હતાં, તેથી કરીને તેની પાસેથી આજે પણ દેશ વધારે સારી આશા રાખે છે. પોતાને સનાતની કહેવડાવનારા ભાઈઓ તરફ જોવા જેવું છેજ નહિ. તેઓ કાંતો પૂરેપૂરા Hopelessly નિષ્પ્રાણ છે અથવા જો જરાક જીવન રહી ગયું હોય છે તો તેઓ તેનો ઉપયોગ પ્રતિગામી બળોને પુષ્ટ કરવામાં કરે છે. એટલા માટે પંડિત જવાહરલાલને પોતાની આત્મકથામાં લખવું પડ્યું છે કે, ' In the retrograde march our Sanatani friends are the foremost ' ( જમાનાની વિરૂદ્ધ દિશાએ દોડવામાં આપણા સનાતની ભાઈઓ સૌથી આગળ છે. ) પણ આર્યસમાજનું તેવું નથી. તેનામાં જીવન છે, કુરબાનીઓ ચઢાવવાનું બળ છે. શૌર્ય છે અને બીજા ઘણા ગુણ છે. હજી કશું બગડી ગયું નથી; જો તે ધર્મને તેના વ્યાપક અર્થમાં જોતી થઈ જાય અને પોતાની આખી તાકાત દેશની સ્વાધીનતાના સંગ્રામમાં લગાવી દે તો બીજું શું જોઈએ ?

હવે હું સમયની વધારે નજીક આવતો જાઉં છું. હૈદરાબાદના આર્ય સત્યાગ્રહના સંબંધમાં તા. ૨૯-૧૨-૧૯૩૮ના 'હિંદુસ્તાન'ના અંકમાં ઉપરોક્ત શ્રી. સત્યદેવ વિદ્યાલંકાર અતિ ગંભીર મનનીય અને જબરદસ્ત વિદ્વત્તાભર્યો અગ્રલેખ લખે છે, જે મારા મત પ્રમાણે એક મૂલ્યવાન દસ્તાવેજ છે અને સૌ આર્ય ભાઈઓએ મનન કરવા જેવો છે. તેમાંથી થોડાક અંશ અત્રે ઉધ્ધૃત કરૂં છું. "હૈદરાબાદમાં આર્ય નાગરિકો ઉપર થતા અત્યાચારોના જે સમાચાર વર્તમાનપત્રોમાં પ્રકટ થયા છે. તે બધા સત્ય છે. અનેક દેશી રજવાડાઓની વાસ્તવિક સ્થિતિ હૈદરાબાદથી પણ વધારે ભયંકર છે. ત્યાં ' નાગરિક અધિકાર ' જેવી કોઈ વસ્તુ જોવામાં આવતી જ નથી. ત્યાંનુ નિરંકુશ સ્વેચ્છાચારપૂર્ણ શાસન ઉત્તરદાયી શાસનથી સેંકડો ગાઉ વેગળું છે. એટલા માટે જે મુદ્દાઓ ઉપર આર્યસમાજ હૈદરાબાદમાં સત્યાગ્રહ કરવાનો વિચાર કરી રહી છે, તેની સચ્ચાઈની બાબતમાં મતભેદ હોય જ નહિં, પણ સત્યાગ્રહના પ્રકાર અને વિધિવિધાનમાં આર્યસમાજે પોતાની દૃષ્ટિને વધારે સ્પષ્ટ અને અધિક સુસંસ્કૃત કરવાની જરૂર છે. 'સત્યાગ્રહ'નું કોઈ શાસ્ત્ર તો હજી નથી બન્યું: પણ તેના સંબંધમાં ગાંધીજીનો અભિપ્રાય એટલો જ માન્ય હોવો જોઈએ કે જેટલો વૈદિક ધર્મના સંબંધમાં આર્યસમાજીઓને મન સ્વામી દયાનંદનો છે. સત્યાગ્રહને આપણા જીવનનું અંગ બનાવનાર ગાંધીજી છે. તેને સાર્વજનિક જીવનના વ્યવહારનો વિષય બનાવીને તેને સામુદાયિક આંદોલનનું રૂપ આપનાર પણ ગાંધીજી જ છે. એટલા માટે અમારી એવી

માન્યતા છે કે સત્યાગ્રહનું સંચાલન ગાંધીજીના આદર્શ, આદેશ અને વિચાર પ્રમાણે જ થવું ઘટે છે. આર્યસમાજે ઉપાડેલો સત્યાગ્રહ ગાંધીજીના આદેશથી નથી ઉપાડ્યો, તેમ કોન્ગ્રેસના આદર્શને પોતાની નજર આગળ રાખીને નથી ઉપાડ્યો. તેમાં ઊંડી આંતરિક પ્રેરણાનો અભાવ છે. ...... ...

"એક બીજી વાત. આર્યસમાજની પ્રવૃત્તિઓ સાંપ્રદાયિકતાના રંગમાં રંગાતી જાય છે. સમાજના નેતાઓને રાષ્ટ્રીયતાના કરતાં સાંપ્રદાયિકતા શીઘ્ર આકર્ષિત કરી લે છે. રાષ્ટ્રીય આંદોલનમાં પડતાં તેઓ ખંચાયા હતા પણ સાંપ્રદાયિક આંદોલનમાં તેઓ કૂદી પડતાં વાર નથી લગાડતા. આવું કરવા જતાં જે ધાર્મિક આદર્શ આર્યસમાજનો અંતરાત્મા કહેવાય તે આદર્શથી તેઓ નીચે ઢળી પડે છે. દાખલા તરીકે શિવમંદિર સત્યાગ્રહ જે સમાજના સંસ્થાપકે મૂર્તિઓને પોતાને હાથે ગંગામાં વહેવડાવી દીધી, તેના અનુયાયીઓ હાથમાં પૂજાની થાળી લઇને પૂજાર્થી બનતાં નથી અચકાતા. આવું કરવાથી આર્યસમાજ પોતાના આદર્શથી લસીને સાંપ્રદાયિકતાના કાદવમાં ગબડતો જાય છે, એ નિશ્ચિત વાત છે.... આવી સાંપ્રદાયિક ભાવનાથી પ્રેરાઇને સત્યાગ્રહ થઈ શકતો નથી; જો કોઈ કરે તો તે 'સત્યાગ્રહ' પણ ન જ કહી શકાય.

"સ્વરાજ્ય વિના આર્યસમાજનો પ્રતિપાદિત વૈદિક ધર્મ, પ્રાણહીન દેહના જેવો છે. એટલા જ કારણને લઇને સ્વરાજ્યના આંદોલનથી વિમુખ થઇને આર્યસમાજ પ્રાણહીન થતી જાય છે. કોંગ્રેસ અથવા ગાંધીજીની સાથે મતભેદ હોવો એ કાંઈ ખરાબ નથી, પણ સ્વરાજ્યના આંદોલન પ્રતિ મોઢું ફેરવી નાખવું, સાંપ્રદાયિક આંદોલનમાં કૂદી પડવું ને સાંપ્રદાયિક સંસ્થાઓની સાથે ગાંઠ જોડવી એ તેના નૈતિક પતનની નિશાનીઓ છે. ......... અખંડ ચક્રવર્તી સામ્રાજ્યનાં સ્વપ્ન સેવનાર દયાનંદની ઉત્તરાધિકારીણી આર્યસમાજનું દેશમાં સ્વરાજ્ય સ્થપાઇ જવું જોઇતું હતું, તેને ઠેકાણે તે એક સાંપ્રદાયિક સંસ્થા બની જાય એ કેટલા દુઃખ અને સંતાપનો વિષય છે? આ દૃષ્ટિએ આર્યસમાજનો કાયાકલ્પ થવાની જરૂર છે. પણ એવા કલ્પનો પ્રયોગ કરી જાણે એવો નર આર્યસમાજમાં રહ્યો છે ક્યાં? આર્યસમાજની દશા તો 'અન્ધેનૈવ નીયમાના યથાન્ધાઃ' એવી થઇ ગઈ છે."

આ જાણે ગુરુકુળ કાંગડીના એક નીવડેલા સ્નાતકરત્નનો સમાજના અરાષ્ટ્રીય વલણને વિષે અભિપ્રાય થયો. હવે તેના ઉપર જ્વાલાપુર મહાવિદ્યાલયના કુલપતિ શ્રી. નરદેવ શાસ્ત્રી પોતાની સંમતિની કેવી મ્હોર લગાવે છે, તે જોઇએ. શાસ્ત્રીજી 'હિંદુસ્તાન'ના સંપાદકના ઉપર એક પત્રદ્વારા તેમના સંપાદકીય લેખની સાથે પોતાની સંમતિ જાહેર કરે છે આ રહ્યો તે પત્રઃ—

આપનો 'આર્યસમાજ' શીર્ષક સંપાદકીય લેખ ખરેખર વસ્તુસ્થિતિનો દ્યોતક છે. તેમાં લખેલી વાતોનું હરકોઇ વિચારશીલ અને વ્યાપકદૃષ્ટિથી વિચાર કરનાર વ્યક્તિ સમર્થન કરશે. આવા સુંદર વિચારોથી ભરેલા લેખને માટે હું આપને અભિનંદન આપું

છું. હું પોતે આવાજ વિચાર કેટલીય વાર પ્રકટ કરી ચૂક્યો છું અને કોઇ કોઇ વાર મેં આપને રૂબરૂમાં પણ જણાવ્યા છે, પણ આર્યસમાજનું વાતાવરણ એવું થઇ ગયું છે અને તેની લગામ એવા લોકોના હાથમાં ચાલી ગઇ છે કે જેઓ સમાજને રાજનૈતિક સંપર્કથી અળગીને અળગી રાખવા ઇચ્છે છે. બીજી બાજુએ આર્યસમાજી વિચારો ધરાવનારા સેંકડો લોકો રાજનીતિમાં અથવા રાજકારણમાં ભાગ લે છે, તેમને વિષે સ્વાભિમાનથી ફુલાય છે અને મહાનાદ કરે છે કે જુઓ ! આર્યો કેવાં કેવાં પરાક્રમ કરે છે ? આર્યસમાજની આવી વિચિત્ર દશા છે. આર્ય જગતમાં શક્તિના વિકાસને માટે કશો અવકાશ જ નથી રહ્યો. એક જાતની ધરેડ બની ગઇ છે અને તેના ઉપર ગાડું ગબડે છે. વિચારપૂર્વક બલિદાન દેવાની શકિત નથી રહી અને ટેવ પણ નથી રહી. કોઇ એવી એકાદ ઘટના બની જાય તો તેને 'બલિદાન' કહીને ધાંધલ મચાવવાની ટેવ પડી ગઇ છે. પોતાને મોટા મોટા કહેવડાવનારા લોકો પોતાની ચામડી બચાવીને, પોતાની જાતને સુરક્ષિત રાખીને કામ લે છે. આવા નેતા જો સફળતા મેળવે તો વન્ધ્યાને પુત્ર સાંપડયો એમજ સમજી લેવું. આર્યસમાજમાં જે દોષ આવી ગયા છે, તે તેના નેતાઓની કરણી અને તેની 'દબ્બુ' નીતિનું કુફલ છે. તેમાં આર્યજનતાનો કશો દોષ નથી. તેને નેતાઓએ એવી બનાવી દીધી છે.'

આર્યસમાજની અરાષ્ટ્રીયતાને સાબિત કરવાને વાસ્તે આથી વધારે પ્રમાણો આપવાની જરૂર નથી. હવે ગુરુકુળની કાંગડીના સ્નાતકો સરકારી નોકરીઓને માટે કેવા તલપાપડ થાય છે, તેની એક તાજી સાબિતી હમણાં થોડા જ દિવસ ઉપર મારા જોવામાં આવી છે. સંયુક્ત પ્રાન્તની સરકારે બિહાર વિદ્યાપીઠ, કાશી વિદ્યાપીઠ ઇત્યાદિ કેંદ્રોના સ્નાતકોને સરકારી નોકરીઓને યોગ્ય જાહેર કર્યા છે પણ તેમણે ગુરુકુળ કાંગડીને બાદ કર્યું છે, તે ત્યાંના 'બ્રહ્મચારીઓ'ના અસંતોષનું કારણ છે. તે ઉપરથી એ 'બ્રહ્મચારીઓ'ના મનમાં સ્વામી શ્રદ્ધાનંદજીનો ભુલાએલો આદર્શ તાજો કરવાના હેતુથી ગુરુકુળના ભૂતપૂર્વ આચાર્ય દેવશર્માજી-હાલ સ્વામી અભયદેવજી-'હિન્દુસ્તાન' પત્રમાં લખે છે કે 'બ્રહ્મચારીઓએ' સરકારની મુશ્કેલીનો પણ વિચાર કરવો જોઇએ. ગુરુકુળ સાંપ્રદાયિક સંસ્થા નથી અને એક રીતે છે પણ ખરી. પણ તે છતાં જો સરકારને તમારી સેવા ન જોઇતી હોય તો તમે સેવા કરવા ઉતાવળ શા સારૂ થાઓ છો ? સરકાર તમારી સેવાની માગણી કરતી આવે તે વખતે જો સરકારની સેવા તમારા આદર્શોથી વિરુદ્ધ ન હોય તો સેવા કરજો અને નહિ તો ના કહેજો.' આ તેમના લેખનો સાર છે, પણ પવન કયી દિશાએ વાય છે, તે તો આ પ્રસંગ ઉપરથી સાબિત થઇ જ જાય છે કે સ્નાતકો ને બીજા લોકોને સરકારી નોકરીએ ચડવાનો મોહ છે અને તેને તૃપ્ત કરવાને સારૂ તેઓ સ્નાતક થયા પછી પાછા મેટ્રિકની પરીક્ષા આપે છે.

આર્યસમાજ ઉપર મને દ્વેષ નથી. મેં જે કાંઇ લખેલું તે મિત્રભાવે લખ્યું હતું અને આર્યભાઇઓએ તેનો સત્કાર કરવો જોઇએ. વળી જ્યારે આવાજ અભિપ્રાય તેમના અગ્રગણ્ય પુરુષોના પણ છે, ત્યારે હવે તો તેમણે જ અંતઃશોધન કરવું રહ્યું.

---

# કાદવમાંનું કમળ

શ્રી પ્ર.

ગદુનો અને મારો પ્રથમ મેળાપ બહુ અજબ રીતે થયો હતો.

રાતના આઠેક વાગ્યા હશે, ફળિયામાં કાળુંમેશ અંધારું હતું, મારા અડોશી પડોશીઓ ઓટલે બેસી આરામથી ગામગપાટા હાંકતા હતા. એમના એ વાર્તાલાપમાં વિક્ષેપ પડયો

સામેના વાડામાં કુતરાં ભસી ઊઠયાં. 'ભઉ, ભઉ, ભઉ.' પ્રત્યુત્તરમાં ઓટલે ઓટલેથી અવાજ આવ્યો. 'હડે, હડે, હડે.' જો કે એઓ શા માટે ભસે છે તે જોવા જવાની કોઇએ તસ્દી ન લીધી.

'સાલાંઓને જે મળે છે તે વ્હેંચી ખાતાં શું થતું હશે'? અમારા પડોશી ભટજી બોલતા હતા. જો કે એજ ભટજી આજે જજમાનને ઘેર જગન કરાવવા ગયા હતા ત્યાં પોતાના જોડીદારો જોડે દક્ષિણાનો ભાગ વ્હેંચતાં ચડભડી ઊઠયા હતા.

'હરામજાદાંને તો બારણામાં પણ ઊભાં રહેવાં દેવાં ન જોઇએ, એ ગંદાંઓના પડછાયાનો પણ ચેપ લાગે છે.' આ બોલનાર ભાઇના વાડામાંની ગંદી ખાળમાં આળોટી આળોટીને જ તે કદાચ ગંદાં થતાં હશે, એની એને પડી ન હતી

મેં દૂર રહ્યે રહ્યે ટીકા ન કરી. 'એ તો ભૂખ્યાં હશે એટલે લંડાલંડી કરે પણ ખરાં પણ માણસે શું એને લડવાં દેવાં?' હું જલદી જલદી વાડામાં જઇ પહોંચ્યો મને દેખતાં જ કુતરાં દૂર ખસી ગયાં.

કુતરાં તો ગયાં પણ અજાયબી વચ્ચે મેં જોયું કે ઉકરડા પાસે પડેલા એક પત્થર પર કોઇ માણસ જેવું બેઠું હતું. તે ચચાક ચચાક અવાજે કંઇક ખાતો હતો.

'કોણ છો ભાઈ!' મેં પ્રશ્ન કર્યો.

'એ તો હું.'

'હું એટલે!'

'હું તો માણસ પણ જંગલી જનાવર કે ઉકરડાનો કીડો કહેશો તોપણ ચાલશે.'

'કુતરાંને છોડાવતો હતો કે શું?'

'ના, લડાવતો હતો અરે એમની જોડે લડતો હતો અથવા તે જ મારી જોડે ઝગડતાં હતાં, એમ કહું તોય ખોટું નથી.'

'કુતરાં તારી જોડે લડતાં હતાં!' મારા અવાજમાં આશ્ચર્ય હતું.

'હા.' તેણે સરળતાથી જવાબ આપ્યો.

'કારણ?' મારા પ્રશ્નમાં કુતુહલતા હતી.

'મારે ને તેમને અદાવત છે.'

એના વિષે વધુ જાણવાની મને ઈચ્છા થઇ.

'ભાઇ તારૂં નામ?'

'ગટરીઓ'

'ગટરીઓ! કેવું તોછડું નામ!'

'ગટરમાંથી જન્મેલાનું નામ બીજું કેવું હોય?'

'ભાઇ! તારે ને કુતરાને ક્યારથી અદાવત બંધાઇ છે?'

'જ્યારથી મેં તેમના મ્હોડામાંથી રોટલો ઝુંટાવી ખાવા માંડયો ત્યારથી.'

મને વાડામાં-કોઇ જોડે વાતો કરતો જોઇ ઓટલે બેસી આરામ કરતા લોકો ધીમે ધીમે અમને ઘેરી ટોળે વળ્યા.

'કોણ છે અલ્યા? અવાચક જીવના મ્હોંડાનો રોટલો ઝૂંટવી લેતાં શરમ નથી આવતી?'

એ બોલનાર શેઠની બજારમાં સરાફી પેઢી હતી. તેની અડધી વેંતની મૂછ અને મોટી ગાગર જેવડી દુંદ તેની સાક્ષી હતી. તે જોઇ ગદુ (તે જુવાન ગદો હતો, ગંધાતો હતો, છતાં તેને ગટરીઆ જેવા તોછડા નામે ઓળખવા હું તૈયાર ન હતો.) એ જવાબ આપ્યો. 'મૂગા જનાવરો જેવાં ગરીબ ગુરબાંઓના મ્હોંમાં મૂકેલો કોળીઓ પણ ઝૂંટવી લેતાં તમને શરમ આવે છે કે મને પૂછો છો?'

પોતાની પોલ ઊઘડતી જોઇ શેઠ ભીડમાં પેસી ગયા. ઉતાવળમાં એક છોકરાને તેનો ધક્કો લાગ્યો, તે ગદુ પર પડતો પડતો બચી ગયો.

'એ શંભુ! આવો મગ, મોટા ભગવાન પ્રગટ્યા હોયની જેમ જોવાને પડાપડી કરે છે!' આમ બોલી, આગળ ધસી આવેલા પેલા છોકરાને તેના પિતાએ પાછળ ખેંચી લીધો. તે તરફ ફરી ગદુ બોલ્યો, 'ભટજી! ભગવાન તો લાડુઓના ઢગલામાં હોય છે. તે અહીં ઊકરડામાથી ક્યાંથી પ્રગટે? અહીં તો પ્રગટે છે તમારા બધાનો મેલ ને પાપ'

ગદુ દરેક જણને તડફડ જવાબ આપતો હતો મને લાગ્યું કે વાતવાતમાં તોફાન થઇ બેસશે. તે અટકાવવા અગમચેતી વાપરી મેં ટોળાને ઉદ્દેશીને કહ્યું, 'ચાલ્યાં જાવ બધાં, અહીં કંઇ ભવાઇ થતી નથી કે બધા દોડી આવ્યાં છો.'

પણ મારી વાત કોઇએ ન ગણકારી. તરત જ મેં ગદુને હાથ પકડી ઊભો કર્યો.

'ચાલ ભાઇ હું તને ફળિયા બહાર મૂકી આવું.'

'ચાલો, મારી ના નથી. મેં તો માન્યું હતું કે કમબખ્ત કુતરાં જ ભસ ભસ કરે છે પણ આજે તો મેં જોયું કે માણસો પણ ભસે છે.'

અમે થોડુંક ચાલી એક મોટા વડની મૂળી પર બેઠા. હું તેને અડયો તેથી માગ ફળીઆવાળા પાટા ખડખડતા હતા '...ભાઇ ગાંધીમા ભળ્યા ત્યાગ્થી શરીરને અબડાવી મારી છે.'

હું ગટુ માથે જ્યા બેઠો હતો ત્યાથી એક મોટર પસાર થઇ ગઈ. એના ક્ષણિક અજવાળામા મેં તેના ઘુંટણમાથી લોહી નીકળતું દીઠું.

'ગટુ કુતરાએ બચકાં ભર્યા છે કે શુ ?'

'સાહેબ ! કુતરા ખીજે ત્યારે બચકા નહિ ભરે તો શું બચી કરશે ?'

આવો તોછડો જવાબ મળવા છતા મને ખોટું ન-લાગ્યુ. મને ખબર હતી કે પીડિત આદમી બોલે છે ત્યારે જાતે પણ્ડે બોલતો નથી પણ તેની જમા થયેલી પીડા બોલે છે ત્યારે એના બોલવામા તોછડાઇ ભરી હોય તો તે સ્વાભાવિક છે.

'ભાઇ તને ત્યા વેદના થતી હશે. ચાલ મારી જોડે કોઇ દાકતરને ત્યા પાટો બંધાવીએ.'

'વેદના ! ભૂખે ભૂખે આતરડામા છરી ભોકાતી હતી તેની વેદના આગળ આ વેદનાનો શો હિસાબ ? અને પાટાપુટી બાંધ્યે કયા પાર આવશે ? મારે તો તન ને મન બંનેના અણુએ અણુમા ઘા પડયા છે ત્યાથી ફકત ને પરુ ઝર્યા કરે છે સાહેબ ! મારુ જીવનમાં તો આભ ફાટયું છે, થીગડા થીગડી દીધે કયા સુધી ચાલશે ?'

'ભાઈ ! એટલી બધી ભૂખ લાગી હતી કે છેવટે કુતરા જોડે કુસ્તી કરવી પડી ? કોઇને ઘેર રોટલો માગવો હતો ને ?'

'સાહેબ તમો લોકો પાસે ભીખ ન માગવાનો મારો ટેક છે જે સમાજે મને જન્મતા પહેલા જ કલકિત ગણ્યો તેના આગળ ભીખનો હાથ લંબાઉં તે પહેલા મરવુ પસદ કરીશ'

'ભાઇ તારા શબ્દોમા ભારોભાર કડવાશ છે'

'હોયજને. હુ માના ગર્ભમા હતો ત્યાગ્થી જ એ મારી રગેરગમાં પચી છે.'

'કેવી રીતે ?' મને તેના વિષે વધુ વધુ જાણવાની ઇતેજારી થઇ હતી.

'સાહેબ ભોળી વિધવાઓને તમારા સમાજમા ઘણા લોકો ભમાવે છે. એમના પાપ છાપરે ચઢી પોકાર કરે છે ત્યારે ખરો અપરાધી તેનાથી હાથ ધોઇ નાખે છે. પછી બિચારી વિધવા કડવાં કડવા ઝેર જેવા ઓસડો પીએ છે. આમ મને ઊગતો જ ડામવા મારી માએ ઝેરથી ન્હવરાવ્યો હતો એ સ્નાન મારૂં છેલ્લુ સ્નાન ન નીવડયું એટલે તે ઝેરી કડવાટ મારા હાડેહાડમા પચી ગયો છે. તે મોંઢે મળતા ઉકળતા પાણીની વરાળ જેમ બહાર નીકળે છે.'

'ભાઇ ! તારી મા હજુ જીવે છે ?'

'ખબર નથી, એ મરી હોય કે જીવતી હોય તે સરખું જ છે. જે મા પોતાનાં જ લોહીમાંસના લોચાને પોતાનો તરીકે ઓળખાવતાં શરમાઈ હશે તે મા નથી. વળી એવી બધી ખબર મને રહેવાની હોત તો હું અનાથાશ્રમમાં શા માટે મોટો થાત?'

'ભાઇ અનાથાશ્રમમાં તું ઠીક ઠીક ભણ્યો લાગે છે. નહિ તો તારી વાચા આટલી છૂટથી વહેતી ન હોત.'

'અનાથાશ્રમમાં વળી ભણવાનું કેવું? ત્યાં એ રંકના મૂઠી અનાજ માટે નાનપણથી જ અમારી પાસે તનતોડ વૈતરું કરાવવામાં આવે છે'

'તો પછી આવી કરવત ચાલતી હોય તેવી વેધક વાણી તને કયાંથી સાંપડી?'

'જાઇ, એ તો વ્યાકુળ હૃદયમાંથી આપોઆપ જન્મી છે.'

'તો શું તું અનાથાશ્રમમાં કંઇજ ભણ્યો નથી?'

'ભણ્યો છું, ભાઇ, ઘણુંય ભણ્યો છું. તમારા ઉજળા સમાજના કાળાં કર્મોનો ઇતિહાસ બરોબર ભણ્યો છું. મારા જેવો એક એક અનાથ એ ચોપડીનાં પ્રકરણો છે.'

મને ગટુ પ્રત્યે ખૂબ કરુણા ઊપજી. બિચારાનું જીવન કેવું દુઃખમય છે! 'ભાઇ! તું હાલ શું કરે છે?'

'કૂતરાંઓને નાંખેલા રોટલા ઝૂંટવી ખાઉં છું.'

'એવો મોકો રોજ રોજ નહિ મળતો હોય.'

'ત્યારે કાગડાઓની ચાંચમાંથી તો જરૂર કંઇનું કંઇ મળી રહે છે.'

'તેય જ્યારે ન મળે ત્યારે?'

'ત્યારે ચકલી ચીબરાં માટે નાંખેલા ચણ ભેગા કરી ફાકી લઉં છું.'

'કબુતરખાનાંનો રખેવાળ તેમ નહિ કરવા દે તો?'

'તો ગટરગંગાને કાંઠે મેલાંના ઉકરડામાંથી મરઘાં કૂકડાં ફેંદી ફેંદીને દાણાઓ વણી ખાય છે તેમ હુંય કરું છું એ મેલાંના ઉકરડામાં રડયા ખડયા સુકાપાકા રોટી-રોટલાના ટુકડાઓ મળી આવે છે. તે ભેગા કરી પાણીમાં પલાળી ખાઈ લઉં છું.'

'તને એ ઉકરડાની સૂગ નથી આવતી?'

'ના. તમે ભૂલી જતા લાગો છો કે હું સમાજના ઉકરડામાંથી તો જનમ્યો છું.'

'ભાઇ! ચાલ તને એકાદ સારા આશ્રમમાં દાખલ કરાવી આવું.'

'આશ્રમમાં જ રહેવું હોત તો હું અનાથાશ્રમમાંથી શું કામ નાસી છૂટત?'

આમાં મેં તેના જીવનરહસ્યનું નવું પાનું ઊઘડતું દીઠું એટલે તેને વધારે ખુલ્લું કરવા મેં પૂછ્યું.

'ગટુ તું ત્યાંથી નાસી છૂટયો હતો?'

'હા, નાસી છૂટવાનું જો બે ચાર દિવસ મોડું થાત તો કદાચ હું ત્યાંના મંત્રીનું ખૂન કરી બેસત.'

તરફડતો હતો. તે જોઇ નિષ્ઠુર સિપાઇ તેની મજાક કરતો હતો. 'ક્યાં ગયો તારો ગાંધી? બોલાવ તેને તે પાણી આપશે.'

મને એ ગાંધીની મશ્કરીની પડી ન હતી, મને સ્વરાજ કે સત્યાગ્રહની પણ ગતાગમ ન હતી, પણ કોઇ તરસ્યો જીવ 'પાણી, પાણી'ની બૂમ પાડે છતાં તેને કોઇ પાણી ન આપે તે મારાથી જોયું ન ગયું. મેં દૂર ઉભેલા સભ્ય સમાજ તરફ ધૃણાભરી નજર નાંખી કહ્યું, 'બાયલાઓ!' મારી પાસે એક તાડીનું ખાલી ઘડિયું પડ્યું હતું, તે ઉપાડીને હું તળાવમાંથી ભરી લાવ્યો. મેં પેલા સૈનિકને તેમાંથી પાણી પાયું ને વધ્યું તેની તેના પર છાલક મારી. શાંતિ વળતાં તે બેઠો થઇ ગયો.

ઊઠીને તે આભાર માનવો મૂકી મને દંડવા તૈયાર થયો.

'અસ્પૃશ્ય, મને વટલાવી માર્યો! તને કોણે દયાનું ડહાપણ કરવાનું કહ્યું હતું? તાડીના ઘડિયામાંનું પાણી પીવા માટે મારે પ્રાયશ્ચિત કરાવવું પડશે.'

પેલા દૂર ભાગી ગએલા પ્રેક્ષકો પણ નજીક આવી મને ડગાવવા લાગ્યા. 'હરામખોર! એક ઉચ્ચ વરણના છોકરાને વટલાવી માર્યો. ખસ, આઘો મર.'

મને મારા પોતા પર ખૂબ રીસ ચ્હડી 'મેં શું કામ દયા ખાધી? એ મરી જાત તો ઉજળા ઢગોમાંથી ભલેને એક ઓછો થાત!'

આમ હું મારા પંડને જ ગાળ દેતો દેતો ત્યાંથી દૂર જવા લાગ્યો. પણ ત્યાં તો સીપાઇ દાદાએ આવી મને બેડી પહેરાવી.

મેં પૂછ્યું 'મારો ગુન્હો?'

'તેં સરકારી કામમાં દખલ કરી છે.'

અને આમ હું તમારી લોકોની વચ્ચે આવ્યો છું જો કે હું જો તમારા લોકોમાંના કટલાક કરે છે તેવું કરત તો છૂટી જાત. પણ તે મારાથી ન થયું.'

'શું ન થયું?' મેં ઇંતેજારી બતાવી.

'મારાથી માફી ન મંગાઇ. કચેરીમાં રાવસાહેબે કહ્યું હતું કે માફીપત્ર લખી આપ તો છોડી દઇએ, મેં ગુન્હો કર્યો ન હતો એટલે માફીપત્ર શાને લખી આપું?'

સત્યાગ્રહી ગણાઇ અમારી ભેગો આવ્યો તો ખરો પણ તે પાણીમાંથી તેલ છૂટું પડી જાય તેમ અમારાથી જૂદો જ તરવા લાગ્યો

અમે જેલના બધા કાયદા પાળતા. તે કાયદા કાનુનને વશ વર્તવા ટેવાયો જ ન હતો. દર સાંજે તેને દારોગા સાહેબ પાસે ખડો કરવામાં આવતો પણ તેથી તે 'સુધરતો' નહિ. જેલની બધી સજાઓ–દંડાબેડી, હાથબેડી, ઊભીબેડી, ગુણી કપડાં, ડબલ ચક્કી, કાળી કોટડી તે ઘોળીને પી ગયો. એને સજા કરી કરીને દારોગા સાહેબ થાકી ગયા પણ તે પોતે સજા સહન કરીને ન થાક્યો. આખરે દારોગા સાહેબે તેને છૂટો મૂક્યો. કારણ એને સજા કરે યા ન કરે પણ તે બ્હારથી જે ટેવો લઇ આવ્યો હતો તે છોડવા તૈયાર ન થયો.

હું તેને સમજાવતો, 'ભાઇ તું સત્યાગ્રહી થઇને આવ્યો છે હવે તો જરા સુધર '

'ના ભાઇ સાહેબ! મને સત્યાગ્રહી ના કહેતા, હું તો 'જનાવર' છું ને રહેવા માગું છું ને તેનું કારણ તો તમે જાણો જ છો?'

તે જેલરને ઘેર ઝાડુ મારવા જતો તો ત્યાંથી બીડી ને સીગારેટનાં ઠૂંઠાં વણી લાવતો, તે ખેતીવાડીમાં કોશ ખેંચવા જતો ત્યાંથી લસણ ડુંગળી ને મરચાંની ચટણી વાટી લાવતો, તે રસોડામાં સીધું સાફ કરવા જતો તો ત્યાંથી તેલ ગોળ લઇ આવતો. ત્યારે જેલમાં દરેક ચક્કરના દરવાજે ચોકી રહેતી. તેને વટાવતાં દરેક જણની જડતી લેવાતી પણ ગટુને એમાંથી મુક્તિ મળેલી. કારણ બધાજ જાણતા હતા કે એના ગજવામાં કંઇને કંઈ હશે જ.

એ ન'તો અમારી પ્રાર્થનામાં જોડાતો કે રાત્રીના વાર્તાલાપમાં અમે ધર્મ, નીતિ, રાજકારણ અને અર્થશાસ્ત્ર પર ચર્ચાસભા ભરતા ત્યારે તે બરાકને એક ખૂણે નિરાંતે ઊંઘતો. તે કહેતો એમાંની એકે વસ્તુને હું અડતો નથી કે તે મને અડકતી નથી તો પછી તેની ચર્ચા મારા માટે નકામી છે.

બધા સત્યાગ્રહી કેદીઓ તેની ઘૃણા કરતા. પણ હું તેના ભણી માનની નજરે જોતો. તેનામાં મોટો સદ્દગુણ હતો તે હિંમતનો. એ એના બધા દુર્ગુણોને ઢાંકી દેતો. એ ગુણ જોઇ એને કાદવમાંનું કમળ કહેવાનું મને મન થતું. એના એ સદ્દગુણનો એણે ફરી એક વાર પરિચય આપ્યો હતો.

... ... ... ...

જાન્યુઆરીની છવ્વીશમી તારીખ નજીક આવતી હતી. એ પવિત્ર દિવસે દેશભરમાં રાષ્ટ્રધ્વજ ફરકાવી સ્વાતંત્ર્યના ટેકની પુનર્ઘોષણા થવાની હતી. અમારી જેલના સત્યાગ્રહી કેદીઓને પણ વિચાર આવ્યો કે આપણે પણ એ દિવસે ધ્વજવંદન કરવું જોઇએ. અમે એ માટે દારોગા સાહેબને અરજી કરી. અરજી નામંજુર થઇ, ઉપર રહેરો મરાઈ આવ્યો કે તમે કારાગૃહે આવ્યા છો, કંઈ કાકામામાને ઘેર પરોણા આવ્યા નથી કે તમને આવા રહેન ચાળા સૂઝે છે.

૨૬મીને ચાર દિવસ બાકી હતા ને અમે બધા અપવાસ પર ઊતર્યા. 'રાષ્ટ્રધ્વજને સલામી કર્યા વિના અમને અન્ન હરામ છે.' એવો નિર્ધાર અમે જેલના વડા ઉપર લખી મોકલ્યો.

ગટુ આ અપવાસમાં ન જોડાયો. કોઇક તેને કહેવા ગયું તો તેણે ઉદ્ધતાઇથી જવાબ આપ્યો.

'આવડી ઉમ્મરમાં અડધી જીંદગી તો ભૂખ્યો રહ્યો છું ને હજુ ઉપવાસ?'

તે સાંભળી એને શિખામણ આપવા જનાર ટાઢોબોળ થઇ ગયો.

મારા સાથીઓએ મને કહ્યું 'એ ગટરીઓ તમારો વક્કર રાખે છે. માટે તમે સમજાવો.'

મેં તેને ખાનગીમાં બોલાવી મીઠાશથી સમજાવી કહ્યું. 'જોની ગટુ! તારી દેખાદેખી અમારામાં નબળા પોચા હશે તે ડગી જશે માટે તું આટલી વખત માની જા.'

તે ઘડીભર દ્વિધામાં પડયો, પણ પછી નિશ્ચયપૂર્વક બોલ્યો. ભાઇ સાહેબ! માફ કરો. એવા ડગમગતા લોકોને કયાં સુધી ટેકો આપી આપી નભાવી શકશો? એ તો હું સાથે હોઈશ કે જુદો તોય એ ત્રણ દિવસમાં ડગી જ જવાના.'

ગટુની એ વાત અગમવાણી નીવડી. ત્રીજે દિવસ ઊગતાં તો અપવાસ કરનારામાં અમે ગણ્યાગાંઠયા જ રહી ગયા.

એ પરિસ્થિતિ જોઇ ગટુ મારી પાસે આવ્યો. 'સાહેબ! જોયુંને? હવે તમો એકલાના જોરે કંઇ દારોગા સાહેબ નહિ નમી જાય.'

'ગટુ અપવાસનું શસ્ત્ર અમોઘ છે. એકજ જણનો સાચો અપવાસ ડુંગરો પણ ડોલાવી શકે છે તો દારોગા તો કોણ માત્ર? અને દૈવવશાત તેમ નહિ બને તો ભલે મારી દેહ પડતી. હું મારી લીધી ટેક નહિ છોડું.'

'સાહેબ આમ ભૂખનું દુઃખ સહન કર્યા કરવું તે કરતાં દારોગા હા કહે કે ના છતાં બંડ કરી વાવટો ફરકાવી દેવો અને પછી જે સજા થાય તેનું દુઃખ સહી લેવું એમાં જ મને તો ડહાપણ દેખાય છે.'

એ વાકયે મને વિચારતો કરી મૂકયો. 'અમારા ઉપવાસે અમારી નિર્બળતા છુપાવવાનું ઓઠું તો નથી ને?'

... ... ... ...

૨૬મીની સ્હવારે અમે બેરેક બ્હાર હાથપગ ધોવા આવતાં અજાયબી વચ્ચે જોયું કે અમારા ચકકરની વચ્ચે આવેલા વિશાળ લીંબડાની ટોચે રાષ્ટ્રધ્વજ ફરકી રહ્યો છે. 'ફટ ફટ ફટાક' અવાજે તે ભારત માતાની મુકિતનો મંત્ર ગજાવી રહ્યો હતો. અમે એક કતાર થઇ ગયા. મે હુકમ આપ્યા અને બીજા બધાએ ધ્વજને સલામી આપી. પછી અમે વંદેમાતરમ્ ગાવા લાગ્યા.

એ ગીતના ગુંજને આખું ચકકર ગાજી ઊઠયું. સીપાઇઓ, વોર્ડરો અને ચોકીદારો ઘડીભર મંત્રમુગ્ધ બની સ્થીર થઇ ગયા.

ગીતા ગાઇ અમે હર્ષથી પ્રફુલ્લ ચ્હેરે વાતો કરવા લાગ્યા.

'દારોગા સાહેબ ડરી ગયા.'

'અપવાસના જાદુએ એમનો હૃદયપલટો થયો.'

ચકકરમાં ગરબડ થતી સાંભળી દારોગા સાહેબ પણ દોડી આવ્યા. અમે તેમને અભિનંદન આપ્યાં

'છેલ્લે છેલ્લે પણ અમને નમતું આપવાની હિંમત ને સજ્જનતા બતાવવા બદલ ધન્યવાદ.'

દારોગા સાહેબે એકવાર અમારી સામે જોયું ને બીજી વાર લીંબડાની ઊંચામાં ઊંચી ડાળે ફરકતા ધ્વજ તરફ. તેને હસવું આવ્યું. પછી તેમણે સીપાઇઓને હુકમ કર્યો. 'વાવટો ઉતારી પાડો.'

પછી અમે પારણાં કર્યાં એ આખો દિવસ મેં ગદુની વાટ જોઇ પણ તે દેખાયો નહિ. મારે તેને કહેવું હતું કે 'જો અપવાસના અમોઘ શસ્ત્રની અકસીરતા!' પણ તે દેખાયો જ નહિ. રાત્રે મેં અમારી બરાકના ચોકીદારને પૂછ્યું. આજે ગદુ કેમ દેખાતો નથી ?'

'તેને તો કાળી કોટડીમાં પૂર્યો છે.'

'કેમ ?'

'કેમ શું વળી તેના ગુન્હાનો કંઇ સુમાર છે ? એ તો દારોગા સાહેબની દયા હતી તેથી તે બચી જતો હતો. પણ આજે તો મોટા સાહેબ લગી વાત ગઈ છે ને તે ખૂબ ખીજવાય છે !'

'તેણે કંઇ ખાસ મોટો અપરાધ કર્યો છે ?'

'હા ! તેણે કાલે કેદીઓનાં ઘરનાં કપડાંઓની કોટડીમાંથી ચોરી કરી છે ?'

શાની ?'

'રાષ્ટ્રધ્વજની.'

'હેં ! રાષ્ટ્રધ્વજની ?' હું ચમક્યો.

'હા. એનીજ. ભલા સાહેબ, તમે બધા સહવારથી ખાંડ ખાતા ફરો છો કે દારોગા સાહેબનું દિલ પીગળી ગયું અને તેમણેજ તમને એ ધ્વજનાં દર્શન કરાવવાની વ્યવસ્થા કરી દીધી છે. પણ ખરી વાત તમે કોઇ જાણતા નથી.'

'તો ખરી વાત શી છે ?'

'તે એ છે કે કાલે ગદુએ તમારા કોઇકના કપડાંનાં પોટલાંમાંથી ધ્વજ ચોરી રાખ્યો હતો. અને રાતોરાત કોઇને ખબર ન પડે તેમ તે લીંબડા પર ચઢી ફરકાવી આવ્યો હતો.'

મારી આગળ બધા રહસ્યનો સ્ફોટ થઇ ગયો. મારા માટે એને લાગણી હતી તેથીજ તેણે આ સાહસ કર્યું હોવું જોઇએ. હું ભૂખે ભૂખે મરી જાઉં તે તેનાથી જોયું ગયું ન હોવું જોઇએ

એ પછી થોડાજ દિવસમાં ગાંધી—ઇરવીન સંધિ થઈ. અમે બધા છૂટી ગયા. ન છૂટ્યો માત્ર ગદુ. તેના પર ત્યારે કારાગૃહની કોર્ટમાં કેસ ચાલતો હતો.

ત્યાર પછી તે હજુ મને ફરી મળ્યો નથી. હું રોજ રોજ મારી જાતને અનેક પ્રશ્નો કર્યા કરું છું

'તેને ફટકાની સજા થઇ હશે ? જેલના જલ્લાદના હાથે કાતીલ કોરડાનો માર ખાઇ તે ઉઠ્યો હશે ?

તો તેને શહીદ કહેવો કે કેમ ?

કેવા ગંદા કાદવમાંથી તે જન્મ્યો હતો ? સમાજે તેને તે ગંદી તલાવડીમાંથી કાઢી આવવા દીધો હોત તો ? એ કાદવમાંનું કમળ ફૂલવાડીના ગુલાબ કરતાં કિંમતી ન નીવડત ?'

# પહલું કોની તરફે નમશે?

શ્રી ડુંગરસી ધરમશી સંપટ

## ૧ લેખ

જૂનાં અમેરિકન અને અંગ્રેજ માસિકો આ અઠવાડિયામાં મળી ગયાં છે. નામાંકિત અનેક લેખકોએ ચીન જાપાનના યુદ્ધ વિષે બહુ ઊંડા ઊતરીને સમીક્ષા કરી જણાય છે. આ લેખકો બધા ચીન પ્રત્યે ઊંડી સહાનુભૂતિ અને દિલસોજી ધરાવે છે. છતાં સત્યને જણાવતાં એમને આંચકો લાગતો નથી. અને લેખોનો એ લેખ સારભૂત છે. કેટલાંક પુસ્તકોમાંથી પણ આંકડા લીધેલા છે.

## ૨ જાપાનની આવશ્યકતાઓ

જાપાન નાના નાના બે હજાર ટાપુઓનો બનેલો પ્રદેશ છે. પરંતુ તેમાં ચાર ટાપુઓ મોટા છે. એમાં સાત કરોડ જાપાનીઝો વસે છે. એનાં સંસ્થાનોની વસ્તી ૩ કરોડની છે. એટલે બધી દશ કરોડ જાપાનીઝ પ્રજા ગણાય. જાપાનમાં કુદરતી વસ્તુઓ વિશેષ પ્રમાણમાં થતી નથી છતાં એની ઉદ્યોગપરાયણ પ્રજાએ થોડા જ સમયમાં યુરોપીઅનોને ઔદ્યોગિક હરીફાઇમાં હરાવવા માંડ્યા છે. એની પાસે મુખ્ય આવશ્યક વસ્તુઓ કોલસા, લોઢું, તેલ, રબર, ઊન, કપાસ, ચામડું નથી. પોતાના સંસ્થાનોની અજબ ખીલવણી કરીને આમાંની કેટલીક વસ્તુઓ ઓછાવત્તા પ્રમાણમાં એ મેળવી શક્યું છે. છતાં પણ ચાલીશથી એંશી ટકા કાચી ધાતુઓની આયાત કરી તેમાંથી પાકા પદાર્થો બનાવી તે સસ્તામાં સસ્તા ભાવે જગતને વેચે છે. જાપાનીઓને પોતાનાં નાના બેટોમાં સંકડામણ અત્યંત લાગે છે. એનું જન્મપ્રમાણ હજારે છત્રીશ જેવડું અત્યંત મોટું છે. એના ફાટફાટ થતા બળને માટે માર્ગ જોઇએ છીએ. એ માર્ગ માટે તેના પ્રયત્નો છે. જાપાનની ભૂમિ જગતનો ૦ાા ટકો વિસ્તાર ધરાવે છે, વસ્તી પ્રમાણમાં પાંચ ટકા છે.

## ૩ જાપાનીઝ સંસ્થાનો

જાપાનીઝોએ મંચુરીઆ તો સને ૧૯૩૧માં બહુ સહેલાઇથી લઇ લીધું છે. અંગ્રેજોની ખુલ્લી સહાનુભૂતિથી આખા જાપાનથી ત્રણ ઘણો મોટો એ પ્રાંત એમને મળ્યો છે. એમાં એની કાચી વસ્તુઓની ભૂખ અધુરો પ્રમાણમાં ભાંગી છે. દર વર્ષે એની ખીલવણી ઉપર અજબો યેન ખર્ચાય છે. છતાં જાપાનીઝો ત્યાંની અત્યંત ઠંડીને લીધે મોટા પ્રમાણમાં રહી શકતા નથી. ચીનાઓ ગરીબી જીવન ગુજારતા હોવાથી હરીફાઇમાં મંચુરીઆમાં જાપાનીઝો ફાવતા નથી. કોરીઆમાં ઘાડી વસ્તીને લીધે જાપાનીઓને માટે વધારે માર્ગ નથી. બીજા સંસ્થાનોમાં પણ ઋતુ, હવામાનની પ્રતિકૂલતા જાપાનીઓને નડે છે. આથી એઓ ચીન અને બીજા દેશો છીની લેવાના મનોરથો સેવે છે. એશિયા જાપાનીઓને માટે છે, એવી ત્યાંની પ્રજાની દૃઢ માન્યતા છે. એશિયામાંથી યુરોપીઅનોને હાંકી કાઢવા

એ એમનો આદર્શ છે. જાપાનીઓ પોતાના સંસ્થાનોમાં દર વરસે અબજો યેન ખર્ચી તેનો પોતાના સ્વાર્થ વાસ્તે વિકાસ કરે છે. સંસ્થાનોની પ્રજાને દબાવલી, ચગદાવલી રાખે છે. પોતાના સ્વાર્થ સિવાય જાપાનીઓને બીજી કાંઈ પડી નથી. જાપાનને લોઢું, કોલસો, ઊન, કપાસ, તેલ, રબર પેદા કરનારા દેશો મેળવી પોતાના ઉદ્યોગોને આત્મસંતોષી બનાવવાનો ભારે લોભ છે.

### ૪ જાપાનીઝ રાજ્યબંધારણ

જાપાનનો સમ્રાટ મીકાડો એ એમનો સમ્રાટ દેવ છે. એની ઉપર અનન્ય ભક્તિ એ રાજ્યબંધારણની ચાવીરૂપ છે. રાજ્યમાં ચુંટણી થઇ ધારાસભાઓ ચુંટાય છે-પરંતુ ખરી સત્તા મીકાડો અને તેની રાજ્યમંડળીના હાથમાં છે. એ રાજ્યમંડળીમાં લશ્કરી અને દરિયાઈ અધિકારીઓનો લાગવગ ભારે છે. હમણાં જાપાનની રાજ્યનીતિ લડાયક વર્ગના હાથમાં છે. પ્રધાનો યોદ્ધાઓની મરજી વિરૂદ્ધ કાંઈ કરે છે એટલે ખુલ્લી રીતે તેમનું ખૂન થાય છે. આખા જાપાનનું ખરું રાજ્યશાસન એ લડાયક વર્ગના થોડા કુટુંબીના હાથમાં છે. ધન, દોલત, વેપાર, ઉદ્યોગ પણ સર્વે થોડાજ કુટુંબોના હાથમાં છે. પ્રજાનો મોટો ભાગ અત્યંત ગરીબ છે. જાપાનને લશ્કરીરાજ્ય ખુશીથી કહી શકાય. પ્રધાન મંડળ રાજ્યસભાઓ એ સર્વે લશ્કરી વર્ગને ટેરવે નાચે છે.

### ૫ લશ્કરી તૈયારીઓ

જાપાનીઓએ સૌથી પ્રથમ નજર ચીન ઉપર નાખી છે. એ માટે એમણે છેલ્લાં આઠ દશ વરસો થયાં ભયંકર તૈયારીઓ કરી છે. બહુ જ સહેલાઇથી એને મંચુરીઆ મળી ગયું. એટલે એનો લોભ વધ્યો છે. લોભની સાથે મહાન તૈયારીઓ પણ કરી છે. એણે રણભૂમિમાં ઉતારવા વીસ લાખ માણસોની મોટી ફોજ તૈયાર કરવામાં પોતાના બજેટનો પંચાવન ટકા ભાગ ઘણાં વરસો થયાં વાપર્યો હતો. એની પાસે કેળવાયલા અને ચતુર એંજીનિયરો, રસાયનશાસ્ત્રીઓ, વિદ્યુતશાસ્ત્રીઓ, મંત્રશાસ્ત્રીઓની મોટી ફોજ છે. એની પાસે હજારો કિલ્લામાં ઉભી રહેના વિમાનો છે. એના કારખાનાઓમાં દારૂગોળાનો મોટો જથ્થો પેદા થાય છે. કેન્ટોન ઉપર એના વિમાનોએ આમ પ્રજા ઉપર ઝેરી બોમ્બગોળા નાખી ભારે ખુવારી કરી છે. જર્મની, અંગ્રેજો અને બીજા દેશો તરફથી એને પુષ્કળ યુદ્ધની સામગ્રી મળી રહે છે. ચીનને એણે ઘેરો ઘાલ્યો છે.

### ૬ ચીનનું સામર્થ્ય

ચીનની વસ્તી ચાલીસ કરોડ ગણાય છે. એની પાસે જાપાન કરતાં દશગણા વધારે મનુષ્યો યુદ્ધ કરવા તૈયાર છે. અંદર અંદરની લડાઇઓથી એ નબળું બન્યું હતું. જુદા જુદા ગવર્નરો સ્વતંત્ર થઈ પોતાના લશ્કરો રાખી યુદ્ધો કરતા હતા. તેમજ નાનકીન અને સામ્યવાદીઓના મોટા યુદ્ધો ઘણાં વરસો સુધી ચાલુ હતાં. આથી ચીન નબળું પડયું છે. પરંતુ જાપાનને એક અવાજે દરેક ચીનો ધિક્કારે છે. આથી ચીનના સર્વે પક્ષો એકમતે

જાપાનની સામે લડે છે. ચૈંગ કે શાકને સર્વે પક્ષોની સંપૂર્ણ સહાય છે. ચીના યુવાનો સ્વદેશ રક્ષણને માટે ઝુઝૂમે છે. લાખોની સંખ્યામાં અગ્નિમાં પતંગીઆઓની માફક હોમાય છે. ચીનના મનુષ્યોની નુકશાની જાપાનીઝ લશ્કરીઓ કરતાં દશઘણી વધારે થઈ છે. એમણે ત્રણ લાખ ચોરસ માઇલ જેટલો વિશાળ પ્રદેશ ખોયો છે. એમની આસપાસ સમુદ્રમાં સખ્ત જાપાનીઝ ઘેરો છે. શેંગાઇ, પેકીન, ટીન્ટસીન અને બીજાં મોટાં શહેરો મોટી સંખ્યામાં એમણે ગુમાવ્યાં છે. શહેરોને બદલે ભાંગેલાં જીર્ણ સ્થાનો જાપાનના કબ્જામાં આવ્યા છે. પાંચ તરફથી જાપાનીઝ ફોજો સાથે ચીનાઓ આમરણાંત લડે છે. એમની બહાદૂરીનો પાર નથી. એમના પાસે આધુનિક શસ્ત્રાસ્ત્રોની ખામી છે. જાપાનીઝ ઘેરાથી હજારો માઇલનો ફેરો ખાઇ રશિઆ તરફથી એને થોડાં શસ્ત્રાસ્ત્રો અને વિમાનો મળે છે.

## ૭ જાપાની અને ચીના

બંનેમાં અત્યંત સ્વદેશવત્સલતા છે. શારીરિક શકિતમાં બંને સમાન છે. ધાર્યું પાર ઉતારવા બંને કૃતનિશ્ચયી છે. બંને મરણીઆ થઇને લડે છે. મરણભય બંનેને નથી. સાહસ શકિતમાં બંને આગળ વધેલાં છે. પરંતુ અહીં સરખામણી પૂરી થાય છે ચીના અવ્યવસ્થિત છે. જાપાનીઝ વ્યવસ્થિત અને ભયંકર શિસ્તપાલક છે. ચીનો આળસુ છે. જાપાનીઝ અત્યંત ઉદ્યોગી છે. ચીનાઓને આધુનિક રસાયન, વિદ્યુત કે ઇજનેરી શિક્ષણ મળ્યું નથી. જાપાનીઝો તેમાં પ્રવીણ છે. ચીનાઓ સારા વિમાન ઉડ્ડયન કરનારા તરીકે હમણાં જ મોટી સંખ્યામાં કેળવાયેલા છે. જાપાનીઝો તેના જૂના પૂરા અનુભવી છે. ચીન પાસે સાધન સામગ્રી અને આધુનિક શસ્ત્રાસ્ત્રોની અછત છે. જાપાનીઝો પાસે વિપુલતા છે. જાપાનીઝોની મોટી લશ્કરી તૈયારીઓ ઘણા વરસોથી ચીન જીતવાના ઉદ્દેશથી કરાયલી છે. ચીન કુસંપ અને અવ્યવસ્થામાંથી હમણા જ છૂટયું છે જાપાનીઝો અત્યંત પ્રગતિશીલ, આગળ વધેલી, વ્યસનથી મુકત, મહત્વાકાંક્ષી પ્રજા છે. ચીનમાં ઉલ્ટા ગુણો છે.

## ૮ યુદ્ધ

કે વ્યવસ્થિત યુદ્ધોમાં જાપાનીઝોની સરસાઇ સિદ્ધ થઇ ચુકી છે. શેંગાઇના આક્રમણથી શરૂ કરીને આજ પર્યંત દશ મોટાં યુદ્ધો થયાં છે. તેમાં ઘણી વખતે પાંચ લાખ લડવૈયાઓએ ભાગ લીધો છે. એક તરફ જર્મનીએ ચીનાઓના યુદ્ધ સંગ્રામની યોજનાઓ ઘડીને જાપાનીઝોને હંફાવવા કોશેશ કરી છે. છતાં ચીનાઓને ત્રણ લાખ ચોરસમાઇલ જેટલી જમીન છોડી પાછું હટવું પડયું. એમણે ચીનની મોટી રેલ્વેઓ ગુમાવી છે. બંદરો પણ ગુમાવ્યાં છે. આ યુદ્ધો અતિ ભયંકર હતાં. ચીનાઓ ભારે બહાદૂરીથી લડયા છે. પોતાના સ્વદેશ માટે ચીનાઓનો પ્રેમ ઊભરાય છે એઓ લાખોની સંખ્યામાં હોમાય છે. દેશના તેમજ પરદેશના ચીનાઓ પોતાના સ્વદેશ માટે સર્વે માલમિલ્કત ફના કરેવા લાગ્યા છે. છતાં તેઓને પાછું હટી અનેક શહેરો ગુમાવવાં પડ્યાં છે. ચીનાઓને પરાજયો નબળા બનાવે છે. પણ અવ્યવસ્થા અને ઉત્સાહ ભંગ કરતા નથી. થોડા જ વખતમાં એમની

બીજી મજબૂત લાધન તૈયાર થાય છે. પરંતુ આ સત્ય સ્વીકારવું પડશે કે એ વખત સિવાય બાકી મહાન આઠ યોદ્ધામાં ચીનાઓ જાપાનીઝ આક્રમણને ખાળી શકયા નથી. યુરોપના મહાયુદ્ધો કરતાં આ યુદ્ધોમાં મહાસિક્તા વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. આધુનિક શસ્ત્રાસ્ત્રો ચીન પાસે પૂરાં નથી તેથી તે હારે છે.

## ૯ ચીનના સામ્યવાદીઓ

ચીનના સામ્યવાદીઓએ પૂરા ભાવથી આ યુદ્ધમાં ચૈંગ કૈ શાકને સહાય આપી છે. એ સામ્યવાદીઓ કોણ છે ? ચીનના આધુનિક શિક્ષણ પામેલા લાખો યુવકોએ સ્વદેશ પ્રેમથી પ્રેરાઇ, લૂટારુઓની ટોળીઓ ઊભી કરી, પૈસાદારો અને મીલ્કતદારોને લૂટી, હથિયારો લઇને સરકારી લશ્કરોને મોટા પ્રમાણમાં હાર ઉપર હારો આપી છે. ભૂખે મરતા, જમીનદારોથી નીચોવાયલા ખેડૂતોને એમણે લશ્કરી તાલીમ આપી. પોતાનું સ્વતંત્ર લશ્કર ઉભું કર્યું. ચૈંગ કૈ શાક સામ્યવાદીનો કટ્ટો શત્રુ હતો. એણે એમની સામે એક લાખ માણસનું લશ્કર મૂક્યું. સામ્યવાદીઓએ એને પોતાના પ્રદેશમાં સપડાવી ભયંકર પરાજય કર્યો. આવાં આવાં પાંચ આક્રમણો ચૈંગ કૈ શાકે એક પછી એક અનુક્રમે કરાવ્યાં. તેમાં છેવટે એણે પાંચ લાખ સૈનિકોને રોકયા હતા. સામ્યવાદીઓએ સૌને મારી હરાવ્યા. ચૈંગનો ભયંકર પરાજય કર્યો. ચૈંગે એમના પ્રદેશ ઉપર સખ્ત ઘેરો ઘાલ્યો.

## ૧૦ સામ્યવાદીઓની ૬૦૦૦ માઇલની કૂચ

છેવટે જર્મન વ્યૂહકારોની યોજના મુજબ છથી આઠ લાખ સૈનિકોના આક્રમણની ચૈંગ કૈ શાકે તૈયારી કરી. સામ્યવાદીઓને હવે તદન ખલાસ થઇ જવાનો વાજબી ભય લાગ્યો. એઓએ હોનાન પ્રાંતને છોડી અગમ્ય કાન્સુ જીલ્લામાં વસવા માટે કૂચ કરી. સરકારી લશ્કર અને વિમાનોએ એમનો કેડો પકડયો. એમણે યોગ્ય સ્થળે સરકારી લશ્કરનો સામનો કરી, નવાં ખેડૂતોને લશ્કરી તાલીમ આપી ભરતી કરી, નવો પાક પેદા કરી પોતાનું ગુજરાન કર્યું, જમીનદારોને લૂંટયા, સેંકડો લડાઇઓ કરી, મોટી નદીઓ ઓળંગી, પર્વતો ઓળંગ્યા. પારાવાર સંકટો સહન કરતા એક લાખ માણસનું એમનું લશ્કર વારંવાર ભરતી કરતાં પણ છેવટે ૦॥ લાખનું રહ્યું. અનેક જીલ્લાઓમાંથી પસાર થઇ એઓ આખરે કાંન્સુના અગમ્ય પ્રદેશમાં ભરાયા. એમણે ભોગવેલા સંકટ, હાડમારીઓ, ભૂખમરો, થાક, નિદ્રાત્યાગ, અત્યાચારો, આક્રમણોનો ઇતિહાસ અતિ રસીક છે. એઓ પોતાના સાચા શિસ્તને લીધે ધાર્યે ઠેકાણે અવર્ણનીય દુઃખો અને સંકટો ભોગવી પહોંચ્યા. ત્યાં અત્યંત ગરીબી અને સાદાઇથી એઓ રહ્યા હતા.

## ૧૧ સામ્યવાદીઓ સરકારને સહકાર આપે છે.

સામ્યવાદીઓ ઉપર ચૈંગ કૈ શાકે આક્રમણ ચાલુ રાખવાની ભયંકર તૈયારીઓ કરવા માંડી, એટલામાં સામ્યવાદીઓના સહકારથી ચૈંગ હો લીન નામના મંચુરીઆના સરદારે સર્વાધ્યક્ષ ચૈંગ કૈ શાકનું હરણ કર્યું. એને સમજાવવામાં આવ્યું કે સામ્યવાદીઓના સાથે વિગ્રહોમાં

તમે મૂળભૂત વસ્તુ ભૂલી ગયા છો. જાપાને મંચુરીઆ લીધું. જેહોલ પ્રાંત લીધો તે તમે મૂંગે મોઢે સહન કર્યું. હવે જાપાન ધીમે ધીમે ચીન ખાઇ જશે. માટે સામ્યવાદીઓના પૂર્ણ સહકારથી તમે જાપાનના આક્રમણને રોકો. સામ્યવાદીઓની એક જ માંગણી છે. કોઇ હકક કે જમીન કે સત્તા તેમને જોઇતાં નથી. માત્ર તમારી સરદારી નીચે દેશના શત્રુઓ જાપાનીઓ સામે એમને તેડી લડો. ચૈંગે આ સ્વીકાર્યું. સંધિ થઇ. સામ્યવાદીઓ સામે પ્રતિબંધો દૂર કરવામાં આવ્યા. સામ્યવાદીઓએ અદ્વિતીય નિસ્વાર્થપણું બતાવ્યું છે.

### ૧૨ જાપાન સાથે સામ્યવાદીઓ લડે છે.

જાપાનીઓએ સામ્યવાદીઓ સાથે ચીનની સરકારની સંધિની વાત સાંભળી ભારે નિરાશા અનુભવી એણે પોતાની નીતિ બદલી. પ્રજા સંઘમાંથી રાજીનામુ આપ્યું. છાની ભયંકર લશ્કરી તૈયારીઓ કરી. જર્મની અને ઇટાલી સાથે ખાનગી સંધિ કરી યુરોપનું ધ્યાન જ્યારે પરસ્પરના વેરઝેર, ઇર્ષા અદેખાઇ અને રાગદ્વેષમાં રોકાયલું હતું ત્યારે ઓચીંતા ચીન ઉપર આક્રમણ કર્યું. ચૈંગ કૈ શાકને આખા ચીનની સહાય મળી. પરંતુ એણે ભગીરથ પ્રયત્નો કર્યા છતાં જાપાનને એ અટકાવી શકયું નહિ. ચૈંગ કૈશાકને સામ્યવાદીઓની સંપૂર્ણ સહાય છે. મારવું કે મરવું એવા દૃઢ નિશ્ચયથી ચીનાઓ પોતાના દેશનો બચાવ કરી રહ્યા છે. જાપાનીઓને એમણે બે સખ્ત પરાજયો પણ આપ્યા હતા. છતાં જાપાનીઝ રોલર જરા અટકી પાછું આગળ વધે છે.

### ૧૩ સામ્યવાદીઓની આક્રમણ નીતિ

સામ્યવાદીઓ નાની નાની હજારો ટુકડીઓમાં વહેંચાઇ દિવસના ખેતરોમાં, કિલ્લાઓમાં, નદીના કોતરોમાં છુપાઇ રહે છે. જમીનના ઇંચેઇંચ જાણનારા એઓ રાત્રિના ઘોર અંધારામાં શત્રુઓની છુટી છવાઇ ટુકડીઓ ઊપર, રેલ્વે ઉપર, પૂલો ઉપર, શહેરો ઉપર, કિલ્લેબંધી, લશ્કરના અગ્રભાગ ઉપર ઓચીંતા હલ્લા કરી હંફાવે છે. એમની આ નીતિથી ચીનની સરકારી લશ્કરને એમણે ભયંકર રીતે પરાજયો આપ્યા હતા. જાપાનીઓને પણ તોબાહ પોકરાવી હતી પરંતુ જાપાનીઝ જાત અત્યંત દુઃખ સહન કરે તેવી શિસ્તપાલક અને લોઢા જેવી કઠણ છે. એણે સામ્યવાદીઓની ટુકડીઓ સામે છટકા ગોઠવવા માંડયા. લાલચો મૂકીને જેવા સામ્યવાદીઓ આવે કે તેમને છુપાયલી ટુકડીઓ મશીનગનોના મારાથી વધાવી લે. આવી રીતે જાપાનીઓએ ગેરીલા યુદ્ધોને મોળાં બનાવી દીધાં છે.

### ૧૪ જાપાનીઓના આક્રમણને હંફાવવાનું કારણ પહેલું.

જાપાનીઓના આક્રમણને નિષ્ફળ બનાવવામાં પહેલું કારણ એની મહાભારત નાણાની તંગી જણાવવામાં આવે છે. જાપાન એક ગરીબ દેશ છે. યુદ્ધમાં ૨૦ લાખ માણસોને નીભાવવા એ સામાન્ય વસ્તુ નથી. એમાં અઢળક ધન ખર્ચાય છે. જાપાનનું બજેટ સને ૧૯૩૮–૩૯ માટે (એપ્રીલ સુધી) ૨૮૬ કરોડ યેનનું ગણાયું છે. જ્યારે એ વરસ એના યુદ્ધ ખર્ચાનું અનુમાન ૪૮૫ કરોડ યેનનું અંકાયું છે. આમાંથી ૪૪૦ કરોડ યેન સોનો

ઊભી કરીને મેળવાય છે. જાપાનીઝ પ્રજા આ મહત્વાકાંક્ષી યુદ્ધ પાછળ પોતાની કુલ માલ મિલ્કત લિલામ કરવા બેઠી છે. ચાલુ બજેટમાં પણ ૭૦ કરોડ યેન (આસરે ૦॥। રૂપિયા-કિંમત)ની ખાધ છે. ગઈ સાલની ખર્ચાની ૨૫૦ કરોડની ભૂલ આવ્યાથી હજી ૧૦૦ કરોડ યેનની લોનો ઉભી કરવાની છે. એ રીતે કુલ ૬૦૦ કરોડ યેનની લોનો એને પ્રજા પાસેથી લેવાની રહી છે. આ મહાભારત રકમ ગણાય. જાપાનનું હમણાનું કરજ ૧૨૦૦ કરોડનું છે. તેમાં ઓચીંતા ૬૦૦ કરોડનો વધારો ગજબ નાશક ગણાય. એક વરસમાં જ ચાલુ બજેટની કુલ પેદાશ કરતા ત્રણગણું કરજ એને માટે હેબતજનકજ માની શકાય.

## ૧૫ જાપાનીઓ હમણાં કેમ નભે છે ?

જાપાનીઓની હમણાની હાલત ભારે સંકટમય જીવનની છે. ૭૦ થી ૭૫ ટકા કરોમાં જાય છે. દેશમાં દરેક વસ્તુ અતિ મોંઘી મળે છે. હુંડીઆમણ બધું સરકારે સ્વાધીન લીધું છે. એટલે પરદેશની આયાત લશ્કરી સામાન વગર લગભગ બંધ જેવી છે. જાપાનીઝ પ્રજાને અનેક આવશ્યક વસ્તુઓ અને કાચાં દ્રવ્યો વગર નીભાવવું પડે છે. પ્રજાએ ફરજીયાત વૈરાગ્યવૃત્તિ સ્વીકારી છે. દેશમાં બનેલા માલમાં હલકી વસ્તુઓની ભેળસેળ કરી એ પોતાનો જીવન પ્રવાહ ભારે સંકડામણમાં ચલાવે છે. પોતાના નિકાસ વેપારને આવા સંકટના સમયમાં પણ એ નીભાવી રહેલ છે જો કે અનેક ઠેકાણાઓની પ્રજાએ એના માલ ઉપર બોયકોટ કરેલ છે. છતાં હજી સાઠ ટકા વેપાર એ ચાલુ રાખી શકી છે. તે આવા સમયમાં એની બલિહારી ગણાય. એ પોતાની તૈયાર પાકી વસ્તુઓ વેચીને બદલામાં યુદ્ધ સામગ્રી ખરીદે છે. યુદ્ધ સુધી પ્રજાએ એકદમ સંકટમય જીવન ગુજારવાનું છે તે સ્વદેશવત્સલ પ્રજા સમજી શકી છે.

## ૧૬ આર્થિક કોકડું મુંઝાતું જાય છે.

પરદેશોમાં વીશ લાખ લશ્કરીઓ નિભાવવા એ કાંઇ રમત વાત નથી. જાપાનનું પરદેશોનું કરજ સાધારણ છે. પરંતુ વિશેષ પ્રમાણમાં તેને પરદેશો ખાતે નાણું મળે તેમ પણ નથી. જગતની ધનવાન પ્રજાઓમાં અમેરિકા, અંગ્રેજો અને ફ્રેંચો છે. એઓ રાજ્ય-દ્વારી કારણો (જે હવે પછીના લેખમાં ચર્ચાશે)થી જાપાનીઓની શાખ ઉપર નાણા ધીરવા રાજી નથી. જાપાનના મિત્રો જર્મની અને ઇટાલી પણ આર્થિક સંકટોથી ઘેરાયલા છે. દબાયલા માણસો બીજાને શું મદદ કરી શકે ? યુરોપના યમદૂતો સરખા આયુધોના કાર-ખાનાવાળા પોતાની જવાબદારી ઉપર જાપાનને જરૂર ધીરે છે. પણ તે કેટલો વખત ધીરશે ? ટુંકામાં બહારની પ્રજાઓ જાપાનીઓને લોનો આપવા ના પાડે છે. ગાલ થોડો થોડો ઉધાર જરૂર મળે છે. પણ લડાઈ લંબાઇ તો તે કેટલો વખત ધીરધાર ચાલશે ? દાખલા તરીકે હિંદના વેપારીઓ જાપાનને અમુક ટકા કિંમતના સ્વીકારી કપાસ ચલાવે છે. બાકીના ટકા યુદ્ધ પછી મળવાના છે તે પણ કેટલો વખત ચાલશે તેની કોણ અગમ-ચેતી કરશે ?

## ૧૭ જાપાનીઝ પ્રજાનાં સંકટો

ધીમે ધીમે જાપાનની પ્રજાના વસ્ત્રો માટે ઊન અને કપાસનો અન્ત થઇ જશે. યુદ્ધસામગ્રી સિવાય બીજી કોઇ વસ્તુઓ મગાવવાને જાપાન લાચાર છે એ ભયંકર સંકટો ખમીને પણ યુદ્ધ જારી ચાલુ રાખશે. બધી મોજશોખની વસ્તુઓ તો છેલ્લા ૭ માસ થયા બીલકુલ આમદાની થતી નથી. ઊન અને કપાસની સાથે ઘાસ મેળવી વસ્ત્રો તૈયાર કરે છે. લાકડાના બુટો ચાલુ થયા છે. સોનાનો વપરાશ અને ઘરેણા તદ્દન બંધ કરવામા આવ્યાં છે. ચાંદી અને નીકલના ચલણને બદલે નાની રકમના ચલણ માટે કાગળની નોટો વપરાય છે. કાચી વસ્તુઓની કરકસર માટે મોટી જાહેરાત ચલાવવામા આવી છે વર્તમાન પત્રો, માસિકો દૈનિકો સર્વે એક અવાજે કરકસર અને સંકટ સહન કરવાની નીતિ પોકારે છે. જાપાનીઝ સરકાર વર્તમાનપત્રોને એકજ ફેસીસ્ટ અમલ નીચે રાખી તેમને વફાદારી શીખવે છે, જાપાનમાં ઘણાખરા ધંધાઓ અને વર્તમાનપત્રો આડકતરી રીતે સરકારી કાબુ નીચે છે એટલે મૂડીવાદી થોડા આસામીઓના હાથમાં હોવાથી સરકારનો કાબુ સંપૂર્ણ છે. પ્રજાઅવાજ જેવુ ત્યા કાંઇ નથી. સંપૂર્ણ રીતે રાજ્યભક્તિમા સ્વતંત્રતાના માનસને અવકાશ નથી.

## ૧૮ કાચી વસ્તુઓની ભારે કરકસર

દેશાવરથી મંગાવાતી આયાતની વસ્તુઓ ઉપરની કરકસર દિનપ્રતિદિન વધતી જ જાય છે. રબર અને ચામડાનો ઉપયોગ માત્ર લશ્કર માટે જ રાખ્યો છે પ્રજા તેનું ગમે તેવા દેશી પેદાશના પ્રતિનિધિથી નભાવી લે એવુ જાહેર થયું છે. જાપાનમા લોઢા અને સ્ટીલનો જગ્યા બનાવવામા ઉપયોગ બંધ કરાયો છે. જ્યા ત્યાંથી સોનું અને તાંબું ભેગું કરી યુદ્ધસામગ્રીમા ઉપયોગમા લેવાય છે. જાપાનની ખાણોમાથી સને ૧૯૩૫-૩૬મા ૮૫૦ લાખ યેનનુ સોનુ ખોદી કાઢવામા આવ્યુ હતુ અને ૧૯૩૬-૩૭માં ૧૩।। કરોડ નુ સોનું ખોદાયુ છે અને ૧૯૩૭-૩૮મા ૧૬૨ કરોડ યેનની કિંમતનું સોનું ખોદી કાઢવામા આવ્યું હતું જાપાનના પ્રધાનમંડળે યુદ્ધ સમયથી જ ચલણ અને હુંડીઆમણ હાથમાં લીધાં છે. પ્રજાની કુલ મિલ્કતનો પણ યુદ્ધ માટે તે વહીવટ કરે છે. યુદ્ધ પાસે વેપાર, ઉદ્યોગ ગૌણ, ગણવામા આવ્યું છે. પરંતુ જાપાનીઓની ક્રિયાશક્તિ એવા ઊંચા પ્રકારની છે અને એમની ગોઠવણો એટલા સખ્ત નિયમન વાળી છે, કે આવા કટોકટીના માલના પ્રસંગે એના હુન્નરઉદ્યોગ, રસાયન, વિદ્યુતના ખાતાઓ પોતાનુ કામ નિયમ મુજબ કર્યાં જાય છે. રાજ્ય જે ટુંકા સાધનો એ ખાતાઓને હસ્તક મૂકે છે તેનો સરસમા સરસ ઉપયોગ કરી બતાવાય છે.

## ૧૯ આર્થિક સંકડામણોની અસર યુદ્ધ ઉપર શું થશે?

જાપાનીઝ પ્રજાને આ કટોકટીનો પ્રસંગ છે. અનુભવીઓનાં મંતવ્ય મુજબ એને દિવસે તારા જોવાનો પ્રસંગ આવશે. પરંતુ આખી પ્રજા પોતાના સૌ સાધનો અત્યંત રાજ્ય

ભક્તિથી પ્રેરાઈને રાજ્યને યુદ્ધ માટે સોંપવામાં આવશે એમાં કાંઈ શક નથી. આથી લંબાયલા યુદ્ધને ડચકા દેતે દેતે પણ જાપાન પહોંચી વળશે એવી માન્યતા છે. મનુષ્યો એને હજી મોટી સંખ્યામાં મળી શકશે એકેએક જાપાનીઝ યુવાન દેશ માટે ઝૂઝવા તૈયાર છે. રાજ્યે સતત્ પ્રયત્નોથી પ્રજાને ઠસાવી દીધું છે. કે આ ધર્મ યુદ્ધ છે. એને માટે પ્રજા કોઈપણ બલિદાન દેવા તૈયાર છે.

## ૨૦ ચીનની સ્થિતિ

ચીનને રશિયનો દારૂગોળો પૂરો પાડે છે. જર્મની એને હવે મદદ કરતાં જાપાન તરફ સહાનુભુતિથીથી અટક્યું છે. ચીનાઓનો સ્વદેશપ્રેમ આ યુદ્ધને ટકાવી રાખે છે. દેશનો સારો ફળદ્રુપ ભાગ ખોયાં છતાં અનેક પરાજયો છતાં ચીનાઓ અણનમ છે. એમણે નદીઓના મોટા ખર્ચે બાંધેલા બંધો કાપીને જાપાનીઝ આક્રમણો તરફ પાણીની રેલ વાળીને હમણા આક્રમણને થંભાવ્યું છે ધારના પેકે હજી સહેલાઈથી જાપાન ચીનને પચાવી જાય તેવા મુડદાલ ચીનાઓ નથી. ચીનાઓને પરદેશો તરફથી કેવી અને કેટલી મદદ શક્ય છે? તેમની આર્થિકસ્થિતિ કેવી છે તે હવે પછીના લેખમાં રસિકરીતે આલેખાશે.

ક્રમશઃ

---

રહેવા તથા જમવા માટે ઉત્તમ સ્થાન
જોશી હિંદુ લૉજ
ટે.નં.૨૭૩૯૯. ટે.એ.જોશીલૉજ
કે. ઝવેરી બજાર મુળજી જેઠા મારકેટ સામે મુંબઈ

# ગીતાના બોધપાઠ

## ( મોહત્યાગનું રહસ્ય )

શ્રી. દિલખુશ બ. દિવાનજી

(ગયા અંકથી ચાલુ)

(૨) કીર્તિલાલસા: આના પણ અનેક પ્રકાર હોય છે. (૧) પોતાના કાર્ય વિષે અથવા પોતાના વિષે કે સ્વજનો વિષે લોકપ્રશંસા મેળવવાની વૃત્તિ અને તે માટે વલખાં મારવાં એ બહુ સામાન્ય પ્રકારની લાલસા છે. (૨) એ વાસના જે જીતી શકે છે તે એનાથી કંઈક ઓછી સદોષ અને છતાં સૂક્ષ્મ રીતે એટલી જ મોહક લાલસાથી ઘેરાય છે. એ એવી કીર્તિ માટે લાલસા ઉઘાડી રીતે નથી રાખતો અથવા ખુલ્લી રીતે એ માટે ધમપછાડા પણ મારતો નથી. એ માટે એ યોગ્યાયોગ્યનો વિવેક પણ ઝટ ખોઈ બેસતો નથી. પરંતુ એનો અહંભાવ એનામાં એવી લાલસા તો જગાડે જ છે કે કીર્તિ મળે તો પોતે ખૂબ ખુશ થઈ જાય અને મનમાં ગર્વ પણ રાખતો ફરે, એ માટે સાવ અયોગ્ય અને દુષ્ટ સાધનો તો નજ વાપરે છતાં એ માટે બીલકુલજ પ્રયાસો ન કરે એવું પણ ન બને. નિર્દોષ લાગતા સરળ પ્રયાસો પણ કરે અને એ-રીતે પોતાની વાસના તૃપ્ત કરે. (૩) એથીયે જે સાવધ થઈ ગયો હોય છે તે એનાથીયે સુક્ષ્મ કીર્તિ લાલસાથી ઘેરાયેલો રહે છે. એ એમ પોતાને મળતી પ્રશંસાથી ઝટઝટ ખુશ નથી થઈ જતો એનાથી વિહવળ તો નથી જ થતો. પરંતુ જ્યારે એ અનાયાસે આવી જ પડે ત્યારે હૃદયના ઊંડાણમાં અમુક પ્રકારનો સંતોષ મેળવતો હોય છે. એનામાં 'હું કંઈક છું.' 'હું કેવો આવું સુંદર કરી શકયો છું' એવી એવી મનને મલાવનારી વૃત્તિઓ એને ભમાવ્યા જ કરે છે. એને એ ન મળે તો એથી એટલો બધો ખિન્ન પણ થતો નથી. પરંતુ પ્રશંસા એને ગમે છે. એને ઉત્સાહ આપે છે. એનામાં શ્રદ્ધા રેડે છે. અને પ્રસન્નતા અનુભવે છે, આમ છતાં એ બહુ જાગ્રત રહેવા મથતો હોય છે એટલે કીર્તિ પ્રતિ ઉદાસીનતા જ કેળવતો જાય છે. પરંતુ જેટલે અંશે એમાં 'અહંભાવ' કર્તાપણાનું ભાન રહેલું હોય છે તેટલે અંશે એ પણ એક સુક્ષ્મતમ પ્રકારનો કીર્તિ મોહજ છે. અને કોઈક વખત એની પ્રશંસાની કદર ન થવાથી એ બહુ ઉદ્વેગ પામે છે. (૪) આથી જ કંઈક સુક્ષ્મતમ લાલસા શ્રેયાર્થીને એના પ્રિય ગણાતા—છતાં કેવળ શ્રેયના કાર્યમાં આસક્ત બનાવે છે. અને એ કાર્યનો મોહ એને એટલો બધો હોય છે કે એનો વિયોગ એને સ્વજનવિયોગ કરતાં પણ વસમો ,થઈ પડે છે. એની એ આસક્તિને એ એકાગ્રતા સાથે ભેળવી દઈ ભૂલથાપમાં પડે છે. કર્મનિષ્ઠાની ભાવના આગળ ધરી એ આસક્તિમાં મોહ નથી ભાળતો. આ પણ એક પ્રકારનો કિર્તિમોહ જ છે. એમાં પણ હું પણાનો રણકાર છે. એવો શ્રેયાર્થી એમ માની બેસે છે કે એનું એ કાર્ય એના વિના રખડી પડે છે. આ પણ અહંભાવ છે. આવા સુક્ષ્મ સ્વરૂપો ધારણ કરીને કીર્તિમોહ

શ્રેયાર્થીને જરૂર પજવે છે, અને એની કાર્યનિષ્ઠા અને સ્વધર્મપાલનનું સમતોલપણું એ ખોઇ બેસે છે. એ મોહમાં પડેલો શ્રેયાર્થી કાર્યાકાર્યનો વિવેક ખોઇ બેસે છે. અને પોતાની કેટલીક નિર્બળતાઓ પોષે છે,

(૭) શરીરસગવડ:—સ્વજન પ્રેમથી પણ અનેકગણો વધી પડે એટલો પ્રબળ મોહ શ્રેયાર્થીને શરીરસગવડ વિષે રહેલો જ હોય છે. એના સ્વરૂપો તો અસંખ્ય હોય છે. અને સુક્ષ્મ સ્વરૂપો પણ એ હોય છે. એ સગવડમોહના ક્રમ આ રીતે વિચારી શકાય. (૧) ખોરાક, પોશાક અને વ્યસનોને લગતી શરીરની અતિશય આળપંપાળ, શરીરસગવડનો આ અતિશય ક્ષુદ્રતમ મોહ છે, પરંતુ સ્હેજ પણ જાગ્રત થયેલો શ્રેયાર્થી ઝટ દઇને આમાંથી ઊગરી ગયેલો હોય છે. જો કે સ્વાદનો મોહ તો કંઇને કંઇ રીતે એને પજવ્યા જ કરે છે. (૨) એવી સામાન્ય આળપંપાળથી જે સાવધ થયેલો હોય છે તેને સ્વાદનો સુક્ષ્મ મોહ તો હેરાન કરે જ છે. પરંતુ આળસ અને કંટાળાના સ્વરૂપમાં એને શરીરસુખની લાલસા પજવે છે. જીવનની-શરીરની કેટલીક વાંછનાઓ અને માંગણીઓ અત્યાર સુધી એને બહુ મહેનત કર્યા વિના—સહેલાઇથી મેળવી શકાતી હતી. એજ જ્યારે મેળવતાં એને કંઇક વધારે મહેનત કરવી પડે—કંઇક શરીરશ્રમ વેઠવો પડે એટલે એનાથી એ સહન થતું નથી એ દુ:ખી થાય છે.— ઉદ્વિગ્ન રહે છે. પથારી પર સુવાથી જ્યાં નિરાંતે ઊંઘ આવતી હોય ત્યાં સાદડી પર સુવું પડે અને એમાં શરૂઆતમાં ઊંઘ આવવામાં ખલેલ પડયા કરે તો એમાં થતી એની મુંઝવણ અથવા એવું એ દુ:ખ શરીરસગવડના મોહમાંથી જાગેલી છે એ સમજી લેવાની જરૂર છે. ઘરબેઠાં તૈયાર લોટની ભાખરી ખાવાની મળતી હોય ત્યાં હાથે પીસીને લોટ તૈયાર કર્યા પછી જ ભાખરી ખાવી પડે તો એમાં પણ થતું દુ:ખ શરીરસુખના મોહમાંથી જાગ્યું છે. એમાં શ્રેયાર્થી જે કેળવી શકયો નથી હોતો. તે શરીરનું ખડતલપણું. આ ટેવ જેને નથી હોતી તે શરીર સુખના આ પ્રકારના મોહમાં હંમેશાં લપટાયેલો રહે છે. ટાઢ, તડકો, વર્ષાદિ સહન કરવામાં, ગમે તેવી પરિસ્થિતિમાં, ગમે ત્યાં સુવામાં, ગમે તેવી રીતે (અપમાનકારક રીતે નહિ) ખોરાક મેળવી ગમે ત્યાં (સ્વચ્છ સ્થળમાં) તે ખાઇ લેવામાં,. ગમે તેવો જાડો પાતળો ખરબચડો પોશાક ચલાવી લેવામાં—જેનું શરીર સુંવાળું હોય છે અને દુ:ખ અનુભવે છે, એનામાં શરીરસુખની સગવડનો મોહ બહુ મોટો અને પ્રબળ પ્રમાણમાં રહેલો જ છે એવું બને છે કે એ શરીર પરના માર, લીટી, બંદુકના પ્રહાર સહન કરી લે છે, છતાં શરીરનું આવું ખડતલપણું એણે કેળવેલું નથી હોતું. આવો માર સહન કરી લેવામાં—એના શરીર ઘા સહન કરી લેવામાં ગમે તેટલો શૂરો હશે છતાં જ્યાંસુધી એનામાં શરીરને સામાન્ય કામમાં ઘસવાનું ખડતલપણું નહિ આવ્યું હોય તો એનામાં શરીરસુખનો મોહ રહેલો જ છે. (૨) શરીર પર પડતા પ્રહારો અને લાઠીબંધુકના ઘા ઝીલી શકવાની જેનામાં શકિત નથી કેળવાયેલી એ પણ શરીરસુખના મોહથી ઘેરાયેલો હોય છે. શરીરનું ખડતલપણું જેણે કેળવ્યું છે એનામાં આ શકિતનો વિકાસ સહેજે

થઇ રહેલો હોય છે. છતાં એનામાં એ શરીરદુઃખ ખમી લેવાની શક્તિ આવેલી જ હોય છે એમ હોતું નથી. એ શક્તિ પણ કેળવવી જ પડે છે. આવા શરીરદુઃખમાં માનસિક કાયરતાનું પ્રમાણ વધારે જવાબદાર હોય છે છતાં એમાં પણ શરીરસુખનો મોહ રહેલો જ છે.

અર્જુન જે મોહમાં પડયો અને મુંઝાયો એના પર વિચાર કરતાં આપણા જેવા શ્રેયાર્થીને મોહ કેવી રીતે મુંઝવે છે એનું ભાન થાય છે. ઉપર વર્ણવેલા ત્રિવિધ મોહનું સ્વરૂપ કંઇક સમજી શકયા હોઈએ તો એમાંથી ઊગરી જવાનો ઉપાય આપણે શોધવાનું રહે છે. ગીતામાં ખૂબ ઝીણવટથી મોહત્યાગનું તત્ત્વજ્ઞાન સમજાવ્યું છે. પરંતુ એમાં જે અનેક કુંચીઓ બતાવી છે તેમાંથી આપણા જેવા સામાન્ય લોકને ઝટ જડી આવે અને આવડી જાય એવી કુંચીનો થોડોક વિચાર કરવાની જરૂર છે. બારમા અધ્યાયમાં એનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. જો આજની આપણી પરિસ્થિતિ ધ્યાનમાં લઇ આપણે એનો વિચાર કરીએ તો બારમા અધ્યાયમાંના પાંચ, છ શ્લોકો આપણું જીવન ઘડવામાં બહુ મદદરૂપ થઇ પડે.

નિત્ય ધ્યાન ધરતા મારામાં મન આરોપીને જે શ્રદ્ધાપૂર્વક મને ઉપાસે છે તેને હું શ્રેષ્ઠ યોગી ગણું છું ૨

પણ હે પાર્થ ! જેઓ મારામાં પરાયણ રહી બધાં કર્મો મને સમર્પણ કરી એકનિષ્ઠાથી મારૂં ધ્યાન ધરતા અને મને ઉપાસે છે અને મારામાં જેમનું ચિત્ત પરોવાયલું છે એવાને મૃત્યુરૂપી સંસાર સાગરથી હું ઝટ તારી લઉં છું ૬–૭

તારૂં મન મારામાં પરોવ, તારી બુદ્ધિ મારામાં રાખ એટલે આ (જન્મ) પછી નિઃસંશય મનેજ પામીશ. ૮

જો તું મારા વિષે તારૂ મન સ્થિર કરવા અસમર્થ હોય તો હે ધનંજય ! અભ્યાસ યોગ વડે મને પામવાની ઇચ્છા રાખજે. ૯

એવો અભ્યાસ રાખવા પણ તુ અસમર્થ હોય તો કર્મમાત્ર મને અર્પણ કર, ને એમ મારે નિમિત્તે કર્મ કરતો કરતો પણ તું મોક્ષ પામીશ. ૧૦

અને જો મારે નિમિત્તે કર્મ કરવા જેટલી પણ તારી શક્તિ ન હોય તો યત્નપૂર્વક બધાં કર્મોના ફળનો ત્યાગ કર. ૧૧

આપણા બધામાં વત્તાઓછા પ્રમાણમાં રહેલા ત્રિવિધ મોહ પર જય મેળવવા આ બધા ગીતાના શ્લોકમાંથી આપણને શું આવી મળી જાય છે એ સમજવાનો પ્રયાસ કરીએ એ બધાનું તાત્પર્ય આટલું છે.

(૧) ઇશ્વરને જ આપણે આપણું સર્વસ્વ અર્પણ કરી દેવું જોઇએ અને એનું જ રટણ ચોવીસે કલાક અને બારે માસ આપણા જીવનમાં–એના પ્રત્યેક કાર્યમાં થઇ રહેવું જોઇએ.

(૨) એવું ઈશ્વરપરાયણ—ઈશ્વર સમર્પિત જીવન ગાળવાનો અભ્યાસ—ટેવ આપણે પાડી શકીએ એમ ન હોય તો આપણે આપણાં કર્મો અનાસક્તિપૂર્વક કર્યા કરવાં—એટલે ફલાસક્તિનો ત્યાગ કરીને જો આપણો કર્મયોગ ચાલતો હશે તો આપણે કોક દિ તો એ કર્મ ઈશ્વરને અર્થે જ કરતાં શીખીશું. તો ઈશ્વરને જ બધું સમર્પણ કરતા આવડશે અને એમાંથી ઈશ્વરપરાયણ જીવન ગાળતા થઈ જઈશું. એનું જ રટણ અહોરાત્ર આપણા જીવનમાં ગાજી રહેશે.

આવી મોહત્યાગની કુંચી કર્મયોગમાં રહેલા કર્મફલત્યાગમાં રહેલી છે. આપણે જો ઈશ્વરપરાયણ જીવન ગાળશું તો આપણા મોહ ક્ષીણ થવા માંડશે અને સર્વ સામાન્ય એવા આપણે કર્મયોગથી જ એવું જીવન ગાળતા શીખીશું. નિરંતર કર્મયોગમાં જો યથાર્થ રચ્યો પચ્યો રહેશે તો એ શુદ્ધ જીવન ગાળતા શીખશે. પરંતુ કર્મયોગી થવું એટલે સંસારની ધમાલમાં દેખાતા જે તે કર્મોની પરંપરામાં વીંટાઈ જવું એ નથી. કર્મ એટલે (૧) નિષ્કામ કર્મ (૨) યજ્ઞાર્થ કર્મ (૩) ફલાર્પણ કર્મો (૪) કૃષ્ણાર્પણ થતાં કર્મો—એટલે કે મન, વચન તથા કાયાને ઈશ્વર અર્થે જ વાપરવાં. ગીતાજીએ બતાવેલા કર્મયોગના કર્મોનાં આવાં લક્ષણ હોય છે. યજ્ઞ વિષેના પેલા સુંદર ત્રણ પત્રોમાં ગાંધીજીએ આપણા કર્મયોગની યોગ્ય અને નિશ્ચિત દશા સૂચવી છે. જો એ પત્રોમાં આપેલા માર્ગદર્શનને બરાબર સમજી લઈએ અને એ પ્રમાણે જો આપણું જીવન ઘડતા થઈ જઈએ તો આપણા કર્મયોગમાંથી શુદ્ધ પવિત્ર જીવન જ નીતરવાનું છે. અને મોહ ક્ષીણ થવા જરૂર માંડશે. એ પત્રોમાં દર્શાવેલા વિચારોનું પૃથક્કરણ કરતાં આપણે એવું જોઈએ છીએ. (૧) આપણા પ્રત્યેક વિચાર, વાણી અને વર્તન પાછળ કેવળ યજ્ઞની ભાવના પ્રવર્તતી હોય. આખુંયે જીવન યજ્ઞમય થઈ જવું જોઈએ. (૨) યજ્ઞ એટલે આ લોકમાં કે પરલોકમાં કંઈપણ બદલો લીધા કે ઇચ્છયા સિવાય પરાર્થે કરેલું કંઈ પણ કર્મ.

---

## નમ્રતામતા

### (એક મુક્તક)

જિન્દગીની મતા દીઠી, ઉરની મેંહનતના,
નમ્રતા શીખવે છે એ ખડકની કડવી ખતા.

કુસુમાકર

# મારી પ્રવાસપોથીમાંથી થોડાંક પૃષ્ઠ
## અથવા
# સુરતથી અમરનાથ

(૩)

### ઋષિકેશના 'મહાત્માઓ'!

**શ્રી. સેવાનંદજી**

(૨)

મારા કેટલાએક મિત્રો મારા ઉપર મિસ્ કેથેરાઇન મેયોના ભાઇ હોવાનો આરોપ મૂકે છે! આજથી બાર તેર વર્ષની વાત ઉપર એ સ્ત્રી ભારતની યાત્રાએ આવી હતી પણ ભારતની ગટરો સિવાય બીજા કશા ઉપર તેની નજર ગઇ ન હતી. તેણે લખેલા 'મધર ઇન્ડિયા' નામના પુસ્તકથી આખો દેશ એકવાર ખળભળી ઊઠ્યો હતો. તેણે દીધેલી ગાળોના બદલામાં ગાળો દેવાની નીતિને અનુસરીને 'ફાધર ઇન્ડિયા,' 'અન્કલ સૅમ,' એવાં કેટલાંય પુસ્તકો લખાયાં હતાં, અને આ દેશના સમાલોચકોએ પણ તેની અને તેના દેશ અમેરિકાની ઠીક ખબર લઇ નાંખી હતી. મહાત્મા ગાંધીજીએ તેને 'ગટર મુકાદમ'નું નામ આપ્યું હતું, પરંતુ બીજા કોઇ સમાલોચકે નહિ કબૂલ કરેલી એક વાત એકલા ગાંધીજીએ કબૂલ કરવાનું મતસાહસ બતાવ્યું હતું. તેમણે લખ્યું હતું કે 'આ પુસ્તક હિંદનો પ્રત્યેક યુવાન વાંચે અને જે ગટરો તરફ ગ્રંથકર્તાએ દેશનું ધ્યાન ખેંચ્યું છે, તે ગટરોને સાફ કરી દેવાનો પ્રયત્ન કરે.' મારા ઉપર મિસ્ મેયોના જેવા દોષદર્શી માનસનો આરોપ મૂકનારા મિત્રોને હું કહીશ કે જો ભારતના રાષ્ટ્રશરીરમાં ગધાતી ગટરો વાસ્તવમાં છે જ તો કોઇએ તો તેના તરફ દેશના વિચારકોનું ધ્યાન ખેંચવું જ જોઇશેને? ત્યારે લેને એ અણગમતું કામ હું જ કરી લઉં. માટે આ સાધુસમાજરૂપી રોગના જંતુઓથી ભરેલી ગટર જે કહેવાતા ધર્મના ઢાંકણ નીચે ઢંકાઇ રહી છે, તેને હું ઉઘાડી પાડી દઉં તો તેમાં હું કશું જ ખોટું કરતો નથી. કેટલાક વાચકોને મારી ભાષા ઘણી આકરી લાગશે તે હું જાણું છું, પણ હું તેમને પૂછીશ કે આવી આકરી ભાષાનો પ્રયોગ કરવો પડે એવી વસ્તુસ્થિતિ પણ છે ખરી કે નહિ? નરમાશથી કામ લેવા જેવો આ વિષય છે ખરો કે? મને મારી ભાષામાં, મારી દલીલોમાં, મારી વિચારસરણીમાં નરમાશ રાખવાનું પરવડતું નથી. 'I will be as harsh as Truth and as uncompromising as Justice.'* કેટલીક બાબતોમાં નરમાશ કશા કામની નથી. કોઇનું ઘર સળગી ઊઠ્યું હોય

* હું સત્યના જેવો કડુ થઇશ અને ન્યાયના સમાન જરા પણ નમતું ન આપે એવો નિડર બની જઇશ.—વિલિયમ લૉઇડ ગેરિસન.

ત્યારે શું તેણે નરમાશથી બૂમો પાડવી ? કોઇ ગુંડાના હાથમાંથી પોતાની સ્ત્રીને છોડાવવી હોય તેના તો પતિએ શું નરમાશથી છોડાવવી ? બળતા ઘરમાંથી પોતાના બાળકને બહાર કાઢવાને માટે શું તેની માતાએ નરમાશથી પગ ઉપાડવા ? જો આવાં કામમાં નરમાશ ન ચાલે તો મારા કામમાં તો જરાય ન ચાલે. હું મારા ચિત્રમાં વધારે પડતો રંગ પૂરતો નથી. જેવું છે તેવુંજ ઉઘાડું સત્ય વાચકની આગળ રજૂ કરી દઉં છું.

અગાઉનાં પૃષ્ટોમાં મેં સામાન્ય વાતો કહી હતી. હવે આ લેખમાં તો આંકડા અને હકીકતોજ ઠાલવી નાખવી છે. લેખ લાંબો થતો જાય છે, તે હું ભૂલી શકતો નથી. પણ આ 'મહાત્માઓ'નાં ચરિત્ર એક રામાયણ લખાય એવડાં છે. મેડોઝ ટેલરે 'The Confessions of a Thug' (એક ઠગની આત્મકથા) નામની નવલકથા લખી છે. તેવી રીતે 'એક સાધુનીઆત્મકથા' લખવા કોઇ વાર્તાલેખક ઊભો થાય તો તેણે સાધુનો વેષ લઇને કાશી, હરદ્વાર, ઋષિકેશ એવી બે ચાર જગ્યાએ ઉઘાડી આંખ રાખીને થોડો વખત ભ્રમણ કરવું એટલે એક નહિ પણ પચ્ચીસ વાર્તામાળા લખવા જેટલી સામગ્રી તેને પ્રાપ્ત થઇ જશે.

આ 'મહાત્માઓ' એક બીજાને માટે 'મહાત્મા' શબ્દનો પ્રયોગ કરે છે, એમ કરીને તેઓ લોકોના મન ઉપર એવી છાપ પાડે છે કે સાધુઓના સમાજમાં બધા 'મહાત્માઓ' જ છે અને તેનાથી ઊતરતી પદવીને લાયક કોઇ છેજ નહિ. તેઓ મનમાં સારી પેઠે સમજી ગયા છે કે તેમની વ્યક્તિગત પૂજાપ્રતિષ્ઠા આખા સાધુ સમાજની સામાન્ય પ્રતિષ્ઠાના ઉપર આધાર રાખે છે. તેથી કરીને એ પ્રતિષ્ઠાને સાચવી રાખવાને સારૂ તેઓ હમેશાં પ્રયત્નશીલ રહે છે. કોઈ કારણસર પ્રતિષ્ઠાના ઉપર જોખમનો પ્રસંગ આવી પડે ત્યારે તેને જાળવી લેવાને સારૂ તેઓ બધા ભેગા થઇને પ્રયત્ન કરવામાં પાછા પડતા નથી, દાખલા તરીકે ત્રિવેણી ઘાટથી માયાકુંડની વચ્ચેના ભાગમાં સાધુસંન્યાસીઓની ત્રીસ ચાળીસ ઝૂંપડીઓ છે, જેમાંથી એકમાં હું રહેતો હતો. મારી પાછળની બાજુની એક ઝૂંપડીમાં રહેતો એક 'મહાત્મા' પોતાના વિદ્યાર્થીની સાથે કુદરતથી વિરુદ્ધ ક્રિયા કરતાં પકડાઇ ગયો. તેના વર્તન ઉપર તેનો પાડોશી સંન્યાસી ઘણા દિવસથી વહેમાયો હતો. પૂર્વાશ્રમમાં તે સરકારી જાસૂસ હોવાથી તેણે પ્રથમ તો બહારથી ખૂબ તપાસ કરીને ખાત્રી કરી લીધી. પછી તેણે પોલિસના એક કર્મચારીને બોલાવીને તેને એક જગ્યાએ સંતાડી રાખ્યો, બીજા ત્રણચાર જણને આગળ પાછળ સંતાડી રાખ્યા અને પછી પોતે એકદમ દોડીને પેલા 'મહાત્મા'ની ઝૂંપડીમાં ઘૂસ્યો. શોરબકોર સાંભળીને હું ત્યાં ગયો ત્યારે તે 'મહાત્મા' અને તેનો વિદ્યાર્થી એઉ શીઘ્રાવીઘ્ર થતા બહાર આવ્યા હતા અને પોતાનાં અસ્તવ્યસ્ત થએલાં વસ્ત્રને ફરીથી પહેરવા લાગ્યા હતા. અમે બધા મળીને એઉને થાણામાં લઇ ગયા. આખે રસ્તે લોકોએ તેમનો ફજેતો જોયો. મામલો પોલિસને દફતરે નોંધાયો. મારી સાક્ષી સૌથી વધારે વજનદાર હતી, તેથી તે રાત્રે અને બીજે દહાડે આગેવાન સંન્યાસીઓનાં કેટલાંય ડેપ્યુટેશન મારી પાસે આવી આવીને મને વિનવવા લાગ્યાં કે 'આ તો આપણા સંન્યાસી સમાજની ઇજ્જતનો સવાલ છે એમ સમજીને તમારે આ કેસમાં મૌન ધારણ કરવું.'

પણ મેં જ્યારે તેમને ધુતકારી કાઢયા ત્યારે તેમણે પોતાની ખાનગી સિલકમાંથી ફાળો કર્યો અને સારી જેવી રકમનું બલિદાન અર્પણ કરીને પેલા 'મહાત્મા'ને છોડાવી લાવ્યા અને લોકોમાં આ વાત ટાઢી પડી જાય તે સારૂ તેમણે તેને મુસાફરીખર્ચની જોગવાઇ કરી આપીને બીજે ગામ મોકલાવી દીધો. અણધાર્યાં સંજોગોના દબાણથી મારે બીજેજ દહાડે ઋષિકેશ છોડવું પડયું; નહિ તો હું એ મામલાને આવી રીતે ભૂંસી વાળવા દેત નહિ.

ત્યારે હવે વાચકના મનમાં સહેજે એક પ્રશ્ન ઊભો થશે કે આ સર્વસ્વત્યાગી વિરકત 'મહાત્માઓ'ની પાસે પૈસા આવ્યા કયાંથી? ભોળા લોકો તો બિચારા એમજ સમજતા હોય છે કે આ 'મહાત્માઓ' તો દિવસમાં ફકત એક કે બે વાર અન્નક્ષેત્રોમાંથી ભિક્ષા લઇ આવતા હશે અને પોતાનો બધો વખત ભજન અથવા આત્મચિંતનમાં વ્યતીત કરતા હશે. લોકોને શી ખબર કે અહિં તો નળેથી ઉપર સુધી બધા ચોર જ ભેગા થયા છે! અન્નક્ષેત્રોને ચલાવનારા ચોર, તેમને દાન આપનારા શેઠીઆઓ ચોર અને તેમના ઉપર આજીવિકા ચલાવનારા સંન્યાસીઓ ચોર. યાત્રાળુઓ બે ચાર દિવસ રહીને ચાલ્યા જાય તેથી તેઓ આ સોનેરી ટોળીની ચોરીનો ભેદ જાણી શકતા નથી. અહિંનાં અન્નક્ષેત્રો, પાઠશાળાઓ, ગૌશાળાઓ, બ્રહ્મચર્યઆશ્રમો, એ બધાંય ભોળા અને શ્રદ્ધાળુ યાત્રાળુઓની પાસેથી પૈસા પડાવી લેવાનાં કારખાનાં છે. અન્નક્ષેત્રોના વ્યવસ્થાપકોના હાથમાં દર વરસે લાખો રૂપીઆ દાન પેટે આવે છે. નથી તેઓ વાર્ષિક રિપોર્ટ છપાવતા નથી, તેઓ પોતાના હિસાબને ઓડિટ કરાવતા—પોતાને મળેલા નાણાનું તેઓ શું કરે છે તે વિષે તેમના સિવાય બીજું કોઇ જ જાણતું નથી. કાળીકમળીવાળા ઉપર કલકત્તાની અદાલતમાં બે બે વાર કોઇએ દાવા માંડયા પણ તેણે પોતાની રૂપેરી ગોળીઓને પ્રતાપે એકે વખત ફર્યાદ કરનારાઓનાં મોઢાં બંધ કરી દીધાં. આ સંસ્થાઓ પબ્લિકના દાનથી પોષાય છે, છતાં તેમના વ્યવસ્થાપકો તેમની માલિકીની સંસ્થા માની લે છે અને તેમને દૂઝણી ગાયની પેઠે દુહે છે. સ્વર્ગાશ્રમનો મહંત મરી ગયો ત્યારે તેના ચેલાઓ ગાદીને માટે સરકારી કચેરીઓમાં લડયા તે શું સાધુઓની સેવા કરવાના અધિકારને માટે લડયા હશે? તેઓ સાધુઓને ફકત દિવસમાં એકવાર બબ્બે રોટલી અને દાળ આપે છે, અને તેમ કરવાથી તેમને હજારો લાખો રૂપીઆનાં દાન મળે છે, અને એવાં દાન મળતાં રહે તે માટેજ તેઓ બબ્બે રોટલી આપવાનો ઢોંગ કરે છે. અન્નક્ષત્રોના સંચાલકો એક બીજાની સાથે સ્પર્ધા કરે છે. દરેક જણ એમ ઇચ્છે છે કે મારૂં એકલાનું જ ક્ષેત્ર હોય ને બીજાં ક્ષેત્ર ન હોય તો દેશના દાનનો બધો પ્રવાહ મારી એકલાની પાસે જ ચાલ્યો આવે. પણ દહાડે દહાડે નવાં નવાં ક્ષેત્રો ઊઘડતાં જાય છે. અને તેથી જૂનાં અને નવાંની વચ્ચે ખૂબ રસાકસી ચાલે છે. શીઆળામાં એટલાં બધાં ક્ષેત્ર ઉઘડે છે કે મજબૂત પગવાળો સંન્યાસી બધાં ક્ષેત્રોમાં ફરી વળે તો તે પચ્ચીશ ત્રીશ રોટલી લેતો આવે. તેમાંથી તે સારી સારી બે ચાર ખાઇ લે છે. બાકીની ગરીબ મજૂરોને વેચી દે છે અને તેના બદલામાં તેમની પાસેથી ઘાસની ભારીઓ લઇને પોતાની ગાયોને ખવડાવે છે અથવા રોકડા પૈસા લઇને તેના વડે બીડી, તંબાકુ, ગાંજો વગેરે જે લેવું હોય તે લે છે. દાન દેનારા શેઠીઆઓ ગરીબોનું રકત ચૂસીને તેમાંથી થોડુંક ક્ષેત્રવાળાઓને આપે,

ક્ષેત્રવાળાઓ તેમાંથી ટૂકડો સંન્યાસીઓને આપે અને સંન્યાસીઓ તેમાંથી થોડુંક ખાઇને બાકીનું વેચીને પૈસા ઊભા કરે અને તેના વડે તંબાકુ ને ગાંજો પીએ ! ચોરીની કેવી સુંદર અને સુવ્યવસ્થિત શ્રૃંખલા ! અગાઉ કાળીકમળીવાળાના ક્ષેત્ર તરફથી દરેક સંન્યાસીને હજામત કરાવવા સારૂ એક આનો મળતો પણ તેઓ હજામત ન કરાવતાં પૈસા ખાઇ જવા લાગ્યા ત્યારે ક્ષેત્રવાળાઓએ પૈસાને બદલે ટીકિટ આપવા માંડી ! હિન્દીમાં કહેવત છે કે 'ચોર ચોર મેસેરા ભાઇ' (ચોર એકબીજાના મશીઆઇભાઇ).

ઋષિકેશની પોષ્ટ ઓફિસમાં સંન્યાસીઓનીના નામ ઉપર લગભગ એંશી હજાર રૂપીઆ સેવિંગ્સ બેંકની થાપણ અને કેશ સર્ટિફીકેટના રૂપમાં જમા છે. ખાનગી દુકાનદારો પાસે પણ પડયા છે. પણ તેનો આંકડો હું મેળવી શકયો નથી. પાંચથી પચ્ચીસ હજાર રૂપીઆનાં લગભગ સો કરતાં વધારે પાકાં મકાન સંન્યાસીઓએ બંધાવ્યાં છે. ઋષિકેશમાં ગાંજો, અફીણ ચરસ વિગેરે કેફી ચીજો વેચનારની પાસેથી મેં તેના વેચાણનો આંકડો જાણી લીધો છે. તેમની દુકાને સરેરાસ સાતસોથી આઠસો રૂપીઆનું માસિક વેચાણ થાય છે અને તેની ઘરાકી મોટે ભાગે સાધુ–સંન્યાસીઓની છે. ઋષિકેશમાં કુલ ત્રણ હજારની વસ્તી છે, તેમાં હજારથી બારસો સંન્યાસીઓ છે. અને તેઓ દર મહિને ઓછામાં ઓછો પાંચસોથી છસો રૂપીઆની માદક વસ્તુઓનો ઉપયોગ કરે છે. ઋષિકેશની પોલિસના દફતરોમાં નોંધાયેલા અને સજા પામેલા કેસના આંકડાઓમાં પણ સંન્યાસીઓનો હિસ્સો છે. ઋષિકેશના દવાખાનાઓમાં જેટલા કેસ ગુપ્ત રોગોના આવે છે તે મોટે ભાગે આ 'મહાત્માઓના હોય છે. તેઓમાંના કોઇ કોઇના ખરચાળપણાનો સાધારણ જનતાને ખ્યાલ જ ન આવી શકે આખા સંસારમાં નિર્ધનમાં નિર્ધન દેશ હિન્દુસ્તાન અને તે દેશના સંન્યાસીઓ થઇને તેઓ સમાજના નાણાને એટલું વેડફી મારે છે કે તેમના આ એકજ અપરાધને માટે તેમને સખ્ત સજા કરવી જોઇએ. કાઠીઆવાડનો એક લુહાણો જે ગુજરાતી ભણ્યો હતો, અંગ્રેજી શબ્દો તેણે સાંભળી સાંભળીને ગોખી માર્યાં હતા અને થોડુંક પોતે અંગ્રેજી પણ જાણે છે એવું બતાવવાને સારૂં ખરખોટાદીધે ગખનો હતો, જેને સાધુ થયાં પહેલાં પંદર રૂપીઆની નોકરીએ કેઇ રાખતું ન હતું તે સાધુ થયા પછી ચાંદીના વાસણમાં જમે છે એટલું જ નહિ પણ તે ચાંદીની તપેલીઓમાં રાંધે છે, ચાંદીની સાણસીઓ વડે તપેલીઓ પકડે છે, એને પોતાના પગની પાવડીના ઉપર ચાંદીનાં પતરાં જડાવે છે ! આવું કરવાનું કારણ તેને કોઇએ પૂછયું ત્યારે તેણે કહ્યું હતું કે હલકી ધાતુનો સ્પર્શ થવાથી વિદ્યુતશકિત ક્ષીણ થઇ જાય છે ! એક બીજો કચ્છી ભાટીઓ, જે રેસે આમ દાગ આશીર્વાદ આપીને અસાધ્ય વ્યાધિઓ મટાડે છે ! અને પોતાના ભકતોને વેપાર રોજગારમાં લાભ અપાવે છે, તેને 'ક્રેવન એ' કવોલીટીની જ સિગારેટ પીવા જોઇએ છે, તેના બેસવાના ઓરડામાં પગ ગરકી જાય એવા સુંવાળા ગાલીચા છે. અને દાડમ ભલે બાર આનાનું એક મળે તોપણ તેને દાડમનો રસ પીધા વિના ચાલતું નથી. આ બધું તે પોતાનાં પૂર્વ જન્મોનાં શુભ કર્મોનો ક્ષય કરવાને માટે જ કરે છે. અથવા તેને કરવું પડે

છે. એક બંગાળી 'મહાત્મા,' જે બંગાળી હોવાથી માછલી વિના જીવી શકતા નથી અને ઋષિકેશમાં માછલી મળી શકતી નથી, તેથી તેમને સારૂ વિલાયતી 'સામન' માછલીના ડબ્બા ટપાલમાં ચાલ્યા આવે છે! ગુજરાતના એક 'મહાત્મા' જેમણે પોતાની પેઢી ઋષિકેશમાંથી ઉપાડીને ગુજરાતમાં જમાવી દીધી છે, તેમનો ચાહ પાણીનોજ માસિક ખર્ચ બાદથી પંદર રૂપીઆ જેટલો થાય છે. આ બધા મહાપુરૂષો પાછા આખું વરસ એક જગ્યાએ ઠરીને રહેતા નથી; જે ઋતુમાં જે જગ્યાનાં હવાપાણી સારાં ત્યાં તેઓ ચાલ્યા જાય છે શીઆળો ઋષિકેશમાં ગુજારે, ઉન્હાળો મસુરી, ડેલાઉઝી, સોલન, સીમલા એવા કોઈ સ્થળમાં કાઢી નાખે અને ચોમાસું વળી કોઈ ત્રીજીજ જગ્યાએ. એમને કોઈ એક સ્થાન ઉપર આસક્તિ નહિ. વરસ દહાડે રેલ્વે ખર્ચ પચાસ, સો કે તેથી વધારે રૂપીઆ થાય પણ તે તો તેમના પૂર્વનાં પ્રારબ્ધકર્મને લીધે આવીજ મળે છે! આ બધી ગંદકી હું એટલા વાસ્તે ઉકેલું છું કે લોકો જાણીતા થાય અને આ 'મહાત્મા'ઓની સાથે કેવો વ્યવહાર કરવો યોગ્ય છે તેનો વિચાર કરતા થઈ જાય. હિંદમાં સાધુ, સંન્યાસી, બાવા, વૈરાગી મળીને કુલ કેટલી જીન્હાત છે, તેનો ચોક્કસ આંકડો મારી પાસે નથી પણ બાવન લાખ કહેવાય છે. કદાચ આ આંકડો સાચો ન હોય તોપણ ધર્મને નામે માગી ખાનારા બ્રાહ્મણોને પણ ભેગા ગણી લઈએ તો ઓછામાં ઓછા અડધો કરોડ જેટલા ખાઉંજદેલા જીવો જરૂર હોવા જોઈએ. તેમનો રોજનો સરેરાસ ખર્ચ માથા દીઠ આઠ આનાને હિસાબે-જો કે આ બાવાઓ તો આઠ આનાનો એકલો ગાંજોજ ફૂંકી જાય છે-દરરોજ ૨૫ લાખ રૂપીઆનો ધર્મની પાછળ ધુમાડો થાય છે. એ હિસાબે દર વરસે આ દેશના ઓછામાં ઓછા ૯૦ કરોડ રૂપીઆ આ જીવ્હાતો ખાઈ જાય છે અને તેના બદલામાં તેઓ અજ્ઞાન, વહેમ, પાખંડ, અકર્મણ્યતા, પૌરાણિકતા, અંધવિશ્વાસ વગેરેને પોષણ આપીને દેશની ઉન્નતિમાં અડચણો ઊભી કરે છે. પણ મારો અડસટ્ટો ઘણોજ ઓછો છે. મારા સાંભળ્યા પ્રમાણે માલવીયજીએ હિન્દુ જાતિના ખાનગી દાનનો અડસટ્ટો વાર્ષિક બે અબજ રૂપીઆનો કર્યો હતો. આવડી મોટી ગંજાવર રકમ ધર્મને નામે નિરર્થક વેડફાઈ જાય છે, તેને યોગ્ય દિશાએ વાળી હોય તો તેમાંથી આપણે પણ રશિયા કે જર્મનીની માફક પાંચ કે દસ વર્ષની યોજના બનાવીને દેશનાં દુઃખદારિદ્રયને દૂર ન કરી શકીએ? મને આ વાતનું આટલું બધું સ્પષ્ટ નહિ પણ ઝાંખું ઝાંખું ભાન આજથી ત્રીસેક વર્ષ પહેલાં થયું હતું. ત્યારથી મેં દૃઢ પ્રતિજ્ઞા લીધી હતી કે કોઈપણ સાધુ, સંન્યાસી કે બ્રાહ્મણને એક પાઈ પણ મારા તરફથી હું આપીશ નહિ. એ પ્રતિજ્ઞાને મેં સર્વાંશે નહિ તોપણ ઘણે અંશે પાળી છે. બીજા લોકો પણ જો એવું કરતા થાય તો આગળ જતાં તેમાંથી ભારે મૂલ્યવાન પરિણામ આવે. શિક્ષિત વર્ગમાંથી ઘણાની આવી માન્યતા થઈ છે પરંતુ તેઓ પણ લોકલજ્જાને તાબે થઈને અથવા સ્ત્રીવર્ગની ઇચ્છાને નમતું આપીને અથવા પોતાનીજ કેટલીક નિર્બળતાઓને લીધે હજી આ વિષવૃક્ષના ઉપર કુહાડો મારી શકતા નથી. (અપૂર્ણ)

# અશ્વમેધ

શ્રી. પંકજ.

૧

'અરે પણ શું થયું કે આટલો ભયભીત દેખાય છે વસુભટ ?'

'બૃહદ્બળ, યવનોની વિકટવાહીની કપિશ, ગાંધાર' જરકને જીતી ચૂકી છે. તથા મદ્ર અને સૌવીરને નતમસ્તક કરી ચૂકી છે. ત્યાંની પ્રજા મગધરાજને સહાયતા અર્થે આવવા માટે અનેકવાર આજીજી કરી ચૂકી છે પણ શ્રમણોથી વિંટળાએલ મગધરાજને કંઇપણ પરવાહ નથી'

'તો હવે શું થશે ? શ્રમણો તો અહિંસાનો પાઠ મહરાજને શીખવતા હશે.'

'યવનોની સેના સાકેત અને મથુરા પર આક્રમણની તૈયારી કરી રહી છે. હાય ભગવાન કૌટિલ્ય ! તમારી રચેલી સૃષ્ટિને યવનો આમ છિન્નભિન્ન કરી નાંખશે ?'

'આજે આર્યાવર્તમાં કોઇપણ એવો નથી કે એનો મુકાબલો કરે?'

'હા, કદાચ કલિંગરાજ ખારવેલ યવનોને હંફાવશે. હું તેને ત્યાંજ જાઉં છું.'

'વારુ, હું પણ જોઉં છું કે મગધના શા ઢંગ છે.'

૨

ભગવાન કૌટિલ્ય અને સમ્રાટ ચંદ્રગુપ્તનું સ્થાપિત કીધેલું સામ્રાજ્ય હવે છિન્નભિન્ન થવા લાગ્યું હતું. અશોકના શ્રમણોની સત્તા ઘણી વધી ગઇ હતી. બૌધમતને ફેલાવનાર ભગવાન બુદ્ધનો અહિંસાનો પાઠ બૌદ્ધો ખરી રીતે સમજ્યા વગર રાજ્યના કામમાં પણ અનર્થક હસ્તક્ષેપ કરવા લાગ્યા. દૂરનાં રાજ્યતંત્રો સ્વતંત્ર થયાં. કલિંગમાં ખારવેલે સંગઠિત રાજ્ય સ્થાપિત કીધું. યવનોના રાજા દિમેત્રે પશ્ચિમ ભારત પર આક્રમણ કીધું હતુ. સેલ્યુકસ વિકેટરને જડબાતોડ જવાબ આપનાર કૌટિલ્ય અને ચંદ્રગુપ્ત જેવા મહાન વીરો હતા નહીં. ક્ષત્રિયો અશોકના સમયથી બૌદ્ધસંસર્ગથી દુર્બલ થવા લાગ્યા હતા. ઉપરાચાપરી બધા પ્રાંતો યવનોના હાથમાં પડવા લાગ્યા. મગધરાજ અહિંસાનો ઉપાસક અંધશ્રદ્ધાળુ રીતે બન્યો હતો. ભારતમાં અરાજકતાનું શ્રેય એની અંધશ્રદ્ધાને આભારી હતું.

૩

'દેવમિત્ર, તમે ક્ષત્રિયો હવે વૃષલતાને પામ્યા છો. તમારે ફરી એક કૌટિલ્યની જરૂર છે.'

'અરે પણ હજી તો યવનો ઘણા દૂર છે. મથુરા સુધી આવશે ત્યારે થઇ રહેશે.'

'દેવમિત્ર, તમારી આ પંગુનીતિએ જ સામ્રાજ્યનો નાશ કીધો છે તમારી વૃષલતા જોઇને હમે બ્રાહ્મણોએ શસ્ત્ર હાથમાં લીધાં છે. હમે એ નપુંસક શ્રમણોની વાત માનવા તૈયાર નથી.'

પુષ્યમિત્ર, તમે આમ કેમ ક્રોધિત થાઓ છો. ચાલો આપણે મહારાજને જઇને વિનવીએ.'

થોડીકવાર વિચાર કરીને પુષ્યમિત્ર બોલ્યો, 'ઠીક.'

૪

મગધરાજ બૃહદ્રથની સભામાં શ્રમણો અને દરબારીઓ બેઠા હતા. મગધરાજ થોડી વાર શ્રમણો સાથે વાતચીત કરીને બોલ્યો, 'સુભટ, શું યવનરાજ દિમેત્ર મથુરા પર આક્રમણ કરી રહ્યો છે?'

'મહરાજ યુદ્ધમાં તમારો સમય નષ્ટ કરવો એ વ્યર્થ છે.' એક શ્રમણ બોલ્યો'

એકાએક પુષ્યમિત્ર ત્યાં આવ્યો અને બોલ્યો, 'મહારાજ, હજી પણ ચેતો. જો યવનો મથુરા જીતી લેશે તો બીજું આક્રમણ સાકેત પર થશે અને પછી પાટલીપુત્ર કયું દૂર છે?

'પરંતુ કલિંગરાજ ખારવેલ, મેં સાંભળ્યું છે તેમ યવનોને ભગાડવા સેના એકઠી કરી રહ્યો છે.'

પુષ્યમિત્ર વ્યંગપૂર્વક બોલ્યો, 'મહારાજ, મગધરાજને મુખે આ શબ્દો નથી શોભતા.. કલિંગરાજ કોણ તે જાણો છો? કલિંગરાજ મગધનો એક ખંડિયો રાજા હતો અને આજે તમે તેનાપર યવનોનો મુકાબલો કરવાનું છોડી દઈ આ મૂર્ખ શ્રમણોની સંગતમાં સમય પસાર કરવા માંગો છો તે ઘણુંજ લજ્જાસ્પદ છે.'

'પુષ્યમિત્ર તમે બ્રાહ્મણ છો અને યુદ્ધને માટે ઉશ્કેરણી આપવી એ તમારું કામ નથી' એક શ્રમણ બોલ્યો.

પુષ્યમિત્ર બોલ્યો, 'બૌદ્ધભિક્ષુ, પુષ્પમિત્રે આર્યાવર્ત પર આવતી વિપત્તિ ને જોઇને બ્રાહ્મણત્વ ત્યાગ કરીને ક્ષત્રિયનો વેષ લીધો છે. મને લાગે છે કે હાલના સમયમાં આર્યાવર્ત ને શ્રમણોની જરૂર નથી.'

મગધરાજ બોલ્યો, 'સેનાપતિ, આપણે સેનાને સજ્જ કરવાને તૈયારી કરવા એક સભા બોલાવીએ તો કેમ?'

'સભા કોની? આ શ્રમણોની? મહારાજ, સભા બોલાવવા જેટલો સમય રહ્યો નથી, આજે જ સેના ને તૈયાર કરવી પડશે.'

મગધરાજ ચૂપ રહ્યો. પુષ્યમિત્ર સભામાંથી ચાલી ગયો.

૫

યવનોએ મથુરા લીધું, અયોધ્યા લીધું અને પાટલીપુત્રના દ્વાર પર આવી પહોંચ્યા. પુષ્યમિત્રની અનેક સૂચનાઓ હોવા છતા મગધરાજ ચેત્યો નહીં યવનો જ્યારે પાટલીપુત્ર પાસે આવી પહોંચ્યા ત્યારે સેના તૈયાર કરવામાં આવી. સેનાની સમક્ષ શ્રમણોએ ફરી પણ અનર્થક હત્યા ન કરવાનું એક વિવેચન કીધું. પુષ્યમિત્ર નાગી તલવાર સાથે એક અશ્વ પર બેસીને આવ્યો અને બોલ્યો, 'સૈનિકો, આજે પાટલીપુત્રના દ્વાર પર આ વિપત્તિ આણનાર આ નૃપતિની હવે મર્યાદા સાચવવામાં વધારે દુઃખ છે માટે એની હત્યા થવી જોઈએ.' શ્રમણો ચમક્યા અને સેનામાંથી એક જયઘોષ થયો, 'પુષ્યમિત્રની જય.' પુષ્યમિત્રે મગધરાજનું મસ્તક એકજ સપાટે ઉડાવી દીધું.

પુષ્યમિત્ર બોલ્યો, 'સૈનિકો હવે આપણે આત્મરક્ષાની તૈયારી કરવી જોઈશે. નગરમાંથી સર્વે શ્રમણો ને ખદેડી કાઢવા પડશે. આજે આપણે ધર્મનો પાઠ શીખવાનો નથી. સર્વે ખડ્ગનો સ્પર્શ કરીને શક્તિના ઉપાસક બનાવાની પ્રતિજ્ઞા લે સેનામા જયઘોષ થયો.

૬

યવનોની વિકટવાહીની પાટલીપુત્રના દ્વાર પર અટકી. દિમિત્રે ધાર્યું ન હતું કે પાટલીપુત્રની સેના બચાવ કરવા માટે સજ્જ થઈ જશે પુષ્યમિત્રના નેતૃત્વમાં માગધી સેના પોતાના વીર પૂર્વજોની કીર્તિને ફરી મેળવવા તૈયાર થઈ ગઈ. પાટલીપુત્રને ઘેરો નાખી યવનોની સેના રસદ ખૂટાડવાનો પ્રયત્ન કરવા લાગી. એકાએક કલિંગ ચક્રવર્તી ખારવેલ ને પાટલીપુત્રની આ સ્થિતિની ખબર પડી અને તે પોતાની વિજયીની સેના સાથે તે તરફ વળ્યો. યવનો ગભરાયા અને ખારવેલે તેમને મધ્યભારતમાંથી ખદેડી તેમના પંજાબ પ્રાન્ત પર હલ્લો કીધો. સિંધુની પેલે પાર યવનોને ખદેડયા પછી ખારવેલ પાછો ફર્યો. પુષ્યમિત્રે પોતાના રક્ષકને યથાયોગ્ય સન્માનિત કીધો. મગધરાજ્ય કલિંગરાજની કીર્તિ આગળ ઝાંખું થયું હતું.

૭

'દાદાજી તમે ચિંતીત કેમ રહો છો?'

'બેટા વસુમિત્ર, તને યાદ છે કે તું જ્યારે નાનો હતો ત્યારે યવનોએ પાટલીપુત્ર પર આક્રમણ કીધું હતું.'

'હા.'

'એ વિપત્તિમાંથી આપણને કલિંગરાજ ખારવેલે ઉગાર્યા અને યવનોને સિંધુની તે પાર ખસેડ્યા.'

'હા.'

'કલિંગરાજ મૃત્યુ પામ્યા છે. એમની કીર્તિ આગળ આપણે ઝાંખા પડ્યા હતા. બ્રાહ્મણો કહે છે કે એ કીર્તિને પાછી વધારવા માટે અશ્વમેધ યજ્ઞ કરવો જોઈએ. વસુમિત્ર એકાએક બોલ્યો, 'તો દાદાજી તે યજ્ઞ કરતા કેમ નથી?'.

પુષ્યમિત્ર બોલ્યો, 'વસુમિત્ર હું વૃદ્ધ થયો છું. અશ્વની સાથે રક્ષક તરીકે જવા લાયક કોઈ જણાતો નથી.'

'દાદાજી હું અશ્વની સાથે જઇશ. અંગ, બંગ, કલિંગ આંધ્ર, કૌશલ, ચેદિ, સાર્દલ, સિંધુ. સર્વત્ર હું સાથે રહીશ. સિંધુને તીરે યવનોના પ્રદેશમાં પણ અશ્વને લઇ જઇશ. આપ ચિંતા છોડી દો.'

પુષ્યમિત્ર બોલ્યો, 'બેટા તું હજી બાળક છે, એ બનવું અસંભવ છે.'

તમારે અશ્વમેધની સાથે કામ છે. એ કાર્યને ફળીભૂત બાળક કરે છે કે વયસ્ક એની જીજ્ઞાસા શું કામ જોઇએ?'

૮

પાટલીપુત્ર આજે હર્ષોન્મત્ત હતું. વસુમિત્ર અશ્વ લઇને પાછો ફર્યો હતો. તેની પ્રબળ સેના આગળ સર્વેએ નમતું આપ્યું. સિંધુને તીરે યવનોએ તેનો અશ્વ પકડી લીધો. એક ઘોર યુદ્ધમાં યવનોને છિન્નભિન્ન કરીને તેમની શક્તિનો હ્રાસ કર્યા પછી વસુમિત્ર પાટલીપુત્ર પાછો ફર્યો હતો. કલિંગરાજ ખારવેલની કીર્તિ વસુમિત્રના દિગ્વજય આગળ ભૂલાઇ ગઇ. કલિંગરાજ ધુમકેતુ તરિકે જ ઓળખાયો. એની સત્તા ચંદ્ર સૂર્યની માફક નિયમબદ્ધ જ ન રહી શકી.

રાજપ્રસાદમાં પ્રફુલ્લ પિતામહ, પુલકિત પિતા અને મુદિત માતા આગળ વસુમિત્રે આવી પ્રણામ કીધા. લોકો હર્ષોન્મત્ત બની જયઘોષ કરવા લાગ્યા. પાટલીપુત્રની સત્તા પાછી આજે સમસ્ત ભારત પર હતી.

કેવલ ભાગીરથીના તરંગો વિરકત હતા. પાટલીપુત્રના રાજપ્રસાદને ધોતા એ તરંગો પુરાકાલીન પ્રશ્નને પુઃ પુનઃ નઃ પૂછતા હતા ततः किम्।

## * 'મ્હાત્યમા ગાંધી'

ધોરી ધોરી ટોપીઓવાળા ઓ મ્હાત્યમા ગાંધીજી
ઓઢે તે ઝોળીઓવાળા ,, ,,
કેડે લંગોટીઓવાળા ,, ,,
હાથે તે લાકડીવાળા ,, ,,
પગે તે પાવડીવાળા ,, ,,
રેંટીઓ કંતાવનારા ,, ,,
દખીઓના તારણહારા ,, ,,
મેહું મેહું હસનારા ,, ,,
સરકારને અંકાવનારા ,, ,,
દનિયાંને ડોલાવનારા ,, ,,

સેવાનંદજી

*સને ૧૯૨૩માં મહીકાંઠા એજન્સીમાં પગપાળા ભ્રમણ કરતી વખતે છેક સવારમાં કોઇ ઘરમાંથી 'ધોરી ધોરી ટોપીઓવાળા ઓ માત્યમા ગાંધીજી' એવી ભજનની ધૂન મારે કાને આવી હતી. તે પછીની પંક્તિઓ તેની શૈલીમાં પાછળથી જોડી દીધી છે. સે૦

# સાકરીઆ ચણા

શ્રી. ભૈયાજી

લોકમાન્ય તિલક પર એક મુકરદમો ચાલતો હતો. એ ખટલો ઘણો સમય ચાલ્યો છતાં કંઇ નિકાલ આવતો ન હતો. એજ વખતે તેમના એક પગ પર સોજો પણ આવ્યો હતો તે અનેક ઉપચારો છતાં જલ્દી મટતો ન હતો. એ અરસામાં જાહેર વ્યાખ્યાન કરતાં લોકમાન્યે કહ્યું.' મારે અનેક વકીલ મિત્રો છે પણ તેઓ મારા કેસનો અંત લાવી શકતા નથી; અને મારે અનેક દાક્તર મિત્રો છે પણ મારો પગ સારો કરી શકતા નથી!'

... ... ... ...

એક કુકકર, કુતરો અને બકરો જર્મનિ ગયાં. પહેલે જ દિવસે કુકકર પાછું ફર્યું. તેને પૂછવામાં આવ્યુ 'તું કેમ પાછું આવ્યુ?' કુકરે કહ્યું, 'જર્મનીમાં કચરોપૂંજો કે એંઠવાડ પણ મને ખાવા ન મળ્યો તેથી.' બીજે દિવસે કુતરો પાછો આવ્યો. તેને પૂછતાં તેણે જણાવ્યું કે 'જર્મનીમાં માત્ર એક જ જણને ભસવા દેવામાં આવે છે!' દિવસ પર દિવસ ગયા પણ બકરો પાછો ન આવ્યો, છેવટે ૭ માસ પછી તે પાછો ફર્યો. તેને પૂછવામાં આવ્યું 'તને જર્મનીમાં ગમી ગયું તેથી ત્યાં રહી પડ્યો હતો?' બકરાએ જણાવ્યું 'ભાઈઓ, મારી દાઢી પરથી મને જર્મનોએ યહુદી ધારી જેલમાં રાખ્યો અને દાઢી કાતરી કાઢી ૭ માસે મને છૂટો કર્યો. મારા તો આવા હાલ થયા છે!'

... ... ... ...

જાપાનીઓ ઘણા જ સભ્ય છે એમ કહેવાય છે! તેઓ હંમેશ 'મહેરબાની કરી મને માફ કરશો,' એમ બોલે છે. તે પડોશીની વાડીમાં વાડ કૂદી જાય છે, હસે છે અને કહે છે 'હું તમારી માફી માગું છું' તેનમન કરે છે, દાંત કાઢી હસે છે. પછી તે તેના ભૂખ્યા કુટુંબને હસીને તે વાડીમાં બોલાવે છે. ફરીથી તે દાંત કાઢી હસે છે, મિત્રભાવે નમન કરે છે, અને કહે છે 'હું બહુ દીલગીર છું પણ હવે આ વાડી મારી છે!'

... ... ... ...

જર્મનીમાં સોલોમન લેવિ નામના એક યહુદીને આવક વેરાની ઓફિસમાં બોલાવવામાં આવ્યો. તે ઓફિસમાં ગયો અને એવી વિચિત્ર રીતે ઓફિસના ખુણા, ટેબલ, ડેસ્ક અને અભરાઈઓ જોઇ વળ્યો કે અમલદારનું તેના તરફ ધ્યાન ગયું. તેણે સોલોમનને આ વિચિત્રતાનું કારણ પૂછ્યું. સોલોમને કહ્યું, 'મને સમજ પડતી નથી, સ્નાનાગાર પર, નાટકશાળાની બાગોમાં, હોટેલોમાં બધે 'યહુદીઓ આવવું નહિ' એવાં પાટિયાંઓ હોય છે પણ નવાઇની વાત છે કે અહીં એવું એકે પાટિયું નથી!'

... ... ... ...

લોન લેવાના ઇરાદાથી એક માણસ કોઇ એક બેન્કના મેનેજર પાસે ગયો અને તેણે તેની જરૂરિયાત હૃદયદ્રાવક રીતે જણાવી. મેનેજર કંઇક પીગળ્યો. તેણે કહ્યુ, 'ચાલો

## પહેરામણીની પ્રથા

સિંધ સરકારનું, પહેરામણીની પ્રથા ઉપર અંકુશ મૂકતું બિલ સિંધની ધારાસભાની આવતી બેઠકમાં રજુ થવાનું છે, એ બિલની વિગતો પ્રસિદ્ધ કરવામાં આવી છે. બિલમાં રાખવામાં આવેલી જોગવાઇઓ પ્રમાણે કોઇપણ મનુષ્ય સગાઇ કે લગ્ન પ્રસંગે પહેરામણી તરીકે રૂ. ૫૦૦થી વધુ લઇ શકે કે આપી શકે નહિ. આ કાયદાનો ભંગ કરનાર એક મહિના સુધી સાદી જેલ અથવા તો ૧૦૦૦ દંડની સજાને પાત્ર થશે સ્ત્રીઓને. જેલની સજા કરવામાં આવશે નહિ. આ કાયદો પ્રસાર થશે ત્યારે સૌથી પ્રથમ સિંધ પ્રાંતમાં આવીને વસેલા શીખો અને હિંદુઓને લાગુ પડશે પરંતુ પ્રાંતિક સરકાર સિંધની ધારાસભાની દરખાસ્ત દ્વારા અથવા સરકારી ગેઝેટમાં એક યાદી બહાર પાડીને બીજી કોમોને પણ આ કાયદો લાગુ પાડી શકશે.

---

શાળાઓ, મંડળો, પુસ્તકાલયો
અતિ જરૂરી
સ્વ. પ્રો. વ્યોમેશચંદ્ર પાઠકજી
—કૃત—

# સંવાદો

● એમાં સામાજિક, પૌરાણિક હાસ્યરસિક, વિવિધતાભર્યા ૧૩ સંવાદો છે.

બીજાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| વહેમી લે. પ્રો. વ્યો. પાઠકજી. | | ૦-૮-૦ |
| મત્સ્યગંધા ને ,, બટુભાઇ | | |
| બીજાં નાટકો | ઉમરવાડિયા | ૧-૮-૦ |
| પ્રાયશ્ચિત | ,, મોરિસ મેટરલિંગ | ૦-૪-૦ |
| બે નાટકો | ,, શારદાપ્રસાદ વર્મા | ૦-૭-૦ |
| મીરાંબાઇ | ,, ,, | ૦-૮-૦ |
| ફોરમ | ,, ,, | |
| લહરી૧ થી ૧૨ અનોખું બાલસાહિત્ય | | ૨-૪-૦ |
| અખૂટ જીવનદોરી, ઘરગથ્થુ વૈદક | | ૧૪-૦-૦ |
| આત્માસિદ્ધિ, લે. પ્રો. ત્રિવેદી | | ૦-૨-૦ |
| ગીતાની વ્યાખ્યા, અરવિંદ ઘોષ | | ૦-૮-૦ |
| પાશેર પુણીમાંથી પાદશાહી, રાયચુરા | | ૦-૧-૦ |
| સાહિત્યકળા, લે. મો. પા. દવે | | ૧-૦-૦ |

ઘણાંખરાં કેળવણી ખાતાં તરફથી મંજૂર થયાં છે.
વીગતવાર સૂચીપત્ર મંગાવો.

પ્રીતિ...ના એકએક સંવાદો, પાત્રો, ગોઠવણ
વિદ્યાર્થી—શિક્ષકોરાયણ પિરસે શાળા-
કરજો પણ તમારું નામ બહાર પાટિયાં જેવી
... ...

ચોમાસામાં સખત વાજ઼,
ગયાં. એક જૂનું અને બારે
ગયું. કોઇએ પૂછ્યું 'આવું છૂપિઓ
'એ મેં પાંચ હજાર રૂપિઆમાં
રહી ગયું હશે!'

પૂર્ણા

તંત્રીઃ રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક : ૨ જુનઃ ૧૯૩૯ અંક : ૧૧

# એ સ્વમાન કેળવો

એક અમેરિકન કરોડાધિપતિ રશિયા જોવા ગયો હતો. તેણે ત્યાંના મુકત મજૂરો વિષે ખૂબ સાંભળ્યું હતું. તેથી પહેલી જ તકે તે એમના રહેઠાણમાં પહોંચી ગયો.

શિયાળાનો સમય હતો. લકકડીઆ હિમની ઠંડી પડતી હતી, છતાં તેણે મજૂરોના હાથે, પગે મોજાં ન જોયાં, ગળામાં ગરમ ગળપટ્ટા ન દીઠા; એમની પાસે ઓવર કોટ હતા પણ તે થીંગડાવાળા અને જોડા હતા તે ફાટેલા.

તે તેમની ઓરડીઓમાં પેઠો. એમના ખોરાકમાં સત્વ કે માખણનું નામ ન હતું.

તેણે તેમના પગાર પૂછયા. અમેરિકાની તુલનામાં તે રૂપીએ ચાર આની પણ ન હતા.

તેને આ ગરીબ મજૂરો પર દયા આવી. મજદૂરોના રાજમાં પણ એમની આવી દુર્દશા !

તે પોતાને ઉતારે ગયો. ત્યાંથી તેણે માખણના ડબ્બા, નવાં મોજાંની જોડીઓ, એકલા ઘઉંની પુષ્ટિકારી ડબલરોટી વગેરેનું પોટલું એક હેલકરી પાસે ઉંચકાવી લીધું. તે સાથે તે કારખાનામાં આવ્યો.

તેણે એ ચીજોની ઉદાર દિલે લ્હાણી કરવા માંડી. દાન દેવા માટે તેણે હાથ લંબાવ્યો પણ તે સ્વીકારવા એકે મજુરે પોતાનો હાથ ન લંબાવ્યો.

'લો. લો. હું તમને પ્રેમથી ભેટ આપું છું.' તેને સાંભળવા મળ્યું.

'પોતાના પરસેવાથી જે વસ્તુ અમે કમાયા નથી તે સ્વીકારવાનો અમને અધિકાર નથી. એ લેવામાં અમે સ્વમાનભંગ સમજીએ છીએ.'

એ સ્વમાન કેળવો.

# 'સ્વતંત્રતાનો જયજયકાર!'

*અભ્રઘટામાં દામિની દમકે,
સાગર મદભર ઘેરું ગરજે,
કંપે મેદિની, દિગન્ત ડોલે,
દશદિશ ગાજે ગેબી અવાજ—
'નવીન જગતનો આવિષ્કાર!'
'સ્વતંત્રતાનો જયજયકાર!'

ઘેરે પ્રલય દુંદુભી નાદ,
વરસે અવિરત ઉલ્કાપાત,
કંપે વાસુકી, ડોલે દિગ્પાળ
દશદિશ ગાજે ગેબી અવાજ—

'સ્વતંત્રતાનો જયજયકાર!'
વ્યાપે સકળ વિશ્વમાં આગ,
ઊડે જૂના જગની ખાક,
ભડકે સળગે અસ્થિ પુરાણ,
દશદિશ ગાજે ગેબી અવાજ—

'સ્વતંત્રતાનો જયજયકાર!'
સળગે જૂનાં જૂલમી રાજ,
સળગે શાહીવાદના સાજ,
સળગે સામંતોના તાજ,
ભસ્મ થાય છે જીર્ણ સમાજ,
દશદિશ ગાજે ગેબી અવાજ—

'સ્વતંત્રતાનો જયજયકાર!'
મુલ્લાં, પોપ, પુરોહિતવાદ,
પુંજીવાદ ને શ્રેણીવાદ,
પ્રાણુરુધન્તાં પોકળ શાસ્ત્ર—
સળગે જૂના જગનાં હાડ,
દશદિશ ગાજે ગેબી અવાજ—

*પુરાણા મૃતપાય થયેલા જગતનો નાશ અને નવા જગતનો જન્મ, એ એના સંધિકાળમાં થનારા પ્રલયનું અત્ર સૂચન છે. લે૦

'મુક્ત થાય છે માનવી આજ !'
'સ્વતંત્રતાનો જયજયકાર !'
જુગજૂનાં જડ બંધન તૂટે,
તમસ્ભર્યાં વિષઘેન વછૂટે,
ભાગે ભય ને તિમિર પલાયે,
ઝમઝમ જ્યોતિ પુનિત પ્રકાશ
પૂર્ણ થાય છે માનવી આજ
'સ્વતંત્રતાનો જયજયકાર !'

સેવાનંદજી

---

# કવિની કીકીમાં

[ શ્રી નરસિંહરાવના ખંડ હરિગીતની ઢબે ]

બ્રાહ્મજ્યોતિ મુહૂર્તમાં,
સુવર્ણ પળ ધન્ય તે.
સ્મિતક્ષેત્ર ધન્ય અનન્ય તે
જનમ્યો કવિ—અવધૂત ત્યાં...૧
નભોમંડળ રાજતું,
તારલા હસતા હતા,
તાજા કવિ—શિશુ હોઠ ત્યાં,
આનંદથી લસતા હતા...૨
કીકીમાં સન્દેશ શા
કવિ—પ્રાણ અનુવિશેષના,
પ્રતિભા તણા ઉન્મેષ શા,
શો કીર્તિનો પરિવેશ ત્યાં !...૩
ધિક્કારના ધિક્કારને
જાકારનો જાકાર ત્યાં.
પ્રેમના વળી પ્રેમ ત્યાં
સમૃદ્ધિ ઉર ઉદાર ત્યાં...૪

ઋતુનાં કુસુમાકર

# સભ્ય કોણ ?

ખરર ખરર ઘુઘુઘુ વિમાનો ઘુરકે, ફરે;
એક, બે, ચારની હાર ગોળાકારે ફરે ઘુરે.

ગાંધારદેશસ્થ ઉપત્યકાપે,
આફ્રિદી જ્ઞાતિની વસાહતોપે,
પાંખો પ્રસારી હિમઅદ્રિને શિર,
આકાશમાં એ સમડી સમાં સ્થિર.

ટોળે ટોળે મળે બાળ ઉત્સુક કૌતુકે ભર;
' એ! એ! પેલું, જુઓ! પેલું ! ' બોલે છે સર્વ આતુર.

ત્યાં વૃદ્ધ કો આંખ પરે હથેળીની
છત્રી કરી, એ દૂરબીન હોયની
તથા—જુએ છે, મરઘી સ્વશત્રુને,
રે ! બાજને— તેમ ભયે વિમાનને.

ઘણીએ ધાડ ગોરાના લશ્કરોની દીઠી હતી,
એણે સ્વજીંદગી આખી વિતાવી જુદ્ધમાં હતી.

એતી જતો એ, ન વિમાન માત્ર
હિમાદ્રિનું દૃશ્ય જુએ છ તત્ર;
ગરૂડ વા ઇશ્વરપાર્વતીરથ
નિર્દોષ છે, એ સરખો ન એ રથ.

જાણે એ એ વિમાનોમાં બેઠા ગોરા સિપાઇઓ,
મોટેથી રા'ડ પાડે એ 'ભાગો લૈયા શિકારીઓ.'

સંભ્રાન્ત એ સુણત બાળ, વૃદ્ધા,
સંભ્રાન્ત નારીજનવૃદ્ધ સુદ્ધાં.
સર્વે ગુફા કોતર ને બખોલે—
શું ચીબરાં બાજથી, ઓથ ખોળે.

વર્ષે વર્ષે ઉન્હાળામાં લાગે છે દવ રાનમાં,
પ્રતિવર્ષે તથા આવે તત્રે આગ વિમાનમાં.

માગે સ્વતંત્રે વસવા નિરાપદે
સ્વદેશમાં, કાણુસહિંદ દોહદે,
આફ્રિદીઓ: એ અપરાધ માટે
એની શિરે બંદુક આભવાટે.

સત્તાના જોરથી ચોકી, ખંડણી, દંડ, દણ્ડક
માથે માર્યાં હતાં, માથે વર્ષે છે તોય ગોલક.

પરંપરા વિદ્યુતની પડે, અરે!
અંગાર ઉલ્કાવરસાદના ખરે,
તથા હજારો અણુ દારૂગોલકો
વર્ષાવતા એહ વિમાનયાત્રિકો.

યાત્રિકો એ હતા ના, એ યાંત્રિકો, જમરા હતા;
આફ્રિદી ગામનાં ગામ કંપીલા બાળતા હતા.

શું દારૂખાને ફૂટતા ફટાકા,
જ્વાળામુખીના મુખમાં કડાકા,
ધાણી ફૂટે તપ્ત તવે, કઢાઇમાં!
માથાં ફૂટે એ સમ આ ચડાઇમાં.

ઘણા વૃદ્ધો, ઘણી નારી, ઘણાં નિર્દોષ બાળકો
મર્યાં ત્યાં, માત્ર એ ચાર છપાવે રાજ્યશાસકો.

એવે સમે એક વિમાન એ મહીં
ચેતી જતું, આગ સ્વયં સ્વની લહી,
ગુલાંટ ખાતું, અવશે પડી જતું,
અજાણ કો કોતરમાં ખડું થતું.

એમાંથી એક ગૌરાંગી ઘવાયો મર્દ નીકળે,
દોડે છે, આખડે છે ને અંતે બેભાન થૈ પડે.

એ કોતરે એક યુવાન નારી,
એકાંત છૂપી બચવા વિચારી,
બેઠી હતી તે ઝટ બ્હાર આવે,
મૂર્છિત માટે જલ નીર લાવે.

પડયું છે એક વિમાન જાણી રોજે વળે બધાં,
માથા પે આગ વર્ષે છે તોયે કોઇ નથી બીધાં.

એ આફ્રિદી નાર હતી મુખીની
બેટી, ચડે તે પળખે દુખીની.
આજ્ઞા કરે એ 'અતિથિ ન દુશ્મન,
ઘવાયલો સૈનિક ના અરિજન.

માટે ઉઠાવી કરી એને સારી કોઇ ગુફા મહીં
લેઈ ચાલો, પૂરી અત્રે શુશ્રૂષા સંભવે નહિં.'

સેવા કરે સૈનિકની બધી રીતે,
જાણે સગાની નહિ હોય-તે પ્રીતે
આફ્રિદી નારી, અફગાન-નુર;
એની રગોમાં ઉમદા ખમીર.

દર્દીના હાથ પે હાથ પોતાના પ્રેમ-શીતલ
ફેરવે નારી એ, એનું હૈયું નિષ્પાપ, નિર્મલ.

કલાક આગે ખુદ એ જ હાથે
છોડી હશે બંદુક બંધ માથે,
કદાચ એના જ કરે પતિ પિતા,
ઘવાઇ કોઈ ક્ષણે હશે સૂતા.

છતાં સેવા અતિથિની થતી, રહેતી ન ન્યૂનતા,
જે માગે આપવા તે તે સર્વે એકપગે હતાં.

માથે હજી વર્તંત હાડઅગ્નિ
છતાં ન જાગે જરી વેર અગ્નિ
આ જાતિમાં, એ શરણે ગયાની
સાક્ષાત દેવી કરુણા, દયાની.

છતાં 'એ આફ્રિદી જાતિ' કહે અંગ્રેજ 'જંગલી.'
આચરે ક્રૂરતા કારી નથી એ સભ્ય જંગલી ?

કોમાં હશે સંસ્કૃતિ ઉચ્ચ કહેશો ?
સંસ્કાર કોને ઉર ઉચ્ચ જોશો ?
નિઃશસ્ત્રને બંદુક મારનારમાં ?
કે એમને પ્રેમ બતાવનારમાં ?

—પ્ર

# ગુજરાતની સૌથી પુરાતન નદી—તાપી

શ્રી. મણિભાઈ દ્વિવેદી.

આજથી આશરે બેએક વરસ પરનો પ્રસંગ છે. 'કૌમુદી' પત્રના તન્ત્રી શ્રી. મૂળશંકરભાઈ નવસારી આવેલા. તે વખતે એમની સાથે આ પ્રદેશનાં પુરાતન સ્થળોની વાત થતાં ગુજરાતની નદીઓ વિષે વાત નીકળી. સાબરમતિ, મહી, નર્મદા અને તાપી એ ચાર નદીઓમાં જૂનામાં જૂની નદી કયી એ પ્રશ્ન તેમણે કર્યો અને કંઈક અંશે તેનો જવાબ પણ તેમણે વાળ્યો કે ગુજરાતમાં મહી નદી જૂનામાં જૂની હોવાનું અનુમાન થાય છે. તેમના જવાબ પાછળ દલીલ પણ હતી. નદીનો પ્રવાહ હમેશાં જમીન ખોદતો જાય છે અને એ રીતે આખા ગુજરાતમાં મહી નદી આજે ઊંડામાં ઊંડી છે. એ કાર્ય પાછળ વરસો જાય. મહીનાં કોતરો પણ ઊંડા છે અને તે માટે નદીનો પ્રદેશ જાણીતો છે. આ રીતે મહી નદી સૌથી જૂની હોવાનું અનુમાન થાય છે.

પણ મારી માન્યતા તેમનાથી જુદી હતી અને છે. નદીઓના આયુષ્ય સંબંધી પ્રમાણભૂત નિર્ણય તો ભૂસ્તરવિદ્ આપી શકે. તેમ છતાં સામાન્ય અનુમાન કરવામાં એકાદ નાના પ્રદેશમાં નદીની ઊંડાઈ જોઈ નિર્ણય ન થઈ શકે.

ભૂરચનાની દૃષ્ટિએ સાબરમતિનો આખો પટ મુખ્યત્વે આધુનિક સમયનો છે. માત્ર આઠ-દશ માઈલનો વાલસના અને કડોલી ગામો વચ્ચેનો ગાળો અતિ પુરાતન યુગનો છે. ૧

મહી નદીનો આખો પ્રવાહ જૂજ વિસ્તારમાં દક્ષિણના આગ્નેય ખડકો પરથી પસાર થાય છે. તેનો પ્રવાહ પણ ભૂસ્તરની દૃષ્ટિએ આધુનિક પડ-રચના પરથી પસાર થાય છે.

અને વિન્ધ્યને શિખરેથી નીકળી સાતપુડાના ખોળામાં ખેલતી આવતી નર્મદા પણ ઘોરાને જંગલ પાદરે પાષાણનો સંસર્ગ છોડી ગરૂડેશ્વરને ઘાટે તો વેળુ ય માટી સાથે રમત કરતી સાગર સંગમે આવે છે વળી એમનો માર્ગ વેળુમય માટી પરથી હોવાથી જમીનનું ખોદાણ મોટા જળપ્રવાહોમાં સહેલાઈથી થઈ શકે છે. અને એ રીતે એ નદીઓના કરાડા વધારે ઊંડા જણાય છે.

તાપીને સાગર સંગમે આવવાનો માર્ગ દોહલો છે, તેને પોતાના પ્રવાસમાં દક્ષિણના આગ્નેય ખડકોના સખત પાષાણને ભેદીને આવવું પડે છે. તળોદા અને નંદરબારની વચમાં ખાનદેશના પ્રદેશમાં પ્રવેશી ઉત્તર કાંઠે ગંગથા-ચીખલી અને સાગબારાની મેવાસી વસતો અને દક્ષિણ કાંઠે ગુજરાતની સોનગઢ તાલુકાની ભૂમિને સ્પર્શ કરતી આવતી તાપીને વાજપુરને કિલ્લે, ખેરવાડાના વિદવસ્ત સિંહદ્વારે કે ઘલાને પાદરે અકીકના પડો પરથી પસાર થતી નિહાળો તો પાણી અને પાષાણ કે નરમ ખડકનો સંસર્ગ કકોરના સ્મશાન ઘાટ સુધી ઓછાવત્તા પ્રમાણમાં રહેલો જણાશે. આ સંજોગોમાં ગુજરાતની અન્ય નદીઓ

૧. જૂઓ : નકશો. The Geology of Baroda State by R. Bruce Foote.

કરતાં તેનું તળિયું વધારે ઊંડું ગએલું ન જણાય તો પણ આવી ભૂરચનામાં તેણે કોરેલા કરાડાની ઊંડાઈ પરથી અનુમાન કરીએ તો ગુજરાતની જૂનામાં જૂની નદી તાપી હોવાનું જણાઈ આવે છે.

આ અનુમાનને પૌરાણિક કથામાંથી પુષ્ટિ મળે છે. સ્કંદપુરાણાન્તર્ગત તાપીમહાત્મ્યમાં એક કથા એવી છે કે:—

ભગીરથ રાજાની અનેક તપશ્ચર્યા છતાં મહાદેવના જટાજુટમાંથી ગંગાએ મર્ત્યલોક જવાની ના પાડી ત્યારે મહાદેવે તેમ કરવાનું તેને કારણ પૂછ્યું એટલે ગંગાજીએ જણાવ્યું.

"ભાનુદેહા પ્રભાવેન માંચ વેત્તિ ન કશ્ચન"

—તાપીના પ્રભાવથી મને કોઇક જ ઓળખતું નથી, વળી તેમણે જણાવ્યું કે નર્મદા વિગેરે મોટી નદીઓ ગર્વિષ્ટ બનીને બ્રહ્મ-લોકમાં ગઇ હતી અને તેમણે અમારામાંથી કઈ નદી સૌથી પુરાણી-આદ્ય-અને મોટી છે તે જાણવા માંગ્યું હતું. પ્રથમ નદીઓ માર્કંડેય પાસે ગઇ. તેમણે કહ્યું મને તથા તમને માત્ર સાતજ કલ્પનું સ્મરણ છે અને એથી ઘણા કલ્પો અને યુગોના સ્મરણવાળા લોમેશ ઋષિ પાસે જવાની તેમણે નર્મદાને સલાહ આપી. તે પ્રમાણે નર્મદા વગેરે નદીઓ તેમની પાસે ગઈ પણ તેમણે જણાવ્યું કે ઘણા કલ્પો અને યુગો જાણવા છતાં નદીઓના અનુક્રમને હું જાણતો નથી. આખરે તેમની સલાહથી તેઓ બ્રહ્માજી પાસે ગઇ.

બ્રહ્માએ તેમને કહ્યું: તાપી સૌથી પુરાણી છે. એકવીસ કલ્પોનું તેને નિરંતરસ્મરણ છે અને સૂર્યના શરીરમાંથી તે નીકળે છે.૨

આ પૌરાણિક આખ્યાયિકા પાછળ મને તો ઘણું રહસ્ય રહેલું જણાય છે. નર્મદાને સાત અને તાપીને એકવીસ કલ્પોનું સ્મરણ હોવાનું કહેવામાં આવ્યું છે એ બતાવી આપે છે કે નર્મદા કરતાં તાપી ઘણી જ પુરાણી નદી છે.

આ આખ્યાયિકામાંથી એ પણ જાણવા મળે છે કે આર્યાવર્તની ભૂમિ પર સંતાપ હારિણી જાહ્નવીના જળ-સંચાર ન હોતા થયા તે સમય પહેલાં નર્મદા અને તાપીના જળપ્રવાહો ગુજરાતની ભૂમિને ફળદ્રુપ કરતા સાગર સંગમે જતા હતા. વર્ણી દશા પડેલા આગ્નેય ખડકોમાંથી તાપીની ઉત્પત્તિ થતી હોવાથી એ ખડકોને અગ્નિના પ્રતિક માન્યા અને વસ્તુના ગુણ વિભાગે કરીને અગ્ની અને સૂર્યનું સામ્ય કલ્પી તાપીને સૂર્યની પુત્રીની ઉપમા આપવામાં આવી હોય.

એમ કહેવામાં આવ્યું છે કે તાપીએ એકવીસ કલ્પો જોયા છે. પુરાણમાં ત્રીસ કલ્પની ગણના કરવામાં આવી છે.૩ તેમાંથી એકવીસ કલ્પ બાદ કરીએ તો તાપી નદીની ઉત્પત્તિ નવમા કલ્પમાં થઇ. અને નર્મદાની ઉત્પત્તિ તેવીસમા કલ્પમાં થઇ.

નવમો કલ્પ હવ્યવાહન નામે જણાવવામાં આવ્યો છે, અને ત્યાર પહેલાં આઠમો કલ્પ વહિન નામનો થઇ ગયો. આ આઠમો કલ્પ જ્વાળામુખીઓના સંપાતનો સૂચક છે અને

૨. જૂઓ તાપી મહાત્મ્ય અ. ૪૧.
૩. જૂઓ. વાયુપુરાણ. અ. ૨૧. પૂર્વાર્ધ.

લાખો વર્ષ સુધી એ ધખતા ગ્મોને ઠંડા થવાની ક્રિયા ચાલ્યા બાદ એ રસોના જમાવથી ઊંચી આવેલી ભૂમિ-પહાડોના કોતરોમાંથી તાપીનો પ્રવાહ બીજા યુગમાં નીકળ્યાનું ગ્રંથ બેમતું આવે છે અને તેવીસમો કલ્પ ચિંતક નામથી ઓળખાય છે. એ કલ્પમાં ધ્યાન કરતા પ્રજાપતિથી ચિતિ નામે પુત્ર અને ચિંતા નામે કન્યાનું સ્ત્રી-પુરૂષનું યુગલ ઉત્પન્ન થયું. એટલે આ ધરતીના પડ પર માનવી સૃષ્ટિનાં સર્જન થવાના કાળે નર્મદાનો પ્રવાહ પણ વિન્ધ્ય શિખરે ઉદ્દભવ્યો એમ પુરાણમાંથી જાણવા મળે છે.

એથી પણ ઘણા પાછળના સમયમા આવીએ અને ઈતિહાસકાળમા દૃષ્ટિ કરીએ તો પ્રા. ઐતિહાસિક યુગના ઘણા અવશેષો પુરાતત્વવિદોને સાબરમતિકે ન મંદાને કાંઠેથી મળ્યા છે તે મુજબ તાપીની ખીણ અને કિનારેથી પણ પ્રખ્યાત ભુસ્તરશાસ્ત્રી શ્રી. બ્રુસ ફૂટ સાહેબને મળેલાનો ઉલ્લેખ એમના ગ્રંથમા છે સોનગઢના તાપી કાંઠાના મેરૂલા ગામેથી માંડી કામરેજના ઘોલણપારડી ને ઘાલા-ડુંગરા ગામો સુધી તેમને આ અવશેષો મળેલાં છે.

અને તાપીની ખીણના સંશોધન તો હજી કોઇએ હાથ ધર્યાં નથી.

પણ તેમ છતા પુરાતન અવશેષોની નજરે સાબરમતિ, નર્મદા કે તાપી એ એક સરખા છે. પ્રાચીનપણાની દૃષ્ટિએ પુરાણોની આખ્યાયિકા મુજબ તાપી સૌથી પ્રથમ નદી છે અને ભૂરચનાની દૃષ્ટિએ આ કથનને પુષ્ટિ મળે છે. એટલે ગુજરાતની ચાર મોટી અને મહત્વની નદીઓમા સૌથી પુરાતન નદી તાપી હોવાનું જણાય છે. સાબરમતિ, મહી, કે નર્મદા ત્યાર પછીની.

---

## —થોડું જાણવા જેવું—

**જાપાનની નવી રીત:—**

હે કાઉ પડે તેની તપાસ રાખવા તથા તેનું વર્ણન કરવાને જાપાનની સરકારે વીસ પ્રસિદ્ધ જાપાનીસ લેખકો તથા નવલકથાકારોની એક અનૌપચારિક ટુકડીને ચીનમા મોકલી હતી.

આ ટુકડીમા કેટલાક લોકપ્રિય નવલકથાકારો તથા ઘણી સ્ત્રી લેખિકાઓ હતી, એમ કહેવાય છે અગ્રગણ્ય ગ્રંથકારોના સમૂહને મોકલવાથી સ્વદેશાભિમાનની રાષ્ટ્રીય લાગણીમા ઉછાળો આવશે.

આ લોકોને શહેર કેમ કબજે થયું તેના ઉતાવળા વર્ણનો લખવાનાં નથી, જો કે તેમાના કેટલાક વર્તમાનપત્રકારની ફરજ બજાવશે. ' કેબિનેટ ઇન્ફર્મેશનબ્યુરો'ના કહેવા મુજબ આ મુસાફરીનો હેતુ ગંભીર સાહિત્ય વિષયક પુસ્તકો માટે સામગ્રી પુરી પાડવાનો હતો.

... ... ... ...

જન્મથી અગીઆર વર્ષ સુધી છોકરાઓ, છોકરીઓ કરતાં મજબુત હોય છે. ત્યાર બાદ સત્તર વર્ષ સુધી છોકરીઓની શારીરિક શકિતઓ વધે છે. ત્યાર પછી ફરીથી પરિવર્તન થાય છે.

છોટાલાલ માનસિંગ કામદાર

# —પરિત્રાણ—

શ્રી. પંકજ

૧

'આ પીપળાના ઝાડ પર જે ફરતું યંત્ર મેં મૂકયું છે તેમાં બે કબુતર કાળું અને શ્વેત ફરે છે. તમારે એમાંથી કાળા કબુતરને વીંધવાનું છે' આચાર્ય બોલ્યા.

યુવકો ચૂપ હતા. સ્હેજ ગણગણાટ થયો આચાર્ય બોલ્યા, 'પ્રવીર તું પ્રથમ પ્રયાસ કર.'

એક યુવક આગળ વધ્યો અને ધનુષ્ય સંધાન કરીને એક બાણ માર્યું.

'પ્રવીર! તું અસફળ થયો. શ્રુતસોમ! તું આવ.'

બીજો યુવક આગળ આવ્યો. તેણે બાણ માર્યું.

'સ્હેજ ચુકયો. ભગદત્ત! તું આવ.'

ત્રીજો યુવક આવ્યો. તેણે પણ બાણ માર્યું.

'અસફળ, શું તમારામાંથી કોઈ પણ એવો નથી જે આટલું લક્ષ્ય વેધન કરી શકે? ત્યારે તમે અર્જુન જેવા મહારથી કયાંથી થઇ શકશો?'

યુવકસમૂહમાં શાંતિ પ્રસરી. થોડી વાર પછી એક યુવક આગળ વધ્યો.

'શતાનીક, ચાલ તું વેધ કર.'

યુવકે બાણ માર્યું. કાળું કબુતર વીંધાઇને પડયું.

'ધન્ય શતાનીક ધન્ય. ચાલો હવે તમારામાંથી કોનું શર વધારે દૂર જાય છે તે જોઉં છું.'

સર્વેએ પોતપોતાનાં ધનુષ્યબાણ સંભાળ્યાં અને શરસંધાન કરવા લાગ્યા. એક સામટાં શરો આકાશમાં ઊડયાં. આચાર્ય વિજેતાનું શર જોવા જતા હતા ત્યાં એક ઘોડેસ્વાર આવતો દેખાયો. સર્વે શાંત ઊભા રહ્યા. ઘોડેસ્વાર પાસે આવ્યો. આચાર્યે ઓળખ્યો. તે શતાનીકનો મોટોભાઇ યશોધન હતો. તેણે આચાર્યને પ્રણામ કીધા.

'વત્સ, કેમ આટલો શીઘ્ર પાછો આવ્યો?'

'દેવ, મગધસમ્રાટની સેના હૂણોના દમનને માટે આજ રાત્રે થઇને જવાની છે. યુદ્ધ ભયાનક થશે માટે માતાની તથા તમારી અંતીમ આજ્ઞા લેવા આવ્યો છું.'

'વત્સ, વિજય કર. તમે બન્ને ભાઇઓ પ્રખર યોદ્ધા છો.'

'દેવ, શતાનીકનો અભ્યાસ કેવો ચાલે છે?'

'ઉત્તમ, આજે તે લગભગ બધી પરીક્ષામાં ઉત્તીર્ણ થયો છે.'

યશોધને ગર્વથી શતાનીકના તરફ જોયું. શતાનીક સ્મીત કરતો ઊભો હતો.

૨

'વત્સ યશોધન, તો શું હૂણોનું દમન કરવા આખરે મગધસમ્રાટને સ્વયં નીકળવું પડયું?'

'હા મા, એ હૂણોના ના આતંકથી સિંધુ, પંચનદ, ચેદી, સૌરાષ્ટ્ર, ઉજ્જૈન ઇત્યાદિ દેશોના નરેશો પણ કંપી ઊઠ્યા છે.'

'શું એઓનું સૈન્યબળ અપાર છે?'

'હા, પરંતુ એ નરપિશાચો યુદ્ધ કરવાના કરતાં લુંટફાટ અને અત્યાચાર વધારે કરે છે. જે જે દેશોમાંથી એઓની સેના પસાર થઇ છે ત્યાં શૃગાલ અને ગૃદ્ધ ઉજાણી કરતાં દેખાય છે.'

'ભારતનું દુર્દૈવ આવ્યું લાગે છે. વત્સ, તું જા અને આતતાયીઓને સંહાર કરવામાં કોઇપણ જાતની દયા બતાવીશ નહીં.'

'મોટાભાઇ, હું પણ તમારી સાથે આવું તો કેમ?'

'ના શતાનીક, તું હજુ નાનો છે અને માતાની પાસે પણ કોઇને રહેવાની જરૂર છે. આચાર્યની પરીક્ષામાં ઉત્તીર્ણ થવું અને યુદ્ધમાં જવું એ સરખાં નથી.' યશોધને પોતાના સૈનિક હોવાનો ગર્વ બતાવ્યો. શતાનીક ચૂપ ઊભો રહ્યો.

માતાએ પૂત્રનું હૃદય પારખ્યું અને બોલી, 'બેટા, શતાનીક, તારે યુદ્ધમાં જવાનો પ્રસંગ શીઘ્રજ આવશે અને હું ત્યારે તને સહર્ષ જવા દઇશ.'

'મા, એ સમય ક્યારે આવશે?' શતાનીક બોલ્યો.

'ઉતાવળો ન થા વત્સ, હું તને પછી બધું કહીશ.'

બીજે દિવસે માતા અને આચાર્યની શુભેચ્છાઓ તથા આશીર્વાદ લઇને યશોધન ગયો. ગામના લોકો તેને વળાવવા આવ્યા. શતાનીક સહોદરને જતો અનિમેષ નેત્રે જોઇ રહ્યો. તે આંખોથી ઓઝલ થતાં એક નિશ્વાસ મૂકી ઘેર આવ્યો.

૩

હૂણાધિપતિ મિહિરકુલના અત્યાચારથી ભારત ભૂમિ કંપી રહી હતી. એની હૂણ સેના તીડોનાં ટોળાંની માફક યત્ર તત્ર હાહાકાર વર્તાવી રહી હતી. ભારતીય નૃપોએ એને યોગ્ય શિક્ષા કરવા માટે તૈયારી કરવા માંડી. માલવાનરેશ યશોવર્મા અને મગધાધિપતિ બાલાદિત્યે એકત્ર થઇને એ દુષ્ટને શિક્ષા કરવાનું બીડું ઝડપ્યું.

ભારતીય રક્તમાં ઉષ્ણતા હજુ વર્તમાન હતી. ક્ષિત્વનું ઝરણું ક્ષીણ થવા લાગ્યું હતું પણ સુકાયું ન હતું ક્ષત્રીયો એ નૃપોના સૈન્યમાં મોટી સંખ્યામાં દાખલ થવા લાગ્યા.

૪

રાતના ગામમાં એકાએક રણભેરીનો શબ્દ સંભળાયો. ગ્રામીણો જાગ્યા, એકત્ર થયા. મગધ સમ્રાટની સેના પસાર થઇ રહી હતી. વિશાળકાય માગધીઓની અશ્વારોહી સેનાની ટુકડી જતી હતી. સેનાપતિ શિલાદિત્યે ગામના આચાર્યને બોલાવી કહ્યું.

'દેવ, હમારી સેનાની આ કૂચ ગુપ્ત રાખવાની છે. અને મગધસમ્રાટ તમારા ગામ પાસે એને ગુપ્ત રાખવાની આશા કરે છે.'

'મગધસમ્રાટને કહેજો કે આ ગામમાંથી કોઇ પણ માતાએ વિશ્વાસઘાતીને જન્મ આપ્યો નથી.'

'ધન્ય છે તમારા ગામને.'

સવાર થતાં તો સેના પાસેના જંગલમાં અદૃશ્ય થઇ ગઇ.

આચાર્ય શિષ્યોને શીખવવામાં પ્રવૃત્ત થયા.

૫

'શતાનીક, કેમ આટલો ઉદાસ લાગે છે?'

'વિમળા, મોટાભાઇએ મારી યોગ્યતા સ્વીકાર કીધી નથી અને મને યુદ્ધમાં જવા નથી દીધો માટે જ મને ઘણું માઠું લાગ્યું છે.

'દેશને બચાવવામાં યોગ્યતા કે અયોગ્યતાને કંઇ સંબંધ નથી અને એમાં તારા મોટાભાઇની રજાની પણ આવશ્યકતા નથી.'

'પરંતુ માતાનું શું થશે?'

'માતાનું રક્ષણ ગામના વીરો શું ન કરી શકશે?'

'પરંતુ મારે હવે કેવી રીતે યુદ્ધમાં જવું?'

'તુ સત્વર જઇને મગધસમ્રાટની સેનામાં જોડાઈ જા.'

શતાનીક ચૂપ રહ્યો, એકાએક દૂરથી ઘોડેસ્વારોનું યુથ આવ્યું સમસ્ત ગામને ઘેરી લીધું. શતાનીક અને વિમળાને પણ બંદી બનાવવામાં આવ્યાં. હૂણોની કર્કશ બોલી ક્રૂરતા અને પૈશાચિકતા એક અજ્ઞાત ભય ગ્રામીણોને આપવા લાગ્યાં.

ગ્રામીણોને બંદી બનાવી મિહિરકુલ આગળ પ્રસ્તુત કરવામાં આવ્યા રક્તવર્ણી આંખો આચાર્યના તરફ ફેરવી મિહિરકુલ બોલ્યો. 'વૃદ્ધ, તું ગામમાં પ્રતિષ્ઠિત મનુષ્ય લાગે છે. માટે તને હું પ્રથમ સંબોધું છું. મગધસમ્રાટની સેના આ તરફથી ગઇ છે એમ મને સંવાદ મળ્યો છે. મારે યશોવર્મન અને મગધસમ્રાટનો મેળાપ નથી થવા દેવો. જે મને મગધસેનાની માહિતી આપશે તેને હું જાગીર આપીશ, સન્માન કરીશ પરંતુ તમારા આટલામાંથી જો કોઇ એ સંવાદ આપવા ન કબુલ થશે તો ......મારી શિક્ષાની પદ્ધતિ તો તમને ખબર હશે?'

ગ્રામીણો કંપી ઊઠયા. આચાર્ય શાંત હતા, થોડીવારે મિહિરકુલે 'પૂછયું, શું ઉત્તર આપો છો?'

'મગધસેનાનો સંવાદ આપવા હું અશક્ત છું.' આચાર્ય બોલ્યા.

'હં! ઠીક. તું પણ? મિહિરકુલે બીજાને પૂછયું.

બીજાએ પણ નકારમાં ડોકું ધુણાવ્યું. કોઇ પણ તૈયાર ન થયો. મિહિરકુલે ક્રુદ્ધ થઇ આજ્ઞા કીધી.

'પુરુષોને ઊંધે માથે લટકાવી ફટકા મારો અને સ્ત્રીઓને તડકામાં ઊભી રાખો.'

પ્રહરીઓ બંદીઓને લઇ જવા તૈયાર થયા. એકાએક શતાનીક બોલ્યો, 'સમ્રાટ, હું એક શરતે એ બાતમી આપવા તૈયાર છું.'

'ધિક્કાર છે શતાનીક' ગ્રામીણો એક સામટા બોલ્યા.

'શી શરત છે?' મિહિરકુલ બોલ્યો.

'આ ગ્રામીણોના પર અત્યાચાર ન થાય તો હું સર્વ હકીકત કહેવા તૈયાર છું.'

'ઉત્તમ, પ્રહરીઓ બંદીઓને લઇ જાઓ.'

શતાનીકે આચાર્ય અને ગ્રામીણોની આંખોમાં રોષ જોયો. આચાર્ય બોલ્યા, 'કુલાંગાર! તું પત્થર પડયો હોત તો પણ સારું હતું.'

માતા બોલી, 'પાપી, તું મારો પુત્ર મટી ગયો છે.' વિમળા શાંત ઊભી હતી. સર્વે ગયા. શતાનીક અને મિહિરકુલ મસલત કરતા શિબિરમાં રહ્યા.

૭

શતાનીકની બાતમીથી હૂણોએ એક ભારતીય સેનાની ટૂકડી કાપી નાંખી. મિહિરકુલ પ્રસન્ન થયો. હૂણોની સેના, મગધસેના અને ઉજ્જયિનીની સેનાનો સંગમ અટકાવવા ચાલી. શતાનીકે એક દિવસ મિહિરકુલ પાસે પોતાના ગ્રામીણ બંદીઓ પાસે એક સ્થાનની ખબર જાણવા માટે મુલાકાત કરવાની ઇચ્છા દર્શાવી. મિહિરકુલે તેને રજા આપી. શતાનીકને આચાર્ય પાસે લઇ જવામાં આવ્યો.

શતાનીક શિબિરમાં દાખલ થયો. આચાર્યે ધૃણાથી મુખ ફેરવી લીધું. શતાનીક બોલ્યો, 'પ્રહરી તું જા.' પ્રહરી ગયો.

'આચાર્ય!'

'ચૂપ, કુલાંગાર! મારે તારી વાત સાંભળવી નથી.'

'પણ મારી વાત તો સાંભળો?'

'મારે નથી સાંભળવી.'

શતાનીક પાસે આવ્યો. ધીમે સ્વરે બોલ્યો, 'આચાર્ય, હૂણોનું સત્યાનાશ પરમ દિવસે થવાનું છે. તમારે તેમાં સહાયતા કરવી પડશે.'

આચાર્યની આંખો ચમકી અને બોલ્યા, 'શું?'

'તમારે શિબિરમાં આગ લગાડવાની છે. હું બાકીનું જોઇ લઇશ. મગધસમ્રાટની સેના એઓ પર આવી લાગશે. (જોરથી) તો શું તમે મને તે સ્થાનની ખબર નહીં આપો?'

'નહીં, મને મુકિત મળે તોજ હું એ સ્થાન બતાવીશ.'

શતાનીકે મિહિરકુલ પાસે આચાર્યને મુકિત અપાવી, પરંતુ એને હૂણ સેનાની રંધનશાળામાં એક ભૃત્ય તરીકે રહેવાની આજ્ઞા કીધી.

૮

હૂણ સેના કુચ કરતી સિંધુને કિનારે આવી પહોંચી. સેનાના ચતુર ભોમિયા શતાનીકને લીધે હૂણ સેનાને કંઇ પણ આપદા ન પડી. તેણે હૂણ સમ્રાટને કહ્યું કે સવારે આક્રમણ કરવું સારું પડશે અને મગધસેનાનું નિરીક્ષણ કરવા જવા આજ્ઞા માગી. મિહિરકુલે બે હૂણોને સાથે કીધા, અને શતાનીક તેઓ સાથે ચાલ્યો.

તેઓ એક ગહન વનની પાસે આવ્યા. એક મોટું વડનું ઝાડ બતાવી શતાનીક બોલ્યો, 'હું આ ઝાડ પર ચઢી મગધસેનાને જોઉં છું, તમે નીચે ઊભા રહો.'

શતાનીક ઝાડ પર ચઢયો. દૂર મગધસેના જોઇ. શિબિરનું રક્ષણ કરતી ટુકડીના ઘોડેસ્વારો ફરતા જોયા. તેણે પોતાના વસ્ત્રમાંથી શંખ કાઢયો અને ભીમવેગથી ફૂંકયો.

નીચે ઉભેલા હૂણો ચમકયા. શંખનો ધ્વનિ વધારે ભીષણ થવા લાગ્યો. મગધસેનાના અશ્વારોહીઓ પણ ચમકયા અને એક ટુકડી વન તરફ ચાલી. હૂણોમાંના એકે તીર કાઢી ધનુષ પર મૂકીને શતાનીકના હાથને લક્ષીને માર્યું. તીરે હાથ વીંધી નાખ્યો પરંતુ શંખ ફુંકાતો બંધ ન થયો. માગધીઓને આવતા જોઇ હૂણો ભાગ્યા. માગધીઓ નીચે આવ્યા. શતાનીક ગાંડાની માફક શંખ ફૂંકે જતો હતો, કલાંત થઇને તે ઉપરથી તૂટી પડયો. માગધીઓએ તેને ઊંચકયો તે બેભાન જેવો પ્રલાપ કરતો હતો, 'હૂણોની સેના સિંધુને કિનારે આવી ગઇ છે. હમણાં તેના શિબિરમાં આગ લાગશે. દોડો, મારો, કાપો એ પાપીઓને.'

એકાએક દૂરમાં એક ભડકો દેખાયો. માગધી વીરોએ રણભેરી વગાડી. સમસ્ત મગધ સેના તૈયાર થઇ ભડકા તરફ ચાલી નીકળી. હૂણોમાં આગથી ગભરાટ ફેલાયો. તેમની પૂંઠે માલવાની સેનાએ પણ ભડકો જોયો.

યુદ્ધ મંડાયું અને ઇતિહાસમાં કાહરૌરની લડાઇમાં મિહિરકુલનો પરાજય અને નાસવું પ્રસિદ્ધ છે.

૯

ઘાયલ અને બેભાન શતાનીકનો બબડાટ ચાલુ હતો. મિહિરકુલ અને હૂણોને કાશ્મીર તરફ ખદેડી દેવામાં આવ્યા. વિજયી માગધી અને માલવી સેનામાં કલ્લોલ થઇ રહ્યો. મગધસમ્રાટે હૂણોએ બનાવેલા કેદીઓને મુક્તિ આપી. સર્વેને પુરસ્કાર આપવામાં આવ્યો. આચાર્યને પણ સન્માનિત કરવામાં આવ્યા.

'સમ્રાટ, ભારતવર્ષના આ પરિત્રાણનું શ્રેય શતાનીકને છે,' આચાર્ય બોલ્યા.

'અવશ્ય. હું એને આજેજ મારી સેનામાં ઉપસેનાપતિ બનાવું છું.'

ગ્રામીણો ચમકયા. વિશ્વાસઘાતી શતાનીકને ઉપસેનાપતિપણું! શતાનીકની માતાની આંખો પણ વિસ્મયથી પહોળી થઇ. પરંતુ વિમળા શાંત હતી.

શતાનીકને સમ્રાટ પાસે લાવવામાં આવ્યો. સમ્રાટે તેને સમ્માનિત કીધો અને બોલ્યા, 'શતાનીક, જગત ભલે તને વિશ્વાસઘાતના આક્ષેપથી અપમાનિત કરે પરંતુ દેશના પરિત્રાણને માટે તેં કરેલું કાર્ય અમર છે.'

સર્વેએ ચિત્કાર કીધો. 'મગધ સમ્રાટની જય.'

૧૦

શિબિરમાં માતા અને વિમળા બેઠાં હતાં. શતાનીક અને યશોધન આવ્યા. માતા ગદ્‌ગદ કંઠે બોલી, 'યશોધન, શતાનીકે ખરેખર દેશની તારા કરતાં પણ વધારે સેવા કીધી છે.'

યશોધન બોલ્યો, 'હા મા, એ ભાઇના પર મને આજે અભિમાન ઉત્પન્ન થાય છે.'

વિમળા અને શતાનીકનો ચક્ષુસંદેશ માતા સમજી અને બોલી. 'શતાનીક, હવે વિવાહનું એક કાર્ય બાકી રહ્યું છે.'

શતાનીક બોલ્યો, 'મોટાભાઇને પૂછો કે મારામાં હજુ વિવાહની યોગ્યતા આવી છે કે નહીં?'

યશોધન આ મધુર ટકોરને સાંભળીને હસ્યો અને માતાએ જોયું કે વિમળાના ગાલ શરમના શેરડાથી લાલ થઇ રહ્યા હતા.

# મારી પ્રવાસપોથીમાંથી થોડાંક પૃષ્ઠ

અથવા

# સુરતથી અમરનાથ

(૪)

'મહાત્માઓ'

શ્રી. સેવાનંદજી

(3)

આ ભીખારીઓની સંસ્થા એક બીજી આર્થિક ગૂંચવણને જન્મ આપે છે, અને તે આપણા સમસ્ત દેશની **જનશક્તિના અણઉપયોગની.** વર્તમાન સમયમાં લગભગ એકે એક જાગૃત થએલો દેશ સ્વાવલંબી થતો જાય છે પોતાની યાંત્રિક શક્તિ અને જનશક્તિ, એ બેનો ઘણામાં ઘણો સદુપયોગ કરીને પોતાના દેશની જરૂરીઆતો પોતે તૈયાર કરવાની અને તેમાંથી પણ જેટલો નિકાસ કરી શકાય તેટલો કરવાની બધે યોજનાઓ રચાય છે અને એ યોજનાને સફળ બનાવવામાં આખા રાષ્ટ્રની શક્તિ કામે લાગી જાય છે. જગત ભરમાં જ્યારે ઔદ્યોગીકરણની ધૂમ મચી રહી છે, દુનિયાના ઇતર દેશો જ્યારે ઉત્પાદન અને વિનિમયના મહાપ્રશ્નો ઉકેલવાની બાબતમાં એક બીજાની સાથે સ્પર્ધામાં ઊતરી પડ્યા છે જ્યારે જાપાન આખી દુનિયાના તમામ વાણિજ્યકેન્દ્રોને જીતી લઈને જગતના વાણિજ્ય વ્યવસાયના ઉપર પોતાનુ ચક્રવર્તી સામ્રાજ્ય સ્થાપવાને કટિબદ્ધ થઇ ગયું છે, ત્યારે ભારત વર્ષ, જે આખી દુનિયામાં ઘણામાં ઘણો પરાવલંબી છે, જેનું ઔદ્યોગીકરણ હજી પૂરું ચાલતા શીખ્યું નથી અને એવી બાલ્યાવસ્થામાં પણ જેને જંગી રાક્ષસોની સાથે સ્પર્ધા કરી કરીને જીવતા રહેવાનું સરજાયું છે, જેની નિકાસના કરતા આયાતનો આંકડો વધી જાય છે, તે ભારતવર્ષ, આ ચતુર્થાશ્રમીઓની—ધર્મને નામે ભીખ માગી ખાનારાઓની, મધ્યયુગની નહિ પણ તે પહેલાના વારાની જૂની સડેલી સંસ્થાને હજી પોષે છે અને તેમ કરીને જૂઠો આત્મસંતોષ અનુભવે છે, એ કાંઈ થોડી દુર્દૈવની વાત છે? ભારતવર્ષની યાન્ત્રિક શક્તિ હજી બચપણમાં છે, વ્હીટલે કમીશને કરેલા રિપોર્ટને આધારે ભારતવર્ષના લોકોની ઉત્પાદનશક્તિ બીજા દેશોના મજૂરોની શક્તિના પ્રમાણમાં લગભગ ⅓ કરતાં પણ ઓછી છે, પશ્ચિમના દેશોના મજૂરોની સાથે સ્પર્ધા કરી શકે એવા સબળ મજૂરો એક પંજાબ સિવાય આખા દેશમાં બીજે કયાય જોવામાં આવતા નથી, તે વખતે અડધા કરોડ જેટલા સબળા હૃષ્ટપુષ્ટ બાવાઓ કશું જ ઉત્પન્ન ન કરતાં બીજાઓનું મહામહેનતનું પેદા કરેલું એઠાં એઠાં ઉડાવે તેના કરતાં જનશક્તિના ઉડાઉપણાનું વધારે સારૂં ઉદાહરણ દુનિયામાં શોધ્યું જડે એમ નથી. યાંત્રિક શક્તિઓનો જે દેશમાં અલ્પ વિકાસ થયો હોય

તે દેશમાં તો જનશકિતનો ઘણામાં ઘણો ઉપયોગ કરી લઇને યાંત્રિક શકિતના અભાવની ખોટ કેટલેક અંશે પૂરી કરવી જોઇએ; જેની પાસેથી જેટલું અને જે જાતનું કામ લઇ શકાય તેટલું લેવાવું જ જોઇએ. અઢાર વર્ષની ઉમરનો પુરૂષ અથવા સ્ત્રી, જો ઉચ્ચ શિક્ષણ ન લઇ રહ્યાં હોય તો તેમની પાસે તેમની યોગ્યતા મુજબ કામ લેવાની રાષ્ટ્રની સરકારે યોજના ઘડવી જોઇશે. અઢારથી પંચાવન કે સાઠ વર્ષનાં તમામ સબળ અને નિરોગી સ્ત્રી પુરૂષોની શકિતને ઉત્પાદન અથવા વિનિમય એ બેમાંથી કોઇપણ એક કામમાં કામે લગાડી દેવાનો ધર્મ રાષ્ટ્રીય સરકારનો છે. કોન્ગ્રેસ સરકાર રાષ્ટ્રીય ઔદ્યોગીકરણની મહાસમસ્યા ઉકેલવાને સારૂ હમણાં વિચાર ચલાવી રહી છે, તે વખતે દેશની જનશકિતનો એક વિપુલ ધોધ ફળદ્રુપ ખેતરોમાં નહિ પણ ઉજ્જડ રેગીસ્તાનમાં સૈકાઓ અને સહસ્ત્રાબ્દિઓ થયાં વહી વહીને નિરર્થક સુકાઇ જાય છે, તેને કામે લગાડી દેવાનો પ્રશ્ન પણ તેમણે વિચારવો જોઇશે અને તેમ કરવામાં કુમાર્ગે વળેલો લોકમત અડચણો ઉત્પન્ન ન કરે તે સારૂ જરૂરી પ્રચારકાર્ય અને કાયદા ઘડવાની પણ તજવીજ કરવી જોઇશે. બેકારોને માટે કામ ખોળી કાઢીને તેમને કામે લગાડવાનો જેટલો સરકારનો ધર્મ છે, તેટલોજ ઇરાદાપૂર્વક બેકાર રહેનારાઓને કામે જોતરી દેવાનો પણ છે જ.

આ વિષવૃક્ષમાંથી એક બીજો હાનિકારક ફણગો ફૂટે છે, તે એ છે કે દેશમાં જ્યારે બેકારી તેના ભયંકર સ્વરૂપમાં ફેલાઇ રહી છે, જ્યારે ઉંચામાં ઉંચી કેળવણી પામેલા યુવકો અર્થાભાવને લીધે આત્મહત્યાઓ કરતા થઇ ગયા છે, જે વખતે તનતોડીને મહેનત કરતાં પણ કરોડો માણસો લૂખા રોટલા પણ પેટ ભરીને ખાવા પામતા નથી, તે વખતે આ ભીખારી અને બેઠા-ખાઉઓનું મંડળ દરરોજ ઘીકેળાં ઉડાવે છે, તે જોઇને બીજાઓને પણ તેમના મંડળમાં જોડાવાની લાલચ થાય છે, કારણકે વગર મહેનતે સારૂં ખાવાનું પીવાનું મળતું હોય તો મહેનત કરીને ભૂખે મરવાનું કોને ગમે? પંજાબ, સંયુકત પ્રાંત અને ગઢવાલના ઘણા ખેડૂતો પોતાના ઘરમાં ભગવાં વસ્ત્ર અને છીપી, (સંન્યાસીઓનું જળપાત્ર) એ બે વાનાં રાખીજ મૂકે છે. ખેતીની મોસમ પુરી થાય અને ઘર બેઠાં પાંચ પૈસા પેદા કરી શકાય એવું કોઇ કામ હાથ ન લાગે તો તેઓ પેલાં ભગવાં વસ્ત્ર પહેરીને *હાથમાં છીપી લઇને કાશી, હરિદ્વાર, ઋષિકેશ આદિ ક્ષેત્રોમાં નીકળી પડે છે.* ચાર પાંચ મહિના તેઓ સંન્યાસી તરીકે વ્યતીત કરે છે, તેટલા વખતમાં દેશના પૂંજીવાદી લૂંટારાઓએ ધર્મ અને પરોપકારની રમત કરવાને સારૂ માંડેલાં અન્નક્ષેત્રોમાં જઇને મફતના રોટલા લઇને ખાઇ લે છે અને પછી આખો દિવસ ફરી ફરીને પોતપોતાની અક્કલ હુશીઆરીના પ્રમાણમાં રોજના આઠ આનાથી દોઢ રૂપીઆ જેટલી રોકડ નાના પ્રકારને બ્હાને માગી ભીખીને એકઠી કરે છે અને એ રીતે ચાર પાંચ માસમાં પચાસ, સો અથવા બસો રૂપીઆ જેટલી રકમ ગાંઠે બાંધીને ખેતીની બીજી મોસમ શરૂ થાય તે પહેલાં પોતાને ઘેર આવીને ઉભા રહે છે. આ બધું કેવી રીતે બને છે. તેના હું થોડાક દાખલા આપીશ. સમાજશાસ્ત્રોનો અભ્યાસ કરનારાઓએ લક્ષ આપવા જેવો અતિ અગત્યનો આ વિષય છે, એમ સમજીને હું મારાથી બની શકે તેટલા વિસ્તારથી લખી રહ્યો છું. લંડનના કોઇ

અમણીપત્રના સંપાદકે પોતાના એક અતિ બાહોશ સંવાદદાતા (રિપોર્ટર)ને લંડનના ભીખારી, ભામટા અને મવાલીઓની સ્થિતિ, તેમના રહેઠાણ, તેમની ભીખ માગવાની યુકિતઓ વગેરેનો અભ્યાસ કરીને રિપોર્ટ કરવા મોકલ્યો હતો. હું પણ કાંઇક તેવી જ જાતનું ગંદું પણ સમાજના હિતને માટે અત્યંત જરૂરી કાર્ય કરવાનો પ્રયત્ન કરી રહ્યો છું. મારા લેખને વધારે પડતું મહત્વ આપવાનો આરોપ કોઇ મારા ઉપર મૂકે તો તેટલું જોખમ વેઠી લઇને પણ હું કહું છું કે આ વસ્તુસ્થિતિના ઉપર દેશના કાયદાઓ ઘડનારી સંસ્થાઓનું ધ્યાન ખેંચવાની ઘણી જ જરૂર છે.

(૧) ઋષિકેશમાં આવીને રહેલો એક સંન્યાસી ગંગામાં સ્નાન કરતાં કરતાં જરાક વધારે ઊંડા પાણીમાં જવાથી તણાઇ ગયો અને તેનું શબ ઘણે આઘેથી મળી આવ્યું. તેની કુટિમાંની વસ્તુઓમાં શું શું છે તેની જ્યારે પોલિસના અમલદારે પાંચ સાક્ષીઓની સમક્ષ તપાસ કરવા માંડી ત્યારે કેટલાક પત્રો પણ મળી આવ્યા, જે મરનાર સંન્યાસીના બાપે, તે અભણ હોવાથી, કોઇની પાસે લખાવ્યા હતા અને તેમની બધાની સામાન્ય મતલબ એવી હતી કે "તને સંન્યાસી થયે છ સાત વરસ થવા આવ્યાં, છતાં તેં હજી ત્રણસો રૂપીઆ મોકલ્યા તે જ મોકલ્યા! તારી છોકરીઓ મોટી થવા આવી છે, તેમને પરણાવવી પડશે. ઘર જૂનું થઇ જવા આવ્યું છે, તેને ઉકેલવાનું છે. તને અમારી ચિન્તા કેમ થતી નથી? તેં સંન્યાસી થઇને શી કમાણી કરી? વગેરે વગેરે" આ પ્રસંગે હાજર રહેલાઓમાં 'લોકમાન્ય' (હિન્દી) પત્રના સંપાદક પણ હતા. તેમણે આ કાગળોની નકલ કરી લીધી અને પોતાના પત્રમાં લોકોની જાણને માટે તેમણે તે કાગળો છપાવ્યા પણ હતા.

(૨) ડેહરાડૂનના શ્રી. ચતુરસેન શાસ્ત્રી પોતાના 'धर्म के नाम पर' નામના પુસ્તકમાં પોતાની એક આપવીતી નીચે પ્રમાણે વર્ણવે છેઃ—

"એકવાર હું અસંત બિમાર થઇને પથારીવશ થયો હતો તેવામાં કોઈ મિત્રે મને કહ્યું કે શહેરમાં એક ૧૨૫ વર્ષના મહાત્મા આવ્યા છે અને મારા સાગ વકીલો, બારિસ્ટરો, સરકારી અમલદારો તથા અગ્રગણ્ય સુશિક્ષિત ગૃહસ્થો તેમને પોતાને ઘેર સન્માનપૂર્વક બોલાવે છે કેમકે તે પોતાની યોગસિદ્ધિઓ વડે અસાધ્ય રોગ મટાડી શકે છે. મેં પણ તે મહાત્માને મારે ઘેર તેડાવ્યા. જેવા તે મારા ઓરડામાં પેઠા તેવા મેં તો તેમને પહેલી જ નજરે ઓળખી કાઢ્યા; પણ તેમણે મને ઓળખ્યો નહિ તેથી મારે તેમની સાથે થોડીક વાતચીત થઇ.

'મહાત્માજી! આપનું વય કેટલું?'

'સવાસો વર્ષ થઇ ગયાં.'

'ત્યારે આપ કયું તેલ માથે લગાડો છો કે જેથી આપના વાળ હજી કાળાને કાળાજ રહ્યા છે?'

'અમે તેલ વાપરતા નથી, યોગાભ્યાસથી વાળ કાળા જ રહે છે.'

'આપનો નિવાસ ક્યાં?'

'કૈલાસ—માનસ સરોવર આગળ.'

કૈ

'ઓ સા...લા ! તું વળી મહાત્મા ક્યારનો થઇ ગયો ? જ્વાલાપુર મહાવિદ્યાલયમાં તો આપણે એક વર્ગમાં ભણતા હતા અને પંડિત ભીમનાથ શર્માનો માર ખાતા હતા તે તું ભૂલી ગયો ? ઉતાર તારૂં પહેરણ અને હજી તારે વાંસે ચામઠાં છે કે નહિ તે મને જોઇ લેવા દે.'

તે ૧૨૫ વર્ષના મહાત્મા આભા બની ગયા અને પછી મને ગળે વળગી પડયા. મેં પૂછ્યું, 'દોસ્ત ! તારાં માતુશ્રી કુશળ છે ? તારે બે બ્હેનો હતી તેઓ તો હવે બહુ મોટી થઇ ગઇ હશે.'

'મહાત્માજી બોલ્યા. 'અરે ! યાર ! તેમને પરણાવવાના પૈસા પેદા કરવા સારૂ તો મારે મહાત્માનો વેષ લેવો પડયો છે.'

આ વાતમાંથી બીજી એક જાણવા જેવી બીના એ છે કે આપણા દેશના સુશિક્ષિત લોકો પણ ધર્મની વાતોમાં ગામડાના ગમાર જેવા જ ઉલ્લુ છે.

(૩) ઋષિકેશથી સ્વર્ગાશ્રમ તરફ જવાના રસ્તા ઉપર એક ભેખડની અંદર એક નાનકડી ગુફા છે, જેમાં પેસવાને સારૂ એક નાની ડોકાબારી મૂકેલી છે. તેમાં એક મહાત્મા રહે છે. બદ્રીનારાયણની યાત્રાના મહિનાઓમાં એટલે એપ્રીલથી ઓગષ્ટ સુધીમાં તે મહાત્મા સો દોઢસો રૂપીઆ પેદા કરી લે છે. તે બધો વખત ગુફાની અંદર પોતાના આસન ઉપર આંખો મીંચીને બેસી રહે છે. ગુફાની બહાર તેમનો એક ભાગીદાર અથવા એજન્ટ ઉભો રહે છે. તે યાત્રાળુઓને મહાત્માનાં દર્શન કરવા માટે ગુફામાં તેડી લાવે છે. અને સાંજ પડયા પછી બેઉ જણ ...જની આવક વહેંચી લે છે,

(૪) એક ઘરડો ગુજરાતી સંન્યાસી, જે તેની બોલી ઉપરથી ખેડા જીલ્લાનો પાટીદાર લાગતો હતો, તે પોતે અભણ હોવાથી મારી પાસે કાગળ લખાવવા આવ્યો. તેમાં તેણે કોઇ હરખાબ્હેન, સમજૂબ્હેન, મરઘાભાઇ, પશાભાઇ વગેરેને આશીર્વાદ સાથે લખાવ્યું હતું કે તમે બધાં મળીને બસો રૂપીઆ મને મોકલાવી દો તો તમારા નામનો હું ભંડારો કરીને મહાત્માઓને ભોજન કરાવીશ, જેથી તમને ઘણું પુણ્ય લાગશે

(૫) પંજાબના બે જુવાનો છેલ્લા કુંભમેળા વખતે હરદ્વાર જઇને સંન્યાસી થઇ ગયા. દોઢ બે મહિના સુધી માલપૂડા, જલેબી અને કળીના લાડુના ભંડારાઓમાં ખૂબ ખાઇ પીને તેમણે મોજ ઉડાવી અને ઘેર આવ્યા ત્યારે લગભગ સો સો રૂપીઆ છેડે બાંધતા આવ્યા.

(૬) હું જે ગામમાં રહું છું, ત્યાંનો જ એક પઠાણ ઉદાસી સંપ્રદાયના સંન્યાસીઓની જમાતમાં ભળી ગયો છે. એકવાર તે જમાત આ જ જિલ્લાના અમુક ગામમાં આવી ચેદેલી ત્યારે તેનાં સગાં વ્હાલાંએ તેને ઓળખ્યો અને પકડીને ઘેર તેડી આણ્યો. પણ થોડા દિવસ પછી પાછો તે નાસી ગયો કારણ કે ઘરના સૂકા મકાઇના રોટલા તેને ગળે ઉતરતા ન હતા. તેનું ગળું શીરોપૂરી અને માલપુડા દૂધપાક ખાઇ ખાઇને સુંવાળું થઇ ગયું હતું.

(૭) ઋષિકેશનો એક સંન્યાસી નિત્યાનંદ નામના કોઈ ગુજરાતી સંન્યાસી પાસે (જામનગરના) ચેલું કરીને જટાશંકર નામના) કોઈ પોલિસ અમલદારને ગુજરાતીમાં કાગળ લખાવવા આવ્યો હતો. તેમાં તેણે એવું લખાવ્યું હતું કે "મેં હમણાં કાર્તિકસ્વામીની આરાધના કરવા માંડી છે, જે થોડાંક અઠવાડિયાં પછી પૂર્ણ થઈ જશે. તેનું ફળ મારે તમને આપવાનો વિચાર છે. તેનાથી તમને યશ મળશે. તમારાં પરાક્રમમાં વધારો થશે, અને નોકરીમાં ઉન્નતિ થશે. આ પુરશ્ચરણના ખર્ચ પેટે તમારે માત્ર ચારસો રૂપીઆ જ કઢવા કરવા પડશે. મારા પુરશ્ચરણના ફળને સારૂ બીજા ઘણા માગણી કરતા આવે છે, પણ મારે એ લાભ તમને જ આપવો છે. માટે તમે ચારસો રૂપીઆની સાથે તમારો ઉત્તર મને જલ્દી જણાવી દેશો. આવો અલભ્ય લાભ ગુમાવશો તો જિંદગી સુધી તમારે પસ્તાવું પડશે, કારણ કે કાર્તિકસ્વામીનું પુરશ્ચરણ કરવાનો યોગ વારંવાર આવવો નથી, વગેરે વગેરે.'

(૮) એક સંન્યાસી જે તેના કહેવા પ્રમાણે પુર્વાશ્રમમાં અમુક રેલ્વે સ્ટેશન ઉપર ડેપ્યુટી સ્ટેશન માસ્તર હતો, તેણે કોઈ લોટરીની ટિકિટો વેચવાનું સત્કાર્ય કરવા માંડ્યું. આખો દિવસ ખડીઓ, કલમ અને ટિકિટોની રસીદબુક લઈને તે બધા શહેરમાં ફરતો અને મૂર્ખ લોકોને ફોસલાવી ફોસલાવીને તેમને લોટરીની ટિકિટ વેચતો. મેં તેને એક દિવસ ધન્યવાદ આપીને કહ્યું કે 'આ બેકારીના જમાનામાં જ્યારે લોકો પૈસાને સારૂ ત્રાહિ ત્રાહિ પોકારી રહ્યા છે, તે વખતે એકદમ ધનવાન થઈ જવાનો આપ લોકોને સુમાર્ગ બતાવીને મહત્ પુણ્યનું કામ કરી રહ્યા છો!' પછી તે મહાત્માને ઋષિકેશમાં મેં દીઠા નહિ અને ગરીબ લોકો, બિચારા ભંગીઓ પણ ઘણીવાર તેના નામની પોક મુકતા હતા તે હું સાંભળતો હતો. કહેવાની જરૂર નથી કે તેણે ટિકિટોના વેચાણનું નાણું કંપનીને મોકલાવ્યું જ ન હતું

(૯) તીર્થક્ષેત્રોના કાપડીઆ, મીઠાઈવાળા અને બુકસેલરો પણ આ ભોળા દિવસની લૂંટમાં ભાગીદારી કરે છે. ઋષિકેશમાં લગભગ દરેક મીઠાઈની દુકાન આગળ ઉપર કહ્યાં તેવાં ભગવાં વસ્ત્રધારી બવાલીઓ ઉભા જ રહે છે. દુકાનદાર તેમને કોઈવાર બેસવાને ખુરશી પણ કાઢી આપે છે. આ બવાલીઓ જતા આવતા યાત્રાળુઓ પાસે—કોઈની આગળ દુધ, કોઈની આગળ દહિં, કોઈની આગળ બરફીપેંડા—એવી વસ્તુઓની માગણી કરે છે. ટીલાં, ટમકાં અને દેખીતી રીતે 'ભગત' જેવા લોકોને જ તેઓ પોતાના શિકાર તરીકે ઓળખી કાઢે છે. આંખે ચશ્માં, કોટપાટલુન તથા નવીન શિક્ષણનાં બીજાં બાહ્ય લક્ષણોવાળાને તેઓ ઝાઝું છેડતા નથી. મારો એક પાડોશી સંન્યાસી, દૂધ, દહિં અને મીઠાઈના ઉપર જ રહેતો હતો, તેની પાચનશક્તિ અદ્ભુત હતી, કારણ કે દિવસમાં ગમે તેટલી વાર, ગમે તે પદાર્થ અને ગમે તેટલા પ્રમાણમાં ખાઈને હજમ કરવાની તેનામાં તાકાત હોવી જ જોઈએ. તે મારા પડોશમાં ત્રણચાર મહિના રહ્યો, ને દરમ્યાન તે કદિ માંદો પડયો ન હતો. તે કહેતો કે ક્ષેત્રની ભિક્ષા ખાવાથી બુદ્ધિ જડ થઈ જાય છે! આવા માણસોની હાજરીને લીધે મીઠાઈવાળાઓની ઘરાકી વધે છે. કેટલાક ઠગ સંન્યાસીઓ ભોળા યાત્રાળુની

પોતે પુસ્તક અથવા ઓઢવાનો ધાબળાની માગણી કરે છે; યાત્રાળુ મનમાં એમ સમજે છે કે જુઓ ભલો સંન્યાસી ક્યાં રોકડા પૈસા માગે છે? તે તો ભણવાને સારૂ ફક્ત અમુક પુસ્તકની જ અથવા પહેરવા ઓઢવાના વસ્ત્રની જ માગણી કરે છે. અને તે તો તેને આપાવવું જ જોઈએ ને? એકવાર અમુક સંન્યાસીને કોઈ યાત્રાળુએ 'લઘુકૌમુદી'નું પુસ્તક અપાવ્યું. યાત્રાળુ તેને રસ્તે ગયો એટલે તે મહાત્માએ તે પુસ્તક દુકાનદારને પાછું આપ્યું અને તેની કિંમતનું નાણું બેઉ જણે વહેંચી લીધું. કપડાંનું પણ આવું જ થાય છે. પુસ્તક વેચનારાઓ એકના એક પુસ્તકની આ રીતે કેટલીય વાર કિંમત ઉપજાવી લે છે. અને પાછું પુસ્તક તો ઘેરનું ઘેર જ રહે છે.

(૧૦) મારા પડોશમાં એક સંન્યાસી આવી ચઢ્યો. બાપ દીકરો બેઉ સંન્યાસીના વેશમાં હતા અને મારી કુટિની પાસે બે મોટાં મોટાં પીપળાનાં ઝાડ હતાં, તેમાંના એકની નીચે પડાવ તેમણે નાખ્યો. આ જગ્યાએ અગાઉ મોટાં આલીશાન મકાન હતાં, જે મન ૧૯૨૪ના પૂરમાં ભાંગી પડ્યાં હતા અને જેમની ઈંટો રેતીમાં દટાઈ ગઈ હતી. પેલા મહાત્માએ બે વાર ક્ષેત્રના રોટલા ખાઈને ઈંટો ખોદવાનો ઉદ્યમ કરવા માંડ્યો અને એક નાનું સરખું પાકું ઘર બાંધી શકાય એટલી ઈંટો ખોદી કાઢી અને પોતાને હાથે જ ઈંટરી ઘર બાંધી દીધું. તે જાતનો ગોરખો હતો અને થોડાં વરસ ફોજમાં નોકરીએ રહ્યો હતો એવું તેણે મને એકવાર કહ્યું હતું. એકાદ વરસ આવી રીતે રહ્યા પછી બાપદીકરો બીજે ગામ ચાલ્યા જવાને તૈયાર થયા ત્યારે પેલું ઘર તેમણે બીજા સંન્યાસીને ત્રણ રૂપીઆની કિંમતે વેચી માર્યું! જતી વખતે મને નમસ્કાર કરવાને સારૂ તે મારી પાસે આવ્યો ત્યારે મેં તેને ચાલ્યા જવાનું કારણ પુછતા તેણે મને કહ્યું, "હું તો અહિં આવીને છેતરાયો. મને લોકોએ એવું કહ્યુ હતું કે ઋષિકેશમાં સંન્યાસીઓની ઝૂંપડીઓમાં લોકો આવી આવીને ફળ, મીઠાઈ અને બીજા ખાદ્ય પદાર્થોના ઢગલા કરી જાય છે અને રોકડા પૈસા પણ મન માન્યા મળે છે. પણ મને રોટલા ઉપરાંત બીજું કાંઈજ મળ્યું નહિ ઉલટી મારી પાસે જે રોકડ સીલક હતી તે પાન ચાહ અને તંબાકુમાં વપરાઈ ગઈ અને હવે ખાલી હાથે મારે અહિં કયા સુધી દહાડા કાઢવા?" મેં પુછ્યું, 'ત્યારે હવે ક્યાં જવાનો વિચાર રાખ્યો છે?' તેણે કહ્યુ, 'ગામડામાં ફરીશું. ખાવાનું તો મળશેજ અને પાંચ પૈસા પણ આવી મળશે.' મેં પુછ્યું 'કેવી રીતે?' તેણે જવાબ દીધો, 'હું આશક-માશુકને ફાયદો થાય એવા મંત્રપ્રયોગ કરી જાણું છું.'

આવા આવા સેંકડો કિસ્સા મારા ઋષિકેશના અઢી વર્ષના નિવાસ દરમિયાન મારી જાણમાં આવી ગયા છે, જેમાંથી નમૂના તરીકે મેં ઉપર ટાંકી બતાવ્યા. આ તો જાણે આ મુંડાઓના સમાજના સૌથી નીચેના સ્તરને લાગુ પડે છે. તેમનાથી વધારે ઉંચા દરજ્જાના, વધારે કુશળ અને સુશિક્ષિત ઠગ સંન્યાસીઓની કાર્યપદ્ધતિનું વિવરણ કરતા પહેલાં કેટલીક રહસ્યમય બાબતો ઉપરથી પડદો ઉપાડીને તેમને લોકોની જાણ માટે જાહેર કરી દઉં છું. આ સંન્યાસીઓ એવા અકૃતજ્ઞ અને રીઢા થયેલા લૂંટારાઓ છે કે કોઈ તેમને ગમે તેટલું આપે તોપણ તેમનાં અંતઃકરણમાંથી દાન દેનારને માટે આશીર્વાદનાં એક

મન્દ ઉદ્ગાર પણ કદિ નીકળતોજ નથી, એટલું જ નહિ પણ સર્વભક્ષી હુતાશનની પેઠે તેમની તૃષ્ણાની કદિ પરિતૃપ્તિ થતી જ નથી. તેમને પાંચ રૂપીઆ આપો કે પાંચસો રૂપીઆ આપો પણ તે કદિ મોઢેથી એવું કહેવાના નહિ અને મનમાં પણ સમજવાના નહિ કે ફલાણા સજ્જને આપણને ઘણું આપ્યું, ઇશ્વર તેનું ભલું કરો ! રોટલાનો ટુકડો ખાનાર ક્ષુદ્ર કૂતરો પણ પૂછડી હલાવીને દાતાનો ઉપકાર માને છે, તેટલું પણ આ ભગવાં વસ્ત્રધારી ભામટાઓ કરી શકતા નથી. તેમના 'ટ્રેડના' વ્યવહારમાં તેઓ અમુક સાંકેતિક શબ્દો (કોડવર્ડ)નો ઉપયોગ કરે છે. કોઇ તેમને કશું આપે ત્યારે તેઓ એવું નથી કહેતા કે 'કોઇએ મને દાન દીધું' પણ 'હા ! કોઇ ફસ ગયા.' એવું કહે છે. એક સંન્યાસીને કોઇ યાત્રાળુએ પીત્તળનું કમંડળ અપાવ્યું, તે જોઇને બીજાએ પૂછયું, 'કયોં ? કોઇ ફસ ગયા કયા ?' તે બોલ્યો 'હાં, ફસ ગયા.' એક સંન્યાસીએ પોતાને રહેવાને માટે ઝૂંપડી બાંધવા માંડી, પણ દ્રવ્યને અભાવે કામ અધૂરૂં મૂકવું પડયું તેણે મને કહ્યું, 'હો જાયગા, કોઇ ન કોઇ જરૂર ફસ જાયગા ' એમ કરતાં કોઇ મૂર્ખ મારવાડી ફસી ગયો. તેણે તેને થોડાક લોઢાના પતરાં અપાવ્યાં; પણ તેનું આખું છાપરૂં ઢાંકવાને માટે તેટલાં પતરાં પૂરતાં ન હતા. તે મારવાડીએ આખું છાપરૂં ઢંકાય તેટલાં પતરાં અપાવવાનું કહ્યું પણ ન હતું; તેણે પોતાની શકિત અને શ્રદ્ધા મુજબ અપાવ્યાં હતાં. પણ તેટલાથી તે મહાત્માને સંતોષ થયો તો નહિ જ પણ તે પૈસા મારવાડીને ઉલટા તુચ્છકારીને તેને હલકા વચન કહેવા લાગ્યા. 'કયોં ? ઇતને મેં હિ તુમારી હવા મરક ગઇ ? ઇતની થોડી ચદ્દરોંસે મેરા કયા કામ ચલેગા ? ઇસમેં તો નહિ દેના અચ્છા થા.' પેલો મૂર્ખ ગધેડો પૈસાનું પાણી કરીને, તેના બદલામાં આવા અપમાનના બોલ સાંભળીને ત્યાંથી ચાલતો થયો. બીજો એક સાંકેતિક શબ્દ '**ચેતાના**' (ચેતાવવું) છે. જેનો અર્થ કોઇની પાસેથી 'પૈસા કઢાવવા ' એવો થાય છે. કોઇ સાધુ અમુક ગામમાં અડંગા નાખીને બેસે, ગામ લોકોની પાસેથી અનેક યુકિતપ્રયુકિતથી પૈસા મેળવે, મઠ મંદિર બંધાવે, જાગીર સંપાડે, ત્યારે તેને વિષે સાધુઓ પરસ્પર કહે છે કે ' ફલાણાએ અમુક ગામને ઠીક ચેતાવી દીધું.' ત્રીજો એક સાંકેતિક શબ્દ '**પુરૂષાર્થ**' છે. સાધુસમાજમાં ' પુરુષાર્થ ' કરવો એટલે પૈસાદાર લોકોને પોતાના 'શિષ્ય–' ' ભગત '–'સેવક' –બનાવવા અને તેમની પાસેથી પૈસા પડાવી લઇને ખૂબ આરામથી રહેવું અને સાધુઓને ભંડારા ખવડાવીને ખૂબ ખ્યાતિ મેળવવી. મેં સીમા પ્રાન્તના એક ગામડામાં પોતાને ખર્ચે નાનો સરખો બંગલો બંધાવ્યો છે. અને પૈસા ખરચીને તથા થોડીક જાત મહેનત કરીને ફૂલ ફળનો નાનો બગીચો તૈયાર કર્યો છે, તે જોઇને જતા આવતા સાધુઓ મને કહે છે કે ' આપને અચ્છા **પુરુષાર્થ** કિયા હય. ' તેઓ મનમાં એવું સમજતા હોય છે કે આ બંગલો અને બગીચો મારા કોઇ ધનવાન શિષ્ય અથવા ' ભગત ' તરફથી મને મફતમાં મળ્યાં હશે અને તેથી તેઓ મારા 'પુરુષાર્થ'નાં વખાણ કરે છે

ભોળા લોકોની આંખો ઉપર ઊંધા પાટા બાંધવાના હેતુથી કોણ જાણે કેટલાય સૈકાથી આ ધૂર્ત લોકો મોટા પાયા ઉપર અને ઘણી કુનેહથી પ્રચાર કાર્ય કરતા રહ્યા છે. જેમ

આપણા દેશના લોકોના માનસ ઉપર પોતાનો પ્રભાવ બેસાડવાને માટે અંગ્રેજ લેખકો આપણને આજસુધી એવાં ઊઠાં ભણાવ્યાં હતાં કે અંગ્રેજ માત્ર પ્રમાણિક, સત્યવક્તા નિષ્પક્ષપાતી, શૂરવીર નીડર અને પરોપકારી હોય છે. થોડાંક વરસથી આ પરપોટો ફૂટી ગયો. તેની અંદરનું પોકળ જાહેર થઈ ગયું અને આપણા કહેવાતા પ્રભુઓનો દુષ્ટ હેતુ ઉઘાડો પડી ગયો તે પહેલાં દેશના કેળવાયેલા લોક પણ આ માયાના ભોગ થઈ પડેલ હતા. સાધુઓએ પણ એવી જ માયાજાળ ફેલાવી દીધી છે. સાધુ સંન્યાસી ગમે તેવ હોય, મૂર્ખ હોય, વ્યસની હોય, પંડિત હોય, કાળા અક્ષરને કૂટી મારે એવો હોય, ઉદ્યોગી હોય, આળસુ હોય, ધનવાન હોય, કેડે ફાટી તૂટી લંગોટી પણ ન હોય, ખૂબ સાફસૂફ અને ટાપટીપવાળો હોય, જેના હાથના બે બોર પણ કોઈ ખાય નહિ એવો ગંદો અને ગોબરો હોય, હાથી, ઘોડા અને ડંકા નિશાન સાથે ફરવા નીકળતો હોય અથવા વગર ટિકિટે આગગાડીઓમાં ચઢી બેસતો હોય—તે ગમે તેવો હોય, ગમે તેવી અવસ્થામાં હોય તોપણ તેનામાં ગુણ જ બતાવવાનો અને સિદ્ધ કરવાનો પ્રયાસ આ સંગઠિત ગુંડામંડળી કરતી આવી છે. જો તે મૂર્ખ હોય તો તેને **ભજનાનંદી** કહેશે, ભણેલો હોય તો તેને **વિદ્યાવાન** કહેશે, વ્યસની હોય તેને **મસ્ત** કહેશે, ઉદ્યોગી હોય -એટલે ગાયો પાળતો હોય, બાગ બનાવતો હોય તો તેને '**પુરુષાર્થી**' કહેશે, આળસુ હોય તો તેને **ઉપરામ** પામેલો કહેશે, ધનવાન હોય, મઠ મંદિર જાગીરનો માલિક બની બેઠો હોય તો તેને '**પ્રારબ્ધ**'વાળો કહેશે, 'દરિદ્ર' હોય તો તેને **વિરક્ત** કહેશે, એક ઠેકાણે ગાદી બનાવીને રહેતો હોય તો તેને **વાનપ્રસ્થી** કહેશે, ભટકતો બામટો હોય તો તેને **રમતારામ** કહેશે, લૂગડાં માથાના વાળ વગેરેની ટાપટીપવાળો હોય તો તેને '**રાજર્ષિ**' કહેશે, ગંદો અને ગોબરો હોય તો તેને **અવધૂત** કહેશે. આ પ્રમાણે હરકોઈ અવસ્થાવાળા સાધુમાં કોઈને કોઈ ગુણ જ છે એવી છાપ દુનિયાનાં લોકોના મન ઉપર પાડવાનો અને ભૂતકાળના પ્રચારની અસરને તાજી રાખવાનો આ લોકો સતત પ્રયત્ન કરે છે. તેમની પાસે ગાંજાની ચલમો અથવા ભાંગના પ્યાલા પીવાને આવેલા નિરક્ષર અથવા અધકચરા ભણેલા લોકોની આગળ ફલાણા સાધુએ આવો ચમત્કાર કર્યો અને ફલાણાએ તેવો ચમત્કાર કર્યો એવી વાતો તેઓ કરતા જ હોય છે. જુદી જુદી સાધુઓની મંડળીઓમાં જઈને બેસે તો મુખે એકની એક પણ નવે નવે રૂપે કરવામાં આવતી અસંભવિત વાતો તે સાંભળશે—ખાસ કરીને કોઈ સાધુએ તંબાકુ ગાંજો પીવાની ચલમમાં ત્રાંબાનો કટકો મૂકીને તેનું કેવી રીતે સોનું બનાવી દીધું. અને પછી તે મહાત્મા કેવા અદૃશ્ય થઈ ગયા. આ વાત મેં જુદાજુદા રૂપમાં પચાસ ઠેકાણે સાંભળી છે. આવી વાતો સાંભળવાથી મૂર્ખ લોકોના મનમાં સાધુ સંન્યાસી ઉપરનો વિશ્વાસ દૃઢ થાય છે, અને આવો અંધવિશ્વાસનો રોગ સમાજમાં ફેલાતો રહે છે. શિક્ષિત વર્ગ ઉપર પણ કોઈ કોઈ વાર અસર કરે છે, કારણ કે મનુષ્યની સ્વભાવગત નિર્બળતામાંથી શિક્ષિત વર્ગ હજી મુક્ત થયો નથી. ઘરમાં મંદવાડ આવે અથવા કોઈ બીજી ત્રીજી વિઘ્ન આવી પડે ત્યારે સાધુ સંન્યાસીઓ પાસે જઈને તેમની પાસે મંત્રસિદ્ધ કાંઈ માગે. તેમનો આશીર્વાદ માગવાની ઉંમરમાં ઉંચી કેળવણી પામેલાઓને પણ સજ્જન થતા જોયા છે

છે. દાખલા તરીકે, ઋષિકેશમાં એક જડભારત જેવો સંન્યાસી છે. તે નથી શ્રોત્રીય અને નથી બ્રહ્મનિષ્ઠ. કાળા અક્ષરને કૂટી મારે એટલી તેનામાં વિદ્યા છે, અને જરા જરામ તપી જાય એવો તે તપસ્વી છે. હાલતા ચાલતા સીસમના લાકડાના કરતાં તે જરાપણ શ્રેષ્ઠ છે જ નહિ પણ ઘણાં વરસ અભ્યાસ કરી કરીને ગંગાના ટાઢા હીમ જેવા પાણીમાં ઘણા કલાક સુધી ઉભાને ઉભા રહેવાની શક્તિ તેણે પ્રાપ્ત કરી લીધી છે. અને સવારથી બપોર સુધી તે પાણીમાં મગરની પેઠે ઉભો રહે છે. અને કશુંક બડબડયા કરે છે. ઋષિકેશમાં સર્વશ્રેષ્ઠ મહાત્માઓમાં તેની ગણના થાય છે અને યાત્રાના દિવસોમાં યાત્રાળુઓની હારની હાર તેનાં દર્શન કરવા સારૂ ચાલતી જ રહે છે. તેની ઝૂંપડીમાં માવો, મેવો, બદામ, પસ્તાં અને નાના પ્રકારનાં પાકાં ફળના ઢગલા જામી જાય છે. ઋષિકેશમાં આવનાર અને આ સંન્યાસી, જેનું નામ મેં તેના પગના કદ ઉપરથી 'હાથીપગો' પાડ્યું હતું તેનાં દર્શન કર્યા વિના પાછો જાય એવો યાત્રાળુ ભાગ્યેજ હોય. સન ૧૯૩૩માં અર્ધ કુંભના મેળા વખતે આપણા પૂજ્ય માલવીયજી ઋષિકેશ આવ્યા હતા ત્યારે તેઓ પણ આ 'હાથીપગા'નું દર્શન કરવાનું ભૂલ્યા ન હતા તેણે માલવીયજીને કહ્યું કે, "જો તમે બરાબર સૂર્યોદય વખતે આવતી કાલે મારી પાસે આવો તો હું તમારા ઉપર એવો મંત્ર પ્રયોગ કરૂં કે જેથી તમારા શરીરનું સ્વાસ્થ્ય સર્વદા રહેશે. પણ બરાબર સૂર્ય ક્ષિતિજમાં હોય તે ક્ષણે જ આ પ્રયોગ થઇ શકે છે, એક ક્ષણનું મોડું કરો તો મારો પ્રયોગ ફળદાતા નહિ નીવડે.' શ્રદ્ધાવાન માલવીયજી તે રાત્રે ઋષિકેશમાં રહ્યા કારણ કે હરદ્વારથી આવતાં વખતે મોટરકાર અટકી પડે તો મોડું થઇ જાયને? સવારમાં તેમણે 'હાથીપગા' ની પાસે તેના આશિર્વાદ સહિત મંત્રપ્રયોગ કરાવ્યો. આપણે બધા જાણીએ છીએ, કે ત્યાર પછીના ૭ વર્ષમાં માલવીયજી બિચારા કેટલીય વાર માંદા પડયા છે અને કાયાકલ્પ કરાવ્યા પછી પણ માંદા તો પડે જ છે. પરંતું સાધુસંન્યાસીઓમાં વિશ્વાસ રાખનારા માલવીયજી તો હજી મનમાં એમજ માનતા હશે કે 'હાથીપગા' મહાત્માએ તો તેનું બધું બળ અજમાવ્યું પણ મારાં જ કોઇ પૂર્વજન્મનાં પ્રતિકૂળ પ્રારબ્ધ કર્મને લીધે હું માંદો થાઉં તો તેમાં મહાત્માનો શો દોષ?' આવો ધુરંધર દેશનેતા જ્યારે સીસમના કુંદા જેવા બાવાને મસ્તક નમાવે તેની જનતા ઉપર કેટલી બધી હાનિકારક અસર થતી હશે?

( અપૂર્ણ )

નાંખી નાંખ્યાં. એ પાણી કેટલાક સ્વયંસેવકોને પીવા આપ્યું, પરંતુ તેના પરિણામે તેમને મેલેરિયા થયો નહિ. આ પ્રમાણે પ્રથમ મેન્શનનો સિદ્ધાંત મેલેરિયાની બાબતમાં લાગુ પડતો નથી તે નક્કી કર્યું. આ ઉપરથી એણે મેન્શને સૂચવેલી રીતનો ત્યાગ કર્યો, અને મચ્છરથી પાણી ખરાબ થાય છે અને તે પાણી દ્વારા મેલેરિયા ફેલાય છે એ બાબત ખોટી છે એમ નક્કી કર્યું. આમ છતાં મેલેરિયાના ફેલાવો કરનાર કોઇપણ જાતનો મચ્છર હોવો જોઇએ એમ રોસને ખાતરી થઇ હતી એટલે મચ્છરના પ્રયોગો એણે જારૂ રાખ્યા. લાંબા નિષ્ફળ પ્રયોગાન્તે ખૂબ નિરાશ થયો.

એક દિવસ એના માણસે એક નવીન જાતનું મચ્છર લાવી બતાવ્યું. આ મચ્છર ઉપર એણે પ્રયોગ કર્યો ન હતો. થોડા દિવસમાં આ જાતના વધુ મચ્છરો ભેગાં કર્યાં. આ મચ્છરો વડે ૧૮૯૭ના ઓગસ્ટ માસમાં ફરીથી એણે પ્રયોગ શરૂ કર્યો. બે ત્રણ દિવસ ઉપર રોગી માણસને કરડેલાં મચ્છરોની ઉપરનો પ્રયોગ પણ નિષ્ફળ નિવડયો, પરંતુ ચારેક દિવસ ઉપરના રોગી માણસને કરડાવેલાં મચ્છરની તપાસ કરતાં એને એક મહાન શોધ હાથ લાગી. આ પ્રયોગ પણ એ લગભગ છોડી દેવાની તૈયારીમાં હતો ત્રણ ચાર દિવસ ઉપર રોગીને કરડેલાં જૂના મચ્છરો રોસને મન સરખાંજ હતાં. એટલે માત્ર નિષ્ફળતામાં વધારો કરવા એણે એ મચ્છરોની તપાસ કરવાનું જારૂ રાખ્યું. એ લગભગ થાકી ગયેલો હતો. એ ચાર દિવસના જૂના મચ્છરોના શરીરના બધા ભાગો એ લગભગ તપાસી રહ્યો હતો. વળી એ મચ્છરોનાં પેટની તપાસ બાકી હતી. પરંતુ ૧૮૯૭ની ૨૦મી ઓગષ્ટનો એ દિવસ ઘણો શુભ હતો જેથી એટલેથી ન અટકતાં પોતાની તપાસ સંપૂર્ણપણે પૂરી કરી પછીજ આરામ લેવો એવો નિશ્ચય કરી કાર્ય જારૂ રાખ્યું. તેનાજ શબ્દોમાં તે દિવસની નોંધ વાંચીએ, ફરીથી તપાસી જોતાં મેં સૂક્ષ્મદર્શકમાં તદ્દન સૂક્ષ્મ કાળો પદાર્થ જોયો. એ પદાર્થ બહુ સ્પષ્ટ હતો. બીજી જગ્યાએ જોયું ત્યાં પણ એવો જ પદાર્થ જોવાનો મળ્યો. એ મચ્છરના પેટનો કોઇ ભાગ ન હતો, એ તો ચોક્કસ જ હતું. આ કંઇક નવીન છે એમ વિચારી પ્રયોગ તેમનો તેમ રાખી, ઘરે જઇ નિરાંતે ઊંઘ કાઢી. જાગ્યો ત્યારે શાન્તિથી વિચાર કરતાં મને લાગ્યું કે ખરેખર મેલેરિયાનો જંતુવાળો મચ્છર મળ્યો છે.'

બીજે દિવસે પાંચ દિવસ ઉપર રોગીને કરડેલો મચ્છર તપાસ્યો તો માલૂમ પડયું કે તેના પેટમાં એથી પણ મોટાં જંતુ હતા આમ રોસે શોધી કાઢ્યું કે જંતુઓ મચ્છરમાં દાખલ થાય છે અને તેમાં પુષ્ટિ પામે છે. આમ છતાં મચ્છર તે જંતુને કેવી રીતે ફેલાવે છે. તે વસ્તુ નક્કી કરવાની બાકી હતી, મચ્છરદ્વારા માણસોમાં એ રોગ કેવી રીતે ફેલાય છે તે જાણવા આ પછી રોસે મચ્છરે વડે પક્ષીને કેવી રીતે મેલેરીયા આપી શકાય તેના પ્રયોગો કરવા માંડયા. એ પ્રયોગો ઉપરથી રોસને માલૂમ પડયું કે મેલેરિયા રોગવાહી મચ્છરોના કરડવાથી લાગું પડે છે. આ શોધને માટે ૧૮૯૮ના જુલાઇમાં, લંડનની બ્રિટિશ મેડિકલ એસોસીએશનની મીટીંગમાં રોસ ઉપર અભિનંદનનો ઠરાવ પાસ થયો, પક્ષી ઉપરના પ્રયોગો માણસો માટે પણ ખરા પડે કે કેમ તે એક વસ્તુ પુરવાર કરવી બાકી હતી, આ માટે મેન્શને હિંદુસ્તાનથી રોગવાહી મચ્છરો મંગાવ્યાં આ રોગવાહી મચ્છરો બે સ્વયંસેવકને

કરડાવવામાં આવ્યાં. એમાંના એક સ્વયંસેવક મેન્શનનો છોકરો જ હતો. આ બંને સ્વયંસેવકને ચાર પાંચ દિવસમાં મેલેરીયાનો તાવ આવ્યો આ પ્રમાણે ઇંગ્લેન્ડમાં, જ્યાં મેલેરીયા થતો જ નથી ત્યાંના માણસોને પણ મેલેરીયાના રોગવાહી મચ્છર કરડવાથી તાવ આવ્યો. આ પ્રયોગથી રોસની શોધ સંપૂર્ણ થઇ.

રોસની શોધથી તેની કિર્તિ ઘણી જ વધી, પરંતુ તેથી તેને આર્થિક લાભ કંઇ થયો નહિ. ૧૯૦૨માં રોસની આ મહાન શોધના માનમાં નોબેલ ઇનામ મળ્યું. આજ શોધના આધારે ડૉ. વોલ્ટર રીડે 'યલો ફીવર' (પીળો તાવ) કેવી રીતે પ્રસરે છે તે શોધી કાઢ્યું. સૈકાઓ થયાં પીળા તાવના ભયંકર ચેપ માટે અનેક અફવાઓ ચાલતી હતી, પરંતુ રીડના પ્રયોગોથી માલુમ પડ્યું કે એ તાવ પણ મચ્છરોદ્વારા ફેલાય છે. આ પ્રમાણે બીજા અનેક રોગો જંતુઓદ્વારા ફેલાય છે. આ પ્રમાણે બીજા અનેક રોગો જંતુઓદ્વારા કેમ ફેલાય છે તેની શોધમાં પણ રોસે ઘણું પ્રોત્સાહન આપ્યું.

રોસની આ શોધ પછી હિંદુસ્તાન અને બીજા ઉષ્ણ પ્રદેશમાં મેલેરિયાના રોગવાહી મચ્છરોનો કેવી રીતે વિનાશ કરવો, એની ઉત્પત્તિ કેવી રીતે અટકાવવી વગેરે પ્રશ્નો ઉપર ખૂબ ભાર દેવાય છે. આથી મેલેરિયાનો રોગ હવે પહેલાની કરતાં અનેક ઘણો ઓછો થઈ ગયો છે.

રોસ રૉયલ સોસાયટીનો ફેલો નિમાયો હતો. એટલું જ નહિ, પરંતુ તેનો પ્રેસિડન્ટ પણ થયો હતો. ૧૯૩૨ની સાલમાં જનસમાજના એ મહાન સેવકનું અવસાન થયું.

---



રહેવા તથા જમવા માટે ઉત્તમ સ્થાન
જોશી હિંદુ લૉજ
ટે.નં.૨૩૩૯૬. ટે.અ.જોશીલૉજ

ઠે. ઝવેરી બજાર, મુળજી જેઠા મારકેટ સામે મુંબઈ

# — બલા —

—શ્રી. પ્ર

'જૂનો ભંગારો વેચવાનો છે? લોખંડનો ભંગાર વેચવાનો છે?' એક ઘરડો મારવાડી ફેરીઓ આવી ટહેલ નાખતો નાખતો તાપી કાંઠેના એક ગામમાં આંટા મારતો હતો.

એ ટહેલ સાંભળી હરિભાઈ બહાર આવ્યા.

'જૂનુંપાનું, ખાંડુંખડું જે હોય તે લાવો. પૈસાનું પાંચ શેર ભાઈ પૈસાનું પાંચ શેર.'

'શું શું લઈશ?' હરિભાઈએ ફેરીઆને રોકી પૂછ્યું.

'લોય લઈશ, મોયો લઈશ, કોડી લઈશ, કઢાઈ લઈશ, જે હશે તે લઈશ, બાપસાહેબ!'

'ભંગાર લઈને તું શું કરે છે?'

'અમારા શેઠ એને વિલાયત ચડાવે છે ત્યાં ભઠ્ઠીમાં ગળાઈ એનું લોઢું બને છે.'

'તો ચાલ વાડામાં ને માલ જોઈ લે. પણ હા મારી એક શરત છે.'

'શી બાપસાબ?'

'મારા માલને તારા શેઠે માથે વિલાયતના જહાજોમાં ચડાવવો જોઈશે. આ દેશમાં જૂના માલ તરીકે તે ફરી ન વેચાવો જોઈએ.'

'ના રે સાહેબ! અમે એવું થયેલું ભંગાર વિલાયત જ ચડાવીએ છીએ.'

હરિભાઈ ફેરીઆને વાડામાં લઈ ગયા. ત્યાં જઈ તેણે એક અવડ ઢાંકેલું ઉઘાડ્યું.

નાની મોટી બે પાંચ ચીજોની આશા રાખી અંદર ગએલો ફેરીઓ ભંગારનો ડુંગર જોઈ હેરત પામ્યો.

'સાહેબ આ બધું!'

'હા! એ બધું.'

'આ એંજીન તો સારું લાગે છે.'

'ભલે સારું લાગતું હોય છતાં તે ભંગાર તરીકે જ કાઢી નાખવાનું છે.'

'સાહેબ, આવડા મોટા ઢગનું તોલ કેવી રીતે કરીશ?'

'તોલની જરૂર નથી. મારે એ નાપાક ચીજોની એક ફૂટી બદામ પણ નથી લેવી. કોઈ પણ રીતે મારે એ બધાને અહીંથી કાઢવી છે, માટે તું ગાડાંની અથવા હોડીની ગોઠવણ કર.'

એંજીન જેવી વસ્તુ પણ હરિભાઈ ભંગાર તરીકે શા માટે કાઢી નાંખતા હશે?

× × × ×

એ દિવસે દશેરા હતો. હરિભાઈ આફ્રિકાની સફર કરી ઘરે આવ્યા. ગામમાં આવતાં તેને અંગી છોકરાંની માયા લાગી, તેથી સાત સાત દરીઆની પાર કાળાપાણીના મુલકમાં ફરીથી જવાનું માંડી વાળી, તેણે ઘર આંગણે જ નવો ધંધો શરૂ કર્યો. દશેરાને શુકને

તેણે પોતાના જ વાડામાં એક લોટ દળવાની, ડાંગર ખાંડવાની ને તેલ પીલવાની નાનકડી મીલ કાઢી.

આજે મરેતમાં કાઢી નંખાતો ભંગાર એજ મીલનો હતો.

એ મીલ દૂઝણી ગાય જેવી ન હતી કે હરિભાઇએ અવડ પડી રહેવા દીધી હશે ?

ના એ હતી તો દૂઝણી. સાંજ થતા પ્રાંચ પંદર રૂપીઆનો એ મીલમાં વકરો પડતો. વળી એજ મીલ પાસે હરિભાઇએ એક દુકાન પણ કાઢી હતી, ત્યાં ચા, ચેવડો, ભજીયાં ટીકડી વગેરે ખાદ્ય વસ્તુઓ ને જોડા, મોજાં, લૂગડાં, વગેરે શોખ સ્હાયબીની ચીજો પણ વેચાતી. એજ દુકાનમાં દૂધ પીવાનો સંચો હતો, ત્યાં આખી વસ્તીનું દૂધ પીલાવા આવતું. આમ હરિભાઈ માટે તો વાડામાંનું એ ડેલુંજ આફ્રિકા હતું. તેમને ધૂમ કમાણી થતી.

તો પછી આજે એ ડેલું અવાવરૂં કેમ પડયું હશે ? ફળાઉ આંબાને ભર મોસમમાં હરિભાઇએ શા માટે કાપી નાખ્યો હશે ?

લો. સાંભળો.

એ ધંધાને પાંચમે વરસે હરિભાઇનાં એક ફોઇબા ઘણે વરસે ભત્રીજાને ત્યાં મહેમાન આવ્યાં. તેના દીકરા નાંદોદના રાજમાં ખેતી કરતા એટલે તે એવી અવરી અને આઘેની જગ્યાએથી હરિભાઇને ત્યાં જવલ્લે જ આવી શકતાં.

તે આવ્યાં ત્યારે હરિભાઇ તો મીલમાં હતા. હરિભાઇની સ્ત્રી બપોરની વામકુક્ષિ કરતી હતી, તે આંખો ચોળતી ચોળતી ને બગાસાં ખાતી ખાતી બેઠી થઈ.

'આવો, આવો, ફોઈબા તો બહુ વરસે દેખાયાં.'

'એ તો એમજ હોય વહુમા. કુશળ છે ને ?'

વહુએ ફોઇસાસુને પગ ધોવા ને પીવા પાણી આપ્યું પછી પાસે જ તેનો એકનો એક દસ વરસનો દીકરો ખુશાલ ઊભો હતો તેને કહ્યું.

'જા ખુશાલ, દુકાનેથી ચા લઇઆવ ને કહેતો આવજે કે રાજમાંથી ફોઇ આવ્યાં છે.'

'દુકાનેથી ચા!' ફોઇએ ઉદ્‌ગાર કાઢયો.

'દુકાન ને ઘર એક જ છે ને? વળી આ બળતે બપોરે કોણ ચૂલો સળગાવે છે ?' વહુએ આવો બચાવ કર્યો. જો કે ખરી વાત તો એ હતી કે ઘરમાં ટીપું ય દૂધ ન હતું.

ફોઇબાને નવાઇ લાગી છતાં તે મ્હેમાન હતાં તેથી મૂગા રહ્યાં. તેણે સાંભળ્યું તો હતું કે ભત્રીજે મીલ કાઢી છે, દુકાન કાઢી છે, પણ એ દુકાને ઘરનું સ્થાન લીધું હશે તેની તેને ખબર ન હતી. રાજના જંગલમાં રહેનારી વૃદ્ધાને આ ખબરે ખૂબ નવાઇ લાગી.

બાએ તો ચા જ મંગાવી હતી પણ બાફોઇ માટે ખુશાલ ડહાપણ વાપરી ચા સાથે ચેવડોને ભજીયાં પણ લેતો આવ્યો.

એ વખતે વહુમા કામસર પાછલી પરસાળમાં ગઇ હતી. એની ગેરહાજરીનો લાભ લઈ ફોઇબાએ ચા-ચેવડાની બારીક પરીક્ષા કરી.

તેણે જોયું કે આ તો કાવાનો કાળો રગડો હોયની એવી હતી. ને ચેવડો? તે ખોરો હતો, ખારો હતો ને વાસી હતો છતાં તડકે તપીને ઊનો થયો હતો. તેણે ભજીયું હાથમાં લીધું, તેનો રંગ અને સડકની ધૂળનો રંગ એક હતો.

પરીક્ષા પછી એ નાસ્તા ઉપરથી ઊઠેલી ફોઇની આંખ તેના બાળ ભત્રીજા અને ભત્રીજી વહુ પર પડી એને એ બધાનાં રૂપરંગમાં એકમેક શું સંબંધ દેખાયો. તે બોલી.

'આવો કચરો ખાઇ ખાઇને જ તમો બંન્નેનાં શરીર આવા સુંદર થયાં હશે, નહિ?'

'નારે, ફોઇજી! એ તો મને રાતરે રાતરે ધગુ આવે છે ને ખુશાલને ઉધરસ ઉપડી છે એટલે શરીર જરા લેવાઈ ગયાં છે.'

ફોઇ તો સમજી હતી પણ વહુમા ન સમજી કે એ ધગાનાં ને ઉધરસનાં મૂળ આ ચેવડા ને ભજીયાંમાં હતાં. તે તો ઊલટી મનમાં મનમાં હસી કે ફોઇસાસુ શનમાં રહે છે એટલે એમનાથી મારી શોખ રહાયથી જોઇ શકાતી નથી.

એવામાં હરિભાઇ આવી પહોંચ્યા. ફોઇ ભત્રીજો ઘણે વરસે મળ્યાં એટલે સુખદુખની વાતે વળગ્યાં.

પાછલે પહોરે હરિભાઈ ફરી દુકાને ગયા, વહુમા પરોણા માટે રાંધવા રસોડામાં ગયાં ને ફોઇબા ગામમાં ફરવા નીકળ્યાં. આ ગામ તો ફોઇનું પીઅર એટલે અહીં તો તે મોટાં થયેલાં. આખા ગામનાં ઘર, ઢોર ને ઝાડ તેનાં ઓળખીતાં હતાં.

તે મુખીને ઘેર ગઇ. ઓસરીના ઓટલા પર પટેલનો છોકરો ચેવડાનું પડીકું લઇ બેઠો હતો. તે જોઇ ફોઇ બોલી. 'હં! આ પડીકાં તો અહીં પણ ઘૂસ્યાં છે.' છોકરો ખાતો હતો ને ખોં ખોં કરતો હતો. ફોઇ ઘરમાં પેઠી.

'આવો, આવો, ક્યારે આવ્યાં?'

'આજે બપોરે.'

'ઘરે સૌ સારાં છે ને?'

'હોવે, તમારે ત્યાં.'

'અમારે ત્યાં તો રોગે ઘર ઘાલ્યું છે.'

'તે કંઈ ઉપાય નથી કરાવતા?'

'ઉપાય તો બધુયે કરાવ્યા. પણ ભલા ભલા ડાકતરોનો ગજ ખાતો નથી. આખરે થાકી ભૂવાને તેડાવ્યો હતો તે કહી ગયો છે કે ઘરપર કોક ભૂત પલિતની કરડી નજર છે.'

ભૂવાએ ઢોંગમાં ને ઢોંગમાં સાચીજ વાત કહી હતી. ફોઇબા એ ભૂતપલિતને તરતજ ઓળખી ગયાં. જો કે પટલાણીને કે પેલા ભૂવાને તેની ખબર ન હતી.

પટલાણી ને ફોઇબા વાતે વળગ્યાં. તેવામાં રસોડામાંથી મુખીની દીકરી બહાર આવી.

'બા આજે શાના રોટલા ઘડું?'

'કેમ ?'

'લોટ તો છે નહિ ?'

'મીલમાં દળાવી નથી લાવી ?'

'મીલ તો બગડી ગઇ છે એટલે બંધ છે.'

'તો ખીચડી રાંધી નાખ.'

'પણ ખીચડીય શાની સાથે ખાશું. દહીં, દૂધ કે છાસ તો છે નહિ ?'

આ સંવાદ સાંભળી ફોઈબા કંપી રહયાં. કેવી પરવશતા ! પાંચેક વરસ ઉપર તો આ ઘરમાં મોટે મળસ્કેથી ઘંટીઓ ગૂંજતી અને વલોણાં ગાજતાં અને આજે ? છતાં તે ગમ ખાઇ ગયાં. કારણ આ 'સુધરેલાં ગામડાં હતાં ને તે તો જંગલના ગામથી આવતાં હતાં. વાતમાંને વાતમાં તેણે પટલણને પૂછ્યું.

'આ મંગી આવી સોટા જેવી પાતળી કેમ છે ?'

'ખાય છે, પીએ છે, શોખ શાયબી પણ કરે છે પણ કોણ જાણે કેમ શરીર બાઝતું નથી ?'

ફોઇબાની જુવાનીના વખતમાં તો વહુ દીકરીઓ દળણાં દળતી, ધાન ખાંડતી, પાસીદાં લણતી એટલે બાર વરસે જ બાવીશ વર્ષની દેખાતી પણ એ તો ભૂતકાળની વાત. આજે તો દુનિયા 'આગળ' વધી હતી.

એવામાં મુખીના દીકરાનો દીકરો રોતો રોતો આવ્યો. ફોઈબા તેના વધી ગએલા પેટ તરફ જોઇ રહી. પટલણે તેને પાસેના ગોખલામાંથી એક શીશી લઇ તેમાંથી બે ચાર ખાટીમીઠી ટીકડી કાઢી આપી. છોકરો રોતો બંધ થઇ જતો રહયો

ફોઇએ પૂછ્યું. 'પટલણ એનું પેટ કેમ મોટું છે ?'

'વહુ કહેતી હતી કે કરમી થઈ છે.'

'તો પછી એને કાચકો આપવો જોઇએ કે ટીકડી ?'

'શું કરીએ રડરડ કરે છે એટલે છૂટકો છે.'

આ દશ્યો ફોઇબાએ ઘરે ઘરે ને ફળીએ ફળીએ જોયાં. પોતાના ભત્રીજાની મીલનો પંજો આખા ગામને હથેળીમાં નચાવી રહ્યો હતો. આખા ગામમાં તે મીલ ને દુકાન સાથે બલા- ગત બેડું હોયની તેમ દરેકના હાડમાંસ ચૂસી રહી હતી.

ફોઇબા પાધર પર આવ્યાં. તેણે ગંગલી ગોલણનું ઘર અવાવરું દીઠું, હવે તેની પાસે કોણ ભાત ભરડાવે કે તે ગામમાં રહે ?

આગળ ઉપર આલરામ ઘાંચીનું છાપરું પણ અરડ પડયું હતું, મીલના તેલના ડબ્બાએ તેને ગામપાર કર્યો હતો.

ફોઇબા જોતાં જ રહ્યાં, અંબુ ખત્રીની શાળો સૂની હતી, વિસરામ મોચીની કોઢાળ ઉજ્જડ હતી, બધે વસવાયાંઓના વાસ પર કાગડા ઊડતા હતા.

ખિન્ન વદને ફોઇબા ઘરે ગયાં. આજથી પાંચ વરસ પર આ પીઅરના ગામની જે સૂરત હતી તે આજે બદસૂરત થઇ હતી, વાડામાં ભત્રીજાની દુકાન ને મીલ પર ક્રોધભરી નજર કરી તે ઘરમાં ગયાં ત્યાં રસોઇ તૈયાર જોઇ હાથપગ ધોઇ જમવા બેઠાં.

વહૂએ ઢોકળાં કર્યાં હતાં. ફોઇએ તેમાં તેલ માગ્યું. એ તેલ લાકડાંની ઘાણીનું ન હતું તેથી કડાણું લાગ્યું, તેમાં અમી ન હતું. ફોઇબાને પૂરી પણ ફીકીફચ લાગી કેમકે મીલની ઘંટીમાં દળાયેલા લોટમાં સાચો કસ રહેતો નથી. ચોખામીલમાં જ ખંડાએલા હતા. તે ચૂના જેવા ધોળા હતા. પૌંઆ જેવા છૂટા હતા, પણ તેમાં અમી કે સ્વાદનું નામ ન હતું. તેણે કઢી પીધી, દૂધના સંચાના પેટમાંથી નીકળેલા ધોળા પાણીની છાસની કઢી પાણી જેવી જ હોયને!

જેમતેમ ફોઈ જમી ઊઠયાં ને હરિભાઇ ઘરે આવે ત્યારે તેની સામે એક લાંબુ ભાષણ આપવા તૈયારી કરવા લાગ્યાં. ત્યાં તો એ જ વખતે વાડામાંથી કોઇની ચીસ સંભળાઇ.

'ઓ મા, મરી ગયો, મરી ગયો.'

ફોઇબા ને વહુમા વાડામાં દોડી ગયાં. મીલના ડેલામાં બધા દોડાદોડી કરતા હતા, બંને ત્યાં ગયાં. હરિભાઇ રોતા હતા, ને ખુશાલ એંજીન પાસેની ચોકડીમાં લોહી ગળતો પડ્યો હતો. ફોઇબાએ આગળ વધી તેને ખોળામાં લીધો. વહુમાએ તો એ કમકમાટી ભર્યો દેખાવ જોઇને ચીસ પાડી.

આજે એંજીન બગડયું હતું. સુરતથી આવેલો કારીગર તે સુધારતો હતો. હરિભાઇ દુકાનમાં હતા. ખુશાલ કુતૂહલને લઇને એંજીન પાસેજ ઊભો હતો. અચાનક કોઇક કળ દબાતાં એંજીનનું મોટું પૈડું ફરવા લાગ્યું. ખુશાલને તેનો ધક્કો લાગ્યો ને તે ઊંધે ચોકડીમાં પછડાયો.

'આ ભૂંડા પૈંડાએ જ એને ધક્કો માર્યો હતો.' પેલા શીદાવીદા થયેલા કારીગરે ફોઇબાને કહ્યું.'

'ભાઇ એ પૈંડાએ તો આવ્યું તે દિવસથી જ એને ધક્કા માર્યા છે. જોને આ એનું શરીર તેનું સાક્ષી છે.'

ફોઇબાને જોઇ હરિભાઇએ પ્રૂસ્કો મૂકયો.

'હાય! હાય! ફોઇ, મારૂં તો કપાળ ફૂટયું.'

'ભાઇ! કપાળ તો આખા ગામનું કે દહાડાનુંય ફૂટી ગયું છે.'

વહુમા રડવા લાગી. વોય બાપરે! મારૂં ઘર ઉજ્જડ થઇ ગયું.'

ફોઇબા બોલ્યાં, 'અડધું ગામ ઉજ્જડ થયું છે તો એક દિવસ તારી હવેલીનો પણ વારો આવેજને?'

ટોળે વળેલા લોકો વાતો કરતા હતા. 'મીલ માતાએ કહૈયા કુંવરનો ભોગ લીધો.'

એ લોકોને હજુ ખબર ન હતી કે તેમના કલૈયા કુંવરોના એ બલા તો રોજ રોજ ભોગ લઈ રહી છે જ.

એ આખી રાત ત્રણે જણા ખુશાલની પથારી પાસે ઉઘાડી આંખે બેસી રહયાં. હરિભાઇની માત્ર શરીરની જ આંખ ઉઘાડી ન હતી. તેની અંતરની આંખને પણ કોઇ બાએ રાત બધીમાં દાખલા દલીલોથી ઉઘાડી દીધી હતી. સ્હવારે હરિભાઇએ પાણી મૂકયું. 'મારે આ ધંધો હરામ છે.'

બરાબર એ જ વખતે ખુશાલે આંખ ઉઘાડી. તેને કળ વળતી જણાઇ. તેણે માગી પાણી પીધું. આશ્વસ્ત થઇ હરિભાઇ બહાર આવ્યા.

ત્યાં પેલો કારીગર ઊભો હતો.

' સાહેબ એંજીન ચાલુ કરું ને ?'

'ના ભાઇ. લે તારી મજૂરી ને જા તું શહેરમાં. એ ડાકણી મરવા પડી છે, તો કાલે મરતી હોય તો ભલે આજે મરતી. એને ફરી જીવતી કરી મારે એના ખપ્પરમાં નવા નવા ભોગ નથી ધરવા !'

આવેશપૂર્વક આમ બોલી એની એ ઉત્તેજના સાથે હરિભાઇ ડેલામાં આવ્યા. ત્યાં એક ઘણ પડયો હતો. તે ઉપાડી તેણે એંજીનના માથા પર માર્યો. અને પછી ઝાંઝમાં ને ઝાંઝમાં હરિભાઈ દુકાનમાં ને મીલમાં ભાંગફોડ કરવા લાગ્યા.

પેલો કારીગર વારવા આવ્યો. 'ભાઇ, રહેવા દો. જોઇએ તો એને વેચી દેજો. પણ આ શું કરો છો ?'

' ના ભાઇ ! ના. આ ગામ માથેની બલાનો ઉતાર મારે બીજે ગામ નથી મોકલવો. મારે તો એના અહીંને અહીં રાઇ રાઇ જેવા ટૂકડા કરવા છે.'

આ ટૂકડાનો ઢગ તેજ આ ભંગારનો ડુંગર હતો. જે જોઇને મારવાડી ફેરીઓ આભો બની ગયો.

# — રૂમાનીઆ —

શ્રી. વલ્લભભાઈ પટેલ

હીટલરની હાકથી પૂર્વમાં આગળ વધતું જર્મની ( Drive Noch ostein ) આજે બાલ્કન રાજ્યોને ગભરાવી રહ્યું છે. ઉત્તર પૂર્વમાં તે પોલાન્ડને ધમકાવે છે, પણ પોલાન્ડની પોલાદી પ્રજા એની સામે ટકી રહી છે. એની ધમકીનો જવાબ આપવા તૈયાર થઇ છે. મને કમને ઇંગ્લેન્ડ, રશિયા, અને ફ્રાન્સ સાથેના સંરક્ષણ સંઘમાં આશ્રય પામ્યું છે. પણ દક્ષિણ પૂર્વમાં આવેલું રૂમાનીઆનું રાજ્ય વિકટ પરિસ્થિતિમાં ગુંચવાયલું છે. એનેય ઇંગ્લેન્ડ–ફ્રાન્સના સંરક્ષણ સંઘમાં સ્થાન તો મળ્યું છે. પણ ઝેકોસ્લોવાકીઆ ગુમ થયા પછી Little Entete ત્રીરાજ્ય મિત્રમંડળમાંના બાકી બેમાંના રૂમાનીઆએ એમના વચન અને કરારોમાં વિશ્વાસ કેમ મૂકવો અને એમના આધારે કેમ બેસી રહેવું એ પ્રશ્નોનો પ્રદેશ શુદ્ધિ કરતાં હૃદયમાં વધારે છે. ડૂબતું માણસ તરણું પકડે, એ કહેવત પ્રમાણે નાઝી જર્મનીથી ગભરાયલા રૂમાનીઆએ સંરક્ષણ સંઘનો આસરો લીધો છે.

ઝેકોસ્લોવાકીઆ ખાલસા થયા પછી બાલ્કન રાજ્યોમાં જર્મની વગવસીલાની પ્રવૃત્તિને કોઇ અટકાવી શકતું નથી. યુગોસ્લાવીઆ, રૂમાનીઆ, બલ્ગેરીઆ એ બધા રાજ્યો આજે હીટલર નાઝી પડછાયા નીચે અદ્રશ્ય થતાં જાય છે. રાજા કેરોલ રૂમાનીઆની ભયંકર સ્થિતિ સમજે છે. એની જુવાનીની વાતો જવા દઈએ તો એણે પોતાનો દેશ નાઝીના તાબામાં જાય એ પરિસ્થિતિમાં બચાવવા બધું કર્યું છે. એ કામમાં બીજા બાલ્કન રાજ્યો તેમજ યુરોપના પ્રજા તંત્રવાદી રાજ્યો તરફથી કોઇપણ જાતની હુંફ કે પ્રેરણા ઓછામાં ઓછાં નહિ જેવા પ્રમાણમાં મળ્યાં છે. આજે રૂમાનીઆ દ્વિધામાં છે. એક બાજુ રૂમાનીઆ પોલેન્ડ સાથે Rumanian Polish Alliance કરારથી બંધાયુ છે. બીજી બાજુ જર્મની સાથે પણ German Rumanian Treaty સંધિનો સંબંધ સાચવ્યા વિના ચાલે એમ નથી. આમ દૂધ દહીં બન્નેમાં પગ રાખ્યા વિના કેરોલને પાલવે એમ નથી. નાઝી અને નાઝી વિરોધ પક્ષોની યોજનામાં રૂમાનીઆ અગત્યનું સ્થાન ધરાવે છે. એક બાજુ જર્મની રૂમાનીઆમાં આર્થીક અને રાજકીય ગુંચણી ગુંથી રહ્યું છે જ્યારે બીજી બાજુ નાઝી પ્રવૃત્તિને ગુંગળાવવા ઇંગ્લેન્ડ અને ફ્રાન્સની કહેવાતી સાંકળમાં રૂમાનીઆનો ઉપયોગ કરવા બદલ ઇંગ્લેન્ડ અને ફ્રાન્સ ઉપર જર્મનો આરોપ મૂકે છે.

ભાવિ ભયંકર છે. વિગ્રહની ભયંકરતા અનિવાર્ય છે અને એ વખતે જર્મનીને રૂમાનીઆનાં તેલ, ઘઉં, મકાઇ અને ખની જ પદાર્થોની જરૂર ભારે છે. એ દિન પ્રતિદિન વધુને વધુ અગત્યની બનતી જાય છે. ઉપરાંત બીજી બાજુ આલ્બેનીઆ ઇટલીના હાથમાં જવાથી યુગોસ્લાવીઆ. ગ્રીસ, તુર્કી અને રૂમાનીઆનો ગભરાટ વધુ તીવ્ર બનતો જાય છે. અને એ પરિસ્થિતિમાં રૂમાનીઆની સ્વતંત્રતાના દિવસો હવે ગણી શકાય એમ છે. ખરી રીતે તે

જર્મની રૂમાનીઆ ઉપર ઘણે ખરે અંશે સત્તા ભોગવે જ છે. તોપણ જર્મનીને એટલી સત્તાથી સંતોષ નથી.

ગયા માર્ચમાં જર્મનીના બાલ્કન વિભાગના આર્થીક ખાતાનો The Reich Balkan Economic Mission નો—વડો ડૉ. હેલ્મથ વોલ્થેટ (Dr. helmuth Wohlthet) એ બુખારેસ્ટની સરકાર સાથે સંખ્યાબંધ વ્યાપારીક અને આર્થીક કરારો કર્યા છે. અને એ બધા કરારોને જર્મન—રૂમાનીઆ સંધિમાં ગુંથી લેવામા આવ્યા છે. આ કરારો અને સંધિ કોઇ સરળતાપૂર્વક અને રાજીખુશીથી રૂમાનીઆએ કર્યા નથી, અને જ્યારે સત્ય બીના ઉઘાડી પડી કે જર્મનીએ આક્રમણની ધમકી આપી હતી ત્યારે જર્મન રેશ Reich ગુસ્સે થઇ ગઇ. ધમકી (Ultimatum) જો ન આપવામાં આવી હોય તો રૂમાનીઆની સરહદ ઉપર શા માટે રૂમાનીઆએ ૫૦૦૦૦૦નું લશ્કર એકઠું કર્યું હતું? સંધિ ઉપર સહી કરવાની ફરજ પડી અને રાજા કેરોલે પાંચ લાખના એ સૈન્યને પાછું બોલાવી લીધું. રૂમાનીઆએ તમાચો મારીને મોં લાલ રાખ્યું. જર્મની સાથે ઘનિષ્ટ આર્થીક સંબંધ રાખવાની પોતાની ઇચ્છા જાહેર કરવી પડી અને મિત્રતાની પ્રથમ નિશાની રૂપે એક બીજા પ્રત્યે માનની લાગણીથી જોવાની ઇચ્છા બતાવી. એ વખતે ઇંગ્લેન્ડે આ બાબતમાં કોઇ પણ રીતે માથું ન માર્યું અને પાણી વહી ગયા પછી પાળ બાંધવા ચેમ્બરલીન સાહેબ હમણાં દોડયા. એ પાળ કેટલી ટકશે?

રૂમાનીઆના વ્યાપારિક વાહનો અને માર્ગો ઉપર જર્મનીનો પૂરતા પ્રમાણમાં કાબૂ છે. ખાનગી વ્યક્તિગત મુડીદારો મારફતે રૂમાનીઆના રસ્તા, રેલ્વે,વિ. વ્યાવહારીક અને વ્યાપારીક સાધનો હીટલરે પોતાના કીધા છે. ડાન્યુબ પ્રદેશમાં જર્મની રૂમાનીઆ સાથેના એ રસ્તા અને સાધનો વધારે છે. અને જર્મનીની પાસે રૂમાનીઆમાં પોતાના રસ્તા કરવા યોજના તૈયાર છે. અને થોડા વખતમાં રૂમાનીઆ ઇટલી અને જર્મનીની હદમાં આવી જશે-હદ બની જશે.

જેના ઉપર રૂમાનીઆના તેલ, અનાજ, અને ખનીજ પદાર્થોના વેપારનો અને વ્યવહારનો આધાર રહે છે. એ રસ્તાઓ ઉપરના કાબૂથી જર્મનીને સંતોષ નથી. રૂમાનીઆનો લગભગ બધે જ પરદેશનો વેપાર બર્લીનના હાથમાં છે. આજે ત્યાં તેલનું વાર્ષિક ઉત્પન્ન ૬૬૦૦૦૦૦ ટનનું છે. અને એમાંથી જર્મની સૌથી વધારે લઈ જાય છે, બળી આના બે ભાગ પણ આવા ગંજાવર ઉત્પન્નનું પ્રમાણ જો ચાલુ રહે તો બાર વર્ષમાં રૂમાનીઆમાં તેલનું ટીપું ન રહે.

જેમ ઇંગ્લેન્ડે આપણા દેશમાંથી હુન્નર ઉદ્યોગનો નાશ કરી દેશને ખેતીપ્રધાન બનાવી દીધો તેમ હીટલરની ઇચ્છા પણ રૂમાનીઆને અનોદ્યોગીક અને તદ્દન ખેતી પર જીવતો દેશ બનાવી દેવાની છે. આમ કરવાથી જર્મનીને ઇંગ્લેન્ડની માફક બેવડા લાભ થશે. ખેતીમાંથી અનાજ અને કાચો માલ મળશે. એના બદલામાં જર્મનીના કારખાનામાં

લેડી મોન્ટેગ્યુ વાતચીત કરતાં ઘણીવાર એવા પ્રહારો કરતી કે સાંભળનાર વ્યક્તિઓને અનહદ આનંદ મળતો. એકવાર એક પાર્ટીમાં તેણે કહ્યું, 'હું સ્ત્રી હોવાથી મને એક મોટો દિલાસો મળે છે કે મારે કોઇ સ્ત્રીને પરણવું રહેતું નથી !'

... ... ... ...

અમેરિકાનો અતિ ધનાઢ્ય પુરુષ ઓટો કેહન એક વખતે ન્યુયોર્કની ઇસ્ટસાઇડમાંથી મોટરમાં જતો હતો ત્યારે તેણે એક નાનકડી દુકાનના પાટિયાં પર નીચે મુજબનું લખાણ વાંચ્યું, 'સેમ્યુઅલ કેહન—ઓટો કહેનનો પિત્રાઈ.' તે તરત જ તેના વકીલને ત્યાં ગયો અને ગમે તે ખરચ થાય તે કરી એ પાટીયાંનું લખાણ ફેરવવા માટે વ્યવસ્થા કરવા સૂચવ્યું. વકીલે સેમ્યુઅલને સારી જેવી રકમ આપી લખાણ ફેરવવા કહ્યું. સેમ્યુઅલ કબૂલ થયો. થોડા દિવસ પછી ઓટો કેહન ત્યાંથી પાછો મોટરમાં જતો હતો ત્યારે તેણે પાટિયાના લખાણ પર નીચે મુજબનો ફેરફાર વાંચ્યો 'સેમ્યુઅલ કેહન—ઓટો કેહનનો પહેલાંનો પિત્રાઈ!'

... ... ... ...

નારવાના યુદ્ધ વખતે ચાર્લ્સ ૧૨માને કહેવામાં આવ્યું કે 'દુશ્મનના માણસો આપણાથી ત્રણ ગણા છે.' રાજાએ જવાબ આપ્યો, 'આ સાંભળી મને આનંદ થાય છે. કારણ કે એ સંખ્યા સંહાર કરવા માટે, તેમજ કેદી પકડવા માટે અને નસાડી મૂકવા માટે આપણે માટે પૂરતી છે!'

... ... ... ...

આયર્લેન્ડમાં એક જનરલ પાસે એક ભીખારણ ભીખ માગવા આવી આવી કંટાળો આપતી. એક દિવસે જનરલ અને તેની પત્ની ઘોડાગાડીમાં બેસી ફરવા જતાં હતાં ત્યાં બાઇએ ભીખ માગી કહ્યું, 'સાહેબ ગઈ રાત્રે મને સ્વપ્નું આવ્યું. તેમાં તમે મને એક શેર તંબાકુ આપ્યો અને બાઇ સાહેબે મને એક પૌંડ દાનમાં આપ્યો.' જનરલે છેડાઇને પીડા ટાળવા કહ્યું 'બાઇ તને ખબર છે કે સ્વપ્નાંની વાત ખરી પડતી નથી અને તેનાથી ઉલટું જ બને છે.' ભીખારણે કહ્યું, 'એમ પણ કદાચ બને. તમે મને એક પાઉન્ડ આપશો અને બાઇ સાહેબ શેર તંબાકુ આપશે!'

... ... ... ...

ગ્રાહક (મારવાડી વેપારીને) ગયા અઠવાડિયે હું તમારે ત્યાંથી સીગરેટનું ટીન લઇ ગયો ત્યારે મેં તમને દશ રૂપિયાની નોટ આપી હતી તમે મને પરચુરણમાં આપેલા રૂપિયામાં એક ખોટો રૂપિયો આવી ગયો હતો.

વેપારી— બને જ નહિં. હું ચાલીશ વરસથી વેપાર કરું છું. મેં આજ પર્યંત એકે ખોટો રૂપીયો લીધો નથી કે કોઇને એકે આપ્યો નથી. હું તરત જ ખોટા રૂપિયા ઓળખી શકું છું. તે રૂપિયાનું પછી તમે શું કર્યું?

ગ્રાહક— આ નવું ટીન લીધું તે પેટે મેં તમને હમણા જ આપ્યો અને તમે ગલ્લામાં મૂક્યો!

તાલુકદારો પોતાને મળેલી રાહતનો લાભ ખેડુતોને નહિ આપે તો સરકાર તાલુકદારોને રાહત નહિ આપશે એમ મું. સ. ઠરાવ્યું છે.

મું. સ. સર્વાનુમતે ઠરાવ પસાર ન થાય તો સ્થાનિક સંસ્થાએ તેના મકાન પર રાષ્ટ્રધ્વજ ફરકાવવો નહીં એમ ઠરાવ્યું છે.

મું. સ. સતારા, બીજાપુર, ગોધરા, સોલાપુર અને અમદાવાદની સરકારી હાઇસ્કૂલોમાં તા. ૧ જુનથી ધંધાદારી શિક્ષણ આપવાની વ્યવસ્થા કરી છે. પહેલી ત્રણ શાળાઓમાં ખેતીવાડી, ચોથીમાં ટેકનીકલ અને પાંચમીમાં વેપારી શિક્ષણ અપાશે.

મું. સ.નું આરોગ્ય ખાતું જણાવે છે કે આવતા ચોમાસામાં સુરત વગેરે સ્થળોએ કોલેરાનો ઉપદ્રવ ફાટી નીકળવા સંભવ છે. તેથી સ્થાનિક સંસ્થાઓએ તે અંગે અત્યારથી જ તકેદારી રાખવી જરૂરી છે.

ઉત્તર દશક્રોઈ તાલુકાના કાલી ગામે પાક નિષ્ફળ જવાથી મહેસુલી પ્રધાન શ્રી. મોરારજી દેસાઇએ આખું મહેસુલ મુલતવી રાખ્યું છે.

મું. સ. મકાન માલીકોને ચેતવણી આપી છે કે જો તેઓ ભાડાં વધારશે તો વધારાનાં ભાડાંના નાણા પાછાં આપવા પડશે. રેન્ટ એક્ટ ટુંક મુદતમાં અમલમાં આવશે.

મું. સ. વેઠ કરવાના અમલદારો સામે સખત પગલાં લેશે એમ જણાવ્યું છે.

મું. સ. એક ખાસ પરિપત્રદ્વારા અધિકારીઓ, તલાટીઓ, પટેલ, વગેરેને ચેતવણી આપી છે કે ગામડાંઓમાં પ્રવાસ દરમિયાન કોઇ અધિકારીએ ગામ લોક પાસેથી મીજબાની લેવી નહિ અને કોઇ લેશે તો તેની સામે પગલાં ભરવામાં આવશે.

મું. સ. હિંદી પ્રચાર અર્થે હિંદી પ્રચાર પ્રાંતિક બોર્ડ નીમી છે.

મું. સ. શાળાઓના દરેક વિદ્યાર્થી ભાગ લે તો જ 'વંદેમાતરમ્' ગીત ગાવું એમ ઠરાવ્યું છે.

મું સ. સ્ત્રીઓને ગ્રામસેવાના કાર્યની તાલીમ આપવા ખાસ સમિતિ નીમી છે.

મું સ. મહારાષ્ટ્રમાં ૧૧ ગુજરાતમાં ૮ અને કાનડામાં ૫ આ. ડે. એ. સ્ત્રી ઇન્સપેકટરો રાખવા નક્કી કર્યું છે. અને તે માટે અરજીઓ માગી છે.

મું. સ. દારૂબંધી અંગે ટપાલની ટિકીટો કાઢી છે, જે ટપાલની ટિકીટો જોડે ચોટી શકાશે. ૭ આનાની ૧૪૪ મળશે. ઉપરાંત એક કરોડ અને સુડતાલીશ લાખ દિવાસળીની પેટી ઉપર દારૂબંધી અંગેના લેબલો ચોઢવામાં આવશે,

મું. સ. પંઢરપુર મ્યુ.ને બરતરફ કરી છે.

અમદાવાદ જિલ્લાની સ્કૂલબોર્ડ શાળાઓમાં યુનિફોર્મ રાખવાની સરકારની સુચનાને આવકાર આપ્યો છે. સ્વદેશી કાપડ કે ખાદીનો યુનિફોર્મ સુચવાયો છે. શાળાઓમાં મહાસભા સેવાદળના હુકમોનો અમલ કરવા પણ ઠર્યું છે.

મું. સ. તલાટીઓને તેમના મથકે જ રહેવાના સખત હુકમો આપ્યા છે.

# પૂર્ણિમા

તંત્રી : રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક : ૨ જુલાઈ : ૧૯૩૯ અંક : ૧૨


## તમે છાપાં વેચી શકશો ?

ગયા મહિનાનો જ પ્રસંગ છે.

મૅનચૂકાઉની પરદેશી વસાહતમાં એક છોકરો આંટાફેરા મારી બૂમ પાડતો હતો. તે છાપું વેચતો હતો.

" સંગ્રામ સમાચાર! " " સંગ્રામ સમાચાર !"

હજુ મ્હોંસૂઝણું થયું ન હતું. સુખવાસી નગરજનો ગુલાબી ઊંઘનાં ઘેનમાં પડ્યાં હતાં. પણ આ છોકરાને ઊંઘ ન હતી આવી, તે દોડી દોડી બૂમ પાડતો હતો.

" સંગ્રામ સમાચાર !" " સંગ્રામ સમાચાર !"

" એ છોકરા! અહીં લાવ, " એક આલીશાન હવેલીના ઓટલેથી અવાજ આવ્યો.

" આવ્યો. જી. " દોડી જઈને છોકરે શેઠને છાપું આપ્યું.

શેઠે છાપું લીધું, છોકરે પૈસા લીધા, પણ ત્યાં તો બંનેની નજર એક થઈ.

" અરે તું !! તમે !! " શેઠ ચમકીને બોલી ઊઠ્યા.

" જી, " છોકરે વંદન કર્યું ને કહ્યું.

" હું દેશરક્ષાફંડમાં ફાળો આપવા છાપાં વેચું છું. "

" ફાળો જ આપવો છે તો ઘરે ક્યાં ખોટ છે ? " શેઠે પ્રશ્ન કર્યો.

" ઘરે તો ભર્યોભંડાર છે, પણ તે તો બાપકમાઈના. મારે તો આપકમાઈનું દાન કરવું છે. "

એ છોકરો કોણ હતો ?

તે ચીનના મહાપુરુષ ચાંગ-કાઈ-શેક-નો પુત્ર હતો.

# ઊંધાં ચશ્માં

સૂનું હતું ખેતર શેલડીનું,
માલિક તો ગામ ભણી ગયો હતો;
તથાપિ ત્યાં રેંટ અખંડ ચાલે
ને પાણીની ધાર જરા ન તૂટે.

પાડાની આંખશું પાટા બાંધીને તે ટળ્યો હતો;
પાડો ના જાણતો તેથી રેંટ ખેંચ્યો જતો હતો.
નાની આ વાત છે તોયે નાની કો ગણશો નહિ.
સારા યે વિશ્વનાં સંચો હાલે છે એજ રીતથી.

આવો કવિત્વરસિકો ! રસિકા તમે સૌ,
આવો હિસાબપટુકોવિદ અર્થશાસ્ત્રી !
આવો જગદ્ગુરૂ, વિશારદ, ધર્મગોપ્તા,
ગોસ્વામી, શાસ્ત્રવિદ્, પોપ, ઇમામ આવો.

છોડો પુરાણ, સ્મૃતિ, વેદ, કુરાન, ગાથા,
શ્રેણીવિશેષહિતવાદી, સમસ્ત શાસ્ત્રો.
સ્વાર્થાન્ધ બુદ્ધિ ત્યજી દૃષ્ટિ વિશાળ સાધો,
સારૂંય વિશ્વહિત એક અખંડ પ્રશ્ન.

રૂંધ્યા તમે કંઇ શતાબ્દિ થકી પુકાર
અન્યાય ઘોર થકી જર્જર માનવીના,
આરબ્ધકર્મ, નિયતિ વળી પૂર્વજન્મ
એ વાદની ત્રિવિધ ચાદર તાણી કાળી

ઢાંક્યાં તમે દલિતવર્ગ પ્રતિ કરેલ
સૈકાજૂનાં અકથ પીડનનાં નિશાન,
ખુલ્લા કરૂં જખમ મર્મવિઘ્નન્ત આજે
ઘારાં સડેલ પરૂ શોણિતથી ભરેલ.

* અસહ્ય ઋણરાશિના સતત ભાર નીચે દબ્યા
વ્યથાકરણ દંશથી અધભૂખ્યા કિસાનો રૂએ,

---

* મૂડીવાદનાં ૭ અનિષ્ટ પરિણામોઃ (૧) ખેડુતોની કરજદાર હાલત, (૨) મજૂરોની હાડમારીઓ, (૩) કારખાનામાં મજૂરી કરનારાં બાળકોની દુર્દશા, (૪) દાસપ્રથા, (૫) વેશ્યાવૃત્તિ, (૬) યુદ્ધો.

સુણે ગભીર રાત્રિએ મલિન ઝૂપડાંમાં દૂકી
જતાં પથિક થોભીને ગમનમાર્ગમાં તારલા.

અમિત ધનલોભનાં રચિત યંત્ર આગારના
કુટિલ ક્રૂર દંતના દમનચક્ર નીચે દળ્યા
જીવે મજૂર આપડા ચણુચણી ગરીબી મહિં,
કઠોર શ્રમને સહે ધનિક વર્ગના લાભમાં.

કિશોર વયનાં અરે! ગભરૂ બાલપુષ્પો તણી —
સ્ફુટન્ત કલિકા જલે વિકટ કારખાને તપી,
તુષાર ધનવાર્ગણે જીવન-આશ જેના બળ્યા,
કદાપિ બનશે નહિ નવીન પલ્લવે શોભિના

અનંત યુગથી અહા! પીડિત દાસ દાસી સહે
ગુલામી તણી કાલિમા જીવિન મૃત્યુના ઘેનમાં,
દબેલ હૃદયે રૂએ, ડસડસી સ્ફુરે શબ્દ ના,
ગણે અખિલ વિશ્વને તિમિરપૂર્ણ મૃત્યુગુહા.

સમસ્ત મનુકુલની જનની જાહ્નવી તુલ્ય જે
પુનિતવદના શુભા, અહહા દુર્દશા નારીની!!
વિલાસભવનો મહિં શરમહીન હા ! નર્તકી!
અવાચ્ય પશુતાતણી મલિન ગંદકીમાં ડુબી!

વિરાટ રણયજ્ઞની ક્ષુધિત દાનવી વેદિમાં
અબોધ શતકોટિ માનવયુવા બલિદાન દે,
લડી સમરક્ષેત્રમાં જીવનરક્તથી પોષતા
અદમ્ય ભૂમિલોભને મુકુટધારી રાજેન્દ્રના.

દેજો હવે ઉત્તર એક પ્રશ્નનો,
પાટા ઊંધા આંખ પરે ધર્યા વિના
આ રાક્ષસી યંત્ર કદાપિ ચાલે
નરરક્ત ભોગી મૂડીવાદ કેરું ?

સેવાનંદ

# ગરીબની ધા

## 'Thy Kingdom Come' Bible.

( ભૈરવીનો આછેરો લય. દાદરો. )

રડતી દુનિયાને કોઈ કહેજો, રામનાં થાશે રાજ,
સાધુસન્તો સન્દેશા દેજો, શ્રીરામને કૃષ્ણને કાજ. રડતી૦

ગારાના દેવ કપાસીઆની આંખો, દુનિયાનાં દેવલાં વૃન્દ,
સ્વામીનાં શાસન તોડવા બેઠું, સૂર્ય, સોમ કરે આક્રન્દ. રડતી૦

કોણ ઋતમ્ ને કોણ રે સત્યમ્ શ્રુતિ સ્મૃતિના શા અંકુશ? ।
નીતિનિયમનાં શાંરે. ગાળિયાં-તોડો છોડો ખુશ ખુશ। રડતી૦

શાહ બેઠા ને બેઠા સુબાઓ, બેઠા કંઇ સાહેબ,
સ્વામીનાં શાસન ફેંકો સમુદ્રે, કરીએ જળમાં ગેબ. રડતી૦

કુત્તાને અડિયે ગદ્ધાને ચડિયે, ન ખપે માનવસ્પર્શ।
આતે શી વિચારશ્રેણી તે ધર્મના શા વિમર્શ?। રડતી૦

આભડછેટનું ક્યાંથી આવ્યું, આ અદકેરું અંગ?
હઇડાની કરુણા-ગંગા સુકાઇ, એમાં ન રે તરંગ. રડતી૦

શું રે ધર્મનો આત્મા શું રે, શું રે સનાતન ધર્મ?
કર્મનો આત્મા શું રે, શું રે પુરાતન કર્મ? રડતી૦

દુનિયાના અછુતો યાહુદી ચીના દલિતો દેશે દાદ,
દેદ હરિજન આંગણે સુણજો હરિનો પેલો સાદ. રડતી૦

સીતામાતાની દુહિતા વિનીતા-તમ અશ્રુની ઉની સેર,
કાલનું વ્હાણું વાતાં સુકાશે, કાલ તો રામજી ઘેર. રડતી૦

કહેવાતો ધર્મ ચગદે છે તુજ આત્મા ભારત માત,
દેઢના ઉરમાં બેઠો પ્રભુજી કરતો અશ્રુપાત. રડતી૦

ઉપરવાળાની ચઢરે આંખડી, ગુસ્સે રાતીચોળ,
દેખી દુનીયા, દેખ્યા દંભો ને સર્વ અસત્યના ઢોળ. રડતી૦

યુગે યુગે ચીરાશે દ્રૌપદીનાં, ચરર કરતાં ચીર,
એનો પણ ઓળારો ચોટશે દુઃશાસન રૂધિર. રડતી૦

હરિજનજનતાઆરે દ્રૌપદી કરતી કરુણ પોકાર,
હૃદયામાં રહી દુભાય છે, જગદમ્બા સાકાર. રડતી૦

આભડછેટનું અંગ દુઃશાસન, એના તે વ્હેશે રૂધિર,
લોકમતનો જાગશે પેલો ભીમ ભડ લખધીર. રડતી૦

યુગે યુગે આ દેવો ને દૈત્યો, પીડશે કંઈક કલંક,
યુગે યુગે કૈં પીશે હલાહલ, નાથ મ્હારા નીલકંઠ. રડતી૦

યુગે યુગે દુર્ગા શકિતના ઉતરશે અવતાર,
યુગે યુગે ઊર્મિઓ ઉછળશે, થાશે પ્રાણસંચાર. રડતી૦

યુગે યુગે પ્રલયનાં તોફાને ડોળાશે સપ્તસમુદ્ર,
યુગે યુગે કઇ ખેલશે તાંડવ નટરાજનૂ આ રૂદ્ર. ! રડતી૦

ऋतुनो कुसुमाकर :

# ઉદયની ઉષા

પૃથ્વી.

હવે વહી ગઇ બધી, અતળ એ નિરાશા સખે !
ગઇ જ અવ આથમી, ઉમટતી કુશંકા ઉરે,
ગયું સકલ ઓસરી, 'લઘુ અતિ હું' એ ભાન ને
અખંડ નિજ આત્મને વિભુ વિષે ય શ્રદ્ધા લસે. ૧

અદૃશ્ય વિવશા દશા થઇ ગઈ હવે સ્વાન્તની
અદષ્ટ સઘળું જ એ ગણી ગઇ કથા ભ્રાન્તિની;
કુતર્ક જડતા નહિં જ્યમ સ્હવારમાં તારકો,
વિષાદ સઘળો સર્યો; ભય ઉરે ન રંચે રહ્યો. ૨

હવે હૃદયમાં વસે નહિજ એ પરાધીનતા,
દમે ન ભય કે થશે વિફળ સર્વ આયાસ આ;
નહિં મરણ બીક યે હૃદયને મુંઝાવી શકે,
અનન્ય દૃઢતા હવે હૃદયમધ્ય આવી વસે. ૩

હવે નવલ પ્રાણ અંગભરમાં રહ્યા સંચરી,
ઉષા ઉદયની ઉગી, વદન રકિતમા પૂરતી.

વિવિત્સુ

# ....હિંદની ગરીબાઈ....

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ.

કોઇ નસીબ સંજોગે હિંદની પ્રજાને ઔદ્યોગિક પરાધીનતા સ્વીકારવી પડી છે. જે દેશ વિપુલ સાધનો અને ઉપયોગી કાચા દ્રવ્યોથી ભરેલો છે, જે દેશમાં પ્રાચીન સુસંસ્કૃત પ્રજા વસે છે, જે જમીનદારો અને વેપારીઓ જોઇતાં દરેક જાતનાં રસાયનિક દ્રવ્યો; દરેક જાતની ભૌતિક કાચી વસ્તુઓ, દરેક જાતની હવા અને ઋતુની સગવડો પૂરાં પાડે છે, અને લોકોની સાહસિક બુદ્ધિ અને હામ, દામ અને ઠામ છે, તે દેશ આજે તદ્દન પરાવલંબી થઇ રહ્યો છે. આપણે પરદેશીઓથી ચુસાઇએ છીએ, આપણું ધન પરદેશી વસ્તુઓના મોહમાં ખેંચાઇ જાય છે. આપણે જગતમાં ગરીબમાં ગરીબ દેશ થઇ રહ્યા છીએ. આપણી ઔદ્યોગિક પડતી થઇ છે. દિવસે દિવસે આપણે વધારે ને વધારે અવનતિ પામીએ છીએ; આપણે જાગૃત થવું જોઇએ આપણી ગરીબાઇના આંકડા દરેકે દરેક હિંદીએ વિચારવા જોઇએ તેવા છે.

## વાર્ષિક પેદાશ

એક અમેરિકન ખેડૂતની વાર્ષિક પેદાશ નવસો રૂપીઆની આવે છે. એક અંગ્રેજ ખેડૂતની વાર્ષિક આવક ચારસો રૂપીઆની એવરેજ છે. એક યુરોપિયન ખેડૂતની વાર્ષિક પેદાશ ૧૦૦ થી ૪૦૦ સુધીની છે. ત્યારે એક હિંદી ખેડૂતની વાર્ષિક એવરેજ માત્ર રૂા. ૪૫ છે. આપણો ખેડૂત વિલાયતી ખેડૂતની પેદાશ કરતાં આઠગણી ઓછી પેદાશ દર વરસે કરે છે.

એક અમેરિકન ઔદ્યોગિક ધંધાદારીની એવરેજ વાર્ષિક પેદાશ રૂા. ૩૦૦) ગણાય છે. એક અંગ્રેજ ઔદ્યોગિક ધંધાદારીની એવરેજ વાર્ષિક પેદાશ રૂા. ૧૨૦૦) લગભગ છે. એક હિંદી ઔદ્યોગિક ધંધાદારીની વાર્ષિક પેદાશ એકસોથી વધુ નહીં ગણાય. આ રીતે આપણો દેશ ગરીબમાં ગરીબ છે. આપણે એક ટાંકણી કે સ્ક્રુ જેવી નાની ચીજ માટે પરદેશો ઉપર આધાર રાખવો પડે છે. આથીજ આપણી ગરીબાઇ વધે છે. શ્રી દાદાભાઈ નવરોજજીએ સને ૧૮૭૦ માં એક હિંદીની વાર્ષિક એવરેજ પેદાશ વીશ રૂપીઆ ગણી હતી. સને ૧૮૮૦માં દુકાળ કમીશને સત્તાવીશ રૂપીઆ ગણી હતી. લૉર્ડ કર્ઝનનાં ભાષણોમાં એક હિંદીની વાર્ષિક પેદાશ રૂા. ૩૦) ગણાવાઇ હતી. સર રૉબર્ટ ગીફીને બે પાઉંડની ગણાવી હતી. હમણાં મી. ફીન્ડલે સીરાસે રૂા. ૧૧૬) જેટલી ઊંચી ગણી છે.

## માસિક પેદાશ

ઊંચામાં ઊંચી દષ્ટિથી એક હિંદીની માસિક એવરેજ પેદાશ રૂા.૯થી વધારે નથી. કદાચ તેથી પણ ઓછી હોવી જોઇએ. બીજા અર્થશાસ્ત્રીઓ આથી પેદાશ ઘણી ઓછી ગણે

છે. આની સરખામણીમાં પરદેશોના રહેવાસીઓની પેદાશ ઘણી વધારે છે. એક અમેરિકનની એવરેજ માસિક પેદાશ પાઉંડની છે. એક અંગ્રેજની પૌંડ ૪-૪-૬ છે. એક ફ્રેંચની પૌંડ ૩-૪-૪ છે. એક જરમનની પેદાશ પૌંડ. ૨-૧૦-૦ છે. એ રીતે હિંદી પરદેશીઓના મુકાબલે બહુ ગરીબ છે.

## સરખામણીની દ્રષ્ટિએ પેદાશ

એક હિંદવાસીની પેદાશ અને ધનની કક્ષાઓની ગણત્રી અર્થશાસ્ત્રીઓ શાહ અને ખંભાતાએ કરી છે. તે વાંચનારાઓને માટે રસિક જાણી અત્રે આપવા પ્રયત્ન કરીએ છીએ.

(અ) ૬૦૦૦ વ્યક્તિઓને દર વરસે એક લાખ રૂપીઆથી વધારે આમદાની થાય છે. આમાં ઘણા રાજાઓ, મોટા જમીનદારો અને ઉદ્યોગપતિઓ અને શાહ સોદાગરોનો સમાવેશ થાય છે.

(આ) ૨૩૦,૦૦૦ વ્યક્તિઓને દર વરસે એવરેજ દશ હજાર રૂપીઆથી વધારે પેદાશ છે. આમાં જમીનદારો કારખાનાવાલાઓ, વેપારીઓ અને સરકારી મોટા પગારદારોનો સમાવેશ થાય છે.

(ઇ) ૨૭૦,૦૦૦ વ્યક્તિઓને દર વરસે એવરેજ રૂપીઆ ૫૦૦)ની પેદાશ છે. આમાં નાના વેપારીઓ, નાના કારખાનાવાલાઓ, હજારો અમલદારો અને કારકોનોનો સમાવેશ થાય છે.

(ઉ) પચીશ લાખ વ્યક્તિઓની એવરેજ આમદાની રૂપીઆ એક હજારથી વધારે છે.

(એ) સાડાત્રણ કરોડ માણસોની એવરેજ પેદાશ લગભગ બસો છે.

(અ) બાકીની પ્રજા એટલે ૩૧ કરોડની વાર્ષિક પેદાશ રૂા. ૫૦)થી વધારે નથી.

## સમૃદ્ધિનું ટકાપ્રમાણ

આપણી પ્રજાનું સમૃદ્ધિનાં ટકાનું પ્રમાણ પણ જરા સમજવા જેવું છે. તે નીચે દર્શાવવામાં આવે છે.

(ક) જીવનનાં સંપૂર્ણ ટકા પ્રમાણે સુખ સગવડતાનાં અને મોજવિલાસનાં સાધનો ધરાવે છે ·૦૦૧૮

(ખ) સુખસગવડ ઠીક પ્રમાણમાં ભોગવનારા ·૦૭૨૧

(ગ) સુખસગવડ સાધારણ પ્રમાણમાં ભોગવનારા ·૦૮૪૬

(ઘ) સુખસગવડનું ઓછું પ્રમાણ ભોગવનારા ·૭૮૩૬

(ડ) જીવનનિર્વાહ જેમ તેમ ચલાવનારા ·૧૦૯૧૭

(ચ) જીવનનિર્વાહ ચલાવવા માટે ફાંફાં મારતા અને દુઃખી તથા ગરજુ. ·૮૮૦૮૫૮

આ ઉપરથી જોવામાં આવશે, કે હિંદની-ધણીખરી વસ્તીનો મોટો ભાગ પશુજીવન ગાળે છે. આમાંથી ક થી ઘ વર્ગ પોતાનાં કુટુંબ સહિત સુખ સગવડથી જીવી શકે છે. આખી વસ્તીનો એ બે ટકા ભાગ છે. દશ ટકા વસ્તી જેમ તેમ જીવન નાવને સાગર સમુદ્રમાં તરતું રાખે છે. બાકીના ૮૮ ટકા પ્રજાની જીવન નૌકાઓ ભવસાગરમાં હીલાં ખાતી

બિસ્માર, દુઃખી અને ભયભીત હાલતમાં જેમ તેમ પશુજીવન ગાળે છે. ભુખમરો, સંકડો, વસ્ત્રહીનપણું, ગરીબાઈ, તંગી, મુશ્કેલીઓ વચ્ચે ઝોલાં લેતી એ વસ્તી કોઈપણ રીતે બે કોળિયો અન્ન મેળવી શરીરને પડી જતાં અટકાવે છે.

## મોજશોખ અને ગરીબાઈ

હિંદમાં એક તરફે બહુ નાની સંખ્યાના માણસો મોજશોખ અને વિલાસની અતિશયતા ભોગવે છે. લાડી, ગાડી, અને વાડીના વિલાસમાં મગ્ન રહે છે. ત્યારે અઠ્ઠાણી ટકા પ્રજાને એક ટંક ખાવાનું અન્ન, શરીરની લાજ સાચવવાને વસ્ત્ર અને શારીરિક દર્દો માટે ઔષધ. માથા ઉપર ઢાંકવાને આશ્રય સ્થાન મળતાં નથી. જેણે ઓરીસ્સાની પ્રજાને કૂતરાઓની સાથે એંઠવાડ માટે લડતાં જોઇ છે, તેને જ હિંદની અત્યંત ગરીબાઇનું ભાન આવી શકે છે. એક તરફ રાજા, મહારાજા, જમીનદારો અને મહંતો, સોના, ચાંદીમાં મહામહા જોવામાં આવે છે, ત્યારે બીજી તરફ પ્રજાનો મોટો ભાગ હાડપિંજર જેવો થઇ, મરવાની આળસે જીવે છે. આપણે હિંદીઓ આપણી પ્રાચીન સંસ્કૃતિ ઉપર મરી ફીટીએ છીએ, પરંતુ આધુનિક દુઃખમય, દયામય અને કંગાળ જીવન ડોળા તાણી આપણી સામે ઊભું છે. ઇન્ફલ્યુએન્ઝા, કોલેરા, પ્લેગ, વાળો અને બીજા ભયંકર દર્દો હિંદ પાસેથી ભારે આકરી જકાત લે છે. આ રોગ હિંદીઓની ગરીબાઇને લીધે પોષાય છે.

## આયુષ્ય પ્રમાણ

હિંદમાં ગરીબાઇને લીધે હિંદીઓનું આયુષ્ય ઘણું જ ઓછું થઇ ગયું છે. અનેક જાતની આધિ, વ્યાધિ અને ઉપાધિમાં સપડાયેલ એક હીંદીનું આયુષ્ય પ્રમાણ ઘણું જ ઓછું છે. જગતના બીજા પ્રદેશો સાથે સરખામણીમાં હિંદી દરેક બાબતમાં અતિ પછાત જોવામાં આવે છે. યુરોપના ઘણા દેશોમાં એક માણસનું એવરેજ આયુષ્ય ૪૫ થી ૫૫ વરસનું દેશ પ્રમાણે છે. જ્યારે ન્યુઝીલાંડમાં એક માણસનું એવરેજ આયુષ્ય ૬૦ વર્ષ ઉપરનું હોય છે. અમેરિકામાં લગભગ પચાસ વરસનું છે. જ્યારે હિંદમાં માત્ર છવીસ વર્ષનું સરેરાશ આયુષ્ય દરેક વ્યકિતનું છે. યુરોપમાં પણ એક સદી અગાઉ ભયંકર મરણ પ્રમાણ હતું; પરંતુ સ્વચ્છતા, સ્વતંત્રતા, આરોગ્ય, ઘરની બાંધણી, આરોગ્યના નિયમો, ભોજનના નિયમો, ભેળસેળ વગરનાં અન્નપાણી વિગેરે અને આયુષ્યવર્ધક ઉપાયોથી ત્યાંનું મરણ પ્રમાણ ઘટાડવામાં ફતેહ મળી છે. મચ્છરો, માંખો વિગેરે જંતુઓના નિયમનથી મેલેરીઆ જેવા ભયંકર રોગને યુરોપિયનો દબાવી શકયા છે. યોગ્ય ખોરાક, યોગ્ય શારીરિક સંભાળના નિયમો, યોગ્ય સ્વચ્છતા, સાચવવાની કાળજીએ સૌથી ભારે સુંદર પરિણામ યુરોપનાં શારીરિક વિજ્ઞાનશાસ્ત્રીઓ લાવી શકયા છે.

## રસકસ વગરની જમીન

આપણી જમીન પણ રસકસ વગરની થઇ ગઇ છે. પૂરતી પેદાશ આપતી નથી. આપણું ખાતર, હાડકાં, ચામડાં વગેરે પદાર્થો પરદેશીઓ લઇ જાય છે. તેના ઉપર મોટા

ખર્ચો અને નફા ચડાવી પાછા દશગણે ભાવે આપણને જ વેચે છે. એક પાઈનો લોઢાનો ટુકડો એક રૂપીઆનો ચાકુ થઈને આવે છે. બે આનાનું ચામડું, પંદર રૂપિઆના બુટમાં પરિવર્તન પામે છે. ચાર આનાના રૂમાંથી ત્રણ ચાર રૂપીઆનો ધોતીજોટો પાછો આપણને મળે છે. એ રીતે આપણે પરદેશીઓને પોષવા માટે કમાઈએ છીએ. મુર્ખતાની કંઈ હદ છે ?

આપણી જમીનના આકડાંઓ તપાસતાં ખેતીવિદ્યામાં આપણું પછાતપણું સહેજે દેખાઈ આવે છે. આપણી પેઠે યુરોપ અને અમેરિકા પણ જમીનની પેદાશ મેળવવામાં દોઢસો વર્ષ ઉપર બહુજ પછાત હતાં. પરંતુ ઊંડી ખેડ સારાં ખાતર, સંભાળપૂર્વક પસંદ કરેલા શુદ્ધ બીજ, યોગ્ય જળપ્રમાણ અને શાસ્ત્રીય સ્વચ્છ ખેતીની પદ્ધતિથી એમણે ભારે પાકો મેળવવા માંડ્યા છે. આપણે ત્યાં દર એકરે માત્ર ૮૦ રતલ કપાસ થાય છે. ઇજીપ્તમાં આપણાથી અઢી ગણો કપાસ એક એકર આપે છે. આપણે ત્યાં એકર દીઠ ટન ગોળ પેદા થાય છે. જાવામાં તેથી પાંચ ગણી એટલે પાંચ ટન ખાંડ પેદા થાય છે. આપણે ત્યાં એકર દીઠ આઠ હંડ્રવેટ ચોખા થાય છે, સ્પેનમાં એકર દીઠ તેત્રીસ હંડ્રવેટ પેદા થાય છે. આપણે ત્યાં ઘઉંની પેદાશ કરતાં ઓસ્ટ્રેલીઆની પેદાશ ઘણી થાય છે.

## ખેડૂતની કંગાળ સ્થિતિ

આપણા ખેડૂતો એ આપણું સુંદર અને શ્રેષ્ઠ ધન છે. એમની એટલે ખેતી પર જીવનારા મનુષ્યોની વસ્તીનો હિંદમાં લગભગ બાવીસ કરોડનો અડસટો છે. આવડી મોટી સંખ્યાવાળા ખેડૂતો કરજમાં દબાએલા છે. બેંકીંગ ઇન્કવાયરીના જણાવ્યા પ્રમાણે એમનું કરજ ૮૦૦ થી ૧૦૦૦ કરોડ રૂપીઆનું છે. તેનું વ્યાજ બારથી ચોવીસ ટકા જેટલું મોટું ભરવું પડે છે. ઓછી પેદાશ ચાલુ ખર્ચને પહોંચી શકતી નથી, ત્યારે વ્યાજ કેવી રીતે ભરાય ? આનું પરિણામ ભયંકર દરિદ્રતામાં ચાલુ સડવામાં આવે છે.

## બેકારીનો બાહુ

છેલ્લાં પાંચ વર્ષ થયાં આખા જગતમાં બેકારી ચાલે છે. કરોડો બેકારોને અઠવાડિક વાર્ષિક મદદો આપી યુરોપ અમેરિકાની સરકારો નીભાવે છે. આપણે ત્યાં બેકારી વધારે છતાં એવી સગવડ પરદેશી સરકાર આપી શકતી નથી. આપણે એટલે ખેડૂતોએ પેદા કરેલાં અનાજની અડધી કિંમત પણ ઊપજતી નથી. કપાસ અને જુટના ભાવો પણ અર્ધા છે. એટલે ખેડૂતોને જમીનમાંથી મળેલી વસ્તુઓની અર્ધી કિંમત ઊપજે છે. વ્યાજ તેજ આપવું પડે છે, ખર્ચ એજ છે, પેદાશ અર્ધી થઇ ગઇ છે.

## દુકાળ અને આફતો

હિંદ દુકાળોનો મુલક છે. પાંચ વરસમાં એક દુકાળનું વરસ હોય છે. હિંદની પેદાશનો મુખ્ય આધાર વરસાદ ઉપર હોય છે. જો વરસાદ ઓછો થાય છે તો વરસ નબળું અને ઓછી પેદાશવાળું ગણાય છે. કરોડો દુકાળીઆઓ અન્નજળ વગર રખડે છે. પોતાના બાળકોને ભૂખ્યાં માબાપો રડતાં રખડતાં મૂકી દે છે. એવા બનાવો અનેક બન્યા

આમાં ખેડુતો ઉપરનાં કરજોનાં વ્યાજનો સમાવેશ કરવામાં આવ્યો નથી. કોઇ પણ કરજ વગરનો ખેડૂત મળવો મુશ્કેલ છે. વાસણો, બીજાનાં, દવાદારૂ, વિગેરેનો સમાવેશ આમાં કરેલ નથી.

## શહેરમાં ગરીબાઇ

ડૉ: ગુપ્તાના એસ્ટીમેટ પ્રમાણે મુંબઇ શહેરમાં સીતેરથી એંસી હજાર મજૂરો યુ. પી. અને પંજાબનાં વસે છે. તેઓ પાંચ રૂપીઆની ઓરડીમાં પોતાના બીજાના દશ પંદર જણ ભેગા થઇ રાખે છે. માસિક પાંચ રૂપિઆ આપી વીશીમાં જમે છે. રસ્તાઓ ઉપર બીજાના પાથરી સૂઇ રહે છે. કલકત્તાની વસ્તીઓ અમે નજરે જોઇ છે ત્યાં ગંદાઇ, સંકડામણ દુર્ગંધી, બીસ્મારપણું, રસ્તાઓનો અભાવ, મળમુત્ર અને સડેલા અનાજથી ભરેલા ઉકરડાઓ જ્યાં જુઓ ત્યાં નજરે પડે છે. શહેરનાં ગરીબ વર્ગને રહેવાના સ્થાનો એવાંજ હોય છે. આ લોકો સાબુ કે સ્વચ્છ કરનાર પદાર્થ કદી વાપરતા નથી. તેમનાં છોકરાંઓ ગલીચી, ધૂળ, કાદવકચરામાં ઊછરે છે. શરીર ઉપર ગુમડાંઓને ફોલ્લાઓમાંથી પરૂ વહે છે. તેના ઉપર માંખો ગણગણે છે. નાકમાંથી લીંટ વહેતું હોય છે. માથાના વાળોમાં અગણિત જુઓ રહે છે. વસ્ત્ર વગરનાં, ભણવાની સગવડરહિત, આંખ, કાન, દાંતનાં દર્દોથી પીડાતાં એ બાળકોનું જીવન પશુઓ કરતાં પણ અધમ છે. ગંદાઇ, વહેમો, અજ્ઞાન, અનારોગ્ય, દોરા ધાગા, જંત્રમંત્ર જેવા અનેક ખરાબ રિવાજોનો તેઓ ભોગ થઇ પડયાં હોય છે. હિંદીઓના બાળકોની ગરીબાઇ, દુઃખો અને સહનશકિતનો પાર આવે તેમ નથી.

## મધ્યમ વર્ગની સ્થિતિ

મધ્યમ સ્થિતિમાં કુટુંબોની હાલત આથી પણ ઓછી દયાજનક નથી. સાધારણ ખેડૂત અથવા મજૂર કરતાં જીંદગીનું ધોરણ તેમને માટે ઊંચુ હોય છે એમને સાંસારિક રીતરીવાજો પાછળ મોટા ખર્ચા ગજા ઉપરાંત કરવાના હોય છે. આવા મધ્યમ સ્થિતિનાં કુટુંબોની સંખ્યા ઘણી મોટી છે. એમના વચ્ચે ભારે બેકારી ચાલે છે. એ કુટુંબોનો મોટો ભાગ નોકરી ઉપર નીભે છે. મજૂરોને આપવાની વાત કરતાં તેઓ ખુલ્લો જવાબ આપે છે કે અમે શું મહેતાજી છીએ? હમણાં જગતની મંદીથી વેપાર ભારે ઘટયો છે. યુરોપિયન વેપારીઓએ પોતાના અર્ધા કલાર્કો ઓછા કર્યા છે. દેશી વેપારીઓએ પોતાના મહેતાજીઓને રજા આપી છે. વારંવાર હડતાલોને લીધે અને ઓછા કલાક કામ કરવાના કારણથી મીલોએ માણસોને રજા આપી છે. રેલ્વેવાળાને પેદાશ ઓછી થતાં લગભગ મોટી સંખ્યામાં કલાર્કોને રજા આપી છે તે સિવાય સરકારી ખાતાઓમાં પણ કાપકુપ અને કરકસરનું વાતાવરણ ચાલતું હોવાથી ત્યાં પણ એવીજ સ્થિતિ છે.

મધ્યમ વર્ગનાં કુટુંબો ખર્ચો ઘટાડી શકે તેમ નથી. તેમને જ્ઞાતિના તેમજ ધર્મનાં, અને સ્નેહી સંબધીઓના રીતભાત પાળવી છે. પોતાના બાળકોને કેળવણી આપવી છે. તેમને બિમારી માટે, સારાં વસ્ત્રો પહેરવાં છે. બીડી, તંબાકુ, સિનેમા, નાટક અને કદાચ બીજા વ્યસનો પણ છે. સારે અવસરે જ્ઞાતિભોજન કરાવવાં છે. માતાપિતા પાછળ કારજ

કરવાં છે. દીકરાની વહુને પહેલું કરવું છે. આ સર્વ માટે નાણાં જોઇએ. ગમે તેમ કરી નાણાં મેળવી, કરજ કરી, મોઢા ઉપર થાપટ લગાવી તે લાલ બનાવ્યું છે. એમની આર્થિક સ્થિતિ દયાજનક છે.

## અંત્યજોની સ્થિતિ

હિંદનાં દરેક ખૂણામાં મેં પ્રવાસ કર્યો છે. હરિજનો જેમની સંખ્યા સરકારી વસ્તીપત્રક પ્રમાણે ચાર કરોડની છે, તેમની સ્થિતિ અતિ નીચી કક્ષાની છે. મુડદાલ માંસ, ચામડાં અને હાડકાંની વચ્ચે રાચતાં, દુર્ગંધી પાણી પીતાં એમની સ્થિતિ પશુ જીવનથી નીચી પાયરીની છે. બે કરોડ પ્રાચીન અનાર્યોનાં વંશજો ભીલો, રાંડો વગેરે જંગલવાસીઓની તો સરખામણી થઇ શકે તેમ નથી.

## પરદેશીનો મોહ છોડો

આટલી આટલી ગરમી છતાં આપણે પરદેશી વસ્તુઓનો મોહ મૂકતા નથી. આપણે પરદેશથી કરોડો રૂપીઆનાં વસ્ત્રો મંગાવીએ છીએ. કરોડો રૂપીઆનો લોઢાનો સામાન મંગાવીએ છીએ. કરોડોનાં છુરા, કરોડોનાં રમકડાં, દવાઇઓ, બીસ્કુટ વગેરે ખાધાખોરાકીના પદાર્થો તેલ, વારનીસ, કાચનાં સામાન, ફટાકડા, ચામડાનો સામાન, ફરનીચર, ઘડીઆળો, સાઇકલો, મોટરકારો વિજળીક સામાન એ સર્વે પરદેશોથી આવે છે. આપણે તે ચીજો માટે એક અબજનું વાર્ષિક બીલ ચુકાવીએ છીએ. હિંદની ગરીબ વસ્તીને એ પાલવે?

## સ્વદેશી બનો

આપણી ભૂમિ દેવભૂમિ ગણાય છે. તેમાં ૩૩ કરોડ દેવતા વસે છે. એ દેવતાઓનો ઘણોખરો ભાગ કેટલો દીન, દુઃખ, વહેમ, અજ્ઞાનને અધમતામાં સડે છે તે વાંચનારાઓને ઉપર જણાયું હશે.

આપણો ઉદ્ધાર સ્વદેશીનાં આશ્રયથી જ થશે સ્વદેશી વગર આપણે આર્થિક સ્વરાજ મેળવી શકીશું નહીં.

---

# બલિદાન

શ્રી. પંકજ

૧

ગોંડવાનાના પાર્વતીય પ્રદેશના નિર્જન જંગલને કિનારે એક ઝુંપડી હતી. ઝૂંપડીની આજુબાજુ જંગલી કૂતરાઓનું એક જુથ એક હાડકાંના ટુકડા માટે યુદ્ધ કરી રહ્યું હતું. ઝુંપડીના ઝાંપાથી શરૂ થતાં જંગલમાં અનેક વન્ય પ્રાણીઓ વસતાં હતાં. જંગલનો વિસ્તાર મોટો હતો અને મંડલગઢના રાજાની તે સંપત્તિ ગણાતું હતું. મંડલગઢના રાજા દલપતશાહના અવસાન પછી બાળક રાજાની વતી તેની માતા દુર્ગાવતી રાજ્ય ચલાવતી હતી.

કૂતરાઓનું યુદ્ધ વધારે ભીષણ થયું અને ઝૂંપડીના દ્વાર ખોલીને એક વૃદ્ધાએ બહાર આવી એક લાકડી વતી તે જૂથના યુદ્ધનો અંત કરી નાંખ્યો. કૂતરાઓ વિખેરાઈ ગયા અને વૃદ્ધા થોડીવાર ચૂપ ઉભી રહી, અને પશ્ચિમ દિશા તરફ એકી નજરે જોવા લાગી. દૂરથી માથા પર લાકડાંના ભારા લઈને આવતી બે વ્યક્તિઓ દેખાઈ.

'લખપતને આજે બહુ મોડું થયું,' તે વૃદ્ધા બબડી.

વૃદ્ધા ઝૂંપડીમાં જવા તૈયાર થઈ પરંતુ કંઈક વિચાર કરી પાછી તેજ જગ્યાએ સ્થિર થઈ ગઈ. દૂરથી આવતી વ્યક્તિઓ હવે સ્પષ્ટ દેખાવા લાગી, એક પુરુષ અને એક સ્ત્રી માથે લાકડાંનો ભારો ઊંચકીને આવતાં હતાં. પુરુષની ખાંધે એક ધનુષ લટકતું હતું અને કેડમાં એક નાનું ખંજર અને એક મોટો ચપ્પુ હતો. પીઠ પાછળ તીરનો એક ભારો અને એક ઝોળી હતી. સ્ત્રીના માથાપર એક ભારાના સિવાય એક હાથમાં એક પોટલું હતું.

'લખપત, આજે કેમ આટલું બધું મોડું?'

'માઈ, આજે તો બજારમાં બહુ ધમાલ હતી. સાંભળ્યું છે કે મુસલમાનોની ચઢાઈ થવાની છે.'

'શું, મુસલમાનોની ચઢાઈ! એ વળી કોણ આવ્યા?'

'માઈ, એમ ખબર પડી છે કે એઓનું લશ્કર બહુ મોટું છે. અને લડાઈ મોટી થશે. રાણી માતાએ ઢંઢેરો પીટાવ્યો છે કે બધાએ લડવા માટે તૈયાર થવું.'

'હશે, એ તો રાજાના ઘરની વાત છે. લખપત, અહીં તો કોઈ પણ આવીને ગાજ્યું ઝરણું ગયું નથી.'

લખપત પોતાની વૃદ્ધ માતા તરફ જોઈ રહ્યો, તેને પોતાના તરફ જોતો જોઈ વૃદ્ધા બોલી 'લખપત, મોદિના ચરેલ પણ અહીં આવીને માર ખાઈને ગયા છે.'

લખપતને એ વાતમાં સમજણ પડી નહીં. તે ચૂપચાપ ભારો છોડવા લાગ્યો.

'ચંદા,' વૃદ્ધા બોલી, 'કેમ આજે મૃગની શું કિંમત ઉપજી?'

'માઈ, આ બે વાસણ આવ્યાં,' સ્ત્રીએ વાસણ ઝોળીમાંથી કાઢી વૃદ્ધાને બતાવ્યાં.

'ઠીક' થોડીવારે વૃદ્ધા બોલી.

વૃદ્ધા અને ચંદા થોડીવારે કુટીરની અંદર ગયાં. લખપત બ્હાર ઊભો રહી જંગલોની તરફ જોવા લાગ્યો. એકાએક કૂતરાઓ ભસી ઊઠ્યા. લખપતના ધ્યાનમાં ભંગાણ પડયું. તેણે કૂતરાઓ તરફ દૃષ્ટિ કીધી. દૂરથી બે ઘોડેસ્વારો આવતા જોઇ, તે ચમકયો. જંગલમાં ઘોડેસ્વાર ! તેમનો વેશ પણ વિચિત્ર લાગતો હતો. શું મુસલમાન હશે? તેણે કામઠું ઉપાડયું અને કાન સુધી ખેંચીને એક તીર માર્યું. એક ઘોડેસ્વાર ગબડી પડયો. 'યા અલ્લાહ !' બોલી બીજો આમ તેમ જોવા લાગ્યો.

લખપતે બીજું તીર કામઠાં પર મૂકી દોરી ખેંચી. ઘોડેસ્વારનો ઘોડો કંઇક કારણસર ચમકીને ભાગ્યો. લખપત નિશાન ચૂકયો. તે ધીમે ધીમે નીચે પડેલા સવાર પાસે આવ્યો. વિકાળ દાઢીવાળા અને ભયંકર દેખાવવાળા તે સવારને મૃત્યુ અસી રહ્યું હતું. લખપતે તેના કમરપટામાંથી સુંદર તલવાર કાઢી લીધી. ઘોડાને પકડયો અને પોતાની કુટીર તરફ ચાલી નીકળ્યો.

૨

ભારતસમ્રાટ અકબરની વિકટવાહીનીએ મંગલગઢ પર આક્રમણ કીધું હતું. હીંદુ મુસ્લિમ એકતાના ખ્યાલવાળા એ રાજાએ એક વિધવા અને અસહાય રમણી પર પોતાનું જોર અજમાવ્યું. મંગલગઢના રાજા દલપતશાહે ચેદિ અને કાલિંજર સુધી છાપા માર્યા હતા. પરંતુ હાલ તેની વિધવા રાણી દુર્ગાવતી રાજ્ય કરતી હતી. રાણીએ સમસ્ત ગોંડવાના પ્રદેશમાં ઢંઢેરો પીટાવ્યો. અર્ધનગ્ન અને જંગલી ગોંડો પોતાના પ્યારાં જંગલ અને ઢોરોની રક્ષા કરવા તીર કમાન લઇને એકઠા થવા લાગ્યા. મંગલગઢના દ્વાર પર એક લાખ યોદ્ધાઓ જોત જોતામાં એકઠા થઈ ગયા. રાણી દુર્ગાવતી જાતે સર્વેને ઉત્સાહ આપતી હતી.

૩

લખપતની કુટીર આગળ બે ત્રણ મહેમાનો હતા, લખપત બધાને પોતાની નવી તલવાર બતાવતો હતો.

'આનું લોખંડ બહુ મજબૂત છે,' બીજો બોલ્યો.

'ધાર પણ ઘણી તેજ છે,' લખપત બોલ્યો.

'તારે માટે પણ હું બંદોબસ્ત કરતો હતો, પણ ઘોડો ચમકીને ભાગ્યો.'

એકાએક એક જણ બોલ્યો. 'લખપત, જો પેલું શું દેખાય છે?'

બધાએ નજર માંડી. વીસથી પચીસ ઘોડેસ્વારની ટૂકડી આવતી હતી.

'અરે, આ તો આપણે બધાને તલવાર મળવાની ! જો પેલું શીંગડું મંગાવ. ભરત, રાયકડ, ભીમા અને સુમદાને પણ તેડી લઇએ.'

લખપતે શીંગડું વગાડ્યું. ઘોડેસ્વારો ચમક્યા પરંતુ અવાજ ક્યાંથી આવતો હતો, તે પારખી શક્યા નહીં. એક તીરે નાયકને વીંધી નાખ્યો. ઘોડેસ્વારો કંઈ નિર્ણય પર આવે તે પહેલાં તો બીજા ચાર સ્વાર વિંધાઈને પડ્યા. 'યહ બલા કહાં સે આઈ!'ના ઉદ્ગાર સાથે ઘોડેસ્વારો ચારે દિશા તરફ બબ્બેની ટુકડીમાં દોડ્યા. લખપતની ટોળીએ ઘોડેસ્વારોને પાસે આવવા દીધા. એકાએક 'માતા દુર્ગાની જય'ના પોકાર સાથે ચાર ભાલાઓએ બેઉ સવારને વીંધી નાંખ્યા.

બધા એકઠા થઈ તલવારોની વહેંચણી કરવા લાગ્યા, એક તલવાર ખૂટી અને બીમો જે મોડો આવ્યો તે તલવાર વગર રહી ગયો.

૪

ગોંડામાં વાત કેમ ફેલાતી હશે તે તો કોણ જાણે પરંતુ બીમો જ્યારે ઘેર આવ્યો ત્યારે તેની બહેને પૂછ્યું. 'બીમા, શું તું તલવાર વગર રહી ગયો?' બીમાનું મસ્તક નીચું હળ્યું અને કંઈ બોલ્યો નહીં. અંદર પત્નીએ કહ્યું, 'તલવાર નહીં તો ચપ્પુ પણ મેળવ્યો હતો ને.'

બીમાએ આ ઘૂંટડો પણ પી લીધો. પરંતુ જ્યારે માતાએ કહ્યું, 'બીમા, તેં તો મારા દૂધને લજવ્યું છે' ત્યારે બીમો ઘણો મુંઝવાઈ ગયો.

વૃદ્ધ પિતા અફીણની ગોળી ખાતો ખાતો બોલ્યો, 'અરે બીમાથી એક ચકલું તો બરોબર તાકીને મરાતું નથી તો વળી તલવાર ક્યાંથી લાવવાનો?'

બીમાને ઊભા રહેવું અસંભવ થઈ પડ્યું, તે તરત પાછો ફર્યો. 'ક્યાં જાય છે?' પિતા બોલ્યો. 'અરે ઊભો તો રહે! માતા બોલી પરંતુ બીમો દોડતો નીકળી ગયો.

૫

'લખપતભાઈ, તું મને મદદ નહીં કરે!'

'શું છે બીમા!'

'મારે તલવાર જોઈએ છે'

'[illegible]રી લઈ જાને!'

'અરે! તારી તલવાર લઈને શું કરું? મારે તો જેમ તમે મેળવી છે. તેમ [illegible]વી છે.'

'પણ ભાઈ, ઘોડેસ્વાર આવશે તો ને?'

'તે તો જેમ તેમ થાય. મારાથી ત્યાં સુધી ઘેર જવાય તેમ નથી.'

લખપત કંઈક વિચાર કરી બોલ્યો, 'ઠીક, હું આવું છું. કેશરપરા ઘાટ આગળ કદાચ કોઈ મળી આવશે.' લખપત અને બીમો બહાર નીકળ્યા.

૬

'હુઝુર, યહ કેશમગડા ઘાટ કી તરફ સે ધાવા કિયા જાય તો ગોંડવાને કી ફૌજ કો હમ દોનો તરફ સે ઘેર લેંગે.'

મુગલોની સેનાના એક ભાગના સેનાપતિને તેના ભોમિયાએ કહ્યું. બન્ને ઘોડા પર બેસી સેનાની આગળ આગળ આવતા હતા.

'લેકિન, ગોંડા કી ફોજ ભી તો વહાં હોગી,' સેનાપતિ બોલ્યો.

'નહીં હુઝુર, ગોંડો કો યહ ખ્યાલ (સ્વપ્ન) મેં ભી ખ્યાલ નહીં હૈ કિ હમ વહાં સે ધાવા (છાપો) મારેંગે.'

'અચ્છા, અબ ચૂપ ચલો.'

સમસ્ત સેના ચૂપચાપ ચાલવા લાગી. કેશમગડા ઘાટના એક ખડકની ઓથમાં બેઠેલા લખપત અને ભીમાએ એ સેનાને જોઇ. 'લખપત, આ તો મોટું લશ્કર લાગે છે. આપણને કોઇ જોઇ શકે તેમ નથી. ખૂબ તલવાર ભેગી કરશું.'

લખપતે વાતનો જવાબ નહીં આપતાં એક તીર છોડયું. ભોમિયો વીંધાઇને પડયો. મુગલો ચમકયા, તેઓએ ધાર્યું કે તેઓ પકડાઇ ગયા છે. 'અલ્લાહો અકબર'ના ગગનભેદી અવાજે મુગલ લશ્કરે ઘાટને ગજાવી મૂકયો ભીમાએ બીજું તીર માર્યું. તેઓ ઉપરાચાપરી તીર મારવા લાગ્યા. મુગલસેનાના ભયંકર અવાજે ગોંડોની સેનાને પણ ચેતવી અને રાજકુમાર વિરમદેવ એક ટુકડી સાથે ઘાટ તરફ ચાલી નીકળ્યો. મુગલો ચેત્યા અને જેવી 'માતા દુર્ગા કી જય'ની બૂમ પડી. કે તરત પાછળ હટયા. ભીમાએ બહાર નીકળી મુગલોની તલવારો એકઠી કરવા માંડી. એક ઘાયલ મુગલે ભીમાને તાકીને એક ભાલો ફેંકયો. ભીમો વિંધાઇને પડયો. રાજકુમાર વિરમદેવની ટુકડી પાસે આવી. તેણે મૃતક મુગલોને જોયા અને દૂર નાસતું મુગલોનું સૈન્ય જોયું. લખપત બહાર આવ્યો અને રાજકુમારને નમ્યો. ઘાયલ ભીમાને ઊંચકી દૂર પહોંચાડવાની વ્યવસ્થા કરવામાં આવી. લખપતે હાથ જોડી રાજકુમારને કહ્યું, 'મહારાજ, દુશ્મનની તલવારો હમને આપો'

રાજકુમાર આનંદથી વિહ્વલ થઇ ગયો અને આનંદપૂર્વક રજા આપી.

૭

ભીમાના માતાપિતા અને બીજાં સ્વજનો ભીમાના અને લખપતના અદશ્ય થવાથી ઘણા ચિંતિત હતાં. એકાએક એક શીંગડાંના ધ્વનિએ વનને ગજાવી મૂકયું. ભીમાના પિતાએ જોયું કે લખપતની સાથે એક ડોળી હતી અને બે માણસ કંઇ ભારો લઇને આવતા હતા. તે આગળ વધ્યો. ડોળીમાં ઘાયલ ભીમાને જોઈ તે ડઘાઇ ગયો. ડોળી નીચે ઉતારી લખપત બોલ્યો, 'કાકા, આ ભીમાની હવે ખબરદારી કરજો પાટા અને પીંડી રાજકુમારના વૈદે કીધેલી છે.

ક્ષીણ સ્વરે ભીમો બોલ્યો, 'ભાઇ લખપત, મને જરા બેઠો કર.'

લખપતે ભીમાને બેઠો કીધો. ભીમાની માતા, પત્ની અને બ્હેન આવી પહોંચ્યાં. બ્હેનને ઉદ્દેશી ભીમાએ તલવારોનો ભારો બતાવ્યો અને ચક્કુને સાદે બોલ્યો, 'બ્હેન, આ તલવારોને સાફ કરતાં ફાવશે કે કેમ ?

બ્હેનની આંખોમાં આંસુ હતાં. બીજા ભારા તરફ આંગળી ચીંધી ભીમો, બોલ્યો, 'લખપત, આમાંથી તારી ભાભીને ચપ્પુ વણી આપ. જોઉં છું કે કેટલાં ચપ્પુ તે વાપરી જાણે છે'

લખપત ચપ્પુ વણવા લાગ્યો, માતાને ઉદ્દેશી ભીમાએ કહ્યું, ' માઇ, તારું દૂધ લાજ્યું નથી, આ ઘા તેના સાક્ષી છે. '

માતા પ્રતિમા સમ ઊભી હતી. એકાએક 'માતા દુર્ગા કી જય'ની ઝૂમ સંભળાઇ. એક ઘોડેસ્વારોની ટૂકડી દેખાઇ. સર્વે તે તરફ જોવા લાગ્યા. ટુકડી પાસે આવતાં સર્વેએ રાજમાતાને ઓળખી, એક સવારે લગામ પકડી અને રાણી દુર્ગાવતી ઘોડા પરથી ઉતરી ઊભી રહી.

' ક્યાં છે ભીમો ?'

લખપતે ભીમાને બતાવ્યો. રાજમાતા આગળ વધી. ગળામાંથી એક હાર કાઢીને ભીમાના ગળામાં નાંખ્યો અને બોલી, 'બેટા ભીમા, તારા એકલાના પરાક્રમે આજે મંડળગઢ બચવા પામ્યું છે. તને આજથી મંગલગઢના કિલ્લા પર મુખ્ય રક્ષક નીમવામાં આવ્યો છે.'

ભીમાએ મહા પ્રયત્ને ઉત્તર વાળ્યો, ' મા, મારા પિતાજી...ને...કહો કે......ભીમો ..કપુત્ર ...નથી નીકળ્યો, હું ...... મંગલગઢનો ચોકીદાર ................ છું. '

ભીમો એકદમ ચૂપ થઇ ગયો. તેનો આત્મા અમરત્વને પામ્યો. રાણી દુર્ગાવતી એક રડી. તે વીરના શબ પાસે બેસી રહી. એક દેરી તેના સ્મારકમાં બનાવવાનો હુકમ થયો.

રાણી દુર્ગાવતીના ગયા પછી ભીમાની પત્ની પતિના શબ પાસે આવી અને બોલી, ' મારે તો એક ચપ્પુ જ બસ છે,' સર્વે દિગ્મૂઢ હતા, એકાએક તેણે ચપ્પુ પોતાના વક્ષ સ્થળમાં ખોસી દીધો અને ભીમાના શબ પર પડતું મૂક્યું. થોડીવાર તરફડી તે પણ શાંત થઈ ગઈ.

લખપત આ દશ્ય જોઈ આંસુભરી આંખે ત્યાંથી સર્વેને ભીમાની અંતીમ ક્રિયા માટે બોલાવવા ચાલી નીકળ્યો.

તે રાત્રે ગોંડવાના પ્રદેશની પ્રત્યેક ટેકરી પર ભીમા જેવા પ્રાંત મેળવવાની પ્રાર્થના કરતી ગોંડ રમણીઓ ભીમાની પત્નીની ઇર્ષ્યા કરતી હતી.

---

# નવસારીના અપ્રસિદ્ધ શિલા–લેખ

શ્રી. મણિભાઈ દ્વિવેદી.

નવસારી કસ્બામાં જુના શિલાલેખોની સંખ્યા ઠીક ઠીક પ્રમાણમાં છે. જુનામાં જુનો લેખ સાતસો વર્ષ ઉપરનો છે. આમાંના ઘણા લેખોનો ઉલ્લેખ મારા "પાંચ હજાર વર્ષ પૂર્વેનું ગૂજરાત" એ નામના પુસ્તકમાં કરી ગયો છું પણ તે ઉલ્લેખ સમ્પૂર્ણ નથી.

આ લેખમાં નવસારીના બે વધુ શિલાલેખોની વિગત આપું છું.

વડોદરા રાજ્યના ઇતિહાસમાં ગોપાળરાવ મૈરાળ, હરબાજી ખંડેરાવ અને ગંગાધર શાસ્ત્રીનાં નામો સારી રીતે જાણીતાં છે.

વડોદરાની ગાદી પર સન ૧૮૦૦માં શ્રી. આનંદરાવ ગાયકવાડ બીરાજ્યા. વડોદરાના રેસીડેન્ટની ભલામણથી શ્રી. ગંગાધર શાસ્ત્રીને સન ૧૮૧૨માં દિવાનગીરી આપવામાં આવી અને ગાયકવાડ તથા પેશ્વા સરકારની ભાંજગડમાં સન ૧૮૧૫માં પંઢરપુરથી પાછા ફરતાં શાસ્ત્રીજીનું દગાથી ખુન થયું.

શાસ્ત્રીજીએ સન ૧૮૧૨માં નવસારીમાં દુધીઆતળાવની સામે એક ધર્મશાળા બંધાવેલી. એ ધર્મશાળાનું રૂપ આજે પલટાઇ ગયું છે. અને ત્યાં આજ તો બેએક વરસથી અંગ્રેજી હાઇસ્કુલનું મકાન ઊભું છે પણ ધર્મશાળાના જુના મકાનની ભીંતે નીચેના લેખની એક તકતી હતીઃ—

॥ શ્રી વરદમૂર્તિ જંયતિ ॥

સ્વસ્તિ શ્રીમન્નૃપ વિક્રમાર્ક સંવત ૧૮૬૮ ॥૧॥  
તથા શ્રીનૃપશાલિવાહન શકે ૧૭૩૩ ।૨  
તમાને પ્રજાપતિ નામ સંવત્સરે ઉદગયને ।૩  
શિશિર તે મંગલપ્રદ ફાલ્ગુન માસે શુક્લ ।૪  
× તૈતિથૌ ૧૨ ગુરુવાસરે તદ્દિને નાગમંડ ।૫  
લમગ (?) પરોપકારાર્થ ધર્મશાલા નિર્મિતા ।૬  
વેદમૂર્તિરાજ શ્રી ગંગાધર કૃષ્ણ શાસ્ત્રીપટ ।૭  
વર્ધન યાની બાંધવિલિ વિદ્યમાન રાજશ્રી ।૮  
મૈરાળ નારાયણ સુભેદાર કલ્યાણમસ્તુ ।૯।

હાલ નવું મકાન બંધાતાં એ તકતીનું શું થયું તે જાણમાં નથી. શ્રી હરબાજીના નામનો લેખ હરિહરેશ્વર મહાદેવનાં મંદિરમાં છે. આ મંદિર દેસાઇવાડના ટેકરાની પાછળ બાળા સાહેબની હવેલીની સામેની બાજુએ આવેલું છે. શિવાલયમાં જડેલી તકતીનો લેખ નીચે મુજબ છેઃ—

" શકે ૧૭૫૧ વિરોધી નામ સંવત્સરે ૧૧
સંવત ૧૮૮૬ માઘ શુક્લ ૧૩ ભૃગુવાસરે ૧૨
ત દિને શ્રી હરિહરેશ્વર મહાદેવા ચે ૧૩
દેવાલય હરબાજી ખંડેરાવ વાણી બાંધીલે ત ૧૪
ત્પૌત્ર ચિંતામણરાવ નારાયણરાવ મહાજન ૧૫
સેવ તત્પર નવસારી ૧૬।

આ ઉપરાંત શ્રી આશાપુરી માતા અને નિલકંઠેશ્વર મહાદેવમાં બે લેખો છે. તે ઇ. સ. ૧૭૯૫ (વિ. સં. ૧૮૫૧) અને તેની આસપાસના છે અને તેમાં શ્રી. ગોપાળરાવ મૈરાળે આ બન્ને દેવાલયો બંધાવ્યાનો ઉલ્લેખ છે.

---

## સાચી પણ વિચિત્ર વાતો

પહેલાં સ્વિટ્ઝર્લૅન્ડમાં લોકો લાંબામાં લાંબા મનુષ્યને પોતાનો પ્રમુખ ચુંટી કાઢતા.

નાતલના કાફર લોકોમાં કન્યા પતિની પસંદગી કરે છે. અને પછી કન્યાનો પિતા વરના પિતા પાસે વાત કરે છે.

સામોઆમાં ત્રાજવાં પડાવ્યા સિવાય કોઈ યુવક લગ્નનો વિચાર સરખોએ કરતો નથી

યુગન્ડામાં પહેલાં પગરખાંની જોડના બદલામાં પત્ની મળી શકતી હતી.

મોરક્કોના કેટલાક ભાગોમાં ગાંડાઓની પૂજા કરવામાં આવે છે. તેનું કારણ એવું છે કે આ જગતની જંજાળો પર દુર્લક્ષ કરવાથી તેઓ ગાંડા થઇ જાય છે, એવી માન્યતા છે. દર્દીઓના દુઃખી આત્માઓનું સ્વાગત કરવા માટે ગાંડાની ઇસ્પિતાલોમાં કુકડા રાખવામાં આવે છે.

સર્વિઆમાં ઘરની ઉપર ઢીંગલી ટીંગાડવામાં આવી હોય તો એમ સમજવું કે તે ઘરમાં લગ્નને ઉમર લાયક કન્યાઓ છે.

આફ્રિકાના કેટલાક ભાગોમાં લોકો નમસ્કાર કરવાને બદલે થૂંકે છે.

આફ્રિકાના કેટલાક ભાગોમાં હસ્ત ધૂનન વખતે આંગળીના ટચાકા ફોડવામાં આવે છે.

કોરિયામાં વધુને ભવિષ્યમાં શું સહન કરવું પડે તેમ છે તે બતાવવા વરરાજા કન્યાનો કાન ખેંચે છે.

રશિયામાં પ્રાચીન કાળમાં પિતા પહેલાં પુત્રીને ચાબખા મારતો અને પછી તે ચાબખો પોતાના જમાઇને સોંપી દેતો

છોટાલાલ માનસિંગ કામદાર

## મારી પ્રવાસ પોથીમાંથી થોડાંક પૃષ્ટ

અથવા

# સુરતથી અમરનાથ

(૫)

'મહાત્માઓ'

શ્રી. સેવાનંદજી

૪

ઋષિકેશમાં બીજી એક જોવા જેવી મૂર્તિ 'નાગા બાવા' છે. તેઓ તદ્દન નગ્ન અવસ્થામાં રહે છે, એજ એમનું એકમાત્ર આકર્ષણ છે. તેઓ ભૂલ્યે ચૂકયે પણ વાંચતાં લખતાં શીખ્યા નથી. હાલના કાયદાના દબાણને લીધે પોતે વસ્તીમાં જાય તેટલો વખત એક કાટ અને રંગબેરંગી ચીથરા વડે તેમને પોતાની કાયા ઢાંકવી પડે છે. રંગીન ચીંથરાને લીધે તેઓ ખાસ્સા મરઘડા જેવા દેખાય છે. ગંગાને કિનારે અને વગડામાં ગાયો ચરાવતી વખતે તો તેઓ તદ્દન પ્રાકૃતિક અવસ્થામાં જ ફરે છે. યાત્રાના દિવસમાં લોકોનાં ટોળેટોળાં—પુરુષો અને સ્ત્રીઓ—આ નગ્નમૂર્તિના દર્શન કરવા દોડયાં આવે છે, જેમની સામે આ કદાવર શરીરનો સાધુ, જેની મુખાકૃતિ સાધુના કરતા બહારવટીઆને વધારે મળતી આવે છે, તે નગ્ન હાલતમાં ઉભો રહે છે!

ત્રીજાએ વળી લોકોને પોતાની પાસે આકર્ષવાને સારૂ એક ત્રીજી યુકિત અમલમાં મૂકી છે અને તે મૌને પથરા મારવાની. તે સ્વર્ગાશ્રમમા પોતાની પાસે-પથરાની ઢગલી કરીને બેસે છે અને જે તેની પાસે આવે તેને છૂટા પથરા મારે છે. તેની આસપાસ પણ આખો દિવસ મૂર્ખ લોકોનું ટોળું જામે છે અને તે પણ થોડીવાર પથરા મારવાનો ઢોંગ કર્યા પછી લોકોને પોતાની આસપાસ બેસવા દે છે. વચમા વચમાં વિનોદ કરાવવાના હેતુથી એકાદ બે પથરા મારે છે પણ ખરો. જેને પથરા વાગે છે, તે પોતાને ભાગ્યશાળી માને છે! એક ગધેડો તો એવોજ અભિપ્રાય બાંધીને ઋષિકેશથી ગયો કે અહિં કોઇ સાચો મહાત્મા હોય તો આ એક પથરા મારનારો જ છે!!!

હવે હું આ ત્રીજા વર્ગના સંન્યાસીઓના કરતાં વધારે ઉંચા વર્ગના સંન્યાસીઓની નીતિ અને કાર્યપદ્ધતિનાં રહસ્ય ઉઘાડાં પાડી દેવાનો પ્રયત્ન કરીશ. અત્યાર સુધી મે જેમનું વર્ણન કર્યું તેમનાથી તો કેવળ મૂર્ખ લોકો જ છેતરાય છે, કારણકે તેમની લૂંટવાની પદ્ધતિ કોઇપણ કાળની અને ચતુરાઇ વિનાની હોવાથી તે ઉઘાડી પડી જાય

છે અને શિક્ષિત વર્ગ તેમનાથી દૂર રહે છે. પણ આ ઉંચા પ્રકારના સંન્યાસીઓ ઘણામાં ઘણા ભયંકર છે, કારણકે તેમની લૂંટ કરવાની રીત અત્યંત કુશળતાપુર્વક યોજાએલી છે, તેમનાં લૂંટ કરવાનાં શસ્ત્ર ઉંચા પ્રકારનાં છે, તેઓ નિઃસ્વાર્થતાનું નાટક ભજવવામાં પારંગત છે, અને તેઓ સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્ય તથા દર્શનમાં થોડા પ્રવીણ હોવાથી ઉચ્ચ શિક્ષા પ્રાપ્ત લોકોને પોતાની જાળમાં પકડી શકે છે. તેઓમાંના કોઇ કોઈ તો યુનિવર્સિટીઓની ઉંચી પદવીઓ ધરાવે છે.

અંગ્રેજોએ આ દેશને નાણે અને દેશનાજ બળ વડે સામ્રાજ્ય જમાવ્યું તેમ આ સંન્યાસીઓ પણ લોકોને નાણે લોકોને પોતાની જાળમાં પકડવાનાં સાધન ખરીદતા જાય છે. રાજનીતિ અર્થશાસ્ત્ર, વર્તમાન સામાજિક પરિસ્થિતિ, જેમના ઉપર અભિપ્રાય જાહેર કરવાથી વખતે જોખમમાં ભેરવાઇ પડાય તેમનાથી તેઓ કાળજીપૂર્વક દૂરજ રહે છે; પણ અંગ્રેજી સાહિત્ય, મનોવિજ્ઞાન, દર્શન, પ્રાચીન સંસ્કૃત દર્શનના ઉપરની નવીન સમાલોચનાઓ, એટલા વિષયોને લગતાં અદ્યતન પુસ્તકો અને સામયિકપત્રો તેઓ ખરીદે છે. વાંચે છે અને કદાચ ઉંડું અધ્યયન ન કરે તો પણ તેમને વિષે ચર્ચા કરવા જેટલું જ્ઞાન તો અવશ્ય મેળવી રાખે છે; પછી જ્યારે સુશિક્ષિત લોકો તેમને મળવા આવે છે ત્યારે સુયોગ જોઈને અથવા યુક્તિપૂર્વક સુયોગ ઉભો કરીને તેઓ ઇમર્સન, કાર્લાઇલ, ટોલ્સ્ટોય, થોરો, રોમ્યાં રોલાં, મેટરલિંક, રવીન્દ્રનાથ, બર્નાર્ડ શૌ, સર રાધાકૃષ્ણન, વિલિયમ જેમ્સ, ડૉ. દાસગુપ્તા, મેક્સમૂલર, પોલ ડયૂસન, વિન્ટરનીટ્ઝ, સર જોન વુડ્રોફ વગેરે ત્રિખંડવિખ્યાત પંડિતો અને વિચારકોની રચનાઓનાં નામ ગણાવે છે, તેમના વિચારોને વિષે ચર્ચાઓ કરે છે અને એમ કરીને પેલા શિક્ષિત મંડળને આંજી નાંખે છે. આટલું અથવા આથી અનેકગણું વધારે જ્ઞાન કોલેજોના પ્રોફેસરો ધરાવતા હોય છે પણ તેમના જ્ઞાનથી લોકો જેટલા પ્રભાવિત નથી થતા તેટલા તેઓ કોઇ બોડકા, લીસાલપટ માથાવાળા, ભગવાં વસ્ત્ર પહેરનારા અને ઋષિકેશ કે ઉત્તર કાશીમાં રહેનારા સંન્યાસીના જ્ઞાનથી પ્રભાવિત થઇ જાય છે અને તેલમાં માખી લદબદ થઇ જાય તેમ આ ધૂર્ત લોકોની મોહજાળમાં લદબદ થઈ જાય છે.

સામયિક પત્રો તેઓ ઉપલક ઉપલક જોઇ જાય છે કે જેથી કરીને તેઓ વર્તમાન પરિસ્થિતિથી અજાણ્યા ન રહી જાય; પણ જ્યારે તેઓ આગગાડીમાં બેસે છે, ત્યારે પત્રો અને પત્રિકાઓનો પોતાની સામે એક ઢગલો બનાવી દે છે અને પછી આંખે ઉંચામાં ઉંચી દરનાં ફેન્સી ચશ્મા ચઢાવીને વાંચવા માંડે છે અથવા વાંચતા હોય એવો દેખાવ કરે છે અને પોતાને કોઇ વાંચતો જુએ છે કે નહિ તે જરા જરા કતરાતી આંખે જોતા જાય છે. શણગાર સજીને બારીએ બેઠેલી વારાંગના જેમ ગ્રાહકની વાટ જુએ છે, તેમ આ ××× નંદો કોઈ આતુર પૃચ્છકની રાહ જુએ છે. ડબ્બામાં બેઠેલા લોકોનું ધ્યાન ખેંચવાનો તેમનો પ્રયત્ન નિષ્ફળ જતો નથી; કારણ કે ટાઇમ્સ, સ્ટેટસમેન, મોડર્ન રિવ્યુ, હિબર્ટ જર્નલ, ફિલોસોફિકલ રિવ્યૂ ઇત્યાદિ પત્ર પત્રિકાઓ વાંચનારા મહાત્માના સંગનો લાભ લેવાને આતુર એવા કોઇને કોઇ તેમને ડબ્બામાંથી જ મળી આવે છે. થોડી વારની વાતચીત વડે જ-

સ્વામીજી મહારાજ તેને પોતાના જ્ઞાનની પ્રભાથી આંજી નાખે છે. તે તેમને પોતાને ઘેર આવવાનું નિમંત્રણ દે છે, પણ સ્વામીજી તેને સખેદ જણાવે છે કે હાલ તો તેઓ પોતાના અમુક ગામના સેવકને શાંતિ આપવા જાય છે, પણ આગળ ઉપર જોઇ લેવાશે એવું કહીને તેઓ પોતાના ગજવામાંથી એડ્રેસ બુક કાઢે છે અને સોનાના પટાવાળી ડયુફોલ્ડ પેન વડે તે ગૃહસ્થનું નામ અને ઠેકાણું નોંધી લે છે. સરનામાં લખવાને સારૂ તેઓ પોતાની પાસે કક્કાવારી કાપેલાં પાનવાળી ફેન્સી નોટબૂક રાખે જ છે. તેમની પાસે બધું જ ફેન્સી અને છેલ્લામાં છેલ્લી ઢબનું હોય છે; પણ લોકો એવા અભાગીઆ છે કે આ વસ્તુઓ વડે આ સંન્યાસીઓની વિલાસિતાનું, ખર્ચાળપણાનું અને શોષણનીતિનું જોનારને સ્પષ્ટ ભાન થવું જોઇએ તેની જગ્યાએ તેઓ આ કહેવાતા વિરક્ત મહાત્માઓના પૂર્વજન્મનાં પુણ્યકર્મનાં વખાણ કરવા મંડી જાય છે કે ઓહોહોહો! કેવા પ્રારબ્ધવાન મહાપુરુષ છે! કવિએ પણ કહ્યું છે ને કે 'ભ.ગ્ય ફિરે ન ભભૂત લગાયે.'

તેઓ પોતાના પત્રવ્યવહારમાં ઘણાજ નિયમીત રહે છે, કાગળો ઉપર આવકજાવકના નંબર લગાવે છે. પોતાના કાગળોની કાર્બન કોપી પણ રાખી મૂકે છે કે વખતે કોઇ હૈયા ફૂટ્યો તેમના પત્રો છપાવવાની ઇચ્છા પ્રદર્શિત કરે તો કાગળોની શોધખોળ કરવી જ ન પડે! ઝટ લઇને તેના હાથમાં કાર્બન કોપી મૂકી દેવાય અને 'The Letters and Teachings of Swami...' એવું પુસ્તક છપાઇને બહાર પડે અને તેની મારફતે વળી નવા અક્કલના દુશ્મનો તેમની જાળમાં પકડાવાને સારૂ ખેંચાઇ આવે. દૈનિક, સાપ્તાહિક અને માસિક પત્રિકાઓમાં તેઓ લેખ પણ અવારનવાર લખી મોકલે છે, તેના કટિંગની ફાઇલ રાખે છે, એકનો એક લેખ એક કરતાં વધારે પત્રોમાં પણ છપાવી મારે છે, કારણ કે બધા તંત્રીઓ કયાં બધું યાદ રાખે છે? આવું કરવાનો તેમનો હેતુ પોતાનાં નામ અને વિદ્વત્તા પ્રતિ લોકોનું લક્ષ ખેંચવાનો હોય છે. વેપારીઓ જે હેતુથી પોતાના માલની જાહેર ખબર આપે છે, તેજ હેતુથી આ ત્યાગમૂર્તિઓ લેખ લખે છે. જૂનાગઢ કોલેજમાં કેટલાંક વર્ષ સુધી વિજ્ઞાનના પ્રોફેસર અને હાલ મુંબઇ હાઇકોર્ટના એડવોકેટ પ્રો॰ મહેતા સન ૧૯૩૩ ના નવેંબર માસમાં રૂષિકેશ આવી ચઢયા હતા. રૂષિકેશની દર્શનીય મૂર્તિઓમાં એક ........ સ્વામી ........ ની ગણના થાય છે. પ્રો॰ મહેતા તેમને મળવા ગયા ત્યારે આ મહાત્મા બીજાઓની સાથે (પણ ખરૂં જોતાં પ્રો॰ મહેતાને સંભળાવવાને સારૂ) અંગ્રેજીમાં વાત કરતા હતા. તેઓશ્રી કહેવા લાગ્યા, "મારા આર્ટિકલો પાંત્રીસ પત્રોમાં પ્રકટ થાય છે. હું મહાત્મા ગાંધી કરતાં પણ વધારે કામ કરૂં છું અને આખા હિંદમાં મારૂં નામ જાણીતું છે." પ્રો॰ મહેતાની સાથે તેમનાં એક બ્હેન હતાં, તેમને પ્રો॰ મહેતાએ કહ્યું, "આ બધું એ આપણને સંભળાવવાને કહે છે!" તે જ દહાડે સાંજના પ્રો॰ મહેતા અને તેમનાં બ્હેન બેઉ મને મળવા આવેલાં ત્યારે તેમણે મને જેવું કહેલું તેવું જ મેં ઉપર લખ્યું છે. પણ બધા કાંઇ પ્રો॰ મહેતાના જેવા બુદ્ધિમાન નથી હોતા તેથી તેઓ આ કરોળીઆઓએ પાથરેલી જાળમાં સપડાય જાય છે. આ રીતે આ

તપોધનો પોતાની પેઢીનો કારોબાર વધારતા જાય છે અને તેમના જૂના ગ્રાહકમાંથી કેટલાક ખરી પડે છે, ત્યારે તેમની ખોટ પૂરવાને નવા નવા રંગરૂટ ચાલ્યા આવે છે અને તેમનું સર્વનું કલ્યાણ કરવાના હેતુથી જ તેમની પાસેથી નાના પ્રકારે પૈસા પ્રાપ્ત કરીને આ તપોમૂર્તિઓ તેમના સ્થૂળ દેહની પુષ્ટિ સાધે છે.

તેઓમાંના કોઇ કોઈ તો વકીલ ડાકટરોની માફક પોતાના રહેઠાણના દરવાજા ઉપર સાઇનબોર્ડ (નામનાં પાટીઆં) લગાવતા થઈ ગયા છે. એક સ્વામી જેઓ ફક્ત દૂધ, દહિં, બરફી, પેંડા, માવો, મલાઈ અને પાકાં ફળ, એટલી વસ્તુઓ વડે જ જેમ તેમ કરીને તેમના પાંચ ભૌતિક દેહને નિભાવે છે અને દાળભાત, ખીચડી, રોટલી એવી વસ્તુઓના તરફ નજર પણ નથી કરતા, તેમણે પોતાના આશ્રમના દરવાજા આગળ 'સ્વામી...ફળાહારી' એવું પાટીયું લગાવી દીધું છે. બીજા એક પોતાની સાથે વિઝિટિંગ કાર્ડ રાખે છે, અને તેના ઉપર અંગ્રેજીમાં...ડબલ એમ. એ. એવું છપાવી રાખ્યું છે. અને જ્યાં જાય છે ત્યાં પોતાના પરિચયને માટે એ કાર્ડને નમ્રતાપૂર્વક આગળ ધરે છે. એક સ્વામી, ડૉક્ટર..., જેમનો થોડોક પરિચય તો વાચકને થઈ ચૂક્યો છે. તેમણે પોતાના આશ્રમના પ્રવેશ દ્વાર આગળ અંગ્રેજીમાં ' દર્શન–સાંજના ૪ થી ૫—દસ મિનિટ.' એવા શબ્દોવાળું પાટીયું લગાવી રાખ્યું છે. તેની મતલબ મુલાકાત લેનારાઓની મુલાકાતના ઉપર નિયંત્રણ કરવાની નહિ પણ તેમને વધારે આકર્ષવાની છે અને પોતાના દર્શનની કિંમત વધારવાની છે. આ પાટીયું વાંચનાર જો વધારે ઉંડા ઉતરીને વિચાર કરવા ટેવાયો ન હોય, તો તે એમજ સમજે છે કે આ સાધુ એકાન્તપ્રિય છે અને લોકો તેના દર્શન કરવાને સારૂ પડાપડી કરીને તેને કાયર કરતા હશે માટે એ બિચારાએ આવી મતલબનું પાટીયું માર્યું હશે. લોકોનું મનોવિજ્ઞાન આ ધૂર્તલોકો સારી રીતે જાણે છે અને પોતાના દર્શન ઉપર પ્રતિબન્ધ મૂકીને તેને મોંઘું અને દુષ્પ્રાપ્ય કરવાથી દર્શન કરનારાઓની ઇન્તેજારી વધશે એ વાત તેમના જેવા કુશળ પુરૂષોને શીખવવી પડે એવી નથી. દર્શન કરવાના ઠરાવેલા વખતે પણ દર્શનપ્રાર્થીને એકદમ સહેલાઈથી દર્શન કરવા દે એવા તેઓ કાચા નથી; તેથી કરીને એકાદ બે ચેલકાઓને તેઓ બારણાં આગળ બેસાડી રાખે છે અને કોઇ દર્શન કરવા આવે તો તેને કહે છે કે 'જરાવાર થોભો, મહાત્માજી હજી સમાધિમાંથી ઉઠયા નથી.' મહાત્માજી ભલે અંદર બેઠા બેઠા માખી મારતા હોય પણ ઝટ લઇને દર્શન દે તો તેમને મહાત્મા કોણ કહે ?

આ ત્યાગ અને તપની મૂર્તિઓ પોતાના ધંધાનો બહોળો ફેલાવો કરવા સારૂ એજન્ટો અથવા દલાલો પણ રાખે છે. ઋષિકેશમાં તમામ મોટા મોટા સંન્યાસીઓની પાસે તેમના પોત પોતાના દલાલ હોય છે. અને એ દલાલોને તેમણે ઋષિકેશમાં જ નહિ પણ આજેનાં ગામો અને નગરોમાં પણ નિયુક્ત કરી રાખ્યા છે. જેમ રસોઇની વાસ આવવાથી કુતરા ત્યાં આગળ ચાલ્યાં આવે છે, તેમ લોકોને આકર્ષિત કરે એવી ટાપટીપવાળા સંન્યાસીની આસપાસ, જેમનો કોઇ ભાવ ન પૂછે એવા સંન્યાસીઓ ભેગા થવા માંડે છે. તેમને ભરી

દહાડામાં દશવાર ચાહ અને શરદાઇએ પીવાની મળે છે અને આટલું જ તેમને સારૂ પૂરતું છે. પરંતુ તેમને જ્યારે આ બે પેય પદાર્થો ઉપરાંત લુગડાં, જળપાત્ર, રોકડા રૂપીઆ પણ મળવા માંડે એટલે તેઓ તેમના દાતારના ભાટ ચારણ બનીને આખા ઋષિકેશમાં અને દેશપર્યટન કરવા જાય ત્યારે આખા દેશમાં તેમના 'પેટ્રન'નો યશ ફેલાવે છે અને ઋષિકેશમાં કોઈ મહાત્મા હોય તો આ એકજ છે એ વાત તેઓ સૌને કાને પહોંચાડી દે છે. આવા ખુશામતખોરોનું ટોળું એક 'પુરુષાર્થી' (સંન્યાસીઓના સાંકેતિક અર્થમાં) અને 'પ્રાલબ્ધવાળા' મહાત્માની આસપાસ ગોળના ઉપર માખી ભેગી થાય તેમ ભેગું થઇ જાય છે; તેઓ બહાર નીકળે ત્યારે પેલા પરાવલંબીઓ ( Hangers on ) પણ તેમની પાછળ પાછળ ચાલ્યા આવે છે, અને એ રીતે પેલા 'સમર્થ' મહાત્માઓ પોતાની મોટાઈને વધારતા જાય છે.

પોતાને નામે મહિનામાં ઘણીવાર પાર્સલો આવે એ પણ એક પોતાની મોટાઈ અને બહોળી લાગવગ બતાવવાનું એક સાધન છે, એમ જાણીને ઉપર કહ્યા તેવા કુશળ સંન્યાસીઓ પોતાના નામે ઘણામાં ઘણાં પાર્સલો ચાલ્યાં આવે એવી તજવીજ કરતા રહે છે. મારો એક જાણીતો 'મહાત્મો' ઠેઠ મુંબઇથી ટૂથપેસ્ટ અને ટૂથબ્રશ ટપાલ મારફતે મંગાવતો. વસ્તુની કિંમતના જેટલું જ ટપાલ ખર્ચ થાય તેમાં તેને શું ન્હાવું નીચોવવું પડે એમ હતું? તે મારે ઘેર (સુરત) ટળતો, ત્યારે જતી વખતે પોતાની પાછળ પાંચપંદર ચોપડીઓ મૂકતો જતો અને પછી કકડે કકડે મંગાવી લેતો. આવું કરવાનું કારણ મારા સમજવામાં આવતું નહિ. હું તેને પૂછતો કે બધી ચોપડીઓ સામટીજ કેમ નથી મંગાવી લેતા? એક વાર તેના એક શિષ્યે ભરમ ફોડી દીધો કે મને તેમણે એવી સૂચના દઇ રાખી છે કે તારે મારી ચોપડીઓનાં પાર્સલ કકડે કકડે મોકલ્યા કરવાં કારણ કે વારંવાર પાર્સલો આવવાથી મારી ત્યાં (ઋષિકેશમાં) પ્રતિષ્ઠા જામે છે.'

દલાલો પ્રચારકાર્ય કરીને બિચારા ભોળા 'મુમુક્ષુઓ' અને 'જીજ્ઞાસુઓ'ને આ મહાત્માઓ પાસે તેડી તો લાવે અને એ લોકોમાંથી કોઇ જરાતરા વેદાન્ત 'વિચારી' ગયા ત્યારે તો તેઓ મહાત્માજીને પ્રશ્ન પૂછે એટલે પોતાનું જ્ઞાન કેટલું વિશાળ છે, તે બતાવી દેવાનો મહાત્માજીને માર્ગ મળી જાય; પણ ઘણા જણને પ્રશ્ન પૂછવા જેટલું પણ જ્ઞાન હોતું નથી અને કોઇ પ્રશ્ન પૂછે નહિ ત્યાં સુધી મહાત્માજી પોતાના જ્ઞાનની પોટલી છોડે પણ કેવી રીતે? આ મુશ્કેલીનો તોડ કાઢવાને સારૂ તેમણે પોતાના ચેલકાઓ અથવા દલાલોમાંથી કોઇ જરાક શિક્ષિત હોય તેને શીખવી રાખ્યું હોય છે કે મુલાકાત કરવા આવનારાઓ કશો પ્રશ્ન ન પૂછે તો તમારે મને પ્રશ્ન પૂછવો. આવા પૂર્વના સંકેત મુજબ પેલા ચેલકાઓમાંથી કોઇ પ્રશ્ન પૂછવા માંડે છે. 'સ્વામીજી! સંપ્રજ્ઞાત સમાધિ અને અસંપ્રજ્ઞાત સમાધિ એ બેની વચ્ચે ભેદ કયા પ્રકારનો છે અને એ બેમાં ઉત્તમ સમાધિ કયી?' અથવા 'વિદેહ મુક્ત કોને કહેવાય અને જીવન્મુક્ત કોને કહેવાય?' અથવા 'સમાધિ વખતે પ્રાણની કયા ચક્રમાં સ્થિતિ હોય છે!' અથવા 'જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાનનો ભેદ વિલુપ્ત થઇ જાય ત્યારે

શું અવશિષ્ટ રહે ?' આવા તેવા ચાંપલાઈ ભરેલા સવાલ તેઓ પૂછે છે એટલે સ્વામીજી મહારાજ ઝટ લઈને પોતાના જ્ઞાનની પોટલીની ગાંઠ છોડે છે અને તેમાં બાંધી રાખેલું જ્ઞાન બતાવીને પેલા મૂર્ખ દર્શનાર્થીઓને આંજી નાખે છે. એકવાર એવું બન્યું કે મારા એક જાણીતા મહાત્માની પાસે કેટલાક ગધેડાઓ આવ્યા, તે વખતે તેમનો ચેલો રસોડામાં કામ કરતો હતો. પેલા આવનારાઓ કાંઈક અમસ્તુંય પૂછે ત્યારે કાર્યવાહી શરૂ થાયને ? સવાલ પૂછવાને 'ટ્રેન' કરી રાખેલો તેમનો ચેલો તો ત્યાં હતો નહિ! ત્યારે મહાત્માજીએ ચેલાને બોલાવ્યો અને કહ્યું. 'નિત્યાનંદ! તેં કાલે મને શો સવાલ પૂછ્યો હતો ?' ચેલાએ ગઈ કાલે પૂછેલા સવાલનો જવાબ આપવાની સ્વામીજીને આજે ફુરસદ મળી અને તે પણ બીજા બહારના માણસો આવી ચઢ્યા ત્યારે જ. જોઈ લેજો આ મહાત્માઓના કાવાદાવા.

પોતાની પાસે કેવા મોટા મોટા ગણ્ય માન્ય માણસો આવે છે અને કેવા માણસોની સાથે પોતાનો પત્રવ્યવહાર ચાલે છે, તેનું પ્રદર્શન કરવાને પલોટી રાખેલા ચેલાઓમાંથી એકાદ જણું આવે વખતે સ્વામીજીને કહે છે. 'સ્વામીજી મહારાજ! આપે આગ્રાની સેન્ટ જોન્સ કોલેજના પ્રોફેસર સાહેબના કાગળનો ઘણા દિવસથી જવાબ નથી લખ્યો!' તેના ઉત્તરમાં સ્વામીજી જરાક મંદ સ્મિત કરીને કહે છે 'ઠીક, ઠીક, તું કાલે યાદ દેવડાવજે. લખનૌના આસિ. કમીશનર સાહેબના કાગળનો પણ જવાબ નથી લખાયો, કાલે બેઉને લખી નાખીશું.' કાગળના જવાબ લખાયા નથી એ વાત ચેલાઓ સ્વામીજીને ત્યારે જ યાદ દેવડાવે છે કે જ્યારે બહારના બે ચાર જણ તેમની પાસે આવીને બેઠા હોય, જેથી કરીને તેઓ પણ જાણે કે સ્વામીની પાસે પ્રોફેસરો અને કમીશનરો પણ આવે છે ખરા!

અગાઉ જણાવેલા એક સ્વામીએ તો એક અંગ્રેજી પત્રમાં પોતાનો છબી સહિત જીવનચરિત્ર જ છપાવી દીધું છે. અને તેની ચારસો પાંચસો છૂટક નકલો પોતાની પાસે રાખી મૂકી છે. પોતાને વિષે પોતાને મોઢેથી કહેવાની મુંઝવણમાંથી ઉગરી જવાને સારૂ તેઓ મળવા આવનારને પોતાના જીવનચરિત્રની એક પ્રત ભેટ આપવાની કૃપા કરે છે, અને જો તેઓ કોઈના પર ખાસ પ્રસન્ન થયા હોય તો પોતાની એકાદ બે પુસ્તિકાઓ અને ગૌરાંગ પ્રભુની ઢબે બે હાથ ઉંચા અને વાંકા ટાંટીઆ રાખીને તેમણે પોતાની છબિ પડાવી રાખી છે તે પણ આપવાની વિશેષ કૃપા કરે છે.

અમુક નવાબ સાહેબ સોનાના થાળમાં દૂધ ભાત આરોગતા હતા, તેમને કોઈએ પૂછ્યું કે 'નવાબ સાહેબ! દુનિયાના લોકો શું ખાય છે ?' નવાબ સાહેબ બોલ્યા, 'સબ લોગ સોનેકી થાલીમાં દૂધભાત ખાતે હૈ' તેવી રીતે આ અભાગ ભગવાં વસ્ત્રધારી નવાબ સાહેબો ધનવાનો, ખિતાબધારીઓ, સાહસોદાગરો ઉંચી કોટીના સરકારી અમલદારો સોનેરી દુનિયામાં જ રહે છે. તેમને માટે માનવજાતિનાં દુઃખદારિદ્રનાં અને તેમના જીવનમરણના મહાપ્રશ્નોનો કશો અર્થ જ નથી, તેમનો હિંદુસ્તાન હજી હવેલીઓમાં અને બંગલાઓમાં વસે છે. રોલ્સ રોઇસ ગાડીઓમાં ફરવા નીકળે છે, અને વૈભવવિલાસમાં આળોટે છે. અંધારી ગંધાતી કોટડીઓ અને ઝુંપડીઓ, તેમાં વસનારાંના પેટમાં ખાડા અને નિસ્તેજ આંખોવાળાં અભાગીઆં પ્રાણીઓ, તેમની આ જીવન હાડમારીઓ, તેમનાં અજ્ઞાન મગ્ન

તેમનાં બાળકોનું ભયંકર મરણપ્રમાણ, તેમનાં ચીંથરેહાલ વસ્ત્ર અને અલ્પ આહાર—સંસારનાં આવાં ગંદાં બીભત્સ દશ્યો આ તપસ્વીઓની સુખમય સોનેરી સૃષ્ટિની સુંદરતાનો ભંગ નથી કરતાં. હિંદુસ્તાનના મજૂરને રોજનો દોઢ આનો પણ પૂરો નથી મળતો. પેટ ભરીને ખાવું એ કોને કહેવાય તે આ દેશનાં કરોડો માનવ પ્રાણીઓ જાણતાં જ નથી અને દૂધ ઘીને વેચનારાં ગરીબ કુટુંબો ફક્ત એ પદાર્થોનું દર્શન જ કરે છે, આવું તેવું તેમને કોઈ કહે તો તેઓ કહેશે કે એવું કદિ હોઇ શકે જ નહિ. તેઓ ઉનાળામાં સીમલા, સોલન, ડેલહાઉઝી, મંસુરી, મહાબળેશ્વર, પંચગિની, માથેરાન, ઉટાકામન્ડ, એવા તેવા કોઇ સ્થળમાં વ્યતીત કરી નાખે છે અને મુંબઇ જેવા શહેરમાં આવે ત્યારે મલબારહિલ, વાલકેશ્વર જેવા સ્થાનમાં કોઇ સર અથવા બેરોનેટના બંગલામાં ઉતરે છે. તેમનું હરવું ફરવું, હળવું મળવું, સંસારને સાતમે માળે બેઠેલા ધનવાનો અથવા રાજા મહારાજાઓની સાથેજ થાય છે. દેશના ખેડૂતો, મજૂરો, ખારવાઓ, ખાણ ખોદનારાઓ, કપડાં વણનારાઓ, પત્થર ફોડનારાઓ શું ખાય છે, કેવી પરિસ્થિતિમાં રહે છે, કેવું જીવન ગુજારે છે, તેનો તેમને કદિ વિચાર આવતો જ નથી. ઉપર કહ્યા તેવા લોકો દુનિયામાં છે અને સેંકડે સીત્તેર ટકા કરતાં પણ વધારે છે એવું તેઓ કદિ એક ક્ષણને માટે પણ સાંભળવા તૈયાર નથી. તેમને મનથી દુનિયામાં આઇસક્રીમ ફેરીઓ છે, કુલુનાં સફરજન છે, કવેટા અને યમનની દ્રાક્ષ છે, મસ્કતનાં દાડેમ છે, બંગાળાની લિચિ છે. મોટર ગાડીઓ છે, ફિલોસોફીઓની મૌખિક ચર્ચા છે, કુંભમેળાઓના જલસા છે, માલપુડા દૂધપાકના ભંડારા છે, કેન્ટ અને શંકર, હેગલ અને રામાનુજનાં દર્શનો છે, અને તેમને રૂપાના થાળમાં ભોજન પીરસનારાં શેઠીઆ અને શેઠાણીઓ છે.

ત્યારે મારા ઉપર મિસ મેયોના જેવા દોષદર્શી માનસનો આરોપ મૂકનારા સજ્જનો મને પૂછશે કે આવડા મોટા સાધુ સમાજમા કોઇપણ સુપાત્ર સાધુ તમે દીઠો જ નહિ ? તેના જવાબમાં હું કહીશ કે છેક તેમ પણ નથી સાધુના નામને શોભા આપે અને સંન્યાસ આશ્રમને દીપાવે એવી એક વ્યકિત ઋષિકેશમાં છે અને તે સ્વામી અદ્વૈતાનંદ—કવિઓની ગણના કરતાં જેમ કાલિદાસના નામથી જ ગણના અટકી ગઇ—બીજું નામ સરસ્વતીને જડયું જ નહિ.—અને તેથી " अनामिका सार्थवती बभूव " (અનામિકા નામ સાચું ઠર્યું) તેમ આ 'અદ્વૈત'—એકલા જ અને બીજો કોઇ જ નહિ—એવા પોતાના નામને સિદ્ધ કરી બતાવે છે. જૂની અને નવી વિદ્યાઓના સંગમ સ્થાન જેવા, સચ્ચારિત્ર્યવાન, પરોપકાર પરાયણ, જ્ઞાન અને નિષ્કામ કર્મનો સુંદર સમન્વય કરનાર આ એકજ વ્યકિતને હું બાકીના સાધુસમાજમાંથી,—ભામટા સમાજમાંથી—જુદા પાડું છું અને તે ગુર્જરી માતાના સપૂત છે, એમ જાણીને મારા મનથી ગુજરાતના ગૌરવનો અનુભવ કરું છું.

વળી કોઇ મને પૂછશે કે આ એક વ્યકિતના સિવાય બીજા કોઇ છેજ નહિ ? તેનો જવાબ મારે જરાક વિસ્તારથી આપવો પડશે. દોષરહિત, લોભરહિત, અભિમાનરહિત, વૈરાગ્યવાન વિદ્યાવ્યાસંગી, સંયમી અને ત્યાગી સાધુઓ હજી થોડાક રહી ગયા છે—

આજથી પચ્ચીસ વર્ષ પહેલાં વધારે હતા—પણ તેમના બધા જ ગુણ Negative (અભાવાત્મક) છે, તેમની જીવનની ફિલોસોફી પણ Negative અને તેથી નિષ્ક્રિય છે; તેમનામાં Dynamic (ક્રિયાત્મક) શક્તિનો કેવલાભાવ છે; તેઓ 'વિચાર સાગર' વાંચ્યા કરે છે અથવા જો સંસ્કૃત ભણ્યા હોય તો વૃત્તિઓ, ભાષ્યો, ટીકાઓ, કારિકાઓ અને સૂત્રોમાં પોતાની જાતને મર્યાદિત કરી રાખે છે; તેમની મૌલિક વિચાર કરવાની શક્તિ કુંઠિત થઇ ગઇ છે; તેમને મનથી સંસારના દુઃખનું કારણ સ્વરૂપનું અજ્ઞાન છે; તેમની ફિલોસોફી વાસ્તિક જીવનની સાથે લેશપણ સંબંધ રાખતી નથી; તેઓ હજી શંકરાચાર્ય અને વાચસ્પતિ મિશ્રના જમાનામાં જીવે છે; તેમને મનથી બ્રિટીશ રાજ્ય એ ધર્મરાજ્ય છે. તેમના અભિપ્રાય પ્રમાણે શ્રીમંતો તેમનાં પૂર્વજન્મનાં પુણ્યોનાં ફળ ભોગવે છે, અને અંત્યજો તથા પદદલિત જાતિઓ તેમનાં પૂર્વજન્મોનાં પાપકર્મની સજા ભોગવે છે; તેમને મનથી જગતનું અસ્તિત્વ જ નથી તો પછી 'જગતની સેવા' ના કરતાં વધારે અર્થહીન શબ્દ બીજો હોય જ કયો ? માનવશરીર એ પાપપુણ્યનું મિશ્ર પરિણામ છે અને સંસાર એ તેને ભોગવી છૂટવાનું ક્ષેત્ર છે, માટે સર્વ કર્મનો પરિત્યાગ કરવો અને સ્વસ્વરૂપનું ચિંતન કર્યા કરવું એ એકજ કર્તવ્ય છે, આવો તેમનો ઉપદેશ છે. તેઓ પોતાની ફિલોસોફીમાં મસ્ત રહે છે અને તેમની આંખો આગળ વેગથી બદલાતી દુનિયાની વચ્ચે તેઓ ભારતીય 'રિપવાન વિન્કલ'ની જેમ હજી ઓછામાં ઓછાં એક હજાર વર્ષ પહેલાંની દુનિયાને જ જુએ છે. આજના જીવનનો તુમુલ સંઘર્ષ, આજના વિચારકોને મથાવતા મહાન આર્થિક, સામાજીક, અને રાજનૈતિક પ્રશ્નો સમજવા જેટલી પણ તેમનામાં નથી શક્તિ અને નથી ઇચ્છા. આવા મહાત્માઓની પાસે બેસીને કયો દેશસેવક કે સમાજસેવક પ્રેરણા મેળવવાની આશા રાખે ?

ત્યારે હજી ભારત આ પુરાણી, પ્રાણહીન, આજની દુનિયાથી અત્યંત અલગ વાસ્તવિકતાથી વેગળી, આજની જરૂરીઆતોથી સંપૂર્ણ રીતે બિનવાકેફ અને બેદરકાર સંસ્થાને શા સારૂ પોષણ આપીને જાળવી રહ્યો છે ? તેનો ઉત્તર એ છે કે ભારતની વર્તમાન પ્રગતિ બધી દિશામાં એક સરખી રીતે આગળ નથી ધપી. કોઇ બાબતમાં ભારત બીજા દેશો કરતાં ત્રણથી પાંચ સૈકા જેટલો પાછળ છે, કોઇ કોઈ બાબતમાં તો તેથી પણ વધારે પાછળ છે અને ધર્મ એ તેમાંની એક છે. વળી ભારતની આધુનિક જાગૃતિના પૂર હજી સર્વત્ર ફરી વળ્યાં નથી, એ આ સંસ્થાને જીવતી રાખનારૂં બીજું એક કારણ છે. નદીમાં પૂર આવે છે, ત્યારે પ્રારંભમાં ઉંચા ઉંચા ટીંબા ટેકરા કોરા રહી જાય છે, અને ચારે દિશાએ ફરી વળેલા પૂરની વચમાં બેટ જેવા દેખાય છે. આ સંસ્થા અને એવી બીજી કેટલીક બાબતો ભારતીય જાગૃતિના પૂરમાં સૂકા ટાપુઓને ઠેકાણે છે. એ પૂર જ્યારે વધારે ચઢશે ત્યારે આ ટાપુઓ પણ ડૂબી જશે.

(અપૂર્ણ)

# કર્ણ અને અર્જુન

અ : શ્રી 'ક'

[અર્જુનના બાણોથી વીંધાઇ કર્ણ જ્યારે યુદ્ધક્ષેત્ર પર નીચે પડ્યો, ત્યારે શ્રીકૃષ્ણ તેને બતલાવી અર્જુનને કહે છે કે 'આ તમારો શ્રેષ્ટ બંધુ છે. ત્યારે શોકવિહ્વલ થઈ અર્જુને કરણનું મસ્તક પોતાની ગોદમાં લીધું અને સેવા કરવા લાગ્યો. કર્ણ અર્જુનની ગોદમાં શીર રાખી વિલાપ કરે છે.]

કર્ણ:—એ કોણ છે ? મને કોણ સ્પર્શ કરે છે ? દુર્યોધન ! હા, દુર્યોધનજ જણાય છે. આવો ભાઇ, કર્ણએ તમારે માટે શકિતભર યુદ્ધ કીધું. આવો મિત્ર, એને હવે અન્તિમ વિદાય આપો.

અર્જુન:—દુર્યોધન નથી. ભાઇ ! હું પાર્થ છું. તમારો અનુજ, તમારો નાનો ભાઇ.

કર્ણ:—કોણ પાર્થ ? હા. સાચી વાત, આ તો પાર્થ છે. એ શું વાત ? તમારો ચિરશત્રુ મૃત-પ્રાય પડેલો છે, શસ્ત્રહીન આહત, પરાભૂત પડ્યો છે' તેની પાસે તમારે શું જોઇએ ?

અર્જુન —મને ક્ષમા કરો, ભાઇ, મેં મોટો અપરાધ કીધો છે. તમે મારા સહોદર, શ્રેષ્ટ ભ્રાતા છો, એ મેં અત્યારે જ જાણ્યું.

કર્ણ:—સહોદર ! શ્રેષ્ટભ્રાતા ! શત્રુઓ સાથે આ કેવા પ્રકારનું સંભાષણ ! હું તમારો શત્રુ છું, તમે મારા શત્રુ છો. આપણાં લોકોમાં એવો સંબંધ છે. શું હું તમારો શ્રેષ્ટ ભ્રાતા છું ? હા, ખરી વાત હું તમારો મોટો ભાઈ છું. આજેજ પ્રાતઃકાલે મેં સાંભળ્યું કે તમો મારા અનુજ હો હું તમારો મોટો ભાઇ છું. આજેજ સાંભળ્યું—આજ પહેલાં કોઇએ કહ્યું નહિં કે મારી જનની તમારી માતા છે. ચિર-દ્વેષી, ચિરદ્વન્દ્વી ચિર શત્રુ સર્પ અને નકુલ એકજ ગર્ભથી પેદા થયેલા ! એ ભુલ છે, વિધાતાની ભૂલ છે. કર્ણ, તમારા ચિર-દ્વેષી શત્રુ તમારા મોટા ભાઈ એ વિધાતાની ભૂલ નહિ તો બીજું શું ? કર્ણ સારથીપુત્ર છે. એજ ઠીક છે એજ બરાબર છે, શત્રુના હાથથી મરાયો છું એથી ઘણી વ્યથા થાય છે. કલેશ થાય છે, પશ્ચાતની ! વૃષકેતુ ! કોઇ નથી !

અર્જુન:—ભાઈ, શોક નહિ કરો, ધૈર્ય રાખો, શાંત થાઓ !

કર્ણ:—શાંત થઇશ. ચિન્તા નહિ કરો. જુઓ મારા ચિર-આરાધ્ય, મારા પિતા, સૂર્ય અસ્ત થાય છે. પિતા હવે હું જાઉં છું. હું શાંત થઇ જઇશ. ભાઈ સદાને માટે ચાલ્યો જઇશ, પૃથ્વીપર તમારો કોઇ પ્રતિદ્વન્દ્વી નહિં રહેશે. તમારો દર્પ તમારૂં શૌર્ય, તમારો યશ અખંડ રહેશે. તમે અદ્વિતીય વીર રહેશો. પણ—નહિ નહિ હવે હું ક્રોધ નહિ કરૂં, દ્વેષ નહિ કરૂં. મારામાં હવે હિંસાભાવ પણ નથી. હું તમારો વડીલ બંધુ છું તમને આશિર્વાદ દઉં છું. તમારી કલ્યાણકામના કરૂં છું. મૃત્યુ આવી રહ્યું છે. ચિર-શાન્તિ આવી રહી છે. મને જણાય છે કે હવે હું વધારે વાર નથી. બે વાત કહેવા માંગુ છું. માત્ર બે વાત. મારા હૃદની વેદના.

અર્જુન:—સાંભળીશ તમારી બધી વાત સાંભળીશ. કોણ જાણતું હતું કે અન્તકાળમાં આ વેદના, આ વ્યથા સહન કરવી પડશે ?

કર્ણ:—હા, ભાઇ, ખરી વાત, ઘણી વેદના થાય છે. ઘણું દુઃખ થાય છે. આજ સુધી એ વાત હું મારા હૃદયમાં છુપાવતો આવ્યો છું. પાર્થ, મારા ભાઇ, આજ સુધી કોઇએ મને એ વાત નહિ કરી. પાર્થ, વિચાર કરી જુઓ, બાલ્યાકાળથી હું કેટલું અપમાન, અવજ્ઞા, ધિક્કાર અને તિરસ્કાર સહતો આવ્યો છું. સંસારમાં અપમાન સિવાય કંઇજ નહિ જોયું. પદે પદે મને લજ્જિત થવું પડ્યું, ક્ષણે ક્ષણે મને મારી વ્યર્થતાનો અનુભવ થયો. મારા જન્મથી મારી જનની લજ્જા પામી. તેણે મને ફેંકી દીધો. જન્મકાળે મને માતાનો તિરસ્કાર સહન કરવો પડ્યો. કિશોરાવસ્થામાં જ્યારે મારા હૃદયમાં વીરત્વ જાગૃત થયું, આકાંક્ષા પેદા થઇ ત્યારે અસ્ત્ર-ગુરૂ દ્રોણને, મને અસ્ત્ર-વિદ્યા શિખવવા મેં પ્રાર્થના કીધી. ગુરૂએ સારથીપુત્રને અવજ્ઞાપૂર્વક ના પાડી. પછી હું જામદગ્ન્ય પાસે ગયો, તેની સેવા કીધી. તેની પાસેથી અસ્ત્રશિક્ષા પ્રાપ્ત કીધી. પરંતુ હું ક્ષત્રીય છું એમ તેને ખબર પડતાં તેણે મને શ્રાપ દીધો. અને કેવો શ્રાપ ? પ્રતિદ્વન્દ્વી સન્મુખ તારૂં આ બાણ વ્યર્થ નીવડશે. આપણી અસ્ત્રપરીક્ષા થતી હતી તે દિવસ તમને યાદ છે ! હું તમારો પ્રતિદ્વન્દ્વી થઇને આવ્યો, હું મારી અસ્ત્ર-કુશળતા દેખાડવા માંગતો હતો, પરંતુ લોકોએ મને સારથીપુત્ર કહીને મારો ઉપહાસ કીધો, અપમાન કીધું. દુર્યોધને એ સમયે મને અવશ્ય ગૌરવાન્વિત કીધો પરંતુ જ્યારે હું મારી અસ્ત્ર-કુશળતા દેખાડવા તૈયાર થયો, ત્યારે ખબર આવી કે કુન્તીને અકસ્માત પીડા થવા લાગી છે અને સભા વિખેરાઇ ગઇ. મારૂં શિક્ષણ વ્યર્થ થયું, હૃદયની અભિલાષા, હૃદયમાં રહી ગઇ, મારી આશા નષ્ટ થઇ ગઇ. બહુ ક્ષોભ થયો, બહુ વ્યથા થઇ. આજની સમાજનો એ અવિચાર અને અન્યાયનું સ્મરણ કરી હું બળી જતો છું.

અર્જુન—ભાઇ, ગત દુઃખનું સ્મરણ નહિ કરો. હું પોતે લજ્જિત થાઉં છું.

કર્ણ—ગત દુઃખ તો ચાલ્યું ગયું. પરંતુ હૃદયની વ્યથા હૃદયમાં રહી. મેં સદૈવ મારા ભાગ્ય સાથે નિષ્ફળ યુદ્ધ કીધું અને અંતે હું પરાજય પામ્યો. હજી કહું તે સાંભળો, એટલેથી જ મારી વ્યથા સમાપ્ત થઇ નહિ અને બીજાં પણ અપમાન સહન કરવાં પડ્યાં. મારી વ્યર્થતાના બીજા પણ અનુભવ થયા. જ્યારે દ્રૌપદીનો સ્વયંવર થયો અને કોઇપણ ક્ષત્રીય લક્ષ્ય-ભેદન કરવાને સમર્થ નીવડ્યા નહિ, ત્યારે હું અભિમાન પૂર્વક લક્ષ્ય-ભેદન કરવાને ઊભો થયો. ત્યારે દ્રૌપદીએ કહ્યું, 'હું સારથી પુત્રને નહિ વરૂં.' અપમાન અને અને લાંછનથી માથું નીચું રાખી હું ચાલ્યો આવ્યો, મારી શક્તિ વ્યર્થ નીવડી, આશા વ્યર્થ ગઇ, કામના વ્યર્થ ગઇ. પિંજરામાં બદ્ધ સિંહની માફક-મને મનમાં બહુ ક્રોધ થયો પરંતુ જેમ એક સિંહ મનુષ્યને પોતાની સન્મુખ જુએ, છતાં પોતાના માત્ર એક બન્ધનને લઇને કંઇ કરી શકતો નથી તેમ મેં અપમાન સહન કીધું.

અર્જુન—ભાઇ મનુષ્ય ભાગ્યનું રમકડું છે, એની ક્રીડાનું સાધન માત્ર છે.

કર્ણ—આજ પ્રાતઃકાળે મેં મારા મનમાં દૃઢ પ્રતિજ્ઞા કરી-આજ હું મારા ચિર-શત્રુ પાર્થનો દંભ નષ્ટ કરીશ, આજે હું અવશ્ય એને મારીશ આજે મારો પથ નિષ્કંટક કરીશ, આજે કર્ણના જયઘોષથી મારી પૃથ્વી ગાજી રહેશે. એ સમયે જોયું કે કુન્તી ઊભાં હતાં તેણે

નીચું રાખી વ્યથિત હૃદયે મને કહ્યું કે 'તું મારો પુત્ર છે.' ક્ષણભરમાં અંધકાર નષ્ટ થયો હૃદયમાં હર્ષ થયો, તેમજ વિષાદ પણ થયો. પણ મારી દૃઢ પ્રતિજ્ઞા શિથિલ થઇ ગઇ. મંત્રબદ્ધ સર્પ માફક સ્થંભિત થઇ હું રણભૂમિમાં આવ્યો. એ સમયે એક બ્રાહ્મણે આવી ભિક્ષા માગી. જ્યારે મેં ભિક્ષા આપવાનું સ્વીકાર્યું ત્યારે તેણે મારાં જીવનનાં રક્ષક કવચ અને કુણ્ડલ માંગી લીધાં. મેં વગર બોલ્યે કવચ અને કુણ્ડલ કાઢી આપ્યાં અને એની સાથે મારા જીવનની અંતિમ આશા પણ ચાલી ગઇ. તો પણ મારી શક્તિ પ્રચણ્ડ હતી. તમે જાતે મારો પ્રતાપ જોયો. મારી શક્તિ કેટલી દુર્ઘટ હતી? પરંતુ હાય રથનું ચક્ર પૃથ્વીમાં ધસી ગયું. સિંહ બંધનમાં ફસાઇ ગયો. જન્મકાળથી હું મારી વ્યર્થતા જોતો આવ્યો છું. હું વિધાતાના શાપરૂપ છું. મારૂં જીવન કીર્તિહીન અને નિષ્ફળ થયું, પુત્ર હોઇ માતાથી ત્યજાયો, શિષ્ય બની ગુરુથી તિરસ્કાર પામ્યો, વીર હોઇ ખ્યાતિ પ્રાપ્ત કીધી નહિ; વિજય નહિ મેળવ્યો. આકાશના ધુમકેતુ માફક પ્રકાશ કરી હું વ્યર્થ થયો ભાઇ. તમે આપણા વંશના ગર્વ છો, તમારો માતાના સ્નેહ પર અધિકાર છે. તમે સર્વત્ર યશ પ્રાપ્ત કીધો, સર્વત્ર જય પ્રાપ્ત કીધો. હું અવશ્ય જ્યેષ્ઠ છું, પણ શ્રેષ્ઠ નહિ. મારૂં નામ લુપ્ત થઇ જશે, પરંતુ મને એનો ખેદ નથી. મારો તમને એટલો જ અનુરોધ છે કે મારી આ લાંછનની વાત, આ અપમાનની વાત ભૂલશો નહિ, ભાઇ સમજીને મનમાં સ્થાન આપજો. પૃથ્વી પર જે નહિ બન્યું, તે સ્વર્ગમાં બનશે, આપણે ભાઇ ભાઇ બની રહેશું. હવે કંઇ નહિ. હું જાઉં છું. ભાઇ, તમને આશીર્વાદ દેઉં છું કે તમે સદૈવ સુખી રહો.*

*હિન્દી ઉપરથી.



# સમાલોચના

**ગુજરાતી લેખન રચના :** શ્રી. રણછોડજી દયાળજી દેસાઇ, એમ. એ., બી. ટી. તથા શ્રી. જયંતિલાલ ઉત્તમરામ મહેતા, બી. એ., બી. ટી. પ્ર૦ લૉંગમૅંસ ગ્રીન ઍન્ડ કંપની, લિમિટેડ, મુંબઇ. કિં. ૧-૮-૦

અમે, તમે ને તેઓ—બધાય ગુજરાતી બોલીએ છીએ તો જરૂર પણ તે વ્યાકરણની કસોટીએ સર્વાંગ શુદ્ધ હોય છે કે નહિ તેની આપણે દરકાર કરતા નથી. એ બેપરવાઇ અંગ્રેજીના મોહમાંથી જન્મી છે, અને એ મોહ આપણી શિક્ષણપ્રથાને આભારી છે.

આજે એ શિક્ષણનું સ્વરૂપ અને ધ્યેય બદલાયાં છે. આગળની પેઠે હવે માતૃભાષાને અભ્યાસક્રમમાં છેલ્લી પાટલી પરનું સ્થાન નથી. તે માધ્યમિક શાળાન્તપરીક્ષા લગી હવે શિક્ષણનું વાહન બની છે.

એ સમયધર્મને ઓળખી આ 'ગુજરાતી લેખન રચના' નામક પાઠ્યપુસ્તક તૈયાર કરવા માટે અમે રા. દેસાઇ અને મહેતાને અભિનંદન આપીએ છીએ.

આમ તો આ પુસ્તક પહેલાં પ્રગટ થયું છે છતાં તે છે તો 'ગુજરાતી વ્યાકરણ અને લેખન' નામની શ્રેણીનું છેલ્લું પુસ્તક. વળી એ બે ખંડમાં વિભક્ત છે: ૧ વ્યાકરણ. ૨ લેખન.

વ્યાકરણનો વિષય સાધારણ રીતે નીરસ અને ક્લિષ્ટ છે. એથી વ્યાકરણ—પછી તે અંગ્રેજીનું હોય, સંસ્કૃતનું હોય કે ગુજરાતીનું હોય—ના વર્ગમાંથી ઘણા વિદ્યાર્થીઓ નાચણી મારી ગેરહાજર રહે છે. આવા અપ્રિય વિષયમાં પણ વિદ્યાર્થી-માનસના અભ્યાસી શિક્ષકો રસ પેદા કરી શકે છે. એ સત્યને લેખકમહાશયો ભૂલ્યા નથી એની, પહેલો ખંડ વાંચતાં ખાતરી થશે. અઘરામાં અઘરા સિદ્ધાંતને પણ તેઓ સરળતાથી અને સ્પષ્ટતાથી ચર્ચી શક્યા છે. દરેક વિભાગને અંતે આપેલા મનોમંથનમાં વાક્યોની ને ગદ્યખંડોની પસંદગીનું ધોરણ પણ ઊંચું અને પ્રશંસાપાત્ર છે.

બીજા ખંડ વિષે લખતાં અગાઉ અમારે કહેવું જોઇએ કે એ પહેલાં કરતાં વધારે અગત્યનો છે. એના અભ્યાસે વિદ્યાર્થીની સમજણ અને સર્જનશક્તિ સ્ફુરણાને પોષણ પામી વિકસિત થશે.

વ્યાકરણની વ્યાખ્યાઓ ગોખી ગોખી પંડિત થવા છતાં ઘણા જણા, સાહિત્યની કસોટીએ સંદુરુ કહેવાય તેવું બેચાર પાનાનું લખાણ પણ નથી લખી શકતા કે નથી સમજી શ—— ...ની પોતાની સ્વતંત્ર શૈલિ કે બીજાની શૈલિને ઓળખવાની શક્તિ.
અર્જુન—ભાઇ મનુ · સ્થિતિ છે ત્યારે કાવ્યનો રસાસ્વાદ કે અલંકારોની ઓળખાણ
૪ પ્રાતઃકાલે ·
કરીશ, આજે સર્વસામાન્ય છે. આના માટે, આપણા શિક્ષણક્રમમાં
...થી મારી પૃથ્વી...મા જવાબદાર છે.

આ પુસ્તક જ્યાં જ્યાં પાઠ્યપુસ્તક તરીકે નક્કી થશે ત્યાં ત્યાં એવી તાલીમની ખોટ નહિ રહે. એના અભ્યાસે વિદ્યાર્થીઓ માત્ર પરીક્ષાજ પાસ નહિ કરે પણ જીવનમાં જરૂરની એવી સાહિત્યપરખની સિદ્ધિ મેળવશે.

લેખકોએ રચવા ધારેલી શ્રેણીનાં અન્ય પુસ્તકોની આપણે આતુરતાથી રાહ જોઇશું.

**પુસ્તકાલય પ્રવૃત્તિ : ભાષણો ને લેખો.** ભાગ ૨ જો. સંચયકર્તા : વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ. પ્ર૦ પુ. સ. સ. મંડળ રાવપુરા વડોદરા. કિં૦ ૧-૮-૦.

આજકાલ લોકહિતની અનેક પ્રવૃત્તિઓ કબીરવડની વડવાઇઓ સમી ફેલાઇ રહી છે, છતાં એ (સહકાર, શરાબી, ગ્રામોદ્યોગ, પ્રૌઢશિક્ષણ વગેરે) વિષે ગ્રંથસ્થ વાંગમય ગુર્જરાતીમાં બહુ ઓછું છે. એનો અર્થ એમ નથી કે ગુજરાત એ વિષયો વિષે બીલકુલ વિચાર કરતું નથી. પ્રસંગોપાત થતા ઉત્સવોના ટાંકણે થતાં અભિભાષણો ને વિવેચનોમાં એ વિષયો વિષે મહત્વની વિચારણાઓ અને ચિંતન નજરે ચઢે છે. પણ તે સાહિત્ય માત્ર છાપાંઓનાં પાને રહડી તે પાનાંઓ સાથે પસ્તીના ઢગલામાં સડી સડી મરી જાય છે.

એ દુઃખદ સ્થિતિમાં, ધૂળધોયાઓ જેમ ધૂળમાંથી સોનાકણો શોધી કાઢે છે તેમ, આ પુસ્તકોના સંચયકર્તાઓએ છાપાંઓની પસ્તીમાંથી પુસ્તકાલય પ્રવૃત્તિ વિષેનું સાહિત્ય વણી કાઢી તેને ઉધઇના મ્હોમાંથી બચાવી લીધું છે તે ઠીકજ કીધું છે.

લેખોની અને ભાષણોની પસંદગી, તેમાં રહેલા અન્તરગત ગુણોની કદર કરીને—નહિ કે તેના લખનારાઓના નામની શેહમાં પડી, કરી છે. તદ્‌વિષયક સાહિત્યના વેરાનમાં તે વીરડાનું કામ કરશે, તેમજ એ પ્રવૃત્તિમાં તાજાં પગરણ માંડનારાઓને તે પથપ્રદર્શક થશે.

એમાંની સંચિત સામગ્રી ચાર ખંડમાં વિભક્ત છે: ૧ સ્વાગત પ્રમુખનાં ભાષણો, ૨ પ્રમુખનાં ભાષણો, ૩ અન્ય સમારંભો અંગેનાં પ્રવચનો, ૪ લેખો. એમાંથી દરેક વાચકને પોતપોતાની રૂચિ અને જ્ઞાન પ્રમાણેનું સાહિત્ય મળી રહેશે, અમને એ એની ખાસ વિશિષ્ટતા જણાઈ છે.

આ લખાણો સ્વ: મોતીભાઈ સાહેબની સૂચનાથી સંગ્રહાયાં છે તેથી એ ગ્રંથ તેમનેજ અર્પણ થયો છે તે યોગ્ય થયું છે. પુસ્તકાલય પ્રવૃત્તિના પિતા હોઈ તે એ પ્રવૃત્તિના પરિપાક રૂપ સર્વ ફલ, પુષ્પ અને પત્રોની અંજલીના તર્પણના અધિકારી છે.

**દશલાખનો દસ્તાવેજ.** લે. ડી. આર મ્હેતા, પ્ર૦ વર્ધમાન એન્ડ સન્સ, મુંબઇ નં-૩ કિં. ૦-૬-૦

આ એક ૧૩૩ પાનાની ડીટેકટીવ કથા છે. લેખક મહાશય નવા જણાય છે, છતાં તે રોમાંચક અને સનસનાટી ભરી વાર્તાઓમાં રસ લેતા વાચકોને સંતોષી શક્યા છે. કિંમત સસ્તી છે અને વસ્તુ રોચક છે એટલે અમારી ખાત્રી છે કે બજારમાં એનો ઉપાડ સારો થશે.

**થેપડા અથવા એક-પર બીજી.** લે૦ નટવરલાલ તળાટીઆ, પ્ર૦ સ્ત્રી સાહિત્ય મંદિર, સુરત. ૦-૩-૦

પોચા થઇ ગયા હતા. તેને તેની, આટઆટલાં વરસ, અમલદારોના કડવા મીઠા બોલ ગળી જઇ જાળવી રાખેલી નોકરી રખેને છોડવી પડે તેવી ધાસ્તી લાગતી હતી.

અમૃતલાલ સ્વયંસેવક થયો છે ને કાલે તેની ધરપકડ થવાની છે તેવી ખબર કાલે સેવકલાલને મળી હતી. એવો કાગળ મળતાં જ તેના પેટમાં ધ્રાસ્કો પડયો. બપોરે ખાવા બેઠા ત્યાંય તેને ભોજન પર ભાવ ન રહયો.

'કેમ ઊઠી ગયાં ?' સેવકલાલની પત્નીએ પૂછયું.

'ભૂખ નથી.' પતિએ પત્ની તરફ અણગમાનો ભાવ બતાવી ઉડાઉ જવાબ આપો. પણ સેવકલાલની પત્ની તેને એમ છોડી દે તેવી ન હતી. તેણે બીજો પ્રશ્ન કર્યો.

'કેમ કંઇ અસુખ છે ?'

'તારે પેટે પેલો અપ્રતીઓ પાકયો છે ત્યારથી સુખજ કયાં રહ્યું છે કે આજે નવાઇનું અસુખ થાય ?'

'આજે વળી એ અપ્રતીએ તમારૂં શું બગાડયું કે તે બિચારો પચાશ ગાઉ દૂર બેઠો છે છતાં તમે તેને વચમાં લાવો છો ?'

માએ તરતજ પુત્રનો પક્ષ લીધો.

એ હમેશાં પુત્રનો જ પક્ષ લેતી આવી હતી.

અમૃતલાલ ઘરે રહી શાળામાં ભણતો ત્યારે પણ તેનાં 'તોફાન' તો ચાલુ જ હતાં. ગામમાં જ્ઞાતિભોજન થાય કે કજોડે લાકડે માંકડાંનાં લગ્ન લેવાય ત્યારે તે ચોરી કરવા ને કુકરિયો બોલાવવા દોડી જતો. સામા પક્ષના લોકો મારવા ધસી આવતા કે તેના જોડીદારો સી જતા, પણ અમૃતલાલ સામી છાતીએ ઊભો રહેતો. તેથી બધી ધાંગામસ્તીમાં તેજ છીંડે પકડાતો એટલે ચોર ગણાતો. એ વિષે ગામના ને જ્ઞાતિના લોકો માસ્તર પાસે ફરિયાદ આવતા. માસ્તર તે રાતે પુત્રને ધમકાવતા ને ઠપકો આપતા. આવા પ્રસંગો ઘણી વાર બનતા. એ દર વખત મા પુત્રને પિતાના ક્રોધમાંથી બચાવી લેતી. માનેય દીકરાનો ઉધમાત ગમતો તો નહિજ, વળી તેનેય હમેશાં ચિંતા રહેતી કે એકાદ દિવસ અમૃત મરણ તોલ માર ખાઇ આવશે, છતાં જ્યારે પિતા પુત્રને ઠપકો દેતા ત્યારે તે પુત્રની વકીલ બની જતી.

'એ કંઇ તમારા જેવો ઘરડો નથી કે પગનું ટુંટિયું વાળી ઓરડામાં ભરાઇ રહે, હોય બાળક છે તે ચરે પણ ખરું.'

આ રીતે બોલી માતા પુત્ર પરનો પિતાનો રોષ પોતા તરફ વાળી લાવતી.

'તું જ દીકરાને ચ્હડાવ ચ્હડાવ કરે છે ને 'ચઢ જા બેટા શૂળીએ'નો પાઠ આપે છે. પણ જોજે એક દિવસ તારે જીંદગીભર પસ્તાવાનો વારો આવશે.'

'મારો બેટો મારી કૂખ લજાવે એવું કદાપિ નહિ કરે. કેમ ખરુંને અમૃત ?'

માનો એ પ્રશ્ન સાંભળી અમૃતલાલ મોટી ઉંમરનો થયો ત્યાં સુધી તેના સાડીઆમાં મ્હોડું છુપાવી હર્ષનાં આંસુથી રોતો. એ અશ્રુરૂપી જવાબ સાંભળી માને શેર શેર લોહી ચડતું.

આમ હંમેશના ક્રમ મુજબ આ વખતે પણ માએ પુત્રની વતી વકીલાત કરી ત્યારે સેવકલાલનો ધુંધવાઇ રહેલો ક્રોધ પ્રગટ થયો, જાણે કે જ્વાળામુખી ફાટયો.

'ખરી વાત! એને શું કામ વચમાં લાવું? હરામખોર પચાસ ગાઉ છેટેથી પણ મારો સુખનો કોળીઓ ઝૂંટવવા બેઠો છે ને તું તેની વ્હાર કરે છે!'

'તે તમારો કોળીઓ ઝૂંટવે છે કેવી રીતે?'

'તેના પાપે મારી પચીસ પચીસ વરસની નોકરી જવા બેઠી છે, અને હજુ તો પ્રશ્ન પૂછે છે?' એટલું કહી તે રસોડામાંથી બહાર ચાલી આવ્યા હતા.

પતિના વગર જમ્યે ઊઠી જવા પછી પત્નીને ગળે પણ કોળીઓ ઊતરે? તે હાથ ધોઇ આગલી પરસાળમાં આવી ને પતિ પાસે બેસી, તેને આશ્વાસન આપતી હોયની તેવા ભાવે બોલી.

'તો તમે પેન્સન પર ઊતરી જાવને.'

'સરકાર કંઇ તારા જેવી ભોળી ભટાક નથી કે મારો દૂધ પાઇ ઉછેરેલો છોકરો તેને દંખ દે છતાં તે મને દૂધના પૈસા પૂરા પાડયા કરે!'

થોડી વાર બંને મૂંગાં રહ્યાં. પછી ફરી માતા બોલી. 'આજે અમૃતનો કાગળ છે?'

'હા. તેણે તારી ને મારી વિદાય લીધી છે.'

'કયાં જવા?'

'પોતે વગર ભાડાની કોટડીમા જવા ને મને વગર નોકરીનો કરતો જવા.'

'હેં!! તે કેદમાં જનાર છે.' અત્યાર લગી પુત્રનો પક્ષ લઇ રહેલી માતા પણ ચમકી ગમે એવી ભાવનાશીલ ને પુત્રની પક્ષપાતી માતા પણ પુત્ર કેદમાં જશે એ વિચારે કંપી ઊઠે છે.

'હા!'

'લાગણીહીન જેવા હા શું કહો છો? તમને જરાય લાગતું નથી કે પુત્રનું ત્યાં શું થશે?'

'લાગે તો છે, ઘણુંય પણ એ લાગણીને તે થોડો જ માન આપનાર છે? તે કંઈ આપણો વાર્યો અટકવાનો છે?'

'પણ તમે એકવાર નગરમાં જાઓ ને! તેને અહીં તેડી લાવો.'

'હું કંઇ જતો નથી. એવા કપૂતનું મારે મ્હોં નથી જોવું.'

ત્યારે તો સેવકલાલે ન માન્યું. પણ-સાંજ પડતાં લગીમાં તો અમૃતની માએ તેમની ના ની હા કરાવી. અને રાતની ગાડીએ સેવકલાલ શહેરમાં આવવા ઊપડયા. આજે રહેવાસમાં આવી પહોંચી સીધા તે અમૃતલાલને મળ્યા હતા.

'અમૃત હું તને મળવા આવ્યો છું.'

'બહુ મોડા પડયા પિતાજી, મેં તો તમારા, મારા. સર્વના એવા પિતૃદેશનું તેડું સ્વીકારી લીધું છે.

'પણ તારી મા તારી વાટ જુએ છે.'

'સાચી વાત ! હશે ! પણ મારી, તેની અને સર્વેની મા ભારતમાતા પણ મારી વાટ જુએજ છે તો.'

આવા જવાબો સાંભળી સેવકલાલ ગુસ્સે થયા. તેને લાગ્યું કે અમૃતલાલ પોતાની હઠ ખરી કરવાજ કદાચ આમ બનાવટી લાગણીવેડા બતાવતો હશે, તે ઊકળી ઊઠ્યા.

"આમ મારા પેટ પર પગ મૂકવા મેં તને ઉછેરી મોટો કર્યો હશે, નહિ ?-

આ વખતે સેવકલાલ ક્રોધ ક્રુધ્ધ દુર્વાસા જેવા જણાતા હતા.

'હું તમારા પેટ પર પગ મૂકું છું ! એ શું કહો છો પિતાજી ?'

'તું નહિ તો તારાં કરતૂક બંને એકજ છો ને ?'

'મારાં કતલૂક તમારી આડે ક્યાં આવ્યાં ?'

'મૂરખ તું ભણ્યો છે પણ ગણ્યો નથી, લે સાંભળ, તું સરકાર સામે બંડ કરશે એટલે મને નોકરીમાંથી રૂખસદ મળશે.'

'તો એવી નોકરીમાં પૂળો મુકો'

'વાહ ! શી સુંદર સલાહ ! જનેતા ર્ણાને માબાપને ખવડાવવાની વાત તો બાકી રહી ને હું પોતે જે કંઇ કમાઉ છું તે પર પણ ભાઇસાહેબ આગ મૂકવાનું કહે છે.'

'પિતાજી ! તમે આજદી લગીમાં બહુય બચાવ્યું છે. એ તમને ભૂખે મરવા નહિ દે.'

'ભૂખે મરવા નહિ દે તો સુખે અમનચમન પણ નહિ કરવા દે, સમજ્યો ?'

'પિતાજી ! દેશમાં કરોડો લોકોને એક ટંકનું ખાવાનું પણ પૂરું મળતું નથી તે કરતાં એ સ્થિતિ સારી છે...'

'હવે એ ભાષણ રહેવા દે. તારે ઘરે આવવું છે કે નહિ ?'

'ના પિતાજી. હું તો આજે 'મોટે ઘરે' જવાનો છું.'

એ પછી સેવકલાલ નિરાશ થઇ પોતાના એક સગાને ઘરે ગયા હતા. ત્યાંથી જમી કરી, એ સગાને સાથે લઇ, બપોર પછી તે ફરી છાત્રાલયમાં પુત્રને સમજાવવા જવાના હતા ત્યાં તો તેણે પુત્રની ધરપકડની વાત સાંભળી ને તે દોડ્યા સીધા સ્ટેશન તરફ. રખેને ડેપ્યુટી સાહેબને જાણ થાય કે સેવકલાલ જાતે હાજર હતા છતાં પુત્રને બંડ કરવા દીધું છે તો તો તરતજ નોકરીમાંથી રૂખસદ મળે. તેણે પુત્ર કરતાં નોકરીને વ્હાલી ગણી હતી.

ગાડી દોડતી જતી હતી. સેવકલાલની આંખ સામે રૂપનાં બધાં દશ્યો પણ દોડદોડી કરતાં હતાં. તે આંખ મીચી એક ખૂણામાં ઊંઘતા હોયની તેમ આડા પડ્યા હતા.

એવામાં તેની પાસેના બે પ્રૌઢ ઉતારૂઓની વાત તેના કાને અથડાઇ.

'મનહરલાલ ! પત્રિકાનો તાજો વધારો વાંચ્યો ?'

'ના ભાઇ, દશરથલાલ ! કંઇ નવાજૂની ?'

'નવાજૂનીની તે શી વાત કરું ? આજે તો આપણા નગરનું નામ આખા દેશમાં ગાજશે'

'નામ તો ગવાય છે મુંબઈનું ને ત્યાંના આઝાદ મેદાનનું. ત્યાં કેવા કલૈયાકુંવર જેવા કિશોરો હસને મ્હોડે માથાં ફોડાવે છે!'

'પણ એ બધાંને આંટી દે એવી વાત આજે આપણે સાં ગાંધીમેદાનમાં બની છે'

'એમ!!! શું થયું છે?'

'આજે અમૃતલાલ પકડાયો છે.'

'કયો અમૃતલાલ? પેલો સ્વયંસેવકોનો નાયક તો નહિ?'

'હા, તેજ.'

'પણ તેમાં તમે એટલા બધા ફુલાઓ છો શા માટે? ધરપકડો તો દેશભરમાં રોજની હજાર હજાર થાય છે.'

'એ ધરપકડ ને અમૃતલાલની ધરપકડની વાત ન્યારી છે.'

આ વાતમાં હવે સેવકલાલને પણ રસ પડવા લાગ્યો. તેણે આંખ મીંચેલીજ રાખી પણ કાન ઉઘાડા રાખી સરવા કર્યા.

'એણે શું કર્યું છે?' મનહરલાલે છનાસાભર્યા સ્વરે પૂછ્યું.

'એણે ગાંધી મેદાનના લીમડે રાષ્ટ્રધ્વજ ચ્હડાવ્યો છે.'

'ઓહોહો! એવા વાવટાઓ તો બધેય ચ્હડે છે.'

'ચ્હડતા હશે પણ ને રાતે, અધરાતે કે ચોરીછૂપીથી.'

'તો એ શું ઉઘાડે છોગે ગયો હતો?'

'હા. આજે નવ વાગે તેણે બધાના દેખતાં વાવટો ચ્હડાવ્યો છે.'

'ચોકી કરતા સિપાઈઓએ રોકયો નહિ?'

'તે રોકયા વિના રહે!'

'તો પછી?'

'પછી અમૃતલાલે જાહેર કર્યું. 'ભાઈઓ જીવ જાય તો ભલે જાય પણ આજે હું વાવટો ચ્હડાવ્યા વિના પાછો નહિ જાઉં.'

'એ ભાષણ સાંભળી સિપાઈઓ પીગળી ગયા?'

'ના. ભાષણોથી જ પીગળી જતા હોત તો તેમણે ક્યારનુંય રાજીનામું આપ્યું હોત. તેઓએ તેમનો ભાવ બરાબર ભજવ્યો હતો. પ્રથમ એક જણે ચૂકીને ગાળ દીધી. છતાં અમૃતલાલ હસતો રહ્યો. તે બોલ્યો.

'ભાઈઓ! હૃદયમાં જેટલો એંદવાડ હોય તે મારા પર ઠાલવી દો કે જેથી તે નિર્મળ થાય.' ગાળ થંભી ગઈ કે બીજાએ તેને ધક્કો મારી પાડી નાખ્યો. ફરી ઊભો થઈ અમૃતલાલ બોલ્યો.

'જુઓ ધક્કો મારતાં હાથે આંચકો લાગ્યો હોય તો લાવ ચોળી દઉં.' મારનારનો હાથ થંભી ગયો. એ જોઈ ત્રીજાએ લાત મારી. ગુલાંટ ખાઈ બેઠો થઈ અમૃતલાલે એ

પગની પાનીની ધૂળ માથે ચ્હડાવી; લાત મારનાર પણ ખંચાઇ ઊભો. બધા સિપાઇઓ ચિત્રવત્ થંભી ગયા. અને અમૃતલાલે વાવટો ચ્હડાવ્યો. તેણે 'વંદન'ની સલામી આપી તે પેલા સિપાઇઓએ ઝીલી પણ ખરી.

આમ વાત વણસી જતી જોઇ એક આઘે ઉભેલો અંગ્રેજ સાર્જંટ દોડી આવ્યો. આવતાં વેંતજ તેણે અમૃતલાલને થાપડ મારી. અમૃતલાલ પણ વારાફરતી ગાલ ધરવા લાગ્યો. જાણે કે તેની પૂજા થતી હોયની એમ તેનું મ્હોડું મલક મલક હસતું હતું.

સાર્જંટથી તે જોયું ન ગયું. તેની આંખો લાલઘુમ બની. તેણે હંટર હાથમાં લીધો. સડસડાટ ચાબકા પડવા લાગ્યા. છતાં અમૃતલાલે એક ઉની વરાળ પણ ન કાઢી. તે તો બોલતો હતો. 'મારો, બધુ! મારો, તમારી એક એક ચાબુકે મારી માતાના ગુલામીના ફાંસાની એક એક ગાંઠ છૂટતી જાય છે.'

સાર્જંટ પણ ઘડીભર સ્તબ્ધ થઇ રહ્યો. સિપાઇઓ પણ સ્તબ્ધ ઊભા હતા. ગાંધી મેદાનની ચારેકોર વીશ હજાર જેટલી પ્રેક્ષક પ્રજા પણ સ્તબ્ધ ઊભી હતી. જાણે કે પ્રલય ફાટવા અગાઉની હોયની તેવી ભીષણ સ્તબ્ધતા બધે વ્યાપી રહી હતી.

સાર્જંટે કમરપટામાંથી રીવોલ્વર કાઢી અમૃતલાલની છાતીએ ધરી. અમૃતલાલે પોતાના પ્હેરણનાં બોરિયાં ખુલ્લાં કર્યાં. 'ચલાવો ભાઇ, મારાં એવાં સદ્ભાગ્ય ક્યાંથી કે મારૂં લોહી મા ભારતની વેદી પર છંટાય.'

રીવોલ્વર સાર્જંટના હાથમાં રહી ગઇ. ત્યાં તો કંઇક નવાજૂની થઇ છે એની ખબર સાંભળી ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ દોડતા આવી પહોંચ્યા હતા તેણે સ્તબ્ધ ઊભેલા સિપાઇઓના મ્હોંપરનો ધુંધવાટ ઓળખ્યો, અવાક્ ઊભેલી પ્રજાના કપાળ પર પ્રલય સૂચવતા પરસેવાનાં ટીપાં જોયાં. તત્જ તેણે સમયસૂચકતા વાપરી. તે અમૃતલાલની ધરપકડ કરી ગાડીમાં બેસાડી લઇ ચાલ્યા ગયા.

પછી તો સિપાઇઓએ ટપોટપ પરા ઉતારી સાર્જંટના પગ આગળ ઢગલો કર્યો. 'પાપી પેટને ખાતર પોતાના જ ભાઇઓને અમારાથી નહિ મરાય.'

પ્રજા પણ જે આટલા દિવસ મેદાનમાં પેસવાની મનાઇને લઇ લીંબડા પાસે ન હતી આવતી તે ઘોડાપૂરનાં ધસી આવતાં પાણીની પેઠે ધસી આવી. અમૃતલાલની જે ઉપર જે બોલાવા લાગી.

આજ લગી એ લીંબડા પર સરકારી હકુમત હતી. હવે ત્યાં રાષ્ટ્રધ્વજની હુકુમત બેઠી છે. વળી એ લીંબડાના ચોરા ફરતે સિપાઇઓની ચોકી હતી ત્યાં હવે પ્રજાની ચોકી બેઠી છે. બધાએ વારા બાંધી ત્યાં રાતદીનો પ્હેરો ગોઠવ્યો છે. 'જોઇએ છે કે કોણ વાવટો ઉતારવા આવે છે? આવનારને અમારાં મડદાં પર થઇને જવું પડશે.'

'વાહ છે અમૃતલાલની બહાદૂરીને. એણે તો મડદામાંથી પણ મર્દ પેદા કર્યા.' અત્યાર લગી સ્તબ્ધ બની દશરથલાલની વાર્તા સાંભળી રહેલ મનહરલાલ બોલ્યા.-

'આવો એકોતેર પેઢીને અમર કરનાર વીરનર કરોડોમાં એકાદ જ નીવડે છે' દશરથલાલે વાર્તાનો ઉપસંહાર કર્યો.

'એ કોનો પુત્ર છે?'

'એ આપણા નગરનો નથી. એનાં માબાપ કોઈક કસ્બામાં રહે છે.'

'તો તો તેઓ આવા સપૂતનાં દર્શન કરવા દોડતાં આવતાં હશે.'

'મારો જો એ પુત્ર હોયને તો તો હું વિમાનમાં ઊડીને આવું.'

'આ બધી વાત તેઓ પ્રજાને મ્હોડે સાંભળશે ત્યારે તેમની છાતી કેટકેટલી ફૂલશે'?

'ફૂલેજ ને મને ને એને સંબંધ નથી તોય અમૃતલાલનું નામ યાદ આવતાં જ હું ગાંડોઘેલો થઈ જાઉં છું.'

અત્યાર લગી બંધ આંખે પોતાના પુત્રનાં ગુણગાન સાંભળી રહેલા સેવકલાલ ઊઠી બેઠા થયા. તે ગાડીમાં બેઠા ત્યારે તેનું મ્હોં પડી ગયેલું ને શરીર ઢીલું હતું, હવે તે પ્રફુલ્લ થયું, શરીર પણ ટટાર થયું. તે બારણાં તરફ આવ્યા, તેનાં પગલાંમાં અડગતા હતી. ત્યારે ગાડી એક મોટા સ્ટેશન ઊભી હતી, તે બારણું ઉઘાડી નીચે ઊતરી તાર ઓફીસ તરફ ચાલ્યા. એની ગતિમાં હવે ઉત્સાહ હતો.

તાર ઓફીસમાં જઈ તેમણે પોતાની નોકરીનું તારથી રાજીનામું લખી રવાના કર્યું. બીજો એક તાર ઘરે કર્યો. તેણે તેમાં અમૃતની માને પહેલી ગાડીએ શહેરમાં આવવા લખ્યું. એવામાં નગર તરફ જતી એક ગાડી આવી. ઘરના સ્ટેશનની ટીકીટ ફાડી નાંખી સેવકલાલે ફરી નગરની ટીકીટ લીધી. ને તે વળતી ગાડીમાં જઈ બેઠા.

સેવકલાલ કલાકેક અગાઉ પોતાના 'કપૂત' પુત્રથી દૂરદૂર ભાગતા હતા. હવે તે સપૂત પુત્રનાં દર્શન કરવા દોડતા જતા હતા.

---

## સ્વપ્નાની વાત

શિશુએ સખીને કહ્યું કંઇ,
નિરખી મંદિર ત્યાં સખી રહી;

જળી ગગન વીજળી, કડકડાટ ફૂડા થયા,
વિરાટ પડધા સુનાં જીવનમંદિરે ત્યાં પડ્યા.

પડધા શમતાં તમઃ વિષે
ઘનઘેરી અતિ શ્યામ એ નિશે

પ્રકાશિત ફરી થયું વિમલ તેજના વર્તુલે,
મહાપુરુષ અંતરીક્ષથકી ઊતર્યા હળવે.

મનુભાઈ ત્રિવેદી

# કવર્ધા

શ્રી. ઇશ્વરલાલ કસનજી નાયક બી. ઇ.

## ભારતની બીજી બાજુ

કવર્ધાનું નામ સાંભળી કોઈ પણ માણસ વિચારમાં પડી જશે. પુત્ર, કપુત્ર, પાત્ર, કુપાત્ર ઇત્યાદિ શબ્દોની સાથે કદાચ વર્ધા કવર્ધા પણ ગોઠવવાની ઇચ્છા થાય એમ સ્વભાવિક છે. પરંતુ મધ્ય પ્રાંતમાં વર્ધા પશ્ચિમમાં છે તો કવર્ધા પૂર્વમાં છે. એ તફાવત ને અંગે પણ કવર્ધા નામ હોઇ શકે. પરંતુ ખરી રીતે જોતાં કવર્ધામાં ક અક્ષરના હોવાથી આવતી ખરાબી જરા પણ નથી.

કવર્ધા ઇસ્ટર્ન સ્ટેટ એજંસી (Estern State Agency)માં એક નાનું ગજ્ય છે. રાજા ત્યાંના ઘણા ઉત્સાહી અને અધુનિક વિચારના છે. રાજ્યમાં ઇસ્પિટાલ, સ્કૂલ ઇત્યાદિ બનાવી કવર્ધાને એક સુંદર સ્થાન દીધું છે. મારા નાના ભાઇને કવર્ધાના ચીફ મેડીકલ ઑફિસરની જગ્યા મળવાથી તેઓ ત્યાં જવા તૈયાર થયા. મેં પણ મધ્ય પ્રાંતનો એ ભાગ જોયો ન હતો એટલે સાથે જવાની તૈયારી કીધી. હમે મુંબઇથી કવર્ધા જવા ઉપડયા.

નાગપુરનું સ્ટેશન વટાવ્યા બાદ હમે ખરેખર ગોંડ લોકોની વસ્તીવાળા મુલકમાં દાખલ થયા. એઓ અર્ધનગ્ન અને દરિદ્ર પ્રજા છે. સ્ત્રીસમુદાયના વસ્ત્રો પણ ઘણાં જ અલ્પ છે. ચોળી અથવા પોલકાંની પહેરનારી એક શિક્ષિત સ્ત્રી એ પહેરવેશનો સદંતર અભાવ ગોંડોમાં જોઇ કદાચ કંપી પણ ઉઠશે પરંતુ અહીં તો એજ પહેરવેશ કાયમનો છે. વર્ષા, ગર્મી, શરદ ઇત્યાદિ ઋતુઓનો પ્રકોપ કે દયા બધું શરીરના પર પૂર્ણ વેગથી પડે છે અને પરિણામમાં કાળી ચામડી અહીંના વાસીઓને માટે ભૂષણ રૂપ થઇ પડી છે. ગોંડિયાનું સ્ટેશન મોટું સ્ટેશન છે અને કચ્છી, કાઠિયાવાડી અને ગુજરાતીઓની સારી વસ્તી છે. બીડીનાં પાતરાં અહીં જંગલોમાં પુષ્કળ થાય છે અને પરિણામમાં બીડી બનાવવાનાં કારખાનાં પણ ઘણાં છે. રાયપુરના સ્ટેશન પર હમે ઉતર્યા. અહીં પણ ગુજરાતીઓની સારી વસ્તી છે.

કવર્ધા રાયપુરથી ૭૨ માઇલ અંદરમાં છે. અને પહેલાં બળદ ગાડી વાટે લોકો જતા હતા. હવે મોટર સર્વીસ થઈ જવાથી ચાર કલાકમાં રાયપુરથી કવર્ધા જવાય છે. વચમાં એક શિવનાથ નામની નદી આવે છે, જે વર્ષા ઋતુમાં ઘણી ભયંકર થઇ જવાથી ચાર મહીના મોટર દુગ (Drug) નામના શહેર થઇને જાય છે હમે કવર્ધા જવા ઉપડયા.

રસ્તો સારો અને બેઉ બાજુ પત્થરની નીરસ જમીન એક અજબ શાંત વાતાવરણ દેખાડે છે. કસ વગરની જમીનમાં દરિદ્ર ગોંડ શું ખેતી કરતા હશે તે સ્હેજે કલ્પી શકાય છે. એમની નગ્નતા કંઇક પ્રકૃતિને આભારી હશે પરંતુ કંઇક દરિદ્રતાને અંગે પણ હશે.

મેલેરિયાથી પિડાતા અને બરોડને અંગે મોટા થયેલાં પેટવાળી અનેક વ્યકિતઓ તમને દેખાશે. કોઇ એમ પણ માનવા તૈયાર ન થશે કે આજ ગોંડોએ રાણી દુર્ગાવતીની સરદારી નીચે અકબરની વિકટવાહીનીને પણ હંફાવી હતી. તે સમય ગયો જ્યારે ગોંડોને પણ પેટ પૂરતું ખાવાનું મળતું હતું અને પહેરવાનાં કપડાં પણ મળતાં હતાં. મુસ્લિમ વિજેતાઓએ ગોંડોને જબલપુર ઇત્યાદિ સ્થળોમાંથી હાંકી કાઢયા અને પછીનો ઇતિહાસ એક અનાર્યપ્રજાના ઇતિહાસના રૂપમાં ફેરવાઇ જાય છે. મોટર રસ્તો કાપતી હતી અને હમારી મોટરમાં બેઠેલા ગૃહસ્થો સાથે હમે વાતે ચડ્યા.

મોટરની સર્વીસ એક ગુજરાતી સદ્‌ગૃહસ્થની છે જાણી મારા આશ્ચર્યની સીમા ન રહી: ધન્ય છે ગુજરાતીઓ ! મને ગુજરાતીને માટે ખરેખરૂં ગૌરવ ત્યારે ઉત્પન્ન થયું અને એક નવા તથ્યની પણ સમજણ પડી, 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં છેજ વસ્યું ગુજરાત'. મોટર સર્વીસવાળા ગુજરાતી હમને જોઇ ઘણા ખુશ થયા. રાયપુર સ્ટેશન પર ચા પીવાની નહીં મળી હોવાથી હમારા હાલ બુરા હતા. ગુજરાતીઓની આ બદી ખરેખર કાઢી નાંખવા જેવી છે. પણ નેમચંદભાઇ બોલ્યા, 'અરે ગભરાવો છો શું કામ ? અહીં રસ્તામાં બે ગુજરાતી હોટલ મળશે ત્યાં પી લઇશું.

'શું કહો છો ! ગુજરાતી હોટલ !'

'હા, હા, ગુજરાતી હોટલ. અહીં તો ગુજરાતી હોટલ ઘણી જગ્યાએ છે. પાતરાં માટે જંગલમાં જતા ગુજરાતીઓ ચા ક્યાંથી પીએ ?

'વાહ એ પણ સારૂં'

હોટલ આવી અને હમે ચા પીધી. આ હોટલમાં ગુજરાતી વાતાવરણ જોઇ હમે ખુશ થઇ ગયા. બે ત્રણ બીજા ગુજરાતી બીલાસપુર જતા હતા તે પણ ત્યાં ચા પીવા બેઠા હતા. વાતોની આપ લે કરતાં હમે ત્યાંથી આગળ વધ્યા. રાત્રે સાડાનવ વાગે કવર્ધા આવી પહોંચ્યા. રસ્તામાં શિવનાથની પહાડી નદીએ પોતાનું સ્વરૂપ બદલવાની તૈયારી કરવા માંડી હતી, તેના પાણી ચડતાં હતાં અને તેનો અવાજ ભયંકર લાગતો હતો.

દિવાન સાહેબે આવી હમારૂં સ્વાગત કીધું. આ રાજ્યના દિવાન સાહેબ ઘણા મઝાના માણસ છે અને પ્રજાની ઉન્નતિમાં પુષ્કળ રસ લે છે. રાજ્યનો વિસ્તાર ૮૫૦૦ સ્કવેર માઇલનો છે. જેમાં ૪૭૪ સ્કવેર માઇલનો વિસ્તાર જંગલી છે. વસ્તી લગભગ ૮૦૦૦૦ માણસની છે. જંગલોમાં વાઘ, વરૂ, હરણ, જંગલી ભેંસો, ચીત્તા ઇત્યાદિ પુષ્કળ છે. એ જંગલના પહાડોમાં બે ત્રણ સુંદર હવા ખાવાનાં સ્થળો પણ છે. કેશમરડા ઘાટ જે મંડલાથી ત્રણ માઇલ છે તે ૩૦૨૯ ફુટ દરિયાની સપાટીથી ઊંચો છે. ઝનમલા નામનું સ્થાન પહાડમાં ઘણું રમણીય છે અને રાજા સાહેબ ત્યાં ગરમીમાં રહે છે.

કવર્ધા નામની ઉત્પત્તિને માટે પણ વિવાદ છે. એ કર્મદા અથવા કબીરધામનું અપભ્રંશ છે એમ કહેવાય છે. કબીરદાસ આ તરફ આવ્યા હશે એમ લાગે છે.

રાજકુટુંબ ચાંદા જિલ્લાના રજપુતોના વંશમાનું છે. એજ રજપુતોએ મંડલામાં મોટું રાજય સ્થાપન કીધું હતું અને ગોંડોના રાજા થવાથી રાજગોંડ કહેવાયા. એઓની રાજધાની મંડલગઢ (આધુનિક મંડલા c. p )માં હતી. એજ રાજવંશના એક રાજા દલપતશાહ રાણી દુર્ગાવતી સાથે પરણ્યા હતા. મંડલાના રજપુતોએ અકબરને પણ ઘણો હંફાવ્યો હતો, અને મુસલમાનોને તાબે કદિ થયા નહિ. રાણી દુર્ગાવતી મહોબાના ચંદેલ રાજાની પુત્રી હતી અને ઇતિહાસમાં પોતાનું નામ અમર કરી ગઇ છે. આજે પણ ગોંડ પ્રદેશમાં રાણી દુર્ગાવતીનું નામ ઘેર ઘેર ગવાય છે.

આધુનિક કર્વધાના રાજકુટુંબનો સંસ્થાપક દિવાન મહાબલીસિંહ (જે પંડરીયાના જાગીરદારનો ભાઇ હતો.) હતો. કર્વધાનું રાજય એને રઘુજી ભોંસલે, જે તે વખતે નાગપુરનો રાજા હતો તેણે ઇનામરૂપે આપ્યું હતું. મહાબલીસીંહે રઘુજી ભોંસલેને મદદ કીધી હતી, જેથી આ ઇનામ મળ્યું. ત્યાર પછી ઠાકુર બહાદુરસીંહને બ્રિટીશ સરકારે કાયમ રાખ્યા અને ત્યારબાદ ઠાકુર રાજપાલસીંહ આવ્યા અને આધુનિક રાજા ૧૯૩૨માં ગાદીએ આવ્યા.

યથા રાજા તથા પ્રજાનું સૂત્ર સર્વત્ર માન્ય છે. કવર્ધામાં રામરાજ્ય જેવું છે. બેગારી (જબરદસ્તી મજુરી કરાવવી.) બંધ છે. ફરજિયાત કેળવણી છે. બાળ અને વૃદ્ધ-વિવાહ ગેરકાયદેસર છે. સ્ટેટની બેંક ઓછા વ્યાજે રૂપીઆ ધીરે છે. હિંદી કોર્ટની ભાષા છે. કવર્ધામાં પ્રજામતની ચુંટણીથી સ્થાપાયેલી મ્યુનિસિપાલિટી છે. દવાખાનું મફત છે. કિસાનોને માલગુજાર અને જમીનદારોના હાથમાંથી મુકત કરવામાં આવ્યા છે. સ્ત્રીશિક્ષણ ફરજીયાત છે. રૈયતને જમીન વેચવાનો હક (જે પહેલાં માલગુજારનો જ હતો) આપવામાં આવ્યો છે. મિલિટરી સર્વીસને માટેની પણ યોજના કીધી છે.

રાજયની આવક ત્રણ લાખ રૂપીઆની છે. જંગલમાં લોખંડ અને બીજા ખનિજ પદાર્થોની ખાણ છે પરંતુ રેલ્વે ન હોવાથી તેમને ખોદવી મુસ્કેલ છે. કવર્ધાનું મધ સર્વત્ર વખણાય છે, લાખ (lac) નો પણ અહીં મોટો વેપાર છે.

કવર્ધાનું દશ્ય રમણીય છે. ચારે બાજુ પહાડ છે અને હવા પાણી સારાં છે. નાના ભાઇએ ચાર્જ સંભાળી લીધા પછી બે ત્રણ દિવસ ને અંતરે હું ત્યાંથી નાગપુર જવા ઉપડયો.

# સાકરીઆ ચણા

શ્રી. ભૈયાજી

ફ્રેન્ચ સૈન્યમાં નેપોલિયન લેફ્ટેનન્ટ તરીકે હતો ત્યારે એક સૈનિકે તેની પાસે આવી ફરીયાદ કરી; 'જુઓ, આ મારો કોટ તદન ફાટી ગયો છે. કોટમાં એવાં મોટાં કાણાં છે કે શરીર તેનાથી ઢંકાતું પણ નથી.' નેપોલિયન સૈન્યની ગરીબ સ્થિતિ જાણતો હતો પણ આવી ફરિયાદ કરવાની વૃત્તિને તે ઉત્તેજન આપવા માંગતો ન હતો. તેણે સૈનિકને કહ્યું, 'તારા ધ્યાનમાં રહેતું નથી કે કોટ જો સદન્તર સારો હોય તો તારા શરીર પરના કીર્તિશાળી ઘા ઢંકાઇ જશે! તારી મર્દાનગીના ઘા તું શું છુપાવવા માગે છે?'

× × × ×

બારમો લુઇ શહેનશાહપદે આવ્યો ત્યારે તેના સાથીઓએ તેને શિખામણ આપી 'તમારા જૂના દુશ્મનોને હવે સજા કરો' લુઇએ જવાબ આપ્યો, 'હું ડયુક ઓફ ઓર્લિયન્સ હતો ત્યારે જે લોકોએ મને માઠું લગાડયું હતું તેને હું હવે શિક્ષા કરૂં તે ફ્રાન્સના શહેનશાહને શોભાસ્પદ નથી!'

× × × ×

ઇંગ્લાંડનો પ્રખ્યાત લેખક બનીયન જેલમાં હતો ત્યારે તેને બોધ આપવાના ઇરાદાથી એક કવેકર તેને મળવા ગયો. તેણે બનીયનને કહ્યું, 'બનીયન, ઇશ્વરે મને તારી પાસે મોકલ્યો છે. તને મળવા માટે મારે દેશની અર્ધી જેલો ખોળી વળવી પડી!' બનીયને જવાબ આપ્યો, 'જો ઇશ્વરે તને મારી પાસે મોકલ્યો હોય, તો તેણે તેને કહ્યું હશેને કે હું કઇ જેલમાં છું!'

× × × ×

સ્વીફ્ટે એક સવારે તેના ધર્મોપદેશ વખતે વકીલોને સારી પેઠે ઝાટકયા. બપોરે જમતી વખતે એક વકીલે વેર વાળવાના ઉદ્દેશથી તેને કહ્યું, 'પાદરી! જો સેતાન મરી જાય તો પાદરી તેના મરણ પર પણ પ્રશંસાવાળું ભાવણ કરી શકે!' સ્વીફ્ટે એ કથનનો સ્વીકાર કરતાં કહ્યું, 'ખરૂં' છે, સેતાનની યોગ્યતા જણાવવી જ જોઇએ, આજે સવારે મેં સેતાનના બચ્ચાઓના ગુણ ગાયા અને જરૂર પડયે સેતાનના પણ ગુણો ગાઉં?'

× × × ×

ફ્રેન્ચ શહેનશાહ સૈન્યમાં એક આયરિશ ઓફિસર તરીકે હતો. તેના એક મિત્ર વિષે ભલામણ કરવા તે શહેનશાહ પાસે ગયો. શહેનશાહે તેની વાત સાંભળી કહ્યું, 'તમે આયરિશો બહુ પીડા આપો છો!' ઓફિસરે જવાબ આપ્યો. 'શહેનશાહ, તમારા શત્રુઓ પણ એમજ કહે છે!' શહેનશાહે આ સાંભળી તરત જ તેની ભલામણ માન્ય કરી કામ કરી આપ્યું.

× × × ×

સેન્ટ બાર્થોલમ્યુની હોસ્પીટલમા મર્જનની જગ્યા ખાલી પડી. એબર્નીથીએ એ જગ્યા માટે ઉમેદવારી કરી અને પોતાને માટે મત મેળવવા કમિટીના મેમ્બરો પાસે વાગફરતી મળવા ગયો. એક પૈસાદાર ગાંધી પણ કમિટીનો સભ્ય હતો. એબર્નીથી તેને મળવા ગયો ત્યારે ગાંધીએ તેને ઉદ્ધતાઈથી પૂછ્યું, 'આ મારી જગ્યા તમને મળે, તે માટે તમારે મારો મત જોઈએ છે ખરું ને?' ડાકટરે જવાબ આપ્યો, 'નહિ, નહિ, એક પેનીના અંજીર આપ અને જલ્દી બાંધી આપ– મારે ઉતાવળ છે!'

× × × ×

એડિશનના એક મદદનીશે એડિશનના ફતેહમંદ અખતરાઓની પ્રશંસા કરી, ત્યારે એ પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રીએ કહ્યુ, 'ફતેહ! અરે પણ મારી નિષ્ફળતાનો તમને ખ્યાલ નથી નવી સ્ટોરેજ બેટરીની મેં શોધ કરી તે પહેલાં તે વિષેના મારા ૫૦,૦૦૦ અખતરા નિષ્ફળ ગયા હતા! ફતેહમંદ અખતરા, ભલા માણસ તમને ખબર નથી પણ હજારો વસ્તુઓ નવા કામ આપતી થઈ શકે એમ છે તે હું જાણું છું પણ બનાવી શકતો નથી!'

× × × ×

સર બેઝિલ થોમસન તેના એક પુસ્તકમાં નીચે જણાવેલી વાત લખે છે. 'જર્મનીના ઇમ્પીરીયલ ચેન્સેલર પ્રિન્સ મૅક્ષે મને આ વાત કરી છે. ૧૯૧૪–૧૮ ના મહાયુદ્ધ વખતે લડાઇ બંધ કરવાની વિનતિ કરવા માટે જે જર્મન સરદારો માર્શલ ફૉક પાસે ગયા તેમા મારો પિત્રાઇ પણ હતો. માર્શલ ફૉકે સુલેહની શરતો વાંચી. તે સાભળી જર્મન સરદારો ચોંકી ઉઠયા અને તેમાના એકે કહ્યુ. 'કોઇપણ સુધરેલી પ્રજા બીજી પ્રજા પર આવી શરતો મૂકી ન શકે!' ફૉકે કહ્યું, તમારો આવો અભિપ્રાય જાણી હું ગજી છું. લીલી શહેર જર્મન સરદારને તાબે થયું ત્યારે તેણે તે શહેર પર જે શરતો મુકી હતી તેનો હું કાળજી પૂર્વક કરેલો તરજુમો માત્ર જ વાચુ છું! મારી શરતો તો આ રહી 'કહી તેણે પછી સુલેહની શરતો વાંચી.

× × × ×

"તમારી ફાઉન્ટન પેન આપશો?"

'લો ને.'

'કોરા કાગળનો ટૂકડો છે?'

'લો, આ કાગળ.'

તમે ફરવા જાઓ ત્યારે પોસ્ટ ઓફિસ તરફ જશો શું?

'ચાલો તે બાજુથી નીકળી જઇશ.'

'હું કાગળ લખી રહું ત્યાં સુધી થોભશો?'

'કંઇ નહિ. લખી કાઢો. મારે ઉતાવળ નથી.'

'પરબિડીયું છે?'

'લો, આ રહ્યુ'

'આનાની ટિકિટ તે. શું મળશે?'

'લો તે પણ મળશે.'

'વારુ ત્યારે તમારી પ્રિય યુવતીનું શિરનામુ જરા કહોને.'

# ...કોંગ્રેસ સરકાર...

મું. સ. મુંબઈમાં મિલ્કતવેરા અંગે કડક નિયમો ઘડી રહી છે.

મું. સ. સરકારી સંમતિ વિના જેલમાં કોઈને ફટકાની સજા ન કરવા ફરમાવ્યું છે.

મ. સ. સીલોન સામે વળતાં પગલાં લેવા વિચાર કરી રહી છે.

સં. પ્રાં. સ. કોમીવાદને મૂળમાંથી જ દાબી દેવા પગલાં લેવા નિર્ણય કર્યો છે.

[ સિંધ સરકારે જમીન મહેસુલમાં રૂ. દોઢ લાખ જેટલી મહેસુલ માફ કરી છે.]

મું સ એક યાદી બહાર પાડી તાલુકદારો તરફથી લેવાતો પૂછવેરો, ઉભડવેરો, ચામડાવેરો, બારીવેરો, આરતરવેરો ને ગઢવેરો વગેરેમાંથી ગામવાસીઓને મુક્ત કર્યા છે અને એ વેરા ગેરકાયદેસર ઠરાવ્યા છે.

મું. સ. નડિયાદમાં ૮૮૦૦૦ રૂપિયાના ખરચે એક જેલ બાંધશે.

મું. સ. પાઠ્યપુસ્તકો તૈયાર કરવા અને પસંદ કરવા એક સમિતિ નીમી છે.

મુંબઈના જુદા જુદા અખાડાઓના દશ હજાર સભ્યોના પ્રતિનિધિઓની મુંબઈમાં શ્રી મુન્શીના પ્રમુખપદે મળેલી પરિષદે દારૂબંધીમાં સરકારને સાથ આપવા ઠરાવ્યું છે.

મું. સ. મ્યુ૦ માં કામ કરતા હરિજન નોકરો અને બીજા નીચલી શ્રેણીના નોકરોને પણ મ્યુ૦ તરફથી મળતી રજાઓ પ્રોવિડન્ટ ફંડ વગેરેનો લાભ મળે તેવી વ્યવસ્થા કરી રહી છે.

મું. સ. બે લાખની તગાવીની રકમ માંડી વાળી છે.

મું. સ. બધી સરકારી કચેરીઓ અને સ્થાનિક સ્વરાજની સંસ્થાઓને પોતાના અભણ નોકરોને તાત્કાલિક અક્ષરજ્ઞાન આપવાનો પ્રબંધ કરવા સૂચના કરી છે.

મું. સ. શહેરમાં વસતા ગરીબ લોકોનાં રહેઠાણોની સુધારણાનો પ્રશ્ન હાથમાં લીધો છે અને તે અંગે લાગતાવળગતા અમલદારો પાસે ચોકકસ વિગતો માગી છે.

મું. સ. અમદાવાદ માટે દારૂનિષેધની યોજના અંગે રીસર્ચ એડવાઈઝરી બોર્ડ શ્રી. નંદાના પ્રમુખપદે નીમી છે.

[ પરદેશીઓનાં નામો નોંધવાનો કાયદો આ માસની શરૂઆતથી હિંદભરમાં અમલમાં આવ્યો છે. બ્રિટિશરોને આ કાયદો લાગુ પડતો નથી. ]

મદુરા મ્યુ૦ મ. સ. ને વિનંતિ કરી છે કે નોકરો અને ગુમાસ્તાઓનાં આરોગ્ય રક્ષણ ખાતર શહેરની તમામ દુકાનો રાત્રે નવ વાગે તો બંધ થવીજ જોઇએ.

અમદાવાદ જિલ્લામાં ૬૦ ગામે પાણી પુરૂં પાડવાની યોજના મું. સ. ઘડી રહી છે.

મું. સ. જિલ્લાના કલેકટરોને જણાવ્યું છે કે ૠણરાહત બીલ અમલમાં આવે એ દરમિયાન શાહુકારો ખેડૂતો પર તગાદો ન કરે એ માટે શાહુકારોને એ બીલ કાયદાનું રૂપ ધારણ કરે ત્યાં સુધી લેણી પડતી રકમ વસુલ કરતા રોકવા.

મું. સ. વ્યાયામના સાધનો માટે ૭૦,૦૦૦ રૂપિયા મંજુર કર્યા છે. તેમાંથી સુરત જિલ્લાને ફાળે ૩,૦૦૦ રૂપિયા આવશે જે ગામોનાં લોકોને એવા સાધનોની જરૂર હોય તેમણે ગામ તરફથી ⅓ પૈસા આપવાની કબુલાત સાથે જિલ્લા સ્કૂલ બોર્ડના ચેરમેનને લખવું.

મું. સ. ભરૂચ જિલ્લામાં મદ્યનિષેધનો અમલ તા. ૧ ઓગસ્ટને બદલે તા. ૧ લી સપ્ટેમ્બરથી કરશે.

મું. સ. મુંબઇથી ત્રણ માઈલના અંતરમાં દરિયાની સપાટી પર મદ્યનિષેધ અમલમાં આવે ત્યારે દારૂતાડી ન પીવાય તે માટે ચાંપતો બંદોબસ્ત કર્યો છે.

મું. સ. ને શેઠ આનંદીલાલ પોદ્દારે આયુર્વેદિક કોલેજ અને હોસ્પીટલ માટે રૂપિયા સાડા ત્રણ લાખ ભેટ કર્યા છે.

મ. સ. કેદીઓને અંદામાન મોકલવાનું બંધ કર્યું છે. જેમની ઇચ્છા હોય તેવાને જ મોકલવામાં આવશે.

મું. સ. સાહિત્યના સંશોધન માટે ગુજરાત વ. સો.ને ગયે વર્ષે આપેલી મદદ આ વરસે પણ ચાલુ રાખી છે.

મુ. સ. બધા સબજજોને પહેલા વર્ગના માજીસ્ટ્રેટોની સત્તા આપી ન્યાય અને કારોબારી ખાતાં અલગ કરવાની દિશામાં પહેલું પગલું ભર્યું છે. હાઇકોર્ટની મંજુરી પછી સબજજો તેમને મળેલી આ સત્તાનો ઉપયોગ કરી શકશે.

મું. સ. ના કાંદીવલી તાલીમ વર્ગના બીજા વરસનું કામકાજ તા. ૧ સપ્ટેમ્બરથી શરૂ થશે.

મું સ. દારૂબંધીના સેનાનિઓના વડા તરીકે બેરિસ્ટર ડોંગરેને નીમ્યા છે.

મું. સ. તલાટીઓ અને સર્કલ ઇન્સ્પેકટરોએ અક્ષરજ્ઞાન માટે અભણ લોકોને સમજુત આપવી અને એવા વર્ગો ચાલતા હોય ત્યાં લોકો જઇ શકે એવો પ્રબંધ કરવા હુકમ કર્યો છે.

મું. સ પ્રાન્તની કેટલીક સહકારી મંડળીઓને આપેલી છુટછાટ બંધ કરવા નિશ્ચય કર્યો છે.

મુ સ. સ્કાઉટની સંસ્થાઓમાં સરકારી અમલદારો હોદ્દા ન લઇ શકે એમ ફરમાવ્યું છે.

બિ સ. રાષ્ટ્રીય વિદ્યાપીઠનો સ્વીકાર કર્યો છે અને એ ડીગ્રીવાળાઓને સરકારી નોકરીમાં સમાનતાના ધોરણે લેવા ઠરાવ્યું છે.

મુ. સ. ડાયરેકટર ઓફ ઇન્ફર્મેશનની ઓફિસ અને સેક્રેટરિયટનું કેળવણી ખાતું એ બેને જુદાં પાડયાં છે.

મ. સ. ગ્રાન્ટ લેતી સ્કૂલોના શિક્ષકોને ધારાસભા કે સ્થાનિક સંસ્થાઓની ચૂંટણીમાં ભાગ લેવા મનાઇ કરી છે.

---

# પૂર્ણા

તંત્રી : રણછોડજી પરાગજી મહેતા

પુસ્તક . ૩ | ઓગસ્ટ ૧૯૩૯ | અંક: ૧


## ખેડુને ખાતર ધોરી બનનારા કયાં ગયા?

કાઠિયાવાડના માતબર દેશી રાજ્યનુ ખેતર છે. વૃદ્ધ અને જર્જરિત ખેડુ છે. વાવણીના દિવસો છે. એક બળદ નીરણના વાંકે મરી ગયો છે. મુવા બળદને સ્થાને બુઢ્ઢો બાપ અને કિશોર બાળક જૂત્યા છે. આછી પાતળી વાવણી પતાવવા મથી રહ્યા છે.

... ... ... ...

અસલી વાર્તા ચાલી આવે છે બાપ બેટાને ને બેટો તેના બેટાને કંઠોપકંઠ કહેતો આવે છે, કહી કહીને સોરઠવાસીઓ સજળ નેત્રે પોરસાય છે.

... ... ... ...

કે એક હતા રાજા એનુ નામ દેપાળદે. વાવણી ટાણે સીમનાં સુખદુઃખ નિહાળવા નીકળ્યા એક ખેતરમાં નજરે પડયુ, ખેડુતે માંતીએ જોતરેલા બે બળદો નહોતા એક બળદ હતો, એક બાયડી હતી. બાયડી ખેડુની ઘરવાળી હતી વાવણીની મૂહય વહી જતી હતી. ખેડુ ખોટી થાય તો ભૂખે મરે.

... ... ... ..

રાજા દેપાળદે બાયડીને મોકળી કરાવી, નવો બળદ લઈને એનાં માણસો આવ્યા ત્યા સુધી પોતે જાતે જોતરાયા હતા એ સ્ત્રીને સ્થાને.

ને એના ખેડેલા ઠથલે, કહે છે કે ખેડુને 'નવળગ મોતી' નીપજ્યાં

.. ... ... ...

રાજાઓ! તે દિનનુ જે અચરજ, તે તો આજે ખેતરની અવસ્થા થયેલ છે પણ કયાં સીધાવ્યા કાધ દેનાર રાજધુરિણો!

- [ 'જુલછાબ'માથી ]

# આજનાં કુમારીના કોડ

* લાડકડી ચઢીરે કમાડ જીઆવરને નીરખવારે!
દાદાજી! મુજને એ વર પરણાવો,
એ વરસુ મારાં મન વસ્યાં રે!

કહે બ્હેની! તેં કયાં દીઠો ને શેં તારાં મન વસ્યાં રે?
દાદાજી! મેં તો કૉલેજે ભણતો રે દીઠો,
એને ખાદીને કપડે મારાં મન વસ્યાં રે!

દાદાજી! મુજને એ વર પરણાવો,
એ વરસુ મારાં મન વસ્યાં રે!

કહે બ્હેની! તેં કયાં દીઠો ને શેં તારાં મન વસ્યાં રે?
દાદાજી! મેં તો ધરાસણાને ધીંગાણે દીઠો,
એની મૂછડીએ મારાં મન વસ્યાં રે!

દાદાજી મુજને એ વર પરણાવો,
એ વરસુ મારાં મન વસ્યાં રે!

કહે બ્હેની! તેં કયાં દીઠો ને શેં તારાં મન વસ્યાં રે?
દાદાજી! મેં તો આઝાદ મેદાનમાં દીઠો,
એને જખમી કપાળે મારાં મન વસ્યાં રે!

દાદાજી મુજને એ વર પરણાવો,
એ વરસુ મારાં મન વસ્યાં રે!

કહે બ્હેની તેં કયાં દીઠો ને શેં તારાં મન વસ્યાં રે?
દાદાજી! મેં તો યરવડા જાતેલો દીઠો,
એની બેડીની ઝણકારે મારાં મન વસ્યાં રે!

દાદાજી મુજને એ વર પરણાવો,
એ વરસુ મારાં મન વસ્યાં રે!

સેવાનંદજી.

*પહેલી ચાર પંક્તિઓ પુરાણા લગ્નગીતની છે. તે પછીની પંક્તિઓમાં ગયા જમાનાની કુમારી કહે છે કે મેં તેના સુંદર અક્ષરો દીઠા, તેના સુંદર વાળ દીઠા ઇત્યાદિ. આજની કુમારી શું ચાહતી હશે તેની કલ્પના આ ગીતમાં રજૂ કરી છે. સે.

# ....ચોર !....

અંધારઘેરી અધરાત પૂરી
થઇ હતી ના હજુ ત્યાં અઘોરી
જાગે સફાળો ચમકી અચાનક—
ડંખ્યો હતો મચ્છર, ના અચાનક.

ભાસે એ અર્ધજાગ્યાને 'જાગ્યો હું ખખડાટથી,'
માંડે એ કાન અંધારે, એ હતું ઘટ ભીંતથી.

ચોળી આંખો અરધ ઊઘડતી એ ભયે ત્રસ્ત દેખે,
કાળા કાળા તિમિરપડદા પાર કાંઈ ન પેખે;

માયા કેરાં સઘન પડળો આંતરે અંતરોને—
એવો ઘેરો તિમિરપટ ના દેખવા દેય એને.

કૂદીને થાય એ ઊભો, દબાવે ચાંપ દીપની;
ગયું અંધારું, ના ભ્રાંતિ કે ભીતિ ચોરરૂપની.

ચોંટી ગઇ હોય ન ભીંતઅંગે
એવી હતી આકૃતિ એક-અંગે
સફેદ પૂણી સમ, એકદ્રષ્ટ
તાકી રહી-દેખત એહ સ્પષ્ટ.

"ધાજો ધાજો ઘરે ચોર" પાડે એ બૂમ કંપતો;
ધોળો એ ચોર એ સાથે કંપતો લાગતો હતો.

બલિષ્ટ ને ઉમ્મરમાં યુવા છતાં
એ નાસવા ઇચ્છત લાગ આવતાં;
કિંતુ ભરે એ ડગ બારણાં ભણી
કે ચોરનું યે મુખ ઉંબરા ભણી.

એથી એ ભયનો માર્યો બારણું પકડી ધ્રૂજે,
રહી ના નાસવા બારી ચોર યે અચકી ધ્રૂજે.

'ધાજો' તણી ધા અધરાતવેળા
સુણી પડોશી ચમકે સફાળા,

ઉઘાડતા અર્ગલ એ ધડાધડ,
દોડે પડોશીપડખે પડાપડ.

ધ્રૂજતા બંધુને ઘેરી બોલે એ મામટા બધા,
'ક્યાં છે ચોર ? કહાં ચોર ? વ્હારે તારી અમે બધા.'

એ વ્હારથી બાંધવ ધૈર્યને ધરી
બતાવતો તસ્કર આંગળી કરી;
જેના ભણી અંગુલિ એ હતી ઠરી
તેણેય સામે નિજ આંગળી કરી.

સામાસામી કરે બંને આંગળી "ચોર આ રહ્યો;"
જોયું આ બાજુ તે બાજુ, કોઇને ચોર ના જડ્યો.

જે ચોર માન્યો પ્રતિબિંબ તે હતું,
માલિકનું માલિક સાથ ડોલતુ
દીવાલના દર્પણમા, ધ્રૂજીને,
કહી રહ્યું ચોર સ્વયં સ્વયંને

ભાગી એ ભ્રાતિ ને ભીતિ વીતી, સર્વ હસી પડે,
બુઝાવી દીવડો, દ્વાર ઢાકીને ઊંઘવા પડે.

બધા ઊંડે ઊંડે નજર ન કરે અંતર વિષે
મનુષ્યોના હૈયે તિમિરઘરમાં તસ્કર વસે.
જદી ડંખે આત્મા, ઉપરિ કથને મચ્છરસમો,
તદા દે દેખાડી હૃદયપટ એ દર્પણ સમો.

એ હૂબહૂ–ના પ્રતિબિંબ માત્ર,
છે આપણાં કશ્મલ કેરૂં ગાત્ર;
ભવાંધકારે અછતો રહે એ
દીવો થતા તસ્કર સાંપડે એ.

બતાવે આપણું પાપ આપણે ચોર આપણા.
કોય દી દર્પણે બિંબે ચોરટારૂપ આપણાં.

પ્ર.

## મારી પ્રવાસપોથીમાંથી થોડાંક પૃષ્ઠ

અથવા

# સુરતથી અમરનાથ.

(૬)

### ઋષિકેશની જાહેર સંસ્થાઓ.

શ્રી. સેવાનંદજી

આજથી ૫૦ વરસ પહેલાંનું ઋષિકેશ આપણે પુરાણોમાં ઋષિમુનિઓનાં તપોવનોનાં વર્ણન વાંચીએ છીએ તેમનું સ્મરણ કરાવે એવું હતું. કષ્ટસહિષ્ણુ, કઠોર વૈરાગ્યવાન અને પોતાના શરીરને અને આખા સંસારને માટીનાં ઢેફાં જેવા ગણનાર થોડાક સાધુ સંન્યાસીઓનાં ઝૂપડાં, ગણ્યાંગાંઠ્યાં વાણીઆની દુકાનો અને પાંડાઓનાં જૂજ ઘર, એટલાંનું જ ઋષિકેશ બનેલું હતું. સાધુઓ મહા કષ્ટે પોતાની શરીરયાત્રા નીભાવતા પણ તેઓ પોતાની ધૂનમાં એટલા મસ્ત હતા કે તેઓને તેમના શરીરની જરૂરઆતોને વિષે વિચાર કરવા જેટલો અવકાશ જ મળતો ન હતો. બદ્રીનારાયણની યાત્રાએ આવનાર યાત્રાળુઓ—અને જે જમાનામાં આગગાડીઓ અને મોટર લોરીઓ ન હતી તે જમાનામાં યાત્રાળુઓનાં ધાડાં આજની પેઠે ચાલ્યાં આવતાં ન હતાં—મમરા, ચણા, લોટની ગુણો, તેમને પરાણે પરાણે આપી જતા અને બીજું કાંઇક જે થોડામાં થોડી મહેનતે તેમને આવી મળતું તેના વડે તેઓ સંતુષ્ટ થઇને નિજાનંદમાં મસ્ત રહેતા. હાલની કાળીકમળીવાળાની સંસ્થાનો આદિ પુરૂષ આજથી પચાસેક વરસ ઉપર ઋષિકેશમાં આવી ચઢ્યો ત્યારે આ ગામની ઉપર કહી તેવી અવસ્થા હતી. તેણે સાધુઓની અને યાત્રાળુઓની સેવા કરવાનું વ્રત આદર્યું. ઋષિકેશમાં એક અન્નસત્ર ખોલીને તેણે પોતાના કામની શરૂઆત કરી. કામની પાછળ પાછળ પૈસા ધસડાતા આવ્યા તેમતેમ તેણે પોતાના કામનો વિસ્તાર કર્યો. આજે ઋષિકેશથી ગંગોત્રી અને બદ્રીનારાયણને રસ્તે તેનાં સ્થાપેલાં સદાવ્રતો છે પાણીની પરબો છે અને યાત્રાળુઓને, ખાસ કરીને સાધુ સંન્યાસીઓને, એ સંસ્થાની મદદ મળ્યા કરે છે. પણ ત્યારપછી તેનાં તેજ અને યશને જોઇને બીજા લોકોએ પણ ક્ષેત્રો સ્થાપવા માંડ્યાં અને તેની આવકમાં, યશમાં અને સેવાના ક્ષેત્રમાં તેની સાથે હરિફાઇ કરતાં થઇ ગયાં. આજે તો એ ક્ષેત્રોની વચમાં એવી સ્પર્ધા ચાલી રહી છે કે તે જોતાં ડાર્વિનના Survival of the fittest (જે જીવવાને સૌથી વધારે યોગ્ય હશે તેજ જીવશે) ના મહા નિયમનું સાચાપણું કબૂલ કરવું જ પડે છે. તેમના દલાલો હરદ્વાર અને તેથી પણ ઘણે આઘેનાં સ્ટેશનો સુધી જઇને યાત્રાળુઓને પોતપોતનાં ક્ષેત્રો તરફ વાળી લાવે છે. મોટર લોરીઓવાળાઓ સાથે પણ ક્ષેત્રોના સંચાલકોએ ગોઠવણ કરી રાખેલી છે કે તેઓજ યાત્રાળુઓને સીધા તેમના ક્ષેત્રોના દરવાજા આગળ ઉતારે. આ

ઉપરાંત ગામમાં પણ તેમના આંધીઆ ફર્યા કરે છે અને યાત્રાળુઓના ઉપર નજર રાખ્યા કરે છે. હું જે દહાડે સૌથી પહેલી વાર ઋષિકેશ ગયો ત્યારે જેવો હું મોટરમાંથી ઉતર્યો તેવોજ કાળી કમળીવાળાના ક્ષેત્રના દરવાજા આગળ ઉભેલો એક જણ મને ભાવિક યાત્રાળુ સમજીને કહેવા લાગ્યો કે "ચલીએ, મહારાજ કા દર્શન કીજીએ." મેં કહ્યું "તુ જૈસા અંદર હય વૈસા તેરા મહરાજ ભી હોગા." એ ક્ષેત્રવાળાઓની પાસે યાત્રાળુઓની આર્થિક સ્થિતિ અને તેમનું ભાવિકપણું માપી લેવાનું અદ્ભૂત-સરસ યંત્ર હોય છે. અને તે યંત્ર વડે માપીમાપીને તેઓ તેમની સેવા કરે છે. કેટલાક યાત્રાળુઓ તેમનાં ક્ષેત્રોમાં મહિનાના મહિના સુધી ધામા નાખીને પડી રહે છે અને તેમને ઘણા પ્રકારની સગવડ મળે છે. કોઇ પત્રનો સંપાદક અથવા જાહેર જીવનમાં આગળ પડતો ભાગ લેનાર આવી ચઢે ત્યારે તેનાં તો ક્ષેત્રવાળાઓ તરફથી ખાસનાં બિછાનાં થાય છે; કારણ કે સંપાદક પોતાના પત્રમાં ક્ષેત્રનાં સેવાકાર્યના સુંદર નોંધ લઇને તેની જાહેર ખબર ફેલાવે અને નામાંકિત આગેવાનનું પ્રમાણપત્ર તેમની વિઝિટર્સ બુકમાં પડ્યું હોય તો તેની કિંમત આજના જમાનામાં કેટલી છે તેની કદર કરતાં તેઓ શીખ્યા છે. પણ સને ૧૯૩૩ના માર્ચ મહિનામાં ભાવનગરનો એક ખાદીધારી યુવાન ઋષિકેશમાં આવીને કાળી કમળીવાળાના ક્ષેત્રમાં ઉતર્યો, તેને ત્રીજે દહાડે ખંખેરી કાઢયો, કારણકે તેમણે જોઇ લીધું કે એ તલમાંથી તેલ નીકળે એમ નથી.

શરૂઆતનાં વર્ષોમાં તો ક્ષેત્રવાળાઓ સાધુસંન્યાસીઓને રોટલા ખવરાવવા અને યાત્રાળુઓના ઉતારાની ગોઠવણ કરવી, એવાં તેવાં કામ ઉપરાંત બીજાં એથી વધારે લોકોપયોગી કામોનો પોતાની સેવાના ક્ષેત્રમાં સમાવેશ કરવાની જરૂર જોતા ન હતા. પણ ધીમે ધીમે આગગાડીએ અને ત્યાર પછી મોટર લારીઓએ તેમના આ સાંકડા કિલ્લામાં ગાબડું પાડવા માંડયું અને નવા વિચારની લહરીઓ તેમના મગજની સાથે ટક્કર કરી કરીને અથડાવા લાગી. યાત્રાળુઓના વિચારોમાં, અભિપ્રાયોમાં ધીમેધીમે થતા ફેરફાર તરફ અને નવા જમાનાની જરૂરીઆતો તરફ તેમનું પરાણે ધ્યાન ખેંચાવા લાગ્યું. તેઓ સમજી ગયા કે હવે બધા યાત્રાળુઓ પોતાની ચઢાવેલી ભેટના બદલામાં ગંગાજળની લોટી અને જંગલી તુલસીની માળાના પ્રસાદથી રાજી થાય એમ નથી સનાતની કુટુંબોમાં પણ તેમના ઘરનાં બીલડાંને ભાંગી તોડીને નવા વિચારોએ અંદર પ્રવેશ કરવા માંડયો છે. આથી કરીને જેમ લીલા ઘાસમાં રહેનારી ખડમાંકડી ઘાસ સૂકાવા માંડતાં પોતાની મેળેજ પીળો રંગ ધારણ કરતી થઇ જાય છે, તેમ આ ક્ષેત્રવાળાઓએ પણ જમાનામાં થતા ફેરફારની સાથે પોતાનાં રૂપ રંગ બદલવા માંડયાં. સદાવ્રતોના ઉપરાંત સંસ્કૃત પાઠશાળાઓ, ધર્માદા દવાખાનાં, વાચનાલય, ધૂળ જેવાં પુસ્તકોની પણ એકાદ લાઇબ્રેરી, આયુર્વેદવિદ્યાલય અને તેને અંગે ચાલતી ઔષધિનિર્માણશાલા, ભજનાશ્રમ, સેવાસમિતિ, એવાં એવાં કાર્યો ઉભાં થતાં ગયાં, જેથી કરીને શિક્ષિત સનાતની યાત્રાળુઓ જેઓ ગંગાજળની લોટીઓથી રાજી થાય એવા ન હોય તેમની પાસેથી આવી સંસ્થાઓના નીભાવને બહાને સારી રકમ કઢાવી લેવાય. આ બધામાંથી એકલા વાચનાલયના સિવાય બીજાં બધાં

ખાતાં ઇન્દ્રવરણાંના ફળની જેમ ઉપર ઉપરથી શોભીતાં અને અંદરથી કાળાં ધૂમાડા જેવાં છે. કલકત્તા તથા બીજાં શહેરના દૂધવાળા દૂઝાળાં ઢોરનાં બચ્ચાંને મારી નાખીને તેમનું માંસ વેચી દે છે- અને પછી તેમનાં ચામડાં અને હાડપિંજરની વચમાં ઘાસ ભરીને તેનું ખોખું ઢોરની આગળ ઉભું કરે છે. ઢોર તેને પોતાનું બચ્ચું સમજીને ચાટે છે અને દૂધનો પાન્હો મૂકે છે, જે પેલા હરામખોર દૂધવાળા દોહી લે છે. આ ક્ષેત્રવાળાઓએ પણ ઉપર કહી તેવી સંસ્થાઓ બરાબર આવા હેતુથી જ ઉભી કરી છે કે જેથી ઢોર જેવા મૂર્ખ યાત્રાળુઓને આવી સંસ્થાઓનાં ખોખાં બતલાવીને તેમની પાસેથી નાણું દોહી શકાય. દવાખાનાઓમાં ચ્યવનપ્રાશ, બ્રાહ્મીઘૃત, દ્રાક્ષાસવ વગેરે દવાઓ તૈયાર થાય તે પૈસાવાળા યાત્રાળુઓને અથવા એજંસીઓની મારફત તેઓ વેચી દે છે અને સાધુઓ તથા ગરીબ ગુરબાંઓને સારુ કચરા જેવી દવાની પડીકીઓ બાંધી રાખી હોય છે તે દીધે રાખવામાં આવે છે. જરા ભણેલાં ગણેલા યાત્રાળુઓ આવે તેમને 'યહ હમારા વાચનાલય હય,' 'ઇધર હમારા દાતવ્ય ઔષધાલય હય,' 'ઉધર હમારી ઔષધિયાં તૈયાર હોતી હય,' એમ બધું બતાવી વળે અને તેઓ વિવેકની ખાતર અથવા આ બધી વસ્તુઓના બાહ્ય ચળકાટથી અંજાઇ જઇને કહેજ કે 'વાહ! બહુ ઉત્તમ કામ થાય છે!' ઊંડા ઉતરીને તપાસ કરવા જેટલાં તેમને નવરાશ કે ધીરજ હોતાં નથી. આવી સંસ્થાઓ નીભે છે એજ આપણા દેશની જનતાની બુદ્ધિનું માપ છે. કાળી કમળીવાળાના આયુર્વેદવિદ્યાલયની ભીંત ઉપર 'ગંગાજીકા પવિત્ર જલસે તૈયાર કી હુઇ પવિત્ર ઔષધિયાં' આવું મોટે મોટે અક્ષરે લખ્યું છે. તેને વાચનારાઓમાંથી કેટલા વિચાર કરતા હશે કે ઋષિકેશમાં તો ગંગા સિવાય બીજું જળાશયજ નથી અને ત્યાંના લોકો ઝાડે ફરતી વખતે પણ ગંગાજળનો જ ઉપયોગ કરે છે ત્યારે આ જાહેર ખબર શું મહત્ત્વ રાખે છે? એ તો લોકોની ધર્માન્ધતાનો જ લાભ લઇ લેવાની યુક્તિ સિવાય બીજું શું છે? આવાં પાખંડના પ્રતિ જ્યારે લોકો તિરસ્કાર કરતા થઇ જશે ત્યારે એ મહંતોને જો જીવવું હશે તો તેઓ પોતાના દાવપેચ બદલશે. પણ તે છતાં જ્યાં સુધી મુર્ખ લોકોના હાથમાં રહેલાઇથી મેળવેલા વધારે પડતા પૈસા હશે ત્યાં સુધી પૈસા વિનાનાં પણ અક્કલવાળા લોકો તેને પડાવી લેવાની નાના પ્રકારની યુક્તિઓ અજમાવતા જ રહેશે. આપણા દેશમાં ધર્મઘેલાપણું વધારે છે તેથી ઠગ લોકો તેનો ઉપયોગ કરે છે. પશ્ચિમના મુલકમાં એથી જૂદી જાતની યુક્તિઓ વડે અક્કલવાળા લોકો બાઘા (Boobs)ની પાસેથી નાણું તફડાવી લે છે. ચોરી લૂંટ, ઠગાઇ, ખોટા ચેક અને હુંડીઓ, નાની મોટી વ્યાપારી ઠગાઇઓ, લડાઇઓ અને વિશ્વયુદ્ધો એ બધાં એકજ મૂળ વસ્તુસ્થિતિનાં સૂચક છે કે મનુષ્ય સમાજની આર્થિક સામ્યાવસ્થા (*Equilibrium*) હજી નથી આવી. ઘડિઆળનું લોલક એકવાર હાલ્યું એટલે પછી તેને પકડીને મધ્યરેખામાં ઉભું ન રાખીએ ત્યાંસુધી તે હાલ્યાજ કરવાનું. એવી રીતે અમુક લોભી માણસોએ જગતની સંપત્તિને પોતાના તરફ ખેંચીને તેને હલાવી, તેની સામ્યાવસ્થાનો ભંગ કર્યો એટલે તેની પ્રતિક્રિયાઓની પરંપરા શરૂ થઇ ગઇ અને આજે હજારો વરસ થયાં એ ચાલ્યા કરે છે; એક જણ બીજાને લૂટે છે, ત્રીજો તેને લૂટે છે, લૂંટના વ્યક્તિગત અને સામુદાયિક પ્રયત્નો ચાલ્યાજ કરે છે. આ

પ્રવૃત્તિને આપણા અર્થશાસ્ત્રીઓ જેઓ મૂડીવાદીઓના દલાલ છે તેઓ 'વ્યાપાર,' 'દ્રવ્યનો વિનિમય,' 'આર્થિક વિકાસ,' 'તેજી મંદી' 'ટ્રેડિંગ' એવાં મોટાં મોટાં નામો આપીને તેની અંદર રહેલી બીભત્સતાને ઢાંકવાનો પ્રયત્ન કરે છે. જ્યાં સુધી સંપત્તિની સામ્યાવસ્થા જેનું એક નામ 'સોશ્યલિઝમ' છે, તેની સ્થાપના નહિ થાય ત્યાં સુધી સંપત્તિનું લોલક મધ્ય રેખામાં આવવાનું જ નથી. ચોરી, લુંટ, ઠગાઇ વગેરે તેને મધ્યરેખામાં લાવવાના નિષ્ફળ અને અસ્થાયી પ્રયત્નો છે. પણ હું તો ગંગાજળના મહાત્મ્યમાંથી એકદમ સંપત્તિશાસ્ત્રની ચર્ચામાં ઘસડાઇ ગયો! હું એવું કહેવા જતો હતો કે મારે લોકોનો શો દોષ કાઢવો? આપણા પૂજ્ય માલવીયાજી જ્યારે બીજી ગોળમેજી પરિષદને માટે વિલાયત ગયા ત્યારે તેમણે જ બાબા કાળી કમળીવાળાની મારફતે ગંગાજળના સીલબંધ ડબ્બા પોતાની સાથે વિલાયત લઇ જવાને સારૂ મંગાવ્યા હતા! એ લો 'ગંગામાતકી જે'!

ગંગામાતા આટલે દૂરથી પણ મને પ્રેરણા કરે છે કે તેં મારો આટલો મહિમા વખાણ્યો ત્યારે હવે પૂરેપુરો કરી દેને. ગંગાજીના મહિમાનાં કેટલાંક અંગો તો તેનામાં કુદરતી રીતે સનાતન કાળથી હતાં જ પણ તેમાં આધુનિક સભ્યતાએ થોડો ઉમેરો કર્યો છે. હું જ્યારે નિશાળે ભણતો હતો ત્યારે ભુગોળ વિદ્યાની ચોપડીમાં આપેલી નદીની વ્યાખ્યા શીખ્યો હતો કે નદી એટલે કુદરતની મોરી અથવા ગટર. એ રીતે ગંગા એટલે આખા હિમાલયના પ્રદેશનું તમામ મેલું ગંદું ખેંચી લાવનારી એક મહાન્‌ગટર. ઋષિકેશમાં તથા તેની ઉપરના ગામોમાં મનુષ્યોનાં મુડદાંને આખાંને આખાં જ ગંગાજીમાં ફેંકી દેવાનો રિવાજ છે. પહાડ ઉપરથી કાપી કાપીને ગંગામાં નાંખેલા લાકડાના સ્લીપર —સ્લેપાટ-ઋષિકેશ આગળ એકઠા થાય છે. તેમની વચમાં મુડદાં ભેરવાઈ જાય છે, ત્યારે પખવાડીઆં સુધી અંદર પડયાં પડયાં સડે છે. આ બધું જાણે ઓછું પડતું હોય તેમ ગંગાના પાણીની અપવિત્રતામાં વધારો કરવા ઋષિકેશ, હરદ્વાર, કાનપુર, લખનૌ, કાશી, અલ્લાહબાદ વગેરે શહેરોની મ્યુનિસિપાલિટીઓ પોતાના મળમૂત્રના ભંડાર તેમાંજ ઠાલવે છે. શીઆળામાં ગંગાનું પાણી એટલું ઠંડું થઇ જાય છે કે તે પાચનશકિતને ખરાબ કરે છે. ઉનાળો બેસે એટલે પહાડો ઉપરનું બરફ ઓગળે તેની સાથે પાણીમાં પુષ્કળ રેતી ઘસડાઇ આવે જેને થોડા કલાક ઠરવા દઇને ગાળી લેતાં પણ રેતીની સુક્ષ્મ કણિકાઓ રહી જાય અને આંતરડાંમાં જઇને એક જાતનો મરડો જેને 'હિલ ડાયેરિયા' કહે છે તેને ઉત્પન્ન કરે. ચોમાસામાં તો ગંગાએ ગંગા જ રહેતી નથી પણ હજારો નદી નાળાંઓનાં ગંદા પાણીનો પ્રવાહ બની જાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે વર્ષા ઋતુમાં ગંગા રજસ્વલા થઇ જાય છે, તેનું આજ કારણ. હિમાલયમાં નાના પ્રકારની ઝેરી વનસ્પતિઓ થાય છે. દાખલા તરીકે 'વીંછી બુટી' એ વનસ્પતિ મેં જોઇ છે; તેને હાથ અડકાડવાથી અડધા કલાક સુધી વીંછી કરડયો હોય એની વેદના થાય છે. આ બધાં કારણોને લીધે ઋષિકેશ અને હરદ્વારના મૂળવતનીઓ ગંગાનું પાણી પીતા નથી તેમ વર્ષા ઋતુમાં તેમાં નાહતા પણ નથી. પણ તેઓ યાત્રાળુઓની આગળ આ વાતનો ભેદ ઉઘાડતા નથી. હરદ્વારનો એક તીર્થગોર તો ઇશ્વરની પ્રાર્થના કરે છે કે 'હે પ્રભુ! વધારે નહિ તો હું જીવતો રહું ત્યાં સુધી આ અંધેર ચાલુ રહેવા દેજે. નહિ

તો હું ખાઇશ શું ?' તેની બ્હીક સાચી છે જે દહાડે લોકો સમજતા થશે કે ગંગા એટલે હિમાલયની મોટી ગટર અને બદ્રીનારાયણ એટલે કાળાપત્થરનો ઘડેલો અમુક ઘાટ તે દહાડે શું આટલા બધા લોકો હિમાલયનું અલૌકિક પ્રાકૃતિક સૌન્દર્ય નિહાળવા અને ત્યાંની રહસ્યમય ગંભીર શાંતિના ઘૂંટડા ભરવા આસ્યા આવવાના હતા ? અને જેઓ એવા હેતુથી આવશે તેઓ '*ગંગા ચ યમુના ચૈવ*' કરીને પાંડાઓને દાન દક્ષિણા આપવાના હતા ?

ત્યારે ગંગાના પાણીમા પોરા પેદા થતા નથી એવું આપણે જોઇએ છીએ અને રોગના જંતુઓ પણ તેમાં જીવી શકતા નથી એવું વૈજ્ઞાનિકો કહે છે તેનું શું ? ગંગાના પાણીમાં જંતુઓ જીવી શકતા નથી એ વાત તદ્દન સાચી છે પણ નહિ જીવવાનું કારણ એ છે કે તેનામાં જીવનને આધાર આપવા જેટલું બળ નથી. તેથી કરીને એ પાણીમાં જંતુઓ જીવતા નથી અને બહારથી લાવીને નાંખીએ તો પણ મરી જાય છે. એનામાં પ્રાણધારણ કરાવવાની શકિતનો અભાવ છે. આપણે મોટા જીવ હોવાથી મરી તો ન જઇએ પણ તેના ઉપર જ રહેવાથી આપણી પ્રાણશકિત જરૂર ઓછી થઇ જાય એવો મારો દૃઢ અભિપ્રાય છે. હું બરાબર ગંગાને કિનારે જ રહેતો હતો પણ પાણીતો કૂવાનું જ પીતો. સ્વામી અખંડાનંદજી પણ મને એવું કરવાની સલાહ આપતા ગયા હતા.

ૠષિકેશમાં એક ભજનાશ્રમ છે. આવાં ભજનાશ્રમો કલકત્તા, નવદ્વીપ વગેરે ઘણાં શહેરોમાં મારવાડીઓ તરફથી ચલાવવામાં આવે છે. ત્યાં દરરોજ સવારના બે થી ત્રણ કલાક સુધી નામસંકીર્તન થાય છે અને એ કામ એકલી સ્ત્રીઓ જ કરે છે. એવી દરેક સ્ત્રીને દરરોજ એક આનો દક્ષિણા મળે છે ! મને આ વાતની ખબર ન હતી પણ એક બાવી જે મારે ઘેર વાસણ માંજવાનું, પાણી ભરવાનું કામકાજ કરતી તે આવતી બંધ થઇ ગઇ, તેને પૂછતાં મને ખબર પડી કે જ્યારે બેઠાં બેઠાં ભજન કરવાથી રોજ ચાર પૈસા હાથમાં આવે તો પછી તે મહેનતનું કામ શા સારૂ કરે ? આ પ્રમાણે આ મારવાડી સજ્જનો ધર્મની જ્યોતને સતેજ રાખવાને સારૂ પોતાની સાચી કમાણીનો સદ્વ્યય કરે છે !

ૠષિકેશમાં પાઠશાળાઓ અને બ્રહ્મચર્યઆશ્રમોની સંખ્યા સારી છે. ચોમાસું પૂરૂં થાય અને ઘેર ખેતીનું કામકાજ ન હોય એટલે ગઢવાલના પહાડી પ્રદેશના અને સંયુકત પ્રાંતના ગામડાંઓમાંથી બ્રાહ્મણના છોકરા ૠષિકેશમાં ચાલ્યા આવે છે. અને તેઓ પૂરૂં પાંશરૂં હિન્દી ભણ્યા હોય કે ન ભણ્યા હોય પણ લઘુકૌમુદી ભણવા મંડી જાય છે. આઠ મહિના મફતના રોટલા ખાઇને 'લઘુ' ગોખે અને ખેતીની મોસમ આવે એટલે ઘેર જઇને કામે લાગી જાય અને બીજે વરસે પાછા એ ભગવાન એના એ. હું જ્યારે કોઇને પૂછું કે તું શું ભણે છે ત્યારે તેને મોઢેથી હું 'લઘુ' જ સાંભળું. કોઇ 'લઘુ'થી આગળ વધે જ નહિ. ભણાવનારને ભણાવવું નથી અને ભણનારને ભણવું નથી. વિદ્યાર્થીને 'લઘુ'ને બહાને મફતના રોટલા ખાવા છે અને ગુરુને પોતાના વિદ્યાર્થીઓને બહાને યાત્રાળુઓને મુડવા છે.

એક દિવસ ઘણી મજેની વાત બની. કેટલાક ગુજરાતી મિત્રો ૠષિકેશ આવી ચડેલા. તેઓ અકસ્માત મારી સાથે અથડાઈ પડયા. તેમને હું લક્ષ્મણઝૂલા, સ્વર્ગાશ્રમ એ બધું

બતાવવાને તેડી ગયો ત્યારે રસ્તામાં એક પાઠશાળાનું પાટીયું વાંચીને-અમે અંદર પેઠા. વિદ્યાર્થીઓમાંથી કોઇ લાકડાં ચીરતા હતા, કોઈ ગાયોનું વાસીદું કાઢતા હતા પણ ભણતા કોઈ ન હતા. અમે એક બાજુએ ઉભા ઉભા જોયા કરતા હતા તેથી તેઓનું લક્ષ અમારા તરફ ગયું નહિ. પણ જ્યાં એકાદ જણે અમને જોઇ લીધા કે તરત જ બધા ધડ બડ ધડ બડ નાઠા અને પાઠશાળાની ઓસરીમાં બેસીને 'अक् सवर्णे दीर्घः' 'जक् सवर्णे दीर्घः' એવું એકાદ સૂત્ર ગોખવા મંડી ગયા. લાકડાં ફાડવાનું, કે વાસીદું કાઢવાનું કામ ખરાબ નથી. વિદ્યાર્થીઓ શ્રમપરાયણ થવાના હેતુથી કરે તો તે ઉલટું સારૂં છે. પણ પાઠશાળાવાળા પંડિતમાં એટલું સમજવાની અક્કલ ન હતી. તે તો વિદ્યાર્થીઓની પાસે મજૂરી જ કરાવતો હતો. 'અમારા સમયપત્રકમાં અત્યારે ઘરકામ કરવાનો વખત છે,' એવું તે અમને કહી શકત પણ તેની પાસે સમયપત્રક હોય ત્યારે કેની ?

બનારસ અને કલકત્તાની યુનિવર્સિટીઓ સંસ્કૃતની પ્રથમા, મધ્યમા અને શાસ્ત્રીની પરીક્ષાઓ લઇને પ્રમાણપત્રો આપે છે. તેમનો અભ્યાસક્રમ પહેલાં તો ઘણોજ હાસ્યજનક હતો. થોડાં વરસ થયાં તેમાં સુધારો થયો છે પણ હજી સુધારાને માટે ઘણો અવકાશ છે. સંયુક્ત પ્રાંતના શિક્ષા મંત્રીએ ગયે વરસે આને વિષે વિચાર કરવા અને સંસ્કૃતનું અધ્યન કરનારાઓ કેવળ 'વેદીઆ' ન બને અને તેમના અભ્યાસક્રમમાં આધુનિકતા આવે એવી યોજના તૈયાર કરવાને સારૂ પંડિતોની એક પરિષદ બોલાવી હતી. આજથી કેટલાંક વરસ પહેલાં તો એવો અભ્યાસક્રમ હતો કે પ્રથમા અને મધ્યમા પાસ થનારાઓ કાવ્યો ભણે, ન્યાય શીખે, વ્યાકરણના સૂત્રો સ્થાપે અને ઉથાપે, સંસ્કૃતમાં નિબંધ લખે, એ બધું કરે પણ સંસારની આજની પરિસ્થિતિનું તેમનું જ્ઞાન બિલકુલ શૂન્ય જેવું. અને વ્યવહારમાં તેઓ સાવ બાઘા. મારા મિત્ર પંડિત ગોવિંદરામ, જે ઘણાં વરસ ઉપર બનારસની ક્વીન્સ કોલેજમાં ભણતા હતા તેઓ એક વાત કહીને અમને હસાવતા હતા. એક વાર વાઇસરોય લોર્ડ કર્ઝન કોલેજ જોવાને આવ્યા ત્યારે તે વખતના પ્રિન્સીપાલ ગ્રિફિથ સાહેબે એક પંડિતનું વાઇસરોયને ઓળખાણ કરાવ્યું. વાઇસરોયે હસ્તમિલન કરવાને સારૂ પોતાનો હાથ લાંબો કર્યો ત્યારે હસ્તમિલન કરવાના રિવાજથી તદ્દન બિનવાકેફ પંડિતજી સમજ્યા કે તે તપખીર માગતા હશે, તેથી તેમણે ઝટ લઇને ધોતીઆની ઓટીમાંથી—તેમણે કોટ કે પહેરણ પહેર્યું હતું જ નહિ—તપખીરની દાબડી કાઢી અને તેને ઉઘાડીને લોર્ડ કર્ઝનની સામે ધરી !

મારા આર્યસમાજી મિત્રો ખોટું ન લગાડે તો એક બીજી એવીજ હસવા જેવી વાત કહું. મારા વેદાલંકાર મિત્ર જેમનો ઉલ્લેખ મેં એક લેખમાં કર્યો છે તે જ્યારે કાંગડી ગુરૂકુળમાં ભણતા હતા ત્યારે એક સર્વદર્શનાચાર્ય પંડિત હતા. તે હતા તો સનાતની પણ તેમની વિદ્વાને લીધે સ્વામી શ્રદ્ધાનંદજી તેમને ગુરૂકુળમાં લઈ આવ્યા હતા. લોર્ડ ચેમ્સફર્ડ ગુરૂકુળ જોવા આવ્યા ત્યારે તે પંડિતની સાથે હાથ મેળવવાને સારૂ વાઇસરોય આગળ વધ્યા ત્યારે પંડિતજી પાછા હઠતા હઠતા ભીંત ભણી જવા લાગ્યા. એમ કરતાં પણ યવનનો સ્પર્શ થઈ જવાથી તે પંડિતજીએ ઘેર જઇને સચૈલ સ્નાન કરી નાખ્યું !

પ્રથમા પરીક્ષાના હાલના સુધરેલા અભ્યાસક્રમમાં કાવ્ય, વ્યાકરણ અને ન્યાયની સાથે સરવાળા, બાદબાકી, ગુણાકાર, અને ભાગાકાર તથા થોડાંક ઇતિહાસ ભૂગોળ રાખ્યાં છે! અને તે પણ વિદ્યાર્થીઓને બહુ અઘરાં પડે છે, એવી તેઓ ફરિયાદ કરે છે. પહેલાંના અભ્યાસક્રમમાં તો એટલું પણ ન હતું ત્યારે, તેઓ કેવાં 'વેદીઆ' તૈયાર થતા હશે, તેની વાચક કલ્પના કરી લે. હવે આવું ભણતર ભણીને તૈયાર થએલા પંડિતો અને શાસ્ત્રીઓ આપણી આજની સામાજિક અને રાજનૈતિક સમસ્યાઓ ઉપર જ્યારે લોકોની આગળ પોતાનાં અભિપ્રાય આપતા હશે ત્યારે તે કેવા અદ્યતન હશે અને તેઓ આખા હિંદુસમાજને કેવો સુમાર્ગ બતલાવતા હશે તેને વિષે એક શબ્દ પણ લખવાની જરૂર છે ખરી ?

આના સંબંધમાં એક બીજી વાત મને કહી દેવા જેવી લાગે છે. સંસ્કૃતિમાં જે પાઠ્ય પુસ્તકો છે, તે બધા સંપૂર્ણતાની અથવા વિદ્વતાની દૃષ્ટિથી લખાયાં છે, શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિથી નથી લખાયાં તેમને લખતાંરે વિદ્યાર્થીના વય અને બુદ્ધિવિકાસને લક્ષમાં લઇને નથી લખ્યાં, તેમાં ચઢતા ઉતરતો ક્રમ નથી. લઘુકૌમુદીમાં સ્વરશાસ્ત્ર (Phonetics) ને લગતી એવી ગહન અને વૈજ્ઞાનિક ચર્ચા છે કે પૂરું હિન્દી પણ ન ભણ્યા હોય એવા છોકરા તે શી રીતે સમજવાના હતા? બાળકોને ઉપયોગનું કોઈ પાઠ્યપુસ્તક છે જ નહિ. ગ્રંથકર્તાઓ કહે છે તો ખરા કે 'बालानां सुखबोधाय' બાળકને સહેલાઇથી સમજણ પડે તે સારૂ-પણ નીચે ટીકામાં 'बाल' શબ્દનો અર્થ એવો કરે છે કે જેઓ વ્યાકરણ આદિ શાસ્ત્રો ભણ્યા હોય પણ ન્યાયશાસ્ત્ર ન ભણ્યા હોય ને 'બાળક' એ રીતે તો આજનો એમ. એ પણ બીજા વિષય લઇને પાસ થયો હોય અને ન્યાયશાસ્ત્ર ન ભણ્યો હોય તે પણ તેમને ધોરણે 'બાળક' જ ઠરે છે અને એવા 'બાળકને' સારૂ તેમણે પુસ્તકો લખ્યાં છે.

( અપૂર્ણ )



રહેવા તથા જમવા માટે ઉત્તમ સ્થાન
જોશી હિંદુ લૉજ
ટે. નં. ૨૭૩૯૯. ટે: અ. જોશીલૉજ
ઠે. ઝવેરી બજાર, મુળજી જેઠા માર્કેટ સામે, મુંબઈ

# કોનો વાંક

શ્રી. પંકજ

૧

જીવન પણ એક અદ્ભુત સમસ્યા છે. સુખ, દુઃખ, હર્ષ, શોક, આનંદ, ઉલ્લાસ ઇત્યાદિના વિવિધ પ્રકારના ખેલોને લીધે પ્રત્યેક જીવન એક વાર્તારૂપે આપોઆપ થઈ જાય છે. અનંતની ગોદમાં જવાની તૈયારી કરી રહેલા વૃદ્ધના જીવનની પાછળ પણ એક કરુણ કે સુંદર ગાથા સંતાયેલી હોય છે. એક પુણ્યાત્માની પાછળ પાપ સંતાયેલું હોય છે અને એક પાપીના જીવનમાં કોઈ પણ સ્થળે પુણ્યની ગંગા અવશ્ય વહેતી જોવામાં આવે છે. જગતમાં આજ દૃશ્ય અનાદિકાળથી દેખાતું આવે છે.

વયોવૃદ્ધ અને અનુભવસિદ્ધ શિવનાથે પોતાના પુત્ર પ્રેમનાથને અનેકો શિખામણ આપી પરંતુ પ્રેમનાથ એ શિખામણનું મૂલ્ય કરવાની પણ ચેષ્ટા કરતો નહતો. વૃદ્ધોનું કામ તો સર્વદાથી શિખામણ આપવાનું જ ચાલતું આવ્યું છે અને એજ વૃદ્ધોએ પોતાની યુવાવસ્થામાં કેટલી શિખામણ માની હતી તે પૂછવાનો તમને અધિકાર નથી કારણકે વડીલો કહે તે કરવું, તેઓના ગુણદોષ નહીં જોવા એમ દરેક ધર્મપુસ્તકો કહે છે. તમારી પાસે એકજ દ્વંદ્વ આવીને ઊભું રહે છે. આજ્ઞા પાલન કરો અન્યથા પાપી અને કુલાંગારની વિભૂતિ ધારણ કરો. તમારે માટે બીજો રસ્તો જ નથી.

પ્રેમનાથે પિતાની આજ્ઞાપાલનમાં ધર્મની મર્યાદા ન જોઈ અને તેનો સ્પષ્ટ ભંગ કીધો એટલે તે કુલાંગાર તરીકે ખ્યાતિ પામ્યો. યૌવનને આરે પગલું માંડતા એક નવયુવકને પોતાની મનપસંદ પ્રેયસીને મેળવવાનો જન્મસિદ્ધ અધિકાર અવશ્ય હોવો જોઇએ. પરંતુ ભારતના માતાપિતાઓ સંતાનની ચિંતા પણ પોતાના પરજ વ્હોરી લે છે અને તેમનું સુખ, દુઃખ, ભવિષ, ઇત્યાદિનો નિર્ણય કરી નાંખે છે, એનું પરિણામ પ્રત્યક્ષ છે. જ્યારે અન્ય દેશોમાં વીરો પાકે છે ત્યારે આપણે ત્યાં નિર્માલ્ય અને બ્હીકણ યુવકો ઉત્પન્ન થાય છે. અન્ય દેશોના માતાપિતા દેશસેવામાં પોતાનો સમય અર્પિત કરે છે ત્યારે ભારતમાં તેઓને છોકરો છોકરી પરણાવવામાંથી અને વહેવારિક કાર્યોથીજ પરવાર નથી મળતી. હાય રે અભાગી ભારતવર્ષ! તારો તે બેડો ક્યારે પાર થશે ?

૨

'એ નહીં બને!'

'પણ પિતાજી વાત તો સાંભળો!'

'શું સાંભળે કપાળ! એ છોકરી મારા ઘરમાં નહી ખપે.'

'પણ હું તો પરણીશ તો એનેજ પરણીશ!'

'ધિક્કાર છે તને! પિતા આગળ આવું બેશરમ વાક્ય ઉચ્ચારતા શરમ નથી આવતી.? હમે તો કોઇ દિવસ હમારા લગ્નની વાતમાં માથું માર્યું પણ ન હતુ. શું હમારો સંસાર નકામો ગયો ?'

'પણ પિતાજી હવે દૃષ્ટિબિંદુ બદલાઈ ગયું છે.'

'હવે જોયું તારૂં દૃષ્ટિબિંદુ! વધારે વાત ન કરતાં હું કહું તેમ કર નહિં તો આ ઘરમાંથી ચાલતો થા.'

યુવક ચૂપ રહ્યો, વૃદ્ધના બોલમાં મક્કમતા હતી. તે ચૂપચાપ ત્યાંથી ચાલતો થયો.

૩

મુંબઇની મોહમયી નગરીમા જેટલો ઉન્માદ દેખાય છે તેટલી માનવતા નથી. મુંબઇમાં શેરબજારમાં, રૂ બજારમાં અને અન્ય સ્થળોમાં કરોડો રૂપીઆની ઉથલપાથલ એક દિવસમાં થઇ જાય છે અને એજ નગરીમાં ૨૪ કલાકમાં એક પણ ટંક ખાવાનું ન મળવાની વ્યથાથી છટપટ કરતા ક્ષુધાતુરો પણ મળશે. મુંબઇ કેટલીયે વાર ઉત્સાહી નવયુવકોના ઉત્સાહ પર એવું ઠંડુ પાણી રેડે છે કે તેઓની કાયાપલટ કરી નાખે છે. કોઈ કહેશે કે એ મહાન દુ:ખનો વિષય છે. પરંતુ એજ કસોટીનો પત્થર છે અને ખરા સોનાની કિંમત અંકાવે છે. ઘણાયે સિદ્ધાંતવાદી નવયુવકો એના ચાબકાથી સિદ્ધાંતોને એક બાજુ મૂકી જીવનમાં એક નવો અનુભવ મેળવે છે.

પ્રેમનાથ મુંબઇ આવ્યો. એ ત્રણ દિવસ સુધી એક સ્નેહીને ત્યા રહી નોકરી મેળવવાના ફાંફાં માર્યાં. 'હમારે ત્યાં જગ્યા ખાલી નથી' 'હાલ કંઇ નથી' 'હમે માણસ રાખતા જ નથી' ઇત્યાદિ જવાબોને ઠંડે પેટે સાભળવાનો અનુભવ પ્રેમનાથને મળ્યો. પ્રેમનાથને એટલો અનુભવ તો અવશ્ય વધારે પડતો લાગ્યો. એક દિવસ તે ટ્રામમાં બેસીને ફોર્ટમાં જતો હતો. તેની પાસે બેઠેલા એક વૃદ્ધનો ઉદ્‌ગાર એકાએક તેણે સાંભળ્યો, 'હાય, હાય, હવે શું થશે?'

પ્રેમનાથને કંઇક કરૂણા ઉપજી, તેણે પૂછ્યું, 'તમને શું તકલીફ છે?'

વૃદ્ધે પોતાની દૃષ્ટિ પ્રેમનાથના તરફ સ્થિર કીધી અને બોલ્યો, 'ભાઇ, તારાજ જેવડો મારો એક છોકરો આજે એકત્રીસ દિવસ થયાં તાવથી પિડાય છે. હવે તો ઇશ્વર જ માલિક છે.'

'તમે ક્યાં જાઓ છો ?

'હવે તો હું એકદમ પરવારી ગયો છું. આ મારી પત્નીની સોનાની બંગડીઓ ગીરો મૂકવા જાઉં છું.'

થોડીવારે વૃદ્ધ ઊતરી ગયો. પ્રેમનાથને વિચાર આવ્યો કે જે પુત્રને માટે વૃદ્ધ આટલો બધો વ્યથિત હતો, તે પુત્ર પાસે વૃદ્ધ શું આશા રાખતો હશે? શું એક માત પિતાના સ્નેહની આગળ મનગમતી પ્રેયસી જતી કરવાનુ બળિદાન વધારે છે.? તે મુંઝાવા લાગ્યો.

४

મુંબઇની રાત્રી આનંદ અને ઉલ્લાસમયી અવશ્ય દેખાય છે પરંતુ પ્રેમનાથ ને આજે વિચાર વમળે દુઃખી બનાવ્યો હતો. પ્રેમનાથે ભૂતકાળ ઉકેલી જોયો. બાલ્યાવસ્થામાં અમૂક રમકડા ને માટે જ્યારે તે ઝઠ લેતો ,ત્યારે પિતાજી તે રમકડાં બજારમાંથી લઇ આવતા. જ્યારે માતાજીનું મૃત્યુ થયું ત્યારે પિતાજીની આંખોમાં આંસુ હતા. પરંતુ પ્રેમનાથને કશ પણ ઊણપ આવવા દીધી નહી. પિતાજી એ સર્વેના બદલામાં ફક્ત એક બલિદાન માગતા હતા. એ દુરાગ્રહ ભલે હોય પરંતુ શું તે વાતનો નિર્ણય કરવાનો અધિકાર તેનો પોતાનો હતો ? પ્રેમાનાથને લાગ્યું કે પિતાજી જેને પરણવા ના પાડતા હતા તે છોકરી ફક્ત તેના કૉલેજના જીવનમાં જ આવી હતી. પિતાજી તેને ક્યાં પરણાવવા માંગતા હતા તે તો તેણે પૂછ્યું પણ નહતું. તેના હૃદયનુ દ્વંદ્વ પ્રબળ થવા લાગ્યું અને બીજે દિવસે પ્રેમનાથ ગામ આવવા નીકળ્યો.

૫

વૃદ્ધ શિવનાથના જીવનમાં છેલ્લી આશાનો ભંગ થવાથી એક દારૂણ વેદના ઉદ્દભવી હતી. પ્રેમનાથના જીવન પર એક મહાન આશા રાખી તેણે અનેકો યાતનાઓ સહી હતી અને આજે તે સર્વે ભંગ થઇ હતી. તેણે વિચાર કીધો કે પ્રેમનાથના લગ્નની બાબતમાં તેની પોતાની હઠ વ્યર્થ હતી અને વાંક તેનો પોતાનો હતો તેને પોતાની પત્નીની છબી સામે આવી સવાલ પૂછતી હતી, કે એક છોકરો પણ ન સચવાયો ? વૃદ્ધની આંખોમાં આંસુની ધારા નિરંતર વહેવા લાગી કંઇક બારણાનો ખખડાટ થાય તો 'બેટા પ્રેમુ, આવ્યો ? બાઇ મારી ભૂલ થઇ !' ના શબ્દોથી વૃદ્ધ ઘર ગજાવી મૂકતો.

રાત્રીની નીરવતાને ભંગ કરતાં વૃદ્ધના બારણાં ખખડી ઊઠયા. 'કોણ બેટા પ્રેમુ ?'

'હા, પિતાજી.' જવાબ આવ્યો.

વૃદ્ધે હર્ષઘેલાં થઇ બારણા ઉઘાડી નાખ્યાં. પ્રેમનાથ પિતાના ચરણોમાં પડયો, 'પિતાજી મને ક્ષમા કરો, હું અધમ છું.'

'નહી, બેટા પ્રેમુ મારોજ વાંક હતો,' વૃદ્ધ એટલું બોલી વધારે બોલી ન શકયો. તેની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વરસવા લાગ્યો.

એવો અવાજ સાંભળી એકઠાં થયેલા ગામના લોકોને પણ પિતાપુત્રના પ્રશ્નો શુંઝવવા લાગ્યા કોનો વાંક ! પ્રશ્નનો ઉત્તર પિતાપુત્રના આંસુ સિવાય ઉલ્લુકો ધિક્કાર કરીને આપતા હતાં.

# ગણદેવીના શિલા-લેખ—એક સૂચના.

શ્રી. રણછોડજી પરાગજી મહેતા.

દક્ષિણ ગુજરાતના પુરાતન ઇતિહાસનાં સંશોધનો શ્રી મણિભાઇ દ્વિવેદી કરી રહ્યા છે અને તેમની શોધોને પરિણામે નવસારી, સીસોદરા (આરક) જેવાં ઘણાં સ્થળોની પુરાતન સંસ્કૃતિના અને તાપી ખીણના પ્રદેશની નાગ અસર ઉપનિવેશોના પરિચય થયા છે. અહીં મારે જણાવવું જોઇએ કે સંશોધનના પ્રયાસો ભારે શ્રમ, અભ્યાસ અને ખર્ચ માંગે છે. આજે ગુજરાતમાં ફાર્બસસભા, કે ગુજરાત રીસર્ચ જેવાં મંડળો છે. પણ તે મુંબઈ નગરીમાં. વડોદરામાં પુરાતત્વ સંશોધન ખાતું છે એના નિષ્ણાતો સરકારી રાહે કામ કરે છે અને શ્રી. દ્વિવેદી આ બધા ભુલાયલા ઇતિહાસની ખણખોતર એકલે હાથે કરી રહ્યા છે. એ રીતે એમનો શ્રમ ખાસ પ્રસંશા માંગે છે.

આવા સંજોગોમાં તેમણે શોધેલી કેટલીક ચીજો અન્ય શોધખોળ વિભાગના નામનાવાળા માણસો આવે ત્યાં સુધી દબાયલી રહે છે. અને એથી આ ભૂમિના પુરાતન ઇતિહાસને જોઇએ તેટલો વેગ મળી શકતો નથી.

નવસારી પ્રાંતના ગણદેવી તાલુકાના ગણદેવી કસ્બામાં એક અતિ મહત્વનો શિલાલેખ છે. આ લેખ સને ૧૯૨૮માં પ્રથમ શ્રી. દ્વિવેદીની નજરે ઝડપાયો. ત્યારપછી વખતોવખત જઇ તેમણે એ લેખ જોવા સમજવા પ્રયાસો કર્યા છે. એમની નોંધપોથીના ઉતારા મુજબ.

"ગણદેવીનો શિલાલેખ રામજી મંદિરના ચોકમાં આવેલા શિવાલયના બારણાની ભીંતે ઉભો કરેલો છે. આ શિવાલયના ઘુમ્મટનો ભાગ નવો થએલો જણાય છે. બાકીનો ભાગ જૂનો છે શિવાલયની દીવાલે કાળો લંબચોરસ પત્થર છે. લોકો તેની પૂજા કરી ચન્દન–સિન્દુર ચઢાવી આ પત્થર અને લખાણને વિકૃત કરે છે. લેખ સંસ્કૃતમાં છે ને માત્ર બાજુપર લખવામાં આવી છે. લેખમાં કુલ ૨૧ પંક્તિ છે. પ્રત્યેક પંક્તિ ૨૨" લંબાઇની છે. લેખ લગભગ અગ્યારમી સદીનો—આઠસો વર્ષનો પુરાતન હોય એમ જણાય છે અને કદમ્બ રાજવંશના કોઇ રાજાએ આ સ્થાનમાં કાંઇ બાંધકામ કરાવ્યાનો ઉલ્લેખ છે."

આ મુજબની તેમની નોંધ છે. ચાલુ સાલના જુન મહિનામાં વડોદરા રાજ્યનાં સંશોધક ખાતાના વડા શ્રી. હીરાનંદજી શાસ્ત્રી નવસારી આવ્યા ત્યારે શ્રી. મણિભાઈ દ્વિવેદીએ તેમને આ લેખ જોવા ખાસ આગ્રહ કર્યો અને સાથે જઇ બતાવી આવ્યા. આ પછી આ લેખનું મહત્વ હાલમાં જાહેરમાં આવ્યું છે.

તેજ મુજબ નવસારી બંગલીવાડના કૂવામાંથી મળેલો શહેનશાહ અકબરના સમયનો શિલાલેખ અને હોસ્પીટલ પાસેનો લગભગ અગ્યારમી-બારમી સદીના શિલાલેખો શ્રી દ્વિવેદીની નોંધવહી પર વરસો અગાઉ ચઢી ગયા છે. જેની તરફ પણ સંશોધક ખાતાનું ધ્યાન એમના તરફથી ખેંચાયું છે.

વળી શ્રી. દ્વિવેદીને વલભીના ધરસેન બીજાનું એક તાંમ્રપત્ર પણ મળેલું છે. એ લગભગ ચૌદસો વર્ષનું જૂનું ગણાય.

આ કહેવાની મતલબ એટલી જ છે કે દક્ષિણ ગુજરાતમાં પણ ઇતિહાસ સામગ્રી મળી આવે છે. એ સઘળી વ્યવસ્થિત રીતે સરળતાથી બહાર આવે એવા પ્રયાસો કરવા માટે ગુજરાતના આ બાબતોમાં રસ લેતા ભાઇઓએ એક યોજના તૈયાર કરી તે દિશામાં કાર્ય કરવાની જરૂર છે.

---

## —સ્વપ્નવિલોપન—

પ્રચ્છન્ન પૃથ્વી[1]

હતો સમય તે મીઠો કલરવે ભર્યો યૌવને,
હતો જીવનનો ઝરો વિપુલ શક્તિ ભર્યો મને,
હતો તનમનાટ શો નયનમાં હતાં નર્તને,
ઉદાર ચરિતે ભર્યાં બધુ હતાં સહુ વર્તને ..

હતી નયનમાં કુંળી, મધુસ્ત્રવી પ્રભા નિર્મળી,
હતી હૃદયમાં ભરી સુરભિ કો મીઠી કોમળી,
હવે નયનનાં ગયાં નયન- શું ગયાં ઓજસે?
હવે હૃદયનું ગયું હૃદય!–શું રહ્યો ના રસે!

હવે શ્રવણના ગયા શ્રવણ શું! નહીં સાંભળું,
ઉદાર ઉરબંસરી ગઇ ફુટી- બળુંને ઝળું!
નથી રસ રહ્યો કંઈ જગત ગોખી આ શું બન્યું?
હવે હૃદયવાલુકા સળગતી ઉડે! એ ગણું?!

અનુષ્ટુપ્

ઇંદ્રધનુ સમી પેલી ગઇ ક્યાં કુંળી કલ્પના,
પ્રેમ શૌર્ય મહાવેદી–રહીશું માત્ર જલ્પના?

ભ્રાતુનો કુસુમાકર

---

૧ માલકોશને રંગતરંગે.

# ડૂબી મરવાને પાત્ર

શ્રી. 'પ્ર.'

પ્રભાતના મંગલ ચોઘડિયે અર્ધું મુંબઇ ગુલાબી ઊંઘ લેતું હોય છે અને અર્ધું તળે ઉપર થતું હોય છે. એ અર્ધામાં સૌથી પહેલા કદાચ દૂધવાળા જાગતા હશે, પછી જાગે છે રેલવાળા ને ટ્રામવાળા, શાકવાળા અને ચાવાળા. પાનવાળા એમની પૂંઠેજ હોય છે. આ બધાથી અલગ તરી આવતો એક બીજો જન-સમૂહ પણ જાગ્યો હોય છે. તે ભદ્રલોકોનો સમુદાય છે. તેઓ દુનિયાદારી કે દુકાનદારીના કારોબાર માટે નથી ઊઠતા. એ ઊઠે છે પરલોકનાં ભાથાં ભરવાં, સમુદ્રસ્નાન કરી પુણ્યકર્મનો સંચય કરવા.

આ પુણ્યકર્મનો જ્યાં સંચય થતો હતો એવા એક સમુદ્રઘાટે એક દિવસ મોટી ગરબડ મચી. ન્હાનારે ન્હાવું છોડ્યું અને પુજારીએ પૂજા, જાપ કરનારનાં જાપ થંભ્યાં ને માળા કરનારની માળા. "શું થયું ? શું થયું ? કોણ ડૂબ્યું ? કોણ ડૂબ્યું ?" બોલતા બોલતા બધા આગળ પાછળ દોડવા લાગ્યા. કચ્છો મારી પાણીમાં પડી ડૂબતાને બ્હાર લઇ આવવાની કોઇ પણ ભક્તે હિંમત ન કરી.

દેવ વા દેવના ભક્તો જ્યારે મદદે નથી ચડતા ત્યારે કદાચ શેતાન સહાય કરે છે અને દયાળુની દયા જ્યારે અમલી નથી બનતી ત્યારે નિર્દયોની દયા વ્હારે ચ્હડે છે. એ દિવસે સમુદ્રસ્નાનને ચોઘડિયે એવું કંઇક થયું. મ્હોડે મ્હોડે 'રામરામ' ઓચરતા લોકો એ ડૂબતા માણસની વ્હારે ન ચડ્યાં. તેમણે 'માત બચાવો બચાવો'ની બૂમો જ પાડ્યા કરી. એમની એ બૂમો સાંભળી એક માછી જે માછલાં મારવાં જેવું ક્રૂર કામ કરવા જતો હતો તે પોતાની જાળને પડતી મૂકી પાણીમાં કૂદી પડ્યો ને ડૂબતાની ચોટલી પકડી બ્હાર ખેંચી લાવ્યો.

તેને લઇને માછી અળગાં પાણીમાં આવ્યો એટલે એ ડૂબનારને મદદ કરવા બધાએ પડાપડી કરી. કોઇએ તેના પગ તો કોઇએ તેના હાથ વા અંગરખું પકડ્યું. જ્યાં લગી જોખમ હતું ત્યાં લગી બધા તીરે ઊભા 'હાય હાય' કરતા હતા પણ હવે તે ન રહ્યું એટલે બધા મદદ કરવાનું માન ખાટવા હરીફાઇ કરવા લાગ્યા પેલા બિચારા માછીના હાથમાં જે એક નાનકડી ચોટલી હતી તેય છૂટી ગઇ. તેને જશની કે મોટાઇની દરકાર પણ ન હતી. કોઇના બાણે ઘવાએલા વાઘને 'મેંને બાઘ મારા મેંને બાઘ મારા'નો પોકાર કરતા ખવાસો રાજદરબારમાં ખેંચી લાવે તેનો પાઠ ભજવતા આ ભક્તજનો માટે તેણે તે રહેવા દીધાં. તે પોતાને 'હિંસા'ને કામે ચાલતો થયો. 'પુણ્ય'નું કામ તેણે આ ભક્ત જનોને કરવા દીધું.

પછી લોકો અર્ધ બેભાન એવા એ માણસને પાસેના જ એક નર્સીંગ હોમમાં લઇ ગયા. નીચે ગરબડ અને હો હા થતી સાંભળી ગુલાબી ઊંઘમાં સ્વપ્ન માણતા દાકતર સાહેબ જાગી ઊઠ્યા, તે તરત જ પોતાનો ઝભ્ભો પ્હેરી લઇ મેડીપરથી નીચે આવ્યા.

'શું છે?'

'સાહેબ એક જણ ડૂબી જતું હતું.'

'પણ મેં એને બચાવ્યું છે.'

'તેં કે મેં? પૂછ મગનભાઇને.'

'તેંય નહિ, એણેય નહિ પણ મેં.' મગનભાઇ બોલ્યા.

દાકતર સાહેબ ચીડાયા, તે બરાડી ઊઠયા. 'આ કંઇ લડવાની જગ્યા નથી, નીકળો બ્હાર.' લડતાં કૂતરાંને ધોકો પાડી 'હડે હડે' કરો ને તે જેમ નાસવા માંડે છે તેમ એ ટોળું વિખરાઇ ગયું.

... ... ... ...

દાકતરે દર્દી પર ઉપચાર શરૂ કર્યા. નર્સની મદદથી તેણે તેને ઊંધો લટકાવ્યો ને પીવાઇ ગએલું પાણી ઓકાવી કાઢ્યું. પાણી બ્હાર નીકળતાં તેનું ફૂલી ઢગ જેવું થયેલું પેટ હેઠે બેઠું. તેમ થતાં છાતીની બખોલમાં દબાઇ ગએલું કાળજું સ્વસ્થાને આવ્યું. એ દબાણે અસ્થિર થયેલું હૃદય શાંત પડયું. દરદીનો શ્વાસ કુદરતી બન્યો. તેની નાડી ઠેકાણે આવી. તેણે આંખ ઉઘાડી.

તેણે આજુ બાજુ જોયું, પ્રથમ નજરે તેને કંઈ સમજ ન પડી. ફરી તેણે આંખ મીંચી અને થોડી વારે ઉઘાડી. આ વખતે તે પૂરા ભાનમાં બોલ્યો.

'દાકતર સાહેબ મને શા માટે બચાવ્યો!'

'મરતાને બચાવવો એતો મારો ધર્મ છે. ભાઇ?'

'પણ હું જીવન કરતાં ડૂબી મરવાને જ પાત્ર છું. હું જીવન કરતાં મરણને જ વધારે લાયક છું?'

'તમે લાગો તો છો સંસ્કારી અને સુખવાસી, છતાં જીવવાપર આટલો બધો અણગમો કેમ?'

'સાહેબ! હું જીવવાનો અધિકારી નથી. હવે હું ઘેર જઈ શું મ્હોડું બતાવીશ?' દરદી હવે તદ્દન સ્વસ્થ થઇ ગયો હતો. તે ઊઠી બેઠો થયો.

'આવું તે કયું પાપ તમે કર્યું છે કે આટલું પસ્તાવો છો?'

'પાપ કદાચ બહુ મોટું નથી પણ એ દૂધના પ્યાલામાં ઝેરના ટીપાં જેવું છે.'

'તમારી ખુશી હશે તો એ ઝેરને નાશ કરે અને દૂધને આગળના જેવુંજ સુખકારી અને અમૃત જેવું બનાવે એવી દવા આપીશ. પણ અત્યારે તો નકામો બબાપો છોડી આ ચા આવે છે. તે પીઓ ને સ્વસ્થ બનો.'

એ પછી ચા આવી. દાકતર પણ દર્દી જોડે ત્યાં બેઠાને જ ચા પાન કરવા લાગ્યા. ચા પીતાં પીતાં બંનેએ પરસ્પર પરિચય કર્યો. બંને વાતોએ વળગ્યા. ને એ વાતમાં ને વાતમાં એ દરદીએ પોતાના પાપની વાતો કરવા માંડી.

... ... ... ...

મારું નામ છે જયંતિલાલ. મારા ચ્હેરા ને કપડાં પરથીજ તમે કહ્યું છે કે હું સંસ્કારી અને સુખવાસી છું. એ વાત ખરી છે. પણ ભણેલો ભૂલે છે તો દશવણ ભૂલે છે તેમ મને અવળબુદ્ધિ સૂઝી ત્યારે હું આંધળો બન્યો. મેં સગાંવ્હાલાંની સોબત કરતાં દારૂની સોબત વ્હાલી ગણી અને એ સોબતમાંથી બીજા અનેક કુછંદોની સોબત લાગે છે તે તો તમે જાણોજ છો.

હા ! એમાં મોટો વાંક મારા કમનસીબનો છે. જો મારા ઘરની સામેજ વિલાયતી ઉપહારગૃહ ન હોત તો મારી આ દશા ના થાત. હું નાનો હતો ત્યારે એ ઉપહારગૃહમાં રમવા જતો. ત્યાં ફોનોગ્રાફ, રેડિયો, ને નાચ થતા તેનું મારે માટે મોટું આકર્ષણ હતું. હું મોટો થતો ગયો છતાં એ આકર્ષણ ન ગયું. એક દિવસ એ આકર્ષણમાં મને 'લોહીના પાણી'–દારૂની મૈત્રિ થઇ.

દુકાન ત્યારે તે રાત માટે બંધ થતી હતી. ઘરાકો ચાલી ગયાં. માલિક પણ નોકર ચાકરને નોંકણી સોંપણી કરી ઊંઘવા ચાલી ગયો. તે પછી બધા નોકરો છૂટ મળતાં મહેફીલ માંડી બેઠા. તે તેમની તરસ છીપાવવા લાગ્યા. હું પથારીમાંથી બાપુની ચોરીથી તે દિવસે ત્યાં નાચ હતો તે જોવા છટકી આવેલો હતો. મેં એક બારીની આડમાંથી જોયા કર્યું હતું. એ ત્રણ કલાક ઊભા ઊભા મેં નાચ જોયો. પછી નોકરચાકરોને પ્યાલામાં રેડી લાલ પાણી જેવું કંઇક પીતા જોઇ મનેય તરસ ઊપડી એટલે હું તેમના તરફ તૃષાર્ત નજરે જોવા લાગ્યો.

તેમાંના ઘણા મને પડોશી શેઠના છોકરા તરિકે ઓળખતા હતા. તેથી તેમણે મને અંદર તેડ્યો. 'લે દોસ્ત ! ગળું ભીનું કર. જોયા શું કરે છે?'

મેં માન્યું કે એ શરબત હશે. વાણિયા છોકરાને તે એ લોકો થોડાજ વટાળવાના છે? એ વિશ્વાસે હું એક જામ 'શરબત' પી ગયો અને તેનો સ્વાદ ખાટો, મીઠો ને તીખો એવો વિચિત્ર લાગવાથી એ કયું શરબત હશે એ વિચારતે ઘરે ગઇ સૂઇ ગયો.

તે ચોઘડિયે જીવનના ગ્રહો જરૂર અવળા હશે નહિ તો મને તરસ છીપાવવા ઘેરે જઇ પાણી પીવું છોડી એ હોટલમાંનું શરબત પીવાની કુબુદ્ધિ ક્યાંથી આવત? એ શરબતમાં શી શી ભેળવણી હતી તે મેં નથી જાણી પણ એક વાત જાણી છે કે એ કોઈ જાદુગરના મંત્રેલાં પાણીથી વધારે જલદ હતું. એ ઉદરમાં પડ્યું ત્યારથી રોજ રાતે હું એ હોટલ તરફ ખેંચાતો રહયો.

રોજ નિશાચર પેઠે હું ચોરીછૂપીથી એ તરસ છીપાવી આવતો. પછી હું મોટો થયો, પિતામાતા ગુજરી ગયાં. હું પરણ્યો ને યૌવનનું અમૃત શરીરની પ્યાલીમાં છલકાવતી પ્રિયતમા ઘરમાં આવી. તેણે એ રસની પ્યાલી મારે હોઠે ધરી. તે મેં ધરાયા લગી પીધી છતાં. લોહીચાટ્યા વાઘની તરસ પેઠે પેલા લોહીના પાણીની તરસ તો નહિ મટી તે નહિ. હું મારી પત્ની નહિ જાણે તેમ એ તરસ છીપાવી આવતો. એવી બેચાર પ્યાલી ગટગટાવી હું આડો અવળો રખડતો ને મોડી રાતે ઘરે આવતો. ત્યાં સુધીમાં મારો નશો ઊતરી જતો.

હોઇ પત્નીને ખબર ન પડતી કે હું તેને છેતરી રહ્યો છું. તે કહેતી 'નાથ! આજે તો બહુ મોડું થયું?'

હું કહેતો 'પ્રિયે! આજે તો સીનેમામાં ગયો હતો.'

'તો એકલા એકલા જોઇ આવ્યા ને? મને લઇ ગયા હોત તો?' તે લાડ કરતી કરતી મને ઠપકો આપતી, ઘડીભર માન કરતી ને પછી મારી કોટે વળગી પડતી. આ વખતે હું મન જોડે નક્કી કરતો હવે તો આ પ્રેમામૃતની શિરાઇ છોડી લાલ પાણીની પ્યાલીને નહિ અડકું, પણ મારો એ નિર્ણય એ મદ્યખાનાનાં બારણાં પાસેથી પસાર થતાં મક્કમ ન રહેતો. કોઇ કામણગારી આંખવાળી માશુકનાં કામણે ખેંચાતો હોઉં તેમ હું તે મદ્યખાનાંઓમાં ખેંચાઇ જતો તે રાતે મારે વળી બીજું બ્હાનું શોધવું પડતું. ને તે મારી ભોળી પત્ની સાચી માનતી.

એવામાં મારા કરમના ભોગે મારી પ્રિયતમા પીયર ગઇ. મારા માથે જે થોડો ઘણો કરપ હતો તેય જતો રહ્યો. એ પાછી ન આવે એટલા દિવસ અહંગ ગરાડી પેઠે ઢીંચી, ઢીંચી એ તરસને કાયમ માટે છીપાવી દેવી ને પ્રિયા આવે ત્યાર પછી તેનું નામ પણ ન લેવું એ ઇરાદે હું જુદાં જુદાં પીઠાંઓમાં ફરવા લાગ્યો. મને ખબર ન હતી કે એ માયાવી તરસ તો જેમ જેમ તેને તરપત કરવા મથીએ છીએ તેમ તેમ વધારે ઊઘડે છે. હું તેના સકંજામાં બરાબર સપડાયો. એ કૂપમાંથી છૂટવાને બદલે હું તેમાં કમરપૂરં ગરક બન્યો.

ગઇ સાંજે મારી પત્ની પિયરથી પાછી આવી. એ આવવાની છે ને મારે તેને સ્ટેશને લેવા જવાનું છે એ જાણવા છતાં મેં લાલ પાણી પીધું, અને તે એક નહિ પણ ચાર પાંચ પ્યાલી. મેં સારાસારનું ભાન ખોયું. પહેલાં તો હું એ ઊતર્યા પછી ઘરે જતો પણ કાલે તો હું સીધોજ ઘરે પહોંચ્યો. અંતરનાં ઊંડાણમાંથી એક અવાજ આવ્યો 'અલ્યા! ક્યાં જાય છે? બધો ભરમ ફૂટી જશે.' પણ મેં તેને દાબી દીધો. કારણ હું ત્યારે મસ્ત હતો. મેં કહ્યું. 'ઘરનો માલિક હું કે મારી વહૂ? હું ખાઉં પીઉં છું તે મારી કમાણીના પૈસાનું. તે કંઇ પિયરથી લાવીને નથી આપતી કે હું તેનો દબાયો રહું.' હું ઘરે ગયો. બહાદુરીનું કામ કરી, મોરો ગઢ જીતીને જતો હોઉંની તેમ હું ઘરે ગયો.

ઘરે પત્ની ઉંબરે ઊભી ઊભી મારીજ વાટ જોતી હતી. કેટલું અકલ્પ્યિયું મને ન જોયેલો હોય તે મારાં દર્શન માટે આતુર હતી. હું દાદર પૂરો ચડ્યો ન ચડ્યો ત્યાં તો તે લાડ કરતી કરતી મારે ડોકે વળગી. પણ જાણે કે તેનો પગ કાંટા પર પડ્યો હોયની તેમ, તે ચમકી ને પાછી હઠી. દારૂની ગંધ મારે માટે તો ગુલાબની હતી પણ તેને માટે તો નર્કની. તે બે ડગલાં પાછળ હઠી ગઇ.

'આ શું?' મારા હોઠ પર તેણે પ્રેમના સુધારસની સુગંધીની આશા રાખી હતી પણ તેને ત્યાં મળી શરાબની દુર્ગંધ.

તેણે બોર બોર જેવડાં આંસુ પાડ્યાં. મેં નફ્ફટ થઇ પૂછ્યું 'કોના નામનો છોકો વાળે છે? આવું આવું મેં ઘણું કહ્યું. હું બોલતો'તો હતો ભાનમાં પણ જાણે ગાંડાની

પેઠે ભકતો હતો. કદાચ મને, મારા ખરા પોતાને દાબી રાખી ત્યારે શરાબનો શેતાન ભૂંકતો હતો.

'આવ! આવ! પ્રિયા આમ આવ, આઘી કેમ નાસે છે? હું કંઇ ભૂત નથી, પ્રેત નથી. તારાં વિરહે કેટલા દિવસથી ઝુરું છું ને તું નાસી જાય છે.' તેને મેં પકડી લીધી, તે ગભરાએલી હરણી જેવી વાઘની પાસે દયાની નજરે તાકી રહી. મેં ગજવામાંથી એક બીઅરની બાટલી કાઢી ને ઉઘાડી. તે મેં તેના તરફ ધરી.

હું બેઠો હતો આરામખુરશી પર ને તેને મેં બળજબરીથી બેસાડી હતી મારા ખોળાપર. તે સાંગોપાંગ ધ્રૂજતી હતી. મેં તેની હડપચી પકડી. "પ્રિયે જરા ચાખી-તો જો. સ્વર્ગનો એ સોમરસ છે ને બહેસ્તનું એ શરબત છે.'

તે મારા ખોળેથી ઊઠી જવા જોર કરવા લાગી. મેં બાટલી તેને હોઠે ધરી. તે વીજળીની પેઠે ચમકી: બાટલી જઇ પડી બારીની બ્હાર ને થઇ ગઇ કટકા. કટકા. તે જઇ ઊભી ઓરડાને ખૂણે.

મને ક્રોધ આવ્યો. મારું અપમાન? અરે મારા અમૃતનું અપમાન? મેં જોરથી કૂદીને મારી પત્નીને લાત મારી. 'કમજાત'! આ બાટલી જેટલા જ તારાયે કટકા કરી નાખું છું.' હું તેનો સ્વામી ન રહ્યો પણ બન્યો દુસ્મન. કોઇ ગૂંડો એક નિરાધાર અબળા પર હલ્લો કરે તેમ હું તેના પર ધસ્યો. તેણે મદદ માટે બૂમ ન મારી. હું તો લાજ ને આબરૂ ઘોળી પી ગયો હતો પણ તેને કુળના માનની પડી હતી. તેથી તેણે કેવલ 'ઓ! ઓ!' કર્યા કર્યું પણ રડારોળ ન કરી.

ઘરનાં માનમર્યાદા જાળવવાનો તેનો એ યત્ન જાણે મને રૂચ્યો ન હોય તેમ હું વધારે ગુસ્સે થયો. 'હતભાગિની! મારે ખોળે બેસી ઇશ્કની પ્યાલી નથી પીવી એમ? ભલે, તું અહીં બેઠી બેઠી રોયા કર, આ હું તો ચાલ્યો. તું નહિતો બીજી.'

કમાડ ઉઘાડી એક મોટી નોટ ગજવામાં મૂકી હું ઘર બ્હાર નીકળ્યો. મેં પાપના પંથે પગલાં માંડયાં.

જયંતિલાલ ને દાકતર બંને વાર્તામાં એક ચિત્ત હતા તે દરમ્યાન જયંતિલાલનો એક મિત્ર તેને શોધતાં શોધતાં ત્યાં આવી બેઠો. તેને તેમણે જોયો નહિ. તે બોલી ઉઠયો.

'જયંતિલાલ! એ પછીની વાર્તા હવે મને કહેવા દે, કારણ ત્યાર પછી તેં જે કર્યું છે તે બેભાન અવસ્થામાં કર્યું છે. એટલે તું તેને પૂરો ન્યાય નહિ આપી શકે.'

એ સાંભળી બંને ચમકયા. 'કયારે આવ્યો શાંતિલાલ?'

'આ થોડી વાર થઇ.'

'તે તને બાકીની વાતની શી ખબર કે તું કહેશે?'

'તારા ઘર છોડવા પછી થોડા કલાકે હું તને શોધવા નીકળ્યો છું ને તારા પગલે પગલે અહીં આવ્યો છું. એટલે મને તેની અથેતીની ખબર છે.'

શાંતિલાલે અધુરી વાર્તા આગળ ચલાવી.

... ... ... ...

'રાતના દશેક વાગ્યા હશે. ઊંઘ આવતી ન હોવાથી હું અગાશી પર આંટાફેરા મારતો હતો. ત્યાં તો મારા પડોશી મને જોઇ ઉપર આવ્યા ને બોલ્યા. 'શાંતિભાઇ! તમારા જયંતિલાલે તો બાપદાદાની આબરૂની હરાજી કરાવી.'.

'હેં!! શું કહો છો ?'

'સાચી વાત. હું જાતે જોઇ આવ્યો છું. 'રંગમહાલ હોટેલ' આગળ ભર રસ્તે તે તેનું લીલામ બોલાવતા હતા.'

'જરા વધારે સ્પષ્ટતા કરો, કાકા!' મેં કહ્યું.

'તો સાંભળ, બધું ઉઘાડું કરીને બોલું છું. તે દારૂ પી લટ્ટુ બની બે ચાર દારૂડિયાઓ સાથે ભર રસ્તા પર લથડિયાં ખાતો હતો ને ફજેતી હજુ ઓછી પડી હશે તેથી તે સારા ઘરની વહુ છોકરીઓ ત્યાંથી જતી હતી તેના પર પડતું મૂકતો હતો.'

આથી વધુ સાંભળવાની મારામાં ધીરજ ન રહી. હું કપડાં પ્હેરી ઊપડ્યો ભાભી પાસે. જઇને જોઉં છું તો તે બિચારી ઢગલો થઇ પડેલી. મેં તેને આશ્વાસન આપી બેઠી કરી અને હિંમત રાખવા કહ્યું. દીવાનખાનાની અસ્તવ્યસ્ત દશા જોઇ હું ચેતી ગયો કે ભાઇસાહેબ અહીં પણ તોફાન કરી ગયા છે.

મને જોઇ ભાભી રડવા લાગી.

'ભાઇ! આ જીંદગી હવે કેમ પૂરી થશે?'

મેં કહ્યું, 'ભાભી હજુ તો પહેલો દિવસ છે. એટલામાં જ હારી ગયાં? આ મુંબઇમાં તો દરરોજ હજાર હજાર સંસારમાં આવી હોળીઓ સળગે છે. વિચાર કરો, એ બાઇઓ એ મારપીટ દરરોજ કેવી રીતે ખમતી હશે?'

ભાભીને શાંત કરી મેં તેને જે ભાવ્યું તે કોળીઆ બે કોળીઆ ખવડાવ્યા ને પછી સુવા કહ્યું. 'તમે સુઇ જાઓ. હું ભાઇને શોધી લાવું.'

હું બ્હાર નીકળ્યો. ત્યારે બારના ટકોરા પડ્યા. જનશૂન્ય શેરીઓ રાત્રીની ભયંકરતામાં વધારો કરતી હતી. મુંબઇના મોટાં મોટાં મકાનોએ કાળા અંધારનો બુરખો ઓઢ્યો હોય તે રાક્ષસ જેવાં દેખાતાં હતાં.

એવામાં મેં એક જણને ગટરમાં ગુલાંટો ખાતો દીઠો. અધરાતના સમે દારૂડિયા વિના બીજો કોણ ખાળોની મુલાકાત લે? મને વ્હેમ આવ્યો જયંતિલાલ તો નહિ હોય? મેં દોડીને તેને બેઠો કર્યો તો એક દાઢીવાળા મીયાંસાહેબ હતા. તેને જોઇ હું ભડકયો.

કુરાનમાં મના કરી છે એટલે કોઈ ખુદાનો બંદો શરાબને 'અડે નહિ એવા અતિવિશ્વાસ પર મુસ્તાક રહેતા ખાનસાહેબો ક્યારે સમજશે કે તેમના મિયાંસાહેબોની દાઢીઓ ગટરમાં સ્નાન કરતી હોય છે.

ત્યાંથી હું આગળ વધ્યો. તો એક ગૃહસ્થ મહોલ્લામાં ગરબડ થતી હતી. તપાસ કરતાં માલમ પડ્યું કે એક દારૂડિયા પિતાએ તેના વ્હાલાં બચ્ચાંને નશાની મસ્તીમાં માળ પરથા બારી બહાર ફેંકી દીધું છે. બિચારાની પગની હાડકી તૂટી ગઈ છે. એ જીંદગીભરનું પાંગળું થઈ ગયું. દાકતર સાહેબ! તમે સાંભળી નવાઇ પામશો કે એ નિર્દય પિતા જાતે પારસી બાવા હતા છતાં, એમના મુરબ્બીઓ સદાસર્વદા કહેતા ફરે છે કે અમે દારૂ પીઈએ છીએ ખરા પણ ગાંડા થતા નથી.

ધોળે દહાડે મુંબઇમાં જે જોવા નથી મળતું તે કાળી રાતે મળે છે. એની મીલોનો કાળો ધુમાડો દિવસે છુપાઇ રહ્યો હોય છે તે રાતે છતો થાય છે. એ જોતો જોતો હું જયંતિલાલને શોધવા લાગ્યો.

મેં બે ચાર બાળકોને એક અંધારી ગલીના ઓટલે રોતાં જોયાં. પૂછપરછ કરતાં તે બોલ્યાં. 'સાહેબ! આખો દિવસ બજારમાં ને અડધી રાત લગી સીનેમા પાસે ભીખ માગી ત્યારે માંડ ચાર આનાનાં ફદિયાં મળ્યાં હતાં તે બાપો ઝૂંટવી ગયો છે ઉ ઉ ઉ.'

અને એ બાપ છોકરાંને ભૂખ્યાં તરસ્યાં રોતાં મૂકી દારૂની શોધમાં ગયો હતો. મને વિચાર આવ્યો. જયંતિલાલને કદાચ છોકરાં થશે તો તેનીય એક દિવસ આવી દશા નહિ થાય?' એ બીપણ ભવિષ્યના વિચાર માત્રે મને અંધારાં આવ્યાં.

ત્યાં તો બીજી એક ગલી આવી. અહીં એક કુભારજા જેવી સ્ત્રી ઓટલે બેઠી બેઠી પોતાના ધણીને એંઠી ગાળો ને શાપો આપતી હતી. મેં તેને શિખામણ આપી 'બ્હેન! સૌભાગ્ય દેવતાને તે અપશબ્દો કેહેવાય?' તેણે અટ્ટહાસ્યથી જવાબ આપ્યો. 'એ દારૂડિયો, દેવાળિયો તે વળી દેવતા! તો કેમ નહિ? મારો હાથ ઝાલનાર સૌભાગ્યદેવ તો વર્ષોથી દારૂના પીપમાં ડૂબી મુઓ છે. આ જે પડ્યો છે તે તો તેનું ભૂત છે.'

આ પતિપત્નીની આ દશા માટે કોણ જવાબદાર છે?

નાગરિક છૂટાપણાના નામે નરકનાં બારણા પણ ઉઘાડાં રહેવાં જોઇએ એવા સિદ્ધાંતનું ગદ્ધાપૂચ્છ પકડનારાઓ આ પ્રશ્નનો જવાબ આપજો.

આમ રખડતાં રખડતાં ને ચિત્ર વિચિત્ર અનુભવ પામતાં પામતાં મને જયંતિલાલ તો ન મળ્યો પણ મળી તેની ભાળ. એક ચોકીદારે કહ્યું. 'તમે વર્ણવો છો તેવો જુવાન આ સામેની ખાણાવળમાં જમતો હતો, સાથે બેચાર દોસ્તો હતા તેની જોડે તે રંગરાગ ઉડાવતો હતો.' હું એ વીશી તરફ ગયો. તે રાતના ત્રણ વાગે તો ઉઘાડી શાની હોય? મેં તેનું પાટિયું વાંચ્યું, વાંચીને ચમકી ગયો. એ હતી ગોસમાટી ને ડબલરોટીની દુકાન. મને રૂંવાટે કંપારી ને ગળામાં ઉલટીની ચળ આવી. શું જયંતિલાલે આ બધું ખાધું હશે? દારૂ! હે દુષ્ટ દારૂ! તું તારા સેવન કરનારને ક્યાંથી ઉપાડી ક્યાં પછાડે છે?

તે થોડે ચાલી એક વાડાના ઝાંપા આગળ આવ્યો. એટલે એક જુવાન ભરવાડણને 'ધનકી ભૂરી માંડી. ચાલ ! ચાલ !' એમ બૂમ મારતી જોઇ રાજાએ તેને ઝાંપો ઉઘાડી આપ્યો.

'કેમ છે ?'

'સારું અમીર બાપજી !' છોકરીએ જમીન સુધી વાંકા વળી સલામ ભરી.

'એઇ !' રાજાએ કહ્યું 'શું બોલી ? હું અમીર નથી હું તો એક મ-મ-મવાલી છું. સમજી ?'

છોકરી હસી અને જતાં જતાં પણ હસતી રાજાએ સાંભળી.

'હું ધારું છું કે' રાજાએ નિશ્ચય કીધો 'લુગડાં જોઇએ તેટલાં જૂનાં નથી જો કે એ ત્રણ ચાર વાર તો પહેરાયેલાં છે. હું ધારું છું કે આ આવે છે તે મવાલી હશે !'

'માફ કરજે' રાજાએ સભ્યતાપૂર્વક પૂછ્યું, 'પણ હું ધારું છું કે તું મવાલી હશે !'

ગામડીઓ ઊભો રહ્યો અને પગથી માથા સુધી ફરીને તેને જોવા લાગ્યો.

'તું મૂરખ છે ? કે તારે માથું ભંગાવવું છે ? તું મને ગાળ દઇ શું કહેવા માગે છે?'

'આ બાબતથી હું તદ્દન અજાણ્યો છું' રાજાએ માફી માગી. 'અમારા પ્રદેશમાં મવાલી નથી.'

'ત્યારે તમે ભાગ્યશાળી,' ગામડીઆએ કહ્યું, 'મારતર તું જો મને ખરેખર પૂછતો હોય તો કહું કે મવાલી કદી કામ કરતો નથી. કામ કરવા મરજી નથી, જે હાથ લાગે તે ઉડાવી જાય અને યાદ રાખજે કે જો કોઇ મવાલી તને રસ્તે મળ્યો, તો તારાં સુંદર કપડાં જશે અને તું ખેતરમાંના ચાડિયા જેવો રહી જશે.'

એટલું કહી તે આગળ ચાલ્યો, અને રાજા દાઢી પર હાથ ફેરવતો ઊભો રહી વિચારમાં પડયો

'હવે મને ખબર પડે છે,' તે નિર્ણય પર આવ્યો. 'મવાલીનો પોષાક આ ગામડીઆ કરતાં પણ ખરાબ હોવો જોઇએ. જો હું મારો બ્હારનો દેખાવ-પોશાક તેમના જેવો કરું નહિ તો હું તેમનામાં ભળી શકીશ નહિ.'

તેથી તે વેલાઓમાં ઘુંટણે ચાલ્યો, ધૂળમાં રગદોળાયો, અને ચોકખા રહી ગયેલા ભાગ પર ધૂળ લગાડવા લાગ્યો. હેટને લાત મારી-તેને ફુટબોલ રમવા ઘણું મન થતું. મવાલી જેવો થયો છે, એમ તેને લાગ્યું ત્યાં સુધી આ વિધિ ચાલુ રાખી.

પછી તે સીટી વગાડતો આગળ ચાલ્યો અને એક ખેતર આવ્યું ત્યાં અટક્યો.

તે જાણતો હતો કે હવે તેને કોઇ ઓળખી શકે એમ ન હતું. ખેડૂતે કહ્યું, 'અહીંથી નીકળ, નહિતર આ કૂતરાને તારા પર છોડી મૂકીશ' પોતાની આ કૃતેહથી ખુશ થઇ તે જતો હતો, એટલે ખેડૂતની સ્ત્રીએ તેને બોલાવ્યો.

'અહીં આવ ! સ્ત્રીએ કહ્યું, 'તારે કંઇ ખાવું છે ?'

'હા, બાઇ' રાજાએ જવાબ દીધો, તેણે વિચાર્યું મવાલીને ભૂખ લાગતી હશે.

'નાસ્તો કરવો છે ?' તેણે પુછ્યું.

રાજાએ વિચાર કરી નિશ્ચય કીધો કે કામ શું છે તે જાણવાની મઝા પડશે. 'હા, બાઇ.' તેણે કહ્યું 'જો બહુ રોકાણ નહિ થાય તો.' 'હા,—વાર નહિ લાગે' તેણે કહ્યું, 'જો તું મન દઈને કામ કરે તો, ધની ! આ માણસને રસોડામાં લઇ જઇ રોટલો આપ ને એનાં કપડાં પરની ધૂળ જરા ખંખેરી નાંખજે.'

સદ્ભાગ્યે કામ કરનાર છોકરીએ ધૂળ ખંખેરવા આગ્રહ નહિ કીધો, તેથી તેનો છૂપો વેશ કાયમ રહ્યો. રોટલો, માખણ તેણે ખૂબ હ્હેજતથી ખાધાં, પછી ઠીક ઠીક છાશ પીધી, ત્યાર બાદ તે કામે લાગ્યો. કામમાં થોડાં લાકડાં વ્હેરવાનાં હતાં. તે કામ તેણે અતિ આનંદથી કર્યું. મહેનત કરવામાં તેને ખૂબ મઝા આવી. તેને હંમેશાં કામ કરવા મન થતું પણ તેને કોઈ કામ કરવા દેતું નહિ. સારૂ કામ જોઇ ખેડૂતની બૈરી ખુશ થઇ, તેને બે આની આપી. (હજી એ બે આની એની પાસે છે.)

'જો, તારે કોઇ વખત આ તરફ આવવાનું થાય અને તારે કામ જોઇતું હોય, તો મારી પાસે આવજે.' સ્ત્રીએ કહ્યું, 'હું જોઇશ કે મારો ભલો ધરવાળો તને કંઇ કામ આપશે.' 'અને બાઇ જરૂર અપાવશે.' ધની બોલી, 'ખેડૂત મુકાદમ અને મહેતાના કહ્યામાં છે. પણ બાઇ તો ત્રણેને કાબુમાં રાખે છે.'

આ ઉપરથી રાજાએ પોતાની નોંધપોથીમાં લખ્યું **રાજા જે પ્રમાણે રાજ ચલાવે છે તેજ પ્રમાણે સામાન્ય માણસ પોતાનો ગૃહસંસાર ચલાવે છે.**

કેટલીક વખત આ લખાણ તરફ તેણે જોયા કર્યું. પછી તેણે બીજી નોંધ ટાંકી.

**કામ અને આરામ વસ્તુત: એકજ છે, કરવું પડે તે કામ નહિ તે આરામ.**

તે સીટી વગાડતો આગળ ચાલ્યો. થોડું ચાલ્યા પછી તે એક ગામ નજીક આવ્યો ત્યાં તેને સ્થૂલ શરીરનો ઉદાર દેખાતો પાદરી મળ્યો. તેણે તેને ઊભો રાખ્યો.

'મને નવાઇ લાગે છે.' પાદરીએ કહ્યું, 'કે રસ્તે જતા ગૃહસ્થ કહું ?' 'અવશ્ય' રાજા કબૂલ થયો.

હાથ ઘસતાં રાજાએ વિચાર કીધો કે 'હવે મારો છૂપો વેશ ફતેહમંદ નીવડ્યો છે.'

'એ રસ્તે જતો માણસ કવિવરનું ઇનામી ગાયન સીટીમાં ઉતારે? તમે સુશિક્ષિત હશો જ!'

'નહિ! નહિ!' રાજાએ કહ્યું, 'હવે તેણે તદન કંઇ ગામડીઆ જેવું ગાયન ગાવા નિશ્ચય કીધો. કોઇક નાટકી ગાયન! માત્ર ચાર વારજ તે નાટક જોવા ગયો હતો. બે વખત જાહેર રીતે અને બે વાર વીર સાથે ખાનગીમાં. છેલ્લી વાત રાણી જાણવા પામી અને તેની એ મુલાકાત અંતની નીવડી.

'મને લાગે છે કે,' પાદરીએ કહ્યું 'હું તમને કંઇ મદદરૂપ નીવડીશ રાયથી રંક પર્યંત અરે મવાલી સુદ્ધાં જુદા જુદા ધંધાવાળા માણસો એકબીજાને મદદ કરવા જન્મ્યા છે, દરેક માણસે ઉત્તમ કામ કરવું જોઇએ, ઉત્તમ સાધન વડે. દાખલા તરીકે આ ઇનામી

ગાયન સીટીમાં નહિ પણ વીણામાં જ શોભે. સંગીત સીટી કરતાં સારૂં છે. ખેડૂત તેનું ઘર ચલાવે, અને રાજા-ઈશ્વર તેને સુખી રાખે, તેનું રાજ ચલાવે.

'રાજા રાજ નહિ ચલાવે' રાજા લાગણીવશ થઇ બોલ્યો, 'બીજા રાજ ચલાવે છે. તેના પર સત્તા ભોગવતી ઘણી વ્યકિતઓ છે.'

'હા. એક કુટુંબના અગ્રેસર પર કુટુંબના નાના માણસો સત્તા ભોગવે. તેમ' પાદરીએ કહ્યું. 'દાખલા તરીકે મારી ભત્રીજી મારૂં ઘર સંભાળે છે. હજાર નાની વાત તેના કહ્યા મુજબ થાય છે, પણ જ્યારે કંઈ અગત્યનો પ્રશ્ન હોય ત્યારે ઘરના મુખીની મરજી મુજબ થાય છે. તેમ રાજા પણ-તેણે તેમ વર્તવું જોઇએ.'

'અરે!' રાજાએ કહ્યું, 'દરબારના અમલદારો! વડો પ્રધાન! રાણી! ખાસ કરીને રાણી-એ બધી તમને ખબર નથી!'

'ઘણી રાણીઓ!' રાજાએ કહ્યું 'દરેક સ્ત્રી એક પુરૂષની તો રાણી ખરી જ. દરેક પત્નિ ઇચ્છે કે તેનો પતિ તેનો ગુલામ બને. હું એમ ધારૂં છું પણ સ્ત્રીને જાણવું અતિ દુર્ઘટ.

'મારો પણ એવોજ અનુભવ છે.' રાજાએ કહ્યું. 'હા, તમે માણસના નસીબના દરેક જન વિષે કહેવા માંગો છો. પણ યાદ રાખો! પૈસાદાર તેટલા દુ:ખી. મવાલી રાજા કરતાં વધારે સુખી ને સ્વતંત્ર છે. પહેલું તેને ફરજીઆત પરણવું પડતું નથી. જ્યારે રાજાને તો પરણવું જ પડે છે.'

'તમે સુખ શાને કહો છો?' પાદરીએ પૂછ્યું, 'કર્તવ્ય કર્યાથી ઉત્પન્ન થતા સંતોષનું સુખ તમે ભૂલી જાવ છો? તમે સ્વતંત્રતા કોને કહો છો? ભલમનસાઇનો નોકર તે શું ગુલામ છે? ભલા દોસ્ત!' પાદરીએ રાજાને ખભાપર હાથ મૂકી કહ્યું 'ખરૂં શું ને ખોટું શું તે વિષે આપણે હજારો વાદ ઉઠાવી શકીએ છીએ; પરંતુ ખરૂં ને ખોટું શું તે આપણે અન્તઃકરણમાં સંપૂર્ણપણે સમજીએ છીએ. તમારા બોલવા પરથી એમ દેખાય છે કે ઇશ્વરે તમને જે દરજ્જામાં મૂકયા છે, તેમાં તમે હાલ નથી. તમે તે દરજ્જામાં ફરી જાવ. શું તે અશકય છે?'

'ના,' રાજાએ કહ્યું, 'હું ત્યાં જઇ શકું એમ છું.'

'તેમ કરવામાં હું તમને કંઇ મદદ કરી શકું એમ છું?' 'નહિ.' રાજાએ કહ્યું.

'ત્યારે?' પાદરીએ ફરીથી ખભા પર હાથ મૂકી પૂછ્યું.

'હું ધારૂં છું કે' રાજાએ કહ્યું, 'તમે રસ્તો સરળ કાપો છો. ઇશ્વર તમારૂં ભલું કરો! સાહેબ! હું તમને ફરી મળીશ-મવાલી તરીકે નહિ.' 'સારૂં!' પાદરી બોલ્યો. 'ઘણું સારૂં! ઉત્તમ! હું ધારૂં છું કે થોડા પૈસા તમને મદદરૂપ થઇ પડશે.'

'તમારો ઉપકાર માનું છું. સાહેબ' રાજા બોલ્યો. 'પણ મારે એ બીનજરૂરી છે, તમારા નામ શિરનામાવાળો કાર્ડ આપો. આપની યાદગીરી માટે.'

'બીનીવેન્ટાના પાદરી.' તે માંધુ માણસે કહ્યું, 'એજ નામ અને એજ સિરનામું. પણ યાદગીરી—' તેણે ગજવું ખોળી કાર્ડ કાઢી પાછળ પેન્સિલથી લખ્યું.

જો તું રાજા હોય તો, ભલો રાજા થજે:
જો તું પાદરી હોય તો, ભલો પાદરી થજે:
જો તું માલિક હોય તો, ભલો માલિક થજે.
જો તું નોકર હોય તો, ભલો નોકર થજે.
**ગમે તેમ બને તેટલો ભલો થજે:**

'લો!' તેણે કહ્યું, 'મારાઉપદેશ અનુસાર હું જ વર્તણૂક રાખી શકતો નથી. પણ માનથી બનતો પ્રયત્ન ચાલુ જ છે. પ્રભુ તમારૂં ભલું કરો!' રાજા સાથે તે હસ્તધૂનન કરી છૂટો પડયો.

રાજાએ કાર્ડ નોંધપોથીમાં મૂકયો અને બીજી નોંધ લખી.

**'ભલા માણસ સાથે હાથ મેળવવો એ રાજાને પણ માનપ્રદ છે.'**

'હું આજે ઘણું શીખું છું.' તેને વિચાર આવ્યો. 'પણ યુનિફોર્મનો હજી કંઇ નિકાલ આવતો નહિ. મારે નિર્ણય પર આવવું જોઇએ.'

તાપ સખત પડતો હતો. તે એક ઝાડના છાંયડા હેઠળ બેસી આ ગૂઢ પ્રશ્ન પર વિચાર કરવા લાગ્યો, અને ત્યાંજ ઊંઘી ગયો. જાગ્યો ત્યારે તેને લાગ્યું કે તેણે લાંબી ઊંઘ લીધી હતી. વખત જોવા માટે ઘડિયાળ કાઢવા જતાં, તેને માલમ પડયું કે સાંકળથી છૂટું કરી કોઇ એ લઇ ગયું હતું.

'હા એ પણ ખરૂં!' તે બોલ્યો, 'તું ચોર હોય તો ભલો ચોર થજે!' પોતાની આ મજાકપર તેને હસવું આવ્યું 'જો હું રાજા નહિ હોત, તો હાસ્યરસપ્રધાન લેખક થાત! બાદશાહી ભાષણ પર હાસ્ય-કટાક્ષ કરત! રાજામાં હાસ્યનો ગુણ હોય તો સારૂં. તેને કંટાળો ઓછો આવે.'

થોડે દૂર ચાલ્યો ને તેણે કંઇ ગડબડ સાંભળી બે બાઇઓ ઉશ્કેરાઇ બોલતી હતી અને શાન્તિથી અડગ રહી એક પુરુષ તેને જવાબ આપતો હતો. વાંકમાંથી સીધા રસ્તા પર આવતાં તેણે એક બુઢ્ઢી વાંદરીને અને બીજી લોહિયાળ ચમકતી આંખવાળી સુંદર છોકરીને એક સિપાઇ સાથે તકરાર કરતા જોયા.

'લાવ! મને આપી દે.' સિપાઇએ કહ્યું.

'હું નહિ આપું.' છોકરી બોલી, 'તે કંઈ તારૂં નથી, મારૂં છે. મને રસ્તામાંથી મળ્યું છે.'

'ત્યારે મારે તને ગેટ પર લઈ જવી પડશે' પોલિસે કહ્યું.

'કેવી સુંદર આંખ!' વાંદરીએ દાંતિયાં કીધાં, 'કોઇ ગૃહસ્થ બાઇનું ઘડિયાળ છે. એ પણ કેવી ગૃહસ્થ દેખાય છે! ગેટપર? ગેટપર લઇ જનારો તું કોણ છે?'

'હમણાં લઇ જઈશ, ત્યારે ખબર પડશે.' પોલિસ બોલ્યો, ' ચાલ, બુઢ્ઢી! તું પણ ભેગેજ ચાલ. ફોજદારને કહેજે કે રસ્તેથી જડયું. છ મહિના મહારાજના કેદખાનામાં ગયેલાં સમજજે.'

'આ ગૃહસ્થાઇ! સભ્યતા!' વાંદરી લવી, ' રાજા થવાનું મજેનું છે! તે લોકપર છવે છે. તેમનું લોહી ચૂસે છે. તેને માટે મહેલ અને લોક માટે જેલ! અને મહારાજાનાં ખચ્ચરો! અમારાં જેવાં ભટકતાં ભિખારી પાસે શું જોઇએ છે?'

'બહુ થયું મા,' પોલિસે સલાહ આપી,' ચાલો. શાન્તિથી ચાલો.'

'એણે નથી લીધું. એને અડકીશ નહિ. અડક નહિ હું કહું છું, નહિ તો છૂરી ભોંકીશ.'

'આમ જો. દાદીને રહેવા દે.' હું તારી સાથે શાંતિથી આવીશ. ડોસી પ્રત્યે નિર્દય નહિ થા.'

છોકરી બાજુ પર ખસી અને જમણો હાથ ઊંચો કરી એકદમ ફેંકયો

'નહિ, એ તારૂં કામ નહિ.' પોલીસે છોકરીનો હાથ પકડી લીધો. 'હું ધારતો હતો કે તારી પાસે છૂરી હશે. છોકરી આમ જો! હું સ્ત્રી પ્રત્યે નિર્દય થવા માંગતો નથી. પણ મારી ફરજ બજાવવાની છે. ચુપચુપ આગળ થા. તેં મારા પર છરીથી હુમલો કરવા કોશિષ કીધી, એ વાત હું ફોજદારને નહિ કહું. એ બાબત મને લગતી છે. તે હું સાંખ-વીશ ખીજી તો મારી ફરજ છે, તે મારે અદા કરવી પડશે.'

રાજાએ કબૂલ રાખી ડોકું ધુણાવ્યું. પોલિસ સારો પોલિસ હતો.

'શું છે?' તેણે પૂછ્યું. ' મારા ઘડિયાળ માટે તમે તકલીફ લો છો? મેં તે આ ગરીબ લોકોને આપી દીધું છે, એ લોકોને થોડા પૈસા આપવાનો મારો વિચાર હતો પણ પાકીટ ઘેર રહી ગયું છે. પક્ષીઓનાં ઈંડાં એકઠાં કરવાનો મને શોખ છે. અને તેની શોધમાં આ ભાગમાં રવડતો હતો તેથી મારો પોશાક ગંદો થઇ ગયો છે'

ઘડિયાળ વિનાનો અછોડો બતાવવા રાજા તરફ પોલિસે જોયું. 'ઠીક! તમે આપ્યું હશે!' તેણે જવાબ આપ્યો, 'તમારા બોલવાની રીતભાત હું–ગૃહસ્થ ગમે તે પોશાકમાં હોય તોપણ તેને પારખી શકું છું પણ સાહેબ આ વાત બહુ રમુજી લાગે છે.'

'હા ખરેખર.' રાજા કબૂલ થયો, 'તમને આખીય વાત કહું તો રમુજી લાગે.'

'એણે મુને કહ્યું કે મને રસ્તેથી જડ્યું છે!' પોલિસ પગને જમીનપર ધીમે ધીમે ઠોકતાં બોલ્યો.

'તે જાણતી હતી કે જો તે એમ કહે કે મને બક્ષીસ મળ્યું છે તો તે તમે માનશો નહિ' રાજાએ કારણ બતાવ્યું, 'પોલિસ! કેટલાક મૂરખાઓ રવડે છે, તેમાંનો હું એક છું.'

પોલિસે દાંત કચકચાવ્યા.

'હા છે ખરા!' તેણે કબૂલ રાખ્યું, 'હું એવા ઘણાને ઓળખું છું. પણ જો કોઇ મૂરખાને જુવાન છોકરી સાથે મોજ ઉડાવવા મન થાય તો, મારે તેમાં વચ્ચે પડવાને જરૂર નથી. કૃષ્ણ, રાધા અને જશોદા માતા–માફ કરજો–ચાલો સાહેબજી!'

'હું તમારી સાથે થોડે સુધી આવું છું.' રાજાએ કહ્યું.

પોલિસથી છૂટો પડ્યો ત્યારે તેણે નોંધપોથીમાં ત્રીજી નોંધ લીધી.

**રાજા કેદખાનાં જ ઉઘાડે અને પરોણાગૃહો નહિ ઉઘાડે તો તેને માટે એ શરમભર્યું છે.**

'જો કે' તેણે વિચાર્યું, 'પેલી બુઢ્ઢી વાંદરી તદ્દન ખરાબ હતી, પણ પેલી કાળા નયનવાળી છોકરી સારી નહિં! આવાં કૃત્યો માટે તેણે શરમાવું જોઇએ. કદાચ એ મારી મૂર્ખતા ઉપર હસતી હશે!'

તેની પાછળ વાડમાં કંઇ ખડખડાટ થયો અને 'આ લો!' કહી તેનાં હાથમાં તેનું ઘડિયાળ મૂકી દેવામાં આવ્યું. માથાપર લાલ છેડો અને કાળાવાળવાળી વ્યક્તિને ત્વરાથી અદ્રશ્ય થતી તેણે જોઇ.

'આહાહા!' તે બોલી ઊઠ્યો. 'ખરેખર ઉત્તમ શ્રેષ્ઠ! આખરે તું ભલી છોકરી નીવડી.'

તેણે થડકતું હાસ્ય અને અસ્પષ્ટ સ્વર સાંભળ્યા.

'ભલી મા!'

'પણ મારી ખાત્રી નથી કે તે ભલીની છે,' તેણે વિચાર કીધો.' કંઇ કહેવાય નહિ. આપણે ધારીએ તેનાં કરતાં લોક વધારે ભલા છે. હું મારી નોંધપોથીમાં નોંધી લઉં.'

તેણે નવી નોંધ લીધી.

**નીચા વર્ગની નૈતિક ચાલચલગત ઉમદા વર્ગના લોક જેવી જ છે. સામાન્યત: સારાં નબળાંની ભેળસેળ, સામાની જેવી ભાવના હોય તે પ્રમાણે બન્ને વર્ગ વર્તે છે.**

**તા. ક.–૧ જો તક આપો તો નહિ ધારેલી જગ્યાએ ભલાઇ જોવામાં આવશે.**

**તા. ક.—૨ વડા પ્રધાન પર અજમાયશ કરીશ.**

પુન: પ્રાપ્ત થએલાં ઘડિયાળે રાજાને જણાવ્યું કે જમવાનો સમય ક્યારનોય વ્યતિત થયો હતો. તેથી તે પીઠીની શોધમાં નીકળ્યો. રસ્તે તેણે એક ગાડાંને ખાઇના કાદવમાં ખૂંચેલું જોયું. બે માંણસ બળદને પરાણીથી મારી ગાડાંને બહાર કાઢવા પ્રયત્ન કરતા હતા.

'એય!' રાજાએ બૂમ મારી, 'એમ ગાડું બહાર નહિ નીકળે. તમે તમારા બળદોને ચલાવી ગાડાંને કાદવમાં વધારે ખુંટાડો છો. બળદને છોડી આ બાજુ પર બાંધો પછી ગાડું ઊંચકી આ સીધા રસ્તા પર આપણે મૂકીએ.'

રાજા ખાઇમાં ઊતરી પડ્યો–સદ્ભાગ્યે તે ઘણી કાદવવાળી નહિ હતી. ત્રણેએ થઇ

ગાડું બહાર કાઢ્યું અને બળદોને પંપાળી ફરીથી જોડ્યા. રાજા પણ જોડે જ ગાડામાં બેસી ગામમાં ગયો.

'મેં કદી નહિ ધારેલું કે ગૃહસ્થો આટલા બધા ઉપયોગી હશે.' એક ગાડીવાળો રાજાની પ્રસંશા કરતો બોલ્યો, અને રાજાએ આની પણ ડાયરીમાં નોંધ લીધી.

## રાજા પણ ઉપયોગી થઈ શકે.

વીશીવાળાએ ધાર્યું કે ગાડીવાળાઓને મદદ કરતાં એનો પોશાક કાદવવાળો થયો હશે. રાજાને જમવા બેસાડ્યો. રાજાને આ ભોજનમાં અપૂર્વ મીઠાશ જણાઈ. તેને માલમ પડ્યું કે ગામડામાં વીશીનો માલીક એક ડાહ્યો પુરૂષ ગણાતો. તેથી જમ્યા પછી તેની સાથે વાતે વળગ્યો. તેણે ધાર્યું કે આની પાસેથી નીચલા વર્ગની ખરી હકીકત જાણી શકાશે. બાદશાહી ચાતુર્યથી તેણે વાત ઉપાડી. વીશીવાળાને તેણે ડાહ્યો માણસ કહ્યો. 'ડાહ્યો ?' વીશીવાળો ઘુરક્યો, 'ના, હું ડાહ્યો નથી, બધા મારી પાસે સલાહ પૂછતાં આવે છે કારણ કે હું સપાટામાં જમીન પર પગ મૂકું છું એમજ વસ્તુનો જલદી નિર્ણય કરું છું. હવામાં પગ રાખી અદ્ધર નહિ ઉભા રહેવાય. ગમે ત્યાં પગ ગોઠવી દો, ક્યાં પગ મૂકો તેની પરવા નહિ કરો, ગમે તેમ ગમે ત્યાં ઊભા રહો એટલી જ વાત.'

'અહા,' રાજાએ કહ્યું, 'પણ બીજા માણસોને ત્યાં ઊભા રહેતાં મુશ્કેલી નડે તેનું કેમ?' રાજાએ યુનિફોર્મનો વિચાર કરી નિઃશ્વાસ નાખ્યો. 'ધારો તમને ત્રણ પત્ની છે. દરેકને એક છોકરું છે. ત્રણેને એકજ, જાતનાં કપડાં પહેરાવવાનાં છે—'

'શા માટે એક જ જાતનાં?' વીશીવાળાએ પુછ્યું.

'ધારો કે તમારે એમ કરવાનું છે. કોઈ ત્રણ પોશાક આપે છે.'

'સમજ્યો' વીશીવાળો કબૂલ થયો 'અલબત્ત ત્રણ છોકરા કે ત્રણ છોકરી, નહિ તો—'

'બધાંય છોકરાં' રાજાએ કહ્યું, 'તમારે રંગ પસંદ કરવાનું છે. એક આ લાલ કહે, બીજી પીળા અને ત્રીજી તપખીરીઆ માટે તરફેણ કરે. તો તમે કયો રંગ પસંદ કરો ?'

'કાળો' વીશીવાળાએ તરત કહ્યું. 'વધારે ડહાપણભર્યો અને વધુ વખત ટકે છે. લાલ કે તપખીરીઆની વાત જ નહિ સાંભળું. હરગીઝ ના સાંભળું. કાળો રંગજ પસંદ કરું.'

'ધારો કે ત્રણે માના પોશાકની પસંદગી માટે અભિપ્રાય લેવાના હોય અને તેની સંમતિની જરૂર હોય!'

'જો સમ્મત નહિ થાય તો પોશાક લાવવાનુંજ માંડી વાળું. એજ ઉપાય!'

'તમે ડાહ્યા પુરૂષ છો,' રાજાએ વીશીવાળાની પ્રશંસા કીધી.

'ફક્ત જલદી છું. એમ કરવાથી મારાં કામ તરત પાર પડે છે. તડફડ નિર્ણય.' વીશીવાળાએ કહ્યું: આ ઉપરથી રાજાએ પાછી એક નોંધ લીધી.

નીચા વર્ગના ડાહ્યા માણસો ધારે છે કે શીઘ્ર અને અડગ નિર્ણયો ખૂબ ગડમથલ કરી ચોક્કસ કરેલા નિર્ણયો કરતાં વધારે સારા છે, અને

સત્તાવાળાઓએ અડગ રહી તેમને અમલમાં મૂકવા. તા. ક.—અલક પર અજમાયશ કરીશ.

તેની રાણીનું નામ અલક હતું. જરા દીર્ઘ સમય વિચાર કરી, રાજાએ ઉપરની નોંધ લીધી. ચાર વાગ્યા હતા અને સેક્રેટરીએ જે જગ્યાએ મળવા કહ્યું હતું તે ચાર માઇલ દૂર હતી. તેથી તેણે એક ગામડિયાએ બતાવેલો સીધો ટૂંકો રસ્તો લીધો. આવો આડકતરો રસ્તો લેવા તેને હંમેશ ઇચ્છા થતી, પણ એમ કરવા તેને પ્રતિબંધ હતો.

આ સીધા રસ્તે ખાસ ગેરલાભો નડતા. તે એક આખલાના પ્રદેશમાંથી જતો હતો. અગર તો રાજાજ આખલાના પ્રદેશમાંથી ગયો. આખલો રાજાને અટકાવવા લાગ્યો, રાજાએ દોટ મૂકી. જન્મથી આજ પર્યંત આવો શ્રમ તેણે કદી વેઠયો નહિ. હનો ટોપી ઊડી ગઇ, લાકડી પડી ગઇ અને ખાડી ઓળંગતાં કાદવમાં ઘૂંટણ સુધી ખૂંતી ગયો. મહા મહેનતે જેમ તેમ નીકળી આખલો તેની તદ્દન નજીક છે તે જોયા વિના આગળ દોડવાનું જારી રાખ્યું. કાંટાવાળી વાડમાં થઇને તે આખરે એક સાંકડી નાળમાં દોડતો પહોંચ્યો અને ત્યાં ઠોકર વાગતાં નીચે પડયો. ત્યાં એક મોટો કદાવર જંગલી માણસ આવ્યો અને રાજાને નાળમાંથી ઘસડતો ઘાસની એક ગંજી પાસે લઇ ગયો. ગંજીમાં તેણે એક બખોલ કરી રાખી હતી તેમાં તેને લઇ ગયો અને બખોલનો પ્રવેશ માર્ગ બંધ કીધો.

'કોઇનો અવાજ સંભળાતો નથી,' તેણે અસભ્યતાથી કહ્યું, 'હું ધારું છું કે તું તેમનાથી છટક્યો છે. જરા ધીમો પડ! શાન્ત થા! અહીં વિશ્રાન્તિ લે! હું પણ તારા જેવીજ દશામાં હતો. ધીરજ ધર. ખૂન કીધું છે? દોસ્ત! કંઇ નહિ, તેં ગમે તે કીધું હોય તો પણ હું તને પોલિસને સ્વાધીન નહિ કરું. મરઘી, સસલું, કે ઇંડાની ચોરી કરતાં પકડાયો? પોલીસ શા માટે તારી પાછળ છે? બોલ, દોસ્ત બોલ'

'નહિ.' રાજાએ ડાચું પહોળું કીધું, 'નહિ...અરે દોસ્ત... હું કેટલાયે માઇલ દોડયો હોઇશ!'—વસ્તુત: તે માત્ર અર્ધો જ માઇલ દોડયો હતો. 'દરેક પળે મને પકડાઇ જવાની ધાસ્તી હતી.' હમણાં પણ તેણે ભયથી આસપાસ જોયું.

'વારૂ,' મવાલીએ કહ્યું, રાજાએ એને ખરો મવાલી ધાર્યો કારણકે તે અતિશય ગંદાં મેલાં કપડાંવાળોને કદાવર હતો. 'અહીં પકડાઇ જવાની ધાસ્તી નથી, અને પકડાશે તો પકડાશે જ. થવાનું તે થશે જ, હું હંમેશ કહું છું કે ચિંતા કરવાથી શું વળે? આમ જો દોસ્ત, હું કંઇ પૂછવા નથી માંગતો પણ—' મવાલીએ વિચિત્ર રીતે રાજા તરફ જોયું, 'તેં રાજાનું નામ સાંભળ્યું છે?'

'શું?' રાજાએ ચીસ પાડી. 'તું મને ઓળખે છે?'

'મારી ખાત્રી છે,' મવાલી બરાડયો, 'મારી ખાત્રી છે કે તુંજ રાજા છે, અને તારા હાથપર તાલુંજ સોહી છે.'

'નાળમાંથી નીકળતાં એ નીકળ્યું હશે,' રાજાએ કારણ દર્શાવ્યું. 'તે તદ્દન મારી નજીક

આવી રહ્યો હતો અને જો હું પકડાયો હોત–દોસ્ત ! વાત ભયંકર છે, જીવલેણ છે. જો તે આપણને અહીં જુએ !'

'અહીં આપણને તે જોઇ નહિ શકે.' મવાલી ઘૂરક્યો. 'તેં કરેલો ગુન્હો કોઇ પણ માણસ કળી જાય એમ છે. પણ–તેણે પોતાની મજબૂત મુક્કી તાકી. તારા જેવાનું સાથી થવાનું મને પસંદ નથી. એક બૈરી તારી ભૂલ કહાડે, તેમાં તું આમ કરે ?'

'પણ ખરી વાત તો'...રાજા કબૂલ કરતાં બોલ્યો.

'ચૂપ ! બસ થયું.' મવાલી ઘૂરક્યો, 'એક શબ્દ બોલ્યો, તો તારું જડબું તોડી નાખીશ.' રાજાના મુખ તરફ તેણે મુક્કી તાકી 'હા, હું કહું તે સાંભળ: હું તને અહીંથી કાઢી નથી મૂકવાનો. મેં હજી સુધી કોઇને પોલિસને સ્વાધીન કીધો નથી. અને કરીશ નહિ.'

'પણ......' રાજાએ આરંભ્યું. હજી તે શ્રમથી હાંફતો હતો.

મવાલીએ તેને હડસેલો મારી ખસેડ્યો અને રાજા કંઇ વિચાર કરી બોલે તે પહેલાં તે ગંજીમાંથી વાડામાં થઇ બહાર ચાલ્યો. રાજા પણ પાછળ નીકળ્યો અને બૂમ મારી.

'આખલો !' તે બોલ્યો, જો, 'પેલો આખલો.'

ગોળીથી વિંધાઇ જખ્મી થયો હોય તેમ મવાલી થંભ્યો, પાછો વળ્યો અને વાડ ઉપરથી જોયું.

'આખલો.' તેણે પૂછ્યું. 'કયો આખલો ?'

'મારી પૂંઠે પડ્યો હતો તે.' રાજાએ સમજ પાડી. મવાલી ખડખડાટ હસ્યો અને પોતાના હાથ અંગ પર અફાળ્યા.

'અરે રામ.' તેણે મોટેથી કહ્યું. 'હું ધારતો હતો કે—'

'પોલિસ,' 'સ્વાભાવિક એમ જ ધરાય.' 'પોલિસથી દૂર નાસવા તારે કંઇ કારણ હશે,' રાજાએ કહ્યું. 'મારે કંઇ એવું કારણ નથી '

'આવ, આવ, દોસ્ત. 'મવાલી બોલ્યો,' 'તું અષ્ટ' પષ્ટ' સમજાવી કાઢવા ધારે છે, પણ તેમાં તારી ભૂલ છે. હવે તું ઊભો છે. ત્યારે હું તને મૂર્ખ નથી ધારતો, પાંચ ફીટ છ ઇંચ કરતાં તારાથી વધારે કુદાતું નથી અને વર્ણન પ્રમાણે તે પાંચ નવ છે

'કોણ ?' રાજાએ પુછ્યું.

વારૂ. મવાલીએ આંખ મારી કહ્યું: હૂં તો રાજા જયસિંહની વાત કરું છું કેટલાક લોકો તેને શોધે છે.

'શા માટે ?' રાજાએ જાણવા માગ્યું.

'તેણે પોતાની સ્ત્રીને મારી નાખી છે.' મવાલીએ કહ્યું. 'મારી ખાત્રી છે કે તેની જીભ બહુ જ લાંબી હતી. તું મને વાતોડિયો ધારતો હશે પણ......' તેણે પોતાનું ખરબચડું માથું ધુણાવ્યું. 'બહુ બોલું છું. હસ્થી ઝાદે... અસભ્ય ધણી પોતાની સ્ત્રીને કોઇ કોઇ વાર મારે પણ........'

'અરે !' રાજાએ કહ્યું. 'મેં તો કદી મારી નથી.'

'ત્યારે તું તેમ તાબામાં કેવી રીતે રાખે છે ?' મવાલીએ પૂછ્યું.

'હું......તેમ......કરી શકતો નથી.' રાજાએ કહ્યું.

'બરાબર છે.' મવાલી બોલ્યો.

પછી રસભરી ચર્ચા ચાલી. રાજા એમ કહેતો કે સ્ત્રીઓને કોઇ પણ વખત મારવી નહિ જોઇએ. અને અમીર ઉમરાવ વર્ગમાં એવી શિક્ષાને સ્થાન જ નથી. મવાલી એમ કહેતો કે બૈરાં વશ કરવાં બહુ મુશ્કેલ છે. મોટે ભાગે તેઓ માર ખાવા યોગ્ય છે. અલબત તેણે કબૂલ કર્યું કે પુરૂષ કરતાં સ્ત્રી કદાવર હોય તો તેમ કરતાં અડચણ પડે ખરી.

'અલબત.' તેણે કહ્યું, 'કદાવર અને ઠીંગુજી વચ્ચે-તફાવત ખરો. હું એમ કહેવા માગું છું કે તમે જેમ બને તેમ મોટા બની કામ કરો અને કેટલીક વાર તમે નહિ ધારો તેટલા મોટા થશો.'

'દોસ્ત !' રાજાએ કહ્યું, 'એ સારૂ તત્વજ્ઞાન છે. એવું મેં કદી સાંભળ્યું ન હતું. ભવિષ્યમાં એ જ આદર્શ રાખીશ. અક્ષરસઃ તેણે પોતાની ડાયરીમાં નોંધ લીધી.

**મવાલીનું તત્વજ્ઞાનઃ બને તેટલા મોટા બની કામ કરો અને કોઇકવાર તમે ધાર્યા કરતાં વધારે મોટા થયેલા જોશો તા. ક:-દરેક વર્ગને લાગુ પડે છે. રાજાને પણ અજમાવીશ.**

સેક્રેટરીએ જે જગ્યાએ આવવા કહ્યું હતું ત્યાં મવાલી રાજાને લઇ ગયો. રાજાએ મવાલીને પોતાની કેટલીક જુદીજુદી છબીઓ-સિક્કા પર પાડેલી, લેવાને સમજાવ્યો. આ પૈસા અત્યાર સુધી મવાલીની ધ્યાન બહાર હતા. જુદા પડતી વખતે સ્નેહની હસ્તધૂનન કરવામાં આવી.

'બહુ આનંદી માણસ હતો, વીર,' રાજાએ સેક્રેટરીને મોટરમાં કહ્યું, 'મહાન યોદ્ધા જેવો હ્હેરી માણસ, સમાજના પ્રશ્ન પર ખાસ કરીને ઘણા સંકુચિત વિચાર ધરાવે છે. સૈનિક તરિકે ગૃહ ચલાવવાના નિયમો તને ગમશે એમ દેખાય છે કે મવાલીઓ પોતાની ધણીઆણી સાથેજ ઘણી જ સખ્તાઇથી વર્તે છે.'

'અહાહા !' સેક્રેટરીએ કહ્યું, 'મહારાજા સાહેબ ! તમે આ ઓવરકોટ પહેરશો ! રાણીજી તમને આ કપડાંમાં જોશે તો—'

'તો મારે તેને જે કહેવાનું છે, તે જલદી કહેવાની તક મળશે.' રાજાએ સ્વસ્થતાથી કહ્યું, તે અટેલી પોતાના હાથ થાબડતો નિરાંતે બેઠો.

'મહરાજાને શું થયું છે તે હું જાણી શકતો નથી.' સેક્રેટરી વડા પ્રધાનને ફોન પર કહેવા ગયો કે. રાજા સાહેબ તમને હમણાને હમણા બોલાવે છે. એ તદ્દન નવા માણસ થઇ ગયા છે.

જમ્યા પછી જ્યારે રાજાના ત્રણ સત્તાધીશોએ તેને બોલતો સાંભળ્યો, ત્યારે તેમણે એમેજ ધાર્યું કારણ કે તે સલાહ લેવાને બદલે સલાહ આપતો હતો.

'રાજ્યના ગરીબ લોકોને માટે-ખાસ કરીને મવાલી ભટકતા ભિખારીઓને આશ્રય

મળે તેવાં અતિથિગૃહો બાંધવાની સ્કીમ તૈયાર કરવા તેણે વડા પ્રધાનને ફરમાવ્યું. 'શરમ ભર્યું છે.' તેણે પોતાના વિચારો પ્રદર્શિત કીધા; 'દૈવત પ્રત્યેની રાજાની ગૃહસ્થાઇ' માત્ર જેલોમાં જ સમાપ્ત થાય છે. આપણે એ પ્રથા બદલવી જોઇએ.'

આવતા અઠવાડીઆમાં વીન્ટાના પાદરીની મુલાકાત લેવાનો પ્રોગ્રામ ઘડી કાઢવા તેણે સેક્રેટરીને ફરમાવ્યું. 'કેટલીક સુંદર વસ્તુઓ તેને ભેટ આપવા સાથે લેજે. મને શંકા છે કે તે લેવાની દરકાર નહિ કરે.'

તેણે રાણીને કહ્યું, 'મારી મરજી છે કે તમે પણ મારી જોડે આવો. તે ઘણી રાણીઓને ઓળખે છે. તે કહે છે કે દરેક પત્ની તેના પતિની રાણી છે. મારી ઇચ્છા છે કે ડબલ કર્વાન પણ તેને મળે.'

રાજા નમ્યો, ના ખુશીથી નહિ. અન્તઃકરણમાં તે પોતાની સુંદર રાજવંશી પત્ની માટે મગરૂર હતો. 'હવે,' તેણે કહ્યું, 'યુનિફોર્મનો સવાલ ખૂબ વિચાર કરી મુખ્ય બાબતનો મેં નિર્ણય કર્યો છે. નાની વિગતો તમે વિચાર કરી એકમત થઇ સંભાળી લેજો.'

પછી મિલિટરિની તરફેણનો પોતાનો અભિપ્રાય આપ્યો.

'અને એ જ નક્કી. ઉેવટે કહ્યું, 'મારી ઇચ્છા છે કે એ ત્વરાથી બની જાય.'

સેક્રેટરી અને વડા પ્રધાને સલામ ભરી રજા લીધી. રાણી બેસી રહી અને રાજા તરફ તાકી જોઇ રહી. રાજા સ્વસ્થ બેસી રહ્યો અને તેને ૬–૧૦ જેટલા ઊંચા થવાની ઇચ્છા થઇ.

'વારૂ.' ઉેવટે મહારાણી બોલ્યાં, 'તારા વિચારથી એ તદ્દન વિરૂદ્ધ છે. મારી ખાત્રી છે તમે ખોટા છો. પણ-તમે મોટા માણસ તરિકે વર્ત્યા.'

રાજા કૂદી બેઠો થઇ પોતાની પત્ની પાસ ગયો અને ખભા પર હાથ મૂકી તેણે ...ટા માણસ થવામાં મને તું મદદ કર એવી દરખાસ્ત મૂકી.

'અલક ! આપણે હળીમળી કામ કરીએ તો બળવાન થઈશું.'

'હા.' રાણી બોલી, 'આપણે દરેકને ઉભયનું સામર્થ્ય મળશે.'

'હું એ નોંધી લઉં' તેણે રાણીને કહ્યું.

રાજના દિવસે દૈવતે શીખવેલા ડહાપણોની નોંધની અંતે તેણે લખ્યું. એ સઘળું તે પોતાની પ્રજાને શીખવવા માગતો હતો.

**પુરૂષ અને સ્ત્રી એક હોય તો દરેકને ઉભયનું સામર્થ્ય મળે છે..**

જો વાર્તામાં સાર હોય તો આ નાનીશી વિચિત્ર કલ્પના ઉેવટનો સાર છે. રાજા, રાણી અને અન્ય લોકો તો કલ્પના માત્ર છે. સાર સત્ય છે અને તે તમને અને મને પણ લાગુ પડે.×

---

× અંગ્રેજી ઉપરથી.

# અક્કલ ટેકરી

૨

## દુનિયાનું મહાન બળ

શ્રી. 'છત્રીવાળા.'

અમારા કસ્બાના વિશાળ તળાવના એક ખૂણામાં એક ટેકરી આવેલી છે. ઉનાળામાં તળાવનું પાણી સુકાઇ જતાં ખૂલ્લી હવાનો લાભ લેવા સાંજરે અમે કેટલાક મિત્રો ત્યાં ભેગા થઇએ છીએ. એકાન્તમાં ત્યાં વિધવિધ પ્રશ્નોની છણાવટ કરીએ છીએ. કોઈ અજાણ્યાના આગમનથી તે સ્થળ સુરક્ષિત હોવાથી ત્યાં ભેગા થયેલા ગ્રહસ્થો કલ્પના પર મર્યાદા મૂક્યા વિના છૂટથી ચર્ચામાં ઊતરે છે અને પોતાની ઉચ્ચતમ બુદ્ધિનું વિના સંકોચે પ્રદર્શન કરે છે. અમારા મંડળના એકાદ સભ્યે એ સ્થળનું નામસંસ્કરણ કર્યું—અક્કલ ટેકરી અને હું સગર્વ કહુ છું કે એ નામ સભ્ય અને બીનસભ્યોમાં અતિ લોકપ્રિયતા પામી ચૂક્યું છે. એ સ્થળમાં માત્ર એક જ ખામી છે. ત્યાં પીપરડીનું એક બુઠું ઝાડ છે, તે કોઈ સભ્ય સાથે આવેલા અતિથિને જાણે જાહેર કરે છે કે 'અક્કલ ટેકરીના સભ્યોની બુદ્ધિ કુંઠિત છે.' કોઇ ખોડ હોય તો તે પૂરવા ઇશ્વર બીજો એકાદ લાભ કરી આપે છે. તેમ ત્યાં હૈયાહોડી વગરનો ઊંડો કૂવો નવાગંતુકને સૂચન કરે છે કે અક્કલ ટેકરીના સભ્યોની ચર્ચામાં ઉતરવું તે તેમાં ઝંપાપાત કરવા સમાન છે !

એક દિવસ સવારથી મારા મનમાં ગડમથલ થતી હતી 'દુનિયામાં સૌથી મહાન બળ કયું ?' અગાધ ચિંતન પછી મારા મન સાથે હું કંઇક નિર્ણય પર આવ્યો. પણ અમારી અક્કલ ટેકરીના સભ્યો સમક્ષ આ પ્રશ્ન રજુ કરી તેમનો મત જાણવા નિર્ધાર કર્યો. તેજ સાંજે અમારું મંડળ ઝામતાં મેં પ્રશ્ન કર્યો, 'દુનિયામાં સૌથી મહાન બળ કયું ?' અમારાં મંડળનો પ્રત્યેક સભ્ય કોઇપણ પ્રશ્નનો તાત્કાલિક તોડ કરી શકે છે. તેમ કરવા માટે તેને વિચાર કરવાની તસ્દી લેવી પડતી નથી. અક્કલટેકરી પર હોય ત્યાં સુધીજ તેણે પ્રદર્શિત કરેલા મતને તે દૃઢતાથી વળગી રહે છે. ત્યાંથી નીકળ્યા પછી શાંતિથી વિચાર કરી સુજ્ઞ બની જવાબ આપે છે. પણ આ સર્વ લેપનો અક્કલ ટેકરી પર હોતાં નથી.

મારા પ્રશ્નના જવાબમાં કનૈયાલાલ તરત કૂદી પડયા 'ભક્તિ.' કનૈયાલાલ શ્રદ્ધાળુ ભક્ત છે. સોડા પીવી હોય તો ધાતુનું પવાલું મંગાવી તેમાં રેડી પીએ છે. કાચનું ગ્લાસ તેમને ન ખપે. એમની પાસેથી બીજા જવાબની કેમ આશા રખાય ? મેં કહ્યું 'એ ઠીક છે. પણ મારે મતે બીજુંજ મહાન બળ છે.'

જવાબો માટે કંઇ ખોટ ન હતી. ફિલસુફ કાકા તરત બોલ્યા, 'પ્રેમ' કાકાની વિદ્વત્તા આગળ મારો વિરોધ કનાચ ન ટકે એટલે મેં અર્ધસંમતિ ભણી કહ્યું, 'પ્રેમ એ મહાન બળ છે એ ખરૂં છે પણ હું કંઇક બીજુંજ કહેવા માગુ છું.'

'જાતિય સંબંધ' અમારામાનાં ઠરેલ, ઓછાબોલા ફુલાભાઇએ કહ્યું. 'ફુલાભાઇ તમે, આવો મત આપશો એમ મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. હું કબુલ કરું છું કે જાતિય સંબંધ એ મહાન બળ છે. દુનિયાના ઇતિહાસમાં એને લીધે ભયંકર લડાઇઓ થઇ છે. મહારાજ્યોની ઉથલ પાથલ થઇ છે, પણ હું કોઇ બીજું જ બળ વિચારી રહ્યો છું. વળી કાકાના ઉત્તરમાં હું તમારા નિર્ણયનો સમાવેશ કરું છું. પ્રેમની ઝીણવટ ભરેલી વ્યાખ્યા ન કરીએ તો તમારો ઉત્તર કાકાના ખુલાસામાં આવી શકે છે.'

ઉત્તરોની ખોટ ન હતી. 'મોટાઇ' નાનાભાઇએ કહ્યું 'મોટાઇને લઇને લોકો મહાન કાર્યો કરે છે,' મેં જવાબ આપ્યો, 'કંઇ પણ લોભ ન હોય ત્યારે માત્ર કીર્તિ લોભથી માણસો મહદ્ કાર્યો કરે છે. પણ એ એવું સર્વવ્યાપક બળ નથી. તેથી એ સૌથી મહાન બળ ન કહી શકાય.' ચમડી તૂટે પણ દમડી ન છૂટે એ સૂત્રે ચાલનાર અમારા જમીનદાર મિત્ર ઇશ્વરલાલ બોલ્યા, 'તમારો પ્રશ્ન કંઇ એવો ભારે નથી (મેં અગાઉ કહ્યું જ છે ને કે અમારી અક્કલ ટેકરીના સભ્યોને કોઇ પણ પ્રશ્નનો ઉકેલ અગમ્ય નથી) 'પૈસો.' મેં જણાવ્યું, "એ પણ ઠીક જ છે. કોઇએ યથાર્થ જ કહ્યું છે કે 'ઇશ્વર સર્વ શક્તિમાન અને પૈસો તેનો પ્રતિનિધિ.' પણ હું કંઇક બીજું જ વિચારી રહ્યો છું.'

મારી ચાલુ નાથી સભ્યો કંઇક વિચારમાં પડી ગયેલા જણાયા. નાનાભાઇએ વળી પાછી બુદ્ધિ દોડાવી, 'આરોગ્ય.' 'આરોગ્ય હોય તોજ સ્ફુર્તિ રહે અને સ્ફુર્તિમાંથીજ કાર્ય જન્મે એ ખરું પણ મારો એ જવાબ નથી.'

પહેલી વારજ ઉત્તરની મુંઝવણમાં પડેલા દાકતરે હનુમાનકૂદકો માર્યો. 'દવા, દવા ય તોજ રોગ નિર્મૂળ થાય,......' દાકતરને તરત જ અટકાવી મેં કહ્યું, 'તમારી વાહીયાત વાતનો કંઇ જવાબ આપવા જરૂર જણાતી નથી.'

કોઇએ કહ્યું. 'આપણા મોટા કાકા હોત તો શું જવાબ આપત, જાણો છો ? તે તો કહેત કે 'બીર'. 'માદક પદાર્થોથી લોકો ઉશ્કેરાટમાં આવી કંઇ ને કંઇ કરી બેસે છે. રજપૂતો અફીણ ખાઇને લડાઇઓ લડયા છે. નશામાંથી કાર્યની ઉત્પત્તિ થાય છે પણ એ સર્વવ્યાપક બળ નથી. દાકતરના જવાબ માફક આ ખુલાસાનો પ્રતિકાર કરવો રહેતો નથી.'

મારી ચાલુ 'ના'થી અમારા મંડળના સભ્યોની અધીરાઇ ઘણી વધી ગઇ હતી હવે તેમને વધારે વખત વિમાસણામાં રાખવા સલાહ ભરેલું ન હતું કારણ કે તેમ કરવા જતાં તેમના તરફથી અનેક હુમલાઓ થવા સંભવ હતો. તેથી મારે મારો નિર્ણય સત્વર પ્રકટ કરવો એજ ઇષ્ટ હતું. તેથી મેં જણાવ્યું. 'રૂઢિબંધન'

મારા ઉત્તરથી સર્વ સભ્યો ક્ષણાર્ધ વિચારવમળમાં ગુંચવાયેલા જણાયા એવી શાંત પળની સુંદર તક સાધી મેં ચાલુ રાખ્યું. 'રૂઢિબંધન ન હોત તો સો એ સીત્તેર પુરુષો તેની પત્નીને છોડી દઇ કોઇ બીજી સ્ત્રી ઘરમાં લાવી રાખત. પણ લગ્ન બંધનમાં જકડાયેલા મને કમને રૂઢિને માન આપી અનેક વિટંબનાઓ અને અણગમો સહન કરી લઇ તેમનું

કુટુંબ નભાવ્યા જાય છે. પત્નીના કર્કશ સ્વભાવથી કંટાળેલો કયો પતિ આવા અકારા બંધનમાંથી મુક્ત થવા ઇચ્છા ન રાખે? પણ રૂઢિ પરવશ તે કંઇ કરી શકતો નથી અને પાનું પડયું નભાવી લે છે.'

મારે શરમ સહ કબુલ કરવું રહે છે કે પત્નીથી મુક્ત થવાની વાતથી અમારા સર્વ સભ્યોના મુખ પર આનંદસૂચક ચિન્હો તરવરી ઊઠયાં પણ હજી મારે વધારે કડવી વાત જણાવવી બાકી હતી 'મેં તમને કહ્યુંને કે સોએ સીત્તેર પુરૂષો પત્નીથી છૂટા થવા ચાહે છે. ખરૂંને? પણ હું દઢતાપૂર્વક માનું છું કે સોએ નેવું પત્નીઓ તેમના પતિથી મુક્તિ માગે છે. પણ બિચારીઓ રૂઢિબંધનના અનાચારથી પરવશ પડી રહે છે.' આ કથન અમારા સભ્યોને ચોંકાવનારૂં જણાયું.

'પહેરવા, ઓઢવા, બોલવા, ચાલવા અને રહેણીકરણી સર્વમાં રૂઢિનું સામ્રાજ્ય છે, લોકો શું કહેશે એવા ભયથી ઘણા કામો આપણે રીતસર અરોપી લઇએ છીએ. આપણી રહેણીકરણીમાં સમાજનાં બંધનો ન હોત તો આપણે સ્વાર્થી, જૂઠા અને ચારિત્ર્યમાં ખામીવાળા લોકોને મોઢા પર કેવું રોકડું પરખાવતા હોત! પણ રૂઢિબંધનને લઇને એમ ભાગ્યે જ થઇ શકે છે.

રૂઢિના બંધનને લઇને કેટલાક મોટા મોટા સમાજવાદી નેતાઓ પણ પિતૃનું શ્રાદ્ધ અને તર્પણ કરાવે છે! જન્મથી મરણ પર્યંત અપાતા સર્વ સંસ્કારોની ગણત્રી કરવા જઇએ તો તો ખાસ્સું મોટું પુસ્તક ભરાય જાય! એની માત્ર કલ્પના જ કરી લો. રૂઢિ-બંધન ન હોત તો, આચારમાં મર્યાદા ન હોત તો કંઇ સ્ત્રીઓ ક્ષણે ક્ષણે પુરૂષોથી આપત્તિમાં મુકાતી હોત. કંઈ બાળકો અનાથ થઇ રખડી જાત!

રૂઢિનું સામ્રાજ્ય' સર્વવ્યાપક છે. તેનો વિસ્તારપૂર્વક અહીં ઉલ્લેખ થઇ ન શકે. તેની માત્ર કલ્પના જ કરી લો, શહેનશાહથી ભિખારી સુધીનો સર્વ કોઇ આ બંધનમાં જકડાએલા છે,

રૂઢિબંધનથી ફાયદા છે કે ગેરફાયદા તે જણાવવાનો મારો હેતુ નથી. માત્ર તેનું સામર્થ્ય જ હું સ્પષ્ટ રીતે જણાવવા માગું છું.'

મારા આ નાનકડા પ્રવચનથી અમારી અક્કલ રેકરીના સભ્યો વિચારમાં પડેલા જણાયા. સામાન્ય રીતે કોઇ પણ દલીલો અમારા સભ્યોને ગભરાવી શકતી નથી. તેઓ ખરી ખોટી કોઇ પણ દલીલ આગળ ધરી ગુંચવણ વધારે છે પણ જ્યારે આ મારા ખુલાસાથી તેઓ વિચારમાં પડયા ત્યારે મને લાગે છે કે હું માનું છું તેના કરતાં પણ રૂઢિનું સામ્રાજ્ય વધારે હોવું જોઇએ.

---

# કૉંગ્રેસ સરકાર

આ મ. પ્રાન્તની સરકારી સંસ્થાઓમાં હિંદુસ્તાની ફરજિયાત કરવાની જાહેરાત કરી છે

સિ સ હિંદુસ્તાન સ્કાઉટ એસોસીએશનનો સ્વીકાર કર્યો છે

(મુંબઇના ગવર્નરે એક યાદી બહાર પાડી સરકારી સમાઓમાં હવે દારૂ નહિ વપરાય એમ જાહેર કર્યું છે)

યુકત પ્રાન્તના કિસાનોને ત્યાંની મહાસભાવાદી સરકારે ૩૦ લાખ રૂ નાહન આપી છે

તાજેરમા ૮૦ મંદિરો હરિજન માટે ખુલ્લા મૂકયા છે

બિહારમા છ લાખ પ્રૌઢ અભણો વાચતા લખતા થયા છે

[કરાચી કોરપોરેશને જે હાટલો હરિજનોને દાખલ કરે તેમનેજ લાયસન્સ આપવા ઠરાવ્યું છે]

મદ્રાસ ધારાસભામા હરિજન મંદિર પ્રવેશ માટે ટ્રસ્ટીઓને સત્તા આપતું બીલ પસાર થયું.

મુ મ ગ્રામવિકાસ માટે ચાલુ વર્ષમા રૂ ૪૫ લાખ કાઢ્યા છે એમાથી દશ લખ ખાતા સચાલન માટે અને બાકીના ૩૫ લાખ ગ્રામ વિકાસ યોજના પાછળ ખર્ચાશે

યુક્ત પ્રાતમા વર્ધા કેળવણીની કુલ ૧૭૦૦ શાળાઓ ૮મી ઓગષ્ટથી ખોલવાનું ગણ્યુ છુ

મુ મ પ્રાન્ત માટે એક મહેસુલી ટ્રીબ્યુનલ નીમી છે

મુ મઇ સરકારે એક યાદીમા જણાવ્યુ છે કે વેચાણ અંગે જે પરવાનાઓ લેવા પડે છે તે હાથ વણાટના કાપડ વેચનારાઓએ લેવાના નથી

અલગ આંધ્ર પ્રાન્તની સ્થાપના સબધમા મદ્રાસ સરકારની અત્યાર સુધી કેટલીક અરજીઓ હિંદી સરકારે નકારી છે વડા પ્રધાન અસરકારક પગલા લેવા વિચારે છે તેઓ આ પ્રશ્ન પ્રથમ કક્ષાનો ગણે છે

મધ્ય પ્રાન્તની સરકારે ૩૬ ઋણ ગહન અદાલતો સ્થાપી છે

સિંધ અને ગુજરાત વચ્ચે પાકી સડક સધાવવાની યોજના ટુંક સમયમા હાથ ધરવામા આવશે

મુ મ ઇલાકાના ઔદ્યોગિક ઝગડાને લગતા કાયદાની રૂએ મજૂર અમલદારોની ફરજ બજાવવા સુરત અને સુરત સુધરાઇના વિસ્તાર માટે એક પ્રાંતિક ઑફિસર નીમ્યા છે.

ગુજરાતમા પટેલો ને તાલીમ આપવાના વર્ગો નીકળશે એ અંગે પ્રાન્ત ઑફિસર દરેક તાલુક પટેલોને એકત્ર કરીને અમુક અઠવાડિયા સુધી વર્ગો ચલાવશે

---

# શિક્ષણ અને સાહિત્ય

જ્યારે 'નવજીવન' આવતું હતું ત્યારે, કેટલોક સમય 'નવજીવન'ની પૂર્તિ તરીકે 'શિક્ષણ અને સાહિત્ય' દર મહિને પ્રસિદ્ધ કરવામાં આવતું, તે આપને યાદ હશે. તેના નામ પ્રમાણે, તેનો ઉદ્દેશ શિક્ષણ સાહિત્યના ક્ષેત્રમાં રાષ્ટ્રીય દૃષ્ટિએ ચર્ચા કરવાનો હતો આજ આપણી પાસે 'નવજીવન' નથી; અને કેળવણીના ક્ષેત્રમાં એટલા બધા મહત્ત્વના પ્રયોગો શરૂ થયા છે તથા પુનર્ઘટનાની વિચારણા ચાલે છે કે, તે બધાને સંગઠિત રીતે રજૂ કરવા તથા વ્યવસ્થિત રૂપમાં ચર્ચા કે વિચારવિનિમય કરવા માટે 'શિક્ષણ અને સાહિત્ય' જેવી પત્રિકાની અતિ જરૂર છે. એટલે, એ પત્રિકાને હવેથી સ્વતંત્ર માસિક તરીકે ફરી શરૂ કરવાનો ઠરાવ અમે કર્યો છે અને તેનો પ્રથમ અંક રેંટિયાબારશને દિવસે બહાર પાડવા નિર્ધાર્યું છે. એમાં અમને બનતો સહકાર તથા સક્રિય મદદ આપવા આપને નમ્રતાપૂર્વક વિનંતિ કરું છું.

આપ જો કેળવણીના ક્ષેત્રમાં પ્રત્યક્ષ કામ કરતા હો કે તેમાં રસ લેતા હો, તો આપના અનુભવો પ્રયોગો તથા વિચારો અમને લખી મોકલવા વિનંતિ છે. શાળાઓના સંચાલકો પોતપોતાની શાળાના, કેળવણીની દૃષ્ટિએ નોંધવાયોગ્ય પ્રયોગો તથા સમાચાર અમને મોકલી શકે. ગુજરાત ભરમાં આજ અનેક કેળવણીકારો પોતપોતાની રીતે કામ કરી રહ્યા છે. આ માસિક તેમના સૌના અનુભવો, પ્રશ્નો, તથા વિચારવિનિમયનું સ્થાન બને એવી અમે આશા બાંધી છે. એ વ્યાપક ઉદ્દેશને ધ્યાનમાં લઈને સૌ પોતપોતાને સ્થાનેથી અમને મદદ કરે એવી અમારી માગણી છે

ખાસ રૂપે આજ આપણે ત્યાં કેળવણીનાં બે અંગોનો પ્રયોગ શરૂ થયો છે; પ્રૌઢ શિક્ષણ અને વર્ધા યોજના પ્રમાણેની મૂળ કેળવણી આ માસિક આ બે અંગો ખીલવવા માટે ખાસ ઉદ્દેશ ધરાવે છે. એટલે એ બે ક્ષેત્રોમાં કામ કરતા શિક્ષકો તથા સેવકગણ અમને પોતાના અનુભવો મોકલતા રહે તો જ આ માસિક પોતાના મુખ્ય ઉદ્દેશને પહોંચી વળી શકે.

આ બે અંગોની સાથે સીધો સંબંધ આપણી પ્રાથમિક શાળાઓમાં કામ કરતા શિક્ષકોનો વિશેષ કરીને છે. મૂળ કેળવણીનો પ્રયોગ તો એમના જ કાર્યને કેવી રીતે સારું ને વ્યાપક તથા રાષ્ટ્રને હિતકારી બને એવું કરવું, એ જ વિચારવા માટે છે પ્રૌઢ શિક્ષણ આપણા પ્રાંતમાં પ્રજાકીય સરકાર થોડો પોતા તરફથી ચલાવવા ધારે છે. એટલે કે, પોતાની પ્રાથમિક શાળાઓના શિક્ષકો મારફતે એ કામ તેઓ ચલાવશે. 'શિક્ષણ અને સાહિત્ય' મુખ્યત્વે આ બે ક્ષેત્રોમાં કામ કરવાનું હોવાથી, એક રીતે જોતાં એ ખાસ કરીને આપણી પ્રાથમિક શાળાઓના શિક્ષકો માટેનું માસિક થશે એમ કહેવાય. અનેક પ્રકારના શિક્ષણ-સુધારના વિચારોથી આ શિક્ષકો આજ વંચિત છે પ્રમાણભૂત અને સત્તાવાર ખબરો એમને ઓછી જ મળે છે. અને એમણે પોતાના શિક્ષણમાં પણ ઘણો ઉમેરો કરવાનો હોય જ છે. વળી પ્રજાકીય સરકારે શા પ્રયોગો આદર્યા છે, શા આદરવા વિચારે છે, ચાલુ તંત્રમાં શા ફેરફાર યોજે છે કે યોજવા ધારે છે—આ બધું શિક્ષકોએ તો બરોબર જાણવું જોઈએ